# નિવેદન



ઇ સ. ૧૯૪૦ ના સપ્ટેમ્બર માસમા ગુજરાતી સાહિત્ય પરિષદના અધિકારીમંડળે નિર્ણય કર્યો કે પરિષદ ગ્રંથાવલિ અને પરિષદના પ્રકાશનોનું પ્રકાશનકાર્ય ભારતીય વિદ્યા ભવન મારફત કરાવવું. વસ્તુત ભારતીય વિદ્યા ભવને જાતે પરિષદના આ કાર્યનો પોતાની પ્રવૃત્તિમા સમાવેશ કરવાનું માગી લીધું હતું તદનુસાર આ પ્રકાશન—ઇ સ ૧૯૩૭ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખ અને ઇ સ ૧૯૩૮ ના જાન્યુઆરી માસની પહેલી અને બીજી તારીખે કરાચી મુકામે મળેલ ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનના તેરમા અધિવેશનનો અહેવાલ અને નિબંધસંગ્રહ—અમે ગુજરાતની સાહિત્ય-રસિક પ્રજા સમક્ષ રજૂ કરીએ છીએ અને એના સંપાદન અને પ્રકાશનમા નિમિત્ત બનવાનો અવકાશ આપવા માટે પરિષદના અધિકારીમંડળનો આભાર માનીએ છીએ

**ભારતીય વિદ્યા ભવન**



## આભાર નોંધ

આ ગ્રન્થ પ્રગટ કરવામાં જેઓએ સીધી યા આડકતરી, એક કે બીજા પ્રકારે જે કાંઇ મદદ કરી છે, તે માટે તે સર્વનો અમે અહીં આભાર માનીએ છીએ.

પ્રકાશક

Published by
Dr Manilal Patel for Bharatiya Vidya Bhavan, Andheri, Bombay
Photo Printed at Nallini Printery Jambulwadi west Bombay, 2.

# અનુક્રમણિકા



## ખંડ પહેલો

(પૃ. ૧–૩૬)


ક્રમાંક — પૃષ્ઠાંક

૧ ગુજરાતી સાહિત્ય પરિષદનું બંધારણ .. ... ૧

૨ ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિનો અહેવાલ
(તા. ૧–૧–૩૪ થી ૩૧–૩–૪૦ સુધી) ... ૨૬


## ખંડ બીજો : અહેવાલ

(પૃ. ૩૭–૧૦૨)


૧ સ્થાનિક પ્રવૃત્તિ—સંમેલન પહેલાં ... ... ૩૯

૨ શ્રીમતી લીલાવતી મુનશીનું ભાષણ ... .. ૪૨

૩ સંમેલનનો અહેવાલ : પહેલો દિવસ ... ... ૫૧

૪ સ્વાગતાધ્યક્ષ શ્રી. ડુંગરશી ધરમશી સંપટનું ભાષણ ૫૨

૫ સંમેલનના પ્રમુખ શ્રી કનૈયાલાલ માણેકલાલ ...
મુનશીનું ભાષણ ... ... ... ૬૭

૬ સંમેલનનો અહેવાલ : બીજો દિવસ · ઠરાવો ... ૯૧

૭ સંમેલનનો અહેવાલ : ત્રીજો દિવસ ... ... ૧૦૦


## ખંડ ત્રીજો

### વિભાગીય પ્રમુખોનાં ભાષણો

(પૃ. ૧૦૩–૩૩૬)


૧ સાહિત્ય વિભાગના પ્રમુખ
શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકનું વ્યાખ્યાન,
'આપણા વિવેચનના કેટલાક કૂટ પ્રશ્નો' ... ૧૦૫

(ગ) ધર્મ અને તત્વજ્ઞાન વિભાગ ( પૃ. ૪૭૯-૫૦૮ )

૧ માત્રાસ્પર્શો ( Sensations )
( શ્રી. અંબાલાલ પુરાણી ) ... ૪૮૧
૨ ૐ અને 'અનુત્તર' ... ... ... ૫૦૭

(ઘ) કલાવિભાગ ( પૃ. ૫૦૯-૫૩૪ )

૧ ભારત–સંગીતનો આરંભકાળ અને સમસ્વર
( શ્રી. મનહરરામ હરિરામ મહેતા ) ... ૫૧૧
૨ હિંદી ચિત્રકલાનો શિષ્ટાચાર ... ...
( શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદાર ) ૫૨૦

(ઙ) પ્રકીર્ણ ( પૃ. ૫૩૫ થી ૫૭૩ ) ... ...

૧ ઇસ્લામી સમયનું ગુજરાતનું વહાણવટું ...
( કાઝી સૈયદ નુરૂદ્દીનહુસેન અહેમદહુસેન ) ૫૩૭
૨ ગુજરાતની ખેતીના વ્યાપક પ્રશ્નો ... ...
( શ્રી. કાન્તિલાલ મથુરાદાસ શાહ ) ... ૫૫૮

પરિશિષ્ટ

ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા–પ્રાચીન અને અર્વાચીન.
( શ્રી. જયભાઇ રાવત ) ... ... ૧–૩૨

સૂચી

*

૨ ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ
શ્રી દુર્ગાશંકર કે શાસ્ત્રીનુ વ્યાખ્યાન
'ગુજરાતી ઐતિહાસિક સાહિત્ય' ૧૨૭

૩ ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ,
શ્રી કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળાનુ વ્યાખ્યાન
'ધર્મ અને તત્ત્વજ્ઞાન' ૧૫૧

૪ કલા વિભાગના પ્રમુખ
શ્રી રવિશંકર મહાશંકર રાવળનુ વ્યાખ્યાન
ચિત્રસૃષ્ટિ' ૧૮૮

૫ અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વિભાગના પ્રમુખ
શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખનુ વ્યાખ્યાન,
નવીન અર્થરચના વિષે વિચાર' ૨૧૧

૬ કેળવણી વિભાગના પ્રમુખ
શ્રી નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટનુ વ્યાખ્યાન,
'આપણી કેળવણી વિષે કેટલાક વિચારો ૨૫૯

૭ પત્રકારિત્વ વિભાગના પ્રમુખ
શ્રી શામળદાસ લક્ષ્મીદાસ ગાંધીનુ વ્યાખ્યાન
ગાંધીયુગની ગુજરાતી પત્રકારિત્વને ફાળો' ૨૭૨

૮ સંગીત વિભાગના પ્રમુખ
પંડિત શ્રી ઓમકારનાથ ઠાકુરનુ વ્યાખ્યાન
સંગીતની શક્તિ' ૩૦૫

## ખંડ ચોથો

### નિબંધસંગ્રહ

( પૃ ૩૨૭–૫૭૩ )

(૧) સાહિત્ય અને ભાષા વિભાગ ( પૃ ૩૨૯–૪૫૪ )

૧ નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય
( શ્રી ભોગીલાલ જ સાંડેસરા ) ૩૪૧

૨ વાર્તાઓમાં ઇતિહાસનો વિપર્યાસ . ...
( શ્રી રામલાલ ચુનીલાલ મોદી ) ૩૯૬

૩ ઐતિહાસિક નવલકથા અને ઇતિહાસ . ..
( શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ ) .. ૩૮૮

૪ 'રાજ્યરંગ' અને નર્મદની ગદ્યશૈલી ..
( શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી ) . ૩૯૫

૫ બ્રહ્માંડવ્યાપિની કવિતા–રેખાના પાંચ સ્વરૂપો ...
( શ્રી મોહિનીચન્દ્ર ) .. . ૪૦૦

૬ પ્રગતિશીલ સાહિત્ય . ...
( શ્રી ભોગીલાલ ગાંધી ) ... ... ૪૧૦

૭ જૈનોની સમસ્ત સાહિત્ય–પ્રવૃત્તિ ઉપર એક દૃષ્ટિપાત
( શ્રી ગોકુળદાસ નાનજીભાઇ ગાંધી ) .. ૪૧૮

૮ લોકગીત અને લગ્નભાવના .. . ...
( શ્રી ચતુરભાઇ શંકરભાઇ પટેલ ) .. ૪૩૦

૯ રણપ્રદેશના સાહિત્યની વિશિષ્ટતાઓ ..
( શ્રી જનકરાય છેલશંકર બુચ ) .. ૪૪૧

૧૦ લિપિવિચાર
( શ્રી હરિલાલ રંગીનદાસ માંકડ ) .. ૪૪૬

૧૧ ઃ–કાર
( શ્રી ગિરધરલાલ લક્ષ્મીશંકર રાવળ ) ૪૫૨

૧૨ ગુજરાતી અને કચ્છી ભાષાનો સંપર્ક
( શ્રી લાલજી નાનજી વકીલ ) ૪૫૩

સોસાયટીઝ્ રજિસ્ટ્રેશન ઍક્ટ (સન ૧૮૬૦ના ઍક્ટ નં. ૨૧)ની રૂએ
તા. ૧૬મી માર્ચ ૧૯૩૩ના રોજ રજિસ્ટર થયેલી

# ગુજરાતી સાહિત્ય પરિષદ

નું

# બંધારણ

### ૧ નામ, હેતુઓ વગેરે

૧. આ સંસ્થાનું નામ " ગુજરાતી સાહિત્ય પરિષદ " રહેશે.

૨. મધ્યસ્થ સભા વખતોવખત ઠરાવે તે સ્થળે આ સંસ્થાનું કાર્યાલય રહેશે.

૩. આ પરિષદ નીચેના હેતુઓથી સ્થાપવામાં આવી છેઃ—

અ (ક) ગુજરાતી ભાષાની અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી અને ફેલાવવી.

(ખ) ગુજરાતી ભાષામાં કે ભાષા વિષે લખાએલાં પુસ્તકો સંરક્ષવા, તૈયાર કરવા, છપાવવાં કે પ્રસિદ્ધ કરવાં.

(ગ) ગુજરાતીઓનું સાહિત્યવિષયક ઐક્ય સંરક્ષવાનાં પગલાં ભરવાં.

આ ઉપરના હેતુઓ પાર પાડવાને માટે જરૂર જણાય તે પ્રમાણે

(ક) પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, છાપખાનાં કે એવી બીજી સંસ્થાઓ નિભાવવાં.

(ખ) અનુકૂળ વખતે સંમેલનો કે પ્રદર્શનો ભરવાં.

(ગ) આવા પ્રકારની સંસ્થાઓ પોતાની સાથે જોડવી, ખરીદી લેવી, પોતામાં ભેળવી દેવી, ઉત્તેજવી અથવા તેમની સાથે સહકાર કરવો, અને ગુજરાતી ભાષાના અને સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપવાના હેતુથી પરીક્ષાઓ લેવી.

(ઘ) ગુજરાતી ભાષાના અને સાહિત્યના પ્રચારને માટે વ્યાખ્યાનોની યોજના કરવી

(ન) આવશ્યક કે ઉપયોગી જણાય તે પ્રમાણે સામયિક પત્રો કે પુસ્તકો છાપવા, પ્રસિદ્ધ કરવા, સપાદિત કરવા, ચલાવવા અગર છપાવવા, અથવા તેવી પ્રવૃત્તિઓ ચલાવવામા મદદ કરવી

(ચ) ગુજરાતી ભાષાને, સાહિત્યને તથા પ્રજાને લગતી સાહિત્ય વિષયક કે ઐતિહાસિક શોધખોળ કરવી કે તે કરવામા ઉત્તેજન આપવુ

(છ) ગુજરાતી ભાષાની, સાહિત્યની તથા ઇતિહાસની અભિવૃદ્ધિને માટે તથા તેના પ્રચારને માટે જે કોઇ વિશેષ કાર્યો કરવાની જરૂર માલમ પડે તે કરવા

(જ) પરિષદના હેતુઓ પર પાડવામા કે આગળ વધરવામા મદદરૂપ થઇ પડે તેવા માગણસર જુમ્માબડોઝો (ટ્રસ્ટ ફડ) સ્વીકારવા

ટીપ –ઉપરના હેતુઓને કારણે (અ) કોઇ પણ સમયે ગુજરાતના કે તેના કોઇ પણ ભાગના વતનીઓ જે માતૃભાષા બોલતા હોય તેનો સમાવેશ 'ગુજરાતી ભાષા' મા થશે અને (આ) આવી ભાષામા લખાએલ સાહિત્યનો સમાવેશ 'ગુજરાતી સાહિત્ય મા થશે પણ તેમા ઉર્દુનો સમાવેશ થશે નહી

**૨ રચના**

૪ પરિષદના સભાસદોના પ્રકાર નીચે પ્રમાણે રહેશે –

(ક) પરિષદો તથા સમેલનોના પ્રમુખો

(ખ) પરિષદે ચૂટેલા દસ સન્માન્ય સભાસદો

(ગ) આશ્રયદાતાઓ એટલે કે જેઓ રૂા ૫૦૦) કે વધારે આપે તેઓ

(ઘ) આજીવન સભાસદો એટલે કે જેઓ પરિષદમા રૂા ૧૦૦) કે સમેલનમા રૂા ૧૫૦) કે વધારે આપે તેઓ

(ક) સામાન્ય સભાસદો; એટલે કે, જેઓ દ્વિવાર્ષિક રૂા. ૪) ભરે તેઓ તથા કોઇ પણ સંસ્થા–સભાસદના પ્રતિનિધિ તરીકે જેના તરફથી દ્વિવાર્ષિક રૂા. ૩) આવે તેઓ.

(ચ) સભાસદ સંસ્થાઓ; એટલે કે, પરિષદના જ હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી જે સંસ્થાઓ દ્વિવાર્ષિક રૂા. ૨) આપે તે.

(છ) ઉપરની પેટા કલમ (ક) થી (ક) સુધીમાં ગત સંમેલનની વિષયવિચારિણી સભાના ન આવી ગયેલા સભ્યો.

ટીપ:-(૧) આજીવન સભાસદો ઉપરાંત પરિષદ અને સંમેલનોના આગલા પ્રમુખો, સામાન્ય સભાસદો અને આશ્રયદાતાઓ પરિષદના સભાસદો ગણાશે.

(૨) આગલી પરિષદો અને સંમેલનોના પ્રમુખોએ અને સન્માન્ય સભાસદોએ વાર્ષિક લવાજમ ભરવું પડશે નહી.

(૩) મધ્યસ્થ સભાને યોગ્ય લાગશે તો રોકડ રકમના બદલામાં બીજા કોઇ પણ સ્વરૂપમાં લવાજમ સ્વીકારી શકાશે.

(૪) ઉપરના વાર્ષિક લવાજમ ઉપરાંત પરિષદના એક કે બીજા હેતુને માટે ખાસ વાપરવા આપવામાં આવતાં દાનો તથા રકમો પરિષદ સ્વીકારી શકશે.

(૫) પરિષદ ભંડોળ સમિતિ આ પરિષદ સાથે એક થઇ ગયેલી હોવાથી એ સમિતિના આજીવન સભાસદો આપોઆપ પરિષદના સભાસદો તરીકે રહેશે.

(ખ) સાધારણ સામાન્ય સભામાં આ નિયમાનુસાર જે કામકાજ થવું જોઇએ તેવું બીજું કોઇ પણ કામકાજ કરવું

(ગ) મધ્યસ્થ સભાના અહેવાલથી ઉપસ્થિત થયેલું જે કાંઇ કામકાજ સાધારણ સામાન્ય સભાને લગતી જાહેરાતોમાં જણાવવામાં આવેલું હોય તે કામકાજ કરવું.

૧૪. કામકાજની શરૂઆતમાં ઓછામાં ઓછા દસ સભાસદો જાતે હાજર નહીં હોય અને તે પૈકીના નિદાન ત્રણ સભાસદો મધ્યસ્થ સભાના સભાસદથી ઇતર ન હોય તો એવી સામાન્ય સભામાં પ્રમુખની ચૂંટણી (જરૂર હોય તો) કરવા સિવાય બીજું કામકાજ કરવામાં આવશે નહીં.

૧૫. સભાસદોની નિશ્ચિત સંખ્યાની હાજરીના અભાવે સાધારણ સામાન્ય સભા મુલતવી રાખવી પડશે તો એ જ કામકાજ કરવાને માટે જે તારીખે, સમયે અને સ્થળે ફરીથી સાધારણ સામાન્ય સભા ભરવાની હશે તેની ખબર સભાસદોને પહોંચાડવામાં આવશે અને તેવી સભ માં ગમે તેટલા સભાસદ હાજર હશે તો પણ તેવું કામકાજ કરી લેવામા આવશે.

૧૬. ઉપર જણાવેલી સભા 'સાધારણ સામાન્ય સભા" ગણાશે અને બીજી બધી સામાન્ય સભાઓ "અસાધારણ સામાન્ય સભા" ગણાશે.

૧૭. અધિકારીઓ અથવા મધ્યસ્થ સભા, પોતાને યોગ્ય લાગે ત્યારે, અને મંડળના ઓછામાં ઓછા પંદર સભાસદોની સહીથી માગણી કરવામાં આવે ત્યારે "અસાધારણ સામાન્ય સભા" બોલાવશે.

૧૮. આવી માગણીમા સભા બોલાવવાનો હેતુ સ્પષ્ટ જણાવવો પડશે, અને તે પરિષદના કાર્યાલયમાં નોંધાવવી જોઈશે.

૧૯. આવી માગણી નોંધાવવામાં આવે ત્યાર પછી એક મહિનામા અધિકારીઓ ત્રણ માસની મુદતની અંદર "અસાધારણ સામાન્ય સભા" ન બોલાવે તો તેવી માગણી કરનારા સભાસદો પોતેજ માગણી નોંધાવવામાં આવે ત્યાર પછી ત્રણ મહિના વીત્યે એવી સભા બોલાવશે.

૨૦. પરિષદના સભાસદોની કોઇ પણ સભામાં લેખી મત લેવાની માગણી કમીમાં કમી બે સભાસદો તરફથી ન થાય તો અમુક

ઠરાવ પસાર થયેલો પ્રમુખ તરફથી જાહેર થાય અને પરિષદના કામકાજના અહેવાલની નોંધપોથીમાં તેવી મતલબની નોંધ લેવાય તો તે ઠરાવની પૂરતી સાબીતી ગણાશે; અને એવા ઠરાવની તરફેણમાં કે વિરુદ્ધમાં કેટકેટલા મત પડ્યા હતા તેના પુરાવાની જરૂર રહેશે નહી

## ૪ મધ્યસ્થ સભા

૨૧. ઉપરની કલમ ૮ ને કારણે

(ક) દરેક બે વર્ષે જુન મહિનામાં મંત્રીઓ મધ્યસ્થ સભા માટે પોતપોતાના પ્રતિનિધિઓની ચૂંટણી કરવા (અ) આશ્રયદાતાઓને તથા આજીવન સભાસદોને, (આ) સામાન્ય સભાસદોને, અને (ઇ) સભાસદ સંસ્થાઓને વિનંતિ કરશે.

(ખ) (અ) વર્ગના સભાસદો દસ (આ) વર્ગના સભાસદો બાર અને (ઇ) વર્ગના કલમ ૮ (ખ) ની રૂએ જેટલા પ્રમાણમા જોઈએ તેટલા પ્રતિનિધિઓની ચૂંટણી કરશે.

(ગ) આ બાબતના વિનંતિપત્રની સાથે છાપેલા મતપત્રો પણ મંત્રીઓ સભાસદોને મોકલશે. જુદા જુદા સભાસદો તરફથી આવેલા મતપત્રો પ્રમુખના અથવા ઉપપ્રમુખના કબજામા રહેશે

(ઘ) પ્રમુખે નીમેલા ચાર મત ગણનારાઓદ્વારા મતની યોગ્ય રીતે તપાસણી કરવામા આવશે, અને આવી ચૂંટણીનુ પરિણામ બધા સભાસદોને યોગ્ય રીતે જણાવવામા આવશે.

ટીપ:—(૧) જે વર્ષે મધ્યસ્થ સભાની ચૂંટણી થાય તે વર્ષે ૧૫ મી મે સુધીમા જે સભાસદોના નામ મંડળની યાદીમા નોંધાએલાં હશે તેમને જ મત આપવાનો અધિકાર રહેશે.

(૨) ઉપર આપેલા (અ) (આ) (ઇ) વર્ગના મતની અનુક્રમે ગણત્રી થશે અને આગલી ગણત્રીમા ચૂંટાએલા પ્રતિનિધિને બીજી ગણત્રીમાં ઉમેદવાર ગણ્યા વિના મત ગણાશે.

૨૨. ઉપરની કલમ ૨૧ માં જણાવ્યુ છે તે પ્રમાણે મધ્યસ્થ સભાની નિમણૂક જે વર્ષે થાય તે વર્ષે એક માસની અંદર જુના અધિકારીઓ

૫. સર્વ પ્રકારનાં લવાજમ અગાઉથી લેવામાં આવશે. અને કલમ ૪ ટીપ (૨) માં ગણાવેલા સભાસદો સિવાય એ લવાજમ આપ્યા પહેલાં કોઇ પણ વ્યક્તિ સભાસદના અધિકાર ભોગવી શકશે નહીં.

૬. સભાસદે છૂટક છૂટક આપેલી રકમોના કુલ સરવાળાને આધારે વર્ષની શરૂઆતમાં સભાસદનો પ્રકાર કરવામાં આવશે.

૭. પરિષદને લગતી બધી બાબતોની વ્યવસ્થા કરવાને માટે મધ્યસ્થ સભા નીમાશે.

૮. મધ્યસ્થ સભા નીચેના ગૃહસ્થોની બનશે—

(ક) આગલી પરિષદો તથા આગલા સંમેલનોના પ્રમુખો.

(ખ) પરિષદના સઘળા સન્માન્ય સભાસદો.

(ગ) પરિષદના આશ્રયદાતાઓએ અને આજીવન સભાસદોએ ચૂંટેલા દસ સભાસદો.

(ઘ) પરિષદના સામાન્ય સભાસદોએ ચૂંટેલા બાર સભાસદો.

(ઙ) સભાસદ-સંસ્થાઓએ ચૂંટેલા પાંચ અથવા દશથી વધારે સસ્થા સભાસદો હોય તો દર બે સંસ્થા દીઠ એક-જેટલા સભાસદો

(ચ) ગત સંમેલનની વિષયવિચારિણી સભાએ પોતાના સભ્યોમાંથી ચૂંટેલા બાર સભાસદો.

(છ) પરિષદના બધા જીમ્મેદારો.

ટીપઃ-(૧) વિષયવિચારિણી સભાએ ચૂંટેલા સભાસદો, પછીનું સંમેલન ભરાઇને નવી ચૂંટણી કરે ત્યાં સુધી ચાલુ રહેશે.

(૨) છેલ્લા સમેલનના પ્રમુખ પોતાના હોદ્દાની રૂએ પરિષદના, તથા મધ્યસ્થ સભાના પ્રમુખ ગણાશે. પ્રમુખે રાજીનામું આપ્યાને લીધે અગર બીજા કોઈ કારણસર એમની જગા ખાલી પડે તો આગલા સંમેલનના પ્રમુખ ઉત્તરોત્તર તે સ્થાન લેશે.

(૩) કોઇ સન્માન્ય સભાસદ સભાસદ મૃત્યુ પામશે કે રાજીનામું આપશે તો પરિષદ તેની જગ્યાએ બીજા કોઇની કે વધુ મને નિમણૂક કરશે.

(૪) ચૂંટેલા સભાસદો પરિષદના સભ્ય હોવા જોઇએ, પણ જે વર્ગ ચૂંટણી કરનો હોય તે જ વર્ગમાંનો પોતાનો પ્રતિનિધિ ન હોય તો તે બાધકર્તા નથી.

૯. પરિષદની કાર્યવાહક સમિતિ નીચેના અધિકારીઓની બનશે.

(ક) છેલ્લા સંમેલનના પ્રમુખ.

(ખ) ઉપપ્રમુખ.

(ગ) ૭ મંત્રીઓ.

(ઘ) બે ખજાનચીઓ.

**૩ પરિષદની સામાન્ય સભા.**

૧૦. મધ્યસ્થ સભા ઠરાવે તે સમયે અને તે સ્થળે દર વર્ષે કમીમાં કમી એક વખત પરિષદની સામાન્ય સભા ભરવામાં આવશે, પણ જે વર્ષે સંમેલન ભરાવાનું હશે તે વર્ષે સંમેલન ભરાતા પહેલાં કમીમાં કમી એક પખવાડિયા પહેલાં પરિષદની સભા ભરવામાં આવશે.

૧૧. (ક) સામાન્ય સભાનું સ્થળ, તેની તારીખ અને તેનો વખત તથા ખાસ કામ હોય તો તેવા કામનો પ્રકાર દર્શાવનારી જાહેરાત (નોટિસ) પરિષદના બધા સભાસદોને ટપાલ મારફતે કે બીજી કોઇ રીતે ત્રીસ દિવસ અગાઉ પહોંચાડવામાં આવશે.

(ખ) નોંધાએલા સરનામે ટપાલ મારફત સભાસદને મોકલાએલી જાહેરાત નિયમસર ગણાશે.

૧૨. આવી જાહેરાતમાં જણાવવામાં આવેલા કામકાજના સંબંધમાં જો કોઇ સભ્યને કંઇ પ્રશ્નો પૂછવા હોય યા ઠરાવો લાવવા હોય તો તેણે તેની લેખી ખબર સભાની તારીખથી ઓછામાં ઓછા વીશ દિવસ અગાઉ મંત્રીને આપવી.

ઉપર પ્રમાણે ખબર મળતાં મંત્રી લાવવામાં આવનાર ઠરાવોની ખબર ઓછામાં ઓછા સાત દિવસ અગાઉ સભ્યોને પહોંચાડશે.

૧૩. સાધારણ સામાન્ય સભામાં નીચે મુજબનું કામકાજ થશે:-

(ક) મધ્યસ્થ સભાએ રજુ કરેલો અહેવાલ તથા તપાસાવી તૈયાર કરેલો હિસાબ વિચારી મંજુર કરવો.

પોતાના અધિકારકાળની પરિષદની પ્રવૃત્તિનો અહેવાલ મધ્યસ્થ સભાના નવા ચૂંટાયેલા સભ્યોને મોકલશે.

(અ) મધ્યસ્થ સભા દર વર્ષે ઑગસ્ટ માસમાં પોતાની સામાન્ય સભા ભરશે અને તેમાં નીચેનું કામકાજ કરવામાં આવશે —

(ક) રીતસર તપાસવામાં આવેલો હિસાબ વિચારવો અને મંજુર કરવો અને

(ખ) પ્રમુખની મંજુરીથી બીજું જે કાંઈ કામ સામાન્ય સભા સમક્ષ રજુ કરવામાં આવે તે.

(આ) મધ્યસ્થ સભાની સભામાં કામકાજ થઈ શકે તેટલા માટે દસ સભાસદોની હાજરી હોવી જોઈએ.

ટીપ:—તદુપરાંત અધિકારીઓ જ્યારે બોલાવે ત્યારે, અથવા મધ્યસ્થ સભાના દસ સભાસદની ઇચ્છાથી મધ્યસ્થ સભા મળશે.

૨૩. મધ્યસ્થ સભા તથા કાર્યવાહક સમિતિ પોતપોતાના અધિકારની મર્યાદામાં રહી પરિષદનો સર્વ વહીવટ કરશે અને તે અર્થે બીજા કામો ઉપરાંત પરિષદના નામે (૧) આવશ્યક પ્રવૃત્તિઓ શરૂ કરશે અને ચાલુ રાખશે, (૨) પરિષદથી નિભાવાતી સંસ્થાઓને માર્ગ દર્શાવશે, તેમના ઉપર કાબુ રાખશે, (૩) ભંડોળ અથવા જે સદર જામીનગીરીમાં ભંડોળનાં નાણાં રોકાયાં હશે તે ભેગાં કરશે, લેશે અને વેચશે, રોકશે, તેમનો નિકાલ કરશે અને ખર્ચશે, અને (૪) પરિષદને નામે કોઈ સ્થાવર મિલકત મેળવશે, ખરીદશે, વેચશે, ગીરો મૂકશે અથવા સમરાવશે કે ફરીથી બંધાવશે, અથવા બીજી રીતે લેવડદેવડનો નિકાલ કરશે.

૨૪. ઉપરની કલમ ૨૩ માં આપેલી સામાન્ય સત્તાને, કે બંધારણની રૂએ આપવામાં આવેલી બીજી સત્તાને બાધ ન આવે એવી રીતે મધ્યસ્થ સભા નીચેની સત્તાઓ ભોગવશે, એમ સ્પષ્ટ કરવામાં આવે છે —

(ક) પરિષદની સમિતિઓને લગતા ઉપનિયમો અને કાનુનો બાંધવા, બદલવા અથવા રદ કરવા.

(ખ) દર વર્ષે અંદાજપત્ર તૈયાર કરવું અને સામાન્ય સભા સમક્ષ તે રજૂ કરવું

(ગ) પોતાના હાથમાંનાં નાણાં અને ભંડોળ સંબંધમાં પાવતીઓ આપવી, તે કબજામાં રાખવાં આપવાં, મોકલવાં, તેમનો વહીવટ કરવો અને તે ખર્ચવા બાબતની વ્યવસ્થા કરવી, અને બીજી રીતે આ બંધારણમાં જણાવેલાં પરિષદના હેતુને પાર પાડવા.

(ઘ) પરિષદ તરફથી આવશ્યક ને યોગ્ય લાગે તે પ્રમાણે દાવા માંડવા, દાખલ કરવા, ચલાવવા અને બચાવ કરવો; અને જેને રીતસર અધિકાર આપ્યો હોય તેને પરિષદ તરફથી દાવો કરવા સંબંધી દરેક અધિકારપત્ર કરવાની, આપવાની, તેના ઉપર સહી કરવાની અને તેનો અમલ કરવાની સત્તા રહેશે.

(ડ) વાર્ષિક આવકમાંથી અને બચતમાંથી યોગ્ય લાગે તે રકમ કાયમ ભંડોળમાં જમા કરાવવી.

(ચ) સામાન્યતઃ પરિષદના સામાન્ય કામકાજ પરત્વે અથવા આ બંધારણની રૂએ અપાએલી બધી કે કોઇ પણ સત્તાના અમલ પરત્વે આવશ્યક ગણાય તેવી મંજુર થએલી કે અધિકૃત બધી બાબતો અમલમાં મૂકવી, મંજુર કરવી, કે અધિકૃત કરવી.

(છ) મધ્યસ્થ સભા જે પ્રવૃત્તિઓ યોજશે તેની રૂપરેખા પરિષદ આગળ રજુ કરશે

૨૪ (અ) આગામી સંમેલન મળવાના ૭ મહિના અગાઉ મધ્યસ્થ સભા સંમેલનના પ્રમુખ તરીકે ચુંટાવા યોગ્ય ચાર વ્યક્તિઓનાં નામો સૂચવશે.

## ૫ અધિકારીઓ

૨૫ (૧) દર બે વર્ષે પરિષદ મધ્યસ્થ સભાના સભ્યોમાથી એક ઉપપ્રમુખ, ચાર મંત્રીઓ અને બે ખજાનચીઓ ચૂંટી કાઢશે.

(૨) જે વર્ષે મધ્યસ્થ સભાની ચૂંટણી થાય તે વર્ષે જુન મહિનામાં મંત્રીઓ અધિકારીઓની ચૂંટણી કરવા પરિષદના સભાસદોને મતપત્રો ટપાલથી મોકલી આપશે.

(૩) મતપત્રો ઉપર નવી મધ્યસ્થ સભાના સભ્યોનાં નામ છાપવામાં આવશે

(૪) સભાસદો તરફથી આવેલા મતપત્રો પ્રમુખ કે ઉપપ્રમુખના કબજામાં રહેશે.

(૫) મતોની તપાસણી પ્રમુખે નીમેલા ચાર મત ગણનાર કરશે.

(૬) ઉપર આપેલા અધિકારીઓના મતની ગણત્રી અનુક્રમે થશે, અને આગલી ગણત્રીમાં ચૂંટાએલા અધિકારીને બીજી ગણત્રીમાં ઉમેદવાર ગણ્યા વિના મત ગણાશે.

૨૬. પરિષદના હેતુઓ પાર પાડવા મધ્યસ્થ સભાના ઠરાવ અનુસાર અધિકારીઓ પ્રવૃત્તિ યોજશે અને તેમની જુમ્મેદારી સંયુક્ત રહેશે

૨૭. સંસ્થાના કામકાજ ઉપર અને તેની આંતરિક વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાની અને કાબૂ રાખવાની, નિયમસર વર્તન રાખતા જોવાની, અને મધ્યસ્થ સભાની અનુમતિથી નોકરો નીમવાની અને બરતરફ કરવાની, તેમને કરવામાં આવેલી સજા કાયમ રાખવાની, ઓછી કરવાની કે રદ કરવાની સત્તા મધ્યસ્થ સભાને રહેશે.

૨૮. અધિકારીઓના અધિકારકાળ દરમ્યાન કોઇ અધિકારીના મૃત્યુથી કે રાજીનામાથી કોઇ જગ્યા ખાલી પડશે તો મધ્યસ્થ સભા બીજા કોઈ સભાસદની નિમણૂક કરીને તે જગ્યા પૂરશે; અને અધિકારીની ખાલી પડેલી જગ્યા ઉપરની રીતે પૂરાય ત્યાં સુધી બાકીના અધિકારીઓ પોતાની સત્તાનો અમલ કરશે.

૨૯. કોઇ પણ અધિકારી પરિષદના અસ્તિત્વને હાનિ કરે એવી રીતે વર્તતો હોય અથવા તેણે ભારે ગેરવર્તણુક ચલાવી હોય તો તે કારણસર બોલાવેલી મધ્યસ્થ સભાની વિશેષ સભામાં હાજર રહેલા સભાસદોની ⅔ બહુમતીથી તેવા અધિકારીને કાઢવાની સત્તા સભાને છે.

૩૦. પરિષદની અને મધ્યસ્થ સભાની બધી સભાઓમાં પરિષદના પ્રમુખ કે તેમની ગેરહાજરીમા ઉપપ્રમુખ પ્રમુખસ્થાન લેશે. ઉપર્યુક્ત બન્ને અધિકારીઓની ગેરહાજરીમા તે પ્રસંગને માટે સભા પોતાના પ્રમુખની ચૂંટણી કરી લેશે.

૩૧. મધ્યસ્થ સભાના સભાસદો અને અધિકારીઓ નવેસર નીમાઇને જૂના અધિકારીઓ તથા સભાસદો પાસેથી તેમના કામનો

હાથો લેશે ત્યા સુધી જૂના અધિકારીઓ તથા સભાસદો ચાલુ રહેશે, અને નવીન મધ્યસ્થ સભા અને અધિકારીઓ નીમાશે ત્યા સુધી જૂની મધ્યસ્થ સભા તથા જૂના અધિકારીઓ ચાલુ રહેશે

૩૨ અધિકારીઓ મધ્યસ્થ સભાના તેમજ પોતાના કામકાજનો અહેવાલ રાખશે અને તેમા નીચેની બાબતો દાખલ થશે :–

(ક) પરિષદની, મધ્યસ્થ સભાની કે અધિકારીઓની કે તેની કોઈ ઉપસમિતિની દરેક સભામા હાજર રહેલા સભાસદોના નામ

(ખ) પરિષદની, મધ્યસ્થ સભાની, અધિકારીઓની અને તેની ઉપસમિતિઓની સભાઓને લગતો વિગતવાર અહેવાલ તથા તેમા પસાર થએલા ઠરાવો

## ૬ મિલ્કત અને નાણાંનો હિસાબ

૩૩ પરિષદ કડચામા જાય અથવા કામ કરતી બધ થાય ત્યારે તેના સર્વ પ્રકારના દેવા ચૂકવાઇ જાય ત્યારપછી કાઇ પણ મિલ્કત સિલકમા રહેશે તો તે પરિષદના સભાસદોને વહેચી આપવામા આવશે નહિ, પણ પરિષદ બધ થાય તે વખતે કે તે પહેલા પરિષદના સભાસદો નક્કી કરે અથવા તેમ નહિ તો મુબાઇની ન્યાયાધિકારી સદર અદાલત ( હાઇ કોર્ટ ) પોતે સાધારણ અસલ દિવાની હકુમતમા નક્કી કરે તેવી, પરિષદના હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી સસ્થાને કે સસ્થાઓને સોપી દેવામા આવશે

૩૪. વખતોવખત જ્યારે આવશ્યક કે સલાહભર્યું લાગશે ત્યારે પરિષદના બધા રોકડ ભંડોળો પ્રમુખ, ઉપપ્રમુખ અને એક મંત્રી એમ ત્રણના સયુક્ત નામે અધિકારીઓ પોતાને યોગ્ય લાગશે તે રીતે અનામત રાખશે કે બેકમા મૂકશે, પરતુ માત્ર ત્રણ હજાર રૂપિયાની રકમ ચાલુ ખર્ચને માટે ખજાનચીઓના નામે મધ્યસ્થ સભા બેકમાં પોતાની મુનસફીથી રખાવી શકશે

૩૫ પરિષદની માલીકીની બધી સ્થાવર મિલ્કત તથા જુમ્મા-ભડોળો જુમ્મેદારો ટ્રસ્ટી–ના સયુક્ત નામ ઉપર રહેશે

૩૬ (ક) પરિષદના જુમ્મેદારોની સખ્યા ત્રણ કરતા ઓછી કે પાચ કરતા વધારે રહેશે નહિ (ખ) તેમનામા કોઇ જગ્યા ખાલી પડશે તો

બાકીના ચાલુ જુમ્મેદારો નવા જુમ્મેદારોની નિમણૂક કરી લેશે અને એવા નવા જુમ્મેદારોની નિમણૂક થયા પછી તેવો નવો જુમ્મેદાર જુમ્મેદારોના કામકાજના અહેવાલની નોંધપોથીમાં પોતાની નિમણૂકનો સ્વીકાર કર્યા બદલ સહી કરશે. પરિષદની મિલકત તથા જુમ્માબંડોળો બાકીના જુમ્માબંડોળો બાકીના જુમ્મેદારોમાં તથા એ રીતે સ્વીકારની સહી કર્યા પછી નવા જુમ્મેદારોમાં સ્થાપિત ( Vest ) થયેલી ગણાશે.

૩૭. પરિષદની સંસ્થાઓના નિભાવ માટે તથા કામકાજ પરત્વે થતો બધા પ્રકારનો ખર્ચ તથા મધ્યસ્થ સભાએ મંજુર કરેલી બીજી બધી રકમ આ ભંડોળમાંથી અપાશે.

૩૮. કોઇ રકમ, ભંડોળ કે મિલકત મળ્યા બદલ જે પાવતી લખી આપવામાં આવે તેના ઉપર ખજાનચીઓ પૈકીના એકે સહી કરી હશે અને મંત્રીઓએ અથવા તો તેઓમાંના એકે સામે સહી કરી હશે તો તેવી પાવતી પરિષદ તરફથી અપાએલી રીતસર પાવતી લેખાશે

૩૯. પરિષદને મળેલાં અને પરિષદે ખર્ચેલાં બધાં નાણાંનો તથા જે બાબતોને માટે આવી રકમ મળે કે ખર્ચાય તે બાબતોનો, તેમ જ પરિષદની મિલકતનો, લેણાનો અને દેવાનો ખરો હિસાબ અધિકારીઓ રીતસર રાખશે.

૪૦. હિસાબના ચોપડા પરિષદના કાર્યાલયમાં અથવા અધિકારીઓને યોગ્ય લાગશે તે સ્થળ કે સ્થળોએ રાખવામાં આવશે.

૪૧. મધ્યસ્થ સભા દર વર્ષે એક વખતે સાધારણ સામાન્ય સભામાં પરિષદના હિસાબનો અહેવાલ તથા પરિષદની આર્થિક સ્થિતિ સંબંધી તેમજ પોતાની નિમણૂકના છેલ્લા બાર માસ દરમ્યાન પોતે કરેલા કામકાજ સંબંધી પોતાનો અહેવાલ રજૂ કરશે

૪૨. સમય અને સ્થળ પરત્વે યોગ્ય બંધનો મધ્યસ્થ સભા વખતોવખત ઠરાવે તેને પાત્ર રહીને હિસાબના બધા ચોપડા તથા બીજા ખતપત્રો સભાસદોને જોવા મળી શકશે

૪૩. પરિષદે સામાન્ય સભામાં નીમેલા એક કે વધારે હિસાબ તપાસનાર ( ઑડિટર ) ને હાથે પરિષદનો હિસાબ દર વર્ષે ઓછામાં ઓછો એક વખત તપાસાવામાં આવશે, અને તેવો હિસાબ ખરો તથા ઠીક છે તેવા બદલ ખાત્રી કરીને તેનું પ્રમાણપત્ર મેળવવામાં આવશે

## ૭. સાહિત્ય સંમેલન

### (અ) સ્થાનિક કારોબારી સભા

૪૪. મધ્યસ્થ સભા દર બે વર્ષે એક વખત અને ભરવાની જરૂર જણાય તો વધારે પ્રસંગે સાહિત્ય સંમેલન ભરશે.

૪૫ આગામી સંમેલન માટે નિમંત્રણ આવ્યા પછી જે સ્થળે સંમેલનની બેઠક ભરવાની ઇચ્છા મધ્યસ્થ સભા રાખતી હશે તે સ્થળે કારોબારી સભાની નિમણૂક કરાવશે.

૪૬. સ્થાનિક કારોબારી સભામાં નીચેના સભાસદો રહેશે –

(ક) પરિષદની મધ્યસ્થ સભાના બધા સભ્યો,

(ખ) જે સ્થળે સંમેલન ભરવાનુ હોય તે સ્થળમાં વસતા બધા પરિષદના સભાસદો, અને

(ગ) સ્થાનિક કારોબારી સભાને ઓછામા ઓછા રૂપીઆ પાચ આપે તે ગૃહસ્થો

૪૭ સ્થાનિક કારોબારી સભા

(૧) મધ્યસ્થ સભાએ નક્કી કરેલા વર્ષમાં ભરવાના સંમેલનની તારીખો ઠરાવશે

(૨) પોતા ા પ્રમુખની, મંત્રીઓની અને ખજાનચીઓની તથા સંમેલન ભરવા પરત્વે જરૂરના જણાય તેવા બીજા અધિકારીઓની નિમણૂક કરશે.

(૩) કામ કરવામા જરૂર જણાશે તો એક કે વધારે ઉપસમિતિ નીમશે

(૪) સંમેલન ભરવાને માટે ઉઘરાણુ કરીને નાણા ભેગા કરશે

(૫) સત્કારમંડળ સ્થાપવાની વ્યવસ્થા કરશે અને તેમા સભ્યનુ લવાજમ નક્કી કરશે.

(૬) સંમેલનના મહેમાનોનો સત્કાર કરી તેમના રહેવા વગેરેની સગવડનો બંદોબસ્ત કરશે.

(૭) સંમેલનનો કાર્યક્રમ નક્કી કરી ગોઠવશે

(૮) સંમેલનનુ કામ વિભાગ કરીને ચલાવવું કે કેમ તે નક્કી કરશે.

(૯) સંમેલનની સિદ્ધિના હેતુથી ને આ બંધારણને અનુસરીને સાહિત્યવિષયક કળાનું પ્રદર્શન ભરશે.

૪૮. સંમેલન નિમિત્તે જે નાણાં અગર અક્ષિસ આવ્યાં હશે તેના આવક ખર્ચનો હિસાબ સ્થાનિક કારોબારી સભા સંમેલન પૂરું થયે એક માસમાં પરિષદને મોકલી આપશે, અને તેમાંથી બચત રહેલી રકમના ૭૫ ટકા જેટલાં નાણાં રૂા. ૧૦૦૦) થી ઓછાં હોય તો રૂા. ૧૦૦૦) તે પરિષદને સ્વાધીન કરશે. અને ઉપર ા રકમ આપતાં બાકી રહેલી રકમ સ્થાનિક સભાસદ-સંસ્થાઓને સરખે હિસ્સે વહેંચી આપશે.

(આ) પરિષદ અને સંમેલન

૪૯. (અ) સંમેલન પૂરું થયે એક માસમાં કારોબારી સભા સંમેલનનો સંપૂર્ણ અહેવાલ તથા તેમાં રજૂ થએલા અને નિબંધ-સમિતિએ મંજુર કરેલા નિબંધો મધ્યસ્થ સભાને સ્વાધીન કરશે, અને તેને સભા બનતી ત્વરાએ છપાવશે.

(આ) વેચાએલા અહેવાલ-નિબંધસંગ્રહના વેચાણનું ઉત્પન્ન તથા ન વેચાએલા અહેવાલ-નિબંધસંગ્રહની નકલો તથા સંમેલનની કોઇ પણ બેઠકને માટે સ્થાનિક કારોબારી સભાએ કે બીજા કોઇએ ભેગાં કરેલાં નાણાંમાંથી સંમેલનની બેઠક પરત્વે થએલો બધો ખર્ચ અને અહેવાલ-નિબંધસંગ્રહ છપાવતાં થએલો ખર્ચ બાદ જતાં જે રકમ બચે તે રકમ પરિષદની માલીકીની ગણાશે.

૫૦. સંમેલનની કોઇ પણ બેઠક પરત્વે એકઠાં કરવામાં આવેલાં નાણાં અથવા તેનો કોઇ બચત ભાગ સ્થાનિક કારોબારી સભા કે બીજી કોઈ વ્યક્તિના કબજામાં હશે તે અથવા પરિષદોએ અત્યાર સુધીમાં કોઇ પણ વખતે સ્થાપેલી સંસ્થાઓએ ભેગા કરેલાં કોઇ પણ નાણાં ઉઘરાવવાની વસુલ કરવાની, એકઠાં કરવાની સત્તા મધ્યસ્થ સભાને રહેશે.

૫૧. કોઇ પણ સંમેલનની સ્થાનિક કારોબારી સભા જે મંત્રીઓ નીમશે તેમના ઉપરાંત પરિષદના સામાન્ય મંત્રીઓ પણ તે સંમેલનના મંત્રીઓ હોદાની રૂએ ગણાશે

(ઇ) નિબંધ સમિતિ

૫૨. સંમેલનની નિબંધસમિતિ નિબંધોને માટે આમંત્રણ આપશે અને આવેલા નિબંધોમાંથી યોગ્ય લાગશે તેવા નિબંધોનો

સ્વીકાર કરશે.

૫૩. સંમેલનમાં વંચાવાં આવેલા લેખોની યોગ્યાયોગ્યતા તપાસવા સ્થાનિક કારોબારી સભા વિદ્વાનોની એક નિબંધસમિતિ નીમશે અને પરિષદના અધિકારીઓ હોદાની રૂએ આ સમિતિના સભ્યો ગણાશે. કયા નિબંધો સ્વીકારવા અને તેમાંના કયા વાંચવા, કયા છપાવવા, તેનો નિર્ણય નિબંધ સમિતિ કરશે.

### (ઈ) સત્કાર મંડળ

૫૪. સત્કાર મંડળ.

(૧) પોતાના પ્રમુખની નિમણૂક કરશે.

(૧ અ) સંમેલનના પ્રમુખની ચુંટણી કરવા માટે પોતાના સભ્યોમાંથી દસ પ્રતિનિધિઓની નિમણૂક કરશે.

(૨) જો વિભાગ નક્કી થાય તો તે વિભાગોના પ્રમુખની નિમણૂક ચૂંટણીથી કરશે.

(૩) સંમેલનની બેઠકને માટે ભેગાં કરેલા નાણાંના એક ભાગ તરીકે, પોતાના સભાસદોની પાસેથી લીધેલી લવાજમની રકમ સ્થાનિક કારોબારી સભાને સોંપશે; અને

(૪) સ્થાનિક કારોબારી સભાની સાથે મસલત ચલાવીને, સંમેલનમાં હાજર રહેવા આવનારા પ્રેક્ષકોનો સત્કાર કરવાની અને સંમેલન ભરવાની વ્યવસ્થા કરશે.

**૫૪ (અ) પ્રમુખની ચૂંટણી**

(૧) સંમેલનની બેઠક મળવાના ૭ મહિના અગાઉ મધ્યસ્થ સભાએ સંમેલનના પ્રમુખ તરીકે ચૂંટાવા યોગ્ય ચાર વ્યક્તિઓનાં નામો સૂચવ્યાં હોય તેમાંથી પરિષદના પ્રમુખ તરીકે એકની ચૂંટણી સદરહુ બેઠકના ચાર મહિના અગાઉ પરિષદના સભાસદો અને સત્કાર મંડળના સભ્યોના દસ પ્રતિનિધિઓ કરશે.

(૨) અધિકારીઓની ચૂંટણીના સંબંધમાં કલમ ૨૫ માં જે પદ્ધતિ દર્શાવી છે તદનુસાર પ્રમુખની ચૂંટણી કરવામાં આવશે.

### (૩) સંમેલન

૫૫. વિષયવિચારિણી સમિતિમાં નીચેના સભાસદો રહેશેઃ—

(૧) સત્કાર મંડળના પ્રમુખ અને સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ

(૨) સંમેલનના પ્રમુખ અને ગત પરિષદ અને સંમેલનોના પ્રમુખો

(૩) મધ્યસ્થ સભાનાં સંમેલન ભરાય તે સ્થાનમાંના હાજર સર્વ સભાસદો.

(૪) સત્કારમંડળે પોતાનામાંથી ચૂંટેલાં વીસ પ્રતિનિધિઓ.

(૫) સંસ્થા સભાસદે ચૂંટેલા દસ પ્રતિનિધિઓ.

(૬) સંમેલનના પ્રમુખને જરૂર લાગે તો દસથી વધારે નહિ એવા પ્રતિષ્ઠિત વિદ્વાનો.

(૭) વિભાગવાર કામ લેવાનું નક્કી થયું હોય તો વિભાગોના અધ્યક્ષો.

ટીપ-(૧)—વિષયવિચારિણી સમિતિના કુલ સભાસદોમાં પરિષદના સભાસદોની સંખ્યા ઓછામાં ઓછી અર્ધી હોવી જોઇએ; અને વિષયવિચારિણી સમિતિના સભાસદોમાં પરિષદના સભાસદોની સંખ્યા અર્ધાથી ઓછી હોય તો ખૂટતી સંખ્યાના પ્રતિનિધિઓ એ પરિષદના હાજર સભાસદો બહુમતે નીમશે.

૫૬ વિષયવિચારિણી સમિતિ

(ક) પરિષદનાં અને મધ્યસ્થ સભાના અહેવાલ વિષે વિચાર કરશે અને પરિષદની નીતિને દોરનાર ઠરાવો કરશે; તથા

(ખ) સંમેલનના હેતુઓ પાર પાડવાને લગતા ઠરાવો ઘડશે.

૫૭. (અ) વિષયવિચારિણી સમિતિએ પસાર કરેલા ઠરાવો પછીથી મંજુર થવા માટે સંમેલન સમક્ષ રજૂ કરવામાં આવશે; વિષયવિચારિણી સમિતિમાં જે ઠરાવ થયો હોય તે ઠરાવ ઉપર સંમેલનમાં પ્રમુખની પરવાનગીથી સુધારો રજૂ થઈ શકશે માત્ર આ સુધારાનો કલમ ૫૬ માં સમાવેશ થતો હોવો જોઇએ અને તે ઠરાવને લગતો હોવો જોઇએ.

(આ) વિષયવિચારિણી સમિતિમાં જે ઠરાવ કે સુધારાને કે મત મળ્યા હોય તે પહેલેથી જાહેરાત આપી સંમેલનમાં રજૂ કરવા દેવામાં આવશે; એ ઉપરાંત સંમેલનમાં આવેલા ઠરાવ ઉપર પ્રમુખની રજાથી કોઇ પણ સુધારો સંમેલનમાં લાવી શકાશે.

(ઇ) સંમેલનમાં રજૂ થએલા ઠરાવો ઉપર પરિષદના સભાસદો તથા વિષયવિચારિણી સભાના બાકીના સભ્યોને મત આપવાનો અધિકાર રહેશે.

(ઈ) આ પ્રમાણે પસાર થએલા ઠરાવો અમલમાં મૂકવા પરિષદ યોગ્ય પગલાં ભરશે.

ટીપ:-વિભાગ ૭ ના કારણ સારુ પરિષદનો સભાસદ એટલે સંમેલનની બેઠકની તારીખથી ઓછામાં ઓછા દસ દિવસ અગાઉ જે પરિષદનો સભાસદ થયો હોય તે સમજવો.

## ૮ નિયમોમાં ફેરફાર

૫૮ ઉપર જણાવેલા પરિષદના કે સંમેલનના બંધારણના નિયમોમા માત્ર નીચેની રીતે જ ફેરફાર કે વધારો કરી શકાશે. કે તેમાંથી કોઇ નિયમો રદ કરી શકાશે:-

(ક) મધ્યસ્થ સભાના પાંચ સભાસદો અથવા પરિષદના પંદર સભાસદો આ નિયમોમાં સુધારાવધારા કરવાની દરખાસ્ત કરશે તો તેવી દરખાસ્ત પરિષદના બધા સભાસદોને પહોંચાડવામાં આવશે

(ખ) એવી દરખાસ્ત પહોંચાડયા પછી વહેલામાં વહેલા એક પખવાડિયા પછી અધિકારીએ એ દરખાસ્ત વિષે વિચાર કરવાને માટે મધ્યસ્થ સભાની બેઠક બોલાવશે.

(ગ) એવી દરખાસ્ત મધ્યસ્થ સભામાં મંજુર થશે તો પરિષદની અસાધારણ સામાન્ય સભા બોલાવી તેની સમક્ષ તેવી દરખાસ્ત રજુ કરવામાં આવશે; માત્ર એવી મધ્યસ્થ સભામાં ઓછામાં ઓછા વીસ સભ્યોની હાજરી હોવી જોઇએ.

(ઘ) આવી પરિષદની અસાધારણ સામાન્ય સભામાં એવી દરખાસ્ત મંજુર થશે તો પરિષદના બંધારણના નિયમોના એક ભાગ તરીકે તેને સ્વીકારવામાં આવશે.

*

# ગુજરાતી સાહિત્ય પરિષદ

### પરિષદ પ્રવૃત્તિનો તા. ૨૬-૯-૩૬ સુધીનો અહેવાલ

લાડીમાં તા૦ ૧-૧-૩૪ ને રોજ પરિષદ સમેલનની વિષય-વિચારિણી સભા આગળ તા૦ ૨૪-૧૨-૩૩ સુધીની પરિષદ-પ્રવૃત્તિનો અહેવાલ રજુ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી તા૦ ૨૬-૯-૩૬ સુધીનો અહેવાલ નીચે પ્રમાણે છેઃ-

લાડી સમેલને નીચે જણાવેલા ત્રણ મહત્ત્વના વિષયોના સંબંધમાં ઠરાવો પસાર કર્યા હતા-

૧. ઐતિહાસિક અવશેષો

૨. ગુજરાતનુ સાંસ્કારિક ઐક્ય

૩. કલાપી-સ્મારક

ઉપર્યુક્ત પહેલા ઠરાવના સંબધમાં મધ્યસ્થ સભાએ ડૉ. હરિપ્રસાદ દેસાઇના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમી હતી અને તેના મંત્રી તરીકે કાર્ય કરવા શ્રી. પ્રતાપરાય મહેતા અને શ્રી. મુનિકુમાર ભટ્ટની નિમણૂક કરવામાં આવી હતી. આ સમિતિએ પોતાનું કાર્ય પૂરૂં કર્યું છે. અને થોડા વખતમા એનો અહેવાલ આપણા હાથમાં આવશે એવી આશા રાખી હતી પણ તે હજી સુધી પૂર્ણ થઇ નથી.

બીજા ઠરાવના સબધમા નિવેદન કરવાનું કે એનો સપૂર્ણ અમલ કરવાને વાસ્તે કેટલીએક મહત્ત્વની વિગતો ગુજરાત વિશેષના સીમાડા પર આવેલા ભાગોમાથી તેમ જ પરદેશમાંથી મેળવવાની આવશ્યકતા હોવાથી એ સબધી અધિકારીઓએ એક પત્રક ઘડી કાઢયું છે. ગુજરાતીઓમાં સાહિત્યવિષયક સંસર્ગ વધારવા મધ્યસ્થ સભાએ એક વ્યાપક યોજના ઘડી કાઢી છે. એ યોજનાની રૂએ (અ) ગુજરાતી સાહિત્યઃ પ્રાચીન અને અર્વાચીન, (આ) ગુજરાતનો ઇતિહાસ અને સમાજ, અને

(૬) જગતનું સાહિત્ય-એ ત્રણ વિષયોના શિક્ષણક્રમ યોજી તેને લગતા વિષયોના વિદ્વાનો પાસે ગુજરાતમાં જુદે જુદે સ્થળે વ્યાખ્યાનો અપાવવાની, અને વ્યાખ્યાતાઓને પુરસ્કાર આપી તે વ્યાખ્યાનો છપાવી પ્રસિદ્ધ કરવાની ગોઠવણ કરવામાં આવી છે, અને તેનો અમલ કરવાનો આરંભ થઇ ચૂક્યો છે એ યોજનાથી પરિષદનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થતાં તેનો ઉદ્દેશ સફળ થવાની અમે આશા રાખીએ છીએ.

ત્રીજા ઠરાવના સંબંધમાં જણાવવાનું કે લાઠીના ઠાકોર સાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજી તથા સર પ્રભાશંકર પટ્ટણીની સહાયથી કાઠિયાવાડના પાંચ રજવાડાઓ તરફથી કુલ રૂ. ૪,૯૦૦ ( ભાવનગર ૨,૫૦૦, મોરબી ૧,૦૦૦; રાજકોટ ૫૦૦; પાલીતાણા ૨૦૦ અને વાંકાનેર ૨૦૦ ભરાયા છે) જેમાંથી રૂ. ૩,૪૦૦ વસુલ થયા છે. અને સાહિત્ય સંસદના આશ્રય તળે એના પ્રમુખ શ્રીયુત મુનશીજીના પ્રયાસથી "નરસૈયો-ભક્ત હરિનો" એ નામક એક નાટ્યરાસક ભજવાયો હતો અને તેની આવકમાંથી રૂ. ૧૦૦૦ એક હજાર આ સ્મારક ખાતે મળ્યા છે.

આ ઉપરાંત પરિષદ તરફથી નીચે પ્રમાણે પ્રવૃત્તિ કરવામાં આવી છેઃ—

હિંદની લિપિ એક કરવા માટે કાર્ય કરતા લિપિ-સંમેલન સાથે સહકાર કરવા નીચેના સભ્યોની એક સમિતિ નીમવામાં આવી છેઃ—

દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી

શ્રી. નરસિંહરાવ દિવેટિયા

,, કનૈયાલાલ મુનશી

, કાકાસાહેબ કાલેલકર

,, કિશોરલાલ મશરૂવાળા

અખિલ ભારતના સાહિત્યકારો વચ્ચે સંસર્ગ વધારવાની બાબતમાં હિંદી સંમેલનને જરૂર પડ્યે સહકાર આપવા સમિતિ નીમવાની પ્રમુખને સત્તા આપવામાં આવી છે.

અખિલ ભારતની પ્રાન્તીય ભાષાઓના સાહિત્યને હિંદીમાં પ્રગટ કરવાને પ્રસિદ્ધ થતા 'હંસ' માસિકની 'સલાહકાર સમિતિ' પર દિ. બ ઝવેરી તથા આચાર્ય આનંદશંકર ધ્રુવને નીમવામાં આવ્યા હતા.

સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારના સ્મારક માટે એકઠાં કરેલાં નાણાં યોગ્ય વ્યવસ્થા માટે શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રયાસથી અને એમના સહટ્રસ્ટીઓ શ્રી. વિશ્વનાથ વૈદ્ય અને શ્રી સન્મુખલાલ પંડયાની સંમતિથી અમુક શરતોએ પરિષદને સોંપવામાં આવ્યાં છે.

નર્મદ સ્મારકને લગતો પુસ્તકો ઉપરાંત અસલ લંડાળ સમિતિએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાંથી જેની પૂરતી નકલો હોય તે તેમ જ સ્વ. પઢિયાર સ્મારકાર્થે જે પુસ્તક પ્રસિદ્ધ થયું છે તે દરેકની એકેક નકલ પરિષદના સર્વ સભ્યોને વિના મૂલ્યે આપવાની અધિકારીઓને સત્તા આપવામાં આવી છે અને તેનો અમલ કરવામાં આવ્યો છે.

સાહિત્ય પરિષદના અત્યાર સુધીના નિબંધસંગ્રહોમાંથી પ્રસિદ્ધ કરવા લાયક નિબંધો પસંદ કરી, પરિષદે પ્રગટ કરવા એક વિગતવાર યોજના તૈયાર કરવાનુ મંત્રીઓને સોંપવામાં આવ્યું છે.

પુસ્તક-પ્રકાશનને લગતી પ્રવૃત્તિ પાછી હાથ ધરવામાં આવી છે. તેને અંગે 'ક્રમિક પાઠ્યપુસ્તક' ૩ જુ તૈયાર થઇ ગયું છે, અને તે પ્રસિદ્ધ કરવાનુ કાર્ય અલ્પ સમયમાં હાથ ધરવામાં આવશે

નડિયાદમાં પરિષદની ૯ મી તથા ૧૦ મી બેઠક થઇ હતી, તેનો અહેવાલ પ્રસિદ્ધ કરવાનુ કાર્ય ત્યાંના એક મંત્રીશ્રી. જયંતિલાલે અમારામાંના એક મંત્રી શ્રી હીરાલાલ પારેખને સોંપતા તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

લાઠી પરિષદ સંમેલનનો અહેવાલ પણ પ્રસિદ્ધ થઇ ગયો છે.

આ સંસ્થામાં હાલ સર્વ પ્રકારના મળી ૧૧૭ સભાસદો છે.

આપણી તા. ૩૧ મી માર્ચ ૧૯૩૬ સુધીની નાણાંસંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છે :–

સ્વ. કાટાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂા. ૧૪,૬૪૪–૩–૩ જમા છે. અને તેમાંથી રૂા. ૧૩,૮૬૨–૦–૯ સરકારી જામીનગીરીઓમાં રોકેલા છે. તેમજ નર્મદ સ્મારક ફંડમાં રૂા ૧૦૫૧૧–૫–૯ જમા છે, તેમાંથી રૂા. ૯,૭૩૨ ૧૦–૩ રોકેલા છે. સ્વ. રણછોડદાસ મોદી સ્મારક ફંડમાં રૂા ૨૦,૨૭૭–૭–૧૧ છે તેમાંથી રૂા. ૧૯,૧૬૩–૧૦–૯ રોકેલા છે. અને સ્વ. પઢિયાર સ્મારક ફંડના

રૂા ૫,૨૨૭-૧-૦ માંથી રૂ. ૫,૨૦૪-૧-૮ રોકેલા છે. તે ઉપરાંત કલાપી સ્મારક ફંડ ખાતાના રૂા. ૪,૩૨૧-૦-૦ જમા છે, તેમાંથી રૂા. ૪૦૦૦ બેન્ક ઓફ ઇન્ડીઆમાં ફીક્સ્ડ ડીપોઝીટમાં રાખેલા છે. હીસાબ ઑડિટ થયા પછી નર્મદ સ્મારક ફંડની સિલકમાંથી રૂ. ૫૦૦ ના ૬ ટકાના બોન્ડે મ્યુનિસિપલ બોન્ડ તથા [illegible] ફંડની સિલકમાંથી રૂ. ૧ ૦૦૦ ના ૪ ટકાના મુંબાઇ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોન્ડ લીધાં છે. બાકી રહેલી રકમો સેવીંગ્સ બેંકમાં જમા રાખેલી છે.

પરિષદના પોતાના સામાન્ય ભંડોળ ખાતે રૂા ૨,૦૦૦ ના બોન્ડે કો-ઓપરેટીવ બેન્કના ડીબેન્ચર ભંડોળ સમિતિ તરફથી મળ્યાં હતાં. તે ઉપરાંત લવાજમો, પુસ્તકોની [illegible], ડીબેન્ચર તથા ચાલુ ખાતાનાં વ્યાજ વગેરેની અત્યાર સુધીની પરચુરણ આવકમાંથી રૂા. ૧૯૫૧-૮-૭, ૬ ટકાના કરાંચી પોર્ટ ટ્રસ્ટ બોન્ડમાં રોક્યા છે. બાકી રહેલી સિલક રૂા ૫૮૬-૬-૨ સેવીંગ્સ બેન્કમાં જમા છે.

ઇ. સ. ૧૯૩૪-૩૫ માં તેરમું સાહિત્ય પરિષદ સંમેલન ભરાવવું જોઈતું હતું, પણ તે સંમેલનના નિયુક્ત થયેલા પ્રમુખ મહાત્મા ગાંધીજીની અનુકૂળતા અનુસાર તે ૧૯૩૬ માં ભરાય છે. વચગાળામાં થએલી આ ક્ષતિ, આશા રાખવામાં આવે છે કે, દુરુસ્ત કરવામાં આવશે અને ચૌદમું સંમેલન ઇ. સ ૯૩૭ નું વર્ષ પૂરું થાય તે પહેલાં ભરાશે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ

## પરિષદ-પ્રવૃત્તિનો તા. ૧૮-૧૨-૩૭ સુધીનો અહેવાલ

અમદાવાદના તા ૧-૧૧-૩૬ ને રોજ પરિષદ સમેલનની વિષય-વિચારિણી સભા આગળ તા ૨૨-૯-૩૬ સુધીની પરિષદ-પ્રવૃત્તિનો અહેવાલ રજુ કરવામાં આવ્યો હતો ત્યાર પછી તા ૧૮-૧૨-૩૭ સુધીનો અહેવાલ નીચે મુજબ છેઃ—

સમેલને ઠરાવ્યું હતું કે.—

(૧) " આ સમેલન જુદા જુદાં શહેરોમાં સાહિત્ય સભાઓ સ્થાપવા અને પ્રસગોપાત સભાની યોજના અભ્યાસ કરવાની પરિષદને સૂચના કરે છે."

આ ઠરાવના અમલમાં ગુજરાતી સાહિત્ય સભા ભરૂચ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ગુજરાતી ઍજ્યુકેશન સોસાઇટી, કરાંચી તથા ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ, નૈરોબી—એ ચાર વધુ સંસ્થાઓ સંસ્થા-સભાસદ તરીકે સાથે જોડાઇ છે તે ઉપરાંત મુંબઇમાં જુદે જુદે સમયે સાહિત્યવિષયક વ્યાખ્યાનો પણ યોજવામાં આવ્યાં હતાં

(૨) 'હિન્દના જુદા જુદા પ્રાન્તોના ભાષાસાહિત્યમાંથી ઉત્તમ કૃતિઓના તર્જુમા ગુજરાતીમાં પદ્ધતિસર કરાવવા . '. લેખક અને પ્રકાશકોને માર્ગદર્શક થાય એવા પુસ્તકોની એક યાદી પરિષદ તૈયાર કરાવે"

પુસ્તકો કેવાં છે એ તપાસી એને વિષે યોગ્ય સલાહ અને સૂચના આપવાનું કાર્ય પરિષદ ઉપાડી લે એવું આ સંમેલન સૂચવે છે."

(૪) 'સાહિત્ય પરિષદે અગાઉ ગુજરાતી સાહિત્યના અભ્યાસ અર્થે 'ક્રમિક પાઠ્યપુસ્તકમાળા' યોજી હતી, તેને ફરીથી વિચારી બનતી ત્વરાએ પૂરેપૂરી અમલમાં મૂકવા પરિષદને સૂચના કરે છે"

ઉપર્યુક્ત કાર્ય માટે મધ્યસ્થ સભાએ એક સમિતિની નિમણૂક કરી હતી. તેના અહેવાલમાં જણાવવામાં આવે છે કે "ગુજરાતની અને ગુજરાત બહારની શિક્ષણ સંસ્થાઓ પાસેથી વિગતો મંગાવવાનું કામ જ ચાલુ વરસ દરમ્યાન થયું છે. તેમાં પણ હજી બધી સંસ્થાઓની વિગતો આવી નથી."

જ્યાં સુધી આ સમિતિનો અહેવાલ મળે નહિ ત્યાં સુધી ઠરાવ (૪) સંબંધી વિચાર કરવાનું મધ્યસ્થ સભાએ મુલતવી રાખ્યું છે.

(૫) "ગુજરાત વિદ્યાપીઠની જોડણી સર્વમાન્ય થાય એવાં પગલાં લેવાં."

આ ઠરાવને માટે પણ એક સમિતિની નિમણૂક કરવામાં આવેલી. આ સમિતિના સભ્યો પોતાના લેખોમાં આ જોડણીનો ઉપયોગ કરીને તેમ જ પોતાના મિત્રો અને માસિકો અગર ઇતર પ્રકાશનોના સંચાલકો ઉપર પોતાની લાગવગ ચાલતી હોય તેમાં વપરાવવાનો આગ્રહ કરીને ઉપર્યુક્ત જોડણીનો પ્રચાર કરવાનો પ્રયાસ કરી રહ્યા છે.

(૬) "ગુજરાતી ભાષામાં એક સારો મોટો અને પ્રમાણભૂત કોશ રચવાનો પ્રબંધ કરવા આ સંમેલન ગુજરાતી સાહિત્ય પરિષદને સૂચના કરે છે."

આ સૂચનાનો અમલ કરવા માટે સારૂ એક સમિતિ નિમવામાં આવી હતી. આ સમિતિ એ વિષયમાં રસ લેતાં સૌ સાહિત્યરસિક ભાઈબહેનોનો સહકાર મેળવવા પ્રયાસ કરી રહી છે.

(૭) "વિજ્ઞાનવિષયક સાહિત્યના ઉત્તેજન માટે એક સમિતિ નીમવા પરિષદને સૂચના કરવામાં આવે છે."

આ સૂચના અનુસાર એક સમિતિ નીમવામાં આવી હતી. તેના અહેવાલ ઉપરથી જણાય છે કે એ સમિતિએ 'વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ'

તૈયાર કર્યો છે, એટલુંજ નહિ પણ 'ફાર્બસ સભા'ના ઔદાર્યને પરિણામે છપાશે પણ છે. આ ઉપરાન્ત વિજ્ઞાનના પ્રચારાર્થે એક વ્યાખ્યાનમાળા ગોઠવી તેની રૂએ અમદાવાદમાં જુદા જુદા વિદ્વાનો દ્વારા સાત વ્યાખ્યાનો અપાવ્યાં હતાં. વિશેષમાં ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલા વૈજ્ઞાનિક લેખો તથા પુસ્તકોની યાદી તૈયાર કરવાનું કાર્ય પણ ઉપાડી લીધું છે. આ સમિતિને નાણાંસંબંધી મુશ્કેલી ઘણી નડે છે. સમિતિના પ્રમુખ શ્રી. પોપટલાલ શાહે પરિષદ તરફથી નાણાની મદદના સંબંધમાં પરિષદના મંત્રી સાથે વાતચીત કરેલી અને એ પ્રકારની મદદ પરિષદની નાણાંસંબંધી સ્થિતી જોતાં હાલ કંઇ થઇ શકે એમ નથી એમ જણાવવામાં આવેલું આમ હોવાથી આ સમિતિની નાણાંસંબંધી મુશ્કેલી તો ઊભીજ છે સમિતિએ જે કંઇ કાર્ય કર્યું છે, તે બાબતમાં એના ઉત્સાહી મંત્રી શ્રી ભોગીલાલ પટવાને ધન્યવાદ આપી પ્રમુખ ભલામણ કરે છે કે "વિજ્ઞાન સમિતિને કાયમનું સ્વરૂપ આપવાની ખાસ જરૂર હું જોઉં છું. ગુજરાતી વાઙ્મયમાં વૈજ્ઞાનિક સાહિત્યને અને વૈજ્ઞાનિક લેખકોને યોગ્ય સ્થાન મળે અને તે વિષયમાં ચિરસ્થાયી અને સ્ફૂર્તિલું કામ થાય તેને માટે પરિષદ મંડળે દર વર્ષે આ કામને માટે અમુક રૂપીઆ જુદા મુકવા" અને આ સમિતિના કાયમના મંત્રી તરીકે શ્રી. ભોગીલાલ પટવાની નિમણૂક કરવી.

આ ઉપરાંત પરિષદનું બંધારણ તપાસી તેમાં યોગ્ય લાગે તેવા ફેરફાર સૂચવવા એક સમિતિ નીમવાની ભલામણ કરવામાં આવી હતી. તેની રૂએ એક સમિતિ નીમવામા આવી છે અને તે એ સંબંધી વિચાર ચલાવી રહી છે.

આ સિવાય તા ૧૯-૮-૩૭ ને રોજ મળેલી મધ્યસ્થ સભાએ ઠરાવ કર્યો હતો કે—

"પ્રેસ ઍક્ટની રૂએ જે છાપેલી ગુજરાતી ચોપડીઓ સરકારને ભરવામાં આવે છે તેનો સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગ કરવા, જોઇએ તેવી સગવડ મળે, એટલા માટે જે ગુજરાતી પુસ્તકો સરકારને મળે છે તેની એક નકલ, જે કોઇ ગુજરાતી જાણીતી અને પ્રતિષ્ઠિત જાહેર સાહિત્ય સંસ્થા, તેની સાચવણી અને જાહેર ઉપયોગની સગવડ આપવાની જવાબદારી સ્વીકારે તેને, કાયમ સંગ્રહ માટે સોંપાય,

એવી વ્યવસ્થા થવા યોગ્ય પગલાં ભરવા સાહિત્ય પરિષદના મંત્રીઓને સત્તા આપવામાં આવે છે."

આ ઠરાવની બાબતમાં ઘટતાં પગલાં ભરવા હાલના મુંબાઈ સરકારના ગૃહમંત્રી શ્રી. કનૈયાલાલ મુનશીને વિનતિ કરવામાં આવી છે.

આ સંસ્થામાં હાલ સર્વ પ્રકારના મળી ૧૨૫ સભાસદો છે.

આપણી તા. ૩૧-૩-૧૯૩૭ સુધીની નાણાંસંબંધી સ્થિતિની બાબતમાં પ્રથમ તો એ જણાવવાનું કે પરિષદના જુમ્મેદારો સર રમણભાઇ નીલકંઠ તથા સર લલ્લુભાઇ શામળદાસની જગ્યાઓ ખાલી પડતાં તેમને ઠેકાણે ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઇ દિવેટિયા તથા સર ગિરિજાપ્રસાદ ચીનુભાઇ માધવલાલની નિમણૂક કરવામાં આવી છે.

હિસાબ નીચે પ્રમાણે છે:—

સ્વ. કાંટાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂા, ૧૫,૧૩૮-૪-૧૦ જમા છે અને તેમાંથી રૂા. ૧૩,૮૬૨-૦-૯ સરકારી જામીનગીરીઓમાં રોકેલા છે. તેમજ નર્મદ સ્મારક ફંડમાં રૂા. ૧૦,૭૦૨-૧૧-૯ જમા છે, તેમાંથી રૂા. ૧૦,૩૯૪-૦-૭ રોકેલા છે. સ્વ. રણછોડદાસ મોદી સ્મારક ફંડમાં રૂા. ૨૦,૬૧૮-૯-૬ છે, તેમાંથી રૂા. ૨૦,૫૫ ૧૩-૫ રોકેલા છે અને સ્વ. પઢિયાર સ્મારક ફંડના રૂા ૫,૩૩૮ ૧૨-૫ માંથી રૂા. ૫,૨૦૪-૧-૮ રોકેલા છે. તે ઉપરાંત કલાપી સ્મારક ફંડ ખાતાના વ્યાજ સાથે રૂા ૪,૩૭૬-૦-૦ જમા થયા છે, તેમાંથી રૂા ૪,૦૮૦-૦-૦ બેન્ક ઑફ ઇન્ડીઆમા ફીક્સ્ડ ડીપૉઝીટમા રાખેલા છે.

પરિષદનુ પોતાનુ સામાન્ય ભંડોળ રૂા ૪,૪૭૦-૧૦-૨ જેટલુ છે તેમાથી રૂા ૩,૯૫૧-૮-૭ જામીનગીરીઓમા રોકેલા છે. ટ્રસ્ટ ફંડોની તથા પરિષદના સામાન્ય ભંડોળની બાકી રહેલી સિલકો મળી કુલ રૂા ૨,૮૫૩-૯-૮ બેન્કોના સેવીંગ્સ તથા ચાલુ ખાતામાં જમા છે.

પરિષદના જુમ્મેદાર સર લલ્લુભાઇ સામળદાસ સદ્ગત થયા એટલે ઇમ્પીરીયલ બેન્કે પોતાના નિયમ મુજબ બાકીના કે નવા

જુમ્મેદારોને નામે બધી જામીનગીરીઓ ફેરવાય નહી ત્યા સુધી ટ્રસ્ટના ખાતાની લેવડદેવડ અટકાવી હતી તેમ જ જામીનગીરીઓના ચડેલા વ્યાજ પણ ઉઘરાવવાનુ બધ કર્યુ હતુ આમ હોવાથી આ હિસાબી વર્ષમા પૂરા વ્યાજ જમા થયેલા નહોતા ઉપર જણાવ્યા મુજબ નવા જુમ્મેદારોની નિમણૂક થતા તેમને નામે જામીનગીરીઓ ચઢાવવામા આવી છે, અને બેન્કે ગયે મહિનેથી વ્યાજ ઉઘરાવવા માડયુ છે એ રકમો ઇન્વેસ્ટ કરવાની તજવીજ હવે કરવામા આવશે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ

## પરિષદ-પ્રવૃત્તિનો તા. ૩૧-૩-૩૬ સુધીનો અહેવાલ

૧. કરાંચી સાહિત્ય સંમેલન પ્રસંગે શ્રી મુનશીજીને પચાસ વર્ષ પૂરાં થતાં હોવાથી તેનું એક સંભારણું કરવાની યોજના કરવાની સૂચના કરી હતી. એ યોજનાને અંગે નકામી ધામધૂમ કે નિરર્થક પૈસાનો વ્યય ન કરવાની શ્રી. મુનશીજીની ઇચ્છાનુસાર મધ્યસ્થ સભાએ એમના જીવન અને કૃતિઓ સંબંધી પુસ્તક કે પુસ્તકો પ્રકટ કરવા ઠરાવ કર્યો છે.

૨. કરાંચી સાહિત્ય પરિષદ સંમેલનના ઠરાવાનુસાર શ્રી. હૈમ સારસ્વત સત્ર પાટણમાં ઉજવવા ની વ્યવસ્થા થયેલી છે. તે દરમ્યાન ગઇ કાર્તિક સુદ પૂર્ણિમાને દિવસે કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચંદ્ર સૂરિજીનો જન્મદિવસ પડતો હોવાથી સાહિત્ય પરિષદે કરેલી વિનંતિને માન આપી મુંબાઇ, સુરત, વડોદરા, અમદાવાદ, ગોધરા આદિ ગુજરાતનાં અનેક સ્થળે ઉત્સવ કરવામાં આવેલો.

૩. ગુજરાતની વિવિધ બોલીઓનો શાસ્ત્રીય અભ્યાસ એકઠો કરવા સારૂ નીચેના પાચ સભ્યોની એક સમિતિ વધુ સભ્યો ઉમેરવાની સત્તા સાથે નીમવામાં આવી છેઃ—

(૧) શ્રી. ડોલરરાય માંકડ
(૨) ,, કેશવરામ શાસ્ત્રી
(૩) ,, ઉમાશંકર જોષી
(૪) ડૉ. બહેરામ એચ મહેતા
(૫) શ્રી. અંબાલાલ જાની, મંત્રી.

૪. ગુજરાતી લિપિના નાગરીકરણની બાબતમાં વિચાર કરી અહેવાલ રજુ કરવા નીચેની સમિતિ નીમવામાં આવી હતી :—

(૧) દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, પ્રમુખ
(૨) શ્રી. કાકાસાહેબ કાલેલકર
(૩) ,, બચુભાઇ રાવત
(૪) ,, નૃસિંહપ્રસાદ ભટ્ટ
(૫ ,, હિંમતલાલ અંજારીઆ
(૬) ,, ચુનીલાલ શાહ
(૭) ,, કેશવરામ શાસ્ત્રી
(૮) ,, કિશોરલાલ મશરૂવાળા
(૯) ડૉ. હરિપ્રસાદ દેસાઇ
(૧૦) શ્રી. હીરાલાલ પારેખ, મંત્રી

આ સમિતિ તરફથી આવેલો અહેવાલ ધ્યાનમા લઇ ઉક્ત અહેવાલમા કરેલી માગણી પ્રમાણે કરાંચી સંમેલનમાં ઠરાવ નં. ૧૪.માં નિર્દિષ્ટ કરેલા સર્વ પ્રશ્નોનો વિચાર કરી વિસ્તૃત અહેવાલ રજૂ કરવા માટે વિનંતિ સાથે સદર એ અહેવાલ સમિતિને પાછો મોકલી આપ્યો છે

૫. સાહિત્ય પરિષદના સભ્યોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ પોતે અથવા કોઇ કાર્યકરો દ્વારા નીચેની બાબતો વિષે જે કાંઇ કરી શકે એમ હોય તે મંત્રીઓને જણાવવા, તેઓએ કૃપા કરવી. :—

(અ) મહાગુજરાતમાં જાતે જઇ અથવા તો કાર્યકરો મોકલી ત્યાં વસતા ગુજરાતીઓની સામાજિક અને સાંસ્કારિક સ્થિતિ વિષે યોગ્ય હકીકતો મેળવી તેમ જ તેમની મુસીબતોની તપાસ કરવી તે સંબંધી અહેવાલ રજૂ કરવો.

(આ) મહાગુજરાતનાં તેમજ ગુજરાતનાં જુદાં જુદા સ્થળોમાં જ્યાં જ્યાં સાહિત્ય સભાઓ ન હોય ત્યાં ત્યાં તે સ્થાપવાની તેમજ જ્યા સાહિત્ય સભાઓ હોય પણ પરિષદ સાથે જોડાએલી ન હોય તેને પરિષદ સાથે જોડવાની તજવીજ કરવી.

૬. આજ સુધીમાં પરિષદ હસ્તકના ટ્રસ્ટ ફંડોના ભેગા થયેલા વ્યાજમાંથી શિષ્ટ સાહિત્ય અને ગ્રંથમાળા પ્રગટ કરવાનો ઠરાવ કરવામાં આવેલો છે, પણ એ પ્રવૃત્તિ નીચે જણાવ્યા પ્રમાણે 'ભારતીય વિદ્યા ભવનદ્વારા કરવા વિચારણા ચાલે છે.

૭. મુંબાઇમાં ભારતીય-વિદ્યા ભવન નામની એક સંસ્થાની સ્થાપના થઇ છે. પરિષદનું સ્થાપી, અન્વેષણાત્મક અને વિદ્યાપોષક કામ એ સંસ્થા દ્વારા કરવાનો નિર્ણય મધ્યસ્થ સભામાં કર્યો, છે અને એ ભવનનો સહકાર પૂરેપૂરો સાધવા એના સહયોગી ( Associated ) સભાસદ પરિષદને બનાવવાનું નક્કી કરવામાં આવ્યું છે.

ઉપરાંત નર્મદ સ્મારકના હેતુ પાર પાડવા "નર્મદ ગુજરાતી શિક્ષાપીઠ" નામની ગુજરાતી અધ્યાપનની એક પીઠ સ્થાપવા નર્મદ સ્મારકની આવક ભવનને આપવા તેમજ પુસ્તક-પ્રકાશનની પ્રવૃત્તિ પણ ભવનદ્વારા કરવાનું ઠરાવવામાં આવ્યું છે. આ વ્યવસ્થા એક પ્રયોગરૂપે હોઇ હાલ તુરત એ તા. ૧-૨-૩૯ થી ૩૦-૬-૪૧ સુધીની રાખવામાં આવી છે

આ સંસ્થામાં હાલ સર્વ પ્રકારના મળી ૧૩૫ સભાસદો છે.

આપણી નાણાંસંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છેઃ—

સ્વ. કાંટાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂ. ૧૬૨૬૦-૮-૪ જમા છે તેમાંથી રૂ. ૧૩૮૬૨-૦-૯ સરકારી જામીનગીરીઓમાં રોકેલા છે; તેમજ નર્મદ સ્મારક ફંડમાં રૂ. ૧૧૭૨૧-૯-૧ જમા છે તેમાંથી રૂ. ૧૦૩૯૪-૦-૭ રોકેલા છે.

સ્વ. રણછોડદાસ મોદી સ્મારક ફંડમાં રૂ. ૨૨૩૧૩-૧-૪ છે તેમાંથી રૂ. ૨૦૨૫૫ ૧૩-૫ રોકેલા છે અને સ્વ પઢિયાર સ્મારક ફંડના રૂ. ૫૮૧૮-૫-૬ માંથી રૂ. ૫૨૦૪-૧-૮ રોકેલા છે. તે ઉપરાંત કલાપી સ્મારક ફંડના વ્યાજ સાથે રૂ. ૪૪૮૩-૧-૦ છે તેમાંથી રૂ. ૩૫૦૦ ) બેન્ક ઑફ ઇન્ડીઆની ફીક્સ્ડ ડીપોઝીટમાં રાખેલા છે અને શ્રી. કનૈયાલાલ મુનશી ફંડના રૂ. ૧૦૦૧) રોકડા છે.

પરિષદનું પોતાનું સામાન્ય ભંડોળ રૂ. ૫૧૧૦-૭-૫ જેટલું છે, તેમાંથી રૂ. ૩૯૫૧ ૮-૭ જામીનગીરીઓમાં રોકેલા છે. ટ્રસ્ટ ફંડની તથા પરિષદના સામાન્ય ભંડોળની બાકી રહેલી સિલ્લકો બેન્કોના સેવીંગ્સ તથા ચાલુ ખાતામાં જમા છે.

★

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## પરિષદ-પ્રવૃત્તિનો તા. ૩૧-૩-૪૦ સુધીનો અહેવાલ

પરિષદપ્રવૃત્તિનો તા. ૩૧-૩-૩૯ સુધીનો અહેવાલ તા. ૮-૪-૩૯ ને રોજ પાટણમાં મળેલી મધ્યસ્થ સભાની બેઠકમાં રજૂ કરવામાં આવેલો. ત્યાર પછીનો તા. ૩૧-૩-૪૦ સુધીનો અહેવાલ નીચે પ્રમાણે છેઃ—

૧. શ્રી. મુનશીજીને પચાસ વર્ષ પૂરાં થયાં તેના સંભારણા તરીકે પુસ્તક પ્રકટ કરવાની યોજનાને અંગે 'ગુજરાતની અસ્મિતા" નામનું પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે.

૨. ગુજરાતની વિવિધ બોલીઓના શાસ્ત્રીય અભ્યાસના સંબંધમાં નિમાયલી સમિતિનો અહેવાલ તૈયાર છે.

૩. ગુજરાતી લિપિના નાગરીકરણની બાબતમાં નીમવામાં આવેલી સમિતિને કરાંચી સંમેલનના ઠરાવ નં ૧૪ માં નિર્દિષ્ટ કરેલા સર્વ પ્રશ્નોનો વિચાર કરી વધારે વિસ્તૃત અહેવાલ તૈયાર કરવા વિનંતિ કરવામાં આવેલી. તેને અનુસરીને તેવો અહેવાલ આવી ગયો છે

૪. ગયા અહેવાલની સાતમી કલમમાં જણાવેલા ભારતીય વિદ્યા ભવન'ના સહયોગી (Associated) સભાસદ તરીકે પરિષદ નીમાઇ ગઇ છે. ઉપરાંત સદરહુ અહેવાલની છઠ્ઠી કલમમાં જણાવેલું શિષ્ટ સાહિત્ય અને ગ્રંથમાળા પ્રગટ કરવાનુ કાર્ય એ સંસ્થાને સોંપવામાં આવ્યું છે અને "નર્મદ ગુજરાતી શિક્ષાપીઠ" નામની પીઠ પણ ત્યાં સ્થપાઇ ગઇ છે.

પાટણમાં મળેલી સભાએ આગામી સંમેલન મુંબાઇમાં ભરવું કે તેના પરમાં ભરવું તેનો છેવટનો નિર્ણય કરવા જે સમિતિ નીમી હતી તે સમિતિએ સંમેલન મુંબાઇના પરામાં ભરવું એમ ઠરાવ્યું છે અને તે પ્રમાણે તા. ૪-૪-૪૦ ને રોજ અંધેરીમાં શ્રીયુત મુનશીજીના

પ્રમુખપણા નીચે પતાગીઆ ી સભામા શ્રીયુત વૈકુઠભાઇ તનુભાઇ આમગ ાસના પ્રમુખપણા નીચે કારોબારી સભાની સ્થાપના કરવામા આવી છે

આ સ સ્થામા સભ્યોની સ ખ્યા નીચે પ્રમાણે છે સ્તન તથા ચાલુ પ્રમુખ-૫ સન્માન્ય સભાસદો-૩ આશ્રયદાતાઓ ૩, આજીવન સભાસદો-૩૬ સામાન્ય સભાસદો ૮૮ સ સ્થા સભાસદો-૧૦, તેને અ ગે તેના ૫૦ પ્રતિનિધિઓ

આપણી નાણાસ બ ધી સ્થિતિ નીચે પ્રમાણે છે —

સ ચાગનાળા ટ્રસ્ટ ફ ડોમા મૂળ સ્મ તથા વ્યાજના મળી કુલ રૂ ૧૦૮૦૦-૧-૪ જમા છે તેમાથી રૂ ૨૮૬૩-૦-૦ સરકારી જમીનગીરીઓમા રોકેલા છે ૨ ગણેશ ાસ મોદી સ્મારક ફ ડમા રૂ ૨૧૦૩ -૪-૧૦ છે તેમાથી રૂ ૨૦૨ ૫-૧૩-૫ રોકેલા છે સ્વ પરિવાર સ્મારક ફ ડના રૂ ૧૦૦૦ ૧૨ ૪ માથી રૂ ૫૨૦૪- -૮ રોકેલ છે શ્રી નમ'દસ્મારક ફ ડમા રૂ ૧૧૭૭૧-૮-૨ ના ૩૧ મી માર્ચ ૧૯૩૮ ના સરવૈયા પ્રમાણે હતા તેમાથી ભા તીય વિદ્યા ભવનને નમ દ શિષ્યવૃત્તિના વિભાગ અર્થે રૂ ૧૨૧૦-૧૨-૦ આપેલા છે બાકી દાન જમા રહેલા ૦૮૫- ૯-૨ માથી રૂ ૧૦૨૮૪- -૭ રોકેલા સ્થાપી સ્મારક ફ ડમા રૂ ૪૫૪૪ ૫ ૦ છે તેમાથી રૂ ૩૫૦૦) એક આર ઇન્ડીઆમા શીકસડ ડીપોઝીટ તરીકે ગ મેલા છે શ્રી સ્નેહયાલાલ મુનશી ૫ડમા દાન રૂ ૪૩૮- -૦ છે

પરિષદનુ પોતાનુ સામાન્ય ભ ડોળ ( ૩૧૯૭-૧૦-૯ છે તે ઉપરાત રૂ ૨૨૪૫-૨ ૬ પુસ્તક ફ ડના છે એટલે એકદર રૂ ૫૪૩૦ ૧૨ ૩ છે તેમાથી રૂ ૩૯૫૧ ૮ ૭ જામીનગીરીઓમા રોકેલા છે ટ્રસ્ટ ફ ડોની તથા પરિષ ના સામાન્ય ભડોળની બાકી રહેલી સિલક બે કોના સેવીંગ્ઝ તથા ચાલુ ખાતામા જમા છે

★

# ગુજરાતી સાહિત્ય પરિષદ

# સંમેલન

## તેરમું અધિવેશન : કરાંચી

[ તા. ૩૦-૩૧ ડિસેમ્બર ૧૯૩૭
તા. ૧-૨ જાન્યુઆરી ૧૯૩૮ ]

## અહેવાલ

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## તેરમું અધિવેશન કરાંચી

[ તા. ૩૦-૩૧ : ડિસેમ્બર ૧૯૩૭
તા. ૧-૨ : જાન્યુઆરી ૧૯૩૮ ]

### અહેવાલ

#### સ્થાનિક-પ્રવૃત્તિ : સંમેલન પહેલાં

ઇ. સ ૧૯૩૬ ના ઑક્ટોબર માસની તા. ૩૧ મી તથા નવેમ્બર માસની તા. ૧-૨ ના રોજ અમદાવાદ મુકામે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના બારમા અધિવેશન પ્રસંગે કરાંચી શહેર તરફથી શ્રી. ડોલરરાય રં. માંકડે, સમેલનના તેરમા અધિવેશન માટે આમંત્રણ આપ્યું હતુ અને તેનો સર્વાનુમતે સ્વીકાર થયો હતો.

સંમેલનની બેઠક ઇ. સ. ૧૯૩૭ માં ભરવા માટે વર્ષની શરૂઆતથી કરાંચીએ જાગૃતિ રાખી હતી. ગુજરાતી સાહિત્ય પરિષદના બંધારણની કલમ ૪૬ ની પેટા કલમો (ક) (ખ) (ગ) મુજબ, પ્રથમ સ્થાનિક કારોબારી સભાની એક બેઠક તા. ૨૩-૪-૩૭ ના રોજ શ્રી. જેઠારામ ભવાનજીના પ્રમુખપદે શારદા મંદિરમાં મળી હતી; અને તેમાં સ્થાનિક કારોબારી સભાને લગતુ કાર્ય કરવા કુલ પચીસ સભ્યોનું કાર્યવાહક મંડળ નીમવાનું સર્વાનુમતે નક્કી થયુ હતું. એ જ સભામાં સત્કાર મંડળના સભ્યપદનું લવાજમ રૂપિયા બે રાખવાની દરખાસ્ત બહુમતીથી પસાર કરવામાં આવી હતી.

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન વિષયક પ્રવૃત્તિઓનો પરિચય મેળવવા અને કરાંચીની સ્થાનિક કાર્યસરણી સમજાવવા, આમંત્રણ આપવા અને પ્રચાર કરવા, તેરમા સાહિત્ય સંમેલનના બે પ્રતિનિધિઓ તરીકે શ્રી. કરસનદાસ માણેક અને શ્રી. પ્રેમજી કુંવરજીને ઑક્ટોબર માસના બીજા અઠવાડિયામાં મુંબઇ-ગુજરાત-કાઠિયાવાડના પ્રવાસે મોકલવામાં આવ્યા હતા.

સ્વાગત મંડળના પ્રમુખ તરીકે તા. ૧૦-૧૦-૩૭ ની સભામાં શ્રી. ડુંગરશી ધરમશી સંપટની સર્વાનુમતે વરણી કરવામાં આવી હતી.

## નિબંધ સમિતિ

સાહિત્ય પરિષદના બંધારણની કલમ (ઇ) ૫૨, ૫૩ મુજબ, તેરમા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનની નિબંધસમિતિ નીચેના સભ્યોની બનાવવામાં આવી હતી. હોદ્દાની રૂએ :

(૧) શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી, પરિષદના પ્રમુખ;
(૨) લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, પરિષદના ઉપપ્રમુખ;
(૩) શ્રી મનહરરામ હરિહરરામ મહેતા, પરિષદના મંત્રી;
(૪) શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, પરિષદના મંત્રી;
(૫) શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની, પરિષદના મંત્રી;
(૬) શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, પરિષદના મંત્રી;
(૭) શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, પરિષદના ખજાનચી;
(૮) શ્રી મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી પરિષદનાખજાનચી.

સ્થાનિક કારોબારી સભાએ ચૂંટેલા

(૧) શ્રી જયેન્દ્રરાય ભગવાનદાસ દૂરકાળ,
(૨) શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી,
(૩) શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ,
(૪) પ્રો. માણેકજી પીઠાવાલા,
(૫) શ્રી રેવાશંકર જોષી,
(૬) શ્રી. નવનીતલાલ જટાશંકર,
(૭) શ્રી જનકરાય બુચ, ( મંત્રી, નિબંધ સમિતિ ).

## સંમેલન પ્રમુખ અને વિભાગી પ્રમુખો

સત્કાર મંડળની એક બેઠકમાં સંમેલનના પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીની ચૂંટણી થઇ હતી. સંમેલનના જુદા જુદા વિભાગોના પ્રમુખો તરીકે નીચેના ગૃહસ્થોની ચૂંટણી કરવામાં આવી હતી

(૧) સાહિત્ય–શ્રી. રામનારાયણ વિ પાઠક,
(૨) ઇતિહાસ અને પુરાતત્ત્વ– શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી,
(૩) ધર્મ અને તત્ત્વજ્ઞાન– શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળા,
(૪) લલિતકલા– શ્રી રવિશંકર મ રાવળ,
(૫) પત્રકારિત્વ શ્રી. સામળદાસ ગાંધી,
(૬) સગીત– પંડિત ઓમ્કારનાથજી,
(૭) શિક્ષણ–શ્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ,
(૮) અર્થશાસ્ત્ર-સમાજશાસ્ત્ર– શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ.

## સમેલન પ્રસંગે

### કલા પ્રદર્શનનું ઉદ્દઘાટન

સંમેલનના અધિવેશનનુ પ્રથમ મગલ કાર્ય તે કલા પ્રદર્શનની ઉદઘાટન ક્રિયા. શ્રીમતી લીલાવતી મુનશીના શુભ હસ્તે, શારદા મંદિરમા તા. ૩૦-૧૨-૩૭ ના રોજ કલા પ્રદર્શનના ઉદ્ઘાટનની ક્રિયા કરવામાં આવી હતી. કલા પ્રદર્શનના ઉદ્દઘાટનની ક્રિયા કરવાની વિનંતિ કરતાં, મંત્રી શ્રી જુગતરામ રાવળે શ્રીમતી લીલાવતી મુનશી અને અન્ય અતિથિઓનુ સ્વાગત કરી, પોતાનુ નિવેદન રજૂ કર્યું હતુ કલા પ્રદર્શનની ઉદ્દઘાટન ક્રિયા કરતાં શ્રીમતી લીલાવતી મુનશીએ નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યુ હતું.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## તેરમું અધિવેશન : કરાંચી

### કલા પ્રદર્શનની ઉદ્ઘાટન ક્રિયા કરતાં શ્રીમતી લીલાવતી મુનશીએ કરેલું ભાષણ

[ તા. ૩૦ : ડિસેમ્બર : ૧૯૩૭ ]

સન્નારીઓ અને સદ્ગૃહસ્થો

મારું પહેલું કર્તવ્ય તો આપ સૌનો આભાર માનવાનું છે. સાહિત્ય સંમેલનમાં કલા પ્રદર્શન એ હવે એક આવશ્યક અંગ થઈ પડયું છે. કાવ્ય, કલાઓના સુમેળથી સાહિત્ય વધારે શોભે છે. જો કે સાહિત્ય પણ એક જાતની કલા છે–માળામાં મેરૂ હોય તેવી; અને સાહિત્યકલા આવા પ્રદર્શનને નિમિત્તે કંઈક અંશે કલા-સાહિત્ય નિપજાવે એવો આમાં સુસંકેત પણ રહેલો છે. દુનીઆમાં વિધવિધ જાતની કલાઓ વિકસેલી પડી છે. પણ તેને વર્ણવવાને માટે આખરે તો શબ્દકલાની જ મદદ લેવી પડે છે. આજનું મહદ્કાર્ય આપે મને સોંપ્યું તેથી, આભારથી હૃદય ભરાઈ જાય છે; જો કે મારી અલ્પતાનું ભાન પણ મને પૂરેપૂરું છે જ. આ સ્થાન ગત સાલ આચાર્ય આનંદશંકરભાઈ જેવા સાહિત્ય બ્રાહ્મણે દીપાવ્યું હતું. પૂર્વે આજ સ્થાનને શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી, સર મનુભાઈ નંદશંકર મહેતા અને સર પ્રભાશંકર પટ્ટણી જેવા કલાપારખુઓએ મહત્તા આપી હતી. આવું મહદ્સ્થાન શોભાવવાની મારી તે શી લાયકાત? આપનો સદ્ભાવ એજ માત્ર મને આ મહદ્પદની અધિકારી બનાવે છે. અને તેથી જ હું સકારણ કૃતજ્ઞતા અનુભવું છું

અત્યાર સુધીમાં જુદાં જુદાં કલાપ્રદર્શનોની અને સાહિત્ય પરિષદોની વ્યાસપીઠ પરથી આપની પાસે કલા વિષેના અનેકદેશીય દૃષ્ટિબિંદુ રજૂ થઈ ગયાં છે. કોઈકે કલાની પ્રાચીનતા માપી છે, અને



**શ્રીમતી લીલાવતી મુનશી**

જેમના શુભ હસ્તે કલાપ્રદર્શનની
ઉદ્દ્યાટન ક્રિયા કરવામા આવી હતી.

જોવાનો તેમને વધારે શોખ થાય છે. અને વિવેચકો પણ કલાને બદલે તેનાં હાડચામ વધારે જુએ છે. કુદરતે બનાવેલો સુંદર માનવદેહ જો ચીરીને જોઇએ તો અંદર હાડચામ અને માંસમજ્જાનું બનેલું માળખું જ દેખાય છે. સુંદર નાટકના પડદા પાછળ જઇએ તો રંગેલા મોઢાવાળા કદરૂપા માનવીઓ નજરે પડે છે. ચિતારાના ચિત્રખંડમાં રંગના ધાબાં અને તેલ નીંગળતી પીંછીઓ પડેલી દેખાય છે. જેમ દેહની સુંદરતા તેને ચીરીને જોવામાં નથી; નાટકની સુંદરતા જોવા આપણે પડદા પાછળ જવાની જરૂર નથી; અને ચિતારાનું ચિત્ર જોતાં આપણે રંગના ધાબાં અને પીંછીઓ સંભારવાની જરૂર નથી; તેમ સાહિત્યમાં કે સંગીતમાં, ચિત્રમાં કે શિલ્પમાં આપણા જેવા સામાન્ય માણસોને તો વિવેચકથી જુદું સાદું દૃષ્ટિબિંદુ જ ઉપયોગી થઇ પડે છે. એ કલા આપણને ગમે છે? આપણા હૃદયને અસર કરે છે? આપણા ભાવોને એ ઉન્નત બનાવે છે? જો જવાબમાં હકાર આવે તો આપણે આપણા પોતાના દૃષ્ટિબિંદુ ઉપર આધાર રાખવો સારો.

પણ એક વાત ધ્યાનમાં રાખવી આવશ્યક છે. દરેક સારી વસ્તુ સમજવાને માટે માણસે કાંઇક અધિકાર પણ પ્રાપ્ત કરવાનો રહે છે. જે વસ્તુ સમજાય નહીં તે હૃદયને બહુ સ્પર્શે પણ નહીં. સુંદરમાં સુંદર સંગીત, જાણકાર ન હોય તેને મન રાગડા તાણવા જેવું લાગે છે. સાહિત્યની સુંદરમાં સુંદર કૃતિનો આસ્વાદ કેળવાએલી રસવૃત્તિ વગર માણસ લઇ શકતો નથી અતિ ઉત્તમ ચિત્રકૃતિને અનાધિકારી ધ્યાનથી જોતો પણ નથી.

ને કલાઓમાં પણ પાછા સંપ્રદાયો છે; સાહિત્યમાં, સંગીતમાં, ચિત્રમાં, શિલ્પમાં, સ્થાપત્યમાં અને સાથે સાથે નાની નાની ગૃહકલાઓમાં પણ. વસ્ત્રાલંકાર, રાચરચીલું, ભરતસીવણ, રસોઇકલા, એવી સૌ નાની મોટી કલાઓમાં માણસથી એક ચીલે ચાલી શકતું નથી. દરેકમાં પ્રાંતીય, દેશીય અને ભૌગોલિક ભેદો; અને તેમાંય પાછા સાંપ્રદાયિક ચીલા જુદા.

કલાના પાછળ ગણેલા પ્રકારોને થોડીવાર બાજુએ રાખી આપણે દરેક સ્થળકાળમાં દેખાતા કલાના બે મુખ્ય ભેદોની નોંધ લઇએ. એ બે મુખ્ય ભેદો તે કલામાં વાસ્તવદર્શન જોઇએ કે આદર્શદર્શન એ વિશેનો મૂળ મતભેદ. સંસાર હોય એવો બનાવે એ ખરી કલા કે સંસાર

હોવો જોઇએ એવો વર્ણવે તે ખરી કલા ? કલાવિવેચકો વચ્ચે તકરારનો આ એક જૂનો પ્રશ્ન છે

મારા નમ્ર મત પ્રમાણે તો કલા–સરસ કલા વાસ્તવને અને આદર્શને તદ્દન છૂટા પાડી, દર્શાવી શકાતી જ નથી વાસ્તવમાં આદર્શના રંગ પૂરે ત્યારેજ કલા સરસતા પામે છે. દુનીઆમાં બધી વાસ્તવિકતાઓ દેખાડવા જેવી નથી હોતી અને વાસ્તવના આધાર વગરનો આદર્શ કોઇનાથી સમજાતો નથી ને હૃદયને સ્પર્શતો નથી. સાચી કલા હોય તો વાસ્તવ અને આદર્શ બન્ને હોય તેનાથી વધારે સુંદર લાગે છે, અને આવી કલા ઊંડી અસર કરનારી નીવડે છે. સાહિત્યકાર કે ચિત્રકાર ગામડીઆનું ઘર વાસ્તવમાં હોય તેવું દેખાડે ત્યારે એ ત્યાંની ઘણી નકામી વસ્તુઓ છોડી દે છે અને કેટલીક વસ્તુઓમાં આદર્શના રંગ પૂરે છે. અને શ્રીમંતનો મહેલ કે માનવસ્વભાવની કોઈ બાજુ દેખાડતાં સફળ કલાકાર વાસ્તવ અને આદર્શ બન્નેના સંમિશ્રણ વગર તે સારી રીતે આલેખી શકતો નથી. વાસ્તવના આધાર વગરની કલા હોઇ શકે નહીં. પણ છેક 'વાસ્તવ જ' એવી કલામાં માનવીને ઊંચે લઇ જવાના અંશો બહુ ઓછા હોય છે. નદી અને આકાશ બન્ને સુંદર છે પણ ચિત્રમાં હોય તો એથીયે સુંદર લાગે છે સુંદર માનવની દેહકલા કવિના શબ્દો કે ચિતારાની પીંછી દ્વારા અભિનવ આકર્ષણ રજૂ કરે છે. રાહદારી રસ્તો એટલો આકર્ષક નથી, એમાં ઘણી ગંદકી અને ઘણાં બેડોળ માણસો ફરતા હોય છે પણ એના જ સારી રીતે લેવાયલા ચિત્રમાં કંઇક નવીનતા દેખાય છે. રસ્તાની ભિખારણ કે મીલનો મજૂર આપણે તેમને જોઇએ ત્યારે ધ્યાન ખેંચે તેના કરતાં કલા દ્વારા આપણી વધારે સહાનુભૂતિ ખેંચી લે છે

પણ આ કલા શાને માટે છે ? કલા એ જીવન માટે છે કે જીવન કલાને માટે છે ? કોઇ કોઇ કલાકારો પોતાનું આખું જીવન કલાને અર્પણ કરી દે છે અને કલાશહીદ પણ બની જાય છે, એવું સાંભળ્યું છે; પણ માનવસમૂહના મોટા ભાગને માટે તેમ નથી. કલા ખરેખર જીવનને માટે હોવી જોઇએ કલા એ જીવનથી કંઇક જુદો પદાર્થ છે એવી માન્યતા જ ભૂલ ભરેલી છે. ખરેખરી કલા જીવનમાં જ છે; જીવનને માટે છે. જે આદર્શો જીવી ન શકાય, તેવા આદર્શો માત્ર સાહિત્યમાં વાચવાથી શાનો ઉદ્ધાર થાય ? જો સંગીત ભાવને ન પ્રેરે તો પછી ગવૈયાના

કોઇએ એનો વિસ્તાર જોયો છે. કાકાસાહેબ જેવા કળાના સ્થૂલ દેહને ન જોતાં તેના સૂક્ષ્મ દેહની તપાસમાં વધારે ઊતર્યા છે. શ્રી. પુરુષોત્તમ જેટલી ચોકસાઇથી હું આપને કલાનો જૂનો ઇતિહાસ આપી શકું એમ નથી, અને પૂજ્ય કાકાસાહેબ જેટલી વિદ્વત્તાથી કલાનો સૂક્ષ્મ દેહ પણ મારાથી પકડાય તેમ નથી. હું તો માત્ર મારા તમારા જેવા સામાન્ય માણસોને માટે, કલા એટલે શું અને કેવી કલા આપણને અસર કરે એ વિષે કાંઇક દૃષ્ટિબિંદુ રજૂ કરી શકું.

મારું આ દૃષ્ટિબિંદુ રજૂ કરતાં પહેલાં એક વાત હું સ્પષ્ટ કરી દઉં કલાના કોઇ સંપ્રદાય વિષે હજી સુધી મારો કાંઇ જ પૂર્વગ્રહ નથી કલા એ કંઇ કોઇ પક્ષનો ઇજારો નથી. અને આપણા જેવા કલાકાર નહીં એવા કલાભોગીઓ માટે તો કલાના જુદા જુદા સંપ્રદાયની કંઠી બાંધી ફરવું એ ઇષ્ટ પણ નથી. જે હૃદયને સ્પર્શે, જે આંખને આનંદ આપે, જેમાં સંવાદિતા અને રૂપરંગનો મેળ હોય, અને સુરુચિ જેનાથી પ્રસન્ન થતી હોય એ સર્વ આપણે માટે કલા આવી કલા 'કલાને ખાતર કલા' છે કે ઉપયોગિતા પોષે એવી કલા છે, કે ભક્તિભાવભીની કલા છે કે પ્રચારપૂરતી કલા છે; એવી માથાકુટમાં આપણે પડવુ જરૂરી ખરું ?

ખરેખર, આવી બધી માથાકુટમાં આપણને કલાકારો કરતાં કલાવિવેચકોએ વધારે દોર્યાં છે. કોઇ કવિ એક કાવ્ય લખી ગયો, કોઇ ચિતારો એક ચિત્ર ચીતરી ગયો, કોઇ શિલ્પીએ એક સુંદર પ્રતિમા ઘડી જગતને સાદર ભેટ કરી; એમણે આ કામો કાંઈ જગત પર ઉપકાર કરવા નહોતાં કર્યાં, કે જગતની આજ્ઞાને માન આપીને પણ નહોતાં કર્યાં. એમણે તો માત્ર સર્જનના ઉન્માદમાં એ ચીજો સર્જાવી અને પોતાના આનંદમાં લોકોને ભાગીદાર કરવા એ ચીજો જગત સામે રજૂ કરી. એ બધી ચીજો જેમ હોય તેમ જોવાનુ મૂકી, એને તોડીફોડીને, વીંખીપીંખીને જોવાથી શો લાભ ? પણ ઘણા કલાવિવેચકોનો આ મત નથી હોતો એમને જેટલો રસ આ વિવેચનના તત્ત્વજ્ઞાનમાં પડે છે, એટલો ખુદ કલાકૃતિમાં પણ પડતો હશે કે કેમ એ શંકા પડે એવી વાત છે. કેટલાંક બાળકોને નવાં રમકડાં રમવા આપો તો તેનાથી રમવાને બદલે તેને તોડીફોડીને અંદરની રચના ને યંત્ર

જોવાનો તેમને વધારે શોખ થાય છે. અને વિવેચકો પણ કલાને બદલે તેનાં હાડચામ વધારે જુએ છે. કુદરતે બનાવેલો સુંદર માનવદેહ જો ચીરીને જોઇએ તો અંદર હાડચામ અને માંસમજ્જાનું બનેલું માળખું જ દેખાય છે. સુંદર નાટકના પડદા પાછળ જતાં તો રંગેલા મોઢાવાળા કદરૂપા માનવીઓ નજરે પડે છે. ચિતારાના ચિત્રખંડમાં રંગના ધાબાં અને તેલ નીંગળતી પીંછીઓ પડેલી દેખાય છે. જેમ દેહની સુંદરતા તેને ચીરીને જોવામાં નથી; નાટકની સુંદરતા જોવા આપણે પડદા પાછળ જવાની જરૂર નથી; અને ચિતારાનું ચિત્ર જોતાં આપણે રંગના ધાબાં અને પીંછીઓ સંભારવાની જરૂર નથી; તેમ સાહિત્યમાં કે સંગીતમાં, ચિત્રમાં કે શિલ્પમાં આપણા જેવા સામાન્ય માણસોને તો વિવેચકથી જુદું સાદું દષ્ટિબિંદુ જ ઉપયોગી થઇ પડે છે. એ કલા આપણને ગમે છે ? આપણા હૃદયને અસર કરે છે ? આપણા ભાવોને એ ઉન્નત બનાવે છે ? જો જવાબમાં હકાર આવે તો આપણે આપણા પોતાના દષ્ટિબિંદુ ઉપર આધાર રાખવો સારો.

પણ એક વાત ધ્યાનમાં રાખવી આવશ્યક છે. દરેક સારી વસ્તુ સમજવાને માટે માણસે કાંઇક અધિકાર પણ પ્રાપ્ત કરવાનો રહે છે. જે વસ્તુ સમજાય નહીં તે હૃદયને બહુ સ્પર્શે પણ નહીં. સુંદરમાં સુંદર સંગીત, જાણકાર ન હોય તેને મન રાગડા તાણવા જેવું લાગે છે. સાહિત્યની સુંદરમાં સુંદર કૃતિનો આસ્વાદ કેળવાએલી રસવૃત્તિ વગર માણસ લઇ શકતો નથી અતિ ઉત્તમ ચિત્રકૃતિને અનાધિકારી ધ્યાનથી જોતો પણ નથી.

ને કલાઓમાં પણ પાછા સંપ્રદાયો છે; સાહિત્યમાં, સંગીતમાં, ચિત્રમાં, શિલ્પમાં, સ્થાપત્યમાં અને સાથે સાથે નાની નાની ગૃહકલાઓમાં પણ. વસ્ત્રાલંકાર, રાચરચીલું, ભરતસીવણ, રસોઇકલા, એવી સૌ નાની મોટી કલાઓમાં માણસથી એક ચીલે ચાલી શકતું નથી. દરેકમાં પ્રાંતીય, દેશીય અને ભૌગોલિક ભેદો, અને તેમાંય પાછા સાંપ્રદાયિક ચીલા જુદા.

કલાના પાછળ ગણેલા પ્રકારોને થોડીવાર બાજુએ રાખી આપણે દરેક સ્થળકાળમાં દેખાતા કલાના બે મુખ્ય ભેદોની નોંધ લઇએ. એ બે મુખ્ય ભેદો તે કલામાં વાસ્તવદર્શન જોઇએ કે આદર્શદર્શન એ વિશેનો મૂળ મતભેદ સંસાર હોય એવો બનાવે એ ખરી કલા કે સંસાર

હોવો જોઇએ એવો વર્ણવે તે ખરી કલા ? કલાવિવેચકો વચ્ચે તકરારનો આ એક જૂનો પ્રશ્ન છે

મારા નમ્ર મત પ્રમાણે તો કલા–સરસ કલા વાસ્તવને અને આદર્શને તદ્દન છૂટા પાડી, દર્શાવી શકાતી જ નથી વાસ્તવમાં આદર્શના રંગ પૂરે ત્યારેજ કલા સરસતા પામે છે. દુનીઆમાં બધી વાસ્તવિકતાઓ દેખાડવા જેવી નથી હોતી અને વાસ્તવના આધાર વગરનો આદર્શ કોઇનાથી સમજાતો નથી ને હૃદયને સ્પર્શતો નથી. સાચી કલા હોય તો વાસ્તવ અને આદર્શ બને હોય તેનાથી વધારે સુંદર લાગે છે, અને આવી કલા ઊંડી અસર કરનારી નીવડે છે. સાહિત્યકાર કે ચિત્રકાર ગામડીઆનું ઘર વાસ્તવમાં હોય તેવું દેખાડે ત્યારે એ ત્યાંની ઘણી નકામી વસ્તુઓ છોડી દે છે અને કેટલીક વસ્તુઓમાં આદર્શના રંગ પૂરે છે. અને શ્રીમંતનો મહેલ કે માનવસ્વભાવની કોઈ બાજુ દેખાડતાં સફળ કલાકાર વાસ્તવ અને આદર્શ બનેના સંમિશ્રણ વગર તે સારી રીતે આલેખી શકતો નથી વાસ્તવના આધાર વગરની કલા હોઇ શકે નહીં. પણ છેક 'વાસ્તવ જ' એવી કલામાં માનનારને ઊંચે લઇ જવાના અંશો બહુ ઓછા હોય છે નદી અને આકાશ બને સુંદર છે પણ ચિત્રમાં હોય તો એથીયે સુંદર લાગે છે સુંદર માનવની દેહકલા કવિના શબ્દો કે ચિતારાની પીંછી દ્વારા અભિનવ આકર્ષણ રજૂ કરે છે. રાહદારી રસ્તો એટલો આકર્ષક નથી, એમાં ઘણી ગંદકી અને ઘણાં બેડોળ માણસો ફરતા હોય છે પણ એના જ સારી રીતે લેવાયલા ચિત્રમાં કંઇક નવીનતા દેખાય છે રસ્તાની ભિખારણ કે મીલનો મજૂર આપણે તેમને જોઇએ ત્યારે ધ્યાન ખેંચે તેના કરતાં કલા દ્વારા આપણી

ગળામાંથી નીકળતો કોલાહલ માણસને ક્ષણિક મોજ જ આપે છે. જે ચિત્ર ઘરમાં ને હૃદયમાં સુંદરતા આણે એવું ન હોય એ ચિત્ર બજારુ ભીંત પર શોભે તો પણ એની આપણે મન કાંઇ કિંમત નથી.

ને નાની નાની કળાઓનું-ગૃહકલાઓનું-પણ એમજ છે. જે માનવદેહને ન શોભે તે શણગાર નહીં. કલામય રાચરચીલું જો કોટડીમાં ભરી રાખવા માટે હોય ને વાપરવા માટે ન હોય તો એ ઘરમાં હોય તો પણ ઠીક અને ન હોય તો પણ ઠીક. ભાતભાતના ભરતના નમૂના માત્ર પ્રદર્શનમાં જોયે ને વખાણ્યે એની કારીગીરીની શી કિંમત થવાની હતી?

જો ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ કલામાં આણી શકાય તો તે માત્ર આટલા પૂરતું: કલા–ભોક્તાઓ પૂરતું. કલાસ્રષ્ટાઓને તો એમાંથી આપણે સ્વતંત્ર જ રાખવા ઘટે છે. કોઇ સુંદર કાવ્ય કવિથી સુભગ ઘડીમાં લખાઇ ગયું. એને કોઇએ એ કવિતા બનાવવાનો 'ઑર્ડર' નહોતો કર્યો. એનો આત્મા એ કરતાં રાચ્યો અને વાંચનારનો આત્મા પણ જો એવો જ શુદ્ધ આનંદ અનુભવે તો પછી, એ કલા ઉપયોગી છે, નીતિબોધક છે, એવા પ્રશ્નો પૂછવાનો કોઇને અધિકાર નથી; અને એનો કાંઇ અર્થ પણ નથી. મહાભારત લખાયું અને અનેક આત્માઓ રાચ્યા. ગીતગોવિંદ વાંચીને ઘણાં હૃદયો નાચ્યાં. એ બંને ગ્રંથોમાં જેટલું લખ્યું છે એ બધું નીતિમાન છે કે નહી, એ ધોરણે નથી લખાયું; પણ એકમાં એ જમાનાની વાસ્તવિકતાનું આદર્શ પ્રતિબિંબ છે અને બીજામાં ભાવોદ્રેકમાંથી ઉદ્ભવેલી શબ્દ ને સૂરની ફૂલગૂંથણી છે. કલામાં સંયમ રાખવો જરૂરી છે, એ વાત કબુલ છે; પણ સંયમ એટલે કલા નહી એ વાત પણ એટલી જ યાદ રાખવા જેવી છે

પણ આટલી સહેલાઇથી આ પ્રશ્નનું નિરાકરણ થાય એમ નથી. "કલાને ખાતર કલા" કે "ઉપયોગિતાને ખાતર કલા" એ પ્રશ્નોની ચર્ચાએ તો બે સંપ્રદાયો જ ઊભા કર્યા છે અને કોઇ પણ વાત ચર્ચાનો વિષય બને, એટલે બે જુદાં દૃષ્ટિબિંદુઓ વાદવિવાદનું સ્વરૂપ લે છે. ખરેખર. આ પ્રશ્ન આટલી તકરાર માંગી લે તેવો છે ખરો?

મને લાગે છે કે "કલા કલાને ખાતર" કે "કલા ઉપયોગિતાને ખાતર" એ ભેદ પાડવા જેવો જ નથી; અને પાડવો હોય તો એ ભેદ

દેખાય છે તેટલો ઊંડો પણ નથી. ઉપયોગી હોય તે ઘણી વાર સુંદર હોય છે અને ન હોય તો તે કરવું જોઇએ; એ વાત મને માન્ય છે. આજ કાલ તો જીવન-વ્યવહારની નાનામાં નાની ચીજોને સુંદર, કલામય બનાવવાનો અખતરો ચાલી રહ્યો છે. સાબુની પેટીથી રાજાના મહેલ સુધીની બધી ચીજોમા સુંદરતા આણવાનો પ્રયત્ન ચાલુ છે. આમ ઉપયોગી ને કલામય બનાવાય છે, પણ કલામય હોય એ બધું ઉપયોગી હોય, એટલે કે જેનો ઉપયોગ આપણી દૈહિક જરૂરીઆતોને ભાગવા જેવો થઇ શકે, એવુ નથી. સુંદર કથા, કાવ્ય કે ચિત્ર આપણને ગમે, તે એની ઉપદેશ આપવાની શક્તિને લીધે નહી, પણ એની સાત્વિક આનંદ આપવાની શક્તિને લીધે પ્રકૃતિ સુંદર લાગે છે; પણ ઝાડ, પહાડ, બાગ એ બધા ઉપયોગી છે, માટે સુંદર છે એમ આપણે માનીએ છીએ ખરા ? ફૂલનો ઉપયોગ કરો તો પણ સુંદર છે ન કરો તો પણ સુંદર છે. જે જે કલાકૃતિઓમા કૃત્રિમતા ન હોય, આડંબર ન હોય, મનની કોઇ ઊર્મિ કે ભાવ, કે કોઇ પ્રસંગનુ એ સહજ સુંદર ચિત્ર હોય તો પછી એ ઉપયોગી હોય કે ન હોય, તો એ કલાકૃતિ રહેવાની જ.

કલા એ "કલાને ખાતર' હોવી જોઇએ, એ વાતનો વિરોધ કાંઇક ગેરસમજમાથી ઉદ્ભવ્યો હશે એમ મને લાગે છે દેહના સર્વ ધર્મો જનસમાજની હાજરીમા જેમ નથી કરી શકાતા, તેમ મનની સર્વ વૃત્તિઓનું પ્રદર્શન જાહેરમાં કરવા જેવું હોતુ નથી. પતિપત્નીનો પ્રેમ એ સુંદર વસ્તુ છે અને એનું જાહેર વર્ણન કરવાની કોઇ ના ન કહે, પણ પતિપત્નીના બધા સંબંધમાં દૃષ્ટિને માટે જેમ મર્યાદાને સ્થાન છે તેટલી મર્યાદા કલામાં પણ રહેવી જોઇએ જીવનની જેમ કલામાં માણસે કેટલાક વિધિનિષેધ પાળવાના હોય છે એની કુદરતી મર્યાદા કયાં મૂકવી અને રૂઢિ ગણી એને કયાંથી છોડી દેવી એ નક્કી કરવામા સુરુચિનું સ્થાન આવે છે. જે બીભત્સ હોય તે સુંદર ન હોય અને તે દેખાડવામા કલા પણ ન હોય કલા ને સુંદરતા એક બીજાના અવિભાજ્ય અંગ છે. અસુંદર ચીજો આકર્ષક હોય તો, તે આકર્ષણ જિજ્ઞાસાનુ હોય છે, સુંદરતાનું નહી; અને તેથી જ આ વાદ નિરર્થક છે.

કલા પ્રદર્શનને પ્રસંગે કલાના આવા ભેદોનુ વર્ણન કરવું એ સુકત નથી. પ્રદર્શનમાં કલાઓના નમુના હોય છે તે વપરાતી ચીજોના-જેનો

ઉપયોગ આપણે હંમેશ કરી શકીએ એવી ચીજોના. મોટે ભાગે એમાં ઘરશણગારની અને માણસને વાપરવાની ચીજોની કલા હોય છે. ભાતભાતના ભરતનો ઉપયોગ આપણા નિત્યજીવનમાં ઉપયોગિતાની સાથે સુંદરતાની ભૂખને સંતોષવાને માટે થાય છે. કારીગીરીવાળું રાચરચીલું, કલામય કોતરણીવાળાં જાતજાતની ધાતુઓનાં વાસણો, રૂપાળાં વસ્ત્રાલંકાર અને ઘરની ભીંતે શોભે એવાં ચિત્રો આપણા ઘરની સુંદરતા વધારવામાં ઉપયોગી થાય એવા સ્થાપત્યના નમુના આ બધી વસ્તુઓને જોઇને આપણું અંતર રાચે છે, એટલા માટે કે એ બધાનો ઉપયોગ આપણા જીવનમાં કલામયતા અને સુન્દરતા આણશે, એવી આપણને પ્રતીતિ થાય છે. આપણા પૂર્વજો, જેમના સમયમાં આપણા કરતાં ઓછી પ્રગતિ હતી, એમ આપણે માનીએ છીએ; તેમના જીવનમાં કલા તો વધારે હતી, એ આવાં પ્રદર્શનો સંભારી આપે છે; અને તેથી આપણને ગર્વ થાય છે આપણી પાસે કલા પોષવાનો ને ઉત્તેજવાનો સમય હોય કે ન હોય પણ આપણા પૂર્વજો પાસે તો હતો. વગર પ્રદર્શનોએ એમનાં ઘરો ને ગચગચીના કલામય હતાં આજે કલામય થવાને માટે આપણે પ્રદર્શનો જોવાં પડે છે, એ પરિસ્થિતિનું ભાન પણ આપણને આથી થાય છે. ને આપણે પશ્ચાત્તાપમાં દોડતાં દાઝતાં જીવન જીવતાં થોડી કલા જીવનમાં ભરવાનો આવે પ્રસંગે કાંઇક પ્રયત્ન કરી લઇએ છીએ, અથવા આપમેળે થઇ જાય છે.

પણ આપણી કલાપિપાસા થોડીક બાલક દશામા છે, ને તેથી કેટલીએ વાર આપણે કલાને નામે કૃત્રિમતાના થોકડા ઘરમાં વસાવીએ છીએ. કલા રંગભેળમાં નથી, પણ રંગમેળમા છે, ને તે એકલી રંગદર્શી જ નહીં પણ રૂપદર્શી છે. કલાત્મક અને કલાવિહીન ચીજો વાપરવામાં ફરક માત્ર મનના આનંદનો છે કલાવિહીન ઘરમા રહી શકાય અને કલાહીન ચીજોથી જિંદગીની જરૂરીઆતો સંતોષી શકાય, ન સંતોષી શકાય માત્ર માણસની સૌંદર્યવૃત્તિ અને ન પૂરી શકાય એના અંતરની ઉણપ કલા ઇંદ્રિયગમ્ય છે ખરી, પણ ઇન્દ્રિયો દ્વારા એ પહોંચે છે આત્મા સુધી; અને એનામા રહેલી આનંદ આપવાની શકિતથી એ સાત્ત્વિક ભાવોને પોષે છે.

અને જેમ કલામા સુંદરતા છે, કલામાં ભવ્યતા છે, તેમ કલામાં સાદાઇ પણ છે. કલાનો હંકેરો કરવામાં આવે તો તેનો મુખ્ય ઉદ્દેશ માર્યો

જાય છે. જોઇએ તે કરતાં વધારે રાચરચીલું ઘરને સામાન ભરવાની કોટડી જેવું બનાવી મૂકે છે. જોઇએ તે કરતાં વધારે અલંકાર પહેરનાર સુંદરતાને બેડોળ બનાવી મૂકે છે જોઇએ તે કરતાં ઘાડા સૂર સુંદર સંગીતને કર્કશ બનાવી મૂકે છે, અને જોઇએ તે કરતાં વધારે ગતિ નૃત્યને કૂદાકૂદીમાં ફેરવી નાંખે છે. જેમ જોઇએ તે કરતાં વધારે મસાલો રસોઇને બગાડી મૂકે છે, તેમ કલામાં પણ છે આગળ કહ્યું તેમ કલા જેમ રંગદર્શક છે, તેમ રૂપદર્શક પણ છે. રેખાઓની શુદ્ધિ વિના સારું ચિત્ર ન થઇ શકાય તેમ દરેક કલા પોતપોતાના પ્રદેશમાં રેખાઓની શુદ્ધિ અને સપ્રમાણતા માગી લે છે. સાત્વિક કલા રૂપદર્શી હોય, રંગદર્શી કલા ભપકાદાર અને વધારે આકર્ષક હોય; પણ શુદ્ધ કલા તો એ બેના સુમેળથી જ નીપજે છે.

આજના આ કલાપૂજાના મંગળ પ્રસંગે કના વિના મારા ખ્યાલો ટૂંકમાં કંઇક અંશે રજૂ કરવાનો મેં પ્રયત્ન કર્યો છે. આ વિચારો કલાના અભ્યાસના પરિણામે નહીં પણ જીવતાં જીવતાં જેમ જડયા તેમ એકઠા થયેલા છે. આમાંથી ગુજરાતની કલાસમૃદ્ધિનો બહુ ખ્યાલ આવે એમ નથી, એ વાત હું કબુલ કરી લઉં છું. આમાં નથી રૂદ્રમાળ ને આબુ કે મોઢેરા ને પ્રભાસનાં મંદિરનું વર્ણન કે નથી અમદાવાદના મોગલ બાદશાહના મહેલ ને મસીદની જાળીઓનાં વર્ણન, અમદાવાદના કાનખાબ ને સુરતના કોતરકામની પણ એમાં નોંધ નથી; કાઠીઆવાડના ભરત ને પાટણના પટોળાંનાં વર્ણન આમાં મેં છોડી દીધાં છે માટી ને ત્રાંબાપિત્તળનાં વાસણો ને રંગરેજની કારીગીરી પણ આમાં કહેવાઇ નથી. રાજદરબારના હથીઆરો . અને કિંમતી સિંહાસનો, જર ને જરીઆતના આમાં નામનિશાને નથી મારા ધારવા પ્રમાણે આ બધાનો ખ્યાલ આપે એવા નમુના તમે પ્રદર્શનમાં જોશો. માત્ર એકલા ગુજરાતના જ નહીં, પણ કદાચ સિંધના પણ; એટલે, માત્ર એનું વર્ણન કરવા કરતાં, તમને એનો વધારે ખ્યાલ એ જોવાથી આવશે.

જે કળાઓમાં આપણે છેક પાછળ છીએ, એનાં નામ અહીં ગણાવવાં જરૂરી છે. રંગભૂમિની કળામાં બધા પ્રાંતોને મુકાબલે ગુજરાતીઓ જ પાછળ હોય એમ મને લાગે છે. અભિનય કરવાની કળામાં આપણે જરાએ પ્રગતિ સાધી નથી. ગુજરાતી સિનેમાઓ બીજા પ્રાંતોને મુકાબલે કલાની દૃષ્ટિએ ઘણાં પછાત છે સુંદર, અનુકરણ, મીઠાશવાળી ને ભાવો સંપૂર્ણપણે દર્શાવી શકે એવી ભાષા બોલવાની કળા ઉપર તો આપણે જરા પણ ધ્યાન આપ્યું નથી. અને બીજી ભાષાઓને સાંભળવાની ટેવવાળા માણસોને એ ખામી ખૂબજ સાલે છે.

કેટલીક વસ્તુઓ જન્મથી સુંદર હોય છે. કેટલીક વસ્તુઓ પ્રયત્નથી સુંદર બને છે. રૂપાળું શરીર માણસને જન્મથી મળે છે પણ કસરત એને સ્નાયુબદ્ધ બનાવે છે લાંબો કાળો નાગણના જેવો કેશકલાપ સુંદર હોય પણ વાળ ઓળ્યા વગરના હોય તો એ ઝાંખરા જેવા દેખાય છે શિષ્ટ અને સંસ્કારી ભાષા માણસને પ્રયત્નથીજ સાંપડે છે કુદરતદત્ત કલાશક્તિ હોય તો પણ તે મહેનતથી જ સંપૂર્ણ કેળવી શકાય છે સોમાં નવ્વાણું કલાવાનોની સ્વાભાવિક કલા સખત મહેનત અને એકનિષ્ઠ કલાભક્તિ માંગી લે છે. અને તેથીજ ગુજરાતીઓ જે જે કલાઓમા પ્રગતિ સાધી નથી શક્યા, તે એમની શક્તિના અભાવે નહી પણ જરૂરી મહેનતના અભાવે છે—એકલક્ષિતાના અભાવે છે, એ વાત પર હું ધ્યાન ખેંચવા માગું છું. ભવિષ્યમા ગુજરાતીઓ કલાના સર્વ ક્ષેત્રમા, હિંદુસ્તાનના સર્વ પ્રાન્તોની હારમા રહી શકે એવી રીતે વધારે ને વધારે પ્રગતિ સાધશે એવી આશા રાખવી વધારે પડતી નહી ગણાય.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! કલા પ્રદર્શન સમિતિની સખત મહેનતના પરિણામે ઊભુ થયેલુ આ પ્રદર્શન જોવા તમે સૌ અધીરા થયા હશો, એ હુ કલ્પી શકુ છુ અને તેથી ધાર્યા કરતા આપનો કંઇક વધારે સમય જો મેં લીધો હોય તો તે માટે હુ ક્ષમા માગું છુ. મારુ ભાષણ સમાપ્ત કરતા પહેલાં ફરી વાર જે સદ્‌ભાવથી તમે મને અત્રે નોતરી છે તેને સારુ હુ આપ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનુ છું.

*

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## તેરમું અધિવેશન : કરાંચી

### પહેલો દિવસ : તા. ૩૧ : ડિસેમ્બર ૧૯૩૭

તા ૩૧ : ૧૨ : ૧૯૩૭ શુક્રવારે સવારના ૯-૩૦ થી ૧૨-૩૦ સુધી સંમેલનની પહેલા દિવસની બેઠક માટેનો સમય નક્કી કરવામાં આવ્યો હતો. ગુજરાતી એજ્યુકેશન સોસાયટીના મકાનમાં સંમેલનની બેઠક માટે ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. પરંતુ અણધાર્યો વરસાદ પડવાથી પહેલા દિવસનું અધિવેશન પ્રભાત ટૉકીઝ થીએટરમાં ભરવામાં આવ્યું હતું.

સંમેલનના ચૂંટાયલા પ્રમુખ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી શ્રીમતી લીલાવતી મુનશી, શ્રી મનહરરામ મહેતા, શ્રી. અંબાલાલ જાની, ડૉક્ટર હરિપ્રસાદ વગેરે સાથે મંડપમાં આવી પહોંચતા સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી ડુંગરશી ધરમશી સંપટ તથા સત્કારસમિતિના અન્ય સભ્યોએ તેમનો સત્કાર કર્યો હતો. બેઠકમા શેઠ હરિદાસ લાલજી, ડૉ. પોપટલાલ ભુપતકર, શ્રી. ચંપકલાલ કૌશિક શ્રી. જેષ્ટારામ ભવાનજી, પ્રો ડોલરરાય રં. માંકડ અને બહારગામથી પધારેલ અતિથિઓમાના શ્રી કિશોરલાલ ઘ મશરૂવાળા, શ્રી રામનારાયણ વિ પાઠક, શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ, શ્રી રવિશંકર રાવળ, શ્રી બચુભાઇ રાવત, શ્રી સામળદાસ ગાંધી, ડૉ રમણલાલ યાજ્ઞિક, શ્રી ગોકળદાસ રાયચુરા વગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

પ્રારંભમાં સંમેલન માટે, ખાસ રચાયલાં ગીતોમાંથી થોડાં ગીતો ગાવામા આવ્યા હતા

#### સ્વાગત-પ્રમુખનું ભાષણ

ત્યારબાદ સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી ડુંગરશી ધરમશી સંપટે, સંમેલનના વરાયલા પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશી, અન્ય અતિથિઓ અને સાહિત્ય-રસિક સજ્જનો અને સન્નારીઓનો સત્કાર કરતાં પોતાનું નીચે પ્રમાણેનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું.



**શ્રી. ડુંગરશી ધરમશી સંપટ**

સ્વાગતાધ્યક્ષ ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન

તેરમુ અધિવેશન કરાચી

૧૯૩૭-૩૮

તમારા જેવા માનવંત પ્રાહુણાઓનો આતિથ્યસત્કાર કરવામા અમે ઘણા પછાત પડ્યા હઇશું, પરંતુ અમારો સત્કાર ખરા હૃદયનો અને ભાવભીનો છે, સુદામાના પૌંઆ અને વિદુરજીની ભાજી જેવો ખરા ઉમળકાથી આદર સહિત કર્યો છે, તે સ્વીકારી અમને કૃતકૃત્ય કરશો એવી આશા છે. અમારી ત્રુટીઓ તથા પ્રવાસો તરફ હંસદૃષ્ટિથી જોશો એવી પ્રાર્થના છે. મહાગુજરાતનું આ સંસ્થાન ગુજરાતી સાહિત્ય પરિષદને સન્માનવાના મળેલા સુપ્રસંગ માટે મગરૂર છે.

સિંધુ દેશ સાથે ગુજરાતીઓનો સંબંધ ઘણો પ્રાચીન છે. સિંધની સિંધુ નદી મહાગુજરાતના એક ભાગ કચ્છના મોટા ભાગને નંદનવન સમો બનાવી વહેતી હતી. એ પ્રવાહને કાંઠે સમ્રાટ સીકંદરના આક્રમણ સમયે મોટાં શહેરો વસેલાં હતાં ખેતીવાડી, બાગબગીચા, ઘીચ વસ્તી અને ધીકતા વાણિજ્યનો એ માર્ગ ઠેઠ કાઠિયાવાડ સુધીનો રાજમાર્ગ હતો. પાછળથી રાજ્યદ્વારી અને દૈવી કારણોથી સિંધુનો પ્રવાહ અન્ય માર્ગે વળ્યો, ને ગુજરાત સાથેનો એનો સંપર્ક ઘટ્યો.

બૃહદ ગુજરાત એ ઘણો વિશાળ પ્રદેશ છે એની સીમાની મર્યાદા અર્બુદાચળથી તાપી સુધીની નથી; પરંતુ કચ્છ, કાઠિયાવાડ પણ એના જ ભાગો છે હિંદના ઘણા ખરા પ્રાંતોમા, રાતા સમુદ્રના બંદરોમાં, ઇરાની આખાતના બંદરોમાં જંગબાર, પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકાનાં શહેરોમા, બ્રહ્મદેશમા, સીલોનમાં, અને બીજા અનેક પરદેશોમાં ગુજરાતી વસાહતો વસે છે. અસલ વાણિજ્ય અને ઉદરનિર્વાહ અર્થે આવેલા ગુજરાતીઓની પાંચ સાત પેઢીઓ ત્યાં થઇ ગઇ છે. સિંધુ નદીનાં જળ ઉનાળા ચોમાસામાં બંને પાળો ઉપર છલકાઇ સિંધના ખેતરોને રસકસવાળાં બનાવે છે, તેવીજ રીતે આ બૃહદ ગુજરાતીઓ પરદેશથી રિદ્ધિ સિદ્ધિનો પ્રવાહ ગુજરાતમાં વહેવરાવી તેને સમૃદ્ધ બનાવે છે

આ બૃહદ ગુજરાત પ્રત્યે, ગુજરાતે ભૂતકાળમાં ઉદાસીનતા સેવી છે. લાખો ગુજરાતીઓનાં સાહસ, સંયમ અને તપ તરફ લક્ષ આપ્યું નથી. એમનાં સંબંધી કાંઇ માહિતી મેળવવાની કે તેમનામાં રસસિંચન કરવાની દરકાર કરી નથી ગુજરાતી સાહિત્ય પરિષદે મોડો મોડો પણ આ વસાહતને પોતાના તરીકે અપનાવવાનો હક્ક

સ્વીકાર્યો એ આનંદની વાત છે. ગુજરાતી સાહિત્ય પરિષદની બાર બેઠકો ગુજરાતના શહેરોમાં જ ભરાઇ છે, તેરમી બેઠક ગુજરાતની સંકુચિત હદની બહાર પ્રવેશ કરે છે. આ બંધુકૃત્ય કરી ગુજરાતી સાહિત્યકોએ પોતાની ખરી ફરજ બજાવી છે.

કચ્છ કાઠિયાવાડ અનાવૃષ્ટિને કારણે થોડાં થોડાં વરસોને આંતરે દુષ્કાળથી પીડાય છે. આ સમયે એ દેશોની ગરીબ પ્રજા અને જાનવરોને રોજી તથા ચારા માટે સિંધના આતિથ્યનો લાભ ઘણા લાંબા સમયથી અદ્યાપિ પર્યંત મળે છે. સારાં વરસોમાં પણ કચ્છ-કાઠિયાવાડ પોતાની પ્રજાના નિર્વાહ જેટલું અન્ન પેદા કરતાં નથી. સિંધ એ ન્યૂનતા પૂરી કરે છે. (બ્રહ્મદેશના ચોખા પણ હમણાં એ ન્યૂનતા પૂરી કરવામાં ભાગ દે છે.) આથી કચ્છી અને કાઠિયાવાડીઓનો સિંધ સાથેનો આર્થિક સંબંધ પણ ઘણા જુના સમયથી ચાલ્યો આવે છે. સિંધુ નદીની કૃપાથી સિંધ અનાજ પેદા કરવાનું મૂળથી જ મુખ્ય સ્થાન છે. સિંધના જૂના બંદરો; ખડક બંદર, શાહબંદર અને કેટી બંદર, ગુજરાતી પેઢીઓ બહુ કાળથી ધગવતાં આવ્યાં છે.

ઇરાની અખાતના બંદરો મસ્કત, દુબઇ, બહેરીન, બસરા અને મામગ સાથે ગુજરાતીઓને ૩૫૦ વરસો થયાં વેપારી સંબંધ છે. મસ્કતના સુલતાનો પ્રભાવશાળી અને વિસ્તૃત પ્રદેશના રાજ્યકર્તાઓ હતા. ગુજરાતી વેપારીઓ પ્રત્યે તેઓ બહુ મમતા ધરાવતા હતા. જમીન અને સત્તાના લોભ વગરના પ્રામાણિક અને કરકસરીઆ ગુજરાતી વેપારીઓમાંના કેટલાકને એમણે દીવાનો બનાવ્યા હતા, કેટલાકને જકાત ખાતાનો વહિવટ સોંપ્યો હતો એ ઇરાની અખાતના બંદરો ખાતેથી ખજુર, ખારેક અને મોતી હિંદમાં ગુજરાતી વેપારીઓ મોકલતા હતા. હિંદના બંદરોથી કાપડ, મીઠું, અનાજ અને ચાદી ચડતા આ વાણિજ્યને માટે સિંધના બંદરો સરસ મધ્યમ મથકો હતા. આથી ગુજરાતી વેપારીઓની પેઢીઓ સિંધના બંદરોમાં સ્થપાએલી હતી.

સને ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપીઅરે સિંધના મીરોના શિસ્ત વગરના લશ્કરને મીયાંણીના યુધ્ધમાં હરાવી દીધું. તે સમયની પહેલાં કરાંચી એક નાનું ગામડું હતું. બધો વેપાર ખડક બંદરથી ચાલતો

હતો પાછળથી ખડક બંદર કાદવથી ભરાઇ જતાં, સિંધના સન્માનનીય વેપારી શેઠ નાઉમલ હોતચંદના વડવાઓએ બીજા વેપારીઓ સાથે સહકાર સાધી કલાચી ખાડી નામે સમુદ્રના કિનારે કરાંચીનું નવું બંદર વસાવ્યું હતું. અહીં એમણે નવાં ઘરો બાંધ્યાં, એમના વહાણો-માંથી માલ ઉતારવાના સ્થાનો બાંધ્યાં, ધાડપાડુઓ અને હથીઆરબંધ ટોળીઓથી રક્ષણ મેળવવા માટે મજબુત દીવાલ બાંધી. ચોકીદારોનું નાનું લશ્કર રાખ્યુ. આ સર્વેમાં ગુજરાતી વેપારીઓએ પૂરો સહકાર આપ્યો હતો લાસબેલાના જામની કરાંચી ઉપર નામની સત્તા હતી.

સિંધના શાસનકર્તા મીરોએ કરાંચી જીતી લેવા એના ઉપર આક્રમણ કર્યું. સિંધના મીરોના સેનાધ્યક્ષે વીશ હજારના લશ્કર સાથે હલ્લો કર્યો વેપારીઓએ પોતાના વહાણોની તોપોથી કરાંચીનું રક્ષણ કર્યું. સૈન્યાધ્યક્ષ ઘેરો ઊઠાવી ચાલ્યો ગયો. આવી રીતે કરાંચી ઉપર ત્રણ વખત આક્રમણ કર્યું, ત્રણે વખતે ઘેરો નિષ્ફળ ગયો; છેવટે લાસબેલાના જામની સંમતિ અને પૂરતી વાટાઘાટ પછી સંધી થઈ. સિંધના મીરોનું ઊપરીપણુ સ્વીકારાયુ; પરંતુ વેપારીઓની સ્વતંત્રતા અને કાયુ ચાલુ રહ્યાં.

કચ્છ-કાઠિયાવાડ સાથે સિંધનો બીજો સંબંધ પણ છે. કચ્છ, જામનગર, ગોંડળ, ધ્રોળ, રાજકોટ વગેરે દેશી રાજ્યોના જાડેજા રાજ્યકર્તાઓ સિંધના સમા રાજપુતોએ આપ્યા છે. સિધના નગરપારકર પ્રદેશની પ્રજાનો મોટો ભાગ સેંકડો વર્ષોથી અદ્યાપિ પર્યંત પોતાનુ ગુજરાતીપણું સાચવી રહ્યા છે. સિંધમાંનાં ઘણાં કુટુંબો કચ્છ કાઠિયાવાડમાંથી આવી અહીં વસ્યાં છે, જેઓ રીતરિવાજે અને ભાષામા સિંધી બની ગયા છે. કચ્છ-કાઠિયાવાડના લોહાણા, ભાટિયા, પુષ્કરણા, સારસ્વત અને બીજી ઉજળિયાત જ્ઞાતિઓના વડીલો પ્રથમ સિંધમાંથી આવી ત્યાં વસ્યા છે બને દેશો વચ્ચે ઘણા જૂના કાળથી અવરજવર અને વસાહતનો સંબંધ ચાલુ રહ્યો છે.

સને ૧૮૩૩ મા કરાંચી અંગ્રેજી સત્તાના તાબામાં આવ્યું, ત્યાર પહેલાં જ વેપારીઓની પાછળ ગુજરાતના અનેક શ્રમજીવીઓ, ધંધાદારીઓ અને કારીગરો આવ્યા હતા. મીરોની રાજધાની હૈદ્રાબાદ ત્યજીને સર ચાર્લ્સ નેપીઅરે કરાંચીને સિંધની રાજધાની.

તરીકે સ્થાપી એ નાના બંદરને ખીલવવા અંગ્રેજ સત્તાએ પુષ્કળ પ્રયત્નો કર્યા, યુરોપ સાથેનો સીધો સંબંધ બંધાયો, વસ્તી અને વેપાર વધવા લાગ્યા નવા ડક્કાઓ, મોટા પહોળા રસ્તાઓ, મોટા મકાનો બંધાવા માંડ્યા આથી ગુજરાતના અનેક કારીગરો અને ધંધાદારીઓ અહીં આવ્યા કરાચીની બજારોમાં શરૂઆતથી જ પુષ્કળ ગુજરાતીની નાની નાની દુકાનો થઈ લશ્કરને રાશન પૂરું પાડવા પારસી ભાઈઓ આવ્યા વોહરા ગ અને વાર્નીસન વેપાર માટે વોરા ભાઈઓ આવ્યા ચામડાના વેપાર તથા બાગબગીચા માટે ખોજા ભાઈઓ આવ્યા આ રીતે કરાચીના વિકાસમાં ગુજરાતીઓનો મોટો ફાળો છે

ગુજરાતના સાહસિક વેપારીઓ, કારીગરો અને શ્રમજીવીઓ કરાચીમાં ધનવૃદ્ધિ અને ઉદરનિર્વાહ માટે આવ્યા, નાના નાના ટેકરાઓ ઉપર અને દરિયા કિનારે સ્થપાયેલ કરાચી બંદરમાં આજના ઊંચા ઓલ્ડટાઉનની પાછળ કૂવા તળાવના કાંઠે હાલાના નાવનીઓએ જોડીઆ બજાર સ્થાપ્યું કચ્છના શ્રમજીવીઓ કારીગરો અને ધંધાદારીઓએ નિર્જન ન્યુઠોડ લાઇનમાં ઘરો બાંધ્યા ગુજરાતના વેપારીઓએ બોલ્ટન બજારમાં દુકાનો સ્થાપી, સંપત્તિ મેળવી શરાફીનો ધંધો ચાલુ કર્યો મુંબઈ બજારમાં ગુજરાતી વેપારી પેઢીઓ દીપી નીકળી તે પહેલાં કચ્છી ગલીઓ વસી ગઈ હતી હવે ગુજરાતીઓ વ્યાપક રીતે કરાચીમાં વસે છે ગુજરાતી વસ્તી એટલે ગુજરાતના એક શહેરના વિભાગને ત્યાંથી ઉપાડી અહીં નાખ્યું હોય તેવું લાગે એ જ સંસ્કૃતિ એ જ રીતભાત એ જ સાંસારિક રિવાજો, એ જ પહેરવેશ ભાષા ખોરાકવિધિ–સર્વત્ર ગુજરાતનું જ વાતાવરણ દેખાશે જોડીઆ બજારથી હેર ગુજરાતનગર સુધી ગુજરાતી પ્રજામાં ૧૦૦ ટકા ગુજરાતીત્વ દેખાશે

અહીંના ગુજરાતીઓમાં પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ અને સંસ્કારિતા છે, અને એને વળગી રહેવાની દરકાર પણ છે હિંદ બહારના દેશોમાં પણ ગુજરાતીત્વના સંસ્કાર ગુજરાતીઓએ જાળવી રાખ્યા છે શ્રી ખબરદારે ઠીક ગાયું છે કે —

જ્યાં જ્યાં ગુજરાતી બોલી ત્યાં ત્યાં ગુર્જરીની મ્હોલાત
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદા ગુજરાત

જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે, ત્યાં ત્યાં તેમની સંસ્થાઓ પણ સ્થપાય છે. શિક્ષણસંસ્થાઓ, વાચનાલયો, સંગીતશાળાઓ, પાંજરાપોળ, વેપારીસંસ્થાઓ વગેરે ગુજરાતી વસાહતોની અનુગામી સંસ્થાઓ છે. વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો પ્રગટ કરવાની સંસ્થાઓ પણ સાથેજ સ્થપાય છે સાત સાત પેઢીઓ થયાં બીજા દેશના લોકોની સાથેનો નિકટનો સંબંધ ગુજરાતીઓનું વ્યક્તિત્વ લોપ કરતો નથી.

સિંધની સિંધી ભાષા સંસ્કૃતની પુત્રી છે. છતાં એની લિપિ આરબી છે. એક હિંદુ સ્ત્રી આરબી પોશાક પહેરી બેઠી છે. સિંધીનું સાહિત્ય બહુ ઓછી સ્થિતિમાં હતું. હવે સહેજ પ્રગતીશીલ થયું છે. આરબી સિંધીનુ અનુશીલન શિક્ષિત વર્ગમાં હવે વધ્યું છે. પરંતુ વેપારી અને સામાન્ય વર્ગ ગુજરાતી ભાષા ઉપર આધાર રાખે છે. ગુજરાતી વર્તમાનપત્રો અને પુસ્તકો વાંચે છે. દુકાનોનાં પાટિયાં ઉપર, સીનેમા અને નાટકોનાં હસ્તપત્રો ઉપર, જાહેર સભાના આવાહન પત્રો ઉપર ગુજરાતી અને અંગ્રેજી લિપિનો ઉપયોગ થાય છે હમણાં બે વરસો થયાં સિંધ પ્રાંત મુંબઈ ઇલાકાથી અલગ કરવામાં આવ્યો છે, તેથી આરબી સિંધીનું મહત્વ કાંઇક વધ્યું છે; છતાં આરબી સિંધીમાં વર્તમાનપત્રો પ્રગટ થાય છે, તે કરતાં કરાંચીમાં ગુજરાતી ભાષામાં વધારે પત્રો પ્રગટ થાય છે. ગુજરાતીનું મહત્વ હજી કરાંચીમાં સારું છે. ઘણા ખરા સિંધી ભાઇઓ ગુજરાતી બોલી લખી જાણે છે

ગુજરાતી નાટ્યકળાના પણ કરાંચીમાં સારાં સન્માન છે. અનેક ગુજરાતીની નાટક કંપનીઓ કરાંચીમાં આવી પોતાની નાટ્યકળાની સુંદર છાપ મૂકતી જાય છે. એમના નાટકગૃહો સિંધી જનતાથી ભરાઇ સારો આર્થિક લાભ આપે છે. બીજા કોઇ પ્રાંતની નાટકમંડળીઓ અહીં ક્વચિતજ આવે છે અહીં ગુજરાતી માલેકોના સીનેમાગૃહો પણ ઠીક પ્રમાણમાં છે એ સીનેમામાં મુંબાઇની ફિલ્મ કંપનીઓની બનતી ફિલ્મો લોકપ્રિય થઇ પડી છે. અંગ્રેજી અને અમેરિકન ફિલ્મો પછી ગુજરાતી ફિલ્મો વખણાય છે.

સિંધી સુંદરીઓ શ્વેત વસ્ત્રો પરિધાન કરે છે. એમની વસ્ત્ર પરિધાનની શૈલી વિશિષ્ટ છે. પરંતુ હમણાં નવા યુગની સુંદરીઓ ગુજરાતી સાડીઓ અને પોલકાંને વધાવી લે છે. એમાં એમનું સૌંદર્ય દીપી નીકળે છે. ઘણી સિંધી બ્હેનોના અલંકારોની ફેશન ઉપર ગુજરાતી ઢબની છાપ દેખાય છે.

સિંધના દરેક શહેરમાં ગુજરાતીઓની વસ્તી છે. નાના નાનાં શહેરોમાં ગુજરાતીઓ નાની નાની દુકાનો માંડીને પોતાનો યોગક્ષેમ ચલાવે છે. સિંધની બીજી પ્રજાઓ સાથે ગુજરાતીઓ દૂધમાં સાકરની પેઠે હળી મળીને રહે છે. સિંધના કોઇ પણ નાના મોટા શહેરમાં જાઓ, પરંતુ ગુજરાતી પુરુષોનાં ધોતીઆં અને ગુજરાતણોની સાડીઓ છજામાં સુકાતી જોવામાં આવશે. ગુજરાતી વેપારીઓ, શ્રમજીવીઓ અને કારીગર વર્ગ સિંધમાં વ્યાપક છે.

કરાંચીના ગુજરાતીઓએ પોતાના સુસંસ્કારોનાં પુષ્પોની ફોરમ ચારે તરફ ફેલાવી છે. તેઓએ અહીં ગુજરાત ઊભું કર્યું છે.

સુણિયલ ગુજરવાડી ને વન ઉપવન જો,
ફૂલડે ફૂલડે વસન્તરાણી વિહરે.

ગુજરાતીઓનો દાનપ્રવાહ પણ પ્રબળ વેગથી જ્ઞાતિ, ધર્મ કે દેશથી પર રહી વહ્યો છે હિંદના કોઇ પણ ભાગમાં આફત કે દૈવી પ્રકોપને સમયે ગુજરાતીઓએ પોતાની કોથળીનાં મોઢાં ખુલ્લાં રાખ્યાં છે, હિંદના કોઇ પણ ભાગમાં સ્થપાયેલી લોકકલ્યાણની સંસ્થાઓ તરફ પોતાનો ઉદાર હાથ લંબાવ્યો છે. અહીંની રાજદ્વારી, સાંસારિક અથવા સેવાભાવી કોઇ પણ હીલચાલમાં ગુજરાતીઓએ સક્રિય ભાગ લીધો છે.

નેશનલ કોંગ્રેસના ૪૫ મા અધિવેશનની સફળતા માટે ગુજરાતીઓએ તન, મન, અને ધનનો સહકાર આપ્યો હતો. સને ૧૯૩૧ની કોંગ્રેસની અસહકારની લડતમાં પણ ગુજરાતી ડિકટેટરો, સ્વયંસેવકો અને કેસરી સાડીવાળી સેવિકાઓએ ભાઈબહેનો સાથે મળીને જેલયાત્રા, લાઠીઓના માર્ના સપાટા અને દંડની રકમોનાં તપ સહ્યાં હતાં. ભારતના મંત્રદ્રષ્ટા મહાપુરુષના ઉપદેશો અને પ્રવૃત્તિઓએ અહીંના ગુજરાતીઓનાં જીવન ચેતનમય બનાવ્યાં છે.

પચીસ વરસ ઉપરે ગુજરાતીઓમાં સાહિત્યપ્રવૃત્તિ બહુ મોળી હતી. ગુજરાતી પ્રજાનો મોટો ભાગ વૈશ્યવૃત્તિ અને શ્રમજીવીપણામાં સાર્થકતા માનતો હતો. નવા વિચારો, પ્રોત્સાહન અને ચેતનવંતી પ્રેરણાના પગલાં હજી પડ્યાં ન હતાં. ગુજરાતી જીવન ગતાનુગતિક મંદગતિએ વહેતું જતું હતું. ગુજરાતની અસ્મિતા જાગૃત થઇ નહોતી. પાશ્ચિમાત્ય વાંદરાનકલ ભણેલા વર્ગમાં આદર પામી હતી. એ સમયે

કેટલાક ગુજરાતીઓએ " કચ્છી સભા " નામે એક સંસ્કારી સંસ્થા ઊભી કરી હતી તેની સભાઓમાં સાહિત્ય અને સગીતના સ્વરો પુરાતા હતા સિંધથી કચ્છ નજીક હોવાથી ગુજરાતીઓને કચ્છી તરીકે ઓળખવાનો અને સંબોધવાનો સિંધી ભાઇઓમાં રિવાજ છે

દોરી લોટો લઇ નીકળેલા સાહસિક ગુજરાતીઓની પાંચથી સાત પેઢીઓ અહીં વતી ગઇ છે, હવે તેઓ થાળે પડયા ગણાય. ગુજરાતીઓની જુદી જુદી જ્ઞાતિઓનાં મોટાં જૂથો અહીં બંધાઇ ગયા છે. વિવાહો, સીમંતો અને માતપિતાની પાછળનાં જ્ઞાતિભોજનો હવે અહીં જ પતી શકે છે. ગુજરાતીની સખ્યા સાઠથી એંશી હજારની વચ્ચે ગણાય છે. દર વરસે એમાં સારી વૃદ્ધિ થાય છે. તેઓ અહીં સારી સ્થાવર જગમ મિલકતો ધરાવે છે મહાગુજરાતની આ મહા વસાહતનું ભવિષ્ય પ્રકાશમય છે.

છેલ્લાં થોડાં વરસો થયાં ગુજરાતીઓમાં સંસ્કારભાવના તીવ્ર થઇ છે પંદર વીશ વરસો ઉપરે જન્મ પામેલી નાની નાની બાળ ગુજરાતી સંસ્થાઓ પુષ્ટ થઈ કિશોર ભાવને પ્રાપ્ત કરી શકી છે ગુજરાતીઓને જીવનકલહનું મંથન તો હજીએ કરવુ પડે છે, છતાં શહેરી તરીકેની પોતાની ફરજો ગુજરાતીઓ અદા કરવામાં પછાત પડતા નથી. ગુજરાતીઓમાં જાગૃત થએલી આ સંપ્રજ્ઞાને લીધે દરેક જાતની સાંસ્કારિક હીલચાલોમાં ગુજરાતીઓ સંપૂર્ણ સહકાર આપે છે.

આપણા પારસી બંધુઓ અહી સૌ કોમો કરતાં વિશેષ પ્રગતિમાન છે. એમની સંસ્થાઓનું સ્વરૂપ ઉન્નત છે. શિક્ષણ હુનર ઉદ્યોગ, ઉત્સાહ અને સમૃદ્ધિમાં તેઓ આગળ વધેલા છે કોમી ભાવ જો હળવો થાય તો ગુજરાતીઓની અહીંની પ્રવૃત્તિઓ બહુ દીપી નીકળે. પારસીઓનો દાનપ્રવાહ પણ પ્રબળ છે.

મુખ્ય વાણિજ્ય સંસ્થાઓ ધી કરાચી ઈંડીયન મર્ચંટસ ઍસોસિએશન અને બાયર્સ અને શીપર્સ ચેમ્બરની સ્થાપનામાં અને વહીવટમાં ગુજરાતીઓએ સક્રિય અને ચેતનવંતો ભાગ લીધો છે. બંને સંસ્થાઓ ગુજરાતીઓના હાથથી સ્થપાઇ, હવે સાર્વજનિકત્વ પામી છે અહીંની કૉટન ઍસોસિએશનમા પણ ગુજરાતી ડિરેક્ટરો છે. કરાચીની બીજી કેટલીક જુદા જુદા ખાસ ધંધાઓની ઍસોસિએશનોમાં પણ ગુજરાતીઓનું પ્રમાણ ઠીક જળવાયું છે

સિંધની ધારાસભામા ગુજરાતી સભાસદો ઉપયોગી કાર્ય બજાવી રહ્યા છે ગુજરાતી ઇજનિયરો, વકીલો, ડૉક્ટરો, સર્વેયરો, પ્રોફેસરો શિક્ષણશાસ્ત્રીઓ પણ ઠીક ઠીક સંખ્યામા કરાચીના ગુજરાતી સમાજને શોભાવી રહ્યા છે ગ્રેજ્યુએટોનું પ્રમાણ પણ દિન પ્રતિદિન વધે છે કરાચીની ચેતનવંતી ગ્રેજ્યુએટ ઍસોસિએશન એની શાખ પૂરે છે

પોતાની ભવિષ્યની પ્રજાના શિક્ષણ માટે ગુજરાતી ભાઇઓમાં ખૂબ રસ જાગ્રત થયો છે ત્રણ હાઈસ્કૂલો પોતાના સ્વતંત્ર સુંદર મકાનો ધરાવે છે ત્રીજી હાઇસ્કુલ પણ એ દિશામા પ્રગતિ કરવા ઝંખે છે હજારો વિદ્યાર્થીઓ આ હાઇસ્કુલોમા શિક્ષણ લે છે એમને માટે સારો અનુભવી સ્ટાફ રોકવામા આવ્યો છે. આ સર્વ હાઇસ્કુલોનું સંગઠન અપેક્ષિત છે એક તંત્ર નીચે એનો કારભાર કરકસરવાળો અને ગુજરાતી પ્રજાને લાભદાયક જણાય આ સિવાય ગવર્નમેન્ટ હાઇસ્કુલમા પણ ગુજરાતી છાત્રોની સંખ્યા ઠીક છે અહીંની આર્ટસ કૉલેજમા મોટી સંખ્યામાં ગુજરાતી વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે ત્યાં અને એ જિનિયરીંગ કૉલેજમાં પણ ગુજરાતી વિદ્યાર્થીઓ શિક્ષણ લઇ રહ્યા છે તે ઉપરાંત ઉચ્ચ શિક્ષણ માટે ખાનગી સંસ્થાઓ સારી સગવડ આપે છે

અહીંના ગુજરાતીઓ પોતાના બાળકોની પ્રાથમિક કેળવણી માટે પણ ઉત્સુક છે ખાનગી અને મ્યુનિસિપાલિટીની મળી સાઠેક પ્રાથમિક શાળાઓ ગુજરાતી શિક્ષણ આપે છે હમણા પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ લેતા ગુજરાતીઓના દસ હજાર જેટલા વિદ્યાર્થીઓ અમારી આશાના અંકુર છે અમારી સંસ્કૃતિનો વિકાસ એમના ભાવિ શિક્ષણ ઉપર રહ્યો છે એમનું ભાવિ ઘડતર અહીંની વસાહતને

વિશેષ પ્રકાશ આપશે, એવું અમારું માનવું છે. વર્ધાના ઉદ્યોગ સાથેનું શિક્ષણ આપવાના વિચારોએ પણ અમારું ધ્યાન ખેંચ્યું છે.

અહીં કન્યાઓનાં શિક્ષણ માટેની સગવડો પણ વિકાસ પામતી જાય છે. જ્યાં કન્યાશિક્ષણનું નામ નહોતું, ત્યાં થોડા વરસોમાં વીશેક કન્યાશાળાઓ ખાનગી અને મ્યુનિસિપાલિટીના સંચાલન નીચે ચાલે છે. કન્યાઓને માટે માધ્યમિક શિક્ષણની જુદી સગવડ મળી છે. તેમ સહશિક્ષણ પણ અખતરારૂપે દાખલ થયું છે.

ગુજરાતીઓના સંસ્કૃતિવિકાસ માટે અનેક સંસ્થાઓ કામ કરી રહી છે. તેમાં શ્રી મહાગુજરાત સભા પણ છે. કેટલીક મુખ્ય મુખ્ય જ્ઞાતિઓના યુવકોનાં સેવા તથા સંસ્કૃતિ વર્ધક અનેક મંડળો સક્રિય કામ કરી રહ્યાં છે. એમના આશ્રય નીચે ભાષણો, મેળાવડાઓ, સભાઓ ચાલુ થયા જ કરે છે. કોંગ્રેસ કમિટિમાં રહીને ગુજરાતીઓ પોતાની રાજકીય પ્રગતિ સાધી રહ્યા છે. અનેક વ્યાયામશાળાઓ સ્વાસ્થ્યરક્ષણ માટે સ્થપાએલી છે.

ગુજરાતીઓનાં લોકહિતની પણ કેટલીક સંસ્થાઓ છે. ગુજરાતી કો–ઑપરેટિવ બેંક, ગુજરાત નગર સોસાયટી, શ્રી લોહાણા હુન્નર-ઉદ્યોગશાળા, શ્રી. દેવધરભાઇ પ્રાગજી મલીર સેનેટોરીઅમ, શ્રી મહિલા મંડળ, શ્રી. જીવદયા મંડળ વગેરે સંસ્થાઓ ગુજરાતીઓનુ હિત સાધી રહી છે.

વીશેક ગુજરાતી લાયબ્રેરીઓ, ગુજરાતી વાંચનારાઓનાં વાચન–શોખની સગવડ પૂરી પાડે છે. કેટલીક લાયબ્રેરીઓ અંગ્રેજી અને ગુજરાતીનું સંયુક્ત વાચન પૂરું પાડે છે. આ લાયબ્રેરીઓ સર્વ એકતંત્ર નીચે આવે તો વાચનની વિવિધતા અને વિશાળતા વધે.

કરાંચીના ગુજરાતીઓની સાહિત્ય વિષયમાં રસવૃત્તિ કેળવાતી જાય છે. દૈનિકો, અઠવાડિકો, માસિકો બહાર પડવા લાગ્યાં છે. તેમાં શિષ્ટ સાહિત્યના પ્રયાસો પણ છે. પુસ્તકો પણ પ્રગટ થાય છે. સંસ્કારવાંચ્છુઓને આહ્લાદ આપે તેવું સાહિત્ય પ્રજા હવે માંગી રહી છે. ગુજરાતી વસાહતોના થોડાં વરસોના પ્રયત્નો જોતાં કવિઓ, નવલકથાકારો, ટુંકી વાર્તાઓના લેખકો, નિબંધકારો, ભાષાશાસ્ત્રીઓ

અહીં હવે ઠીક સંખ્યામાં જોવામા આવે છે. તેમાં અખીલ ગુજરાતના લેખકો તરીકે પણ થોડા લેખકોએ પ્રશંસા મેળવી છે કરાંચીમા ગુજરાતી માલેકીના વાણિક મુદ્રણાલયો છે તેમા કેટલાક તો ઘણુ સારુ મુદ્રણ કરી શકે તેવાં છે અહીના મુખ્ય અંગ્રેજી દૈનિક પત્રમા ગુજરાતી ડિરેક્ટરો સક્રિય ભાગ લઇ રહ્યા છે.

કરાંચીના સાહિત્યરસિક ગૃહસ્થોએ આઠેક વરસો ઉપર સાહિત્ય-કળામહોત્સવ ઉજવ્યો હતો તે પ્રસંગે મહાકવિ ન્હાનાલાલ અને બીજા ગુજરાતના સાહિત્યકારોએ આવી કરાંચીના સાહિત્યરસિકોને મુગ્ધ કર્યા હતા. એ પ્રથમવાર હતુ, આજે ગુજરાતી સાહિત્યની મુખ્ય સંસ્થાને નોતરી કરાંચી પોતાને કૃતકૃત્ય માને છે લલિત કળાના પ્રદર્શનો ભરીને અહીની ગુજરાતી જનતાએ પોતાનો કળાપ્રેમ વારવાર જાહેર કર્યો છે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ પ્રસંગે પ્રસંગે ભવ્ય નાટકો અને સંવાદો ભજવી શાબાશી મેળવે છે ચિત્રકારો અને સંગીતના ઉપાસકો પણ ગુજરાતીઓમા છે

અમારી સંસ્કૃતિની ટૂંકી રૂપરેખા ઉપર મુજબ છે. હજી અમારે લાંબે પંથે વિચરવાનું છે. અમારી મર્યાદાઓ અને ઊણપોનું અમને ભાન છે, છતાં અમે નિરાશ થતા નથી અમે આગળ પ્રગતિ કરવાની ધગશવાળા છીએ આ માટે ગુજરાતના ઉત્સાહ અને દોરવણીને અમે સપ્રેમ આમંત્રીએ છીએ

ગુજરાત પાસેથી અમે કેટલુક સાહિત્ય માગી રહ્યા છીએ એક બૃહદ ગુજરાતી કોશની મુખ્ય જરૂર છે. ભગુ ગર્જતો ગોકળનો કોશ બહાર પડે એટલે એ પણ ઉપયોગી થઇ પડશે બીજુ, સારા વ્યાકરણની ગુજરાતીને જરૂર છે તે પણ પૂરી પાડવા માટે કોઇ ભાષાશાસ્ત્રી કમર કસે તો એ ઊણપ દૂર થાય. બંગાળી ભાષામા એ બંને ઊણપો નથી કાશીની નાગરીપ્રચારિણી સભાએ બહાર પાડેલ હિંદી વિજ્ઞાન કોશ જેવા કોશની પણ આપણી ભાષાને ઘણી જરૂર છે બંગાળી અને હિંદી કોશોની સહાયતાથી એ માર્ગે ગુજરાતી ભાષાની સેવા કરવી શકાય તેમ છે. ગુજરાતના ઇતિહાસની ઊણપ પણ સાલે તેવી છે. બૃહદ જ્ઞાનચક્રો બંગાળી અને મરાઠીમા પ્રકટ થયાં છે ત્યારે ગુજરાતનો વારો હવે ક્યારે આવશે? લિપિ સુધારણાના

પ્રશ્નમા પણ અમને ઘણો રસ છે. જોડણીની સુધારણા અને તેને એકધારી બનાવવાના પ્રયત્નો વધારે ઉત્સાહ અને પ્રગતિ માગી રહ્યા છે.

એક આર્ટ્સ કોલેજના પણ અહીંના ગુજરાતીઓ સ્વપ્નાં સેવી રહ્યા છે. ભવિષ્ય કદાચ એ સ્વપ્નાને મૂર્ત બનાવે. અમને સરતું સાહિત્યવર્ધક અને વર્નાક્યુલર સોસાયટી જેવા મંડળોની પણ તૃષ્ણા છે. સાહિત્ય-પ્રવૃત્તિ અહીં વિશેષ વ્યાપક બને અને ગુજરાત જેવા સાહિત્યસ્વામીઓ, મહાકવિઓ અને ભાષાશાસ્ત્રીઓ વિશેષ પ્રમાણમાં પાકે એવી અમારી ઊર્મિઓ છે.

સાહિત્ય પરિષદ માટે પણ અમે પ્રગતિની પ્રાર્થના કરીએ છીએ કોંગ્રેસની પેઠે એની પ્રવૃત્તિઓ વિશેષ વ્યાપક બને. અને આમજનતાનો એની સાથે સંપર્ક રહે એવા બંધારણની જરૂર છે. મહાગુજરાતના દરેક શહેરમાં એની શાખાઓ સ્થપાય અને એની પ્રવૃત્તિઓ ત્રણ ચાર વરસને ગાળે ત્રણ ચાર દિવસોમાં ન સમાઇ જાય એવી અમારી ઉત્કટ ઇચ્છા છે. બંગાળી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિઓ આપણા કરતાં ઘણી વેગવતી છે. ગુજરાતી, મરાઠી, બંગાલી અને હિંદી સાહિત્ય પરિષદો પોતાની પ્રાંતીયતા ત્યજીને પરસ્પરના સહકાર અને સંબંધમાં આવે તે પણ ઇચ્છનીય છે

બંગાળ, મદ્રાસ, બ્રહ્મદેશ, મધ્યપ્રાંત, મહારાષ્ટ્ર જેવા બૃહદ ગુજરાતીઓની વસાહતોવાળા ભાગોમાં પણ સાહિત્ય પરિષદનાં અધિવેશનો ભરાય એવી તજવીજો થવી જોઇએ. મારા અધીન મત પ્રમાણે ગુજરાતના શહેરો કરતાં આ વસાહતોમાં ગુજરાતી સાહિત્ય પરિષદનાં અધિવેશનો ભરવાની પ્રવૃત્તિ આદરવા યોગ્ય છે.

આપણું ગુજરાતી સાહિત્ય સર્વ ગુજરાતીઓની સમભાવે મિલ્કત છે. એના સમુદ્રમંથનમાંથી જુદા જુદા સમયે ઊપજેલાં રત્નો એ આપણી કિંમતી સમૃદ્ધિ છે બંગાળના ચંડીદાસ, હિંદીના સુરદાસ અને મરાઠીના તુકારામ સમા નરસૈયાએ, ગુજરાતી ભાષાને જે દિવ્ય વરસો આપ્યો છે તે અમૂલ્ય છે. મહાકવિ પ્રેમાનંદની પ્રસાદી તો ગુજરાતી ભાષામાં ચિરંજીવ સાહિત્ય છે. ભાલણ, ભીમ, સામળ, અખો અને દયારામ વગેરે મહાકવિઓએ ગુજરાતીને પ્રાસાદિક બનાવવા

માટે કિંમતી ફાળો આપ્યો છે. સંસ્કૃત પુરાણ, ઇતિહાસ, કાવ્ય, વેદાંત વગેરે વિષયો ઉપરથી આપણા મહાકવિઓએ સુંદર સાહિત્ય ઊપજાવી કાઢ્યું છે તેમાં પણ શ્રી કૃષ્ણભક્તિ, એ સમયના સાહિત્યમાં પ્રમુખ સ્થાન ભોગવે છે. બંગાળી ભાષામાં ચૈતન્યના સખાઓએ, વ્રજ ભાષામાં વલ્લભાચાર્યના અનુયાયીઓએ અને ગુજરાતીમાં સ્વામિનારાયણના સખાઓએ કૃષ્ણભક્તિનું પોતાનું સરસ સાહિત્ય પ્રકટાવ્યુ છે.

ભક્તિયુગ પછી સુધારાયુગનું સાહિત્ય આવ્યું. બંગાળમાં શ્રી. રામમોહનરાય અને શ્રી. કેશવચંદ્ર સેને બ્રહ્મોસમાજનું સાહિત્ય રચ્યું. ગુજગતના મૂળશંકર, તે શ્રી. દયાનંદ સરસ્વતીએ આર્યસમાજનુ સાહિત્ય રચી પંજાબ અને યુક્ત પ્રાંતોમાં ચેતનની ચીનગારીઓ ફેલાવી. ગુજરાતમાં શ્રી. નર્મદાશંકર, શ્રી. દલપતરામ અને શ્રી. ભોળાનાથે સુધારા યુગનું સાહિત્ય રચ્યું.

અખીલ ભારતમાં સાહિત્યપ્રવાદ વેગવંતો વહેવા માંડયો હતો. ગદ્ય સાહિત્યનું સુંદર સર્જન થતું હતું. બંગાળમાં શ્રી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરથી શરૂ કરી શ્રી. રવીન્દ્રનાથ ટાગોરના સમય સુધી ગદ્ય સાહિત્ય ખૂબ ખેડાયું હિંદીમાં શ્રી હરિશ્ચંદ્રથી તે મહાવીરપ્રસાદ દ્વિવેદીએ આ ક્ષેત્રમા ઉત્તમ કામ કર્યુ. ગુજરાતીમાં શ્રી નર્મદાશંકરથી તે શ્રી ગોવર્ધનરામ સુધી સાહિત્યનું કલેવર બંધાયુ. કાંઇક પણ અર્થગંભીર અને રસવાળુ સુંદર નવ્ય કાવ્ય સાહિત્યનું કલેવર પણ શ્રી ન્હાનાલાલ કવિના સમય સુધી બધાઇ ગયું આપણા ગુજરાતી સાહિત્યને મહાત્માજીએ પણ સારો વેગ આપ્યો છે

જગત હવે હસ્તામલક જેવું બન્યું છે. યુરોપિયન સાહિત્યની સામાન્યપણે અને અંગ્રેજી સાહિત્યની ખાસ અસર નીચે ગુજરાતી સાહિત્ય આવ્યું છે પરદેશી સાહિત્યની પુંકળ અને વ્યાપક અસર આપણાં સાહિત્ય ઉપર થવા માંડી છે. ચારે તરફથી સાહિત્યવેલમાંથી પુષ્પોનો ફાલ હવે ઊતરવા માંડયો છે. તેમાં કેટલાંક અતિ સુગંધી અને કેટલાંક ઓછાવત્તા સુગંધવાળાં ફૂલડાં ચારે તરફ ઊગવાં માંડયાં છે.

રાજ્ય, ધર્મ, તત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, કાવ્યો, વાણિજ્ય, વિજ્ઞાન, ભૂસ્તરશાસ્ત્ર, ઉદ્યોગ, હુન્નર, લલિતકળાઓ, વિદ્યુતશાસ્ત્ર, વનસ્પતિ-

ગુજરાતીઓને સદાય મહાગુજરાત રચતાં આવડ્યું છે. ઇતિહાસકાળની ઉષામાં પણ ગુજરાતીઓએ મીસર ને સિંહલ, જાવા ને ચીન ખેડ્યાની કથા કોણે નથી સાંભળી ? મધ્યકાલમાં ચોર્યાંશી બંદર પર વાવટો ફરકાવતા ગુજરાતની કીર્તિ પણ કોણે નથી સાંભળી ? અને આજે ગુજરાતી કયાં નથી ? કરાચી ને કલકત્તા, દિલ્હી અને મદ્રાસનો ગુજરાતીસમૂહ એ તો હિંદી મહાગુજરાતનાં ચોદિશનાં સીમાચિન્હો છે; પણ ગુજરાતીઓ કયાં નથી ? ટોકીઓમાં કયાં નથી ? પેરીસમાં કયાં નથી ? ન્યુયોર્કમાં કયાં નથી ? ત્યાં બધે પાદેપાદ રસાળ ગુર્જરગિરા બોલાય છે, ત્યાં ગરબે રમવાને ગુર્જર ગોરીઓ નીસરે છે, ત્યાં બધે જ ગુજરાતીઓ વસે છે–પૈસાની શોધમાં અને જીવનના શોખમાં મશગુલ; પોતાની 'નાની શી નાર ને નાકે રે મોતી'ને લડાવતા ને ધર્મને કાજે અર્થ વહેવડાવવામાં તત્પર. તેમને માટે તેલંગણના કવિ વેંકટધ્વરીએ સત્તરમી સદીમાં જે કહેલું તે આજે હું પણ કહી શકું તેમ છું:

"આ ગુર્જર દેશ જો, ને આંખ ઠાર. સર્વ સંપત્તિથી ભરપૂર આ તો જાણે સ્વર્ગલોક કપૂર અને મીઠી સોપારીથી મઘમઘતા પાનથી એના યુવાનોનાં મુખ શોભે છે. વિવિધ દિવ્યાંબરો તે ધારે છે ને પ્રશંસાને પાત્ર બને છે. ચમકતાં રત્નોના આભૂષણ તે પહેરે છે. ચંદનથી તેમનાં શરીરો મઘમઘે છે. અને તે રતિ સમી યુવતીઓ સાથે મહાલે છે.

અને અહીંઆની સ્ત્રીઓનું સૌન્દર્ય પણ અનુપમ છે. તપ્ત સુવર્ણનો એમનો રંગ છે; લાલ ને મૃદુ એમનાં હોઠ છે; નવ-પ્રવાલસમા એમનાં હાથ છે; એમની વાણી અમૃતસમી મીઠી છે; એમનું મુખ છે કમલસમ, ને આંખોમાં છે નીલ કમલનાં તેજ. ગુર્જર યુવતીઓની મોહિનીથી યુવાનો મુગ્ધ બને એમાં શી નવાઇ ?

વળી આ લોકો દેશ દેશ ભમે છે, ત્યાંનાં કૌતુકો જુએ છે, અને અમિત દ્રવ્ય મેળવે છે. ત્યાંથી તે પાછા આવે છે, અને લાંબા વખતથી વિરહોત્કંઠ એવી એમની સતીઓને પાછા મળે છે. આ પ્રમાણે

આ ધન્ય લોકો સર્વ સંપત્તિથી સમૃદ્ધ કયું સુખ નથી ભોગવતા ?" ×

૨

આ જુદે જુદે સ્થળે વસતા ગુજરાતીઓ આજે શાથી એક બને છે ? એમને શું એક બનાવે છે ? ગુજરાતીપણું—ગુજરાતીતા—ગુજરાતની અસ્મિતા એટલે શું ? એ વધે છે કે ઘટે છે ? વધે છે તો કેટલી ને કેવીક વધે છે ?

આ અસ્મિતા શબ્દ ૧૯૧૩-૧૪ માં હું યોગસૂત્રમાંથી આપણા ઉપયોગમાં ખેંચી લાવ્યો*, ત્યારથી હું તેના પર વિચાર કરું છું,

---

× स एष सर्वसम्पदामास्पदतया त्रिदशालयादेश इव गुर्जरदेशश्चपा सुखाकरोति ।

अत्रहि—

सकर्पूरस्वादुक्रमुकनववीटीरसलसन्
मुखाः सर्वश्लाघापदनिनिधदिव्याम्बरधराः ।
कमद्गलाकल्पा घुमघुमितदेहाश्च घुसृणैर्
युवानो मोदन्ते युवतिभिरमी तुल्यगतिभि ॥

अत्र वधूनामप्यन्यादृश सौंदर्यम् ।

तप्तस्वर्णसवर्ण मगाङ्गमिदं ताम्रौ मृदुश्च घर
पाणीप्रासनवप्रवालसरणी वाणी सुधाधोरणी ।
वक्त्रं वारिजमित्रमुत्पलदलश्रीसूचने लोचने
के वा गुर्जरसुभ्रुवामवयवा यूनां मोहावहा ॥
देशे देशे किमपि कुतुकादद्भुत लोकमाना
सपाद्येव द्रविणममित सद्य भूयाप्यवाप्य ।
संयुज्यन्ते सुचिरविरहोत् कण्ठिताभि सतीभि
सौख्यं धन्या किमपि दधते सर्वसंपत्समृद्धा ॥

* આ વિષે શ્રી હીરાલાલ પારેખ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૩ માં જણાવે છે કે "કવિવર ન્હાનાલાલ લખે છે, કે, 'ગુજરાતની અસ્મિતા એ શબ્દપ્રયોગ શ્રી મુનશીજીનો, પણ એ ભાવ શ્રી મુનશીજીએ નર્મદગદ્યમાં સાક્ષાત મૂર્તિમન્ત નીરખેલો, ને ત્યાંથી લીધેલો.' પણ અમારા ધારવા પ્રમાણે એ શબ્દ પ્રથમ નર્મદાશંકરે યોજેલો." શ્રી હીરાલાલની આ ધારણામાં ભૂલ છે

અને તેને પોષે એવી સામગ્રી એકઠી કરું છું. અમે જન્મે ગુજરાતી છીએ, અમે ગુજરાતી બોલીએ છીએ, અમારા સંસ્કાર ગુજરાતી છે એમ કહ્યે આપણામાં ગુજરાતી અસ્મિતા આવતી નથી. અસ્મિતા જે મનોદશા સૂચવે છે તેનાં બે અંગ છે : 'હું છું' અને 'હું હું જ રહેવા માગું છું.' એમાં એક વ્યક્તિત્વની સુરેખ કલ્પના અને એ વ્યક્તિત્વને હસ્તીમાં રાખવાનો સંકલ્પ બન્ને રહ્યાં છે. જ્યારે આપણે 'ગુજરાતની અસ્મિતા' શબ્દો ઉચ્ચારીએ છીએ ત્યારે કયા અને કેવા ગુજરાતની કલ્પના સેવીએ છીએ? ને કયા ગુજરાતને હસ્તીમાં આણવાનો સંકલ્પ કરીએ છીએ?

એક સમય એવો હતો કે જોધપુરની આસપાસની ભૂમિ ગુર્જરત્રા—ગુર્જરત્રા ભૂમિ કહેવાતી, અને અમદાવાદ ગુજરાતની બહાર ગણાતું. એક વાર સાબરમતીની ઉત્તરે ગુજરાત ગણાતું. પણ આજે તો દક્ષિણે મુંબઇ સુધી વિસ્તરે છે. એક વાર શ્રીમાલ, ઝાલોર, વાંસવાડા ને નંદુરબાર ગુજરાતનાં મથકો હતાં; આજે તે ગુજરાતની ભૂગોળની બહાર છે, આજે ઉત્તર થાણા અને પશ્ચિમ ખાનદેશમાં ગુજરાતીઓ વસે છે. છતાં તેને કોઇ ગુજરાત ગણતુ નથી. આશ્ચર્યની વાત એ છે કે કાઠિયાવાડ અને કચ્છને ય ગુજરાત બહાર ગણાવનારા કેટલાક છે કરાચી ને કલકત્તામાં હજારો ગુજરાતીઓ વસે છે અને તો ય તે ગુજરાતમાં છે, એમ માનવા મથે છે. એટલે સ્થળની ગુજરાતની સીમાઓ બાંધવી એ અયોગ્ય છે. હું તો માનું છું અને કહું છું કે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એ ગુર્જર રાષ્ટ્રકવિની કેવળ કલ્પના નથી, પણ વાસ્તવિક અને વ્યાવહારિક સત્ય છે

પરંતુ 'જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' કહેવામાં કદાચ વાસ્તવિક સત્ય નથી મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં સદીઓ થયા વસતા 'ગુજરાથીઓ ગુજરાતી નથી બોલતા. ઝાલોર ને વાસવાડા, ઇડર અને શ્રીમાલમાં આજે મારવાડી વધારે બોલાય છે, છતાં એમાં વસતા ગુજરાતીઓ નથી એમ કોણ કહેશે?—કેમ કહેવાશે? ગુજરાતીનું પ્રાધાન્ય એ ગુજરાતનું મુખ્ય લક્ષણ મનાય પણ એ પ્રાધાન્ય ન હોય ત્યાં

ગુજરાત નથી એમ કેમ કહેવાય? ત્યારે પ્રશ્ન થાય છે કે 'ગુજરાત' એટલે શું? ત્રીસ વર્ષના મનને હું એની વ્યાખ્યા આપું. એની રાજકીય કે ધાર્મિક એકતામાં એનું મૂળ નથી; એનું મૂળ હિંદી સંસ્કારને લાક્ષણિક રીતે જીવનમાં ઉતારવાની કલામાં છે.

પણ ગુજરાતને સીમાડા નથી. 'ગુજરાત' એક જીવંત અને જાગ્રત વ્યક્તિ છે—જે પોતાને એક કલ્પવામાં, પોતાનું અસ્તિત્વ એક દૃઢ સંકલ્પ દ્વારા સરજવામાં જીવનસાફલ્ય સમજે છે. એ ગુજરાતીઓનું બન્યું છે ખરું: પણ એ માત્ર માનવીઓનો સમૂહ નથી. જ્યાં ગુજરાતીઓ 'ગુજરાત' છે ને રહેશે એવી નિર્ણયાત્મક કલ્પના સેવી એકઠા મળે છે ત્યાં ગુજરાતની હસ્તી છે જ. ગુજરાત વિસ્તરે છે જ્યાં ગુજરાતીઓ પોતાની ઇચ્છાશક્તિ અને સંકલ્પબળથી એને સરજે છે ત્યાં. 'ગુજરાત' તો એક ભાવનાઘડી પણ જીવંત સાંસ્કારિક વ્યક્તિ છે. ગુજરાતના વ્યક્તિત્વના ભાનથી પ્રેરાઈ એનું વ્યક્તિત્વ સિદ્ધ કરવાનો જેણે સક્રિય સંકલ્પ કર્યો હોય તેનામાં ગુજરાતની અસ્મિતા હોય.

આ વ્યક્તિત્વના ઘડતરમાં પર્વત ને નદીઓનું સ્થાન ગૌણ છે. મુખ્ય સ્થાન તો જે મહાપુરુષોએ ગુજરાતની આ ભાવના સરજાવી છે તેમનું છે. તેમનાં પરાક્રમો અથવા સાહિત્યકૃતિઓ ગુજરાતીઓની કલ્પના અને ઇચ્છાને કેંદ્રસ્થ કરે છે તે ઇતિહાસ કે સિધ્ધાંત રચી જાય છે, ઉત્સાહ અને આનંદ પ્રેરે છે, ગૌરવકથાઓનાં મંડાણ માંડે છે અને ગુજરાતનું સૂક્ષ્મ શરીર બાંધી જાય છે.

૩

ઇતિહાસના પ્રવાહમાં આવા મહાપુરુષોમાં પ્રથમ તો એ સિધ્ધરાજ જયસિંહ એણે સામ્રાજ્ય સ્થાપ્યું, પાટણને વિદ્યાનું કેન્દ્ર બનાવ્યું, પોતાની કીર્તિગાથાથી લોકસાહિત્યને સમૃધ્ધ કર્યું. ગુજરાત એક છે, મહાન છે, વંદનીય છે એ ભાવના ઉપજાવવાની સામગ્રીઓ એણે સરજી. પણ જો કોઇએ ગુજરાતને સસંકલ્પ જીવંત વ્યક્તિ તરીકે કલ્પવાનો પહેલો પ્રયત્ન કર્યો હોય તો તે ધંધુકાના મોઢ વાણીઆએ, ગુજરાતનાં સાહિત્યસ્વામીઓના શિરોમણિએ, કલિકાલસર્વજ્ઞ

શાસ્ત્ર, કોશ, વ્યાકરણ વગેરે અનેક શાખાઓમાં વહેતી સાહિત્યનદી વેગથી આગળ ધસી જાય છે આ સાહિત્યે આપણા સમાજનાં ઘડતર ઉપર વ્યાપક અને ઊંડી અસર કરી છે મહાત્મા ગાંધીજીના અસ્પૃશ્યતા નિવારણ, સાદું સ્વચ્છ જીવન, સેવાભાવી કર્મો, સ્ત્રીસ્વાતંત્ર્ય, અહિંસાના વહેણો હજી હમણાં જ વહ્યા છે. પરંતુ હવે એનાથી પણ આગળ વધીને સમાજવાદ અને સામ્યવાદનું સાહિત્ય ગુજરાતી સમાજની સામે આવી પડ્યું છે. રશિયાનું ઉદ્યોગ–સુધારણા અને સમાજ–સુધારણાનું સાહિત્ય પણ આપણા યુવાનો ઉપર પુષ્કળ અસર કરે છે. જાપાનની ઔદ્યોગિક અને રાજકીય ઉન્નતિએ પણ ગુજરાતી યુવકોના હૃદયમાં નવીન દૃષ્ટિકોણ ઊભો કર્યો છે. હમણાં યુરોપનું હિંસા, ઇર્ષા અને ફેસીઝમને લગતું સાહિત્ય પણ પ્રજામાં હોંસે વંચાય છે. સમાજની પાસે લગ્નસંસ્થાઓ, સહશિક્ષણ અને સંતતિનિયમનનું સાહિત્ય હવે પીરસાય છે. આવતી કાલે આથી પણ આગળ વધી નવું નવું સમાજને હચમચાવનારું સાહિત્ય પ્રગટ થઇ, પ્રજાને કયા માર્ગે લઇ જશે તેની કલ્પના થઇ શકતી નથી. કેટલુંક સાહિત્ય અતિ ક્ષુલ્લક અને ક્ષુદ્રવૃત્તિ પણ પ્રકટ કરે છે. પરંતુ પ્રજાનો શિષ્ટ વર્ગ એને સન્માનતો નથી

બંગાળી, હિંદી, મરાઠી સાહિત્યમાંથી સુંદર અનુવાદો અને અવતરણો ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવ્યે જાય છે. પરંતુ દક્ષિણની ભાષાઓ તામિલ, તેલુગુ, મલયાલમમાં હજી વિશેષ ચંચુપાત ગુજરાતીઓએ કર્યો જણાતો નથી. સૌથી વિશેષ અનુવાદો અંગ્રેજી ભાષામાંથી થયાં છે. ફ્રેંચ, જર્મન, રશિયન સાહિત્યની વાનગીઓ પણ અહીંતહીં પીરસાય છે. ગુજરાતી સાહિત્યની મર્યાદા અતિ વિશાળ બનતી જાય છે. જગતના ઘણાંખરા સાહિત્યોની છાયા ગુજરાતી ભાષામાં સાહિત્ય ઉપર છવાતી જાય છે. ગુજરાતી પ્રજામાં જેમ જેમ નિરક્ષરતા ઓછી થતી જાય છે, તેમ તેમ સાહિત્યનો પ્રચાર વધતો જાય છે. રેડીઓ જેવા સાધનો એમાં સહકાર આપે છે. આર્થિક સ્થિતિમાં સુધારો પણ પ્રજાના સાહિત્ય–રસને પુષ્ટિ આપે છે.

ગુજરાતી સાહિત્યનો બમો વરસના વિકાસ જેટલો વિકાસ, છેલ્લાં પચાસ વર્ષોમાં થયો છે. અને છેલ્લાં પચાસ વરસોમાં ગુજરાતી

સાહિત્યની જે પ્રગતિ થઇ છે તેના કરતાં આ દાયકામાં વધારે ચેતન તેને મળ્યું છે. હવે તો દિનપ્રતિદિન એનો ફાલ વિશેષ પ્રમાણમાં વ્યાપક રીતે ઊતરતો જાય છે સંખ્યાની વૃદ્ધિ સાથે ગુણોની વૃદ્ધિ પણ અપેક્ષિત છે. છતાં ગુજરાતી ભાષાનું ભવિષ્ય ઉન્નત છે. એની વ્યાપકતા વધારે વિસ્તારમાં ફેલાય તેવો દરેક સંભવ છે. પરંતુ રસ-સાહિત્યને પોષીને એના દરેક અંગોને નૈસર્ગિક રીતે ઉન્નત કરવામાં આવે તો જ ગુજરાતી સાહિત્ય દીપી નીકળશે. આપણાં વિવેચન-સાહિત્યને વધારે મજબુત અને વ્યાપક બનાવવાની આવશ્યકતા છે.

ગુજરાતીઓમાં હિંમત, સાહસ, ઉદ્યોગ, નિશ્ચય છે; બુધ્ધિ અને સૂક્ષ્મ વિચાર છે; ડહાપણ, વ્યવહારકુશળતા પણ છે; સાહિત્ય, સંગીત અને કલારસિકતા પણ છે, એટલે ગુજરાતીઓ ગુજરાતી ભાષાની સેવા એક નિષ્ઠાથી કરી ઉન્નત સાહિત્યરૂપી રત્નો પેશ કરશે એમાં કંઇ શક નથી. ગુજરાતી સર્વે પ્રાંતીય ભાષાઓમાં ઉન્નતત્વ પ્રાપ્ત કરે, એની શક્તિ, સામર્થ્ય બળ, વીર્ય, ઓજસ, ગૌરવ અને પ્રતિભા વધે, એની સેવા, વ્યાપકતા અને વિભૂતિ આખા ભારતમાં પ્રચલિત થાય એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

અંતમાં હું સૌ માનવંતા પ્રાહુણાઓને પુનઃ આવકાર આપી વિરમું છું.

"જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી;
પ્રાચી દિશામાં વિવિધ રંગ ભરી, ઉદય ઉષા જળહળતી.
જો ! દિવ્ય વસંત પ્રભાત;
તુજને વંદન જય ગુજરાત !

ઘેરી ધુરંધર દેશતણાની ઘુઘરમાળ ઘમકશે;
સ્વતંત્રતા, રિદ્ધિ સિદ્ધિને પ્રતાપ, ચેતન સરશે.
જોઇ સ્વપ્ન થશે જગમાન !
તુજને વંદન જય ગુજરાત."

*

### પ્રમુખશ્રીની વરણી અને ભાષણ

સ્વાગત-પ્રમુખનુ ભાષણ પૂરું થયા બાદ, સમ્મેલનના વરાયલા પ્રમુખ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીને પ્રમુખસ્થાન લેવ નો પ્રસ્તાવ દી બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ રજૂ કર્યો હતો, જે સર્વાનુમતે વધાવી લેવામાં આવ્યો હતો.

આ પછી સભાજનોના તાળીઓના હર્ષનાદ વચ્ચે શ્રી. કનૈયાલાલ મુનશીએ પ્રમુખસ્થાન લીધું હતું અને સ્વાગતાધ્યક્ષ શ્રી. ડુંગરશી ધરમશી સંપટે, પરિષદ પ્રમુખ તરીકેનો રૂપાનો ચન્દ્રક તેમને કંઠે આરોપ્યો હતો.

તે પછી પ્રમુખ શ્રી. કનૈયાલાલ મા મુનશીએ પ્રમુખપદેથી પોતાનું ભાષણ નીચે પ્રમાણે આપ્યું હતું.

## સમ્મેલનના પ્રમુખ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીનું ભાષણ

**સત્કારમંડળના અધ્યક્ષ, સન્નારીઓ ને સદ્ગૃહસ્થો,**

આજે આ સ્થાન સ્વીકારતાં હું સંકોચ અનુભવું છું આ તો સાક્ષર શ્રી. ગોવર્ધનરામથી માંડી મહાત્મા ગાંધીજી સુધીના ગુજરાતી સાહિત્ય અને જીવનના ચક્રવર્તીઓનુ સ્થાન છે, એટલે અહીં બેસતા હુ આજે અણ-અનુભવ્યો ક્ષોભ અનુભવુ છું અને મારી અશક્તિ-ઓનુ તીવ્ર ભાન થાય છે. પણ જે સ્નેહ અને વિશ્વાસથી તમે મને સર્વાનુમતે આ સ્થાન સારુ પસંદ કર્યો, તે જ માત્ર મારામા આત્મ-શ્રદ્ધાનો સંચાર કરાવે છે, અને તેના વડે જ તમે મને સોંપેલા વિશિષ્ટ અધિકારને ન્યાય આપી શકવાની કૈંક આશા હું સેવુ છુ. અને તેને યોગ્ય નીવડું એ સિવાય માગ અંતરની બીજી ઈચ્છા નથી.

છેલ્લાં પંદરેક વર્ષથી હુ સાહિત્ય પરિષદ સાથે સંકળાએલો રહ્યો છું. ઈ. સ. ૧૯૨૨ થી સ્વ. સર રમણભાઇ, સ્વ મટુભાઇ કાંટાવાળા અને ભાઇ હીરાલાલ પારેખના કહેવાથી મે એમાં રસ લીધો છે અને લેવડાવ્યો છે. પણ મારી સેવાનુ ક્ષેત્ર સારી રીતે બદલાએલુ હોઇ, ગયા જુલાઇમાં જ એ ભાર અન્યને સોંપવા મેં પરિષદનુ ઉપપ્રમુખપદ છોડ્યું. પણ તમને, કરાંચીના ગુજરાતીઓને, ન્હોતી એ

ન રુચ્યુ, અને આજે બે વર્ષને માટે તમે મને એની સાથે ફરી બાંધી દીધો છે.

કરાંચી મહાગુજરાતનું ગર્વભર્યું કેન્દ્ર છે. અહીં ગુજરાતના સીમાડાની બહાર વસ્યા છતાં તમારા હૃદયમાં ગુજરાત માટે માન છે, તેના સાહિત્ય માટે આદર છે, તેની વિશિષ્ટતા માટે પ્રેમ અને ગૌરવ છે. અહીં રહ્યાં રહ્યાં પણ તમારી નજર ગિરિરાજ ગિરનાર પર, સાબરમતીના પુણ્ય તટ પર, ભૃગુકચ્છના ભૂત ગૌરવ પર, નષ્ટ અણહિલવાડની અદ્ભુતરંગી મહત્તા પર, મુંબાઈની વર્તમાન ભવ્યતા પર ઠરે છે; અને તમારા હૈયામાં પ્રચંડ ધ્વનિ ઊઠે છેઃ "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!" અને એ દૃષ્ટિથી અને આ ધ્વનિના ગુંજનથી પ્રમુખ શોધતાં 'ગુજરાતની અસ્મિતા'ના નશામાં તમને એ શબ્દોનો યોજક તો નથી જડી ગયોને? એ કે ગમે તે કારણ હોય, પણ મને દીધેલા આ અધિકાર માટે હું તમારો સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

બારમા સંમેલન પરિષદ પછી થએલા મુ. નરસિંહરાવભાઈના અવસાનની હું સખેદ નોંધ લઉં છું. નાટક ને નવલકથા સિવાયના ઘણાંખરાં સાહિત્યના ક્ષેત્રોમાં લગભગ પચાસ વર્ષ સુધી એમની હાક વાગતી હતી. ઘણા વિષયોમાં એમનો નિર્ણય અંતિમ ગણાતો. શુદ્ધિ અને સત્યશોધનથી પ્રેરાએલી આ ભીષ્મપિતામહની આણથી સાહિત્યકારો ને સાહિત્યરસિકો બંને ધ્રૂજતા હતા ઘણી વાર તો જાણે અચલ ધ્રુવ હોય એમ એ આપણા સાહિત્યવ્યોમમાં શોભતા. આજે એ ખર્યા, અને આપણું આભ સૂનું ને નિસ્તેજ લાગે છે. તમારા બધાના તરફથી, અને મારા પોતાના-એમનો ને મારો સંબંધ તો નિકટનો હતો-તરફથી હું એમને શ્રદ્ધાંજલિ આપું છું.

આજે તેત્રીસ વર્ષે પહેલી જ વાર સાહિત્ય સંમેલન મહાગુજરાતમાં ભરાય છે. જ્યારે પરિષદે અહીં આવવાનો સંકલ્પ કર્યો ત્યારે એણે ગુજરાતના સીમાઓને વિસ્તૃત કરી નાંખી. અને હું આશા રાખું છું કે પરિષદ ભવિષ્યમાં વખત મળે ત્યારે મહાગુજરાતના મોટાં મથકોમાં જરૂર સંમેલન ભરશે.

હેમચંદ્રસૂરિએ. એનું 'કુમારપાલ ચરિત્ર' પાટણની મહત્તાની ભાવનામાંથી ગુજરાતની અસ્મિતા પ્રગટાવવાનો પહેલો પ્રયત્ન. આ જ્યોતિર્ધરના તેજથી વસ્તુપાલ અને તેજપાલના કાળમાં અનેક કવિઓએ પોતાની કૃતિઓને ઉજ્જ્વળ કરી

આજે આપે અવસર આપ્યો છે તો કહેવાની તક લઉં છું કે કોઇક દિવસ આ વિદ્યાનિધિનાં સ્મરણો સતેજ રાખતી પ્રવૃત્તિ સાહિત્ય પરિષદ આદરશે અને પાર ઉતારશે ત્યારે જ તે ઋણમુક્ત કહેવાશે.

પણ પછી પાટણ પડયુ અને ગુજરાતની ભાવના ઘડીભર નષ્ટ થઇ ગઇ. પરહસ્તે ગયેલું ગુજરાત, વીખરાઇ ગએલી અની વિદ્વત્તા, થરથર કાંપતો એનો જનસમૂહ જેમ તેમ જીવન વીતાડવા લાગ્યાં છતાં સારે નસીબે માણભટોએ ગુજરાતી ભાષાને જીવતી રાખી અને સમૃદ્ધ કર્યા કરી છતાં સત્તરમા સૈકાના મધ્ય સુધી એમની કૃતિઓમાં ગુજરાતી અસ્મિતા દેખા દેતી નથી

આશરે ૧૬૪૫ માં હારમાળા રચાય છે સાહિત્યરસિકો 'મહેતાજી' તરફ આકર્ષાય છે, એમના જીવન અને કવનના પરિચયમાં આવવા પ્રયત્ન કરે છે, અને પરિણામે એમના કેટલાક જીવનપ્રસંગો વિશે સાહિત્ય સરજવા માંડે છે. આ બધામાં મુખ્ય કવિ પ્રેમાનંદ. એમણે મહેતાજીની જીવનગાથા ગાઈ; એમની હારમાળા, હુંડી, શ્રાદ્ધ ને મામેરાં વડે ગુજરાતીઓની કલ્પના જૂનાગઢના ભક્તશિરોમણી પર એકાગ્ર બની. ઢળી અને અણજાણી એ કલ્પનામૂર્તિની આસપાસ ગુજરાતની અસ્મિતાનો આછો આભાસ નીરખવા લાગી.

વળી પાછી ભરતી પછીની ઓટ આવી. ફરીથી દોઢસો વર્ષોનું આવરણ છવાયુ—જ્યાં સુધી નર્મદ આવ્યો ત્યાં સુધી ઓગણીસમી સદીની મધ્યમાં જ્યારે કેળવણીની કેવળ શરૂઆત હતી અને રાષ્ટ્રીયતા તો જન્મી નહોતી ત્યારે આ ઉત્સાહઘેલા, અધીરા, યૌવનભર્યા વીરે ગુજરાતી સાહિત્યનુ મંથન કર્યું ને નવરત્નો કાઢયાં એણે ઇતિહાસ ખંખોળ્યો ને ગુજરવીરોની કથાઓ એકઠી કરી; એણે જીવન સંશોધ્યું અને ગુજરાતનાં સામાજિક લક્ષણોની ચર્ચા કરી એની જ્વલંત કલ્પના થકી ગુજરાત ઊભુ થયું—ભૌગોલિક નહી, પણ ભૂત મહત્તા અને વર્તમાન વિશિષ્ટતાથી સમૃદ્ધ ચેતનવંત વ્યક્તિ—અને જીવનભર સેવેલી અસ્મિતાને શબ્દોમાં ઉચ્ચારી.

-

"જય જય ગરવી ગુજરાત!"

નર્મદનાં અનેક ઋણોમાં આ પણ એક નાનુંસૂનું નથી. ઉચ્ચારતાં હૈયું થનગન થાય એવા આ ચાર શબ્દો ગુજરાતી અસ્મિતાને પ્રાણ સમા પ્રિય અને પ્રેરક છે.

નર્મદ અને એના સમકાલીનોના પ્રયાસોથી આ અસ્મિતા સાહિત્યમાં અમર સ્થાન પામી. ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ અને વિસ્તાર વધતાં કેળવાએલા ગુજરાતીઓ બે પાંચ સાહિત્યકારો પ્રતિ એકાગ્ર દૃષ્ટિ રાખતાં શીખ્યાં જનતા આગળ 'સધરા જેસંગ' ને 'વનરાજ ચાવડા' ની કથાઓ દ્વારા ભૂત મહત્તા સજીવન કરવાના પ્રયત્ન શરૂ થયા. 'ગુજરાત'—એક, અવિભાજ્ય, અભેદ્ય અને અજરામર-જીવંત વ્યક્તિ-રૂપે-કલ્પનામાં ને ભાવનામાં સરજાવા લાગ્યું.

આ ભાવનાના ઘડતરમાં કાળે કરીને બીજાં પણ કેટલાંક તત્ત્વોએ સારો ભાગ ભજવ્યો છે.

નર્મદ પછી તો ઘણા ગુજરાતીઓએ આ ભાવના સાહિત્ય દ્વારા વ્યક્ત કરી છે. 'ગુણવંતી ગુજરાત', [1] ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જરદેશ', [2] 'જય ગાઓ, જય ગાઓ, ગુર્જર ગિરાનો જય ગાઓ', [3] 'ગુજરાત મોરી મોરી રે'. [4] 'આમ આ ભાવના પૂરેપૂરી પોષાઇ છે નવલકથાકારોએ સરજેલાં ગુજરાતી વીરોના કાલ્પનિક વ્યક્તિત્વે એને આશ્રયસ્થાન પૂરું પાડ્યું છે. સાહિત્ય ને સંસ્કારના સંશોધનથી સમૃદ્ધિ પ્રાપ્ત થઇ છે. સામુદાયિક પ્રવૃત્તિઓમાં સાથે કામ કરતા કેટલાય ગુજરાતીઓએ અસ્મિતાનો સાક્ષાત્કાર કેળવ્યો છે. આ અસ્મિતાની અજબ ભાવનાને પોષતા સ્વ. રણજીતરામ આ પરિષદની સંસ્થા સ્થાપી ગયા. ગુજરાતીઓ ગુજરાત સરજે એ એમના જીવનની મહત્ત્વાકાંક્ષા હતી

પણ આવી ભાવના જો પ્રાંતીયતાની સિદ્ધિ સારુ સેવાય તો તે જરૂર સંકુચિત બને, અને રાષ્ટ્રવિધાનની આડે આવે. હિંદ જેવા વિશાળ દેશમાં જ્યાં સામાજિક અને ધર્મિક ભેદોના ઢગલા પડ્યા હોય

૧. ખબરદાર. ૨. નાનાલાલ. ૩. મનહરરામ ૪ ઉમાશંકર

ત્યા પ્રાંતિક પ્રેમની નીસરણી દ્વારા જ રાષ્ટ્રીયતાની સિદ્ધિને પહોંચાય-જો આ ભાવો પરસ્પર વિરોધી ન હોય તો.

હિંદથી અલગ ગુજરાતનું અસ્તિત્વ ન હોવું જોઈએ, ન હોઇ શકે એ મહારાષ્ટ્ર સાથે સિંધ સાથે, મારવાડ ને રજપુતાના સાથે નિકટ સંબંધે સંકળાએલું છે રાષ્ટ્રીયતા જે વર્તમાન પર શાસન કરે છે તે તો ચિરકાલ ચાલવાની, અને બધી પ્રાન્તિક વિશિષ્ટતા હિંદની પ્રચંડ એકતામાં ભળી જાય તો જ જીવનસાફલ્ય પ્રાપ્ત કરશે

અને ગુજરાતની અસ્મિતાએ આ સાફલ્ય પ્રાપ્ત કર્યું છે, તે ગાંધીજીને પ્રતાપે આ વૈષ્ણવજન, રાષ્ટ્રવિધાયક, દિવ્યદર્શી મહર્ષિએ રાષ્ટ્રસેવાને ગુજરાતીઓનો ધર્મ બનાવી તેમને વ્યવસ્થિત, અહિંસાત્મક રાષ્ટ્રીય વિગ્રહની શક્તિનો અને કીર્તિનો ઓપ આપ્યો છે. રાષ્ટ્રીયતાને ગુજરાતી અસ્મિતાનું લક્ષણ બનાવી જે વિરોધી ભાવનાઓ ચાત તેનું સમીકરણ કર્યું છે એમનું પ્રચંડ વ્યક્તિત્વ, એમનું રાષ્ટ્રવિધાન, એમનાં દિગંતગામી પરાક્રમો અને એમની સંજીવની પ્રેરણાથી રાષ્ટ્રીય ઇચ્છાશક્તિના અંગભૂત થવું ગુજરાતીને સરળ થઇ પડયું છે ગુજરાતની અસ્મિતા આમ રાષ્ટ્રીય આત્મસિદ્ધિનું પર્યાયિયું બની રહે છે

પોતાની ભાષા ને સાહિત્ય, પોતાના સંસ્કાર ને જીવનને અસ્મિતા વડે સજીવન કરતો ગુજરાતી રાષ્ટ્રધર્મનો સાક્ષાત્કાર કરે છે એ સંકલ્પ વડે 'ગુજરાત'ને જીવંત કરે છે; 'રાષ્ટ્ર'મા એને વિલુપ્ત કરી દેવા માટે—જેમ યોગી સમાધિ આદરે છે, પાતાના આત્માને પરબ્રહ્મમય બનાવી દેવા માટે—તેમ.

૫

આ અસ્મિતા સાહિત્યને કેમ પ્રેરે છે તે તપાસતાં પહેલાં, ફરીથી, એ કેવી રીતે વ્યક્ત થાય છે તે તપાસીએ.

૧ ગુજરાતીઓની ભાષા ને સાહિત્ય, સંસ્કાર, પરાક્રમ ને પ્રવૃત્તિનો આપણે વિચાર કરીએ છીએ.

૨ આપણી જ કલ્પના વડે સમસ્ત ગુજરાતીઓના બન્યા 'ગુજરાત'ને આપણા મન આગળ રાખતા શીખીએ છીએ.

૩ ગુજરાતને હિંદી રાષ્ટ્રના એક અવિભાજ્ય અંગ તરીકે જ કલ્પીએ છીએ

૪ આપણી સામુદાયિક એકતા જેમાં મૂર્તિમાન થઇ છે એવી ગુજરાત' ની ભાવના પર એકાગ્ર ચિત્તે ધ્યાન કરતાં આપણા આચાર, વિચાર ને સંકલ્પ આ ભાવનાથી જ પ્રેરાય છે.

૫ પરિણામે આ ભાવના સેવતા ને સમૃદ્ધ કરતા ગુજરાતીઓનો સંઘ મોટો થતો જાય છે.

૬ એવું સાહિત્ય પ્રગટે છે કે જેથી આ ભાવના પ્રસરે. એ સક્રિય સંકલ્પમાં પરિવર્તન પામે, અને એ ભાવનાથી પ્રેરાએલા ગુજરાતીઓની ઇચ્છાશક્તિઓ એક જ જાળીના વણાટમાં ગુંથાઇ જાય

૭ એ ભાવનાની સિદ્ધિ અર્થે સેવેલી સંકલ્પજન્ય સામુદાયિક પ્રવૃત્તિઓ શરૂ થાય છે કે જેથી એકતાનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે.

૮ આ ભાવનાની જ્યોત કાયમની જાગે અને ઇચ્છાશક્તિઓનું ગુંથણ સરળ બની સમગ્ર ઇચ્છાશક્તિ – collective will–પ્રભાવશાળી બને માટે સામુદાયિક સુધુસ્તતા કેળવાય છે, આદરેલો વિગ્રહ ભલે બળનો હોય કે જ્ઞાનનો, રસનો હોય કે નીતિનો એમાં સમાઈ જતી કલ્પના, સંકલ્પ ને સિદ્ધિ દરેક માણસ પોતાના વ્યક્તિત્વના બળ વડે જ પ્રાપ્ત કરી શકે છે

'ગુજરાત'ને રાષ્ટ્રની મહાવ્યક્તિ સરજવાની શક્તિમાં દરેક માણસની ઇચ્છાશક્તિનો હેતુપૂર્વક સ્વીકારાએલો પ્રયત્ન રહેલો છે. આજ વસ્તુ આપણા પૂર્વજો વચ્ચેનો, તેમ જ આપણા જૂના સમુદાયો અને આજના સમુદાયો વચ્ચેનો મૌલિક ફેર બતાવે છે આપણા પૂર્વજો અનિચ્છાએ સામુદાયિક ભાવનાના અંગ બની રહેતા, આપણે સંકલ્પપૂર્વક આપણને જોઇતી સામુદાયિક ભાવના સરજી શકીએ છીએ.

જૂના સમુદાયો સમયના પ્રવાહમાં પેઢીધર કેળવેલા આચારવિચારથી અને વ્યક્તિગત સર્જકતાના અભાવથી ચાલ્યા કરતા બ્રાહ્મણ જન્મે થવાય, બ્રાહ્મણને પોતાના સમૂહ માટે ગર્વ હોય, પણ બ્રાહ્મણત્વના ઓઠામાં એ જન્મે, જીવે ને મરે, અને પોતાના આચારવિચાર માટે તે પ્રાણ પણ આપે તો તે વારસામાં મળેલા સંઘનોને બળે જ.

બ્રાહ્મણમાત્રના બન્યા વિરાટપુરૂષની કલ્પના તે સેવતો નથી, અને સ્વતંત્ર પ્રયત્ને તેને જીવંત સ્વરૂપ આપતો નથી.

આજના સમુદાયો સ્વતંત્ર વ્યક્તિઓની અંગત કલ્પના દ્વારા સર્જાય છે, ને વ્યક્તિગત સંકલ્પ ને ઇચ્છાશક્તિને બળે જીવંત રહે છે.

'ગુજરાત' ને 'રાષ્ટ્ર' બંને વ્યક્તિગત કલ્પના, સંકલ્પ ને શક્તિઓનાં ગુંથણથી પ્રગટે છે. એ બધાનો પાયો ને આશ્રય વ્યક્તિ છે, સમૂહ નથી.

અવિચળ એવા આ સત્યને કોઇ ઝાંખે એમ નથી. વ્યક્તિના વિકાસ વિના સૌદર્ય નથી, સમૃદ્ધિ નથી, સામુદાયિક બળ નથી. જ્યાં એ વિકાસને અવકાશ નથી ત્યાં જીવન નથી, પણ મૃત્યુની નિશ્ચેતન સમાનતા પ્રસરે છે.

ગયા સૈકામાં પ્રચલિત હતો તે વ્યક્તિવાદે માત્ર વ્યક્તિ પર ભાર મૂકયો, ને વ્યક્તિત્વની ગુંથણી ધ્યાનમાં ન રાખી. પરિણામે રાષ્ટ્રીય બળ ઘટયુ, અને તેથી કેટલાક આજે કોઈ પણ પ્રકારે મેળવેલા સામુદાનિક બળની પૂજા કરી રહ્યા છે. પણ જે સામુદાયિક બળ વ્યક્તિઓના અંગત સંકલ્પથી નથી રચાયું તે ગુલામોના જૂથના બળ જેટલું પાશવ છે ને તેટલું જ ટંકજીવી છે.

૬

વ્યક્તિત્વને સાહિત્ય ને કલા જોડે ગાઢ સંબંધ છે. બધું સરસ સાહિત્ય, ગમે તે કાલમાં કે સમુદાયમાં, પ્રખર ને સમૃદ્ધ વ્યક્તિત્વમાંથી જ ઝરે છે. જો નરસિંહ મહેતાનું વ્યક્તિત્વ ઘર છોડી, ગાંડા બની, ભગવાન ભજવામાં સાફલ્ય ન માનત,—જો મધ્યકાલીન રજપૂત સંસારની શૃંખલાઓ ભેદી, સાધુડી બની દ્વારિકા નાસી જવાનું મીરાંમાં વ્યક્તિત્વ ન હોત તો એમના મુખમાંથી સદીઓ સુધી દઝાડતો ઊર્મિપ્રવાહ કયાંથી નીકળત ? જે કવિ સૃષ્ટિનું મધ્યબિંદુ પોતાના વ્યક્તિત્વ પર નથી ઠેરવી શકયો તેની કલ્પના સરસતાનું દર્શન નથી કરી શકતી; તેનામાં સર્જકતા હોય તો યે નિર્બલ ને રોગિષ્ટ; તેની કલ્પના ચિરંજીવ સંતાન જન્માવી શકતી નથી. બધી સરસતા સમૃદ્ધ ને વિવિધરંગી વ્યક્તિત્વમાંથી જન્મે છે અને તેના વિકાસથી ખીલે છે.

તેવી જ રીતે સાહિત્યમાં સરસતાનું માપ પણ તેમાં પ્રતિબિમ્બિત થતા વ્યક્તિત્વ ઉપરથી નીકળે છે. આ વ્યક્તિત્વ બે રીતે દેખાય છે:

અપરોક્ષ સ્વાનુભવ-કથનથી ને પરોક્ષ-પાત્રાલેખનથી મીરાંબાઈ ને દયારામ, અનુકૂળે ભજન ગાતા, સ્વાનુભવકથન કરે છે ને વ્યક્તિત્વનું દર્શન કરાવે છે, નરસિંહ 'સુરતસંગ્રામ'માં ગધાનું પાન ચીતરતા તેને આછુંઆછું વ્યક્તિત્વ આવે છે પણ આપણા જૂના સમુદાયમાં વ્યક્તિત્વ અશક્ય મનાતું, તેથી તે સાહિત્યકારોનું જે વ્યક્તિત્વ તેમની કૃતિઓમાં દેખાય છે તે સદંતુક નથી નરસિંહ મહેતા, મીરાંબાઈ ને દયારામે હૃદયોદ્‌ગાર ઊભરાઈ જતા કૈંક વ્યક્તિત્વ દેખાડ્યું પણ ભાલણનું ક્યાં? પ્રેમાનંદનું ક્યાં? અને પરોક્ષ પાત્રાલેખનમાં તો એ ક્યાંથી બતાવાય?

એટલે—

૧ જે સમુદાયમાં વ્યક્તિનો વિકાસ ન હોય ત્યાં સાહિત્યમાં વ્યક્તિત્વદર્શન બહુ જ થોડું હોય છે અને તે પણ ન-છૂટકાના ઊર્મિકથન રૂપે જ.

૨ તે સમુદાયમાં પરોક્ષ-પાત્રાલેખનમાં જીવંત વ્યક્તિત્વ નહીં જેવું હોય છે આ પરોક્ષ રીતે કરેલું પાત્રાલેખન કાં તો (૧) કોઈ ગુણના પ્રતીકરૂપે કરવામાં આવે છે કે (૨) સામાજિક આદર્શના બીબારૂપે

૩ અને જે સમુદાયમાં વ્યક્તિત્વના વિકાસને અવકાશ હોય ત્યાં ઊર્મિકથન દ્વારા વ્યક્તિત્વ સહેલાઈથી દર્શાવાય છે અને પાત્રાલેખનમાં વ્યક્તિત્વનિરૂપણ સરસ થાય છે

હું પરોક્ષ વ્યક્તિત્વનિરૂપણ પર આગ્રહનો ભાર મૂકું છું, કારણ કે તેમાં સાહિત્યકારની સર્જકતાની કસોટી છે આત્મોર્મિનું કથન એ તો પંખીના કિલકિલાટ જેવું પણ નૈસર્ગિક ને પ્રયત્નહીણું હોય છે એનો ઊભરો તો બહાર પડે ત્યારે જ શમે પરોક્ષ પાત્રાલેખનમાં લેખકની સર્જકતા સર્જનહારની શક્તિનું પ્રતિબિમ્બ ઝીલે છે, અને શબ્દો દ્વારા જીવંત સૃષ્ટિ નજર આગળ સહજ મૂકે છે આથી જ ઊર્મિકથન કરતાં નાટ્ય સાહિત્યનું સ્વરૂપ વધારે સુકર છે, જેમ સંગીતથી શિલ્પ ને ચિત્રકલા છે તેમ તેથી જ બધા મહાન કલાસ્વામીઓએ Objective Creation માં-પરોક્ષ સર્જનમાં-કૃતકૃત્યતા માની છે

જ્યારે આચાર કે બળથી સમુદાય બંધાયલો હોય ત્યારે સાહિત્યમાં મનુષ્યનું દર્શન પ્રતીક કે બીબાંરૂપે થાય છે. જ્યારે વ્યક્તિત્વનો વિકાસ શરૂ થાય ત્યારે વ્યક્તિત્વનિરૂપણમાં વાસ્તવિકતા આવતી જાય છે અને ત્યારે પરોક્ષ સર્જન દ્વારા સાહિત્ય સરસતાની ઊંચી કક્ષા પર ચઢે છે

આપણા સંસ્કૃત સાહિત્યમાં વ્યક્તિત્વનિરૂપણ ઘણે ભાગે બીબાંરૂપ છે. મહાભારતમાંના કેટલાક ભાગ ને મૃચ્છકટિક જેવા અપવાદ છે ખરા; પણ થોડા જ આથી નાટકો માત્ર નાટકરૂપી કવિતાઓ–Draintic Poems–બને છે. વંશપરંપરાગત રચાયેલા સમુદાયનું આ પરિણામ છે.

ગ્રીસમાં પહેલેથી વ્યક્તિત્વના વિકાસ માટે સંપૂર્ણ અવકાશ હતો. મનુષ્ય મનુષ્યરૂપે માન પામતો, માત્ર સમુદાયના અંગરૂપે નહીં. તેથી જ ત્યાં લોકશાસનનાં બી સૌથી પહેલાં નખાયાં, તેથી જ ગ્રીક સાહિત્ય ને કલાએ અદ્ભુત સમૃદ્ધિ પ્રાપ્ત કરી. સર્વે કલાના ચરસ્વરૂપ નાટકે પણ ત્યાંજ અપૂર્વતા પ્રાપ્ત કરી. ગ્રીક સાહિત્યકારોની કૃતિઓનુ પરોક્ષ વ્યક્તિત્વનિરૂપણ આજે પણ જીવંત નરનારીઓની સૃષ્ટિ નજર આગળ ઊભી કરે છે.

ગુજરાતી સાહિત્યમાં પહેલેથી વ્યક્તિવિકાસનો અભાવ જોવામાં આવે છે. હરિભદ્રની 'સમરાઇચ્ચકહા' (ઇ. સ. ૭૫૦) ગુજરાતીએ લખેલી એક જૂનામાં જૂની વાર્તા છે. એમાં પાત્રો માત્ર ગુણનાં પ્રતીક છે. ગુણસેન રાજા સદ્ગુણનું સ્વરૂપ, અને અગ્નિશર્મા બ્રાહ્મણ નીચતા ને ક્રોધનું સ્વરૂપ: બેમાંથી એકેયને વ્યક્તિત્વ જ ન મળે. 'ઉપમિતિભવપ્રપંચકથા' (ઇ. સ ૯૦૬) માં સદ્ગુણો ને દુર્ગુણો જ, મનુષ્યના નામ નીચે, વિહરે છે.

હેમચંદ્રાચાર્ય જેના અધિષ્ઠાતા હતા એવા યુગમાં–હૈમયુગમાં–ગુજરાતમાં અનેક કાવ્યો ને નાટકો લખાયાં, કલાએ અનેક સર્જનાત્મક પ્રયત્નો કર્યા, પણ પાત્રને વ્યક્તિત્વ આપવા તરફ નજર ન ગઇ તે ન જ ગઇ. એ નાટકો આજે રસથી વાંચવા અઘરાં થઇ પડે તેમાં કૈં નવાઇ? પૌરાણિક આખ્યાનોમાં, સામાજિક કથાઓમાં એક રાજા ને બીજા વચ્ચે, એક સ્ત્રી ને બીજી વચ્ચે એક નગરશેઠ ને બીજા વચ્ચે માત્ર નામનો જ ફેર. બધાં

માત્ર Types–નિશ્ચેતન બીબાં! 'સુરતસંગ્રામ'ની રાધા ને પ્રેમાનંદનાં કેટલાંક પાત્રોને કવિ સર્જકતાના આવેશમાં આછું આછું વ્યક્તિતત્વ આપે છે, પણ તેને સૌંદર્યવિધાનનું મૂળ બનાવવાનો પ્રયત્ન નથી.

પણ નર્મદથી નવું વિશ્વ રચાતું થયું. ઊછળતો, કાદવ ઊછાળતો આવ્યો વ્યક્તિવાદ. માનસસૃષ્ટિનું મધ્યબિંદુ સમૂહ નહીં પણ વ્યક્તિ થઇ. પોતાના વિચારો, અનુભવો અને આચાર દરેકને ઘડવાનો અધિકાર હતો, એટલુ જ નહિ; પણ તેને પોતાના જ રાખવા એ એનું પ્રથમ ને અનિવાર્ય કર્તવ્ય મનાયું. આ દષ્ટિથી ઉચ્છંખળતા આવી, સ્વચ્છંદ આવ્યો ને બેપરવાઇ આવી; સાથે સ્વાનુભવી સાહિત્ય પણ આવ્યું. પોતાના વ્યકિતત્વમાં આત્મશ્રદ્ધા ઊગી, કલા ને સાહિત્યમાં પ્રાણ આવ્યો; સાથે પોતાની કલ્પના ને સંકલ્પ વડે ગુજરાતનું સામુદાયિક વ્યકિતત્વ રચવાની હિંમત પણ આવી. ગુજરાતીઓએ પોતાના ધર્મ ને સમાજનાં બંધનો શિથિલ કરી, પોતાની કલ્પનાના બળ વડે, બધા ગુજરાતીઓ જોડે કડી બાંધી, નવી એકતા સર્જવા માંડી. આમ વ્યકિતત્વ વંશપરંપરાગત સામુદાયિક બંધનોમાંથી છૂટું થવા માંડ્યું અને સ્વેચ્છાથી નવાં જીવંત બંધનો બાંધવા લાગ્યું.

સાહિત્યમાં આ દષ્ટિબિંદુએ નવું ચેતન આણ્યું. પ્રતીકથી બીબું: બીબાથી વ્યક્તિ · સામાન્ય અનુભવથી વિશિષ્ટ સ્વાનુભવ: એકધારા સાહિત્ય સ્વરૂપોને બદલે વ્યકિતગત સ્વરૂપાંતર · સમશીલતાને બદલે વૈવિધ્ય. આ આપણા સાહિત્યવિકાસનો ક્રમ થયો.

ગુજરાતમાં વ્યકિતત્વવિકાસને અવકાશ નહોતો, સાહિત્યકારની દષ્ટિએ વ્યકિતત્વની કિંમત ઘણી ઓછી હતી અને તેના સમૃદ્ધ નિરૂપણમાં રહેલી સરસતા પારખવાની શકિત ગુજરાતીઓમાં હતી નહીં આ કારણોને લીધે અહીં સદીઓ થયાં નાટકનુ નામ ને નિશાન ન હતાં. સ્વ. રણછોડભાઇ ઉદયરામે અર્વાચીન નાટકની પ્રણાલી આરંભી, પણ એનુ મૂળ તત્ત્વ તેમની કલાદષ્ટિની બહાર રહી ગયુ.

અર્વાચીન ગુજરાતી સાહિત્યની પહેલી બે જીવંત વ્યકિતઓ–નવ વસંતનાં પહેલાં બે મઘમઘતાં કલ્પનાપુષ્પો–તે સરસ્વતીચંદ્ર અને

કુમુદ: સાક્ષરશ્રી ગોવર્ધનરામની નવલકથાના એ બે અમર રત્નો. એના પહેલા ભાગમાં એ હસતાં, રડતા, ઇચ્છા ને સિધ્ધાન્ત વચ્ચે ઝોલાં ખાતાં જીવતાં મનુષ્યો આપણા નિકટબાંધવો સમાં આપણા જીવનમાં વણાઇ જાય છે. એમનાં ટપકતાં અશ્રુઓ આપણને ભીંજવે છે, એમના પ્રેમ ને કર્તવ્યની જ્યોત આપણને હૂંફ આપે છે.

છેલ્લાં ત્રીસ વર્ષોમાં ગુજરાતમાં વ્યક્તિ સામુદાયિક પરાધીનતામાંથી છૂટી થઇ, વિકાસનાં ક્ષેત્રો શોધતી ચાલી છે. ન્યાતોનાં બંધન શિથિલ થયા, કુટુંબની ઘટના બદલાઇ ગઇ. લગ્નની ગ્રંથી પર ગુલામગીરીની મુદ્રા હતી તે ખરી પડી; સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થયો. પ્રેમે જનતાની કલ્પના મુગ્ધ કરી સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં પ્રેમની ભાવના વ્યક્તિસ્વાતંત્ર્ય પર રચાઇ છે પોતે જાતે ન સ્વીકાર્યાં હોય એવાં સામુદાયિક બંધનોની એ વિઘાતક છે, કારણ કે એનો આખો ખ્યાલ ને કલ્પના વ્યક્તિગત છે. જીવનમાં અને સાહિત્યમાં એને સ્થાન મળ્યે મનુષ્ય મનુષ્ય તરીકે સ્થાપય છે. આ બધાં વ્યક્તિત્વ-વિકાસનાં સીમાચિન્હો છે.

જેમ આ વિકાસ વધ્યો તેમ વ્યક્તિત્વનિરૂપણ સમૃદ્ધ થતું ગયું. આ સદીની શરૂઆતમાં બે પાત્રો નવા સ્ત્રીત્વનું દર્શન કરાવે છે: શ્રી ગોવર્ધનરામની કુસુમ ને કવિ ન્હાનાલાલની જયા–બને સ્ત્રીઓ બંડખોર, વ્યક્તિત્વશીલ ને તેજસ્વી. શ્રી રમણભાઇનો ભદ્રંભદ્ર, અવિસ્મરણીય ને આડંબરધારી. શ્રી ધૂમકેતુનો ભૈયાદાદા ને શ્રી. રામનારાયણ પાઠકની બેમી, અને શ્રી દવે ને શ્રી ધનસુખલાલનાં વિપિન ને નિર્મળા-બધાં આબેહુબ મનુષ્યો, ઝીણી મોટી શક્તિ અને અશક્તિઓની જીવંત ને ચેતનવંતી વ્યક્તિઓ. હું તો વ્યક્તિત્વનિરૂપણનોજ રસિયો રહ્યો છું. જીવત સ્ત્રીપુરૂષો ચીતરાયાં છે કે નહીં એ સિવાય મને બીજી પરવા જ નથી.

મનુષ્યના વ્યક્તિત્વનું સર્જન આમ સમૃદ્ધ થયે કલાદૃષ્ટિ વિશુદ્ધ થતી ગઇ છે. પણ જેને આપણે સ્વજનથી યે નિકટ ગણીએ એવાં કેટલાં પાત્રો આપણી કલ્પનાસૃષ્ટિમાં જીવતાંજાગતાં ખેડાં છે? વ્યક્તિત્વમાં આપણો રસ એટલો નથી વધ્યો આપણે ત્યાં નવલકથા લોકોને રુચે છે પણ નાટક પર પ્રીતિ નથી, એ તો કોઇ પણ પુસ્તક

વેચનાર કહી શકશે. હજી નવલકથા અને ઊર્મિકાવ્યમાં રાચવા જેટલી જ આપણી વ્યક્તિગત રસિકતા વિકસી છે. સફલ નાટક એટલે વાર્તાલાપ દ્વારા આલેખાતાં આચારાત્મક વ્યક્તિત્વોની સુરેખ ઘટના. આવા વ્યક્તિવિલાસી સાહિત્યમાં રસ લેવાની શક્તિ જોઇતા પ્રમાણમાં હજી ગુજરાતમાં નથી આવી; એટલે અંશે આપણી સર્જકતા ને રસિકતા બંને અધુરાં છે.

૬ अ

આત્મોક્તિના સાહિત્યમાં વ્યક્તિત્વદર્શન કરાવવું અઘરું નથી. ઊર્મિકાવ્ય કે આત્મકથા એ આ સાહિત્યના લોકપ્રિય પ્રકારો છે, છતાં કેટલુંય એવું સાહિત્ય જન્મતાં જ મૃત્યુ પામે છે, કારણ કે તેમાં સાહિત્યકારના વ્યક્તિત્વનું દર્શન થતું નથી. ઊર્મિકાવ્ય રચતા ઘણી વાર તે પોતાની ઊર્મિને બદલે પોતે કેવી ઊર્મિ કેળવવા માગે છે તેનું કથન આવી જાય છે; આત્મકથામાં ઘણીવાર પોતે છે એવો નહીં, પણ પોતે કેવો હોવો જોઇએ અથવા પોતાને લોકોએ કેવો માનવો જોઇએ તેનું કથન આવે છે. અને પરિણામે આવા પ્રયત્નોમાં વ્યક્તિત્વદર્શન સ્પષ્ટ ને સુરેખ બનતુ નથી, સનાતન માનવને બદલે આડંબરી નટનું એક કે વધારે સ્વરૂપનું દર્શન થાય છે ને કૃતિ સરસ બનતી નથી. (હું છુ એવાનું જ દર્શન થવા દઉં), એ માનવીને માટે આપણે ધારીએ છીએ એવી સરલ વસ્તુ નથી. જીવનભર સંસારની રંગભૂમિ પર આપણે નવા નવા ભાગો ભજવવા માગીએ છીએ અને તે ટેવ સાહિત્ય રચતી વખતે દૂર થઇ શકતી નથી. પણ જ્યારે કોઇ કલાપી પોતાનુ દર્દ મુક્ત કંઠે ગાય છે, તે જેવા હતા તેવાનું, અને તેના નિર્મલ ને સ્નેહવશ, ભોળા, ઊર્મિઘેલા, પ્રણય ને પ્રતિષ્ઠા વચ્ચે કચરાતા આત્માના સમૃધ્ધ વ્યક્તિત્વનું દર્શન થાય છે. અને આપણે આટલે વર્ષે પણ તેને આપણા સનાતન સ્વજન ગણી કોટે વળગાડીએ છીએ

પૂજ્ય ગાંધીજીના આત્મકથનમા પણ તેવું જ વ્યક્તિત્વદર્શન થાય છે. તેથી જ તે શિષ્ટ સાહિત્ય બને છે. સમૃદ્ધ ને ભાવનાશીલ વ્યક્તિત્વ: પ્રચંડ ઊર્મિથી ને શક્તિથી તરવરતું, આત્મનિર્ણિત નિયમોમા વિકાસ પામતુ આપણે જોઇએ છીએ, અને આપણને પ્રતીતિ

થાય છે કે એમાં દેખાતો, સત્યની શકિત અને માનવ નિર્બળતા વચ્ચે નિકટ મુસાફરી કરતો આત્મા આપણા સનાતન સ્વજનનો છે. અને આ પ્રતીતિથી એ કૃતિની કિંમત અંકાય છે આ બે અમર ગુજરાતી કૃતિઓમાં બે તદ્દન ભિન્ન વ્યક્તિત્વોનું દર્શન થાય છે. અને કલાપી ને ગાંધીજી, એ કૃતિઓ દ્વારા, આપણા જીવનસાથીઓ બને છે.

પરોક્ષ સાહિત્યમાં વ્યક્તિત્વ નિરૂપણ કરવું એમાં સાહિત્યકારની સર્જનાની કસોટી છે શબ્દશિલ્પીનો ખરો કીમિયો એમા રહેલો છે. કલાપી ને પૂજ્ય ગાંધીજી નૈસર્ગિક નિખાલસતાથી જે વ્યક્તિત્વદર્શન કરાવે છે તે સાહિત્યકારને સમૃદ્ધ સર્જકશક્તિથી કરવુ પડે છે.
પાત્ર સર્જનની એની પ્રયોગશાળા તપાસીએ.

સાહિત્યકની સ્ત્રી મિત્રની સ્ત્રીને મળવા ગઇ છે. સ્ત્રી ને મિત્ર બંને વિશ્વસનીયતાની સંપૂર્ણ કસોટીએ ચઢેલાં છે એટલે એના હૃદયમાં જરાય સદેહ નથી પણ માત્ર વિચાર આવે છે કે બે વિશ્વસનીય ન હોય તો! આમ કલ્પનાના શાત સાગર પર વહેમ ને ઇર્ષ્યાનો તરંગ આવે છે; મિત્ર ને સ્ત્રી એકલાં મળે, ન મળ્યો પ્રસંગ મળે, ન કહેવાનું કહેવાઇ જાય, ન ધાર્યો સ્નેહ સબંધ ઊભો થાય; પોતાનં જીવન વહેમથી વિષમય બને, સ્ત્રી અકારી બને, છોકરાંનાં મુખ પર બીજાની રેખાઓ દેખાય-તો પોતે શુ કરે? લડે, ઝઘડે, છૂટો પડે? કે ભગીરથ આત્મત્યાગથી હૃદયનાં ઝેર હૃદયમાં શમાવી કર્તવ્યની મૂર્તિ બની રહે? પોતે કર્તવ્યમૂર્તિ બની રહેવાનો સંકલ્પ કરે છે, નવી સૃષ્ટિમાં નવી જીવનદીક્ષા સ્વીકારતાં એનુ વ્યકિતત્વ નવા રંગે ચમકે છે.

સાહિત્યકાર કલમ પકડે છે અને આ ઉદ્દયનોથી પોતાના વ્યક્તિત્વને આવેલા નવા રંગો કાલ્પનિક ને નવી સૃષ્ટિ પર ચમકાવે છે. સ્ત્રી ને મિત્ર પણ નવાં સ્ત્રી પુરૂષો બની જાય છે; અને એ બે વચ્ચે પોતે નાયક બની કાલ્પનિક આત્મકથા લખી રહે છે.

સ્વ. કલાપી ને પૂજ્ય ગાંધીજીને પોતાનુ હતું તેવું વ્યકિતત્વ દર્શાવવું હતું, સાહિત્યકારને પોતે રચેલી નવી સૃષ્ટિમાં તે હોત તો

પોતાનું વ્યક્તિત્વ કેવું બનત તે દર્શાવવું જોઈએ. આ ક્રિયા અઘરી બને છે, કારણ કે—

(૧) પોતે ક્ષણ વાર અનુભવેલી ઊર્મિને ઘુંટી ઘુંટીને સુંદર સ્થાયી સ્વરૂપ આપવાની એનામાં રસવૃત્તિ જોઇએ;

(૨) એ ઊર્મિના સ્થાયી સ્વરૂપને કલ્પનામાં મહાલાવવાનાં નવી સામગ્રી એકઠી કરવાની એની કલ્પનામાં સમૃદ્ધિ જોઇએ,

(૩) એ સામગ્રી એકઠી કરી તેમાંથી એ સ્વાનુભવને અનુકૂલ વાસ્તવિક સૃષ્ટિ રચવાની શકિત જોઇએ,

(૪) એ નવી સૃષ્ટિને યોગ્ય પોતાનું વ્યક્તિત્વ પલટાવને માટે વિકસાવવાની શકિત જોઇએ;

(૫) પોતે વિકસાવેલા વ્યક્તિત્વને અણદીઠી સૃષ્ટિમાં નવા અનુભવો કરાવવાનું કલ્પનાવૈવિધ્ય જોઇએ અને

(૬) એ નવા સમગ્ર વ્યક્તિત્વની રેખાઓમાં કૈંક મૌલિક માનવતાની અપૂર્વતાનો ભાસ થવો જોઇએ

આ બધી શકિતઓના સંયુક્ત ઉપયોગથી સાહિત્યકાર નવી કલ્પનાસૃષ્ટિ ઊભી કરી, પોતે, નવે ને સમૃદ્ધ સ્વરૂપે, ન જોયેલા અનુભવો કરે છે, અને તે કાલ્પનિક સ્વાનુભવો શબ્દોમાં વ્યક્ત કરે છે

તે જ ક્રમ એ પોતાની સ્ત્રી ને મિત્રનાં વ્યક્તિત્વો જે એને પરિચિત છે તેમા એ નવા રંગો ઉમેરે છે નવી સૃષ્ટિમા શક્ય એવા અનુભવો એમની પાસે કરાવવા માટે તે પર-સ્વભાવ-પ્રવેશ કરે છે. જેમ લોકો અસલ પર-કાયા-પ્રવેશ કરતા હતા તેમ અને પરિણામે એનો મિત્ર ને સ્ત્રી જુદાં જ બની જાય છે.

આ નવે પાત્રોમાં—

(૧) અસલ વ્યક્તિત્વનો પાયો એટલો મજબૂત જોઇએ અને લેખકની સર્જકતા એટલી અપ્રમાણ જોઇએ કે નવું વિકસિત વ્યક્તિત્વ વાસ્તવિક લાગે અને તેણે કરેલા કાલ્પનિક અનુભવો સ્વાભાવિક લાગે,

(૨) અને છતાં એ વ્યક્તિત્વ એવું હોય કે જેથી પુસ્તક વાંચનારને એમાં પોતાનો જ મિત્ર કે સાથી દેખાય.

આમ સાહિત્યમાં આલેખેલું વ્યકિતત્વ આબેહૂબ કોઇ જીવંત અને પરિચિત માણસનું હોય એવું લાગે, અને છતાં એમાં એવી હૃદયસ્પર્શતી માનવતા હોય કે અનેક વાચકોને પોતાના કોઈ સ્વરૂપનું પ્રતિબિમ્બ એમાં જણાય, ત્યારે વ્યકિતત્વ નિરૂપણ સફળ થયું ગણાય. આપણા સાહિત્યમાં કવિની સર્જકતાએ પેદા કરેલી પ્રૌઢમાં પ્રૌઢ ને જીવંતમાં જીવંત વ્યકિત હોય તો તે શ્રીકૃષ્ણની. ભાગવત-કારની કલ્પનાનું એ પરિણામ છે. એ પુરાણમાંથી નીતરતી વ્યક્તિનાં લક્ષણ લાડકડા પુત્રના, છેલબટાઉ વરણગિયાનાં, પ્રેરક સખાના, સર્વદર્શી મુત્સદ્દીના લાગે છે; અને છતાં એના દરેક સ્વરૂપમાં સર્વ સામાન્ય માનવ હૃદયની કોઇ ઊર્મિઓને મૂર્તિમાન કરતી અપૂર્વતા દેખાય છે. જેમ કાવ્યસૃષ્ટિ આપણી વ્યવહાર સૃષ્ટિ કરતાં અપૂર્વ હોય છે, તેમ સાહિત્યમાં નિરૂપેલુ વ્યકિતત્વ વ્યવહારમાં દેખાતા વ્યકિતત્વથી વધારે સંવાદી છે.

આમ વ્યકિતઓ સર્જતા સાહિત્યસ્વામી, શિલ્પીઓની સર્જકતાને વીસરાવી, વિશ્વકર્માની કલાને વધારે અપૂર્વ બનાવે છે. આમ હોમરનો એકીલીસ ને હેકટર, વાલ્મીકિનો રામચંદ્ર, કાલિદાસની શકુંતલા ને ભાગવતકારના શ્રીકૃષ્ણ, શેકસપિયરના હેમ્લેટ, ઓથેલો ને ફૉલસ્ટાફ, હ્યુગોનો જીન વેલજીન અને ડુમાનો દારતાન્યાં, ઇબ્સનની નોરા ને ટૉલસ્ટોયની એના કેરેનીના ખરાં સ્ત્રી પુરૂષોથી વધારે માનવી છે, ખરી વ્યકિતઓથી વધારે અપૂર્વ છે, અને તેથી આપણી જીવનયાત્રાના અણવિછોડયાં ને નિકટના સાથી બને છે. અને સાહિત્ય આમ જીવનથી વધારે સત્ય ને પ્રબલ બની આપણને, વધારે સમૃદ્ધ અનુભવસૃષ્ટિનુ સામ્રાજ્ય અપાવે છે.

૭

છેલ્લાં પચીસ વર્ષમાં ગાંધીજીએ હિંદના અને ખાસ કરીને ગુજરાતના ઘડતરને નવું સ્વરૂપ આપ્યું છે. એ વિધાયકનો અગત ફાળો પલ વાર નજર બહાર રાખી આપણે એમણે પેદા કરેલા બળનું નિરીક્ષણ કરીએ.

ગાંધીવાદ એટલે શું ? એનાં અંગો કયાં ?

ગાંધીવાદનું પહેલું અંગ સત્ય. સત્ય એટલે દરેક માણસે પોતાના સ્વભાવ ને સ્વાનુભવની કસોટીએ ચઢાવેલો સ્વધર્મ. આ સત્ય તે

દરેકનું પોતાનું જ નિરાળું; એની અને એના ઇશ્વર વચ્ચે બંધિલો અણસંબંધ; જેને માટે એ પ્રાણ પાથરવા તૈયાર હોય તે દષ્ટિ. આમ માનવીનું વ્યકિતત્વ સત્ય સ્વરૂપે પોતાનો વિકાસ શોધે છે અને કર્તવ્યની કસોટી પર ચઢી વિશુદ્ધ અને અલિપ્ત બને છે. અને જેમ આ સત્યના સ્વરૂપ પર ભાર મૂકાય તેમ તેમ આ વ્યકિતત્વ વધારે ભવ્યતા પ્રાપ્ત કરે છે.

ગાંધીવાદનું બીજું અંગ અહિંસા છે. અહિંસાનો અર્થ એક વખત 'અમારી' થયો હતો. કુમારપાલ રાજાના રાજ્યકાલમાં જુ મારનારે 'જુવસહિકા' બંધાવી પાપનું પ્રાયશ્ચિત કર્યું હતુ. આ વ્યકિતગત બળને ગાંધીજીએ સામુદાયિક ઉપયોગમાં આણ્યું અને તેમાંથી સત્યાગ્રહનું વજ્ર ઘડ્યું. પોતાની દષ્ટિએ નીરખેલા સત્યથી ન ચળવાનો સંકલ્પ તે સત્યાગ્રહ : આ એનું વ્યકિતગત સ્વરૂપ; એ જ્યારે સમુદાય દ્વારા આરંભાય ત્યારે એ આગ્રહમાં અનેકના સત્યો સમાઇ જાય, અનેકોની કલ્પના ને સંકલ્પ એકાકાર બને અને અનેક વ્યકિતત્વોની ગુંથણી થઇ જાય. આ સામુદાયિક સત્યાગ્રહથી જુદા જુદા વર્ગો ને ધર્મોનાં નરનારીઓને એકજ સક્રિય સંકલ્પ દ્વારા રાષ્ટ્ર સર્જતા આપણે દીઠાં છે. ફ્રાંસ જેવા દેશોએ હિંસાત્મક વિગ્રહો દ્વારા સંકલ્પ સિદ્ધ કરી 'રાષ્ટ્ર' રચ્યું છે પણ એ વિગ્રહો તો વિકટ હતા અને લાંબો કાળ ચાલેલા. હિંદે અહિંસાત્મક વિગ્રહથી થોડે ભોગે ને ટૂંક વખતમાં એ ભાવના સિધ્ધ કરી. આનું કારણ એટલું જ કે અહિંસાત્મક વિગ્રહમાં વ્યકિતગત સંકલ્પ–સ્વેચ્છાએ સ્વીકારેલા ત્યાગને વધારે સ્થાન હતુ. અને તેથી તેમાં જોડાનારને વધારે વ્યકિતબળ કેળવી સામુદાયિક ઇચ્છાશકિતના અંગ બનવું પડતુ. આમ ગાંધીજી જગતના સમયબળના અધિષ્ઠાતા બને છે. એમની પ્રેરણાથી વ્યકિતત્વ વિકસ્યું છે અને સામુદાયિક એકતા સર્જવાનું દરેકને સહેલું થઇ પડયુ છે.

ગાંધીવાદ સ્પષ્ટ કરે છે કે વિકાસ પામેલુ વ્યકિતત્વ અને સંકલ્પજન્ય સમુદય બે સાથે રહી શકે છે ખરૂં જોતાં જેમ વ્યકિતત્વ વિકસે તેમ સમુદાય; વ્યકિતઓની સંકલ્પગુંથણીથી વધારે પ્રબલ અને ગતિમાન બને, વ્યકિત અને રાષ્ટ્ર બન્ને ભાવના પરસ્પરાવલંબી થાય.

૮

સાહિત્યમાં પણ આનું જ પ્રતિબિમ્બ દેખાય છે. વ્યક્તિત્વનું સૌંદર્ય સાહિત્યકારો વધારે ને વધારે નીરખતા જાય છે. અને સાથે હેતુપૂર્વક આદરેલા પ્રયત્નથી જનસમૂહની ઉત્તરોત્તર વિસ્તરતી સમગ્ર એકતા વધારે ને વધારે અનુભવતા થયા છે. ગરીબો ને દલિતોના અનુભવોનાં વર્ણનો સાહિત્યમાં ઉતરવા લાગ્યાં છે. સામાજિક અન્યાય કવિઓના હૃદયમાં જ્વાલા પ્રગટાવે છે. રાષ્ટ્રની ભાવના તો સાહિત્ય માત્રમાંથી નીતરે છે પણ તે ઉપરાંત કવિ જગતના પીડિતોને પણ સમુદાય કલ્પી તેના તરફ પોતાના ભાવો વહેવડાવે છે.

કવિ નવી દૃષ્ટિ કેળવે છે :

'મન! છોડ નિહાળવા તારલિયા, કાળાં કેદખાના કેરા જો સળિયા,
એનાં ક્રંદન શું નથી સાંભળિયાં?
એની ભીતર મૌન એકાકી રીબાઇ રીબાઇ હજારોના પ્રાણ શમે,
ત્યારે હાય રે હાય કવિ! તુને સાગરતીર કેરાં શેણે ગાન ગમે? [૧]'

કવિ એ સમુદાય રચવા કાલ્પનિક વિગ્રહની નોબતો વગાડે છે :

અમે કંટકનો પુનિત તાજ પહેરી શિર પરે આજ પીડિત દલિતોનું રાજ રચવાને આવ્યાં.
અમે જુગ જુગ કેરાં કંગાલ ભાંગી નરકોનાં દ્વાર દેતાં ડગ એકતાલ ધરણી પર આવ્યાં. [૨]

વળી કવિનો ભાવ ઉભરાય છે :

મુખે શું ભૂખ્યાને જળ બસ સિંચ્યે ટાઢક વળે?
નવસ્ત્રાં અંગોને જળથી કયમ રે હૂંફજ મળે?
દરિદ્રી નોંધારાં હૃદય જળ દેખી કયમ ઠરે? [૩]

પણ એકજ ચેતવણી આપું. સમસ્ત જગતને પોતાની આર્દ્રતાના સમભાગી કરવાની જેને ઇચ્છા હોય તે પણ એ ન ભૂલે કે

૧. મેઘાણી : યુગવન્દના
૨. મેઘાણી : „
૩. સુન્દરમ્ : કાવ્યમંગલા.

સાહિત્યમાં વ્યક્તિનું સ્થાન ભૂલવું એ તો સૃષ્ટિને એની રોચ પર ઊંધી ગોઠવવા જેવું છે. વ્યક્તિનો પ્રેમ અને અશ્રુ, ભક્તિ ને વિકાર, અસ્મિતા અને કલ્પના, સ્વાનુભવ ને સ્વદૃષ્ટિ એ જ જીવન ને સાહિત્યનાં બળો છે, એના વિનાનું રાષ્ટ્ર, વર્ગ કે સૃષ્ટિ વર્ણવતું સાહિત્ય એ તો કાચું કાચલું છે. જેને રાજ્વી ન ગમતો હોય તે શ્રમજીવી આલેખે, જેને શહેરની સુંદરીઓ ન પ્રેરે તે ભલે ગામડાની 'ગોરી'ની પ્રેરણા લે; પણ વ્યક્તિત્વભરી માનવતાથી તરવરતાં સ્ત્રીપુરુષોનાં આંતરજીવનનાં જ્યાં દર્શન થતાં નથી ત્યાં સાહિત્ય નથી ને સરસતા નથી.

૯

આ સંમેલન આગળ કેટલાક વ્યવહારૂ પ્રશ્ન પડ્યા છે તેનો ઉલ્લેખ અસ્થાને નહી ગણાય.

૧. ગયા સંમેલનને કરેલી ભલામણ મુજબ, પરિષદના બંધારણમાં સુધારા સૂચવવા મધ્યસ્થ સભાએ એક સમિતિ નીમી હતી. પૂ. ગાંધીજી અસ્વસ્થ તબિયતને લીધે એના કાર્યમાં જોડાઇ શક્યા નથી. પણ બાકીના સભ્યો એકમતે સૂચનાઓ રજુ કરવાની આશા રાખે છે એ સૂચનાઓના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે :—

(અ) આજે પરિષદનું તંત્ર છે તેને ઘણે અંશે સમવાયતંત્ર બનાવવું;

(આ) મધ્યસ્થ સભા મોટી કરવી અને તેના કેટલાક અધિકાર કાર્યવાહી સભાને આપવા.

૨. બીજો પ્રશ્ન ગુજરાતી લિપિનો છે;

(અ) જે અક્ષરો દેવનાગરી સ્વરૂપમાંથી ચળ્યા છે તેને પાછું અસલી સ્વરૂપ આપવું કે કેમ?

(આ) દેવનાગરી અક્ષરોને વધારે વૈજ્ઞાનિક કે સુઘડ સ્વરૂપ આપવું કે કેમ? આપવું તો કેવું આપવું? અને તે અત્યારે આપી શકાય એવા સાનુકૂલ સંયોગો છે કે કેમ?

૩. અને આ બધાથી મોટો પ્રશ્ન તો એ છે કે તમે આ સંસ્થાને કેવું સ્વરૂપ આપવા માગો છો?

રણજીતરામે સાહિત્ય પરિષદને ને ગુજરાતી સાહિત્યને સંસ્કારનું મંદિર કલ્પ્યું હતું; મને એ ગુજરાતી અસ્મિતાની પ્રયોગશાળા રૂપે દેખાય છે. અહીં ગુજરાતીઓ રાજકીય ને ધાર્મિક ભેદો છોડી ગુજરાતી તરીકે ભેળા મળી શકે; ગુજરાતના સાહિત્યરસિકો એમાં સરસતાની લહાણ કરી શકે; ગુજરાતી વિદ્વાનો ને કલાકારો અહીં આદર્શો અને પદ્ધતિની આપ લે કરી શકે; ગુજરાતનું જીવન–સાહિત્ય, નાટક, નૃત્ય, સંગીત ને કલા દ્વારા–સર્વાંગ સુંદર બનાવવાના પ્રયત્નો અહીં થઇ શકે; ગુજરાત ને મહાગુજરાતમાં વસનારાઓને એ દ્વારા સામુદાયિક અસ્મિતાની સિદ્ધિ સાંપડી શકે

હું આ પ્રશ્નનો નિકાલ કરવા આ સંમેલનને વિનવું છું. તમારે માત્ર બે વર્ષે મળતી, વચમાં મંદ મંદ કાર્ય કરતી સંસ્થા ચલાવવી હોય, તો તો વધારે કંઇ કરવાની જરૂર નથી. તો વ્યાપારીઓ વ્યાપાર કર્યા કરો, સાહિત્યકારો ટીકા કર્યા કરો અને ગુજરાતની શક્તિનો વ્યય થવા દો. મેં ૧૯૨૬થી એમ થવા ન દેવાના પ્રયત્નો આરંભ્યા હતા; પણ દશ વર્ષે મારે કબુલ કરવું પડે છે કે જોઇતી ઝડપે ગુજરાતીઓ આ માર્ગે ચાલવા તૈયાર નથી. પણ જો તમારી ઇચ્છા એવી હોય કે પરિષદ દ્વારા અસ્મિતાની ગંગા વહેતી મૂકવી છે તો માત્ર ઠરાવ કર્યે કામ નથી આવવાનું. બંધારણના નિયમો ફેરવ્યે પણ સંસ્થામાં વધારે ચેતન નથી આવવાનું. કાર્યકરોની, પ્રચારની ને પૈસાની જરૂર પડશે, અવિરત ઉત્સાહ વગર ચાલવાનું નથી. સ્થળે સ્થળે જઇ સાહિત્ય સભાઓ સ્થાપવી પડશે કે ચેતનવંતી કરવી પડશે. જ્યાં જ્યાં ગુજરાતીપણાનું ભાન કમી થયું છે કે વીસરાઇ ગયું છે ત્યાં તેને ફરી પ્રગટાવવું પડશે.

ઝાલોર, વાંસવાડા, શ્રીમાલ: ગુજરાતના આ ભૂતપૂર્વ વિભાગોને તમારે અપનાવવા છે? મહાગુજરાતમાં પરિષદની પ્રવૃત્તિઓ પ્રસારવી છે?

તમારી હિંમત અને કાર્યદક્ષતા પર આ સવાલોના જવાબ આપવાનું હું સોંપી દઉં છું.



## બપોર પછીની બેઠક

પ્રમુખ શ્રી. કનૈયાલાલ મા. મુનશીના ભાષણ પછી, સંમેલનના પહેલા દિવસની સવારની બેઠક પૂરી કરવામાં આવી હતી. બપોર પછીની બેઠક સાંજના ૩–૩૦ થી ૫–૩૦ સુધી પ્રભાત ટૉકીઝ થિયેટરમાં મળી હતી.

આ બેઠકમાં સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી રામનારાયણ વિ. પાઠકે પોતાનું વ્યાખ્યાન (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) વાંચ્યું હતું. સાહિત્ય વિભાગના પ્રમુખનું ભાષણ પૂરૂં થતાં, પત્રકારિત્વ–વિભાગના પ્રમુખ શ્રી. સામળદાસ ગાંધીએ પોતાનું વ્યાખ્યાન (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) વાંચી સંભળાવ્યું હતું. આ બન્ને પ્રમુખોના ભાષણો બાદ પ્રથમ દિવસની ખુલ્લી બેઠકનું કામ પૂરૂં થયું હતું.

### રંજન કાર્યક્રમ

ત્યારબાદ, રાત્રે સાડા નવ વાગ્યે, પ્રેમાનંદ રચિત 'મામેરૂ' તથા શ્રી. ઇન્દુલાલ ગાંધી રચિત 'પૂર્ણિમા' નામક સંગીત–નાટયો કાત્રક હૉલમાં ભજવવામાં આવ્યાં હતાં. બન્ને નાટકોમાં શિક્ષિત ગુજરાતી, દક્ષિણી તેમજ સિંધી બ્હેનોએ ભાગ લીધો હતો. સંગીત તથા નૃત્યને આ મધુર–મનોહર કાર્યક્રમ હાજર રહેલ બધા શ્રોતાઓને આનંદપ્રદ લાગ્યો હતો.

★

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## તેરમું અધિવેશન: કરાંચી

### બીજો દિવસ

**તા. ૧ : જાન્યુઆરી : ૧૯૩૮**

ગુજરાતી સાહિત્ય પરિષદના તેરમા સમેલનની બીજા દિવસની કાર્યવાહી તા ૧ લી જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ, સવારે ૧૦-૪૫ કલાકે હરિભાઇ પ્રાગજી કારીઆ હાઇસ્કુલના હૉલમાં મળી હતી.

પ્રથમ કલાવિભાગના પ્રમુખ શ્રી. રવિશંકર મહાશંકર રાવલે પોતાનું વ્યાખ્યાન (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યુ છે) વાંચ્યુ હતું. ત્યાર પછી ઇતિહાસ વિભાગના પ્રમુખ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ પોતાનુ વ્યાખ્યાન (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) વાંચ્યું હતું. ત્યાર બાદ શિક્ષણવિભાગના પ્રમુખ શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે પોતાનુ વ્યાખ્યાન (જે આ ગ્રથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) વાંચ્યું હતું

#### ઠરાવો

આ ત્રણે વ્યાખ્યાનો બાદ ઠરાવો પસાર કરવાનુ કાર્ય હાથ ધરવામાં આવ્યુ હતું.

#### ઠરાવ ૧ લો

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ, નૂતન કાવ્યપદ્ધતિના માર્ગદર્શક અને નિખાલસ સાહિત્યસમીક્ષક વિદ્વદ્વર્ય શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના અવસાનથી ગુજરાત અને ગુજરાતી સાહિત્યને પડેલી મોટી ખોટ બદલ આ સંમેલન શોક પ્રદર્શિત કરે છે.

(પ્રમુખસ્થાનેથી.)

### ઠરાવ ૨ જો

કલાદીપ શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ, શ્રી. કનૈયાલાલ હરદેવરામ વકીલ, શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા, શ્રી ખેચરલાલ ત્રિકમજી પરેલ (વિહારી), શ્રી ઉપેન્દ્રાચાર્ય, શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા અને શ્રી મણિશંકર શ્યામજી ત્રિવેદીઃ એમના અવસાન માટે આ સંમેલન પોતાનો ઊંડો શોક જાહેર કરે છે.

(પ્રમુખસ્થાનેથી)

### ઠરાવ ૩ જો

આ સંમેલન ભરાય છે તે પ્રસંગે જ પરિષદના પ્રમુખ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીને પચાસ વર્ષ પૂરાં થાય છે. એ એ સુઅવસરને માટે સંમેલન તેઓશ્રીને અભિનંદન આપે છે તથા એ પ્રસંગના સંભારણા માટે યોગ્ય યોજના અને વ્યવસ્થા કરવાની આ સંમેલન પરિષદને સૂચના કરે છે.

રજૂ કરનાર : શ્રી મનુભાઇ ડુંગરશી
અનુમોદન આપનાર : શ્રી. પ્રાણલાલ દેસાઇ

### ઠરાવ ૪ થો

આ સંમેલન પરિષદને સૂચના કરે છે કે ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર અને સાહિત્યકાર શ્રી હેમચંદ્રાચાર્યનાં સ્મરણો પરિષદની સાથે જોડાયલાં રહે એવાં પગલાં યોજવાં અને એને નિમિત્તે પાટણમાં "હેમ સારસ્વત સત્ર" યોજવો.

રજૂ કરનાર : શ્રી. કાકાસાહેબ કાલેલકર
અનુમોદન આપનાર : શ્રી. હીરાલાલ પારેખ

### ઠરાવ ૫ મો

ગુજરાતનાં જુદાં જુદાં ડિસ્ટ્રીક્ટ લોકલ બૉર્ડો, મ્યુનિસિપાલિટીઓ, અને દેશી રાજ્યોને આ સંમેલન વિનંતિ કરે છે કે તેમની હદમાં પ્રાચીન ઐતિહાસિક તેમ જ કલાત્મક અવશેષો અને હસ્તલિખિત પુસ્તકો હોય તે સંબંધી યોગ્ય સંશોધન કરાવી, એવી વસ્તુઓનું એક સંગ્રહસ્થાન બનાવે.

આ સંબંધમાં વડોદરા, ઇડર અને લાઠી રાજ્યોએ ઉત્સાહપૂર્વક કરેલા આરંભને આ સંમેલન આવકાર આપે છે.

આ ઉપરાંત ખંભાત રાજ્યે જે ધોરણ પર 'ખંભાતનો ઇતિહાસ' લખાવ્યો. છે તે ધોરણ પર પોતાના રાજ્યના ઇતિહાસ તૈયાર કરાવે એવી સર્વ દેશી રાજ્યોને આ સંમેલન વિનંતિ કરે છે.

રજૂ કરનાર : ડૉ હરિપ્રસાદ દેસાઇ
અનુમોદન આપનાર : શ્રી રેવાશંકર જોષી

ઠરાવ ૬ ઠ્ઠો

કચ્છ, માંગરોળ આદિ રાજ્યોમાં પુસ્તકો ઉપર જે જકાત લેવામાં આવે છે તે જ્ઞાનપ્રચારને અવરોધક હોવાથી એવી જકાત લેવાતી બંધ કરવી, એમ આ સંમેલન તે તે રાજ્યોને ભલામણ કરે છે.

રજૂ કરનાર : શ્રી. ડુંગરશી સંપટ
અનુમોદન આપનાર : શ્રી. મોતીચંદ કાપડિયા

ઠરાવ ૭ મો

આ સંમેલન પરિષદને સૂચના કરે છે કે તેણે ગુજરાતની વિવિધ બોલીઓનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનાં સાધનો એકઠાં કરવાં કરાવવાં યોગ્ય પગલાં લેવાં.

રજૂ કરનાર : શ્રી ડોલરરાય માંકડ
અનુમોદન આપનાર : શ્રી. કેશવરામ શાસ્ત્રી

ઠરાવ ૮ મો

આ સંમેલન પરિષદને સૂચના કરે છે કે :

(અ) મહાગુજરાતમાં પ્રતિનિધિઓ મોકલી ત્યાં વસતા ગુજરાતીઓની સામાજિક અને સાંસ્કારિક સ્થિતિ વિષે યોગ્ય હકીકતો મેળવે, તેમ જ તેમની સુસીબતોની તપાસ કરાવી તે સંબંધી અહેવાલ રજૂ કરે; અને

(આ) તે સ્થળોમાં સાહિત્યસભાઓ સ્થાપવાનો તથા તેમને પરિષદ સાથે જોડવાનો પ્રબંધ કરે; તેમ જ

(ઇ) ગુજરાતનાં શહેરોમાં પણ જ્યાં જ્યાં સાહિત્ય સભાઓ ન હોય ત્યાં ત્યાં તે સ્થાપવાની તથા તેમને પરિષદ સાથે જોડવાની તજવીજ કરે.

રજૂ કરનાર : શ્રી. રામનારાયણ પાઠક
અનુમોદન આપનાર : શ્રી. ગોકુળદાસ રાયચુરા

ઠરાવ ૯ મો

સ્વભાષા દ્વારા શિક્ષણ આપવાની યોજના અમલમાં મૂકવાની મુંબઈની સરકારને આ સમેલન ભલામણ કરે છે.

(પ્રમુખસ્થાનેથી)

ઠરાવ ૧૦ મો

આ સંમેલનનો અભિપ્રાય છે કે મહાગુજરાતમાં વસતા ગુજરાતીઓનાં બાળકોને ગુજરાતી દ્વારા પ્રાથમિક કેળવણી આપવી એ દરેક સ્થળની સરકાર અથવા સ્થાનિક સત્તાની ફરજ છે; તેથી આ સમેલન મહાગુજરાતમાં વસતા ગુજરાતીઓને ભલામણ કરે છે કે તેઓ આ ફરજ તેમની સરકાર અથવા સ્થાનિક સત્તા પાસે અદા કરાવવા યોગ્ય પગલાં લે.

ઉપરાંત આ સમેલન પરિષદને સૂચના કરે છે કે મહાગુજરાતવાસીઓના આ બાબતના પ્રયત્નોમાં જ્યાં જ્યાં મદદ માગવામાં આવે ત્યા ત્યાં બનતી મદદ કરે ·

રજૂ કરનાર . શ્રી ગોકુલદાસ રાયચુરા
અનુમોદન આપનાર શ્રી ભોગીલાલ પટવા

ઠરાવ ૧૧ મો

સિંધમાં વસતા ગુજરાતીઓને પોતાની માતૃભાષા દ્વારા પ્રાથમિક શિક્ષણ મળે છે, તે ચાલુ રહે એવી સગવડ આપવાની, સિંધ સરકારને આ સમેલન ભલામણ કરે છે.

નગરપારકર, મીઠી આદિ સ્થળોમાં સદીઓ થયાં વસેલા ગુજરાતીઓને ગુજરાતી દ્વારા શિક્ષણ મેળવવાની જે સગવડો આજ દિન સુધી ચાલુ છે તેને બંધ કરવાની કાર્યનીતિ લોકલ બોર્ડે સ્વીકારવાની ઇચ્છા રાખે છે, એવું આ સંમેલનના જાણવામાં આવ્યું છે. આ

કાર્યનીતિનો આ સંમેલન સખત વિરોધ છે અને સિંધની સરકારને ભલામણ કરે છે કે આ કાર્યનીતિ અમલમાં ન મૂકાય એવાં પગલાં તેણે ભરવાં. તેમજ આ સંમેલન સિંધમાં અને સિંધની બહાર વસતા ગુજરાતીઓને સૂચના કરે છે તેમણે આ પ્રકારની માતૃભાષાવિધ્વંસક નીતિનો અમલ ન થાય તે માટે આવશ્યક પગલાં ભરવાં.

રજૂ કરનાર : શ્રી. ચંપકલાલ કૌશિક

અનુમોદન આપનાર : શ્રી. હરિલાલ ઠાકર

### ઠરાવ ૧૨ મો

(અ) દેશ સમસ્તની પ્રાથમિક કેળવણીમાં મૌલિક ફેરફારો કરવા માટેની જે વિચારણા અને યોજનાઓ અત્યારે પૂજ્ય મહાત્મા ગાંધીજીની દોરવણી નીચે ચાલી રહી છે, તે પ્રસંગે આ સંમેલન ભલામણ કરે છે કે સરકાર તરફથી પ્રાથમિક કેળવણીમાં ચિત્રશિક્ષણ દાખલ કરવા ઉપરાંત શિક્ષકો માટેના શિક્ષણશાસ્ત્રમાં પણ દેશનાં સંસ્કૃતિજન્ય મૌલિક ચિત્ર ને સંગીતના કલાસ્વરૂપોનો અભ્યાસક્રમ દાખલ કરવો જોઇએ અને યોગ્ય નિષ્ણાતોના મંડળની દેખરેખ નીચે તે યોજાવો જોઇએ.

(આ) આ સંમેલનનો એવો અભિપ્રાય અને ભલામણ છે કે દેશનાં ચિત્રકલા ને સંગીતન સંશોધન, સમુદ્ધાર અને સંવૃદ્ધિ માટે યુનિવર્સિટી જેવી પ્રતિષ્ઠિત સંસ્થા તરફથી સક્રિય પ્રયત્નો થવા જોઇએ અને તેને માટે યુનિવર્સિટીમા ચિત્રકલા ને સંગીતના અધ્યાપન માટે વ્યવસ્થા થવી જોઇએ, તેમ જ દર વર્ષે નિષ્ણાતો પાસે એ વિષયનાં વિવિધ અંગોના સંશોધનો, વ્યાખ્યાનો તથા પ્રશ્નોની યોજના થવી જોઇએ.

રજૂ કરનાર : શ્રી. રવિશંકર રાવલ

અનુમોદન આપનાર : પંડિત ઓમકારનાથજી

" " શ્રી. કાકાસાહેબ કાલેલકર

### ઠરાવ ૧૩ મો

કરાંચીની શારદા મંદિર, ગુજરાતી ઍજ્યુકેશન સોસાયટી, હરિભાઇ કારીઆ હાઇસ્કૂલ, પ્રભાત ટૉકીઝ, જૈન સ્વયંસેવક મંડળ તથા જે જે

અન્ય સંસ્થાઓ અને વ્યક્તિઓએ આ સંમેલનને સફળ કરવામાં જે ફાળો આપ્યો છે, તેની આ સંમેલન સાભાર નોંધ લે છે.

(પ્રમુખસ્થાનેથી)

ઠરાવ ૧૪ મો

(અ) આ સંમેલન સંસ્કૃત વર્ણમાળાને અનુસરનારી જુદી જુદી પ્રાંતીય ભાષાઓમાં લિપિની એકતા લાવવા માટે જે પ્રયત્ન ચાલે છે તેના અનુસંધાનમાં ગુજરાતી લિપિનું નાગરીકરણ કરવાના સિદ્ધાન્તને માને છે.

(આ) આ સિદ્ધાન્તને અનુસરીને નીચેના અક્ષરોના નીચે પ્રમાણેનાં નાગરી રૂપનો ગુજરાતી લિપિમાં ઉપયોગ કરવો એમ આ સંમેલન સ્વીકારે છે અને સર્વે લેખકો, મુદ્રકો, પ્રકાશકો, વર્તમાનપત્રો સામયિકો વગેરેને એ પ્રમાણે લખવા તથા છાપવા ભલામણ કરે છે.

अ, क, ख, ज, झ, द, फ, ब, भ

(ઇ) નાગરી લિપિમાં મુદ્રણ, લેખન, સુદ્રાલેખન, ટાઇપરાઇટિંગ તથા અક્ષરજ્ઞાન પ્રચારની સુલભતાની દૃષ્ટિએ સુધારો કરવાની જરૂરિયાત આ સંમેલન સ્વીકારે છે તથા એ દિશામાં પરિષદની મધ્યસ્થ સમિતિએ નીમેલી લિપિસમિતિના તથા ગુજરાતમાં થયેલા જુદા જુદા વ્યક્તિગત પ્રયત્નોની નોંધ લે છે.

(ઈ) આ સંમેલનનો અભિપ્રાય છે કે એ બધા પ્રયત્નોને તથા એ વિષે થતી વિવિધ સૂચનાઓને તપાસી એમાંથી ગુજરાતને ભલામણ કરી શકાય એવી એક યોજના પરિષદ દ્વારા થવી ઇષ્ટ છે. આ માટે સંમેલન પરિષદને ભલામણ કરે છે કે તેણે એક સમિતિ નીમવી, જે આ બાબતને પૂરેપૂરી તપસી ત્રણ માસમાં પોતાનો અભિપ્રાય તથા ભલામણો પરિષદ આગળ રજૂ કરે.

(ઉ) આ સંમેલન પરિષદને સૂચના કરે છે કે તે યોજના ઉપર વિચાર કરી એની મધ્યસ્થ સભા છેવટનો નિર્ણય કરે અને તે નિર્ણયને ગુજરાત સમક્ષ મૂકી તેનો સ્વીકાર કરાવવા તથા અમલ કરવા સઘળાં યોગ્ય પગલાં લે.

(પ્રમુખસ્થાનેથી)

### ઠરાવ ૧૫ મો

(અ) ગત સમેલને બંધારણ તપાસવા એક સમિતિ નીમવાની પરિષદને સૂચના કરી હતી, અને તે મુજબ એક સમિતિ નીમવામા આવી હતી અનેક સયેગોને લીધે એ સમિતિ પોતાનો અહેવાલ હજુ મધ્યસ્થ સભા આગળ રજૂ કરી શકી નથી અને બંધારણની તપાસણીનુ કામ લબાય એ ઇષ્ટ ન લાગવાથી આ સમેલન એ સમિતિના ત્રણ સભ્યોએ તૈયાર કરેલા કાચા ખરડામાં સૂચવેલા સુધારાઓ પર ધ્યાન આપી એવા અભિપ્રાય પર આવેલ છે કે બારમા સમેલનના ઠરાવમાં આવેલો હેતુ સાધવા બંધારણમાં નીચેના સુધારાની જરૂર જણાય છે —

#### હાલના બંધારણ પ્રમાણે

કલમ ૪ (ક) સામાન્ય સભાસદો . એટલે કે, જેઓ દ્વિવાર્ષિક રૂ. ૪) ભરે તેઓ.

૪ (અ) સભાસદ–સસ્થાઓ : એટલે કે પરિષદના જ હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી જે સસ્થાઓ દ્વિવાર્ષિક રૂ ૮) આપે તે.

૪ ની ટીપ (૭) દરેક સસ્થા-સભાસદ બે વર્ષ માટે બે પ્રતિનિધિઓ નીમશે અને તે પ્રતિનિધિઓને એ સસ્થા તરફથી સદરહુ મુદત દરમ્યાન પરિષદના સભાસદના બધા અધિકાર તેમ જ જોખમદારી પ્રાપ્ત થશે

૮ ની ટીપ (૩) કોઇ સન્માન્ય સભાસદ મૃત્યુ પામશે કે ગજીનામુ આપશે તો પરિષદ તેની જગ્યાએ બીજા કોઇની ૨/૩ વધુ મતે નિમણૂક કરશે, પણ સન્માન્ય સભાસદોની સંખ્યા હમેશની દસ જ રહેશે

૯ પરિષદના અધિકારીઓ.

(ગ) ચાર મત્રીઓ

૨૩ મધ્યસ્થ સભા પરિષદના હેતુઓને અમલમાં મુકશે......

૫૪ (૨) સંમેલનની બેઠકના પ્રમુખની નિમણૂક અને જો વિભાગ નક્કી થાય તો તે વિભાગોના પ્રમુખની નિમણૂક ચૂંટણીથી કરશે ......

संमेलने सूचवेला सुधारा प्रमाणे

कलम ४ (ड) सामान्य सभासदो, एटले के जेओ (वार्षिक रा ८) भरे तेओ तथा कोई पण संस्था-सभासदना प्रतिनिधि तरीके जेना तरफथी (वार्षिक रा ३) आवे तेओ

४ (च) सभासद-संस्थाओ एटले के परिषदना ज हेतुओथी के तेने मळता हेतुओथी काम करती जे संस्थाओ (वार्षिक रा २) आपे ते

४ नी नीचे (छ) दरेक संस्था सभासद बे वर्ष माटे पोताना दर पचीस सभ्यो दीठ एक अने वधारेमां वधारे दस सुधी प्रतिनिधिओ नीमशे अने ते प्रतिनिधिओ ए संस्था तरफथी सदरहु मुदत दरम्यान परिषदना सामान्य सभासद गणाशे

८ (च) पछी उमेरो –

८ (छ) परिषदना बधा जुम्मेदारो

८ नी नीचे (२) कोई सन्मान्य सभासद मृत्यु पामशे के राजीनामु आपशे तो परिषद तेनी जग्या ए बीजा कोईनी २/३ वधु मते निमणूक करशे

९ परिषदनी कार्यवाहक समिति नीचेना अधिकारीओनी बनशे (ग) ७ मंत्रीओ

२३ मध्यस्थ सभा तथा कार्यवाहक समिति पोतपोताना अधिकारनी मर्यादामां रही परिषदनो सर्व वहीवट करशे

२४ पछी उमेरो –

२४ (अ) आगामी संमेलन मळवाना ७ महिना अगाउ मध्यस्थ सभा संमेलनना प्रमुख तरीके चूंटावा योग्य चार व्यक्तिओना नामो सूचवशे

५८ (१) पछी उमेरो –

૫૪ (૧) (અ) સંમેલનના પ્રમુખની ચૂંટણી કરવા માટે પોતાના સભ્યોમાંથી દસ પ્રતિનિધિઓની નિમણૂક કરશે.

૫૪ (૨) જો વિભાગ નક્કી થાય તો તે વિભાગોના પ્રમુખની નિમણૂક ચૂંટણીથી કરશે

૫૪ પછી ઉ ૨ –

**૫૪ (અ) પ્રમુખની ચૂંટણી**

(૧) સંમેલનની બેઠક મળવાના છ મહીના અગાઉ મધ્યસ્થ સભાએ સંમેલનના પ્રમુખ તરીકે ચૂંટાવા યોગ્ય ચાર વ્યક્તિઓના નામો સૂચવ્યા હોય તેમાંથી પરિષદના પ્રમુખ તરીકે એકની ચૂંટણી સદરહુ બેઠકના ચાર મહિના અગાઉ પરિષદના સભાસદો અને સત્કાર મંડળના સભ્યોના દસ પ્રતિનિધિઓ કરશે.

(૨) અધિકારીઓની ચૂંટણીના સબંધમાં કલમ ૨૫ માં જે પધ્ધતિ દર્શાવી છે તદનુસાર પ્રમુખની ચૂંટણી કરવામાં આવશે

(આ) સમેલન પરિષદને સૂચવે છે કે બંધારણમાં એ સુધારાઓ તથા તેને અંગે જોઇતા બીજા સુધારા સત્વર કરવા

રજૂ કરનાર - શ્રી રામનારાયણ પાઠક
અનુમોદન આપનાર શ્રી કિશોરલાલ મશરૂવાળા
" " શ્રી સામળદાસ ગાંધી

**ઠરાવો પછી**

ઠરાવોનું કાર્ય પૂરૂં થયા બાદ ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી કિશોરલાલ ઘ મશરૂવાળાએ પોતાનું ભાષણ (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) વાંચ્યું હતુ

અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વિભાગના પ્રમુખ શ્રી નરહરિ પરીખની નાદુરસ્ત તબીયતને અંગે એમનું ભાષણ (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) સભામાં વહેંચવામાં આવ્યું હતું.

છેવટે સંગીત વિભાગના પ્રમુખ પંડિત શ્રી ઓમકારનાથજીના ભાષણ (જે આ ગ્રંથમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે) પછી પરિષદની આજની કાર્યવાહી પૂરી કરવામાં આવી હતી

✱

# ત્રીજો દીવસ

### તા ૨ જાન્યુઆરી ૧૯૩૮

### આભારદર્શન ને ઉપસંહાર

ગવિવારે તા ૨ જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ સવારે ૯॥ વાગે હરિભાઇ પ્રાગજી કારીઆ હાઇસ્કુલના હોલમા, સંમેલનની ત્રીજા દિવસની બેઠક મળી હતી

શરૂઆતમા શેઠ હરિદાસ લાલજી શ્રી ડુંગરશી સંપટ ને પોપટલાલ ભુપતરાય અને શ્રી ચંપકલાલ મેઘાણીએ સ્થાનિક સમિતિ તરફથી મહેમાનોનો તેમ જ આ સંમેલનને સફળ બનાવવા સાથ આપનાર સર્વ ભાઇબહેનોનો આભાર માન્યો હતો

મહેમાનો તરફથી પ્રથમ દીવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરીએ સર્વનો આભાર માન્યો હતો શ્રીમતી લીલાવતી મુનશીએ પણ આભારના બે શબ્દો કહ્યા હતા ત્યાર બાદ પરિષદના મંત્રી શ્રી મનહરરામ મહેતાએ પ્રવચન કર્યું હતુ, અને શ્રી ડુંગરશી ધરમશી સંપટ, શ્રી જેષ્ટારામભાઇ શ્રી પ્રેમજીભાઇ, શ્રી ચંપકલાલભાઇ શ્રી જનકરામ ભુચ શ્રી ક્રસનદાસ માણેક તથા અન્ય કાર્યકર્તાઓનો હાર્દિક આભાર માન્યો હતો

પછી ડા હરિપ્રસાદે આભાર વ્યકત કરતા જણાવ્યુ હતુ કે સાહિત્ય પરિષદ સંમેલન કરાચીમા ભરાવાથી બે ત્રણ મહાન બાબતો થઇ શકી છે અને તમે સહુએ એને આનંદથી સફળ બનાવી તેના ઉચ્ચ ધોરણને વધુ ઉચ્ચ બનાવી તમારા સંસ્કારનુ દર્શન કરાવ્યુ છે, એ માટે આભાર માનુ છુ તમારો રંજનનો કાર્યક્રમ પણ બહુ સુંદર હતો અને આપણી અભિનય કળા વિશે મને જે શંકા હતી તે હવે દૂર થઇ છે મને ખાત્રી છે કે ગુજરાતીઓ આ કળામાં પણ આગળ વધશે

પરિષદની આગલા દીવસની કાર્યવાહીમા અત્રેના પ્રમુખ તરીકે એમણે આપેલા રૂલીંગ બાબત પણ એમણે ખુલાસો કરતા કહ્યુ હતું કે આપણા દેશની ખામીનુ કારણ તે આપણામાં સામાન્ય સમજ (Common sense) ની ખામી છે, પણ ગુજરાતીઓમાં સામાન્ય સમજનુ પ્રમાણ વધુ હોવાથી હુ આશા રાખુ છુ કે મારા રૂલીંગનો ઉંધો અર્થ કોઇ નહી કરે

એમના પછી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીએ ઉપસંહાર કરતાં કહ્યું હતું કે અહીં ઘર્ષણ થયું હતું પણ એ ઘર્ષણથી આવેલી જાગૃતિને લીધે તમોએ સાચો પ્રેમ બતાવી આપ્યો છે. રંજન કાર્યક્રમ વિશે બોલતાં એમણે કહ્યું હતું કે તમારો રંજન કાર્યક્રમ બહુ સુંદર હતો; હવે કરાંચીને એમ માનવાનું કારણ નથી કે કલા-સાહિત્યરસિકતામાં તે પછાત છે.

આગળ બોલતા એમણે જણાવ્યું કે ઘણાં વર્ષ પહેલાં આ પરિષદ અજબ જેવી સંસ્થા હતી. ઇ. સ. ૧૯૨૬ માં જ્યારે મુંબઇમાં બેઠક મળી ત્યારે ખૂબ તોફાન, ને ગાજવીજ હતાં, અને એથી થયેલું કે પરિષદને નોતરવી એટલે અનેક ઇંદ્રોને બોલાવવા જેવું છે. લાઠી, અમદાવાદ અને કરાંચી એ ત્રણેએ ઘણું સુંદર કાર્ય કરી બતાવ્યું છે. સાહિત્યકારો સ્વર્ગમાં એકઠાં મળવા માટે અહીં લડી લે છે, એવી જે લોકોક્તિ છે તે છેલ્લી ત્રણ પરિષદોથી ખોટી ઠરી છે.

આપણી સમક્ષ બંધારણનો કૂટ પ્રશ્ન હતો. આ બંધારણનો ઝઘડો તો ૩૦-૩૨ વર્ષનો જૂનો છે. ઇ. સ. ૧૯૨૬ થી એમ લાગ્યું કે બંધારણ પર ધ્યાન આપવું જોઇએ. માણસ બંધારણને બનાવે છે એટલે એકતાના વિષયમાં અને સંસ્થાનુ ગૌરવ સાચવવા બંધારણનો ઝઘડો ન પડવો જોઇએ આ બંધારણમાં હવે થયેલા સુધારાથી પરિષદ સર્વવ્યાપી થશે અને વધુ સુંદર કામ કરી શકશે; અને એ બધો યશ કરાંચીને ફાળે જાય છે.

નાગરી લિપિને લગતા ઠરાવનો ઉલ્લેખ કરતાં એમણે જણાવ્યું હતુ કે આપણે નાગરી લિપિને લગતો ઠરાવ કર્યો છે તેની અસર બધે ણુશે અને બીજા એ લિપિ તરફ વળશે. તેથી, એ અસર વ્યાપક બનશે અને હિંદની લિપિ એક કરવાનું કાર્ય સરળ થઇ શકશે.

આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે બીજું મહત્ત્વનું કાર્ય આપણે શ્રી હેમચંદ્રાચાર્યના સ્મારક માટે "હૈમ સારસ્વત સત્ર" ઉજવવાનું ને કાયમી સ્મારકની યોજના કરવાનું નક્કી કર્યું છે, તે છે.

પરિષદની આવતી બેઠક માટે મુંબાઇનાં પરાં તેમજ કચ્છથી

આમંત્રણ આવેલ તે પરત્વે બોલતાં એમણે જણાવ્યું હતું કે બંને આમંત્રણો પર મધ્યસ્થ સભા વિચાર કરશે અને યોગ્ય જણાશે તે એક સ્થળ નક્કી કરશે. છેવટે તેમણે પોતાને આ સાહિત્ય પરિષદ સંમેલનની બેઠકના પ્રમુખ તરીકે ચૂંટી, નિભાવી લીધા બદલ અને પોતાનો સુંદર સત્કાર કરવા બદલ સહુનો આભાર માન્યો હતો પ્રમુખશ્રીના ઉપસંહારના વ્યાખ્યાન પછી પરિષદની બેઠક પૂરી થઇ હતી.

## કવિ મુશાયરો

સાહિત્ય પરિષદ સંમેલન અંગેના છેલ્લા કાર્યક્રમ તરીકે રાત્રે ૯ વાગ્યે, ગુજરાત વિદ્યાલયના ચોગાનમાં બાંધવામાં આવેલ ખાસ મંડપમાં કવિ મુશાયરો યોજવામાં આવ્યો હતો

શરૂઆતમાં કવિ મુશાયરાના પ્રમુખ શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ ટૂંક પ્રવચન કર્યા પછી, આ મુશાયરા માટે નક્કી થયેલ પાદપંક્તિનાં પાદપૂર્તિનાં આવેલ કાવ્યો વંચાયાં હતાં.

ત્યાર પછી શ્રી. રાયચુરાજી ભગતે દુહા સાંભળાવ્યા બાદ, રાજકવિ શ્રી. માવદાનજીએ મોરબી સાહિત્યની એક લોકવાર્તા સુરીલા કંઠે દુહા સાથે કહી સંભળાવી હતી વચ્ચે કચ્છના કવિ શ્રી. લાલજીભાઇએ પણ પોતાની એક કવિતા ગાઇ સંભળાવી હતી.

આ કાર્યક્રમની સહુથી રસમય વાનગી તો શ્રી. રાયચુરા અને શ્રી. માવદાનજી વચ્ચે જામેલી દુહાની રસિક રમઝટ હતી.

આ ઉપરાંત કવિ મુશાયરામાં ગુજરાતી સાહિત્યમાં પ્રસિધ્ધ કવિઓ શ્રી. કરસનદાસ માણેક, શ્રી. ઇન્દુલાલ ગાંધી, શ્રી. સુધાંશુ અને જાણીતા વિવેચક શ્રી. નવલરામ ત્રિવેદીએ પોતાનાં કાવ્યો વાંચી સંભળાવ્યાં હતાં.

મોડી રાત્રે આ કાર્યક્રમ પૂરો થતાં સાહિત્ય પરિષદ સંમેલનના સઘળા કાર્યક્રમોની પૂર્ણાહુતિ થઇ હતી



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## તેરમુ અધિવેશન : કરાંચી

# વિભાગીય પ્રમુખોનાં ભાષણો

હોવાનું કારણ પુરા નહિ સમજેલા શબ્દોથી ગોટાળા થાય છે, ખોટા પ્રશ્નો ઊભા થાય છે, અને વિચારો અને અભિપ્રાયો કરાય છે એ છે.

એક દાખલાથી આ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશ. આપણા વિવેચનમાં અંગ્રેજી વિવેચન પધ્ધતિ અને પારિભાષિક શબ્દોને સૌથી પ્રથમ પ્રવેશ કરાવનાર કવિ નર્મદ. તેણે આપણી કવિતોની અંગ્રેજી વિવેચન પધ્ધતિ પ્રમાણે જાતિઓ કે પ્રકારો કે વિભાગો કરવા માંડ્યા. તેમાં લિરિક (Lyric) માટે તેણે ગીતકવિતા શબ્દ વાપર્યો અને એપિક (Epic) ને માટે વીરકવિતા અને ગીતકવિતાની વ્યાખ્યા આપી કે "આવી કવિતા રચવામાં છન્દના નીમ સાથે ગાયનના નીમ પણ પાળવા પડે છે." અહીં બે સરતચૂકો ભેગી થઇ છે. ગ્રીક લિરિકો ગેય હતા પણ અંગ્રેજી સમસ્ત કવિતા ને લિરિક પાઠ્ય છે, અગેય છે. બીજી તરફથી નર્મદ પહેલાંની બધી ગુજરાતી કવિતા, ગુજરાતી એપિકો પણ, ગેય જ છે. આ બન્ને ગોટાળો 'એપિક'ની વ્યાખ્યા કરતાં ભેગો થયો. લિરિકને ગેય કહ્યા પછી, એપિકને અગેય જ કહેવાનું રહ્યું. પણ ગુજરાતીમાં તો બધી વીરકવિતાઓ ગેય જ છે. એટલે નર્મદ ખુલાસો કરે છે: 'કોઇ કહેશે કે, આ કવિતાઓ ગાયનને જ અરથે બનાવેલી છતાં ગીતકવિતામાં કેમ નથી મૂકતા? તો એનો જવાબ એમ કે, ગીત તો તુટક તુટક સંબંધરહિત ન્હાનાં હોય છે ને આમાં એક જ વિષય અથવા

બતાવવા પ્રયત્ન કર્યો છે તેમા પણ દૃષ્ટાન્તો એકલાં અગ્રેજી વા મધનાંજ આપ્યા છે તે સાથે ગુજરાતી અને તે ન મળે ત્યાં સંસ્કૃત આપ્યાં હોત તો વિષય વધારે વિશદ થાત તેમ છતાં આપણામા અગ્રેજી સસ્કૃત અને પ્રાચીન ગુજરાતી કાવ્યનો અભ્યાસ વધતો જાય છે એટલે આશા રાખીએ કે તેમના પ્રયત્નથી બધી ગેરસમજૂતો હવે બધ પડશે

આ સાથે હુ માનુ છું કે આપણા અલંકારશાસ્ત્રનો સારો અભ્યાસ થવાની જરૂર છે તેથી પશ્ચિમના વિવેચનમા ઊઠતા ઘણા પ્રશ્નો ઉપર પ્રકાશ પડવાનો સભવ છે અને તેમ થતા બીજી તરફથી આપણા વિવેચનના સિદ્ધાન્તોના પણ વિકાસ થશે આના દૃષ્ટાન્ત તરીકે અત્યારે આપણા વિવેચનમા રૂઢ પ્રશ્નનુ રૂપ પામેલ એક જ દૃષ્ટાન્ત હું લઉ છુ, અને તે છે Art for arts sake એટલે ‘ કલાની ખાતર કલા ’ ‘ કવિતાની ખાતર કવિતા ’ પશ્ચિમમા આ પ્રશ્ન ઉપર પુષ્કળ ચર્ચા થઇ છે તેને હુ સ્પર્શવા માગતો નથી પણ મારી રીતે આ પ્રશ્નની ચર્ચા કરવા પ્રયત્ન કરીશ

પ્રથમ તો મારે એ કહેવાનુ છે કે ‘કલા ખાતર કલા’ એમ કહેતી વખતે તેના પ્રતિપાદકો કઇક એમ માનતા લાગે છે કે એમ કહેવાથી કાવ્યની દિવ્યતા કે અન્ય સર્વ માનવ પ્રવૃત્તિથી વિલક્ષણતા અદ્વિતીયતા અને જીવન ઉપરનો તેનો કોઇ અદ્ભુત હક સાબિત થઇ જાય છે, અને તેના વિરોધીઓ પણ કઇક આમ થઇ જશે એ ભયે તેનો સામો પક્ષ લેતા મને જણાય છે તો મારે કહેવાનુ કે એવુ કાંઇ નથી કાવ્ય દિવ્ય કે અદ્ભુત છે તેની મારે ના નથી, પણ તે બીજા કારણોને લીધે કલા ખાતર કલા છે માટે નહિ અને કલા કલા ખાતર છે એમ કહેવાથી તેનો અન્યથા હોય તે કરતા સમસ્ત જીવન ઉપરનો હક કે દાવો જરા પણ વધી જતો નથી

માત્ર કલા જ કલા ખાતર છે એમ માનવુ એ ખોટુ છે હુ પૂછું છું શુ જ્ઞાન ખાતર જ્ઞાન નથી ?—પછી ભલે જ્ઞાન આપણને ઉપયોગી પણ થાય છે. શું નીતિ ખાતર નીતિ નથી ?—પછી ભલે નીતિથી કીર્તિ અને બીજા લાભો પણ મળતા હોય એટલુ જ નહિ, શુ રમત ખાતર રમત નથી ?—પછી ભલે શારીરિક રમતથી શરીર સુધરતું



શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક

પ્રમુખ સાહિત્ય વિભાગ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

તેરમું અધિવેશન કરાચી

૧૯૩૭–૩૮

## સાહિત્ય-વિભાગના પ્રમુખ

# શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠકનું

## વ્યાખ્યાન

## આપણા વિવેચનના કેટલાક કૂટ પ્રશ્નો

વર્તમાન યુગના સાહિત્ય ઉપર અંગ્રેજી સાહિત્યના સંસ્કારોની અસર છે એ તો હવે કહેવું પડે એવું નથી તેથી આપણું સાહિત્ય જાણ્યે અજાણ્યે વસ્તુ લાગણી અને સ્વરૂપમાં તેના જેવું કંઇક અંશે થાય એ સ્વાભાવિક છે આ અસર જેટલી લલિત વાઙ્મય કે સર્જનાત્મક સાહિત્ય ઉપર થઇ છે તેટલી જ તેના વિવેચન ઉપર પણ થઈ છે. વિવેચન તો સર્જનસાહિત્ય કરતાં વિશેષ કરીને પશ્ચિમના વિવેચનનુ ઋણી છે, કારણ કે અત્યારે થાય છે એ વિવેચનપ્રકાર તે પહેલાં ગુજરાતી સાહિત્યમાં નહોતો, સંસ્કૃતમાં પણ નહોતો એમ કહી શકાય. આથી આપણા વિવેચનસાહિત્યે આપણા સાહિત્યનું વિવેચન કરતા અંગ્રેજી વિવેચનના રૂઢ પારિભાષિક શબ્દો અને વાક્યોનો ઉપયોગ કરવા માંડ્યો પણ દરેક ભાષામા શબ્દોના રૂઢ થયેલા અર્થો પાછળ ઇતિહાસ હોય છે અને એ ઇતિહાસજ્ઞાનના સંસ્કારો આપણામાં નહિ હોવાથી આપણે ઘણી વાર એ શબ્દોનો ઉપયોગ આપણા વિવેચનમા સમજ્યા વિના કર્યો છુ આવી રીતે એકદમ અંગ્રેજી શબ્દો પકડી લેવાની વિરુધ્ધ છુ–સાથે સાથે કહુ છું,–માત્ર શબ્દ પકડી લેવાની વિરુધ્ધ છુ, અંગ્રેજી સાહિત્યના કે બીજા કોઈ દેશી કે પરદેશી સાહિત્યના સંસ્કારોની કે તેની અસરોની વિરુધ્ધ નથી. આમ પરદેશી અસરની વિરુધ્ધ થવાનું એક જ વાજબી કારણ હોઇ શકે–જો એથી આપણું સર્જકપણું દબાતું હોય કે વિકૃત થતું હોય તો શબ્દની વિરુધ્ધ

હોવાનું કારણ પુરા નહિ સમજેલા શબ્દોથી ગોટાળા થાય છે, ખોટા પ્રશ્નો ઊભા થાય છે, અને વિચારો અને અભિપ્રાયો ડહોળાય છે એ છે.

એક દાખલાથી આ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશ. આપણા વિવેચનમાં અંગ્રેજી વિવેચન પધ્ધતિ અને પારિભાષિક શબ્દોને સૌથી પ્રથમ પ્રવેશ કરાવનાર કવિ નર્મદ. તેણે આપણી કવિતોની અંગ્રેજી વિવેચન પધ્ધતિ પ્રમાણે જાતિઓ કે પ્રકારો કે વિભાગો કરવા માંડ્યા. તેમાં લિરિક (Lyric) માટે તેણે ગીતકવિતા શબ્દ વાપર્યો અને એપિક (Epic) ને માટે વીરકવિતા અને ગીતકવિતાની વ્યાખ્યા આપી કે "આવી કવિતા રચવામાં છન્દના નીમ સાથે ગાયનના નીમ પણ પાળવા પડે છે." અહીં બે સરતચૂકો ભેગી થઇ છે. ગ્રીક લિરિકો ગેય હતા પણ અંગ્રેજી સમસ્ત કવિતા ને લિરિક પાઠ્ય છે, અગેય છે. બીજી તરફથી નર્મદ પહેલાંની બધી ગુજરાતી કવિતા, ગુજરાતી એપિકો પણ, ગેય જ છે. આ બધો ગોટાળો 'એપિક'ની વ્યાખ્યા કરતાં ભેગો થયો. લિરિકને ગેય કહ્યા પછી, એપિકને અગેય જ કહેવાનું રહ્યું. પણ ગુજરાતીમાં તો બધી વીરકવિતાઓ ગેય જ છે. એટલે નર્મદ ખુલાસો કરે છે: "કોઇ કહેશે કે, આ કવિતાઓ ગાયનને જ અરથે બનાવેલી છતાં ગીતકવિતામાં કેમ નથી મૂકતા? તો એનો જવાબ એમ કે, ગીત તો તુટક તુટક સંબંધરહિત ન્હાનાં હોય છે ને આમાં એક જ વિષય અથવા દર્ત સુધી સંપૂર્ણ રીતે રચેલો છે; માટે હું ધારું છું કે, અગર કદાપી તેઓ ગાયનમાં છે, તથાપિ તેઓને આ જાતીમા ગણવાં હોય તો સારૂ" × પછી ગીતકવિતા ગેય છે એ ભેદ ક્યાં રહ્યો? આ ગોટાળો અંગ્રેજી અને ગુજરાતી કવિતાના ઇતિહાસમાં સિધ્ધ થયેલાં સ્વરૂપો નહિ સમજવાને લીધે થયો છે લિરિક સંબંધી જે જે આપણાં વિવેચનમા ચર્ચા થઇ છે તેમાં ઘણી ગેરસમજ લિરિક શબ્દ પરત્વેની છે તેને અંગે થયેલી છે. તેના ઉપર છેલ્લું પુસ્તક પ્રો. બલવંતરાય ઠાકોરે બહેલું છે અને તેમાં તેનું ઇતિહાસસિદ્ધ સ્વરૂપ

× જુનું નર્મગદ્ય પૃ. ૩૩૯-૪૦

બતાવવા પ્રયત્ન કર્યો છે તેમા પણ દૃષ્ટાન્તો એકલાં અગ્રેજી વાઙ્મયનાજ આપ્યા છે તે સાથે ગુજરાતી અને તે ન મળે ત્યાં સસ્કૃત આપ્યાં હોત તો વિષય વધારે વિશદ થાત તેમ છતાં આપણામા અગ્રેજી સસ્કૃત અને પ્રાચીન ગુજરાતી કાવ્યનો અભ્યાસ વધતો જાય છે એટલે આશા રાખીએ કે તેમના પ્રયત્નથી બધી ગેરસમજૂતો હવે બધ પડશે

આ સાથે હુ માનુ છુ કે આપણા અલંકારશાસ્ત્રનો સારો અભ્યાસ થવાની જરૂર છે. તેથી પશ્ચિમના વિવેચનમા ઊઠતા ઘણા પ્રશ્નો ઉપર પ્રકાશ પડવાનો સભવ છે અને તેમ થતા બન્ને તરફથી આપણા વિવેચનના સિદ્ધાન્તોના પણ વિકાસ થશે આના દૃષ્ટાન્ત તરીકે અત્યારે આપણા વિવેચનમા ફૂટ પ્રશ્નનુ રૂપ પામેલ એક જ દૃષ્ટાન્ત હુ લઉ છુ, અને તે છે Art for arts sake એટલે 'કલાની ખાતર કલા' 'કવિતાની ખાતર કવિતા' પશ્ચિમમા આ પ્રશ્ન ઉપર પુષ્કળ ચર્ચા થઇ છે તેને હુ સ્પર્શવા માગતો નથી પણ મારી રીતે આ પ્રશ્નની ચર્ચા કરવા પ્રયત્ન કરીશ

પ્રથમ તો મારે એ કહેવાનુ છે કે 'કલા ખાતર કલા' એમ કહેતી વખતે તેના પ્રતિપાદકો કઇક એમ માનતા લાગે છે કે એમ કહેવાથી કાવ્યની દિવ્યતા કે અન્ય સર્વ માનવ પ્રવૃતિથી વિલક્ષણતા અદ્વિતીયતા અને જીવન ઉપરનો તેનો કોઇ અદ્ભુત હક સાબિત થઇ જાય છે, અને તેના વિરોધીઓ પણ કઇક આમ થઇ જશે એ ભયે તેનો સામો પક્ષ લેતા મને જણાય છે તો મારે કહેવાનુ કે એવુ કાઇ નથી કાવ્ય દિવ્ય કે અદ્ભુત છે તેની મારે ના નથી, પણ તે બીજા કારણેને લીધે, કલા ખાતર કલા છે માટે નહિ અને કલા કલા ખાતર છે એમ કહેવાથી તેનો અન્યથા હોય તે કરતા સમસ્ત જીવન ઉપરનો હક કે દાવો જરા પણ વધી જતો નથી

માત્ર કલા જ કલા ખાતર છે એમ માનવુ એ ખોટુ છે હુ પૂછુ છું શુ જ્ઞાન ખાતર જ્ઞાન નથી ?—પછી ભલે જ્ઞાન આપણને ઉપયોગી પણ થાય છે. શુ નીતિ ખાતર નીતિ નથી ?—પછી ભલે નીતિથી કીર્તિ અને બીજા લાભો પણ મળતા હોય એટલુ જ નહિ, શુ રમત ખાતર રમત નથી ?—પછી ભલે શારીરિક રમતથી શરીર સુધરતું

હોય, અને માનસિક રમતથી બુદ્ધિ તીવ્ર થતી હોય. હજી આગળ જઈને પૂછું છું, શું કેટલાક અને ઘણાખરા ધન ખાતર ધન મેળવતા નથી ? અરે ઘણા ખાવા ખાતર ખાતા નથી ? નાનાં છોકરાંને ખાવામાંથી જ, એ વ્યાપારમાંથી જ આનંદ આવે છે, અને ઘણા માણસો જિંદગીભર એ દશાથી આગળ ગયા હોતા નથી. અને સમજણા માણસો પણ ખાય છે ત્યારે તેમને ખાવામાંથી સ્વતંત્ર સ્વાદ આવે છે તેની ના પડાય તેમ નથી. એટલું જ નહિ, ઘણી વાર એક પ્રવૃત્તિ તેનાથી ભિન્ન પ્રયોજન માટે શરૂ કરીએ અને શરૂ કર્યા પછી તે પ્રયોજન તિરોહિત થઈ આપણે એ પ્રવૃત્તિમાંથી જ રસ લેવા માંડીએ અને એ પ્રવૃત્તિ થોડી વાર એ પ્રવૃત્તિની ખાતર જ ચલાવીએ એમ પણ બને છે. હું પગાર ખાતર શીખવવાનું શરૂ કરું, પણ શીખવવાની ક્રિયા દરમિયાન મને એ ક્રિયામાં જ રસ પડે અને હું શીખવવાની ખાતર શીખવું, એમ બને. ઘણી ક્રિયામાં એમ બને છે અને એ તો જીવનયોજનાની એક ધન્યતા છે. એમ ન હોત તો જીવન અસહ્ય થઈ પડત. જેમ અનેક જીવનશક્તિના વ્યાપારમાં ઉપર બતાવ્યા પ્રમાણે રસ આવે છે તેમ કાવ્યમાં અને કલામાં કલ્પનાશક્તિ સ્વૈર પ્રવૃત્તિ કરે છે, અને બીજી કશી બાબતના સંબંધ વિના એ વ્યાપારમાંથી જ આપણને આનંદ મળે છે એમ થવાથી કાવ્યની કશી ય વિલક્ષણતા સાબીત થતી નથી, તેનો કશો પણ જીવન ઉપરનો હક વધતો નથી એ વાકયથી ભડકવાની જરૂર નથી.

અને તેમ છતાં હું માનું છું કે કાવ્ય અદ્ભુત કલા છે. અને હું એમ શા માટે માનું છું તે ટૂંકમાં બતાવવા પ્રયત્ન કરીશ. મેં કહ્યું કે કાવ્યમાં કલ્પના સ્વૈર પ્રવૃત્ત થાય છે પણ સ્વૈર પ્રવૃત્ત થાય છે તેનો અર્થ તે પ્રવૃત્તિના મુખ્ય અવલંબનની બાબતમાં ઉદાસીન હોય છે એમ નથી. કલ્પનાને જેમાં, જે પ્રવૃત્તિમાં, જે અનુભવમાં, સૌથી વધારે જીવનનું રહસ્ય લાગે તેમાં જ તે સ્વાભાવિક રીતે રાચે, તેમાં જ વ્યાપારવતી થાય. ઉત્તમ કવિને ઉત્તમ રહસ્યવાળા અનુભવમાં જ રાચવું ગમે, અને નથી એ કલ્પનાની કૃતિ ઉત્તમ અનુભવ કરાવનાર, ઉત્તમ સંસ્કાર પાડનાર નીવડે. અને તેમાં કાવ્યની ઉત્કૃષ્ટતા રહેલી છે. માણસને પોતાના જીવનનો ઉત્તમ, સૌથી રહસ્યવાળો અનુભવ જ કલ્પના દ્વારા ફરી અનુભવવો ગમે છે. એક

દૃષ્ટાન્તથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. ધારો કે બે મિત્રો પંદરેક વરસે ભેગા થયા. બન્ને દિલોજાન મિત્રો છે. બન્ને પાસે પથારી નાંખી સૂએ અને રાત આખી પોતાના આગલા ભેગા ગાળેલા જીવનના અનુભવો સંભારવામાં અને પોતાના તે પછી થયેલા અનુભવો કહેવામાં આખી રાતનો ઉજાગરો કરે તો પણ નવાઇ નહિ. હવે વિચારો કે આટલાં બધાં વરસોના આટલા બધા અનુભવે માંથી તેઓ કયાની વાત કરશે? અલબત તેમને જે અનુભવમાં જીવનનું રહસ્ય સૌથી વધારે અનુભવાયું હશે તેની વાતો કરશે. અત્યંત બીકના દુઃખના પ્રસંગોની યાદ કરશે, જ્યારે જીવનની શકિતઓએ તીવ્રમાં તીવ્ર વેગથી કાર્ય કરવાનું કર્યું હશે! નવા સાહસના પ્રસંગો જ્યારે એકલાં કે ગોઠિયાઓ સાથે જીવનની બહાદુરી હિંમત મૈત્રીના લ્હાવા લીધા હશે! જીવનના અદ્વિતીય પ્રેમ સંપાદન કર્યાના, જ્યારે જીવનમાં નવા ગહન અનુભવો થયા હશે, જીવનનો પ્યાલો હર્ષથી ઘડીભર ઊભરાતો લાગ્યો હશે! એ સામાન્ય મિત્રોની કલ્પના જે રીતે જીવનના રહસ્યને અવલંબીને પોતાના અનુભવો પોતે ભોગવતાં મિત્રને અંગત સમભાવ અને કલ્પના દ્વારા ભોગવાવે છે, તેમ જ કવિ પણ પોતાના અનુભવોમાંથી સૌથી રહસ્યવાળા અનુભવો આખા સમાજને અનુભવાવે છે. મિત્રોમાં સમભાવ હતો, એવો સમભાવ અહીં નથી. એવો સમભાવ નથી એટલે કવિના સંબંધમાં ખરેખર જ વસ્તુ રહસ્યવાળી સામાન્ય કરતાં લોકોત્તર રહસ્યવાળી હોવી જોઇએ. માબાપને પોતાના છોકરા તરફના મમત્વને લીધે તેનામાં ઓછો ચમત્કાર પણ વધારે મોટો લાગે, પોતાના છોકરાંની શકિતની પરીક્ષામાં તેમને મોહ થાય, તે કરતાં શિક્ષકને પોતાનાં વિદ્યાર્થીઓના સંબધમાં ઓછો મોહ થાય. તેમ જ કવિ અંગત પિછાન વિનાના અનિર્દિષ્ટ સમાજ આગળ બોલે છે એટલે સ્વાભાવિક રીતે જ તેને માત્ર ઉત્તમ રહસ્યવાળી વસ્તુ કહેવાની જ પ્રેરણા થાય, અને એવી વસ્તુ જ સમાજને રસિક નીવડે કેવળ અંગતતાને લીધે આવતી વસ્તુ તેનામાં પ્રવેશ જ પામી ન શકે. વળી કવિમાં વિશેષ એ છે કે એ માત્ર કોઈ પણ વાસ્તવિક પરિસ્થિતિનું જ ચિત્ર અપતો નથી પણ એ રહસ્યને અવલંબીને એ રહસ્ય પ્રગટ થાય એવી રીતે પરિસ્થિતિ રચે છે. બીજી અનેક રીતે કવિનો વ્યાપાર પેલા બે મિત્રોના વ્યાપાર કરતાં વધારે જટિલ જીવનની

વધારે ઉત્કૃષ્ટ ભૂમિકા ઉપર વર્તનારો હોય છે અને માટે કાવ્ય અન્ય પ્રવૃત્તિઓ કરતા ઉત્કૃષ્ટ છે, નહિ કે કાવ્યની ખાતર કાવ્યપ્રવૃત્તિ થાય છે માટે

આ રીતે બે મિત્રોની વાતચીત કરતા કવિનુ વક્તવ્ય વધારે ઉત્કૃષ્ટ હોવાનો સંભવ ઘણો મોટો છે છતા જેમ મિત્રોના યુગલો યુગલોમા ફરક પડે તેમ કવિ કવિમા ફરક પડે કોઈ બે મિત્રો માત્ર ધનલોભી જ હોય—એવા વચ્ચે મૈત્રી જ બહુ સંભવતી નથી, પણ એ વાત જવા દઈએ—તો તેમની વાતમા ધન મેળવવામા તેમને ક્યારે ક્યારે મજા પડી એ જ આવે બે મિત્રો વિષયપર હોય તો તેમની વાતમા એવા જ અનુભવો આવે એટલુ જ નહિ એક ને એક મિત્રયુગલના દૃષ્ટાંતમા તેમની અનુભવ પકવતાની ભૂમિકાઓ પ્રમાણે એકની એક બાબત તરફ જુદી જુદી દૃષ્ટિમા તેમને રસ પડશે એમ કલ્પી શકીએ દાખલા તરીકે તેમાના એકને ધારો કે તરતમા કોઈની સાથે વેર બંધાયુ હોય તો તે પોતાના મિત્ર આગળ વાત કરતા પોતાના વૈરીનુ ઘસાતુ બોલવામા કચાશ નહિ રાખે પણ વેરને લાંબો સમય થઈ ગયો હોય તો કદાચ કહે કે એ વખતે તો મે બહુ વેર ખેંચ્યુ પણ હવે લાગે છે કે એમ ન કર્યું હોત તો સારુ એક વખત વેરમા જીવનનું રહસ્ય લાગતુ હતુ તે હવે ક્ષમામા ઉદારતામા તટસ્થમા લાગે તેમ જ કવિએ કવિએ, અને કવિની પોતાની વિકાસભૂમિકા પ્રમાણે કાવ્ય કલ્પના જુદી જુદી વૃત્તિમા રાચે, અને તે પ્રમાણે જુદી જુદી કવિતા થાય કવિ હલકી નિકૃષ્ટ વસ્તુમા રસ લેતો હોય તો તેની કલ્પના નિકૃષ્ટ વિષયમા રાચે અને તેનું ફળ કાવ્ય એવુ નિકૃષ્ટ વસ્તુ વ્યક્ત કરે ત્યા તેની કૃતિ નિકૃષ્ટ જ ગણાય, ઉત્કૃષ્ટ ભૂમિકાએ વસતા ભાવકને તેમા રસ ન આવે, નિકૃષ્ટ ભૂમિકાવાળાને જ તેમા રસ આવે, અને કલાની ખાતર કલા હોવા છતા એવી કૃતિનો બચાવ ન થઈ શકે

હીન થાય. હવે 'કલા ખાતર કલા' કહેનારા એમ માને છે કે કલ્પનાના વ્યાપારમાં જ એની કૃતાર્થતા હોવાથી કોઈ પણ કલાની કૃતિને હીન ન કહી શકાય. અહીં મને એક દૃષ્ટાંત યાદ આવે છે. ગુજરાતીના એક અભ્યાસીએ કોઇને કહ્યું કે પ્રેમાનન્દના ઓખાહરણની કેટલીક પંક્તિઓ અશ્લીલ છે. ખરી રીતે તો એ પંક્તિઓ જોઇને તેની મન ઉપર શી અસર થાય છે અને એ અસર અશ્લીલ અને એ તરીકે રસમાં ક્ષતિકર છે કે નહિ એ જોઇને તે વિચારીને આ આ પ્રશ્નનુ નિરાકરણ કરવુ જોઇએ. તેને બદલે પેલા ભાઇએ એમ કર્યા વિના જ પરભાયું કહી દીધું: "તમે' કલાની ખાતર કલા' નો સિધ્ધાન્ત માનતા નથી શું? ' કેમ જાણે કે કલાની ખાતર કલા કહ્યા પછી કલામાં અશ્લીલતા એ દોષ જ અશકય થઇ જતો હોય! પણ એમ નથી ઉપર કહ્યું તેમ કલા તરફ બન્ને દૃષ્ટિ રહે છે હલકી વૃત્તિમા કલ્પના વિહરવાથી ઉચ્ચ સંસ્કારવાળાને તેમાં રસ ન લાગે, અથવા અન્યથા સારા કાવ્યમાં અમુક જગાએ અશ્લીલતાનો દોષ જણાય અને ખરી રીતે જોતા એમ બનતુ આવ્યું છે. ભવાઇમાં પણ જોઇએ તો ઘણી જગાએ કલ્પનાનો વિહાર હોય છે જ, પણ અશ્લીલ વિષયમાં કલ્પના જતી હોવાથી સંસ્કારી સમાજે તેને છોડી દીધી. શેકસપિયરનાં નાટકોમાં ઘણી જગાએ અશ્લીલ ઇબારતો આવતી હોવાથી પછીના સંસ્કારી સમાજે તેનું વિશોધન કર્યું. કલ્પનાનો સાચો વિહાર હોવા છતાં જે રહસ્યમાં કલ્પના રાચતી હોય તે રહસ્યની દૃષ્ટિએ સાહિત્ય ઉચ્ચાવચ હોઇ શકે, અને એ જ કારણથી તે અધમ અને હાનિકર્તા હોઈ શકે, અને એમ હોય ત્યારે તેનું નિયન્ત્રણ કરવુ પણ પડે હું તો એમ માનું છું કે ઉચ્ચ રહસ્યના અવલંબનમાં જ કલ્પના વધારે વખત અને વધારે વૈવિધ્યથી રાચી શકે છે, આપણા સર્વ ચિત્તંત્રનો સ્વાગી આત્મા કે જીવ એક જ હોય તો એમ જ બને, પણ એ માન્યતા એક તરફ રાખતાં પણ, 'કલા ખાતર કલા ' નો સિદ્ધાન્ત માનનાર પણ ખરાબ કલાનુ નિયન્ત્રણ તેમજ નાશ પણ કરી શકે. પછી કોઇ વાર અને ઘણી વાર પણ, કલાપરીક્ષમાં ભૂલ થાય એ જુદો સવાલ છે; નીતિનાં ધોરણો બદલાય, માણસ જાતની દૃષ્ટિ બદલાય એ જુદો સવાલ છે.

અહીં એક પ્રશ્ન તરફ સાથે સાથે ધ્યાન ખેંચુ છું આપણા કાવ્યશાસ્ત્રકારોએ સ્પષ્ટ કહેલું છે કે કાવ્ય રસનિષ્પત્તિ માટે છે. એમાં જ Art for art's sake, કલા ખાતર કલાનો સિધ્ધાન્ત આવી જતો નથી ? રસનો કોઈ પારિભાષિક અર્થ ન કરીએ ને ભાષામાં તે જે રીતે રૂઢ થયો છે તે રીતે કરીએ, તો તેટલાથી પણ તરત સમજાય કે રસ શબ્દમાં જ આપણે કલાની સ્વતંત્રતા અને અનન્યપરતા સ્વીકારી છે. રસ શબ્દ મૂળ તો જીભના સ્વાદ માટે વપરાય છે તેને લીધે જીભને રસના પણ કહીએ છીએ અન્નકોષમાં જે અનાજ જાય છે તેના માર્ગમાં તેને જીભનો સ્પર્શ થાય છે અને તેમ થતા સામાન્ય સ્પર્શથી સ્વતંત્ર એક અનુભવ થાય છે તેને રસ કહીએ છીએ. એની ઇંદ્રિય જ સ્વતંત્ર છે તેવી જ રીતે વસ્તુઓના અનુભવો, માનસ અનુભવકોષમાં જતા એક સ્વતંત્ર ઇન્દ્રિયને લીધે અનુભવનો સ્વાદ, અનુભવનો રસ આવે છે આ અર્થમાં રસ એ અંગ્રેજી taste નથી, તેમ જ એ *sentiment* પણ નથી. સદ્‌ગત રમણભાઈએ એક વાર કહેલુ કે ગુજરાતીમા spirit ( i. e. spirit of law ) નો સમાનાર્થ શબ્દ નથી, અને અંગ્રેજીમા રસનો સમાનાર્થ શબ્દ નથી તેના પૃથક્કરણમાંથી aesthetic joy અર્થ આવે છે પણ એ પદ રસનુ સમાનાર્થ નથી પછીથી આલંકારિકોએ રસનો પારિભાષિક અર્થ કર્યો છે, અને તે વિશે અનેક ચર્ચાઓ થઇ છે, તે ઉપરથી લાગે કે રતિ હાસ ક્રોધ જેવી લાગણીઓ એ જ એનો અર્થ છે, પણ આવા પારિભાષિક અર્થો થતાં પણ, સ્વાદ સાથે સંબંધ ધરાવતો અને તેના તત્ત્વને અવલંબીને વિસ્તાર પામેલો ઉપર કહ્યો તે મૂળ અર્થ કદાઇ દૃષ્ટિ બહાર ગયો હોય એમ હું માનતો નથી આપણે ગુજરાતીમાં કરુણરસ વગેરે શબ્દો પારિભાષિક અર્થમા વાપરીએ છીએ પણ સામાન્ય ભાષામાં રસ રસિકના સરસ સરસતા રસજ્ઞના અરસિકતા વગેરે શબ્દોમાં પ્રતીત થતો રસનો અર્થ, મૂળ રસના અર્થ સાથે જ સંબંધ ધરાવે છે પણ રસનો પારિભાષિક અર્થ લેતા પણ કાવ્યની અનન્યપરતા તો જળવાઇ જ આવે છે. આપણા આલંકારિકોએ કદી એમ કહ્યું નથી કે કાવ્ય નીતિની ખાતર છે. તેમણે બુધ્ધિ

અને નીતિ બન્નેથી આ રસિકતાને જુદી પહેલેથી જ ગણેલી છે. બુદ્ધિ અને નીતિના વિચારને મળતી મતિને તેમણે એક વ્યભિચારી ભાવ ગણેલો છે જે બતાવે છે કે કલ્પનાવ્યાપારને ગૌણ રહીને મતિ વ્યાપારવાળી બની શકે, જેમ બીજી અનેક વૃત્તિઓ બને છે તેમ. ખરું તો કલ્પના માનસતંત્રની અનેક શકિતઓને અવલંબીને વિહરે છે. પણ તે કેવળ સ્વતંત્ર વિહારને માટે અવલંબે છે. અને તેમાંથી કાવ્ય બને છે. એટલે એ પ્રવૃત્તિ સ્વતંત્ર છે અને કેવળ સ્વપર છે. આમ સમજ્યા પછી 'કલા ખાતર કલા' કે એવું કશું કહેવાની જરૂર રહેતી નથી. હું માનતો આવ્યો છું કે આપણે આપણાં કાવ્યશાસ્ત્રોનો અભ્યાસ વધારવો જોઇએ. એમ કરવાથી પશ્ચિમના કેટલાક પ્રશ્નો ઉપર પ્રકાશ પડે છે, અને એ પ્રશ્નોને ધ્યાનમાં લઇ આપણા જૂના સિધ્ધાન્તો વિચારવાથી એ સિધ્ધાંતનું અંતરતત્ત્વ વિકાસ પામે છે. બીજી રીતે કહીએ તો આપણી કલામીમાંસા પોતાની વિચારસરણીએ વિકાસ પામે છે.

અર્થાત્ મારી દૃષ્ટિએ તો 'કલા ખાતર કલા' અથવા અહીં પ્રસ્તુત 'કાવ્ય ખાતર કાવ્ય' ના સિધ્ધાન્તથી કાવ્યની કશી વિલક્ષણતા સિધ્ધ થતી નથી કાવ્યની અપૂર્વતા તેના વક્તવ્યમાં અને તે વક્તવ્ય કહેવાની શક્તિમાં રહેલી છે, અને કાવ્યમાં કલ્પનાવ્યાપાર હોવા છતાં વક્તવ્યના રહસ્યની દૃષ્ટિએ કાવ્યો ઉચ્ચાવચ હોઇ શકે, અધમ પણ હોઇ શકે, અને તેમ હોય ત્યારે તેનું નિયન્ત્રણ પણ કરવું પડે વળી રસદૃષ્ટિએ જોતાં આ ચર્ચા આપણે ત્યાં અસ્થાને છે. એ આપણી ચર્ચામાં નકામો કૂટ પ્રશ્ન થઇ બેઠેલો છે.

હું હવે એક બીજા કૂટ પ્રશ્નની ચર્ચા હાથમાં લઉં છું. Realism એટલે વાસ્તવવાદ વિરુધ્ધ Idealism એટલે આદર્શવાદ અથવા ભાવનાવાદ. આપણે પ્રથમ અહીં વાપરેલા શબ્દોનો જ અર્થ સમજવાનો અને તેને સ્ફુટ કરવાનો પ્રયત્ન કરીએ. આપણે કહીએ છીએ કે કાવ્ય લાગણી કે ભાવ જ છે. સામાન્ય રીતે જગતના અનુભવમાં ન આવતી, અથવા જગતના સામાન્ય અનુભવમાં આવે છે તે કરતાં ઉચ્ચતર લાગણી કે ભાવ, જેમ કે ભક્તિ,

ઉદારતા, ઉન્નત વિશુધ્ધ પ્રેમ, તે જ ભાવના છે. એ ભાવના આદર્શભૂત હોવાથી ભાવનાવાદને આદર્શવાદ પણ કહે છે. આદર્શવાદમાં પણ ભાવના એટલે લાગણી અભિપ્રેત છે કારણ કે કાવ્યનું કામ લાગણી પ્રેરવાનું, કે અનુભવાવવાનું અહીં આદર્શ માટેની ઉચિત લાગણી પ્રતીત કરાવવાનું છે, બીજી રીતે કહીએ તો આદર્શનો રસ ચખાડવાનું છે.

વાસ્તવવાદ, ભાવનાવાદ કે આદર્શવાદની સામેના પલ્લામાં મુકાય છે પણ તેનો અર્થ ભાવના કે આદર્શ અવાસ્તવિક એટલે ખોટાં છે એવો નથી. ભાવનાનો સ્થૂલ અનુભવ વ્યવહારમાં ભલે વિરલ રહ્યો, પણ તેથી તે જરા પણ અવાસ્તવિક બનતો નથી. જગતમાં જે વધારે વાર બનતુ હોય તે વધારે વાસ્તવિક અને વિરલ બનતું હોય તે ઓછું વાસ્તવિક એવો કોઇ નિયમ નથી. એથી ઊલટું કશી જ અવાસ્તવિક વસ્તુથી રસનિષ્પત્તિ થઇ શકે નહિ. આપણું આખું ચિત્તંત્ર એમ કહે કે આ તો આમ જ બને ત્યારે જ રસનિષ્પત્તિ થાય. કલામાં, આપણને અજ્ઞાત રીતે, આપણા ચિત્તંત્રનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ વલણો અનુસરાયાં હોય છે. કલા સાચી હોવાની કસોટી, કૃતિમાં વર્ણવેલું બરાબર બહારની દુનિયામાં બને છે કે નહિ એ નથી, પણ જગતના અનુભવોથી ઘડાયેલું આપણું માનસ—આખું ચિત્તત્ર—તેને અત્યંત અનુકૂલતાથી સ્વીકારી શકે છે કે નહિ એ છે. આ વાત માત્ર ભાવનાને માટે જ સાચી છે એમ નથી, બધા રસો માટે સાચી છે. અરેબિયન નાઇટ્સમાં એક સ્ત્રી પોતાના પતિને મૂઠ મારી, તેનું નીચેનું અરધું અંગ પથ્થરનું કરી નાંખે છે, અને આ રીતે તેને અપંગ કર્યા પછી હમેશાં ખાસડાં મારે છે અથવા એવું કંઇક અપમાન કરે છે. અહીં કોઇ ને આવી રીતે અપંગ કરી લાચાર કરી અપમાન કરવું એ કોઇ ભાવના કે આદર્શ નથી, તેમ જ અરધું અંગ પથ્થરનું કરી નાખવાની હકીકત વ્યવહારના અનુભવ બહારની છે અને જ્યાં સ્ત્રીની પતિ તરફની રીસ એ કોઇ ખોટી વસ્તુ નથી. આપણું માનસ અત્યાર સુધીના અનુભવથી સ્વીકારી શકે છે કે સ્ત્રીને પતિ તરફ એટલો કાળો ક્રોધ ચડે કે જેથી આટલે સુધી તે તેને અપંગ કરી અપમાન કરે,—છેવટ અરેબિયન નાઇટ્સ જ્યાં અને જ્યારે લખાયું ત્યાં તે કાળનું સમાજમાનસ સ્ત્રીનું આવું

મનસ સ્વીકારી શકે તેમ હતું. હાસ્યમાં તો આવા દાખલા વધારે બતાવી શકાય.

જાન જનાવરની ચળી, મેઘાડંબર ગાજે;
બકરી બાઇનો ખેટો પરણે છે આજે.

એમાં વ્યવહારની દ્રષ્ટિએ કશુ જ વાસ્તવિક નથી, અને છતાં તેમાં વ્યક્ત થતી ગુજરાતીઓની ગમે તેવાં કજોડાનાં લગ્નોમાં દેખાતી વેવલાઇ ઘેલછા, એ મનની કોઇ પણ બીજી વૃત્તિ જેટલી જ સાચી છે. અને કાવ્યને જે જાતના સત્યનું અવલમ્બન જોઇએ છે તે આ જાતના સત્યનુ. કવિ એ સત્ય વ્યક્ત કરવાને ગમે તેવી બાહ્ય સૃષ્ટિ કલ્પે, ગમે તેવી અતિશયોક્તિ કરે, પણ તેથી કાવ્ય જો સાચું કાવ્ય હોય, તો એવી અતિશયોક્તિથી તેને જરા પણ ક્ષતિ થતી નથી. ભાવનાવાદમાં પણ અતિશયોક્તિ આવે છે, ને દુનિયાના વ્યવહારમાં ભાવનાકૃતિમાં વર્ણવેલ બનાવો દૃશ્યમાન થતા નથી એ વાંધો સાચો નથી.

હવે વાસ્તવવાદનો અર્થ તપાસીએ. દલીલમાં વાસ્તવવાદ કેવા ખોટા અર્થમા કોઈ વાર વપરાય છે તે પછી જોઇશુ, પણ પહેલાં તો તેનો સાદો અર્થ જોઇએ. વાસ્તવવાદી એવો આગ્રહ કરે છે કે દુનિયામાં જે દેખાય છે તે પોતે કલામાં રજૂ કરવા ઇચ્છે છે હવે આ પ્રતિજ્ઞા ગમે તેટલી સાચી હોય છતાં એક બાજુ એ કહેવું જોઇએ કે કલા માત્ર અનુકરણ નથી તે ફોટોગ્રાફી પેઠે માત્ર છે તેનુ, છે તેવું જ ચિત્ર રજુ કરવા ઇચ્છતી નથી અને ફોટોગ્રાફીમા પણ દૃષ્ટિકોણની પસદગી તો થાય જ છે લામા છે તેવી જ દુનિયાં પ્રગટ કરી પણ ન શકાય, કારણ વાસ્તવિક દુનિયા તો અનન્ત કાલ વહે છે, અને આપણી કલાની કૃતિમાં અનન્તને પ્રગટ કરીએ એ ભલે, પણ એ કૃતિ તો સાદી અને સાન્ત છે. આ જગત કહો કે આપણો અનુભવ કહો, જે કહો તે અનાદિ, અનન્ત, અરૂપ, નિરવધિ વહ્યે જાય છે આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ ( scientists ) તેને કારણકાર્યની શૃંખલાથી સમજે છે ને તેમાંથી વિજ્ઞાનશાસ્ત્રો રચાય છે, અને આપણા કવિઓ તેમાથી રહસ્ય સમજે છે, તેને વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે, તેમાંથી કલાની કૃતિઓ થાય છે. એ અનાદિ અનન્ત અરૂપ વહેતા પ્રવાહને જેમ વિજ્ઞાનશાસ્ત્રીઓ

ઉપર પણ થઇ. કેવલ ઉચ્ચ ભાવના સિવાયની ઐહિક અને માનવ વૃત્તિઓનું કૌતુક વધ્યું. બીજી તરફથી એક ને એક ઉચ્ચ ભાવનાઓનું નિરૂપણ નીરસ થયું હતું, તેમાંથી નવીનતા ચાલી ગઇ હતી, અને તેનું વાસ્તવિકતાનું બલ પણ કમી થતું હતું. સમાજની વાસ્તવિક સ્થિતિમાં નવા રસ દેખાયો તે સાથે પુષ્કળ વૈવિધ્ય દેખાયું અને કવિમાનસ તે તરફ આકર્ષાયું. આ ફેરફાર કાવ્યના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંગ સુધી પહોંચ્યો. નાટકો પદ્યબંધ છોડી ગદ્યમાં લખાયાં અને જૂનાં અલંકારો મુખકમલ કે પાદારવિંદ જેવા છોડાઇ, મુખનું વધારે આબેહૂબ વર્ણન કરવાનું વલણ થયું વગેરે આ દૃષ્ટિપરિવર્તનની જ એક કે બીજી રીતની અસર છે આમા એક પ્રકારનો સત્ય તરફનો આગ્રહ પણ છે. કલાની દૃષ્ટિએ એક રીતે કેટલીક વિગત મૂકીને વાસ્તવવાદી સાહિત્ય ચિત્રોને વધારે હૂબહૂ અને મૂર્ત કરી શકે છે. આને મર્યાદા હોય તો તે એક બાજુ કાવ્યના વિષયની અને રીતિની, અને બીજી બાજુ શબ્દશક્તિની. કોઇ કોઇ કાવ્યનો વિષય જ એવા હોય છે અથવા તેની રીતિ જ એવી હોય છે કે અમુક બાબતની વિગતો તેમા ન આવી શકે: દાખલા તરીકે બીભત્સ વિષયમા વિગતો આવે તેટલી ભવ્યતામાં ન આવે, ગદ્યમાં આવે તટલી પદ્યમા ન આવે, નવલકથામાં જે અમુક આવે નાટકમાં ન આવે. બીજી બાજુ શબ્દો અમુક સુધી જ દશ્યોને મૂર્ત કરી શકે છે, અને ઘણી વાર અનેક વિગતો આપ્યાથી દશ્ય વધારે સ્પષ્ટ થવાને બદલે ઊલટુ ગૂંચવણવાળું અને તેથી અસ્પષ્ટ બને છે. ઘણી વાર અનેક નાની વિગતોથી અસર થાય છે તેના કરતાં એક જ કૌશલથી પસંદ કરેલી વિગતથી આખું દશ્ય વધારે સારુ દર્શાવી શકાય છે. આ વાસ્તવવાદી વલણમાં કશો દોષ નથી. એ સાહિત્યની સમૃદ્ધિ વધારનારુ છે.

પણ વાસ્તવવાદી સાહિત્યનો સામાન્ય રીતે એક બીજો પણ અર્થ થાય છે. ભાવનાવાદી સાહિત્ય સુંદર વસ્તુનું નિરૂપણ કરે તો વાસ્તવવાદી બેડોળ અને ગંદી વસ્તુનું નિરૂપણ કરે. અને વધારે પ્રચલિત તો આ જ અર્થ છે. આના નિરૂપણ સામે એક વાંધો તરત ઊઠે. કલાનું કામ તો રસમય અને સુંદર વસ્તુઓ રજુ કરવાનું હોય, તેની પાસે ગંદી વસ્તુઓ શા માટે નિરૂપાવવી ? જગતમાં ગંદવાડો છે જ તેને કલામા શા માટે પ્રગટ કરવો ? એ તો તદ્દન

નીરસ બને ! પણ એ દલીલ તત્ત્વતઃ સાચી નથી. આને મળતી દલીલ કરુણરસની સામે મૂકાઇ હતી જગતમાં દુઃખ તો ભરેલું જ છે, તો તેને કલામાં શા માટે લઇ આવવું ? એમાં રસ શો ? અને આનો જવાબ આપણા કાવ્યશાસ્ત્રકારોએ આપેલો છે. તેઓ કહે છે કે કરુણથી ભલે આંસુ આવે છતાં તેમાં રસ તો છે જ કારણ કે કરુણરસનું કાવ્ય પણ વારંવાર વાંચવાનું મન થાય છે. એટલે વ્યવહારમાં જે અનુભવ દુઃખમય હોય તે પણ કલામાં આવી રસપ્રદ થઇ શકે છે અને એ જ યુક્તિ જુગુપ્સાકારક વસ્તુઓની બાબતમાં ખરી છે. બીભત્સને પણ રસ ગણ્યો છે એ આપણા કાવ્યશાસ્ત્રકારોની ઊંડી દૃષ્ટિ બતાવે છે. જગતમાં જે ખરેખર જુગુપ્સાકારક છે તેને જુગુપ્સાકારક સમજવું, જે દુઃખકારક છે તેને દુઃખકારક સમજવું એમાં રસ રહેલો છે. એટલે બીભત્સરસ સામે વાંધો લઇ શકાય નહિ. બીજી તરફ સાહિત્ય જગતની ગંદી કે બેડોળ ચીજો નિરૂપવાનો પ્રયત્ન કરે તેમાં તત્ત્વત, અહીં બતાવ્યું તેમ, કશું નવું પણ નથી.

પણ દરેક રસને પોતપોતાનાં ભયસ્થાનો હોય છે. હાસ્યને ક્ષુલ્લકતા, રોંચાપણું, અશ્લીલતાનું ભયસ્થાન છે તે જાણીતું છે. શૃંગારને અશ્લીલતાનું ભયસ્થાન છે. તેમ બીભત્સ રસને પણ પોતાનું ભયસ્થાન છે. રસની ચર્ચામાં વિશ્વનાથ કહે છે કે દરેક રસમાં અદ્‌ભુત અનુસ્યૂત હોવો ઇષ્ટ છે. એનો બીજો અર્થ એ છે કે કવિના વક્તવ્યમાં કંઇક નવીનતા, અપૂર્વતા હોવી જોઇએ. એટલે ગંદી વસ્તુ પણ એવી જ નિરૂપવી જોઇએ જે ગંદી હોવા છતાં સામાન્ય રીતે સામાન્ય માણસ હજી સમજતો નથી કે સમાજજીવનમાં અહીં ગંદવાડ છે. જે ગંદવાડ બધા જ જાણે છે તે નિરૂપવાનો કશો અર્થ નથી. ઇબ્સને અનેક નાટકોમાં પોતાના સમાજમાં કયાં કયાં છૂપો સડો રહેતો હતો, તેની નીચે કયું માનસ કામ કરતું હતું, સમાજમાં એ સડો કયા દંભથી ટકતો હતો, અને એ દંભ ફાવવાની પાછળ કઇ સામાજિક પરિસ્થિતિ રહેલી હતી તે બતાવેલું છે, અને તેના તરફ સામાજિક ઘૃણા તેણે પ્રેરી છે એટલું જ નહિ, કોઇ કોઇ જગાએ તો એ દંભી પાત્રો પાસે જ પોતાનું પાપ કબૂલ કરાવી, બતાવેલું છે કે માણસે પોતે પોતાની મેળે સુધરવું જોઇએ, ત્યાં વાસ્તવવાદ યોગ્ય રીતે ઊતરેલ છે. આવી

વાસ્તવવાદી કૃતિઓની સામે વાંધો લેવાનું કાંઇ કારણ જોઇ શકે નહિ. પણ ઘણી વાર એવી અપૂર્વતા હોતી નથી. ઘણી વાર અતિપ્રસિદ્ધ ગંદકીવાળુ, જેમાં કશું જ નવું હોતું નથી, જેમાં ગંદકીના માનસ ઉપર કશો જ નવો પ્રકાશ નાખેલો હોતો નથી, એવું સાહિત્ય સર્જવામાં આવે છે. વિશેષ તો એ છે કે આવા સર્જનની નીચે સર્જકનો હેતુ ગંદકી તરફ જુગુપ્સા ઉપજાવવાનો હોતો નથી, પણ તેને પોતાને તેમાં રસ પડે છે એ હોય છે. ઇંગ્લંડના કેટલાક માણસો અશ્લીલ વસ્તુના રસથી છૂટાછેડાના કેસો વાંચે છે, એ પ્રસિધ્ધ છે હું જાણું છું, થોડાં વરસો પહેલા આપણા એક ગુજરાતી પુસ્તકપ્રકાશક અત્યંત ગંદી વસ્તુવાળા કેસો સત્ય પ્રકાશ કરવાના નામે પ્રસિધ્ધ કરતા. તેમ આપણો કહેવાતો વાસ્તવવાદી સાહિત્યસર્જક પણ સત્ય કે વાસ્તવિકતા રજૂ કરવાને બહાને ગર્હ્ય વસ્તુની પોતાની વાસના તૃપ્ત કરતો હોય છે. અને સાહિત્ય તેના સર્જક કરતાં પણ વધારે સાચાખોલું હોય છે. દલપતરામે ફાર્બસવિલાસમાં એક મશ્કરી કરી છે. એક માણસ ઢુંઢિયા ધર્મના બે સાધુઓને કહે છે કે અમદાવાદમાં જોવા જેવી જગાઓ કઇ? સાધુઓએ કહ્યું કે અમે ધામ બતાવીએ તો તમે ત્યા જાઓ ને પગતળે છવજંતુ કચરાય તેનુ પાપ અમને લાગે. પણ અમારા ધર્મનુ એક કવિત અમે તમને શીખવીએ તે શીખો તો તે તમારા અર્થનુ છે. એ કવિત પછી નીચે પ્રમાણે આપેલુ છે:

અંજનશલાકા, સ્વામીનારાયણની હવેલી  
કાકરીયું સરોવર જોવુ નહિ કોઇએ;  
શાહઆલમ, કે શાહીબાગ ન સિધાવીએ તો,  
મકરબો કે જુમામસીદ શીદ જોઇએ ?  
સતરના સાંચા, કન્યાશાળા કે પુસ્તકશાળા,  
વાવ દાદા હરિની જોતા વખત ખોઇએ;  
આવી અમદાવાદમાં એવુ નહિ જોવુ કશું,  
સાધુ પાસે ધરમ સુણીને પાપ ધોઇએ.

એટલું જ નહિ, સાધુઓ આગળ કહે છે:

સાત ગાઉ પર સરસ છે, જોવા લાયક જેહ:  
વાવ અડાળજ આગળે, જશો ન જોવા તેહ.

અહીં ન જવાનું કહીને અમદાવાદનાં રપગો તો ક્યાં પણ સાત ગાઉ પરના અડાળજની પણ વાત કરી, તેમ ઘણી વાર કલ્પિતવસ્તુમુગ્ધ લેખક વાસ્તવવાદને ઓઠે વાસ્તવિક જગતમાં હોય તે કરતાં પણ વધારે ખરાબ વસ્તુને વધારીને બતાવે છે. અને તે પણ કેવળ ખરાબની ખાતર ખરાબ વસ્તુ બતાવે છે–જાણે કે 'કલા ખાતર કલા'ના સિદ્ધાન્તનું વેર વાળતો હોય નહિ !

અને કેવળ જુગુપ્સિત વસ્તુ બતાવવામાં એક અંતર્ગત દોષ રહેલો છે જેમ કોઈ માણસને આપણો સમાજ જોવો હોય ને તેને સમાજના નમૂના તરીકે દવાખાનું કે ફોજદારી ગુનાની કોર્ટો બતાવવી એ અસત્ય છે, તેમ સાહિત્યને જો ખરા જીવનનું પ્રતિબિંબ કરવું હોય તો તેમાં માત્ર જુગુપ્સિત વસ્તુઓ બતાવવી એ અસત્ય છે. ભાવનાવાદી સાહિત્યમાં, ભાવનાનો ઉત્કર્ષ કે વિજય બતાવવા માટે પણ જગતનું અનિષ્ટ મૂકવાની આવશ્યકતા રહેતી હતી. પણ જુગુપ્સિત વસ્તુ બતાવવાને માટે સુંદર વસ્તુ બતાવવાની એવી કોઈ જરૂર રહેતી નથી. એટલે જુગુપ્સિત વસ્તુઓનું નિરૂપણ વધારે એકાંતિક થઈ જવાનો સંભવ છે અને એમ થાય છે. એ રીતે વાસ્તવવાદ ખોટી દિશાએ જઈ, પોતાને જ ખોટો પાડે છે.

ખરું તો આ કવિતા ખાતર કવિતા વાસ્તવવાદ વગેરે પરસ્પર આક્ષેપ માટે સગવડવાળાં પદો છે કોઈ બે માણસોને લેવડદેવડને અંગે તકરાર થાય, અને બન્ને માણસો ન્યાય શો છે તે જોવાની કે સમજવાની દરકાર કર્યા વિના જેમ પરસ્પર આક્ષેપો કરવા માંડે, એક બીજાને સામસામા કહે કે તમે વાણિયા તો આવા જ, કે તમે કાઠિયાવાડી તો આવા જ. જેમ અંગ્રેજ કહે કે તમે પૌરસ્ત્યો તો આવા જ' એમ એક માણસ બીજાની કૃતિની ટીકા કરે કે તમારી કૃતિ અશ્લીલ છે તો તેની સામે તમે 'કલા ખાતર કલા' સમજતા નથી, કે તમે નવીન વાસ્તવવાદ સમજતા નથી, એમ તૈયાર પદો ઘા કરવાને સગવડવાળાં છે બાકી ઉપરની વાણિયાઓ કે કાઠિયાવાડીઓ વિશેની ઉક્તિઓમાં સત્યકથન કરતાં ગાળ ભાંડવાની વૃત્તિ જ વિશેષ હોય છે, તેમ આ 'કલા ખાતર કલા' કે 'વાસ્તવવાદ' વિશેના ઝગડામાં પણ મૂળ પ્રશ્નને એક બાજુ રાખી લડવાની વૃત્તિ

જ હોય છે. ખરો પ્રશ્ન અમુક કૃતિ કલા છે કે નહિ એ છે. જો એ કલા નહિ હોય, તો કોઈ પણ વાદ તેને કલા બનાવી શકવાનો નથી એટલા માટે જ કેટલાક અંગ્રેજ વિવેચકો આવી શબ્દજાળમાં પડવાની ના કહે છે જેમ અખો ધર્મવાદોમાં પડવાની ના કહે છે:

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહી ખાધા ખતા,
એકનુ થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ જ અંધારો કુવો, ઝઘડો ભાગી કોઈ ન મુવો.

તેમ જ આ મતો કે વાદો પણ ઘણી વાર આડે રસ્તે ચડાવનારા છે અને આ જમાનામાં જેમ રાજ્ય-પ્રકરણમાં ખોટું ખરું સમજીને સોશિયાલિઝમ અને કૉમ્યુનિઝમની, સામાન્ય વાતચીતમાં જેમ સાઇકો-એનેલિસિસ કે માનસપૃથક્કરણશાસ્ત્રના પારિભાષિક શબ્દોની વાતો કરવાની ટેવ પડી છે તેમ જ કાવ્યચર્ચામાં કલા ખાતર કલા, વાસ્તવવાદ વગેરે શબ્દો પકડીને વાતો કરવાની ટેવ પડી છે આના અર્થ સમજેલા શબ્દોની વાતો કરે છે તે કરતાં કોઈ કાવ્યને કાવ્ય તરીકે સમજે, તેનુ વક્તવ્ય સમજે, અને એ વક્તવ્ય તે કવિએ કેવી રીતે પ્રગટ કરેલું છે તેની ખૂબી આવો કોઈ પણ શબ્દ વાપર્યા વિના સ્ફુટ કરતાં શીખે, તો કાવ્યચર્ચાને અને કાવ્યના અભ્યાસીને વધારે લાભ થાય એની મને ખાત્રી છે.

આવો ત્રીજો કૂટ પ્રશ્ન પ્રગતિવાદી સાહિત્યનો છે હમણાં પ્રગતિશીલ લેખકોનો સંઘ સ્થપાયો છે અને તેમાં ઘણા જુવાન લેખકો ભળ્યા છે તેથી આ તરફ સારુ ધ્યાન ખેંચાયુ છે આ સંઘની સ્થાપના નીચે રહેલા બળો તપાસવાથી એનુ સ્વરૂપ સમજાશે. મહાન યુરોપીય યુદ્ધ પછી રશિયામાં બોલશેવિક પક્ષનો વિજય થયો અને અત્યાર સુધીના ઇતિહાસમાં નહિ થયેલી એવી રાજકીય અને સામાજિક ક્રાન્તિ થઈ. આ ક્રાન્તિએ હિંદના યુવાનોનુ ખૂબ ધ્યાન ખેંચ્યુ છે. આ ક્રાન્તિના મુખ્ય મન્તવ્યો હિંદમાં પણ થોડે ઘણે અંશે સ્વીકારાવા લાગ્યા છે એ આદર્શની વિલક્ષણતા એ છે કે ઇતિહાસના બનાવોનું ખરું પ્રવર્તક કારણ સમાજની ભૌતિક પરિસ્થિતિ છે. એ પરિસ્થિતિ પ્રમાણે જેમ બનાવો બને છે તેમ જ એ પરિસ્થિતિ પ્રમાણે ધર્મ અને સમાજરૂઢિઓ રચાય છે. આ મત પ્રમાણે આપણી ઈશ્વરની શ્રદ્ધા,

નીતિનું બંધારણ, રાજ્યબંધારણ, સામાજિક બંધારણ, એ પરિસ્થિતિમાં જેમને લાભ મળતો હતો તેમણે જાણ્યે અજાણ્યે એ લાભ ટકાવી રાખવા ઉત્પન્ન કરેલાં. એનો ફલિતાર્થ એ થયો કે ધર્મ સમાજબંધારણ બન્નેમાં તત્ત્વતઃ કશું સત્ય નથી. ધર્મને તેમણે દુઃખી જનોને દુઃખ અને અન્યાય ભુલાવવાનો માદક પદાર્થ ગણ્યો. સમાજમાં દરેક માણસને જીવવાનો અને વિકાસ પામવાનો સરખો હક હોવો જોઈએ એમ ગણી, રાજા, અમીર ઉમરાવો, ધર્મોપદેશકો, મૂડીદારો, એ સર્વની સ્થિતિ તેમણે સમાજને દ્રોહ કરનારી ગણી. સ્ત્રીપુરુષોનો લગ્નસંબંધ, બન્ને પક્ષે તત્કાલના એક સરખા સંપૂર્ણ હકવાળો હોવો જોઈએ એમ ગણ્યું. સમાજની આજ સુધીની જડમાં ઊંડી બે ભાવનાઓના મૂળ પર આથી આઘાત થયો, એક ધર્મની અને બીજી લગ્નસંબંધની અપૂર્વતા કે દિવ્યતા કે અલૌકિકતાની. આ બે ભાવનાઓ જ મુખ્યત્વે આજ સુધીના સાહિત્યની પ્રેરક હતી. ક્રાન્તિવાદીઓ આ ક્રાન્તિને જગતનાં બધાં વર્તમાન અનિષ્ટોનો એક જ અમોઘ ઉપાય માને છે અને તેથી ધર્મ અને મૂડીવાદ સામે ઝુંબેશ ઉઠાવે છે. પ્રગતિવાદી લેખકો પણ ધર્મ અને મૂડીવાદના વિનાશનો અને સ્ત્રીપુરુષ સંબંધની ઐહિકતા તથા સુલભ વિચ્છેદનો આદર્શ પ્રેરતા સાહિત્યને જ પ્રગતિવાદી માને છે. સાહિત્યનો એ જ આદર્શ હોવો જોઈએ એમ માને છે, એવું જ સાહિત્ય પ્રગતિશીલ છે એમ માને છે, અને એવું સાહિત્ય ઉત્પન્ન કરવાનાં પગલાં યોજવા પ્રયત્ન કરે છે.

હવે આ પ્રગતિશીલ સાહિત્યના પ્રચારમાં અનેક પ્રશ્નો ગૂંચવાયેલા છે. તેને એકે એકે ઉકેલવા પ્રયત્ન કરીએ પ્રથમ તો એ કે જે માન્યતાઓ ઉપર પ્રગતિવાદીઓને શ્રદ્ધા છે તે માન્યતા કંઈક અંશે તત્ત્વદર્શનની છે, કંઈક અંશે સમાજશાસ્ત્રની છે, કંઈક અંશે રાજ્યપ્રકરણની છે, અને તે સર્વ ઉપરાંત આપણે માટે તો આપણી વ્યાવહારિક સ્થિતિનો પ્રશ્ન છે. આ માન્યતામાં રહેલા મુદ્દા એટલા બધા ગંભીર છે કે તેમાં બધાની સંમતિ હોઈ શકે નહિ. આ મતની તુલના કે પરીક્ષાનો આ પ્રસંગ નથી કારણ કે આ માનવું કે ન માનવું એ વિવેચનનો પ્રશ્ન નથી. ઉપર કહ્યું તે તે શાસ્ત્રનો અને વ્યવહારનો છે. વિવેચનમાં તેને સ્થાન નથી.

વિવેચન સાથે આને એ રીતે સંબંધ છે એક તો એ કે સાહિત્ય-સર્જકોને એમ કહી શકાય ખરું કે તમારે ઉપરની શ્રદ્ધાવાળું જ સાહિત્ય સર્જવું અને બીજું ન સર્જવું ? અને બીજો પ્રશ્ન એ કે આવું જ સાહિત્ય સર્જવું જોઇએ એવી પ્રતિજ્ઞાથી કરેલું સાહિત્ય પ્રચારક બનવાથી તે કલા તરીકે નિકૃષ્ટ કે અકલાત્મક બની ન જાય ? બન્ને પ્રશ્નોનો જવાબ એક જ છે. સાચા વિવેચનમાં ઉપરના બન્ને પ્રશ્નો અપ્રસ્તુત છે. આપણી પાસે રજૂ થયેલી કૃતિ કલાની છે કે નહિ એ એક જ પ્રશ્ન વિવેચનનો છે. જીવનના કોઇ અપૂર્વ રહસ્યના અનુભવને અવલંબીને કલ્પના સ્વૈર વ્યાપાર કરે તો કલાની કૃતિ જન્મે. અમુક કૃતિમાં એવો સ્વૈર વ્યાપાર હોય તો તે કલા છે એ વ્યાપારની પછવાડે ઉપરની માન્યતા છે કે કોઇ બીજી એ હકીકતનો પ્રશ્ન છે, સિદ્ધાન્તનો નહિ. ઉપર કહી તેવી માન્યતા કવિના સૂક્ષ્મ રહસ્યમય અનુભવમાં ઊતરી હોય તો તેવી માન્યતાવાળું કાવ્ય રચાય. અને કવિનો ગહન અનુભવ એવો હોય તો તેને એવા વસ્તુ ઉપર કાવ્ય રચવાની ભલામણ કરવાની જરૂર પણ ન રહે. માબાપના અવગુણોનું પરિણામ પ્રજાને ભોગવું પડે એવું શરીરશાસ્ત્રથી પ્રતિપાદિત થયું પછી તેના કોઇ પણ ખાસ પ્રચાર વિના ઇબ્સને અનેક નાટકોમાં એ સત્ય પ્રગટ કરી બતાવ્યું. બીજી બાજુ નવા જમાનાનાં બળો કયાં કયા છે તેનો વિચાર કરી તે ઉપર લખવાની પ્રતિજ્ઞા કરવા છતાં ઇબ્સનના નાટકો બગડયાં નથી. તેવી જ રીતે નવું માનસપૃથક્કરણશાસ્ત્ર પ્રગટ થયું તેણે સાહિત્યકારોમાં કશા પણ પ્રચાર વિના, સાહિત્ય ઉપર ઘણી અસર કરી છે. ઘણું સાહિત્ય એ શાસ્ત્રનાં વિધાનોની માન્યતા ઉપર લખાય છે. મને પોતાને લાગે છે કે ગાન્ધર્વ વિવાહનું અનિષ્ટ લોકોને બતાવવું એવો સ્પષ્ટ વિચાર કાલિદાસને શાકુન્તલ લખતાં હશે પણ એ વિચારથી કયાંય તેની કલા બગડી નથી. એટલું જ નહિ, કલાની ઉત્તમ કૃતિ કોઇને કોઇ અપૂર્વ રહસ્યને અવલંબે છે અને એવા કાવ્યથી એ રહસ્યના સંસ્કારો વાચકના ચિત્તમાં દૃઢ થાય છે એ સામાન્ય અનુભવ છે. અર્થાત્ કાવ્યથી રહસ્યનો પ્રચાર થાય છે એમ કોઇ કહે તો ના કહી શકાય નહિ. એટલે ભલામણ કે પ્રતિજ્ઞા કાવ્ય સર્જનની પછવાડે હતી કે નહિ એ કાવ્યને અને તેથી વિવેચનને અપ્રસ્તુત છે. એ કવિમાનસના ઇતિહાસનો બનાવ છે, વિવેચનનો

નહિ. એવી ભનામણ કે પ્રતિજ્ઞાથી કવિની કલ્પના ઉત્તેજીત હોય અને કલ્પનાનો ખરખરો સ્વૈર વ્યાપાર થયો હોય તો કાવ્ય બને તેમ જ એ ભનામણ કે પ્રતિજ્ઞા કલ્પનાના સ્વૈર ઉડ્ડયનમાં આડી આવે, ભાનપૂર્વક કવિ કલ્પનાને સ્વૈર ઊડવા ન દેતાં અમુક દિશાએ વાળે, તો કાવ્ય થાય જ નહિ અથવા તેમાં કૃત્રિમતા આવી જાય. કાવ્યસર્જનમાં કવિની પોતાની પણ જરા પણ ડખલ ન જોઈએ. ઉપદેશક કાવ્યો સામે આરોપ છે કે તેમાં આ ગુણો ઓછા થવાનું કારણ એ જ છે કે ત્યાં કવિની ભાનપૂર્વક ડખલથી ઘણી વાર કાવ્યમાં કૃત્રિમતા આવી જાય છે. પણ એવી કૃત્રિમતા આવી છે કે નહિ એ વિવેચકે પ્રત્યક્ષ અનુભવથી નિર્ણય કરવાનો છે. આવી પ્રકારની ભનામણ કે પ્રતિજ્ઞા હતી માટે કાવ્ય ખોટું જ થાય એવું અનુમાન ન કરી શકાય. મારે શુદ્ધ કાવ્ય કરવું છે, તેને ઉત્તમ કરવું છે, એવી પ્રતિજ્ઞાથી જેમ કાવ્ય ઉત્તમ નથી થઈ જતું, તેમ જ સર્જન બહારના પ્રચારના ઉદ્દેશથી તે અવશ્ય બગડી પણ જતું નથી. કાવ્યની કસોટી કાવ્યમાં જ છે, કાવ્ય પોતે જ છે, કાવ્ય બહારની કોઈ વસ્તુ તેની કસોટી થઈ શકે નહિ.

પણ આટલું કહ્યા પછી મારે કહેવું જોઈએ કે પ્રગતિવાદના આગ્રહથી કલા બગડવાનો સંભવ છે અને ઘણી જગાએ તે બગડી છે. ઘણી જગાએ પ્રગતિવાદના પક્ષપાતથી કોઈ કૃતિના ખોટાં વખાણો થાય છે અને ફરિયાદ પણ થઈ છે. × પ્રગતિવાદનું રહસ્ય કવિના ઉગ્ર

---

× આનો અર્થ એવો નથી કે પ્રગતિવાદી મંડળ ન બની શકે કે કોઈએ તેમાં ન જવું જોઈએ. મેં ઉપર કહ્યું તેમ મંડળ હોય ન હોય એ તરફ વિવેચન તટસ્થ છે. કોઈ પણ અમુક મતવાળા માણસો કે લેખકો કે સર્જકો કે વિવેચકો મળે ચર્ચા કરે તે વિશે સાહિત્યની દૃષ્ટિએ કશું કહેવાનું હોઈ શકે નહિ. એથી સાહિત્ય સુધરશે કે બગડશે એ આવા મંડળની તેમાંની સર્જક વ્યક્તિ ઉપર શી અસર થાય છે તે ઉપર જ આધાર રાખે છે. કારણ કે સાહિત્ય ઉપર બહારના સમાજની ગમે તેની અસર હોય તોપણ છેવટે સાહિત્ય સર્જન છે તે તો વ્યક્તિ દ્વારા જ.

અનુભવમાં ઊતરવું જોઇએ ને પછી કલામાં પ્રગટ થવું જોઇએ, તેને બદલે ઘણી વાર લેખક પ્રગતિવાદ એટલે મૂડીદારો અનીતિવાળા જ હોય, વિષયલંપટ જ હોય, નિર્દય જ હોય, સ્ત્રી તરફ વિશ્વાસઘાતી જ હોય, એમ પકડી બેસવાથી કલા બગડે છે. ઉપર કહી તે વાત તે રીતે સાચી નથી જ, ઘણા મૂડીદારો એવા હોતા નથી, મૂડીદાર ન હોય એવા ઘણા ય માણસોમાં ,એ જ પાપવૃત્તિઓ હોય છે; પણ ઉપરનાં મૂડીદારોની, સામેના વિધાનો સાચાં જ હોય તો પણ જ્યાં સુધી મનુષ્ય સ્વભાવમા રહેલાં તેનાં ગૂઢ કારણો સુધી પ્રતિભા પહોંચી ન હોય ત્યાં સુધી તેનુ રહસ્ય લેખકને જણાયું નથી જ, અને રહસ્ય જણાયુ ન હોય ત્યાં સુધી તેનાથી કાવ્યની કૃતિ બને નહિ આવાં વાકયો કે વિધાનો પકડી લઇ તેનો છૂટે હાથે ઉપયોગ કરવો એ સૂક્ષ્મ કે સરકારી બુદ્ધિનુ લક્ષણ નથી આપણે ધર્મમાં ધૂનોનો ઉપયોગ કરતા, ને ગમે તેમ પણ નિર્દોષ હતો. રાજ્યપ્રકરણે, તેનુ જાણે અજાણે અનકરણ કરી નવી ધૂનો (slogans) ઉપજાવી. રાજ્યપ્રકરણમાં એ ચાલતું હોય તો ભલે ચાલે, તેમાં કદાચ માનસ તરફ ધ્યાન આપ્યા સિવાય અમુક ક્રિયા તાકાલ કરી લેવાની જરૂર હોય તેથી એમ કરવુ પડે પણ કાવ્યસર્જન, કાવ્યભાવન, કાવ્ય વિવેચનમાં એ ન ચાલે કશુ પણ રહસ્ય સુધી ગયા વિના પકડી લેવું એ માનસજડતા છે. અને કલાનો જડતા જેવો બીજો કોઇ શત્રુ નથી. શુધ્ધ કલાનો આદર્શ કેવલ શુદ્ધ ચૈતન્યવિલાસ છે ગમે તેવુ ઊંચું સત્ય પણ સમજ્યા વિના પકડી રાખ્યું હોય તો, તે માત્ર એક બધન જ છે, એ ચૈતન્યનુ અવલબન નથી. અવલબન એ પણ મારે ભાષાને લીધે કહેવુ પડે છે. ખરું તો સત્ય સપર્ણ

પ્રશ્ન કે અમુક કૃતિ કલાત્મક છે કે નથી, હોય તો કઇ રીતે છે, એ ધૂમાયિત થાય છે. કોઇ વાદથી કોઇ અકલા કલા બનતી નથી. એક પણ વાદનું નામ દીધા વિના, કે તેની પચાત કર્યા વિના કલાની સાચી કૃતિઓ થઇ છે, અને એક વાર કૃતિને સમસ્તરૂપે અને તેનું એકેએક સૂક્ષ્મ અંગ-પ્રત્યંગ જોઇને તે કલા છે એમ પ્રતીત થયા પછી, વાદના શબ્દોથી તેની ટીકા કરવાની સગવડ મળે, પણ તે સર્વ એ કૃતિ સમજવા માટે છે. કૃતિ એક બાજુ પડી રહે ને એકલી વાદની ચર્ચા થાય એ મિથ્યાચેષ્ટા છે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક





શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
પ્રમુખ ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગ
ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન
તેરમું અધિવેશન કરાંચી
૧ ૩૭–૩૮

## ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ

# શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીનું

### વ્યાખ્યાન

⊙

## ગુજરાતી ઐતિહાસિક સાહિત્ય

આ તેરમા ગુજરાતી સાહિત્ય સંમેલનના ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના પ્રમુખસ્થાને મારા જેવા, એ વિદ્યાના વિદ્વત્પદને હજી ઘણે દૂર જોનાર સાધારણ અભ્યાસીને બોલાવીને સ્વાગત–સભાએ ઔચિત્યનો દ્રોહ કર્યો છે કે નહિ એ જોવાનું કામ મારું નથી. મારા જેવા આ વિદ્યાના ભક્તજનને તો આ સારસ્વત તીર્થનો લાભ લેવાનો પ્રસંગ આપવા માટે સ્વાગત–સભાનો ઉપકાર જ માનવાનો હોય અને આપ સર્વ યાત્રાળુઓ સમક્ષ અંતઃકરણથી ઉપકાર માનું છુ. વડોદરાની સાતમી ઑરિએન્ટલ કૉન્ફરન્સના સભાપતિ દિગંતવિખ્યાત ભારતીય પુરાવિદ્ સ્વ. જયસ્વાલે આવી સભાઓને 'ગુરુતીર્થ' કહેલ છે. એક કરતાં વધારે અર્થમાં આ સાહિત્ય સંમેલનને એ પદ લાગુ પડે છે. પણ સાહિત્યસંમેલન એકલું જ તીર્થ છે એમ નથી મોહેન્જોડેરોની શોધ પછી તો ઇતિહાસ અને પુરાવિદ્યાના અભ્યાસીઓ માટે આ સિંધ પ્રદેશ જ તીર્થસ્થાન બની ગયો છે.

મનક્ષ્ય કે મને તો તીર્થવંદનનો લાભ જ મળ્યો છે, પણ તીર્થદેવતાને મારી સેવાથી સંતોષ થશે કે કેમ એ વિષે મને ઘણી શંકા છે. છાપામાં વાંચેલું સાચું હોય તો આ વિભાગના પ્રમુખ તરીકે પહેલાં મારા મિત્ર શ્રી. રત્નમણિરાવ ભીમરાવની વરણી થઈ હતી, પણ તેઓએ નાદુરસ્ત તબિયતના કારણે ના પાડી એટલે મારા ઉપર કળશ ઢળ્યો. શ્રી. રત્નમણિરાવે આ સ્થાનને મારા કરતાં વધારે સારી રીતે દીપાવ્યું હોત એમ હું માનું છું. મને પોતાને

તો એથી લાભ જ થાત પણ મારી વિટંબણાઓ એટલેથી પૂરી થતી નથી ઇતિહાસ અને પુરાતત્ત્વના પ્રમુખપદને માંદગી સાથે આ વર્ષે કાંઇક યોગ હોય તેમ સ્વાગતસમિતિની બીજી પસંદગી પ એક માંદા માણસ ઉપર ઊતરી. ડિસેમ્બરની ૯ મી તારીખે મને સ્વાગત-સભાનો તાર મળ્યો ત્યારે હું ભારે માંદગીમાંથી તાજો ઊઠયો હતો. શરીરમાં અને મનમાં પણ શક્તિ થોડી હતી અને સંમેલન આડા દિવસો તો કાંઇ હતા જ નહિ. પણ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति એ શ્રીકૃષ્ણના વચન અનુસાર ભક્તિથી અર્પેલી ગમે તેટલી અલ્પ સામગ્રી પણ દેવતાને ગ્રાહ્ય છે, એ વિચારથી નમ્રભાવે સ્વાગત સભાને હા લખી :

અને હવે મને આ સ્થાને નિભાવી લેવા માટે પૂરતાં કારણો આપ સૌને મેં આપ્યાં છે એમ ધારું છું.

ઇતિહાસ અને પુરાતત્ત્વની ઊંડી ને ઊંડી ઊતરતી જતી ગુહાના ગુજરાતમાં જે થોડા પ્રવાસીઓ છે તેમાંથી એક શ્રી માનશંકર પીતાંબરદાસ મહેતા ગયે વર્ષે ઓછા થયા છે. એ વૃદ્ધ તીર્થરૂપ ઇતિહાસી નસકને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરું છું.

### સાહિત્ય સંમેલનની મર્યાદા

આપણું આ સંમેલન સાહિત્ય સંમેલન છે અને સાહિત્યનો વિશાળ વાઙ્મય અર્થ કરીને આપણે ઇતિહાસ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, વગેરે વિષયોની વિદ્યાઓને પણ આ સંમેલનની ચર્ચાઓમાં સ્થાન આપીએ છીએ. છતાં આ કેવળ પ્રાચ્યવિદ્યાવિદો કે પુરાવિદોનું સંમેલન નથી, એટલે ઇતિહાસનો વિચાર કરતાં કેવળ સંશોધનનો વિચાર કરવો યોગ્ય નથી. ઇતિહાસવિષયક રસ ગુજરાતી પ્રજામાં કેળવાય અને ઐતિહાસિક જ્ઞાનનો પ્રજામાં પ્રચાર થાય, એ જાતના પ્રયત્નો પણ આપણા દૃષ્ટિક્ષેત્રમાં જરૂર આવે છે આવાં સંમેલનોમાં આ વિષયોને સ્થાન આપી આપણે મુખ્યત્વે તો એ જ કરીએ છીએ. અલબત્ત નિબંધોદ્વારા આની વિદ્યાઓના અભ્યાસને થોડું ઉત્તેજન મળે ખરું; બાકી સંશોધનને પ્રેરણા આપવાની શક્તિ આ સંમેલન કે આપણી પરિષદમાં નથી હા, પહેલાં કરેલાં સંશોધનને પ્રગટ કરવાનો પ્રસંગ આ સંમેલન આપી શકે ખરું.

## ઐતિહાસિક જ્ઞાનના પ્રચારની પ્રવૃત્તિ

અને ઉપર કહેલ જ્ઞાનપ્રચારની દ્રષ્ટિથી જોતાં આપણી બે જૂની અને સદ્ધર સંસ્થાઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને શ્રી ફાર્બસ ગુજરાતી સભા બેયનું કાર્ય પ્રશંસાપાત્ર છે અને એ બે ય સંસ્થાઓની સ્થાપના સાથે એક ઉદાર હૃદયવાળા ઇતિહાસપ્રેમી અંગ્રેજ સર અલૅકઝાન્ડર કિન્લૉક ફાર્બસ સાહેબનું નામ યાદ આવે છે. ગુજરાતના ઇતિહાસને પ્રકાશમાં લાવવા ફાર્બસ સાહેબે એ વખતની સ્થિતિમાં ભારે પ્રયાસ કરીને 'રાસમાળા' નામનો જે ગ્રંથ લખ્યો છે, તે ભલે નિર્ભેળ ઇતિહાસ ન હોય પણ હજી ગુજરાતના ઇતિહાસ સંશોધકને જોવો પડે એવો અને દંતકથાઓના સંગ્રહ તરીકે ઘણો કીમતી ગ્રંથ છે. 'રાસમાળા' માટે રાસાઓ સંગ્રહવાના કામમાં ફાર્બસ સાહેબના સહાયક કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈથી જ ગુજરાતમાં ઐતિહાસિક જ્ઞાનના પ્રચારનો આધુનિક પ્રયાસ શરૂ થાય છે. 'ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો' નામથી એમનું લખાણ હમણાં જ શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ પ્રસિદ્ધ કર્યું છે. એમના નાના સમકાલીન કવિ નર્મદે 'રાજ્યરંગ' ભા. ૨માં "જગતનો ઇતિહાસ" અને "ગુજરાત સર્વસંગ્રહ" તથા "કાઠિયાવાડ સર્વસંગ્રહ" લખીને આ દિશામાં ઘણી ઊંચી જાતનો પ્રયાસ કર્યો છે. એ જમાનાના ત્રીજા ગુજરાતી સાહિત્યકાર–વિવેચક નવલરામે પણ 'અંગ્રેજ લોકોનો ઇતિહાસ' લખ્યો છે.

### અનુવાદો

સારા ઐતિહાસિક ગ્રંથોના અનુવાદોદ્વારા ઐતિહાસિક જ્ઞાનનો પ્રચારયુગ ઉપર કહ્યું તેમ સો વર્ષ પહેલાં જન્મેલા નવલરામ અને 'રાસમાળા'નો ગુજરાતી અનુવાદ કરનાર રણછોડભાઈ ઉદયરામથી શરૂ થાય છે. અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ શિષ્ટ ગ્રંથોના વીણી વીણીને કરાવેલા અનુવાદો મારફત આ દિશામાં ભારે ફાળો આપ્યો છે. અલબત્ત વડોદરાના ભાષાન્તરખાતા તરફથી બહાર પડેલાં પુસ્તકોની યે સંખ્યા નાની નથી તથા પરિષદ ભંડોળ કમિટીએ પણ કેટલાંક પુસ્તકો પ્રગટ કર્યાં છે. ગુણવત્તાની તુલનામાં ઊતરવાની ઇચ્છા નથી, છતાં છેલ્લાં થોડાં વર્ષોમાં ગુ. વ. સો. તરફથી પ્રકાશિત થયેલા અનુવાદો અનુવાદકને અને પ્રકાશકસંસ્થાને માન અપાવે એવા છે એટલું કહેવું જોઈએ.

## કેળવણીખાતું અને ઐતિહાસિક જ્ઞાનપ્રચાર

સરકારી કેળવણીખાતાને અંગે પણ શાળાઓ ચલાવવા માટે અથવા શિક્ષકોના ઉપયોગ માટે અનુવાદાત્મક તથા ટૂંકા સારસંગ્રહ ગ્રંથો લખવાની શરૂઆત ઘણી વહેલી થઈ છે. ગુજરાતના કેળવણી ખાતાના પિતા મરહૂમ રા. રા. રણછોડદાસ ગિરધરભાઈ—જેમનો જન્મ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના જન્મ અગાઉ ૭ વર્ષે ઇ. સ. ૧૮૦૩ માં થયેલો તેઓએ—'હિંદુસ્તાનનો ઇતિહાસ' લખ્યો છે. કવિ નર્મદે ગુજરાતી ગદ્યને અર્વાચીન રૂપ આપ્યું તે પહેલાંના ગુજરાતી ગદ્યના નમૂનાઓ જેમ સ્વામીનારાયણનાં વચનામૃતોમાં તથા તેઓના શિષ્યો સાથેના પત્રવ્યવહારમાં જોવા મળે છે, તેમ આ રણછોડદાસભાઈનાં પુસ્તકોમાં પણ જોવા મળે છે. રણછોડદાસભાઈના પુત્ર અને દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પિતા રા. બ. મોહનલાલ રણછોડદાસ ઝવેરી,—જેઓ ઉમ્મરમાં કવિ નર્મદથી પાંચ વર્ષે મોટા હતા તેઓએ—પણ 'ઇંગ્લંડનો સંક્ષિપ્ત ઇતિહાસ' લખેલો છે. આ રીતે ગુજરાતમાં સો વર્ષ પહેલાંની પેઢીથી ચાલુ થયેલો અનુવાદો દ્વારા ઐતિહાસિક જ્ઞાનના પ્રચારનો પ્રવાહ આજ સુધી ચાલે છે એટલું જ નહિ પણ ધીમે ધીમે એ પ્રવાહ વિશાળ બનતો ગયો છે, એટલે કેવળ સંખ્યાની દૃષ્ટિએ જોવામાં આવે, તો ગુજરાતની વસ્તીનું તથા કેળવણીનું પ્રમાણ જોતાં જે કાર્ય થયું છે તે કદાચ ઓછું ન ગણાય ×

પણ ગુણની દૃષ્ટિથી આ અનુવાદોનું મૂલ્ય જોવામાં આવે, તો આ પુસ્તકોનો મોટો ભાગ કચરો છે. જૂના વખતમાં થયેલા અનુવાદો તો કેવળ કાળનો ભોગ લાગીને નકામા થઈ ગયા છે, અને એમાં અનુવાદકોની

---

× પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી પ્રગટ થયેલ 'ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ'ના બે ભાગ 'ગ્રંથ અને ગ્રંથકાર'માં પ્રસિદ્ધ થતી વાર્ષિક નામાવલિ તથા સરકારી ત્રૈમાસિક રિપોર્ટ ઉપરથી ઇતિહાસનાં પુસ્તકોની કુલ સંખ્યા કાઢી શકાય; પણ એનું કાંઈ ફળ મને દેખાતું નથી. છેલ્લા ચાર વર્ષોમાં પ્રસિદ્ધ થયેલા કુલ ૧૦૩૦ ગ્રંથોમાં ઇતિહાસ સંશોધનના ફક્ત ૮૫ ગ્રંથો છે (આ આંકડા 'ગુજરાત સાહિત્ય સભા' માટે પ્રૉ. ડૉલરરાય ર. માંકડે કરેલી ૧૯૩૬ ના ગુજરાતી વાઙ્મયની સમીક્ષામાં આપ્યા છે.)

કદાચ દોષ ન આપી શકાય. પણ વર્તમાનમાં પ્રગટ થયેલા અનુવાદોના મોટા ભાગને પણ કચરો કહી શકાય એવી સ્થિતિ છે, એમ કહેતાં દુ:ખ થાય છે. કાં તો અનુવાદ માટે પસંદ કરવામાં આવેલું મૂળ પુસ્તક જ નિર્માલ્ય હોય તેથી—અને આપણા પ્રખ્યાત વિદ્વાનોને હાથે પણ નિર્માલ્ય પુસ્તકોના અનુવાદો થયા છે એ ઓછું શોચનીય નથી— અથવા જે ભાષામાં મૂળ પુસ્તક લખાયું હોય તેનું સારું જ્ઞાન ન હોવાં છતાં ભાષાન્તર કરવાની ધૃષ્ટતા કરવાથી, અથવા ગુજરાતી ભાષા અને સરસ શૈલી ઉપર હાથ ન બેઠો હોય તેથી અથવા કેવળ બેદરકારીને લીધે અથવા સંસ્થા પાસેથી પોતાની ડિગ્રી કે નામને જોરે કામ મેળવ્યા પછી ભાડૂતી કામ કરાવ્યું હોય તેને પરિણામે પણ અનુવાદોનો મોટો ભાગ કચરો છે એમ બેશક કહી શકાય એવી સ્થિતિ છે. કોઇ જુવાન ઇતિહાસરસિક અભ્યાસીને સમય હોય તો આજ સુધી પ્રગટ થયેલાં અનુવાદોમાંથી કેટલા ઉપેક્ષાયોગ્ય કચરો છે અને કેટલા એ ઢગલામાંથી તારવી ફરી ફરી પ્રગટ કરવાયોગ્ય કીમતી સાહિત્ય છે, એનું ચાળણુ કરી એની યાદી ગુજરાત આગળ મૂકવી એ એક આવશ્યક સેવા છે. ઉપરનું કોઇને ભારે પડતું લાગે એવું વિધાન કર્યું છે, એ કેવળ રાજકીય ઇતિહાસના અનુવાદોને લક્ષમાં રાખીને નહિ, પણ ઇતિહાસની આધુનિક ભાવનાને અનુસરી સાહિત્ય, વિજ્ઞાન વગેરે વિષયોનાં ઐતિહાસિક પુસ્તકોના અનુવાદોને ધ્યાનમાં રાખીને કર્યું છે અને જૂના અનુવાદોના ચાળણુની આવશ્યકતા સ્વીકારી છે, એ કેટલાક ખરેખર સારા અનુવાદો યાદ હોવાથી.

### ૮ સારા ગ્રન્થોના અનુવાદોની આવશ્યકતા

વળી સ્વતંત્ર ગ્રંથો ગમે તેટલા ઊંચી કોટિના લખવાની શક્તિ આપણામાં આવે તો પણ વિજ્ઞાન અને ઇતિહાસ જેવા વિષયોમાં અનુવાદોની આવશ્યકતા તો હમેશા રહેશે જ એમ હું ચોક્કસ માનું છું. અંગ્રેજી આદિ જે ભાષાઓ ગુજરાતી કરતાં ઘણી વધારે ખેડાયેલી છે તેને પણ બીજી ભાષાઓમાંથી અસાધારણ મૂલ્યવાળા ગ્રંથોના અનુવાદો વગર ચાલતું નથી. ત્યારે આપણી ગુજરાતી ભાષા જેમાં હજી ગુજરાતના રાજકીય સાર્વકાલિક ઇતિહાસનું ઠેકાણું નથી અને સાંસ્કૃતિક ઇતિહાસને લગતા વિષયોમાં તો હજી સંશોધનનું મંગલાચરણ થયું છે; તેમાં પરોક્ષ

પ્રાન્તોના રાજકીય, સાહિત્યવિષયક, ધાર્મિક, આર્થિક વગેરે વિષયોના શિષ્ટ ઇતિહાસોના સાર અનુવાદો વગર શી રીતે ચાલવાનું હતું ? અને દુનિયાનાં બીજાં રાષ્ટ્રોના ઇતિહાસો આપણે ગુજરાતીઓ ગુજરાતીમાં સ્વતંત્ર રીતે લખીએ એ દિન તો દૂર છે, પણ આપણું લક્ષ્યસ્થાન તો એ જ હોય. અને જે ગુજરાતના પુત્રોએ પૃથ્વીના ખૂણેખૂણામાં વ્યાપારી ગતિ કરી છે, તે ગુજરાતના પુત્રોની ગતિ સંસ્કાર વિષયમાં સદાકાળ કુદિન રહેશે એવું માનવાને કારણ નથી.

### પ્રગતિની આશા

પ્રાચીન ભારતના જે ઋષિઓએ વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ જેવા મહાકવિઓ અને યાજ્ઞવલ્ક્ય, શંકરાચાર્ય જેવા દાર્શનિકો ઉત્પન્ન કરીને ભારતીય વિદ્યાકળાઓને વિશ્વમાં સ્થાન અપાવ્યું તે ઋષિઓનું લોહી ભલે બીજા લોહી સાથે ભળેલું હોય, પણ ગુજરાતીઓમાં વહે છે અને આ જમાનામાં યે ભારત નિર્વીર્ય નથી થયો. સર સર્વપલ્લી રાધાકૃષ્ણનને ઑક્સફર્ડ યુનિવર્સિટીએ પૂર્વના ધર્મો અને નીતિના અધ્યાપક તરીકે રાખ્યા છે, સદ્‌ગત બોઝ, પી. સી. રૉય અને સર વ્યંકટ રમણે વિજ્ઞાનમાં જગતભરમાં નામ કાઢ્યું છે; અને ગુજરાત જેના જન્મથી ગૌરવ લે છે, તે મહાત્મા ગાંધીજી, ભગવાન્ ખ્રિસ્ત અને બુદ્ધ સાથે તુલના કરવા યોગ્ય વિશ્વવંદ્ય વિભૂતિ ગણાય છે. પ્રસ્તુત વિષયમાં ફ્રાન્સના સર્વાગ્રણી પ્રાચ્યવિદ્યાવિદ સદ્‌ગત સીલ્વાં લેવીએ ૧૯૩૩ માં વડોદરાની ઓરિએન્ટલ કૉંગ્રેસનાં પ્રમુખ સ્વ. કાશીપ્રસાદ જયસ્વાલને પત્રમાં જે શબ્દો લખેલા તે પ્રમાણભૂત શબ્દો મૂળમાં ઉતારીને જ સંતોષ માનીશ. Indian scholarship in India has made wonderful progress in the meanwhile, and the many periodicals now published by Indian Savants in India, can almost all of them, compete with the best scientific journals published in the West.

( સાતમી ઓરિએન્ટલ કૉન્ફરન્સનો રિપોર્ટ. )

*મતલબ કે, છેલ્લાં પંદર વર્ષ દરમિયાન ભારતીય વિદ્વાનોને હાથે* સાચી વૈજ્ઞાનિક કીમતવાળું સર્વદેશી ઐતિહાસિક સંશોધનનું ઘણું કામ થયું છે. આ સંશોધનકાર્યમાં ગુજરાતે લીધેલો ભાગ બંગાળ, મહારાષ્ટ્ર કે હિંદી ભાષાભાષી પ્રદેશ સાથે સરખાવતાં જથ્થામાં અને મૂલ્યમાં

સંતોષજનક નથી એટલું સ્વીકાર્યા વગર છૂટકો નથી. છતાં ઐતિહાસિક સંશોધન ગુજરાતમાં નથી થતું એમ નથી.

### ઐતિહાસિક રસની કેળવણી

આજથી સો વર્ષ પહેલાં જન્મેલા મહીપતરામ રૂપરામ નીલકંઠનો 'વનરાજ ચાવડો' અને નંદશંકરનો 'કરણ ઘેલો' એ વાર્તાઓથી ઐતિહાસિક વાર્તાઓમાં લોકોનો રસ કેળવવાની જે શરૂઆત થઇ છે તે, છેલ્લી લખાયેલી 'જય સોમનાથ' અને 'રાજહત્યા' નામની વાર્તાઓ સુધી ચાલે છે. અલબત્ત, ઐતિહાસિક વાર્તાઓ, નાટકો વગેરે સાહિત્ય-પ્રચારમાં આપણા પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીનો હિસ્સો પ્રમાણમાં અને તેથી પણ વિશેષ મૂલ્યમાં પ્રથમ પદે આવે એટલો મોટો છે. આ ઐતિહાસિક વાર્તાઓ લખવાના કાર્યને અંગે કેટલાક લેખકોને હાથે થોડું ઘણુ સંશોધન-કાર્ય થયુ હોવાનો સંભવ છે; પણ એની નોંધ મળે નહિ એટલે એટલી કીર્તિહાનિ એ લેખકોને જરૂર થાય છે પણ ઐતિહાસિક સંશોધન કરતાં સર્જક તરીકે વધારે સ્થાયી કીર્તિના પાત્ર લેખકો એ હાનિનો ખેદ નહિ કરે. અને શ્રી મુનશી જેવા તો સર્જક સાહિત્યકાર હોવા સાથે કેટલેક અંશે સંશોધક વિદ્વાન પણ છે.

### ગુજરાતમાં થયેલું ઐતિહાસિક સંશોધન

ઉપર પ્રમાણે ગુપ્ત કે ગૌણુ સંશોધનનું સૂચન કરી ઐતિહાસિક જ્ઞાનની વૃધ્ધિના મુખ્ય ઉદ્દેશથી થયેલા સાચા સંશોધનનુ ગુજરાતપૂરતું સંક્ષિપ્ત-માત્ર પ્રકારસૂચક અને સમયના અભાવે કદાચ તે પણ અપૂર્ણ ઝડપી દિગ્દર્શન કરવાનો પ્રયત્ન હવે કરું છું

### સમર્થ ઇતિહાસ સંશોધક પં૦ ભગવાનલાલ ઇન્દ્રજી

અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ (એ વખતે આજે જેને સંમેલન કહેવામાં આવે છે તેને આપણે પરિષદ કહેતા હતા) ના પહેલીવાર પાડવામા આવેલા ઇતિહાસ-વિભાગના અધ્યક્ષપદેથી 'ઇતિહાસદિગ્દર્શન' નામથી આપેલા વ્યાખ્યાનમાં અ. બલવંતરાય ક. ઠાકોરે પં. ભગવાનલાલ ઇન્દ્રજી વિષે સાચું જ કહેલું છે કે "આખી દુનિયાના શ્રેષ્ઠ ઇતિહાસ-સંશોધકોની વીણી વીણીને કરેલી હારમાં પણ દીપી ઊઠે એવુ નવરત્ન પં. ભગવાનલાલ ઇન્દ્રજી હતા." પં. ભગવાનલાલ ઇન્દ્રજીને એ 'ઇતિહાસદિગ્દર્શન' માં જે અર્ધ્ય આપવામાં

આવ્યો છે તેમા મારે કશું ઉમેરવાનું નથી વળી પંડિતજીની જન્મ શતાબ્દી વિ સંવત ૧૯૮૯ મા આવે છે એ પ્રસંગ યોગ્ય રીતે ઊજવવાનો ગુજરાત રીસર્ચ સોસાયટી વિચાર કરે છે આપણી પરિષદ, ગુ વ સો, ફા સ વગેરે સંસ્થાઓ એને સહકાર આપીને કે સ્વતંત્ર રીતે એમની શતાબ્દી ઊજવે એ ગુજરાતના ઇતિહાસ પ્રેમને ગૌરવપદ છે જો કે ડૉ બુહ્લર જેમ્સ કૅમ્પબેલ પ્રો ન્લૅલ, ડૉ ભાંડારકર વગેરે એમના સમયના અનેક અનન્ય તથા પાશ્ચાત્ય પુરાવિદોના મિત્ર અને કોઇ કોઇ બાબતમા ગુરુ પણ એવા આ દેશની પુરાવિદ્યાના પ્રતિભાશાળી પંડિતને જન્મ આપવા માટે ગુજરાત જરૂર ગર્વ લઇ શકે, પણ એમના મહાસમર્થ જ્ઞાનનો લાભ ગુજરાતને ઘણો ઓછો મળ્યો એ ઘણું દિલગીર થવા જેવું છે શ્રી રતિરામ દુર્ગારામ, શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્ય અને શ્રી ગિરિજાશંકર શામળજી ભટ્ટ એ ત્રણ ગુજરાતીઓ તો ખાસ આ વિષયમા એમના શિષ્ય હોવા છતા ગુજરાતમા એમનાથી એ વિદ્યાનો સંપ્રદાય ચાલ્યો નહિ આનું એક કારણ પંડિતજીનું ટૂંકું આયુષ્ય એમના સમકાલીન ડૉ સર રામકૃષ્ણ ભાંડારકરના દીર્ઘાયુષ્ય સાથે સરખાવતા તો એ હકીકત ઘણી પરિણામકારક લાગે છે છતા 'ઇતિહાસદિગ્દર્શનકાર' કહે છે તેમ વધારે મહત્ત્વનું મારું તો અર્ધી સદી પહેલાં પંડિતજીનો પરલોકવાસ થયો ત્યા સુધી "આપણો પ્રાન્ત આવી વિદ્યાઓમા એટલો તો પછાત હતો," કે શોધખોળનો સંપ્રદાય વગેરે મોગા ફૂગો ઉત્પન્ન થવાનો તે માગે સંભવ જ ન હતો અને હજી આપણે કયો મોટો વિજય સાધ્યો છે?

## ઇતિહાસ સંશોધન માટે આવશ્યક કેન્દ્રનો અભાવ

પૂનામા ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટ જેવી સંસ્થા ઊભી થવામા ગુજરાતે પૈસાનો ફાળો આપ્યો છે એટલું જ નહિ પણ ગુજરાતમાથી મળેલી હજારો હાથપ્રતો—ઘણી તો આપણો સાંસ્કૃતિક ઇતિહાસ ઉકેલવામા કીમતી મદદ આપે એવી હાથપ્રતો—પૂનાના એ ઇન્સ્ટીટ્યૂટમા પડી છે અને ગુજરાતી વિદ્વાનોને એનો ઉપયોગ દુર્લભ છે જ્યારે ગુજરાતમા ગુજરાત વિદ્યાપીઠ સાથે સંલગ્ન થયેલું—જેમાથી ઘણા ફળની આશા રાખવામા આવેલી, તે—પુરાતત્ત્વ મંદિર વિદ્યાપીઠ રાજકીય

યુધ્ધમાં પડતાં વિખાઇ ગયું. ગુજરાતમાં પં. ભગવાનલાલ ઇન્દ્રજી પછી એમની પેઠે પાતાની વિદ્યાથી ગુજરાતને આન્તરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા અપાવી શકે એવા પ્રતિભાશાળી ઇતિહાસ સંશોધક જન્મ્યો નહિ એ ભલે દૈવદુર્વિપાક હોય પણ આપણી પ્રાચીન વિદ્યાઓના તથા પ્રાચીન શોધખોળના અભ્યાસ માટે કેન્દ્રરૂપ કોઇ સંસ્થા પણ આપણે ઊભી કરી શકયા નહિ એ સ્થિતિ બીજી રીતે ભારે શક્તિશાળી અને જ્યાં જાય ત્યાં માર્ગ મૂકાવે એવી ગુજરાતી પ્રજાની વિદ્યાવિષયમાં ઉપેક્ષાવૃત્તિની દ્યોતક છે, એમ કબૂલ કર્યા વગર છૂટકો નથી.

### ઐતિહાસિક સંશોધનના બે પ્રકારો

ઐતિહાસિક સંશોધનના બે મોટા પ્રકાર છે (૧) ઐતિહાસિક કીમતની નાની મોટી વસ્તુઓ જમીન ઉપરથી કે અંદરથી શોધી કાઢવી તે ખોદકામ જેવો એક પ્રકાર; આમાં સામાન્ય માણસને નિરર્થક માત્ર મકાન ચણવા માટે કે ચૂનો બનાવવા માટે જ ઉપયોગના હોય એવા લાગતા જૂની કોતરણી કે જૂના અક્ષરો કે બીજી કાંઈ પણ જૂની નિશાનીવાળા પથરાંઓ વગેરે અનેક જાતની જૂની વસ્તુઓ જમીન ઉપરથી કે જમીન અંદરથી શોધી કાઢવાની હોય છે. સો વર્ષ પહેલાંના કોઇ શૂરવીરના નામના અક્ષરોવાળા એક સામાન્ય પાળિયાથી આરંભી પાંચ હજાર વર્ષ પહેલાંની સિન્ધુ સંસ્કૃતિને પ્રકાશમાં લાવનાર મોહેન્જોડેરોના ખોદકામ સુધીના નાના મોટા સર્વ પ્રકારોનો આમાં સમાવેશ થાય છે. શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, જૂનાં મકાનો, જૂની મૂર્તિઓ, જૂના ગ્રંથો વગેરે અનેકાનેક જૂની ઐતિહાસિક મૂલ્યવાળી વસ્તુઓ શોધવી, સંગ્રહવી; મળી આવેલી જૂની લિપિઓ બેસાડવી, જૂની ભાષા સમજવી, કોતરણી મૂર્તિઓના આકારો વગેરેનું હાર્દ ઉકેલવું, વગેરે બધું આ પ્રકારમાં જ સમાય છે. અલબત્ત, વિગતો ગણાવવા જતાં આ પ્રકારના વર્ણન માટે જ આ વ્યાખ્યાન ટૂંકું પડે એટલે એ પ્રયત્ન પડતો મુકું છું. (૨) પહેલા પ્રકારના સંશોધન સાથે પણ કાંઇક પછીની ભૂમિકામાં, શોધાયેલી વસ્તુઓનાં વર્ગીકરણથી આરંભી પહેલાં થયેલાં સંશોધનાત્મક લખાણો ઉપરથી મળેલા પુરાવાની ઐતિહાસિક કીમત આંકવી, ઐતિહાસિક હકીકતોને કાલક્રમમાં તેનો વિકાસ સમજાય તે રીતે ગોઠવવી અને છેવટ જુદા જુદા યુગનો, જુદા જુદા દેશ, વિભાગનો અને અન્તે આખી

પૃથ્વીનો સાર્વકાલિક ઇતિહાસ વગેરે નાના મોટા ઇતિહાસો લખવા સુધીના અનેક પ્રકારોનો સમાવેશ થાય છે.

પં. ભગવાનલાલ ઇન્દ્રજીમાં ઉપર કહેલાં બન્ને પ્રકારનાં સંશોધનની શક્તિ હતી. જો કે એમને હાથે કાયમી મૂલ્યનું પહેલો પ્રકારનું કાર્ય પ્રમાણમાં વધારે થયું છે. તેઓનાં કેટલાંક લખાણો સંશોધનના આદર્શ નમૂના છે. પરંતુ એમની પછી ઉપર કહ્યું તેમ, એનો સંપ્રદાય ( School ) ચાલ્યો નહિ કે કોઇ સંસ્થા ચાલી નહિ જે ઊભી થઇ તે દીર્ઘજીવી ન થઇ, પરિણામે પહેલા પ્રકારનું કાર્ય પં. ભગવાનલાલ પછી વધારે પ્રમાણમાં ન થયું. જો કે થોડું થોડું વ્યક્તિગત પ્રયાસોથી જરૂર થતું રહ્યું છે.

### શિલાલેખો અને તામ્રપત્રો

સં. ૧૯૧૦ માં જન્મેલા પણ ચાળીસ વર્ષનું જ આયુષ્ય ભોગવનાર ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે તામ્રપત્રો શોધેલાં. એમના નાના ભાઇ અને જીવંત સાક્ષરોમાં પરમ વૃદ્ધ શ્રી. કેશવ હર્ષદ ધ્રુવે સંશોધનની અનેક જાતની પ્રવૃત્તિ સાથે તામ્રપત્રની શોધ પણ કરી છે. અને સુવાનોમાંથી પ્રતાપરાય ગિરધરલાલને અમરેલીમાંથી તામ્રપત્રો મળ્યાં છે તે, તથા ૧૯૩૨ માં લાઠીના કારભારી શ્રી કેશવલાલ ઓઝાને મળેલાં તે તામ્રપત્રો ઉકેલીને તે ઉપર શ્રી એ. એસ. ગદ્રેએ વડોદરા ઓ. કૉ. માં નિબંધ વાંચ્યો છે. શ્રી. રામલાલ ચુનીલાલ મોદીને પાટણમાંથી મળેલી પથ્થર ઉપર કોતરેલી સહસ્રલિંગ સરોવરની ત્રટિત પ્રશસ્તિ ' પ્રસ્થાન ' ( પુ ૧૨ અં. ૫ ) માં છપાઇ છે. આ ખાનગી પ્રયાસો ઉપરાંત સંગ્રહસ્થાનો ( મ્યૂઝિયમો ) દ્વારા પણ શિલાલેખાદિની શોધ અને સંગ્રહનું કેટલુંક કાર્ય રાજકોટના વૉટ્સન મ્યૂઝિયમના ક્યુરેટર વલ્લભજી હરિદત્ત આચાર્યથી આરંભી આજ સુધી ચાલ્યા કર્યું છે. ગુજરાત બહારના અજમેરના મ્યૂઝિયમના ક્યુરેટર તરીકે શ્રી. ગૌરીશંકર ઓઝા, જેઓ નડિયાદની સાહિત્ય પરિષદમાં ઇતિહાસમાં-વિભાગના પ્રમુખ હતા. તેઓને હાથે પણ ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી શિલાલેખો શોધાયા છે. કેટલાક વર્ષોથી મળી આવેલાં પણ પ્રસિદ્ધ ન થયેલાં તામ્રપત્રો હજી સંશોધન-રસિકો પાસે પડેલાં છે. અને કોઇ કોઇ નવાં તામ્રપત્રો અને નવા શિલાલેખો ભવિષ્યમાં મળી આવવાનો સંભવ છે.

### સિક્કાઓ

સિક્કાઓ પણ ઐતિહાસિક સંશોધનનું મોટું અંગ છે અને પં. ભગવાનલાલ ઇન્દ્રજી પછી પ્રૉફેસર હોડીવાળા, શ્રી ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય, શ્રી રણછોડલાલ ધ. જ્ઞાની વગેરે સિક્કાનિષ્ણાતોને હાથે તથા રાજકોટનું વૉટ્સન મ્યૂઝિયમ, મુંબઇનું પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમ વગેરે સંગ્રહસ્થાનો મારફત સિક્કાઓનાં શોધન, સંગ્રહ અને ઉકેલનું કામ ચાલ્યા કરે છે. આ ઉપરાંત અનેક અપ્રસિદ્ધ વ્યક્તિઓને પોતાને જડી આવેલા જૂના સિક્કાઓનો સંગ્રહ કરતાં જોયેલ છે. * એક બ્રાહ્મણ સજ્જને તો પોતાને જડેલા જૂના સિક્કાઓ દેવસેવામાં રાખ્યા છે.

### ગ્રન્થ પ્રશસ્તિઓ

શિલાલેખો, તામ્રપત્રો અને સિક્કાઓને ઘણી રીતે મળતી સંશોધનસામગ્રી પ્રાચીન ગ્રન્થપ્રશસ્તિઓ અને સાલ, રાજ્યકર્તા રાજાનું નામ તથા સ્થળના વર્ણનવાળી ગ્રન્થપુષ્પિકાઓ છે. અને છેક પિટર્સન, બુલ્હર, ડૉ ભાંડારકરના રિપોર્ટોથી આ સામગ્રીનો ઐતિહાસિક ઉપયોગ થાય છે. પિટર્સનાદિ પછી ગા. ઓ. સી માં શ્રી ચીમનલાલ દલાલ અને તેઓના સહાયકોદ્વારા અને શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઇને હાથે પહેલાં નિમ ધોદ્ગાગ અને છેવટ 'જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' નામના દળદાર ગ્રન્થદ્વારા બહાર પડેલી હકીકતોનો એકત્ર સંગ્રહ થઇને આ સામગ્રી ઐતિહાસિક સંશોધકોને સારા પ્રમાણમાં ઉપલબ્ધ થઇ છે અને હજી ગુજરાતના પ્રખર ઇતિહાસ સંશોધક મુનિશ્રી જિનવિજયજી પાસે આ પ્રકારની સામગ્રીનો સંગ્રહ છે અને થોડા વખતમાં એ પ્રગટ થશે એની આશા છે.

### ગુજરાતનાં ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો

ગુજરાતના મધ્યકાલીન-ખાસ કરીને રજપૂત ઇતિહાસનાં મુખ્ય સાધનોમાં 'દ્વાશ્રય,' 'પ્રબંધ ચિંતામણિ' વગેરે પ્રબંધોનું સ્થાન છે,

* અમરેલીમાં શ્રી. કેશવલાલ સોમનાથ વૈદ્ય તથા શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ પાસે તેમજ ઉદેપુરમાં શ્રી. રતિલાલ મ. અંતાણી પાસે જૂના સિક્કાઓ છે અને શ્રી. શાંતિલાલ છ. ઉપાધ્યાયે પોતાને કાઠિયાવાડમાંથી જડેલા એક જૂના ઇન્ડો-ગ્રીક સિક્કાનું 'પ્રસ્થાન'માં વર્ણન કર્યું હતું.

એ નો સાઠ વર્ષ પહેલા, પં ભગવાનલાલ ઇન્દ્રજી અને ડૉ બુહલરના ધ્યાનમા આવી ગયેલુ અને ત્યારથી એ સાધનનો ઉપયોગ થતો રહ્યો છે પણ એ વખતે ઘણા ખરા ગ્રન્થો હસ્તપ્રતરૂપે ઉપલબ્ધ હતા પાછળથી એ ગ્રન્થો મોટે ભાગે જૈનોના લખેલા અને જૈન ધર્મના પ્રભાવક કુમારપાલ જેવા રાજાઓ વિમલ તથા વસ્તુપાલ-તેજપાલ જેવા મંત્રીઓ અને હેમચંદ્ર જેવા ગજમાય સમર્થ આચાર્યોના ચરિત્રો નિરૂપવા માટે તથા મેરુતુંગ સ્પષ્ટ કહે છે તેમ જૈન શ્રોતૃગણને નજીકના સમયની વાતો-આધુનિક દૃષ્ટિએ-ઐતિહાસિક વૃત્તાન્તો, જો કે ઐતિહાસિક વિવેચન વડે ચાળ્યા વગરના દ્વારા તેઓનુ મનરંજન કરવા માટે લખાયેલા હોઇને, જૈન ધાર્મિક સાહિત્યમા ગણાવાથી જૈન સંસ્થાઓદ્વારા ઘણા પ્રબંધો અને રાસાઓ પ્રકાશિત તથા અનુવાદિત થયા છે સરકારી સંસ્કૃત સિરીઝમા પણ કેટલાક પ્રબંધો છપાયા છે શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ 'પ્ર ચિ' તથા ચ-૨ જેવા બે ગ્રન્થોનુ મારી પાસે તથા શ્રી હીરાલાલ નસિંહદાસ કાપડિયા પાસે શાસ્ત્રીય રીતે સંપાદન કરાવી બન્નેનો અનુવાદ પણ કરાવ્યો છે ગાયકવાડ ઓ સી સ પણ અનેક ગ્રન્થો કેટલાક ઐતિહાસિક ઉપયોગવાળી પ્રસ્તાવનાઓ સાથે છપાયા છે અને શ્રી જિનવિજયજીએ સિંધી જૈન ગ્રન્થમાળામા પ્ર ચિ વગેરે ચાર ગ્રંથોનુ શાસ્ત્રીય સંપાદન કર્યું છે અને બીજા તૈયાર કર્યા છે જ્યારે 'કાન્હડદે પ્રબંધ' ઇ સ ૧૮૫૭ મા જન્મેલા શ્રી ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરીને હાથે અને 'વિમલ પ્રબંધ,' સ્દ્ગત મણિલાલ બકોરભાઇ વ્યાસને હાથે સંશોધાઇને પ્રગટ થયેલ છે

## મુસ્લિમ સમય

મધ્યકાલીન મુસ્લિમ સમયના ઇતિહાસના મુખ્ય સાધનોમા તત્કાલીન મુસ્લિમ ઇતિહાસકારોને હાથે લખાયેલી તવારીખો, ગુજરાતના સુલતાનોના સિક્કાઓ, એ વખતના મકાનો, જૂની ગુજરાતી ભાષામા લખાયેલુ સાહિત્ય, પડોશી મુસ્લિમ રાજ્યોના ઇતિહાસો, આ કાળના પાછલા ભાગ માટે અંગ્રેજ સરકારના દફતરો મરાઠી ઇતિહાસ વગેરે પણ મુખ્ય છે આમાના મોટા ભાગનુ સંશોધન થઈ ગયુ છે અને તે ઉપરથી અંગ્રેજીમા તો એ કાળના ઇતિહાસ-ગ્રન્થો પણ લખાયા છે 'મિરાતે સિકન્દરી, 'મિરાતે અહમદી,' 'ફરિશ્તા,' જેવા

ગ્રન્થોના ગુજરાતી અનુવાદો દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અને શ્રી. આત્મારામ મોતીરામ દીવાનજી જેવાને હાથે તૈયાર થઇને પ્રગટ થયા છે. નિબંધરૂપે પણ આ કાળના ઇતિહાસ સંબંધી સંશોધનો પ્રગટ થયાં છે અને હવે એ કાળની સરસ માહિતી આપનારો ઇતિહાસ કોઇ ગુજરાતી વિદ્વાનને હાથે થોડા વખતમાં લખાશે એવી આશા રાખીએ.

### મરાઠી અને આધુનિક સમય

મરાઠી સમય ટૂંકો અને અંધેરવાળો છે. પણ એ વિષે ઘણી માહિતી મરાઠી, ગુજરાતી, ફારસી તથા અંગ્રેજી ભાષામાં લખાયેલાં સાધનોમાંથી ઉપલબ્ધ છે. અને આધુનિક સમય માટે, ગુ. વ. સો. એ પ્રકાશિત અને શ્રી. હીરાલાલ ત્રિ. પારેખે લખેલા 'આધુનિક ગુજરાતનું રેખાદર્શન'ના ત્રણ ખંડોમાં ઇ સ. ૧૮૦૧ થી ૧૯૩૬ સુધીના ઇતિહાસનું તેઓ કહે છે તેમ રેખાદર્શન કર્યું છે.

### પ્રાચીન સમય

બાકી રહ્યો પ્રાચીન અને પ્રાગૈતિહાસિક અથવા પૈરાણિકકાળ. પ્રાચીન સમયના ઇતિહાસ માટે તો મુખ્ય સાધન શિલાલેખો, સિક્કાઓ અને તામ્રપત્રો તથા ગૌણ સાધનમાં પડોશી રાજ્યોનો અને સમસ્ત ભારતનો ઇતિહાસ તથા પુરાણાદિ સંસ્કૃત સાહિત્ય. શિલાલેખાદિ જે સાધનો મળી આવ્યાં છે, તે તો પ્રસિદ્ધ થઇને ઉકેલાઇ ગયાં છે. બાકી હજી કોઇ વિરલ મળી આવે અને કોઇક અપ્રસિદ્ધ પણ પડ્યાં હશે, છતાં શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ શ્રી. ગિરિજાશંકર વ. આચાર્ય પાસે તૈયાર કરાવેલો 'ગુજરાતના ઐતિહાસિક લેખો' (જેના બે ભાગ બહાર પડી ગયા છે અને ત્રીજો, હું ધારું છું છપાય છે.) નામનો ગ્રન્થ સંશોધકોને ઘણો ઉપયોગી થશે. જો કે 'એ-ઇ,' 'ઇ-એ' વગેરે જોવાં નહિ પડે એમ કદાચ નહિ થાય. બીજું, પં. ભગવાનલાલના વખતમાં થતું શિલાલેખાદિ શોધનનું કાર્ય હવે ખાનગી રીતે ઉપર દર્શાવ્યું તેમ થાય છે, પણ બહુ ઓછું થાય છે એ ખરી વાત છે; કારણ કે જમીન બહાર મળી આવતા લેખો તથા સુલભ તામ્રપત્રો, સિક્કાઓ વગેરેનો મોટો ભાગ શોધાઇ ગયો છે. બાકી જે છે તે માટે 'પાછળથી વ્યવસ્થિત થયેલું સરકારી આર્કીઓલોજિકલ ખાતું કામ કરે છે અને કરી શકે એમ છે.

અને જમીનની અંદરથી પ્રાચીન વસ્તુઓ ખોદી કાઢવાનું, પ્રાચીન તથા પ્રાગૈતિહાસિક કાળ ઉપર વધારે પ્રકાશ નાખી શકે એવું કાર્ય તો સરકારી અને ગુજરાતમાં તો દેશી રાજ્યોનાં આર્કીઓલૉજિકલ ખાતાં જ કરી શકે એમ છે. આ રસ્તે ઐતિહાસિક કીમતનો કેટલો માલ મળશે એ આગળથી કહી ન શકાય. પાટણમાં વડોદરાના આ ખાતાના વડા અધિકારી શ્રી. હીરાનંદ શાસ્ત્રીને હાથે ખોદકામ થતાં ન ધારેલા સ્તંભો વગેરે મળી આવેલ છે. મોહેન્જોડેરોની સિન્ધુ-સંસ્કૃતિ ગુજરાત-કાઠિયાવાડના કાંઠા ઉપર પ્રસરેલી હોવાનો સંભવ સદ્ગત જયસ્વાલ જેવા પ્રખ્યાત વિદ્વાનો પણ માને છે. છતાં ખોદકામ થઇને નક્કી ન થાય ત્યાં સુધી કલ્પનાના ઘોડા દોડાવવા એ ઇતિહાસ ન કહેવાય. ગુજરાતનાં પ્રાચીન સ્થળોમાં સરકારી આર્કીઓલૉજિકલ ખાતું પ્રયોગરૂપે ખોદકામ કરાવવા અને તેમાં 'ગુજરાત રીસર્ચ' મંડળનો સહકાર લેવા ઇચ્છે છે, એ ખુશી થવા જેવું છે, બાકી 'અમૃત વસંત' તખલ્લુસથી છેલ્લાં બે વર્ષમાં ગુજરાતી હિંદી માસિકોમાં લખનાર લેખકનાં લખાણોમાં તથા શ્રી મણિભાઈ દ્વિવેદીનાં '૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત' જેવાં પુસ્તકોમાં દર્શાવેલા તર્કો હજી ખોદકામથી પ્રાપ્ય પુરાવાની અપેક્ષા રાખે છે.

અતિ પુરાતન કાળ માટે પુરાણો કેટલીક સામગ્રી પૂરી પાડે છે. પુરાણોએ પાર્જિટરનાં સંશોધનો પછી છેલ્લાં પચીસ વર્ષોમાં નવી ઐતિહાસિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. પણ એ દિશામાં વૈજ્ઞાનિક દૃષ્ટિને બદલે ધાર્મિક શ્રધ્ધાની દૃષ્ટિ તરફ તણાઇ જવાની બીક છે એટલું કહ્યા વગર નહિ ચાલે. બાકી પુરાણોમાં શું વસ્તુ છે, પ્રાચીન પુરાણો અને હાલ છે તે પુરાણો ક્યારે રચાયાં હોવાનો સંભવ છે વગેરેનો વિચાર પુરાણોનો ઐતિહાસિક ઉપયોગ કરનારને આવશ્યક છે અને એ દિશામાં માર્ગદર્શક જેવું 'પુરાણ વિવેચન' નામનું મારું પુસ્તક ગુ. વ. સો. તરફથી પ્રસિધ્ધ થયું છે. બાકી અતિ પ્રાચીન કાળ માટે પુરાણોપલબ્ધ માહિતીનો સરસ ઉપયોગ ગુજરાતમાં તો શ્રી. રત્નમણિરાવે 'ખંભાતનો ઇતિહાસ'માં કર્યો છે.

### પ્રકીર્ણ સંશોધન

જો કે સંશોધનાત્મક ગ્રન્થો ગુજરાતીમાં વિરલ છે અને 'જૈન સાહિત્ય સંશોધક' તથા જેના ઉપર ઘણી આશા બાંધેલી તે 'પુરાતત્ત્વ'

જેવાં કેવળ સંશોધનવિષયક ત્રૈમાસિકો થોડો વખત ચાલીને બંધ થઇ ગયાં. એથી ગુજરાતી સંશોધનની પ્રગતિને મોટી હાનિ થઇ છે. પણ સદ્‌ગત રણછોડરામ વાવાભાઇના વખતથી મારા જેવા કોઇકના દાખવામાં એના ઉત્તેજનથી પણ, ગુજરાતમાં છેલ્લાં વીસ વર્ષથી ઇતિહાસસંશોધનમાં જે રસ જાગ્યો છે, તે ધીમે ધીમે જામતો ગયો છે. અને જો કે, જે સંશોધનાત્મક પ્રકીર્ણ લખાણો સાહિત્ય પરિષદ કે સંમેલનના રિપોર્ટોમાં, વસંતરજતસ્મારકગ્રન્થ અને કાન્તમાલા જેવા ગ્રન્થોમાં અને આપણાં માસિક–ત્રિમાસિકોમાં પ્રગટ થયાં છે તેનો જથ્થો એછો નથી જો કે મોટો ભાગ અનુવાદાત્મક કે ખાસ કીમત વગરનો છે, પણ કેટલાંકમાં નવું–અનુવાદાત્મક નહિ પણ સ્વતંત્ર સંશોધન પણ ઓછાવધુ પ્રમાણમાં છે ગુજરાતી ભાષા અને સાહિત્યનું આન્તરરાષ્ટ્રીય સ્થાન નજીવું હોઇ આવાં સ્વતંત્ર સંશોધનોનો આન્તરરાષ્ટ્રીય તો દૂર રહ્યો–આન્તરપ્રાન્તીય સ્વીકાર પણ હજી વિરલ છે; પણ એમા નિરાશ થવાનું કારણ નથી. કોઇ પણ ભાષા અને સાહિત્યને પોતાની સીમાની બહાર પ્રતિષ્ઠા તો પ્રતિભાના ફળરૂપ સર્જનો અને સંશોધનોથી મળે છે, એ નિસંદેહ છે. અને સંશોધન-વૃત્તિ આપણામાં જાગી છે એટલે પ્રતિભાયુક્ત સંશોધન પણ થશે. સાહિત્યનાં વધારે વશ પ્રદ ક્ષેત્રોમાં પ્રથમ પંક્તિનું કાર્ય કરનારા વૃદ્ધ સાક્ષર શ્રી. કે. હ. ધ્રુવ જેના 'વિશાખદત્તનો સમય, 'સમુદ્રગુપ્તનો ઉત્તરાધિકારી,' 'યુગપુરાણમાં ઐતિહાસિક તત્ત્વ' વગેરે અનેક નિબંધોદ્વારા અને આ સંમેલનના પ્રમુખ શ્રી ક. મા મુનશી જેવા સાહિત્ય સંસદનાં વાર્ષિક આદિવચનો વગેરે દ્વારા સંશોધનનાં ક્ષેત્રમાં દર્શન આપે છે, તે એ ક્ષેત્રની આકર્ષકતાનો પુરાવો છે. બીજી તરફથી દીર્ઘજીવી ડૉ. સર જીવનજી જમશેદજી (ઇ. સ. ૧૮૫૪ માં જન્મેલા) થી આરંભાયેલુ સંશોધન કાર્ય શ્રી બરજોરજી રૂસ્તમજી પેમાસ્તર, પ્રો. ફિરોજ કરસુરજી દાવર અને શ્રી એરચ જહાંગીર તારાપોરવાળા જેવા પારસી વિદ્વાનોએ ચાલુ રાખ્યું છે. બાકી તો ચોથી વીશીને લગભગ છેડે પહોંચેલા શ્રી. કે. હ. ધ્રુવથી આરંભી જેણે હજી પહેલી વીશી જ પૂરી કરી છે એવા શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા સુધીના અનેક સંશોધકોએ અનેક દિશામાં ઓછી વધુ કીમતનાં નાના મોટાં અર્પણો કર્યા છે. તેમાથી કોને ગણાવું અને કોને ન ગણાવું ? જૂનું પાટણ

સંશોધન માંગે છે. ફક્ત એક ભાષા અને સાહિત્ય વિભાગમાં સારું કાર્ય થયું છે છેક મજલાલ કાળિદાસ શાસ્ત્રી ( સં. ૧૮૮૧ માં જન્મેલા ) એ 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' લખ્યો ત્યારથી આરભાઇ સ્વ. ગો. મા. ત્રિપાઠી; સ્વ. કે હ ધ્રુવ; સ્વ. ન. ભો. દિવેટિયા; સ્વ. રમણભાઈ; દી. બ કૃ. મો ઝવેરી આ સમેલનના પ્રમુખ શ્રી. ક. મા. મુનશી વગેરે અનેક વિદ્વાનોને હાથે નિબંધો તથા પુસ્તકો લખાઇને આ વિભાગ ખૂબ ખેડાયો છે. સ્વ ન. ભો. દિવેટિયાનું 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' મૂળ અંગ્રેજીમાં મુંબઇ યુનિવર્સિટી આગળ આપેલાં 'ફાઇલોલૉજિકલ લૅક્ચર્સ' શ્રી ક મા. મુનશીનું 'ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર' અને શ્રી. મો. દ દેસાઇનો 'જૈન સાહિત્યનો ઇતિહાસ' આ વિષયમાં છેલ્લાં પુસ્તકો છે. અલબત્ત, હજી પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓના વિશેષ અભ્યાસથી તથા હમણા શ્રી. મશરૂવાળાએ કહ્યું છે તેમ, ગુજરાતી ઉપર દ્રાવિડ ભાષાઓની અસરના અભ્યાસથી નવો પ્રકાશ પડવાનો સંભવ છે. પણ આ સંમેલન જ સાહિત્યનું છે અને ઇતિહાસ એનો વિભાગ છે એટલે મારા જેવાએ તો તીર્થના મુખ્ય દેવને નમસ્કાર કરીને જલદી આગળ ચાલવુ એ જ યોગ્ય છે.

### ચિત્ર-શિલ્પાદિ કલાઓ

શ્રી. નાનાલાલ ચમનલાલ મહેતા, શ્રી મંજુલાલ ર મજમુદાર અને શ્રી. રવિશંકર રાવળ અને તેનાં મંડળ મારફત ગુજરાતી ચિત્રકલાના ઇતિહાસનું ઠીક સંશોધન થયું છે અને થાય છે શ્રી વીરેન્દ્રરાય મહેતા કૃત શિલ્પસમૃદ્ધિ અને સ્થાપત્ય વિષે શ્રી ગજાનન પાઠકનો નિબંધ પણ યાદ આવે છે. પણ આ સાહિત્ય સમેલનમાં કલાનો જુદો વિભાગ છે અને એમાં જ ગુજરાતી કલાના જુદાં જુદાં અંગોની ઇતિહાસચર્ચા થાય એ યોગ્ય છે.

### શહેરો અને ગામડાંઓ

આ પ્રકારના સંશોધનનો આરંભ તો અનેક સાહિત્ય-સ્વરૂપોનો આરંભ કરનાર કવિ નર્મદે 'સુરતની મુખ્તેસર હકીકત' દ્વારા કર્યો છે. પછી ગુજરાતનાં પ્રાચીન ગામડાં અને શહેરો વિષે પ્રૉ. અલ્તેકરનો એક નિબંધ 'ઇ. એ. માં છપાયો છે પણ ગુજરાતીમાં શ્રી. રત્નમણિરાવના 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' અને 'ખંભાતનો ઇતિહાસ' એ બે પુસ્તકો આ પ્રકારના સંશોધનના

ઉત્તમ નમૂનારૂપ છે. આ સિવાય ' સયાજી બાલજ્ઞાનમાળા 'માં છપાયેલ ' પાવાગઢ, ' ' સિદ્ધપુર પાટણનો પ્રવાસ, ' 'ગિરનાર' વગેરે, અને મારાં ' ગુજરાતનાં તીર્થસ્થાનો ' માં આપેલાં 'મોઢેરા' વગેરેનાં વર્ણનો. ઇત્યાદિ કેટલુંક કાર્ય થયું છે. ' તવારીખે નવસારી, ' ' ભરુચ શહેરનો ઇતિહાસ, ' ' વીસનગર, ' ' સિહોરની હકીકત ' વગેરે શહેરો સંબંધી થોડાં પુસ્તકો છે. વળી ગુજરાતનાં દેશી રાજ્યોમાંથી ઇડર, પાલણપુર, ગોંડલ, ભાવનગર, કચ્છ વડોદરા, જામનગર વગેરે કેટલાંક રાજ્યોના મોટે ભાગે પ્રશસ્તિરૂપ ઇતિહાસો છપાયા છે.

## જ્ઞાતિઓ અને સમાજ

શ્રી. ધ. ચં. મુનશીનો ' ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ, ' સદ્‌ગત મણિલાલ બકોરભાઇ વ્યાસનો ' શ્રીમાળી જ્ઞાતિનો ઇતિહાસ, ' સદ્‌ગત મા. પી મહેતાનું ' નાગરોત્પત્તિ, ' ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલનું ' વડનગરા કણબીની ઉત્પત્તિ, ' ભાઇશંકર વિદ્યારામનો ' સોલંકી વંશને ગોધરા શાખાનો ઇતિહાસ, ' શ્રી. રતિલાલ ચુ. દીવાનકૃત ' વાલ્મીકિ કાયસ્થનો ઇતિહાસ, ' મયારામ શંભુનાથકૃત ' મોતાળા બ્રાહ્મણની કથા, ' શ્રી. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદારકૃત 'ગુજરાતી ઠીકુ જ્ઞાતિનો ઇતિહાસ,' નત્થુસિંહ હો. ચાવડાકૃત ચાવડા વંશનો ઇતિહાસ ' વગેરે જુદી જુદી જ્ઞાતિઓ સંબંધી નાના મોટા ગ્રન્થો છે. જો કે જ્ઞાતિઓ વિષે હજી ઘણું સંશોધન બાકી છે એ કબૂલ કરવું પડે તેમ છે. પણ જ્ઞાતિથી ઊંડા ઊતરીને મૂળ જાતિઓ, જૂના વખતમાં થયેલાં મિશ્રણો ઇત્યાદિનો શાસ્ત્રીય અભ્યાસ થવાની પણ જરૂર છે. પારસીઓ વિષે પારસી વિદ્વાનોએ ઘણું લખ્યું છે. ગુજરાતના મુસ્લિમો વિષે લખાવું હજી બાકી છે.

## ધર્મ અને તત્વજ્ઞાન

બ્રાહ્મણ ધર્મના સંશોધનની બાબતમાં મેં અન્યત્ર સવિસ્તર નોંધ આપેલી હોવાથી પ્રકીર્ણ લેખો, નિબંધો વગેરેને ન ગણવામાં આવે તો ' વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ' અને ' શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, ' એ બે મારાં પુસ્તકો, શ્રી. ન. દે. મહેતાનું ' શાક્તધર્મ '—ત્રણે ય ફા. ગુ. સ. તરફથી પ્રકાશિત અને ગુ. વ. સો. પ્રકાશિત શ્રી. અં. ભુ. જાનીનો લખેલો ' હરિલીલા ષોડશકલા 'નો

ઉપોદ્‌ઘાત એ ચાર પુસ્તકો, શ્રી ક મા મુનશીનો 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય' નામનો નિબધ, અને 'ખભાતનો ઇતિહાસ' પુસ્તકના ઞ–ૠ પરિશિષ્ટો એટલુ સામાન્ય સાહિત્ય ગણાવી શકાય બાકી વલ્લભસપ્રદાય સબધી 'વેણુનાદ' અને શુધ્ધાદ્વૈત ભક્તિમાર્તંડ' જેવા સાપ્રદાયિક માસિકોમા તથા 'રસિકવલ્લભ' જેવા પુસ્તકોના શ્રી જે ગો શાહના ઉપોદ્‌ઘાતમા કેટલુક સશોધન થયેલુ પડયુ છે છતા હજી સાપ્રદાયિક નહિ પણ ઐતિહાસિક દૃષ્ટિથી વધારે સશોધન આવશ્યક છે સ્વામીનારાયણ સપ્રદાય વિષે શ્રી કિ ધ મશરૂવાળાનુ 'સહજાનદ સ્વામી' નામનું પુસ્તક તથા ઇ મશરૂવાળાનો 'ગુજરાતી સાહિત્ય' ખડ–પમા 'સ્વામીનારાયણ સપ્રદાય અને ગુજરાતી સાહિત્ય' એ નિબધ એટલુ ગણનાયોગ્ય છે જૈનોએ સ્વધર્મ વિષે ઘણુ લખ્યુ છે, પણ એનુ દિગ્દર્શન કોઈ જૈન વિદ્વાન કરે એ જ યોગ્ય છે હવકી હિંદુ કોમોમા પ્રચલિત ધાર્મિક મતવ્યો વિષે હજી ઘણા સશોધનને અવકાશ છે

તત્ત્વજ્ઞાનની બાબતમા ગુ વ સો તરફથી પ્રકાશિત શ્રી ન દે મહેતાએ લખેલો 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' અને એ જ લેખકની 'અખાકૃત કાવ્યો'ની પ્રસ્તાવના એટલુ જ યાદ આવે છે

### પ્રાચીન વિદ્યાઓ

આયુર્વેદ, જ્યોતિષ એટલે ગણિત વગેરે પ્રાચીન વિદ્યાઓ સબધી તો ગુજરાતીમા ઘણુ ઓછુ લખાયુ છે 'આયુર્વેદનો ઇતિહાસ'ના પ્રકરણો પુરાતત્ત્વ મા, પરિષદના રિપોર્ટોમા તથા 'આયુર્વેદ વિજ્ઞાન'મા મે લખ્યા છે જ્યારે જ્યોતિષ ઉપર 'પુરાતત્ત્વ મા અને 'આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા મા તદ્વિદોના નિબધો છે. પણ આ દિશામા ઘણુ વધારે કાર્ય થવાની જરૂર છે

### લોકસાહિત્ય

શ્રી મ ર મજમુદારે જૂના લોકસાહિત્ય વિષે અને શ્રી મેઘાણીએ કાઠિયાવાડના લોકસાહિત્ય વિષે સારુ સશોધન કર્યુ છે પણ હજી એ દિશામા વધારે કાર્યને અવકાશ છે

સશોધન-સાહિત્યવિષયક ઉપરનુ દિગ્દર્શન અતિ સક્ષિપ્ત છે ઘણી વિગતો સમયને અભાવે છોડી દીધી છે, વળી મુખ્યત્વે 'ગ્રન્થ અને ગ્રન્થકાર'ને આધારે આ દિશામા પ્રયત્ન કરનારાઓના નામોનો

ઉલ્લેખ કર્યો છે, છતાં સંપૂર્ણ યાદી આપવાનો તો હેતુ જ ન હતો અને શરતચૂકથી કોઇ પણ શાખામાં કોઈ સારું કામ કરનારનું નામ રહી ગયું હોય, તો એ હેતુપૂર્વક નથી થયું પણ ભૂલથી થયું છે એમ ઉદારહૃદયી શ્રોતાઓ અને વાચનારાઓ ગણશે એવી આશા છે.

## ઐતિહાસિક દૃષ્ટિ અને તેનાં ભયસ્થાનો

હવે ઐતિહાસિક દૃષ્ટિ વિષે ટૂંકું વિવેચન કરી આ વ્યાખ્યાન સમાપ્ત કરીશ. છેક ઉપનિષદકાળથી આપણે ત્યાં ઇતિહાસ શબ્દ પ્રચલિત છે; પણ તે એના આધુનિક અર્થમાં નહિ પણ દંતકથાના અર્થમાં; અને ગમે તે કારણ હો પણ અનેક વિદ્યાઓ ખેડનાર પ્રતિભાશાળી પ્રાચીનોમાં કે મધ્યકાલીન અનુયાયીઓમાં ઐતિહાસિક દૃષ્ટિ ન ખીલી તે ન જ ખીલી આ જમાનામા સર્વત્ર ઇતિહાસ પુરાતત્ત્વનાં ગીત ગવાતાં હોઇને આપણને એનો મોહ લાગ્યો છે, પણ ઐતિહાસિક દૃષ્ટિ તો આપણામાં વિશેષતઃ ગુજરાતીઓમાં હજી ઘણી ઓછી છે એમ સખેદ કહેવું પડે છે.

સાચી ઐતિહાસિક દૃષ્ટિ કેટલેક અંશે જે માનસશક્તિઓ ઇશ્વરની કે કુદરતની બક્ષિસરૂપ આજન્મ પ્રાપ્ત ગણાય છે, તેમાંની એક છે. અલબત્ત, એ દૃષ્ટિને કેળવી શકાય છે, પણ સાચી ઐતિહાસિક દૃષ્ટિને આવરણરૂપ કેટલાંક ભયસ્થાનો છે; અને તેમાં ન આવી જનારા જ એ દૃષ્ટિને કેળવી શકે છે.

દંતકથાના રસાસ્વાદની લોલુપતા એ આપણે ત્યાં પહેલું ભયસ્થાન છે. દંતકથા એ ઐતિહાસક સાધન ભલે હોય પણ ઇતિહાસ નથી. ઘણી વાર દંતકથા કલ્પિત જ હોય એમ પણ બને; એવી બુધ્ધિ બદ્ધમૂલ ન થાય ત્યાં સુધી ઐતિહાસિક દૃષ્ટિનો ઉદય દૂર જ રહે છે. બીજી તરફથી દંતકથામાં ઐતિહાસિક અંશ હોવાનો સંભવ છે. કેટલીક પહેલા અસંભવિત લાગતી વાતને પાછળથી મળેલા પુરાવાઓ સાચી ઠરાવે છે; એ જોતાં સર્વથા ઉપેક્ષાયોગ્ય નથી; છતાં પુરાવાઓ મળ્યા પહેલાં તો ગમે તેવી ઊંડા મૂળવાળી પણ દંતકથા તે દંતકથા જ એમ માનીને ચાલવું એ જ સંશોધનનો માર્ગ છે.

પક્ષવાદી વકીલની નહિ, તટસ્થ ન્યાયાધીશની દૃષ્ટિ એ જ સાચી ઐતિહાસિક દૃષ્ટિ થવાને પાત્ર. એકાદ પુરાવાથી જે અનુમાન

નીકળી આવે તે ગમે તેટલું રોચક અથવા ખુલાસાકારક લાગતું હોય, પણ વકીલ પેઠે એને પુષ્ટિકારક પુરાવાઓ અને દલીલો શોધવાં અને વિરોધી પુરાવાઓ અને દલીલો તરફ નજર ન કરવી, એ સાચી એ ષ્ટનું ભયસ્થાન છે, ઐતિહાસિક સંશોધકે તટસ્થ દષ્ટિથી સામા પક્ષના સાક્ષીપુરાવાઓ અને દલીલો વિચારી જોવાં જોઇએ એટલુંજ નહિ પણ વૈજ્ઞાનિક પેઠે પોતે ઉપજાવેલું અનુમાન, વિરુધ્ધ પુરાવાઓ આગળ ટકે છે કે નહિ તેની જાતે પરીક્ષા કરી લેવી જોઇએ. આવી તપાસ પછી જે પરિણામ આવે તે સ્વીકારવું એનું જ નામ ઐતિહાસિક દષ્ટિ.

ધાર્મિક જીવન પેઠે ઐતિહાસિક દષ્ટિને નમ્રતા આવશ્યક છે એ સાંભળી કોઇને નવાઈ લાગશે. પણ વૈજ્ઞાનિક સંશોધકમાં યે નમ્રતા આવશ્યક છે. પોતાને કોઇ આશ્ચર્યકારક કે નવો તર્ક સ્ફુરે—અરે પોતે નવી શોધ કરી છે એમ લાગે ત્યારે પણ એને તરત નવી શોધ માની લેનાર—ખાસ કરીને પોતાની પહેલાંના અને સમકાલીન સંશોધકોએ પ્રસ્તુત વિષયમાં જે કાર્ય કર્યું હોય તેને તુચ્છ ગણીને અવગણના કરનાર પોતાના અભિમાનમાં ઘણી વાર તો પુરાવાઓને પૂરા ન તપાસનાર, સાચું સંશોધન તો નથી જ કરી શકતો; પણ ઘણી વાર હાસ્યાસ્પદ ભૂલો કરે છે. સાચું સંશોધન કરવાની ઇચ્છા રાખનાર યુવાનોને મારી નમ્ર સૂચના છે કે, પોતાનાં સંશોધનો પ્રગટ કરવાની ઉતાવળ ન કરતાં ધીરજથી અભ્યાસ વધારો, નમ્રતાથી જૂના સંશોધકોનાં લખાણોમાંથી શિષ્યભાવે તમારી દષ્ટિ કેળવતાં શીખો, તો ભાવિમાં તમારું સંશોધન પણ સ્વીકાર્ય થશે.

ધાર્મિક અથવા કોઇ પણ પ્રકારની અંધશ્રધ્ધા ઇતિહાસ દષ્ટિનું ભારે આવરણ છે. જો કે આ જમાનામાં અન્યત્ર ધાર્મિક અંધશ્રધ્ધા ભાગ્યે જ જોવામાં આવે છે, પણ આ દેશમાં ઘણી છે અને ગુજરાતમાં એ દષ્ટિ વડે ઇતિહાસ દષ્ટિના આવરણનો એક મોટો દાખલો ડૉ. ત્રિભુવનદાસ શાહકૃત 'પ્રાચીન ભારતવર્ષ' નામનો નકામો મોંઘો કરેલો ગ્રન્થ છે આ ગ્રન્થના મોટા મોટા ત્રણ ભાગો બહાર પડી ગયા છે, જેમાં ઇતિહાસવિષયક વિગતોનો આવ્યા કે ગોઠવ્યા વગરનો મોટો ખીચડો ભર્યો છે. પણ લેખકમાં

ઇતિહાસદષ્ટિ શૂન્ય છે અને ઇતિહાસ સંશોધકમાં આવશ્યક નમ્રતા નથી. શ્રી. વિજયેન્દ્રસૂરિએ 'ડૉકટરશાહી ઇતિહાસને પાખંડ કહ્યો છે અને 'અશોકના શિલાલેખો ઉપર દષ્ટિપાત' તથા 'પ્રાચીન ભારત વર્ષ" નામે બે ગ્રન્થો તથા 'પ્રસ્થાન'માં એક અવલોકન લખીને, શ્રી. ડૉ. ર. માંકડ '૧૯૩૬ ની ગુજરાતી વાઙ્મયની સમીક્ષા'માં કહે છે તેમ "ખોટા સિક્કાને ચલણી થઇ જતો અટકાવવાનું પ્રશંસનીય કાર્ય" કર્યું છે.

ધાર્મિક અંધશ્રદ્ધાનો આ મોટો દાખલો જૈનધર્મીનો મળી આવ્યો એ એક અકસ્માત છે. બ્રાહ્મણ ધર્મીઓના યે એ પ્રકારના દાખલા ઓછા વિસ્તૃત પણ પુષ્કળ છે.

પ્રચારદષ્ટિ ઇતિહાસદષ્ટિની ઘાતક છે. ઇતિહાસદષ્ટિનો વિષય યથાભૂત અર્થ છે. ત્યારે પ્રચારદષ્ટિનો વિષય ઇષ્ટ અર્થ છે પછી એ ભૂતાર્થ હોય કે અભૂતાર્થ હોય. જૂના કાળમાં ધાર્મિક પ્રચાર ઉપર લોકોનું લક્ષ્ય હતું; અત્યારે રાજકીય, આર્થિક અને સામાજિક પ્રચાર ઉપર છે. પણ પ્રચારકતાનું સર્વવ્યાપી થવાનું આ જમાનાનું વલણ ઇતિહાસ જેવી વિદ્યાઓ માટે ભયંકર છે. જર્મની, ઇટલી અને રશિયામાં આ પ્રચારકદષ્ટિએ સાહિત્યની ભારે દુર્દશા કરી છે. અમદાવાદના બારમા સાહિત્ય સંમેલનમાં સાહિત્ય-વિભાગના પ્રમુખસ્થાનેથી શ્રી ક. મા. મુનશીએ આ દુર્દશાનું વર્ણન કર્યું હતું, તે ઘણાને યાદ હશે. પ્રચારલક્ષી ઇતિહાસ નામધારી ગ્રન્થો યે ઘણા લખાય છે. પણ આપણે ત્યાં હજી ઇતિહાસદષ્ટિનો નવો જન્મ થવાનો છે. ત્યાં જ જો એના ઉપર પ્રચારકતા હલ્લો કરશે તો એ બાળક આંધળું જ જન્મશે. ગુજરાતનું ગૌરવ વધારે, યુવાનોને પ્રેરણા આપે, રોમાંચ ઉત્પન્ન કરે, ગુજરાતને આખી દુનિયામાં નવી પ્રતિષ્ઠા આપે વગેરે વગેરે ઘણું કરી શકે એવા ઇતિહાસો માટે ઘણી વાર માગણી થાય છે. પણ ગુજરાતનો ભૂતકાળ જેટલા ગૌરવવાળો હોય તેથી વધારે ગૌરવવાળો તેને બનાવવાની તાકાત ઇતિહાસમાં નથી. અને જે ગ્રન્થો એવો કીમિયો કરી શકે તે બીજું ગમે તે હોય પણ ઇતિહાસ નથી. સાચો ઇતિહાસ ભૂતાર્થવાદી હોય છે અને ઐતિહાસિક દષ્ટિનું લક્ષ્ય જેવો હોય તેવા ભૂતાર્થને શોધવો એ છે. ઐતિહાસિક દષ્ટિ આ રીતે વૈજ્ઞાનિક દષ્ટિ છે, તો પછી રોમાંચકારી

ઇતિહાસનો મોહ શા માટે હોવો જોઇએ ? ભૂતકાળ તો ગયો ભૂતકાળમાં જે બની ગયું તેને અન્યથા કરવું શકય નથી, તો અન્યથા જોવાથી શું ફળ થશે ? વર્તમાનને યથેચ્છ ઘડવાનું તથા ભવિષ્યની યથારુચિ કલ્પના કરવાનું આપણા હાથમાં છે. તો પરાક્રમ માટે એ તરફ મોકળું મેદાન રાખી ભૂતકાળને જેવો હોય તેવો રહેવા દઇએ અને જોઇએ, તો શું ખોટું છે ? ઐતિહાસિક દૃષ્ટિની કેળવણી માટે જ ભૂતકાળ ભલે રહે. જેમ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસથી અવલોકનશક્તિ કેળવાય છે તેમ સત્યનિષ્ઠા, તટસ્થદૃષ્ટિ, શોધક બુદ્ધિ, વૈજ્ઞાનિકવૃત્તિ નમ્રતા વગેરે મોટા ગુણો સાચા શાસ્ત્રીય ઇતિહાસ—સંશોધનદ્વારા ગુજરાતીઓમાં કેળવાય અને ગુજરાતીઓ ઉજ્જવળ ગુણશક્તિ વડે વર્તમાન તથા ભાવિનો દેદીપ્યમાન ઇતિહાસ રચે, એ જ વિશ્વક્રમના મહા ઇતિહાસના વિધાતા પાસે પ્રાર્થના છે.





**શ્રી. કિશોરલાલ ઘનશ્યામદાસ મશરૂવાળા**

પ્રમુખ ધર્મ અને તત્વજ્ઞાન વિભાગ

ગુજરાતી સાહિત્ય પરિષ૦ સમેલન

તેરમુ અધિવેશન કરાચી

૧૯૩૭–૩૮

## ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ

# શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળાનું

### વ્યાખ્યાન

◉

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

સાહિત્ય સંમેલનમાં ભાગ લેવાનો મારે માટે આ પહેલો જ પ્રસંગ છે. પ્રતિનિધિ કે પ્રેક્ષક તરીકે પણ જેણે કદી ભાગ નથી લીધો, તેને એ સંસ્થાના એક વિભાગના એકદમ પ્રમુખ તરીકે ચૂંટી, આપે મને જે માન આપ્યું છે, તે માટે હું આપનો આભારી છુ. એ ઉદારતાના બદલામા મારાથી ગૂજરાતની કાંઈ સેવા થાઓ એમ ઇચ્છું છું.

સાહિત્ય સંમેલનના વિભાગીય પ્રમુખની શી જવાબદારીઓ હોય છે તેનો મને બરાબર ખ્યાલ નથી. જો એમાંની એક જવાબદારી એ હોય કે તત્ત્વજ્ઞાન અને ધર્મના વિષય પર ગૂજરાતીમાં જે સાહિત્ય લખાયું હોય તેનો, અને તે વિષયના ગૂજરાતી લેખકોનો, મારે આ સભામાં ઓછોવત્તો પરિચય આપવો જોઇએ, તો હું આપની આશાઓને સફળ નહિ કરી શકું એનો મને ખેદ છે. હું એ કરી શકું એમ નથી એનો અર્થ કોઇ એમ ન કરશો કે મને એ વિષય પરના બીજા સાહિત્યને કે લેખકોને ન- ગણ્યા સમજવાનો ઘમંડ છે. પણ સાહિત્યના અભ્યાસી તરીકે મારું વાચન કેટલું અલ્પ છે તેની નિશાનીરૂપે એ ગણશો. ઉચિતતાની દૃષ્ટિએ હું જરૂર એમ માનુ છુ કે જો સાહિત્ય સંમેલનનુ કામ વિભાગોમાં વહેંચાઇને ઉકેલાતુ હોય, તો પ્રમુખે, અથવા તે - વિભાગના ખાસ મંત્રીએ, એ વિભાગ પર પ્રસિદ્ધ થયેલાં સાહિત્ય

અને મુખ્ય લેખકોની તટસ્થપણે સમાલોચના કરી સ મેલન આગળ રજૂ કરવી, એ સમેલનનો એક કાર્યક્રમ હોવા જોઇએ પણ પ્રમુખની ચૂટણી, સાધારણ રીતે છેક છે ની ઘડીએ થાય છે અને તેની ચૂટણીમા, તેનો સાહિત્યનો અભ્યાસ વિશાળ હોવો જોઇએ, એ શરત મહત્ત્વની ન લેખાય, એમ પણ બને આથી એ કામ પ્રમુખથી ન થઇ શકે એવો ઘણો સ ભવ છે તેથી સ મેલન કે સ્થાયી મ ડળી આ કામ માટે વિભાગીય મ ત્રીઓ જ નીમે એ વધારે સગવડભર્યુ થાય એ રીતે દરેક વિભાગના સાહિત્યની છે'લામા છે'લી ' ખાનેસુમારી થઇ શકે દાખલા તરીકે, આ સ મેલન આવતી બેઠક માટે આ વખતે જ એક એક વિભાગના સમાલોચક નીમી દે અને તે સમાલોચક આવતા સ મેલનના પ્રમુખોની ચૂ ટણી પહેલા જ પોતાની સમાલોચના તૈયાર કરી આપે તો પ્રમુખો પર એટલી જ જવાબદારી રહે કે એ પ્રવૃત્તિને કઇ દિશામા વાળવી જોઇએ તેનુ માર્ગ દર્શન કરાવવુ, જ્યારે એ સમાલોચક જ તેનો પ્રમુખ પણ નિમાય ત્યારે બેવડો લાભ થાય

આમ મારી પરીક્ષાનો એક સવાલ મારે છોડી દેવો પડે છે જે બીજો સવાલ હુ કરુ છુ, તેમા પણ હુ વિદ્વાનોની કસોટીએ નહિ ઉતરુ, એવી મને ધાસ્તી છે તત્ત્વજ્ઞાન અને ધર્મના વિષય પર હુ લખતો આવ્યો છુ એ સાચુ પણ તેથી, જો કોઇની એવી કલ્પના થતી હોય કે મે એ વિષય પર ઘણા પુસ્તકો વાચ્યા હશે, અને કેટલાક તો બહુ ઝીણવટથી અભ્યાસ કર્યો હશે તો તે ભૂલ છે " नाऽमूलं लिख्यते किंचित् " એ પ્રાચીન પ્રણાલિકાનુ પાલન કરવાની આરામા લાયકાત નથી આમ આ વિષયમા વિદ્વત્તાની કસોટીએ પણ મારે નાપાસ થવુ પડે એમ છે

તત્ત્વજ્ઞાન તથા ધર્મના વિષયોને સાહિત્યિક અભ્યાસની દષ્ટિએ કે ધાર્મિક વાચનના જ શોખની દષ્ટિએ મે ભાગ્યે જ વિચાર્યો છે ભક્તિમય જીવન મને ગળથૂથીમા જ મળેલુ હતુ, પણ જ્યા સુધી તત્ત્વજ્ઞાન અને ધર્મનો ઊડો વિચાર કર્યા વિના મારુ જીવન ચૂથાઇ ગયા જેવુ થયુ નહિ ત્યા સુધી મે એમા ઝાઝુ ડહોળવા મા ડયુ નહોતુ જ્યારે મારી ખાતરી થઇ કે 'જ્યા લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ

ત્યાં લગી સાધના સર્ં જૂની,' ત્યારે મને એની પાછળ લાગ્યા વિના છૂટકો જ ન રહ્યો આમ મારે એની સાધના અને શોધમાં ઊતરવું પડયું, અને જેટલી જરૂર લાગી તેટલુ જ મેં વાંચ્યુ. તેમાંથી ઉપયેગી લાગ્યા તેટલા સંસ્કારો લઇ લીધા, બાકીનું છૂટી ગયુ

આટલી મર્યાદાઓ સાથે મારે આપની સેવા કરવાની છે. અને તે માટે મારે ૪૦–૪૫ મિનિટથી વધારે સમય લેવો તે પણ યોગ્ય નહિ થાય ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયોમાં કેટલાયે પ્રશ્નો આજે વિદ્વાનોને મૂઝવી રહ્યા છે. કેટલાક વિષયો પર મારા વિચારો સાધારણ રીતે આજે જે માન્યતાઓ પ્રચલિત છે તથી જુદી દિશામાં વહે છે. આ બધાની સવિસ્તર ચર્ચા કરવી શકય નથી આથી, મે એવો વિચાર કર્યો છે કે મારાં મંતવ્યોને, દલીલો વિના, લગભગ સૂત્રરૂપે, આ ભાષણના પરિશિષ્ટરૂપે આપની આગળ મૂકી દેવાં, અને તેની પ્રસ્તાવનારૂપે કેટલાક વિચારો રજૂ કરવા સમય હોય અને શ્રોતાઓ કંટાળ્યા ન હોય તો તે ઉપર કાંઇ પ્રશ્નોત્તરી થઇ શકે.

પાશ્ચાત્ય સંસ્કૃતિ ભૌતિક અથવા આસુરી છે, અને પૂર્વની અથવા આર્યોની સંસ્કૃતિ આધ્યાત્મિક અથવા દૈવી છે હિન્દુસ્તાનની પ્રજા બહુ ધર્મપરાયણ છે અને એ જ એની પડતીનુ કારણ છે, વગેરે કહેવાનો આપણા દેશમાં શિરસ્તો છે હુ આવું માનતો નથી એમ કહેવાથી કોઇને આઘાત પહોંચે તો મને ક્ષમા કરશો એ વાત સાચી છે કે વેદાન્તની ભાષા અને અતિવાકયો ( Slogans) આપણા દેશના ખૂણે-ખૂણામાં પસરી ગયાં છે ચોમાસાનાં ઘાસની પેઠે આપણા દેશમા સંપ્રદાયો ઊગી નીકળે છે રાજકીય આગેવાનો કરતા બ્રહ્મજ્ઞાનીઓની સંખ્યા વધારે હોવાનો સભવ છે, અને સસારના દુખે દાઝેલા કેટલાએ લોકોને ભર તારુણ્યમાં વૈરાગ્ય આવી જાય છે. છતાં મને લાગે છે કે કઇ નહિ તો પે, હજારેક વર્ષથી આપણા દેશમાં ધર્મનો હ્રાસ થઇ ગયો છે. તત્ત્વની કહો કે ઇશ્વરની કહો, પ્રાણવાન નિષ્ઠાનો ઘણે અંશે લોપ થઇ ગયો છે, અને આપણી સંસ્કૃતિમાં નથી અધ્યાત્મનુ, નથી ધર્મનું, કે નથી ભૌતિક વિદ્યાનુ યે બળ રહ્યું. પણ અધ્યાત્મનો વાઘો પહેરેલી કલોરોફોર્મ સૂંઘતી પડેલી કોઇક સંસ્કૃતિનું શરીર પડેલું છે. આવા મોટા દેશમાં વચ્ચે વચ્ચે

કબીર, નાનક, સહજાનંદ, દયાનંદ કે ગાંધીજી જેવી બે ચાર લોકોત્તર વ્યક્તિઓ નીકળી આવે અને સમાજને ખળભળાવી મૂકે એ કાંઇ મોટી વાત ન કહેવાય પણ એમનો દરેકનો ફાળો જોશું તો માનમ પડશે કે એમણે પ્રચલિત તત્ત્વજ્ઞાન કે ધર્મમાં કાંઇ નવો ફાળો આપ્યો છે તે કરતા તેના પર પ્રહારો જ વધારે કર્યા છે જેમ ખેતરમા પેઠેલો દાભ કેવળ ઉપર ઉપરથી વાઢવેથી જતો નથી પણ તેને ખોદી નાખવો અને બાળવો પડે છે તેમ તત્ત્વજ્ઞાન અને ધર્મના ક્ષેત્રમા પેઠેલા દાભને ઉખાડવા તેમનામાના કેટલાકે પ્રયત્ન કર્યા અને તેમા જ તેમનુ આખુ જીવન ચાલ્યુ ગયુ એમાથી કાંઇ પાક લેવાનો એમને પોતાને ભાગે જ અવસર મળ્યો. એમની પછીનાઓએ થોડાક જ વખતમા પાછો એટલો ને એટલો દાભ વધાર્યો

હિંદુસ્તાનમા દેખાતા ભક્તિભાવ વિષે કબીર એક સ્થળે કહે છે—

> एसी दिवानी दुनिया
> भक्तिभाव नाहि बूझेजी ।
> कोई आवे तो बेटा मागे
> यही गुसाई दीजेजी ।
> कोई आवे दुःख का मारा
> हम पर किरपा कीजेजी ।
> कोई आवे तो दौलत मागे
> भेट रुपैया लीजेजी ।
> साच का कोई गाहक नाहीं
> झूठे जगत रीझेजी ।
> कहे कबीर सुनो भाई साधो
> अंधों को क्या कीजेजी ॥

પણ અધ્યાત્મ અને ધર્મ સામેના આ પ્રહારો અને આજે યુનિવર્સિટીઓમાથી નીકળેલા વિદ્વાનોના પ્રહારોમા ઘણો ફરક છે સંતોએ પોતાના દેશના લોકોને વધારે નજીકથી, અને ઊંડાણથી જોયા હતા, અને પોતે ક્લોરોફોર્મના ઘેનનો અનુભવ લઇ ચૂકેલા હતા એટલે એમનો પ્રયત્ન ક્લોરોફોર્મ ઉતારવાનો હતો અર્વાચીન વિદ્વાનો આમ માનતા નથી તેઓ ધારે છે કે જો અધ્યાત્મ અને ધર્મનો વાંધો કાઢી

નાંખવામાં આવે તો કલોરોફૉર્મ ઊતરી જાય અને આપણી પ્રજાગાં નવો પ્રાણ આવી જાય; આ કપડાં બદલીને સાહેબ બનવા જેવું છે એથી 'સાહેબ' કહેવાઇ જઇએ ખરા, પણ મનમાં જો હીનતાનો સંસ્કાર રહી ગયો હોય તો ગોરા સાહેબ આગળ તેજોહીન થઇને જ ઊભા રહેવું પડે.

બધી જાતની જ્ઞાનપ્રાપ્તિમાં મસ્તીનો એક કાળ આવી જાય છે નવું અંગ્રેજી શીખતો છોકરો માને 'બ્રિંગ વૉટર બી વૉટ હૉટ હૉટ ઍંડ'ના હુકમો છોડે છે. પછી સંસ્કૃત શીખવા માંડે છે ત્યારે 'જલં આનય' 'ઉષ્ણં ઉષ્ણં ઊદ્ય પત્રિકાં યચ્છ' હુકમ કરે છે, તેવો જ મસ્તીનો કાળ તત્વજ્ઞાનમાં યે આવે છે. 'હું બ્રહ્મ છું હું આ વિશ્વનો આત્મા છું, હું જ કૃષ્ણ છું' એવું એવું બોલતો આનંદમાં ડોલવા લાગે છે. ભૌતિક વિદ્યાઓમાં યે એવી મસ્તી ચડે છે, જેમ કોઇ ભકત 'રામ રામ' કે 'શિવ શિવ' કહે છે, તેમ તે 'અણુ, અણુ, અણુ,' કે 'મેટર મેટર,' કહે છે. પણ મસ્તી એ કયારે ય જ્ઞાન નથી. એ અ-પચાની નિશાની છે. આત્મામા મસ્તીને માટે મને કયાં ય અવકાશ દેખાતો નથી. જો હું આત્મા કે બ્રહ્મ છું, તો બાકીનું જગત શું ઠીકરું છે? જો હું જ રામ છું, કૃષ્ણ છું, ઇશુ છું, મહમ્મદ છું, તો જગતના બીજાં પ્રાણીઓ શું છે? અને શું કામ કોઇને એમ કહેવાની મસ્તી નથી આવતી કે 'હું જ રામો ભંગી છું, હું જ કાનો ચમાર છું, જગતની હીનમાં હીન વસ્તુ હું જ છું' ' આખું યે જગત એક જ ચૈતન્યતત્ત્વ છે એમ દૃઢ પ્રતીતિ થઇ હોય તો બ્રહ્માનંદની ખુમારી માટે કયાં અવકાશ રહે છે? ચિત્તમાં હું અને બ્રહ્મ બન્નેને એકી વખતે રહેવાને જગ્યા જ કયાં છે?

હકીકત એ છે કે આપણા પૂર્વજોએ આખા જગતમાં એક અખંડ, અવિનાશી, અમેય ચૈતન્યનું અસ્તિત્વ શોધ્યું, પણ આપણે એને એવી રીતે સાધ્યું કે જેથી આપણું પ્રત્યગભિમાન ટળવાને બદલે ઊલટું પાકું થયું. આપણે રીઢા વ્યકિતવાદી બન્યા. જેને પોતાના જ હિતની વધારે લાગે અને જગતની બિલકુલ ન લાગે તે વધારે સાચો મુમુક્ષુ કહેવાય.

ભકિતમાર્ગ પર પણ આપણે જે રીતે તત્ત્વજ્ઞાનને સાધ્યું,

તેનું પરિણામ સારું નથી આવ્યું. એથી ભક્તિમાર્ગ કૃત્રિમ તો બન્યો જ; પણ વ્યભિચારી યે બન્યો. એકેશ્વરનિષ્ઠા, અનન્યાશ્રય, એકાંતિક ભક્તિ અહૈતુકી ભક્તિ વધવાને વાતાવરણ જ ન રહ્યું. વૈદિક દેવો કરતાં યે દેવોની સંખ્યા વધી ગઇ, અને ગુરુશાહીને માટે માર્ગ મોકળો થયો તે જુદો. "છોડી કે શ્રીકૃષ્ણ દેવ, ઔર કી જો કરું સેવ, કાટી ડારો કર મેરો તીખી તલવાર સે" એવી અનન્યતા કેટલીક વ્યક્તિઓની જ વિશિષ્ટતા બની, અને તે કેટલાકના મત પ્રમાણે અનુદારતા યે ગણાય છે. જ્ઞાની તો બધાનાં સ્તોત્રો રચે અને બધાને પૂજે અને બધાનો મહિમા વધારે, અને અને બીજી જ ક્ષણે "કોણ દેવ અને કોણ ભક્ત, બધો જ અજ્ઞાનીઓનો આચાર છે" એમ કહે.

આ સ્થિતિમાં તત્ત્વજ્ઞાન અને ધર્મ મૂઢ, અવિકાસશીલ અને પ્રગતિવિરોધી બની જાય તેમાં આશ્ચર્ય નથી.

શ્રી. શંકરાચાર્યે જે રીતે અનુભુતિમાત્ર આત્માનું નિરૂપણ કર્યું છે, અને શ્રી. વલ્લભાચાર્યે જે રીતે જગતને બ્રહ્મરૂપે વર્ણવ્યું છે, તે મને ઘણે અંશે માન્ય છે. પણ એમના માયાવાદ અને લીલાવાદ મને સ્થૂળ કે સૂક્ષ્મ એકે અવલોકનમાં સાચા લાગતા નથી. એના કરતાં શ્રી રામાનુજનું 'જડ અને જીવ રૂપી શરીરધારી બ્રહ્મ'નું નિરૂપણ વધારે સરળ અને કમમાં કમ સ્થૂળ અવલોકનમાં સાચું લાગે છે. "શરીરધારી"ને બદલે "સ્વભાવધારી" કહીએ તો ગીતાના સાતમા અધ્યાયના નિરૂપણને એ મળી રહે છે. જેમ વ્યવહારદૃષ્ટિએ વેદાંતને સાંખ્યતત્ત્વ નિરૂપણ લગભગ આખું યે સ્વીકારી લેવું પડયું છે તેમ શાંકરવેદાંતીને તેમ જ વલ્લભવેદાંતીને જગતના વ્યવહારોમાં વિશિષ્ટાદ્વૈત ભૂમિકા જ રાખ્યે છૂટકો છે. વિશિષ્ટાદ્વૈત એટલે આકાશ જેવું એક નહિ. ધોળા અને કાળા જેવું દ્વૈત નહિ, પણ કડું અને કુંડળ જેવી વિશેષતાવાળું અદ્વૈત બીજી રીતે બોલીએ તો સમાનતાવાળું દ્વૈત એમ પણ કહેવાય. "હું જ રામ અને કૃષ્ણ છું," કે "હું જ રામો ભંગી કે કાનો ચમાર છું," એ બંને અભ્યાસયોગ છે; કલ્પનાનો વિહાર છે, સાક્ષાત અનુભવ નથી પણ જે રામ છે, જે કૃષ્ણ છે, જે ભંગી છે, જે ચમાર છે, તથા જે હું છું. તે સૌ એક જ પરમ ચૈતન્યના રૂપો અને ઘટકો છીએ

અને અનેક રીતે એક જ શરીરના અવયવોની જેમ એક બીજા સાથે જોડાયેલા છીએ એ અનુભવમાં આવે, વ્યવહારમાં ઉતારી શકાય, અને સાધારણ બુદ્ધિના માણસને સમજાય એવું સત્ય છે. સામી ભીંત જેને દેખાય છે તે, 'દેખાય છે,' એમ કહે તે અજ્ઞાની, 'નથી જ' એમ કહે છતાં 'છે' એમ માનીને વર્તે તે જ્ઞાની: આત્મામાં અજ્ઞાન વસી શકતું નથી, છતાં અજ્ઞાનને લીધે જગતનો ભાસ થાય છે, અને એ અજ્ઞાનને વાસ્તવિક અસ્તિત્વ નથી; આ ઉપપત્તિએ પરમેશ્વરને એવો ગૂઢ બનાવી દીધો છે કે જે વસ્તુ ખુલ્લી આંખે ચારે તરફ પસરેલી દેખાવી જોઈએ, તે ખોવાઈ ગયેલા જેવી કે કેવળ કાલ્પનિક અને 'ઇનકાર' કરવા જેવી લાગે છે.

"પાની બિચ મીન પિયાસી,
મોહિ સુન સુન આવત હાંસી;
ઘર મેં વસ્તુ નજર નહિ આવત
બન બન ફીરત ઉદાસી."

આનું કારણ, મને એ લાગે છે કે તત્ત્વજ્ઞાન અને ધર્મનું ખેડાણ આજે કેટલાક સૈકાથી આપણા દેશમાં કેવળ તાર્કિક તથા સાહિત્યકવિલાસનો વિષય બન્યું છે, શોધનનો નહિ. જેઓ તેનો કેવળ શોખ કે ધંધા માટે જ અભ્યાસ કરે છે, તેઓ બચી જાય છે, પણ જેઓ સત્યને મેળવવા તેનો આધાર લે છે, તે બાપડા હેરાન થાય છે. શું આશ્ચર્ય કે કબીર જેવા કટાક્ષ કરે છે કે—

"કપિલ, કણાદ, ગૌતમ અરુ ખટ્ ધીન ખટ જાલ,
શેષ, જૈમિનિ અરુ વ્યાસ બિનિ બાધે જીવકો ફાસ."

તર્કશાસ્ત્રનું કે સાહિત્યનું ખેડાણ જ્યારે એ રીતે થાય કે જે વસ્તુ અવિદ્વાન માણસ સહેલાઈથી સમજી જાય, તેને સમજતાં વિદ્વાન મૂંઝાઈ જાય, અથવા બહુ વિસ્તારથી તેને સમજાવવું પડે, ત્યારે સમજવું જોઈએ કે ખેડાણમાં ક્યાંક પણ મોટો દોષ હોવાનો સંભવ છે. વિદ્વાનોની ઘણી ચર્ચાઓ આ પ્રકારની હોય છે, જે આપણે સહેલાઈથી જોઈ શકીએ એમ છીએ. દા. ત. કોઈ અવિદ્વાનોની સભાને આપણે પૂછીશું કે ગાંધીજીને સાહિત્યકાર કહેવા કે નહિ, તો તેઓ કહેશે કે અમે તો એમનાં જ લખાણો વાંચીને માર્ગદર્શન

મેળવીએ છીએ અને એમના જ લખાણોમા અમને વધારેમા વધારે સમજ પડે છે એને જો સાહિત્યકાર ન કહેવાય તો કોને કહેવાય ? છતા, વિદ્વાનોની સભામા આ પ્રશ્ન પર ઓછામા ઓછી બે દિવસ ચર્ચા કરવી કઠણ ન પડે, અને એમ બને કે અંતે બહુમતે એવો નિર્ણય થાય કે ગાંધીજી લેખક તો ખરા પણ સાહિત્યકાર ન કહેવાય ! એ જ રીતે કોઇ અવિદ્વાનને આપણે પૂછીશુ કે ગળપણ એટલે શુ તો તે કહેશે કે ગોળ જેવો સ્વાદ તે ગળપણ તે માની લેશે કે કા તો તમે ગોળ ચાખેલો છે, અથવા ચાખીને જાણી લેશો એને જો વધારે પૂછશુ કે ગોળ ગળ્યો કેમ લાગે છે, તો ઝાઝી ચોળાચોળ કર્યા વિના ઉત્તર આપશે કે એ એનો સ્વાભાવિક ધર્મ જ છે પણ જો કોઇ વિદ્વાનને એ પ્રશ્ન પૂછીશું તો તે ખૂબ વિચાર કરીને કઇક આવો જવાબ આપશે 'પદાર્થોમા રહેલા કેટલાક કાર્બોહાઇડ્રેટ તથા કેટલાક સંકીર્ણ રસાયનોનો જીભના લાળમા રહેલા અમુક ચોક્કસ રસાયનો સાથે સબંધ થવાથી, જીભના જ્ઞાનતંતુઓ પર જે અસર થાય છે, તે ગળપણને નામે ઓળખાય છે એની એવી જ અસર શુ કામ થાય છે તે વિષે હજુ ચોકકસ રીતે જાણી શકાયુ નથી' આ ઉત્તર બાપડા અવિદ્વાનને તો સમજાશે જ નહિ, અને વિદ્વાન સમજીને અવિદ્વાન કરતા જ્ઞાનમા વધારે આગળ વધશે નહિ. એ જ પ્રમાણે કોઇ અવિદ્વાનને આપણે પૂછીશુ કે પાપ શુ છે અને તે કેમ થાય છે, તો તે કહેશે કે આપણી વિવેકબુદ્ધિ અને અંતઃકરણ જે ન કરવાનુ કહે તે કરવુ તે પાપ, અથવા, બીજાને જેથી દુઃખ કે પીડા થાય તેવુ કરવુ તે પાપ, અને તે આપણામા રહેલી કામ, ક્રોધ, લોભ વગેરેની બળવાન વાસનાઓને લીધે થાય છે સાધારણ જીજ્ઞાસુ, પણ અવિદ્વાન માણસ આટલા નિરૂપણમાથી વ્યવહારોપયોગી નિયમો બનાવી લેશે પણ કોઇ વિદ્વાનને એ પ્રશ્નો પૂછીશુ તો કહેશે કે પાપના સ્વરૂપ વિષે વિદ્વાનો હજુ શોધખોળ કરી રહ્યા છે અને કોઇ નિર્ણય ઉપર આવી શકયા નથી, કારણ પાપ-પુણ્ય સાપેક્ષ છે કે નિરપેક્ષ, સાર્વદેશી અને સર્વકાલીન છે કે દેશકાલાનુસારી છે એ પ્રશ્નોનો હજુ ચોક્કસ નિર્ણય થયો નથી એ શુ કામ થાય છે એ દર્શાવવુ તો એથી યે મુશ્કેલ છે કારણ કે કામ-ક્રોધ-લોભ વગેરે વૃત્તિઓ ખરાબ જ છે એમ એમા ગૃહિત કરી લેવુ પડે છે, એને માટે આધાર નથી આમ વિદ્વાન મુઝાઇને ઊભા રહે છે

અવિદ્વાનને એથી મૂંઝવણ થતી નથી; કારણ કે એ જાણે છે કે જેમ માણસમાં ધોળું અને કાળું પારખવાની કુદરતી નેત્રની શક્તિ છે, તેમ કામ-ક્રોધ લોભ વગેરેની યોગ્ય અને અયોગ્ય વૃત્તિઓ કઇ તે પારખવાની પણ કાંઇક કુદરતી શક્તિ રહેલી છે. તેના નિર્ણયો પર આધાર રાખી જીવનનાં સામાન્ય કામો ઉકલી જાય છે. જેમ અમુક રંગને લાલ કહેવો કે લીલો કહેવો એની મુંઝવણ કોઇક જ વાર થાય છે, તેમ અમુક કામને પાપ કહેવું કે પુણ્ય કહેવું, એની મુંઝવણ રોજ રોજ થતી નથી. તેવે વખતે કોઇ વધારે અનુભવી અને શાણાને પૂછીને નિર્ણય કરી લેશું.

સહેલી વસ્તુને કઠણ કરવાની કળા તત્ત્વજ્ઞાન અને ધર્મની બાબતમાં સારી પેઠે ખીલેલી છે, અને ઘણા ધાર્મિક ઝગડાઓનું મૂળ આ કળાને આભારી છે. વસ્તુ પ્રત્યક્ષ અનુભવથી કે પ્રયોગ કરીને જાણવાની હોય તેનો વાદવિવાદથી જ નિર્ણય કરવા પ્રયત્ન કરીએ તો આવું જ પરિણામ આવે. બીજા ચાર્લ્સની એક વાત છે. એણે રૉયલ સોસાયટી આગળ એક કોયડો રજૂ કર્યો કે ઝળોઝળ ભરેલાં પાણીના વાસણમાં મુએલી માછલી મુકીએ તો થોડું પાણી ઢોળાઇ જાય છે, પણ જીવતી માછલી મૂકતાં નથી ઢોળાતું તેનું શું કારણ? કહે છે કે રૉયલ સોસાયટીના વિદ્વાનોએ એને માટે અનેક પ્રકારના ખુલાસાઓ લખી મોકલ્યા. પણ કોઇને એમ ન સૂઝ્યું કે જીવતી માછલી મૂકવા જતાં પાણી ઢોળાય છે કે નહિ તેની ખાત્રી કરી લેવી! તેવી જ રીતે તત્ત્વજ્ઞાનના પંચીકરણનો વિષય લો. આકાશમાંથી, વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, જળમાંથી પૃથ્વી થાય છે એમ બોલતાં એક હજાર વર્ષથી આપણે ગોખતા આવ્યા છીએ. તેના પર મોટાં મોટાં સંસ્કૃત અને પ્રાકૃત વિવેચનો લખાયાં છે. વળી એક પંચપંચીકૃત ગણિત પણ છે. તેમાં દરેક મહાભૂતમાં તે મહાભૂતનો અર્ધો અને બીજા ચારમાંથી દરેકનો આઠમો ભાગ છે એમ કહેવામાં આવે છે. આ કેટલું કાલ્પનિક ગણિત છે! કપિલે, અથવા જે એના મૂળ ઉત્પાદક હોય તેણે, તો કાંઇક અવલોકન પરથી એ કાર્યકારણ પરંપરા ગોઠવી, પણ ત્યાર પછી ભાગ્યે જ કોઇએ એમાં સુધારોવધારો

કરવાની કે એની સચ્ચાઇની કમાણી કરવાની મહેનત લીધી છે એને કેવળ વધારે દૃઢ કરવા માટે જ કલ્પનાવિન્યાસ કર્યો છે

એ જ પ્રમાણે સાધારણ માણસને સમજતા વાર ન લાગે કે જગતમા ચોક્કસ નિયમાધીનતા છે કુદરતના કેટલાક અચળ કાયદાઓ છે. જગતનુ તંત્ર આપણી ધારણા મુજબ ભલે ન ચાલતુ હોય, પણ એમા અનવસ્થા નથી સૂર્ય પાદડુ યે કોઈ નિયમને વશ થઇ પોતાની જગાએથી ખસે છે, છતા, યોગવાસિષ્ઠના વિદ્વાન કર્તાએ જગત કેવળ માયિક જ છે, એમા કશી નિશ્ચિત વ્યવસ્થા છે જ નહિ, એમ સિદ્ધ કરવા માટે અરેબિયન નાઇટ્સને યે ભૂલાવે એવી એવી અજબ કથાઓ જોડી છે। એણે પથ્થરમા કમળ ઉગાડયા છે, સાખ્ય કાર્યકારણપરપરાથી જુદી જુદી જાતની પરંપરાઓવાળી સૃષ્ટિઓ વર્ણવી છે કલ્પે કલ્પે અને બ્રહ્માંડે બ્રહ્માંડે રામ, કૃષ્ણાદિકના અવતારોની આવૃત્તિઓ બહાર પાડી છે, અને સયમી સ્વચ્છંદી, કાળા-ગોરા, દૈવી – રાક્ષસી બધી જાતના બ્રહ્મનિષ્ઠો સમાજ આગળ મુક્યાં છે બાપડા સાધકે આ બધાના વારવાર શ્રદ્ધાપૂર્વક પારાયણ કરવા, અને એ બધુ એમા જ છે એમ પોતાની બુદ્ધિમા પેસાડવા પ્રયત્ન કર્યા કરવો અને પોતાને એમા શકાઓ ઊઠે અને અનુભવમા ન ઊતરે ત્યારે પોતાની સાધનામા ખામી સમજી ઉદ્વેગ કર્યા કરવો। જો આ બધાનુ મગજમર શાસ્ત્રની રીતે નિરૂપણ કરી શકે તે આપણા દેશમા બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ બને।

તત્ત્વજ્ઞાનમા સૂક્ષ્મતા અને કઠણતા છે ખરી બુદ્ધિને ન સમજાય અથવા મુશ્કેલી સમજાય એવી ઘણી યે વિદ્યાઓ જગતમા છે, તત્ત્વજ્ઞાન જ છે એમ નહિ પણ એનો જ ગૂઢ–મિસ્ટિરિયસ–માનવા અથવા બનાવવાના જે પ્રયત્નો થાય છે, એમા મને રુચિ નથી સ્વામિનારાયણ સપ્રદાયમા એને ' ખૂણિયુ જ્ઞાન" કહે છે છાની રીતે શિષ્યને અનુગ્રહરૂપે આપવાનુ એવા ખૂણિયા જ્ઞાન પ્રત્યે શકાની નજરે જોવાય છે એમાની ઘણી ગૂઢતા તો માત્ર શબ્દાડબર વધારીને જ કરવામા આવે છે ત્રણ દેહ, ત્રણ અવસ્થા, તેના ત્રણ અભિમાનીઓ, ત્રણ સૃષ્ટિ, સૃષ્ટિની અવસ્થા અને તેના

અભિમાની ત્રણ ઇશ્વરો, ચાર વ્યૂહ. પાંચ કોશ, સાત ભૂમિકાએ।, ચૌદ પ્રકારનો બ્રહ્માનંદ,: સ્વર્ગ, વૈકુંઠ, ગોલોક, અક્ષરધામ, જીવ-ઇશ્વર-માયા-બ્રહ્મ—પરબ્રહ્મ, જીવન્મુક્તિ—વિદેહમુક્તિ વગેરે વગેરેની પાછળ કેટલો શબ્દવિલાસ થયેલો છે ! હમણા મનુષ્યોના પ્રાણમય મનોમય વિજ્ઞાનમય વગેરે કોશોનો કેટલો વિકાસ થયો છે, એનો નિર્ણય કરવો તો કઠણ છે, પણ અન્નમય કોશો પર ભારે આફત છે, એ સમજવું કઠણ નથી; અને આ શબ્દવિલાસ એ કોયડો ઉકેલવામાં ઝાઝો ફાળો આપતો નથી. આ બધામાં કાંઇ જ વિચારવા કે સમજવા જેવું નથી એમ નહિ પણ એની આજૂબાજૂ જે ગૂઢતાનું ધુમ્મસ પથરાય છે, તેથી તત્ત્વજ્ઞાન કે ધર્મને લાભ થતો નથી.

આજ પ્રમાણે ધર્મનિરૂપણમાં મૂળને છોડી શાખાઓને પોષવાનો અને તેને ચમત્કારોનો શણગાર ચડાવવાનો આડંબર થયો છે અઢી હજાર વર્ષ પૂર્વે બુધ્ધે લોકો આગળ પાંચ વ્રતો મૂકયાં હતાં: દારુ ન પીવો, હત્યા ન કરવી, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો અને અસત્ય ન બોલવુ. બૌદ્ધધર્મમાં આનાથી વધારે ગહન વિચારો અને વિષયો પણ છે; એનુ એક જુદું તત્ત્વજ્ઞાન પણ છે. પણ આ પાંચ નિયમો સંપ્રદાયોથી પર સાર્વજનિક ઉપદેશ છે. એ ઉપદેશ કર્યાને ૨૫૦૦ વર્ષ થઇ ગયાં. પણ સવાસો વરસ પર થઇ ગયેલા સ્વામીનારાયણને પણ "દારુ માટી, ચોરી, અવેરી, ચારનો ત્યાગ કરી, ભજી હયોને સહજાનંદ હરિ" એવા ઉપદેશથી ગુજરાત-કાઠિયાવાડની આમપ્રજામાં પોતાની પ્રવૃત્તિ ચલાવવી પડી. પાંચમાંથી એક ઓછુ કરવું પડયુ. અને તે ચોવીસસો વર્ષ પછી ! પણ આજે યે શુ સ્થિતિ છે! વધારેમાં વધારે દારુ છોડવા આપણે લોકોનો કહી શકીએ છીએ. માંસાહારનો નિષેધ કરવાની આજે આપણી હિમત નથી. ઊલટું, શાકાહારીઓમાં યે એનો પ્રચાર થવાનાં ચિન્હો દેખાય છે. દવાને નામે તો લેવાય છે જ. વ્યભિચાર, અસત્ય અને ચોરી પ્રત્યે તો લગભગ આંખમીચામણા કરીને જ ચાલવું પડે છે. આ સ્થિતિમાં આમપ્રજા માટેનો ધર્મોપદેશ કેટલી બાબતોમા મર્યાદિત હોવો

જોઇએ તેની કલ્પના મગી જોઇએ

દારુ, માસ, ચોરી વ્યભિચાર અને અસત્ય એ બાબતોમા વિદ્વાનો અને સરકારી કહેવાતા વર્ગો અવિદ્વાનો અને અસરકારી લોકોથી વધારે ચઢિયાતા હોય કે એવુ કાઇ નથી છતા, જો કોઇ ધર્મોપદેશક આટલી જ વાતો પર ભાર મૂકી વિદ્વાનો આગળ વ્યાખ્યાન કરે તે તે પ્રતિષ્ઠા મેળવી શકે નહિ આથી મૂળોને છોડી શાખાઓને પોષનારી ધર્મવિવેચકોએ ખૂબ મહેનત કરી છે ખાદ્ય શાકો ક્યા,—અખાદ્ય કયા એકે શુ—ચોકખુ શુ કોણ સ્પૃશ્ય—કોણ અસ્પૃશ્ય વગેરેનુ ઝીણુ વિવેચન કરે, નહાવાથી એતી કરવાથી, સાજ થયા પછી જમવાથી, વગર ઉમળેનુ પાણી પીવાથી તથા ચાલીને જવાથી કેટલી હિંસા થાય તેની ઝીણી સમીક્ષા કરે, પણ ધર્મના મૂળોને બેધડક ઉખાડે એવી કે ચોરી, વ્યભિચાર અસત્ય માનવહિંસા કે મોતી કે રેશમ જેવી ધનદાયી વેપારની હિંસા પર મૌન રાખે છતા, ધર્મને આપણે કેટલો સૂક્ષ્મપણે વિચારીએ અને પાળીએ છીએ તેનુ આપણને અભિમાન લાગે કેવી વિકૃત રીત આપણે વિચાર કરતા શીખ્યા છીએ તે આ બતાવે છે

આપણે કોઇ ધાર્મિક પુરુષના જીવનચરિત્ર તથા સપ્રદાયના પુસ્તકો જોઇએ એમાથી સાચા કે બનાવટી ચમત્કારોની વાતો, પૂજાઓ પધરામણીઓ જમણવારો શૃગારો વગેરેના વૃત્તાતો કાઢી નાખીએ અને ચરિતનાયકનો કેવળ ઇતિહાસ અને એના ચારિત્ર અને ગુણોનુ ચિત્ર જોવા પ્રયત્ન કરીએ કરી જોશો તો ખબર પડશે કે ધૂળમાથી કણ શોધવા જેવુ એ કઠણ કામ છે અને છતા આપણે ક્યાક ભૂલ્યા નહિ હોઇએ એમ ખાતરી નહિ લાગે

આ હકીકત આપણા જ દેશની છે, એમ કહેવાનો મારો આશય નથી સર્વ દેશોના તત્ત્વજ્ઞાન અને ધર્મમા આ દૂષણો પેઠેલા છે પણ આપણા તત્ત્વજ્ઞાન અને ધર્મવિચાર જગતમા સૌથી શ્રેષ્ઠ છે એવા આપણો દાવો છે તો આપણે માટે તો આ દૂષણો વધારે લજ્જાસ્પદ છે અને તેનુ સશોધન વધારે આવશ્યક છે

વિદ્વાનોને મૂંઝવતા અનેક પ્રશ્નો પૈકી પરમેશ્વર છે કે નહિ, અને છે, તો જગતમાં અન્યાય, દુઃખ વગેરે શું કામ છે, એ એ પ્રશ્નો પણ છે. એની પૂરી ચર્ચા અહીં કરવી મુશ્કેલ છે. એકાદ નાનાં પુસ્તકદ્વારા એ વિષય ચર્ચવાની હું ઇચ્છા રાખું છું. પણ એ તો બને ત્યારે ખરુ. અહીં તો આટલું જ કહું :

પરમેશ્વર છે કે નહિ એ પ્રશ્નનો કેવળ તર્કથી નિવેડો લાવવા માગીએ તો તે ક્યારે ય આવી શકે એમ નથી. એમાં અનુભવશુદ્ધ, વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ, તથા પહેલી બેના પાયારૂપે ભાવનાશુદ્ધિ એ ચારેની અપેક્ષા છે. જગત એકલું જડતત્ત્વનુ બનેલુ છે, કે જડ અને જીવ બે તત્ત્વોનું છે, કે તે ઉપરાંત એક પરમાત્મા તત્ત્વ પણ છે, કે પુરુષ નથી પ્રકૃત યે નથી, કેવળ શૂન્યામાંથી જ સર્વ થયું છે; વળી, એ આત્મા કે પરમાત્મા (બેમાંથી જે હોય તે) સગુણ છે કે નિર્ગુણ, કર્તા છે કે અકર્તા, એ બે વચ્ચે દ્વૈત છે, અદ્વૈત છે કે વિશિષ્ટાદ્વૈત છે, એવા એવા પ્રશ્નો તત્ત્વજ્ઞાનને માર્ગે જનાર દરેકને ઊઠે જ છે પ્રાચીન કાળથી એ પ્રશ્નો ચર્ચાતા આવ્યા છે અને ચર્ચાશે. જગતમાં પરમેશ્વર છે તો દુઃખ અને અન્યાય શું કામ છે, એનો ઉત્તર પણ એ મૂળ પ્રશ્નના યોગ્ય નિકાલ સાથે સંબંધ રાખે છે જેઓને એ શંકાઓ પ્રામાણિક શોધન દરમ્યાન ઊઠે છે,તેઓમાં તેની પરસ્પરચર્ચા થાય, તો યે ઝઘડા થવાનું કાંઇ કારણ નથી પરમેશ્વરના અસ્તિત્વ વિષે અશ્રદ્ધા થવાથી જ કોઇ તત્ત્વજિજ્ઞાસુ દુરાચારી થઇ જતો નથી પરમેશ્વરમાં શ્રદ્ધા હોવા જેટલી જ મહત્વની વસ્તુ માણસાઇમાં શ્રદ્ધા હોવી એ છે. જેને માનવ્યમાં શ્રદ્ધા નથી તે પરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારે કે ન સ્વીકારે તો યે નાસ્તિક જ છે તેઓને એ પ્રશ્નો શ્રેયશોધનમાં ઊઠેલા હોતા નથી, પણ વ્યક્તિગત પ્રેયશોધનને અનુકૂળ કરવા તેનું ઓથું લીધેલું હોય છે.

ધાર્મિક ઝઘડાઓને તપાસીશુ તો માલમ પડશે કે બધા ધર્મો અનેકેશ્વરવાદી છે. એમાં પહેલો ઇશ્વર બધા ધર્મોમાં એક જ છે. એનુ સ્વરૂપ સદ્રૂપ મનાયું હોય કે અસદ્રૂપ, એની સદ્રૂપતા તેમ જ અસદ્રૂપતા સનાતન અને સ્વાભાવિક સ્વીકારાયેલી છે. પણ

એ ઇશ્વરની સાથે દરેક ધર્મને એક અથવા વધારે બીજા ઇશ્વરો મૂકવા–કહો કે તેના પેશવા અથવા પ્રતિનિધિ મૂકવા–હોય છે અને ત્યા કોને મૂકવો તથા કેવા રૂપમા મૂકવો તે માટે તકરારો થાય છે ન ણ કે એને માટે તારકપણાનો દાવો હોય છે વળી, એ દાવો કરનારાઓને માત્ર પોતાના ઉધ્ધારની ચિંતા હોતી નથી, પણ બીજાના ઉધ્ધારની હોય છે અને જરૂર પડે તો બળાત્કારે કેરીને, કે લાલચ બતાવીને પે તે કરવાનો આગ્રહ થાય છે આથી બીજા ધર્મોના હરીફ પેશવાઓને પદભ્રષ્ટ કરવા માટે લડાઇ કરવાની જરૂર લાગે છે જેટલી જેહાદો પોકારાવામા આવે છે તે આ પેશવાઓને નામે જ પોકારવામા આવે છે એકને શિવની ઉપાસના ચાલુ કરી હોય છે, બીજાને વિષ્ણુની, ત્રીજાને વિષ્ણુના કોઇ અમુક જ અવતારની, ચોથાને ગણપતિની પાચમાને દેવીની, છઠ્ઠાને તીર્થંકરોની સાતમાને બુધ્ધની, આઠમાને પયગબરોની નવમાને મસીહની, અને દસમાને છેલ્લા પેગબરની જ તે ઉપરાત હિંદુ ધર્મમા જુદા જુદા ગુરુસપ્રદાયોમા પોતપોતાના ગુરુપરબ્રહ્મની દરેકને એમ લાગે છે કે પોતાના જ પેશવા સાચો છે બીજા ગૌણાધિકારી, પદચ્યુત થયેલા અથવા ઢોગી છે મરાઠાશાહીમા ધીમે ધીમે છત્રપતિની ગાદી ખૂણામા પડી ગઇ અને પેશવા જ મહત્વના થઇ પડયા હતા પછી છત્રપતિને લીધે પેશવાની પેશવાઇ ન રહી, પણ પેશવાને લીધે છત્રપતિની 'સત્ખ્યાતિ' થઇ, અને છત્રપતિની આજ્ઞાઓ કરતા પેશવાની આજ્ઞાઓનો વધારે ઑફ લાગવા માડયો તે જ પ્રમાણે ધર્મસપ્રદાયોમા પરમેશ્વરને લીધે તેના પેશવા નહિ, પણ પેશવાને લીધે પરમેશ્વરને 'સત્ખ્યાતિ' મળે છે, અને ઇશ્વરના નિયમો કરતા એ પેશવાઓના નિયમોનો વધારે ઑફ લાગે છે

હકીકત એ છે કે માણસને બુધ્ધિ મળી છે તે કેવળ આશીર્વાદ જ નહિ પણ શાપ પણ છે તેને લીધે એ મૂળને છોડી ડાળીઓમા ગૂચવાય છે, અને ધર્મને પાળવાના પ્રયત્નમા જ અધર્મ કરવા માડે છે શું આ એક આશ્ચર્યની વાત નથી કે જુદા જુદા ધર્મોએ ઇશ્વરના સ્વરૂપનો અને ધર્મના વિવિધ અંગોનો ઘણો જ સૂક્ષ્મ વિચાર કર્યો છે, સૂક્ષ્મ જતુઓની યે દિસાનો વિચાર કરી

તેનો નિષેધ કર્યો છે. પણ કયે મહાન ધર્મમાં સ્વયં મનુષ્યની હિંસાનો સર્વથા નિષેધ કરવામાં નથી આવ્યો ? માણસે બીજાં ઘણાં ઘણાં પાપો માન્યાં છે, પણ સ્વજાતિ સંહારમાં ભાગ્યે જ પાપ માન્યુ છે. તેથી, એક નહિ તો બીજે નિમિત્તે ઐહિક ન મળે તો પારલૌકિક ઊભાં કરીને પણ, સ્વજાતિ સંહાર કરવા તત્પર થાય છે. 'ચેતન કા ગલ કાટત હૈ, ઘર પત્થરપાહન માનત હૈ.' નાસ્તિકતા અને મૂર્તિપૂજાનો નિષેધ કરનારા જગતમાં ઘણા સંપ્રદાયો છે. પણ પોતે નાસ્તિકતા કે બુતપરસ્તીમાં ન પડ્યો હોય એવો એક પણ ધર્મ નથી કારણ એ છે કે નાસ્તિકતા અને બુતપરસ્તી ઈશ્વર વિષેના જ્ઞાનઅજ્ઞાનામાંથી જ થતા નથી, પણ સ્વજાતિશત્રુત્વ અને તેની હિંસા કરવાની તત્પરતામાંથી થાય છે, તથા ઈશ્વરની અવેજીમાં કોને સ્વીકારવો તેના આગ્રહ માંથી થાય છે. ચેતન કરતાં જડનો વધારે મહિમા સમજવો, અને જડ પ્રત્યેના આદર માટે ચેતનનો સંહાર કરવો એનુ જ નામ નાસ્તિકતા અને બુતપરસ્તી

આનો ઉપાય શો ? ધર્મોનો ઉચ્છેદ કરવો એમ કેટલાક કહે છે લોહીની નદીઓ વહેવડાવીને યે આ શક્ય નથી. જ્યાં સુધી માણસ વિચારી પ્રાણી છે, શ્રેયનો શોધક છે, જ્ઞાનનો શોધક છે, ત્યાં સુધી ધાર્મિક સમાજો બંધાવાના જ. અને જ્યાં સુધી તેના બુદ્ધિ અને ચરિત્રનો વિકાસ અપૂર્ણ છે, ત્યાં સુધી અજ્ઞાન, વહેમ, પક્ષો અને ઝઘડા પણ થયા કરવાના. ધર્મ સિવાયના ક્ષેત્રમાં યે કાંઈ ઓછા ઝઘડા નથી. આ બધી પરિસ્થિતિમાંથી આપણે માનવકલ્યાણના માર્ગો શોધવાના છે. પરિશિષ્ટમાં આપેલાં સૂત્રો એ હેતુથી લખાયાં છે.

અંતમાં, માનવની અવધ્યતા, સર્વ માનવો વિષે સમવૃત્તિ, સર્વધર્મ સમભાવ, અસત્ય, મદ્ય ચોરી અને વ્યભિચારથી પરહેજી, વ્યકિતગત તેમજ સાર્વજનિક સ્વચ્છતા, અને જગત પ્રત્યે કર્તવ્યનિષ્ઠા એ મનુષ્યના ઓછામાં ઓછા સદાચારો અથવા ધર્મો છે. એના વિના બાકી બધુ તત્ત્વચિંતન, યોગાભ્યાસ કે ધર્મપાલન પોતાની છાયા પકડવા માટેની દોડધામ છે, અને સર્વે સૂક્ષ્મચર્ચા પરિણામે ધુંધળી બુદ્ધિ જ છે.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ।

★

## પરિશિષ્ટ

### તત્ત્વજ્ઞાન-પ્રસ્તાવના

૧ વેદ એટલે જ્ઞાન, એટલે અનુભવ. વેદાન્ત એટલે જ્ઞાનનો-અનુભવનો-અન્ત, જે મર્યાદાથી આગળ અનુભવ થઇ શકતો નથી તે. વેદ નામના ગ્રંથો કે વેદાન્ત નામનું દર્શન તે જ વેદ કે વેદાન્ત નહિ.

૨ તત્ત્વજ્ઞાનમાં ગ્રંથનું કે અનુભવી પુરૂષનું મહત્વ કે પ્રામાણ્ય, જેટલે અંશે તે અનુભવને પ્રગટ કરે કે તે પ્રત્યે આપણને દોરે, તેટલે અંશે જ, ગણાય.

૩ એ રીતે પ્રાચીન શ્રુતિ-સ્મૃતિઓ, મધ્યકાલીન સંતવાણી, અર્વાચીન ગ્રંથો, બાઇબલ, કુરાન, બૌદ્ધ ગ્રંથો, જૈન ગ્રંથો કે જગતની કોઇ પણ ભાષામાં પ્રાચીન કે અર્વાચીન પુસ્તકોમાં તેમ જ કોઇ પણ દેશના કોઇ જીવતા સંતની વાણીમાં વેદ તથા વેદાન્તનાં વચનો હોઇ શકે છે, અને એથી વિરુદ્ધ વચનો પણ હોઇ શકે છે, એ માટે તે સર્વેને સરખા જ આદર તથા વિવેકબુદ્ધિથી જોવાં જોઇએ, પોતાના અનુભવથી બીજાના અનુભવને મેળવવો અને પોતાના ઉત્કર્ષ માટે તેમાંથી સૂચના મેળવવી, એ એ અવલોકનનો હેતુ છે.

સર્વ શાસ્ત્રો વચ્ચે ગમે તે રીતે એકવાકયતા બેસાડવાનો પ્રયત્ન યોગ્ય નથી.

અનુભવ અને અનુભવની ઉપપત્તિ એટલે ભાષા દ્વારા સમજાવટ અને સજાવટ એક નથી. એક જ અનુભવ છતાં જુદા જુદા અનુભવનારાઓની સમજાવટ અને સજાવટમાં ફેર હોય. અથવા, ઊલટું, એકજ ભાષાપ્રયોગ છતાં તેમના અનુભવમાં ફેર હોય. આથી, એક જ વિષયના નિરૂપણમાં પરિભાષાનો તથા મંડનનો ફરક પડે છે, અથવા એક જ પરિભાષા અને મંડનમાંથી અનેક અર્થો નિપજે છે.

૬ ખાસ કરીને જ્યારે મૂળ વસ્તુ અદશ્ય હોય અને તેના પરિણામો જ દસ્ય હોય, ત્યારે તે વસ્તુના સ્વરૂપ વિષે તેમજ તેની અને પરિણામની વચ્ચે બનેલા વ્યાપારો વિષે આવી ઉપપત્તિની બાબતમાં વારંવાર ફરક પડવાનો સંભવ છે.

૭ જ્ઞાનતંતુઓ દ્વારા થતાં સર્વે અનુભવો જેવા કે જ્ઞાનેંદ્રિઓના, ષડૂર્મિઓના, ભાવનાઓ, વગેરે—ભાષા દ્વારા પૂર્ણપણે વર્ણવી શકાતા નથી, માત્ર તેનો અંગુલિનિર્દેશ જ કરી શકાય છે. જેમ કે ગળપણ અથવા દયા, એ બન્નેનો આપણને સઉને અનુભવ છે એમ માનીને તે શબ્દોનો આપણે સફળ ઉપયોગ કરી શકીએ છીએ વળી એવું પણ બને છે કે એક માણસને એક અનુભવ હોય છતા એ પ્રત્યે એનુ ધ્યાન જતું ન હોય એને માટે પણ ભાષા દ્વાર. નિરૂપણ ઉપયોગી થઇ શકે છે. પણ જે વેદનાનો એક માણસને કદી અનુભવ જ થયો ન હોય, તેને શબ્દથી સમજાવવામા પૂરી સફળતા મળે નહિ જેમ કે જેને મહા રોગ થયો ન હોય તેને વર્ણનથી મહારોગીની વેદનાનો પૂરો ખ્યાલ આવી શકે નહિ

૮ અદશ્ય પદાર્થોનાં સ્વરૂપને, દશ્ય પરિણામોના અદશ્ય કારણોના સ્વરૂપને, કારણ અને કાર્યની વચ્ચેના વ્યાપારોના સ્વરૂપને તેમ જ જે અનુભવ પ્રત્યે ધ્યાન ગયુ ન હોય તથા જે અનુભવ થયો જ ન હોય, તેને, માણસ ઉપમા કે રૂપકો દ્વારા સમજવા સમજાવવા પ્રયત્ન કરે છે. એટલે કે તેને કોઇ સ્થૂળ પદાર્થ કે સ્થૂળ વ્યાપાર સાથે સરખાવે છે. અને તેના જેવો જ એ પદાર્થ કે વ્યાપાર હશે એમ કલ્પના કરે છે. આ રીતે અદશ્યની દશ્યની પરિભાષામાં સમજાવટ-સજાવટને "વાદ" કહી શકાય. આવા વાદોનો વિજ્ઞાનશાસ્ત્રો તેમ જ તત્ત્વજ્ઞાન બંનેમાં ઉપયોગ થાય છે. વિશ્વના મૂળ તત્ત્વના અદશ્ય સ્વરૂપ વિષે તથા તેની અને દશ્ય વિશ્વની વચ્ચેના સંબંધ વિષે આમ વાદો રચવામાં આવે છે માયાવાદ, લીલાવાદ, પુનર્જન્મવાદ વગેરે આ જાતના વાદો છે

૯ વાદ, સિદ્ધાન્ત અથવા નિયમ અટળ કાયદો નથી પણ એક

કામચલાઉ સમજણ છે. પેઢી દર પેઢી જેમ જેમ જીવનનાં અનુભવો અને અવલોકન વધે અને સૂક્ષ્મ થાય તથા વિજ્ઞાનશાસ્ત્રોનું ખેડાણ થાય તેમ તેમ વાદોનાં સ્વરૂપમાં ફેરફાર થયા કરે છે. કાલની ઉપપત્તિ આજે છોડી દેવાય છે. અને નવી ઉપપત્તિ રજૂ કરવામાં આવે છે. એ વાદ દ્વારા જેટલે અંશે આપણે અદસ્ય પદાર્થો કે વ્યાપારોને સમજાવી શકીએ તેટલે અંશે ત એક ઉપયોગી સાધન થાય છે. જ્યારે કોઇ અનુભવની સમજૂતી એ વાદ દ્વારા બંધબેસતી ન આપી શકાય, ત્યારે એને છોડી દેવો પડે છે. અત્યાર સુધીના સર્વે અનુભવોને એ દ્વારા સમજાવવામાં સફળ થઇએ તો તે વધારે શ્રદ્ધાયોગ્ય થાય છે. એમ કરતાં કોઇક વાદ સિદ્ધાન્ત અથવા નિયમ રૂપે પણ સાબિત થઇ જાય છે. પણ ત્યાં સુધી અમુક જ વાદને પકડી રાખવાનો આગ્રહ એ સત્યશોધનમાં વિઘ્નરુપ છે.

૧૦ તત્ત્વજ્ઞાનનો વધારે નિકટ સબંધ વિજ્ઞાન સાથે છે. વિજ્ઞાનનો વિચાર સૂક્ષ્મ થતાં તત્ત્વજ્ઞાનમાં પહોંચી જાય છે અને તત્ત્વજ્ઞાનનો વિચાર વિગતોમાં ઉતરતાં ઉતરતાં વિજ્ઞાનના ક્ષેત્રમાં પહોંચે છે.

૧૧ અનુભવોને ખોળવા, સુધારવા, વિચારવા, તોળવા તથા ભાષા દ્વારા પ્રગટ કરવા માટે તર્કશાસ્ત્ર બન્નેને મદદરૂપ થઇ શકે છે.

૧૨ પણ આપણા દેશમાં તત્ત્વજ્ઞાનને વિજ્ઞાનથી અળગુ પાડી જાણે તે તર્કશાસ્ત્રનું એક પરિશિષ્ટ હોય એવી રીતે તેનો અભ્યાસ કરવાની રીત પડી ગઇ છે વળી વાદોને સિદ્ધાન્ત અથવા નિયમોનું મહત્ત્વ આપવામાં આવ્યું છે અને તે સાંપ્રદાયિક મમત્વનો વિષય બન્યા છે અનુભવો ને વાદોની મદદથી સમજાવવાને બદલે માત્ર વાદોને સમજાવવા માટે મોટી મોટી કથાઓ રચવામાં આવી છે. આથી તર્કશાસ્ત્રનો તેમજ કલ્પના શક્તિનો ખોટો ઉપયોગ થયો છે, અને તત્ત્વજ્ઞાન ઘણે અંશે તાર્કિક અને કાલ્પનિક બની ગયુ છે.

૧૩ પરિણામ એ આવ્યું છે કે જિજ્ઞાસુને માટે તત્ત્વજ્ઞાનનુ પાંડિત્ય મદદરૂપ થવાને બદલે વિઘ્નરૂપ થાય છે.

૧૪ વળી તત્ત્વજ્ઞાનનો જીવનના સામાન્ય વ્યવહારો સાથે—એટલે કે

ધર્મ, અર્થ અને કામના પુરુષાર્થો સાથે નિકટ સંબંધ છે, એ ચારે ય એક બીજા પર આધાર રાખનારા અને પરસ્પર ઉપકારક પુરુષાર્થો છે.

૧૫ પણ એ ત્રણની અને તત્ત્વજ્ઞાનની વચ્ચે રાત અને દિવસ જેવો વિરોધ છે એમ સમજાયાથી જ્ઞાનની સાધના અવળા માર્ગોમાં ચડી ગઇ છે, અને કયારેક આળસ, સ્વાર્થ અને દુરાચારમાં યે ઢળી પડી છે.

૧૬ વળી સત્યની શોધમાં અનેક માણસોએ આપણા દેશમાં પુષ્કળ ત્યાગપૂર્વક અપાર પરિશ્રમ લીધેલો હોવા છતાં ઉપલી સમજણને પરિણામે, તત્ત્વજ્ઞાને મોટે ભાગે વ્યક્તિવાદને જ પોષ્યો છે.

૧૭ વળી તેને જ પરિણામે, વેદાંતના લેખકોએ બાલ, ઉન્મત્ત અને પિશાચ વૃત્તિના જ્ઞાનીઓનો એક વર્ગ ઊભો કર્યો છે, આમાં વિચારદોષ રહેલો છે. આવી વૃત્તિને આચાર, વિચાર કે સાધનામાં થયેલી કોઇ ભારે ભૂલનું પરિણામ સમજવું જોઈએ, અને તે લોકોની અપૂર્ણતા માનવી જોઇએ.

૧૮ એવી જ બીજી ભૂલ જ્ઞાનીઓને ચારિત્ર અને સત્શીલના નિયમોથી પર ગણવાની થયેલી છે. જ્ઞાનીના ચારિત્ર અને શીલ સામાન્ય માણસોથી બહુ ઊંચા પ્રકારના હોવાં જોઇએ અને તેની દ્વારા ભૂત માત્રનુ હિત થાય એ રીતે, સંશોધન અને માર્ગદર્શન થવું જોઇએ.

## પરમેશ્વર

૧૯ પોતાના અસ્તિત્વ વિષેના, અને જગતમાં મળતાં અનુભવોના સ્વરૂપને ઝીણવટથી તપાસતાં સર્વેના મૂળમાં એક જ તત્ત્વ રહેલું છે એવી નિસંશય પ્રતીતિ થાય છે. જગતના સર્વ ગોચર અને અગોચર પદાર્થો તથા શક્તિઓ એ તત્ત્વમાંથી જ ઉપજ્યા છે, એમાં જ એ છે અને જ્યારે લય પામતા દેખાય છે ત્યારે એના જ કોઈ કાર્યોમાં–એટલે એક પ્રકારના દશ્યોમાંથી બીજા પ્રકારના દશ્યોમાં–માત્ર રૂપાંતર પામે છે.

૨૦ એ પરમ તત્ત્વને ક્રિયાશૂન્ય, ચેતનાશૂન્ય જ્ઞાનશૂન્ય, પ્રેમશૂન્ય, સુખશૂન્ય અથવા જડ કે વિનાશી કહી શકાતા નથી. એને જડ અથવા આદિ અંતવાળું સમજવામાં વિચાર અને અવલોકનની પૂરતી સૂક્ષ્મતા નથી. એ સૂક્ષ્મ તત્ત્વનું સ્વરૂપ બીજી ગમે તે રીતે વર્ણવવામાં આવે, આટલું તો એ વિષે કહી જ શકાય કે એને અવિનાશી સત્તા છે, તથા એનામાં ક્રિયા, જ્ઞાન, પ્રેમ અને સુખની શક્તિ–મત્તા બીજશક્તિ છે.

૨૧ પોતાના અસ્તિત્વ વિષેના સર્વે અનુભવોનું વિશ્લેષણ કરતાં કરતાં આત્માનું સ્વરૂપ અનુભૂતિ માત્ર, જ્ઞપ્તિ માત્ર, ચિન્માત્ર અને નિરહંકાર, એટલે વ્યક્તિત્વશૂન્ય માલમ પડે છે, એ વિશ્લેષણ જરા ઓછું સૂક્ષ્મ કરીને ખોલીએ તો તે અનુભવિતા, જ્ઞાતા, ચૈતન્ય, સાક્ષી અને સત્યવ્યક્તિ (એટલે સદા એક રૂપે રહેનાર) છતાં અહંતાયુક્ત પ્રત્યગાત્મા લાગે છે. એથી યે જરા ઓછી સૂક્ષ્મતાથી કહીએ તો તે કર્તા, ભોક્તા, તથા ઉન્નતિ–અવનતિને પામનારો જીવ લાગે છે.

૨૨ એ જ પ્રમાણે જગતમાં મળતા અનુભવોનાં સ્વરૂપને બહુ સૂક્ષ્મતાથી તપાસીએ તો તેના મૂળતત્ત્વનું સ્વરૂપ અનુભૂતિમાત્ર જ્ઞપ્તિમાત્ર, ચિન્માત્ર અને વ્યક્તિત્વશૂન્ય માલમ પડે છે, પોતાના તેમ જ જગતના અતિ સૂક્ષ્મ પરીક્ષણમાં વ્યક્તિત્વ નજરે પડતું ન હોવાથી, બન્નેની એકતાની પ્રતીતિ થાય છે પણ એ સૂક્ષ્મતાને જરા ઓછી કરીને ખોલીએ તો જગતમાં કોઈ સર્વજ્ઞ, સર્વસાક્ષી, સર્વવ્યાપક, કર્મફળપ્રદાતા અને તટસ્થ સત્ત્વ હોય એમ લાગે છે. એથી યે ઓછી સૂક્ષ્મતાથી કહીએ તો તે ઉત્પત્તિ–પાલન–સંહારકર્તા, સર્વનો ભોક્તા અને સર્વનો સ્વામી તથા નિયામક હોય એમ લાગે છે.

સ્વરૂપની ઉપપત્તિ આપવામાં સંતોના નિરૂપણમાં ભેદ પડી જાય છે. કેટલાક સંતો પરમેશ્વરને જ્ઞપ્તિમાત્ર, અનુભૂતિમાત્ર, ચિન્માત્ર અને સત્તામાત્ર કહે છે. કેટલાક એને સત્યકામ, સત્યસંકલ્પ, સર્વ કલ્યાણકારી ગુણોનો ભંડાર અને આનંદઘન કહે છે. અને કેટલાક એને સર્વનો સ્વામી, સર્વનો કર્તા નિયામક, પાતા-પ્રહર્તા કહે છે. જેમ સિનેમાને કોઇ ઝપાટાબંધ ચાલતી ચિત્રમાળાથી નેત્રને થતો આભાસ કહે અને કોઇ ગતિમાન પદાર્થોની ચિત્રપરંપરા કહે અને કોઇ હાલતાં-ચિત્ર કહે, તેમ આ નિરૂપણોનો ભેદ છે. જેમ સામાન્ય માણસોને હાલતાં-ચિત્ર એટલું નિરૂપણ પૂરતું લાગે છે, તેમ તેમને પરમેશ્વરને સર્વવ્યાપક, સર્વજ્ઞ, સૃષ્ટિનો ઉત્પત્તિ-પાલન-પ્રલય કરનાર, અને સર્વનો સ્વામી એ રીતે કરેલું નિરૂપણ પૂરતું લાગે છે. આ નિરૂપણોમાં સર્વથી પર એક સચ્ચિત પરમેશ્વર તત્ત્વ જ છે એવો અનુભવ સરખો છે, પણ તે વિષે વિચાર કે નિરૂપણની સૂક્ષ્મતામાં ફરક છે.

૨૫ મારી દૃષ્ટિએ પરમેશ્વર એ આ વિશ્વનું સનાતન અને સર્વત્ર ફેલાયેલું ચૈતન્યબીજ છે. ચૈતન્ય એટલે ઇચ્છા (અથવા સંકલ્પ) શકિત, જ્ઞાનશકિત અને ક્રિયાશક્તિ. પરમેશ્વરનું અસ્તિત્વ કાલ્પનિક નહિ પણ સત્ય હોવાથી જ એની સંકલ્પ શકિત પણ સત્ય નિવડે છે, એટલે કે સંકલ્પ પ્રમાણે જગતમાં પરિણામો ઉપજે છે.

૨૬ જેમ સોનાના અનેક ઘાટો ઘડાય તેથી તેનું સુવર્ણપણું બદલાતુ નથી, તેમ વિશ્વમાં થતી સર્વ ભાંગફોડ, જન્મ-મરણ અને ઉત્પત્તિ-પ્રલયની ઘટનાઓથી પરમેશ્વર સિવાય કોઇ નવું કે જુદું તત્ત્વ આવતું-જતું નથી.

૨૭ આ રીતે પરમેશ્વર નિર્વિકાર અને અકર્તા (એટલે પોતા સિવાય અન્યને ન ઉપજાવનારો) છે પણ તે નિષ્ક્રિય કે, સ્થૂળ દૃષ્ટિએ અપરિણામશીલ નથી.

૨૮ પરમેશ્વરની ઇચ્છા જ્ઞાન અને ક્રિયાશક્તિઓના વ્યાપાર નિરંતર અને સર્વત્ર ચાલ્યા કરે છે; આથી જગતમાં એક વિપળ પણ

ફેરફાર વિનાની જતી નથી વળી એ ફેરફારો અનંત પ્રકારના અને અનંત રીતે થતા હોવાથી, તેમા સદા નવીનતા રહે છે, આથી જગતમા કયારેય પણ ગઇ ક્ષણની સ્થિતિ તેની તે જ ફરીને આવતી નથી, એ વ્યાપારો સર્વત્ર ચાલતા હોવાથી, દરેક વ્યાપારને કાઇક વ્યક્તિત્વ અને મર્યાદા પણ આવી જ જાય છે એ બન્ને મળી આપણને કાળ અને દેશનો અનુભવ કરાવે છે

૨૯ પરમેશ્વર સંકલ્પજ્ઞાન અને ક્રિયાશક્તિરૂપ છે, અને વળી સર્વત્ર અને સત્ય છે તેથી એક પ્રકારના ઇચ્છા-જ્ઞાન-કે-ક્રિયામાથી બીજા કોઇ પ્રકારના ઇચ્છા-જ્ઞાન-ક્રિયા વગેરેમા રૂપાન્તર પામવાનો વ્યાપાર કાઇક વ્યવસ્થાપૂર્વક ચાલે છે, ગમે તેમ આડો અવળો ચાલતો નથી એ વ્યવસ્થાના બધા નિયમો આપણે ખોળી શકીએ કે ન ખોળી શકીએ અને જગતમાં આપણી અપેક્ષા મુજબ ઘટનાઓ થાય કે ન થાય, તેના વ્યાપારોમા ક્યાંય નિયમશૂન્યતા નથી, એમ કહેવાને આપણી પાસે પૂરતો જગતનો અનુભવ છે

૩૦ આમ કોઇ પ્રકારની વ્યવસ્થાવાળા, સર્વત્ર ફેલાયેલા, ઇચ્છા, જ્ઞાન કે ક્રિયાઓના વ્યાપારોના આપણને જે અનેક પ્રકારના અનુભવો થાય છે, તે આ જગત

૩૧ ગઇ ક્ષણ પાછી આવતી નથી અને સ્વપ્નવત થઇ જાય છે, તથા ભવિષ્યકાળ કેવળ આશા જ છે અને સિદ્ધ થાય તોયે, ક્ષણભર જ રહે છે, છતા જગતરજ્જુમા સર્પના જેવી, કે સ્વપ્નના ભોગો જેવી, કે ગંધર્વનગરી જેવી-કેવળ મિથ્યા માયા અથવા કાલ્પનિક ભાસ નથી પણ જેમ નદી, પાણીની ખાસ પ્રકારની ગતિનો સાચો અનુભવ છે, તેમ જગત ચોપાસ સતત ચાલી રહેલા વ્યાપારોનો સાચો અનુભવ છે

૩૨ વળી જગત કોઇ લાડથી બગડી ગયેલા, તોફાની અટકચાળા કે મનસ્વી છોકરા જેવા, પણ અતિશક્તિમાન સત્ત્વની લીલા, એટલે રમત નથી પણ એક મહાન શક્તિમા એના સ્વભાવની રૂએ નિયમપૂર્વક ચાલતા વ્યાપારો છે

## જીવ અને જડ

૩૩ અનાદિ અને અવિનાશી માત્ર પરમેશ્વર જ છે એના સિવાય બીજું કશું અત્યંત અનાદિ કે અત્યંત અવિનાશી નથી. એટલે, જીવ કે જડ તત્ત્વો ગમે તેટલો લાંબો કાળ એકરૂપે રહેલા લાગે, તેમના આદિ તેમ જ અંત છે. પણ આદિ એટલે શૂન્યમાથી ઉત્પત્તિ નહિ, અને અંત એટલે શૂન્ય થવું નહિ પણ એક પ્રકારના દશ્યોમાથી બીજા પ્રકારના દશ્યોમા ફેરવાવુ.

૩૪ જીવ અને જડ વચ્ચે પણ કોઇ સનાતન અને નિત્ય ભેદ હોય એમ જણાતુ નથી, અર્થાત જીવમાથી જડ, અને જડમાથી જીવના પરિવર્તન થાય એ અસભવનીય નથી.

૩૫ જેને અલગ ઓળખી શકાય છે એવો કોઇ પણ જડ કે ચેતન પદાર્થ કે વ્યાપાર, એનુ અલગપણુ રહે ત્યાં સુધી જુદી જુદી વ્યક્તિ છે એ રીતે દરેક વ્યક્તિને સાચું અસ્તિત્વ છે

૩૬ એવી કોઇ પણ વ્યક્તિ વિશ્વથી સાવ અળગી અને સ્વતત્ર થઇ શકતી નથી. બધી એક બીજા સાથે અને જગત સાથે કોઇ ને કોઇ રીતે સકળાએલી છે.

૩૭ પણ વ્યક્તિ માત્રનું ઉપાદાન કારણ પરમેશ્વર જ હોવાથી એ સૌ પરમેશ્વરનાં રૂપો છે અને પરમેશ્વરથી કોઇ જુદા નથી એમ કહી શકાય પણ એવી કોઇ પણ વ્યક્તિ એક જ સમયે પરમેશ્વરની સમગ્ર પ્રકારની શક્તિઓ કે વ્યાપારો પ્રકટ કરી શકતી નથી. તેથી કોઇ પણ જડ કે ચેતન વ્યક્તિને, તે પરમેશ્વર એટલે સમગ્ર બ્રહ્મ છે એમ કહેવુ યોગ્ય નથી. પણ પોતે કે કોઇ બીજો બ્રહ્મથી અળગો નથી, કે તત્ત્વત: બ્રહ્મ છે, એમ કહેવુ બરાબર છે

૩૮ બ્રહ્મને વિષે 'હું' નો પ્રયોગ થઇ શકતો નથી આ રીતે પ્રત્યગાત્માને વિશિષ્ટ બ્રહ્મ કહેવાની, અથવા બ્રહ્મને જડ-ચેતનના શરીરી રૂપે વર્ણવવાની, અથવા તત્ત્વમસિનો અર્થ 'તું તેનો છે' કરવાની રીત વધારે ઠીક લાગે છે.

૩૯ આપણામાં જે કાંઇ ઇચ્છાઓ, જ્ઞાનો અને ક્રિયાઓ માલમ પડે છે, અને જેને આપણે આપણી ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયા માનીએ છીએ, તે ખરેખર તેમ ન હોતાં, વિશ્વમાં વ્યાપેલા અનેક પ્રકારના ઇચ્છા–જ્ઞાન–ક્રિયાના તરંગોને ઝીલનારા અને પ્રગટ કરનારા આપણે જુદી જુદી રીતે રચાયેલા દ્રષ્ટા અથવા સાક્ષી, અને કદાચિત તેને કોઇ જુદી દિશા આપનારા નિમિત્તો જ હોઇએ એવો સંભવ છે.

૪૦ આથી દેહ વિના અથવા જુદા જુદા દેહોને ધારણ કરી પોતાનું વ્યક્તિત્વ કાયમ ટકી રહે, અથવા, આખા જગતનું ગમે તે થાય અને તે ગમે તેટલું પરિવર્તનશીલ હોય, પણ પોતાનું વ્યક્તિત્વ અપરિવર્તનશીલ અને નિત્ય ટકનારું થાય, અથવા જગતથી નિરાળું, સ્વતંત્ર અને પર થાય, અથવા, જગતમાં પોતાનુ વ્યક્તિત્વ બીજાઓથી નિરાળો માર્ગ કાઢી પોતાની વિશેષતા પ્રકટ કરવાનો પોતાને સંતોષ આપે, આ સર્વે ઇચ્છાઓમાં વ્યક્તિવાદ છે અને એમાં આત્માનું અશુદ્ધ અભિમાન છે.

૪૦ પરમેશ્વરમાં વિશ્વરૂપે ચાલતા ઇચ્છા–જ્ઞાન–ક્રિયાના અનંત વ્યાપારોમાંથી કેટલાકને પ્રગટ થવાનું, રૂપાન્તર પામવાનું અને ઓળખવાનું પોતે એક ખાસ રચનાવાળું સાધન અથવા યંત્ર છે, એ યંત્ર જગતના મહાયંત્રનું એક અંગ છે, અને એની સાથે સંકળાએલું છે, જગતમાં ચાલતા વ્યાપારોની એ યંત્ર પર અસર ઊંડે છે, અને એમાં ચાલતા વ્યાપારોની જગત પર અસર પડે છે. પોતામાં જણાતા વ્યક્તિપણાના ભાનનો યોગ્ય ઉપયોગ એ છે કે પરમેશ્વર અર્થે એટલે, જગતના હિતાર્થે એ યંત્ર કરી રાખવું એની વિશેષતાઓ સ્વાર્થે નહિ, પણ પરાર્થે હોય, એમાં પ્રગટ થતી ઇચ્છા–જ્ઞાન–ક્રિયાઓમાં પોતાના લાભ કે સંતોષની વૃત્તિ નહિ, પણ જેટલી બને તેટલી જગતના હિતની વૃત્તિ હોય, એ દિશાનો પ્રયત્ન એ વ્યક્તિત્વની શુદ્ધિ અથવા આત્માનું શુદ્ધ અભિમાન અને નિરહંકારિતા પ્રત્યે પ્રયાણ છે.

૪૨ મરણ પછી પોતામાં દેખાતા વર્તમાન વ્યક્તિત્વનું શું થશે તેની ચિંતા, અથવા તેને ટકાવવાની ઇચ્છા, યોગ્ય નથી. સભર છે કે, છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યા પ્રમાણે, જેમ જુદાં જુદાં ફુલોનું મધ મધપૂડામાં એકત્ર થયા પછી, અથવા જુદી જુદી નદીઓનાં પાણી સમુદ્રમાં ભળ્યા પછી તેમાં આ આ ફુલનું મધ છે, અથવા આ આ નદીનું પાણી છે, એવી વ્યક્તિ માલમ પડતી નથી, પાણીનું ટીપું વરાળ થઇને ઉડી ગયા પછી એ ટીપાના અંશોનો ઇતિહાસ શોધી શકાતો નથી તેમ, इमाः सर्वाः प्रजा सति संपद्य नविदुः सति संपद्या महे इति । (સર્વે પ્રજાઓ સતમાં ગયા પછી અમે સતમાં ગયા છીએ એમ જાણતી નથી; એટલે કે પોતાનું નિરાળું નિરાળું વ્યક્તિત્વ રાખી શકતી નથી.)

## ધર્મ

### (અ) સામાન્યપણે

૧ પ્રાણીમાં વિચાર અને વિવેક ઉત્પન્ન થતાંની સાથે જ ધર્મ ઉત્પન્ન થઇ આવે છે.

૨ ધર્મ એટલે આચારના નિયમો–વિધિ–નિષેધ, શું, કયારે, કેમ, કેટલું કઇ રીતે, અમુક કરવું કે ન કરવું– આ બધો ધર્મવિચાર છે.

૩ જે સર્વે મનુષ્યોનાં સર્વે પ્રકારનાં શ્રેય અને પ્રેયનો સમવૃત્તિએ વિચાર કરી, તથા અન્ય ભૂતોનાં હિતોનો યે સમભાવપૂર્વક વિચાર કરી, આચાર—વ્યવહાર અને પ્રાયશ્ચિતનાં નિયમોને સૂચવે તે ધર્મશાસ્ત્ર તે વચનો આ દેશના પુરુષનાં હોય કે પરદેશનાં યે હોય; પ્રાચીન હોય કે અર્વાચીન પણ હોય; અને ધાર્મિક પુસ્તકોને નામે તેની ખ્યાતિ હોય કે ન યે હોય. એથી ઉલટું ધર્મશાસ્ત્રને નામે ઓળખાતાં–પ્રાચીન કે અર્વાચીન પુસ્તકોમાં તથા સંતોની વાણીમાં ધર્મશાસ્ત્ર ન ગણવા જેવાં વચનો પણ હોય એમ બને જેટલે અંશે તે વચનો મનુષ્યમાં સદ્વૃત્તિ અને સત્પ્રવૃત્તિને પ્રેરે તથા સર્વભૂતો

પ્રત્યે સમભાવો પ્રગટ કરે તેટલે અંશે તે ધર્મશાસ્ત્ર ગણાય.

૪ એકલા પ્રાણીને યે પોતાના શ્રેય (ચિત્તનો સંતોષ) અને પ્રેય (લૌતિક સુખ) માટે ધર્મનું પાલન કરવું પડે છે પણ, વિશાળ દૃષ્ટિએ, કોઇ પ્રાણી સાવ એકલું રહેતુ જ નથી સજાતીય જીવો ન હોય તો વિજાતીય જીવો સાથે હોય છે, અને તેની સાથે યે કોઇક પ્રકારનો સમજ અને તેનો ધર્મ ઉત્પન્ન થઇ આવે છે.

૫ ધર્મનું પાલન—પોતાના તેમ જ સમાજ બન્નેના સુખ માટે છે તેમાં થતા ભોગનું પરિણામ બન્નેને ભોગવવું પડે છે કોઇ વાર ભગ કરનારને વધારે ભોગવવું પડે છે-કોઇ વાર સમાજને

૬ આથી, સજાતીય સમાજોમા દરેક જણ પાસે તેના કર્તવ્યોનુ પાલન કરાવી લેવા માટે જુદી જુદી વ્યવસ્થાઓ ઉત્પન્ન થાય છે

૭ માનવ સિવાયના બીજા પ્રાણીઓમા યે આવી વ્યવસ્થાઓ જોવામાં આવે છે એને આપણે ધર્મનું નામ આપતા નથી, તે જુદી વાત છે.

(આ) માનવસમાજ અને ધર્મ

૮ સમાજની વ્યવસ્થાઓ અને નિયમો પાછળ એના પાયા રૂપે, જીવન તથા જગતના સ્વરૂપ અને સંબધ વિષે, જીવનના આદર્શો વિષે, જેણે નિયમ પાળવાના છે અને જેણે તે પળાવવાના છે તેમની વચ્ચેના સંબધ વિષે, વ્યક્તિ તથા સમાજના સંબધ વિષે, તથા સમાજની વ્યાપ્તિ તથા મર્યાદા વિષે, કાઇક ઓછીવત્તી ખીલેલી દૃષ્ટિ તથા ભાવના રહે છે એટલે તત્ત્વજ્ઞાન, લૌતિક તથા સામાજિક વિજ્ઞાન, અને બુદ્ધિ તથા હૃદયનો (એટલે દૃષ્ટિ તથા ભાવનાની વિશાળતાનો) ઓછોવત્તો વિકાસ છે

૯ આમ તત્ત્વજ્ઞાનની, બુદ્ધિની અને હૃદયની જુદી જુદી ભૂમિકા પ્રમાણે જુદા જુદા નિયમોનો ધર્મ માનતા જુદા જુદા સમાજો છે.

૧૦ ધર્મના પાયા ઊંડા હોય કે છીછરા, મજબુત હોય કે નબળા, વ્યાપક ક્ષેત્રમાં પસરેલા હોય કે ટુંકામાં, ધર્મનો હેતુ તેના ક્ષેત્રમાં આવતા સમાજનું શ્રેય અને પ્રેય કરવાનો હોય છે.

૧૧ કેટલાક ધર્મો પ્રધાનપણે શ્રેય દૃષ્ટિએ વિચારેલા હોય છે, કેટલાક પ્રેય દૃષ્ટિએ. બન્નેમાં કેટલીક વાર પ્રધાનપણે તત્ત્વદૃષ્ટિ હોય છે; કેટલીક વાર વિજ્ઞાનદૃષ્ટિ.

૧૨ જે સમાજની રચનામાં તત્ત્વદૃષ્ટિ અને વિજ્ઞાન દૃષ્ટિ, અથવા શ્રેયદૃષ્ટિ અને પ્રેયદૃષ્ટિ, બધી એક બીજી સાથે ખુબ મિશ્ર થઇ ગઇ હોય છે તે સમાજ અને તેનો ધર્મ બન્ને એકરૂપ થઇ જાય છે જેમ કે હિંદુસમાજ અને હિન્દુધર્મ, મુસલમાન–સમાજ અને ઇસ્લામ, આવા સમાજોને આપણે કોમી સમાજને નામે ઓળખીએ છીએ.

૧૩ જે સમાજ પ્રધાનપણે તત્ત્વદૃષ્ટિ દ્વારા શ્રેય અને પ્રેય બન્ને માટે બંધાય છે, તે ધાર્મિક મત પંથ કે સંપ્રદાયનું રૂપ ધારણ કરે છે કાળાન્તરે, તેમાંથી ઉપલી જાતનો સમાજ પણ થઇ આવે એને આપણે સાંપ્રદાયિક સમાજ કહીશું.

૧૪ જે સમાજ પ્રધાનપણે તત્ત્વદૃષ્ટિ કે વિજ્ઞાન દૃષ્ટિ દ્વારા કેવળ શ્રેયપ્રાપ્તિ (માનસિક સંતોષ) માટે બંધાય છે. તે જુદાં જુદા દર્શનોનું (Schools, academies) રૂપ લે છે. એને દાર્શનિક સમાજ કહીશું.

૧૫ જે સમાજ પ્રધાનપણે વિજ્ઞાનદૃષ્ટિ દ્વારા કેવળ પ્રેયપ્રાપ્તિ માટે રચાય છે, તે લૌકિક, રાજકીય આર્થિક, સામાજિક વગેરે સમાજો બને છે, અને પ્રજાઓ, વર્ણો, વર્ગો પક્ષો ઇત્યાદિને નામે ઓળખાય છે. એને ભાગોલિક સમાજ કહીશું.

૧૬ એ ચારે જાતના સમાજોમાં પરસ્પર સંઘર્ષ અને કલહની તેમજ સંપ અને ભાઇચારાની શકયતા છે.

૧૭ આમાંથી અહીં લૌકિક સમાજોનો વિચાર છોડી દીધો છે, એટલું માત્ર કહેવું યોગ્ય છે કે એ સમાજોમાં યે વહેમ, અંધશ્રધ્ધા, અજ્ઞાન, ઇરાદાપૂર્વક ગેરદોરવણી વગેરે પહેલા ત્રણ

પ્રકારના સમાજો કરતાં ઓછા હોય છે એમ માનવાને કશું કારણ નથી.

૧૮ કોમી સમાજ, સાંપ્રદાયિક સમાજ અને દાર્શનિક સમાજોમાં સાચી કે ભૂલ ભરેલી કાંઈક શ્રેયદૃષ્ટિ રહેલી જ હોવાથી, અને ધર્મ શબ્દના રૂઢ અર્થમાં શ્રેયનો ભાવ સમજાતો હોવાથી, સગવડ માટે એ ત્રણે ને આપણે ધાર્મિક સમાજ, અથવા ધર્મો (બહુ વચનમાં) ને નામે ઓળખીશું. અનુગમ એ એનું યોગ્ય નામ થાય.

## (૬) ધાર્મિક સમાજો

૧૯ મનુષ્યનો સ્વભાવ એવો બનેલો છે કે કેવળ પ્રેયોની પ્રાપ્તિથી એને પૂરાં સંતોષ અને શાંતિ થતા નથી. સર્વે જાતનાં પ્રેયો હોય છતાં, એને જીવનમાં કાંઈક એવી ન્યૂનતા લાગ્યા કરે છે કે તેને પરિણામે તે સંતોષ અને શાંતિ અનુભવતો નથી. સંતોષ તથા શાંતિની શોધ તે શ્રેયની શોધ છે.

૨૦ કેટલાક માણસોમાં આ ઇચ્છા એવી તીવ્ર હોય છે કે તે માટે તે પ્રેયને શોધતા નથી એટલું જ નહિ, પણ પ્રાપ્ત થયેલ પ્રેયોને પણ છોડી દે છે. પણ ઘણી વાર એવું બને છે કે જેમણે શ્રેય માટે પ્રેય છોડી દીધું હોય તેઓ અમુક કાળ પછી પાછા પ્રેયાર્થી બની જાય છે. ધર્મોમાં પાખંડનો પ્રવેશ, ઘણું ખરું, આ વર્ગના માણસો દ્વારા થાય છે. આ બે સિવાયનો બાકીનો મોટો જનસમુદાય શ્રેય અને પ્રેય બન્નેની ઇચ્છા કરનારો હોય છે.

૨૧ ઘણા ખરા ધર્મો અને સંપ્રદાયોનો ઉદ્‌ભવ અને પ્રચાર પહેલા બે વર્ગના માણસો કરે છે, અને બહુ જનસમાજમાંથી તેમના અનુયાયીઓ થાય છે. જેમ સામાન્ય માણસો પોતાના વહેવારનાં કામોમાં જે દાક્તર, વકીલ, ઇજનેર જેવા જુદા જુદા ધંધાના નિષ્ણાતો પર તે તે કામો માટે વિશ્વાસ મૂકે છે, તેમ તેઓ શ્રેયની બાબતમાં ઉપલા બે વર્ગના માણસોને અનુસરે છે. જેમ સ્વાર્થી નિષ્ણાતો પોતાના અસીલોના વિશ્વાસ

અને તે વ્યવહાર વિનેના ઓછા જ્ઞાનનો ગેરલાભ લે છે તેમ જ ધાર્મિક નિષ્ણાતોનું પે થાય છે.

૨૨ વળી, મનુષ્યનું ચિત્ત એવી રીતે ઘડાયેલું માલમ પડે છે કે એક વસ્તુ અસત્ય અથવા ઓછી સત્ય છે એમ જાણ્યા છતાં, એને સત્ય અથવ પૂરી સત્ય તરીકે રજૂ કરતો રહેનાર માણસ ધીમે ધીમે એમ જ માનતો થઇ જાય છે. આ રીતે અસત્યમાં સત્યાગ્રહનિષ્ઠા બંધાવાનો સંભવ થાય છે. એમ પાખંડ પણ ધાર્મિક બની જાય છે અને, તેમાં જો દેખીતી અનીતિ ન હોય, તો તેને સહિષ્ણુવૃત્તિથી જોવાના પ્રસંગો આવે છે. ધર્મની અનેક રૂઢિઓ અને માન્યતાઓ વગેરેની બાબતમાં આ મુજબ થયું છે. પરધર્મસહિષ્ણુતા, પર અધર્મસહિષ્ણુતા તથા જૂના અન્યાયો પ્રત્યે ક્ષમાદ્રષ્ટિની પાછળ આવી ઉદારતા રહેલી હોય છે.

૨૩ સામાન્યપણે ધર્મોનું સ્વરૂપ તપાસતાં તેમાં નીચે પ્રમાણે અસત્ય કે અર્ધસત્ય બાબતોમાં સત્યનિષ્ઠાથી પ્રચાર અને પોષણ થએલાં જોવામાં આવે છે.

(क) પરમેશ્વરના સગુણ નિરૂપણમાં,

(ख) કોઇક વ્યક્તિને તારણહાર તરીકે રજૂ કરવામાં;

(ग) કોઇક વાદને અચલ સિદ્ધાંત તરીકે રજૂ કરવામા,

(घ) સમીપવર્તી સમાજની તત્કાલીન સ્થિતિમાંથી ઉદ્ભવેલા અ ચ રના નિયમોને સર્વવ્યાપક અને સમકાલીન ગણવ મા;

(च) કોઇક ગ્રંથને વિવેચકબુદ્ધિથી પર ગણી પ્રમાણભૂત માનવામા;

(छ) સામાન્યપણે, જ્ઞાન, આલંબન (ઉપાસના અથવા આશ્રય), ભક્તિ, સાધના, તપ અને ધર્મ (એટલે આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત તથા સદ્વર્તન)ના મૂળોને પોષવાને બદલે કેવળ શાખાઓને સંભાળવામા;

(ज) વામમાર્ગ અથવા દુરાચાર ઉત્પન્ન કરવામા.

૨૪ પરમેશ્વર વિષેના સત્રમાં કહ્યા પ્રમાણે, પરમેશ્વરનું સર્વવ્યાપક,

સર્વજ્ઞા સર્વ સૃષ્ટિના ઉત્પત્તિ પાલન પ્રલયકર્તા, સર્વના સ્વામી અને સર્વશ્રેષ્ઠ ગુણોનો ભંડાર, એ રીતે વર્ણન કરેલું સ્વરૂપ સામાન્ય માણસોને પૂરતું અને સમજવા માટે સહેલું લાગે છે આ નિરૂપણમાં પરમેશ્વર વિષે કોઇ આકારનુ આરોપણ કે સૃષ્ટિની રચનામાં કોઇ બીજા ઉપાદાન કારણુ ll કલ્પના નથી પરંતુ, જુદા જુદા ધર્મોમાં પરમેશ્વર માટે રાજા કે યોગીનાં રૂપકો ગોઠવવામાં આવ્યાછે.એટલે કે સમાજમાં એકાદ ચક્રવર્તી રાજા કે યોગીશ્વર અને તેના વૈભવ વિષે જે કલ્પના હોય તેની અનેકગણી વધારેલી કલ્પના પરમેશ્વર તથા તેનાં ધામ, વૈભવ અને વ્યવસ્થા વિષે કરવામાં આવે છે એ કલ્પનાઓ માટે આગ્રહબુદ્ધિ એ ધર્મો વચ્ચેના કલહનું એક કારણ થાય છે આ કલ્પનાઓને પરિણામે પરમેશ્વર એ જગતનું નિમિત્ત કારણ જ છે અથવા માણસના જેવી યોજના અને વિચાર કરવાની પદ્ધતિએ જગતની વ્યવસ્થા ચલતી હશે, એવી સમજણ મોગ મોગ પંડિતો અને ધર્માચાર્યોમા યે જોવામા આવે છે અને સામાન્ય લોકોને પરમેશ્વરને જગતનુ ઉપાદાન કારણ સમજવાની કલ્પના સરખી ઊઠતી નથી.

૨૫ રાજારૂપ કે યોગીરૂપ પરમેશ્વરકલ્પનામાંથી જ તેના અવતાર, પુત્ર, પ્રતિનિધિ, પેગમ્બર તથા તેના વિરોધી સેતાન, માર, કલિ વગેરેની કલ્પનાઓ થઇ છે સમાજને ઊંચે ચઢાવનાર કે ધ્રક લોકોત્તર પરાક્રમી અથવા સતપુરુષને પરમેશ્વરનું પૂર્ણ સ્વરૂપ કે તેના તરફથી નિમાયેલ તારણહાર તરીકે રજૂ કરી, તેની આજુ બાજુ એક સમાજની રચના કરવી એ જુદા જુદા ધર્મોની વિશેષતાઓ છે ધર્મો ધર્મો વચ્ચેના ઝઘડાઓમા આ તારણહારો પ્રત્યેનું અત્યભિમાન ઘણો ભાગ ભજવે છે.

૨૬ એક નવો સમાજ રચનાર પુરુષ પોતાના કાળના અને આજુબાજુના લોકો કરતાં ગમે તેટલો ઉન્નત થયેલો હોય, અને તે પોતાના ન સમજમા તે વખતે ગમે તેટલાં ભારે પરિવર્તનો કરતો જણાય છતાં ઝીણવટથી તપાસતા એ પોતાના કાળની સેંકડો રૂઢિઓમાથી આગળીના વેઢ પર ગણાય એથી વધારે રૂઢિઓમાં

ભાગ્યે જ મૂળથી પરિવર્તન કરી શકે છે બીજી રૂઢિઓને જેમની તેમ રાખી, તે પર પોતાની સ્વીકૃતિની મોહર કરી, કદાચ વધારે મજબુત પણ કરી જાય છે. આ રૂઢિઓ પણ તેની આજુબાજુના અને તેના જ કાળના સમાજ માટે અયોગ્ય ન હોવાનો સંભવ હોય છે, પણ જ્યારે એ પુરુષની પાછળ એક ધાર્મિક સમાજ ઉત્પન્ન થાય છે, ત્યારે તે રૂઢિએ તેમજ તેણે કરેલાં પરિવર્તનોને સર્વકાલીન અને સર્વદેશી બનાવવાનો, અને તેમાં પરિવર્તન ન થવા દેવાનો આગ્રહ બંધાય છે સનાતની વૃત્તિને આ ધર્મો વચ્ચેના કલહોનું અને ધર્મના વિકાસને અટકાવનારૂં આ પણ એક કારણ છે. જ્યારે એ રૂઢિઓની પાછળ કોઇક વર્ગનાં પ્રયો પણ જોડાયેલા હોય, ત્યારે તે કલહ અને પ્રગતિ વિરોધનું વધારે જબાવાનું કારણ થાય છે

૨૭ મનુષ્યોની બુદ્ધિઓ અને વૃત્તિઓ વિવિધ પ્રકારની છે. પણ તે સાથે જ તેમાં સમાનતાઓ પણ છે આથી, થોડીવત્તી સમાન બુધ્ધિ અને વૃત્તિવાળા માણસોનાં જુદાં જુદા જૂથો બંધાઇ જાય છે કેટલાંક જૂથો વીખરાઇ જાય છે, તો પાછાં થોડા જ સમયમાં નવાં ઉત્પન્ન થાય છે. એકે જૂથમા ન હોય એવો સમાજની વચ્ચે રહેનાર માણસ ભાગ્યે જ મળી આવે છે વળી, મનુષ્યોની બુધ્ધિ અને તે પ્રમાણે આચરણ કરવાની શકિતમાં ઘણુ અંતર રહે છે. આ રીતે, આખી માનવજાતિ માટે એક જ બંધારણ હોવું કઠણ છે. માણસો જુદી જુદી જાતનાં, કયાંક પરસ્પર સંકળાયેલા અને કયાંક સ્વતંત્ર સમાજો કરીને રહેશે એમ માનીને જ ચાલવું જોઇએ. આ વાત ધાર્મિક તથા બીજી જાતના સમાજોને પણ લાગુ પડે છે. આખો માનવસમાજ કોઈ એક જ ધર્મ કે મતનો કરી શકાય એમ માનવું, અથવા દરેક વ્યકિતનો સ્વતંત્ર જ ધર્મમત હોય એમ માનવું, બન્ને અવ્યવહાર્ય છે.

૨૮ માટે જગતના વર્તમાન હિંદુ-મુસલમાન વગેરે ધર્મો નામશેષ થઇ જાય તો યે, માણસ વિચારી પ્રાણી છે ત્યાં સુધી, જુદી જુદી

જાતના ધર્મમતો નિર્માણ થવાના જ એ બધા માનવસમાજના સુખ અને શાંતિ માટે થાય અને સર્વોદયને વધારવામાં ફાળો આપે એવી જ શરતો શોધવી ઘટે, અને એ શરતોનું પાલન થાય એ રીતે પ્રચલિત ધર્મોનું સંશોધન કે નવા થનારા ધર્મોની રચના થવી જોઈએ

## (૬) ધર્મોનું સંશોધન

૨૯ મનુષ્યના શ્રેયસ્સાધનના પ્રયત્નોને પોષવા માટે જુદા જુદા ધર્મોએ જુદી જુદી બાબતો પર ભાર મૂક્યો છે ખરો છતાં, બધા ધર્મોમાં નીચેના છ અંગો સામાન્યપણે દેખાય છે તત્ત્વજ્ઞાન, આલંબન (ઉપાસના અથવા આશ્રય), ભક્તિ, સાધનમાર્ગ, તપ અને સદાચાર

૩૦ દરેક ધાર્મિક સમાજ એ અંગોને ખાસ ખાસ રીતે પોષે એમાં દોષ નથી પણ એ પોષણમાં નીચેના નિયમો પાળવા જોઈએ અને જેટલે અંશે કોઈ ધર્મ કે તેના ગ્રંથોમાં તે નિયમોનો ભંગ થતો હોય, તેટલે અંશે તેમાં સંશોધન કરી તે દોષો કાઢી નાખવા જોઈએ

૩૧ પહેલો નિયમ માનવ-અહિંસાનો સર્વે ધર્મોએ ઓછાવત્તા પ્રમાણમાં અહિંસાવૃત્તિને પોષી છે તથા તેના પર ભાર મૂક્યો છે ખરો પણ માનવહિંસાનો પૂરો નિષેધ ભાગ્યે જ કોઈ પ્રાચીન ધર્મોએ કર્યો છે, એ ધર્મોની ઉત્પત્તિ થઈ તે કાળમાં માનવોની પરસ્પર હિંસા લગભગ રોજની વસ્તુ હોવાથી પ્રાણીહિંસા કરતાંયે માનવહિંસાનો નિષેધ કરવો વધારે કઠણ માલમ પડ્યો હશે આથી, તે દિશામાં વિચાર મૂકવાનું યે ધર્મપ્રવર્તકને ભાગ્યે જ સૂઝ્યું છે પરિણામે, અહિંસાવાદી કે ભૂતદયાવાદી ધર્મોમાં યે માનવહિંસા પર ભાગ્યે જ લક્ષ અપાયું છે, ઊલટું, કેટલીક વાર તેને ઉત્તેજન પણ મળ્યું છે ખુદ ધર્મના પ્રચાર માટે યે માનહિંસા થઈ છે અને તે પુણ્યકર્મ પણ લેખાયું છે ધર્મોની આ ખામી સુધારવી જોઈએ અને, અહિંસાના પાલનમાં માનવહિંસાના નિષેધને પ્રથમ અને બીજા પ્રાણીઓની હિંસાને બીજું સ્થાન આપવું જોઈએ આમાં, આતતાયી સામે પોતાનું

કે બીજાનું પ્રત્યક્ષ રક્ષણ કરવામાં જે હિંસા અનિવાર્ય પણે કરવી પડે તેટલો જ અપવાદ યોગ્ય ગણાય. એક અપરાધ થઇ ચુક્યા પછી, ગુનેગારને સજારૂપે દેહાન્ત દંડ કે અંગોચ્છેદ કરવાની પ્રથા સર્વ નીકળી જવી જોઇએ

૩૨ બીજો નિયમ સર્વ ધર્મ-સમભાવનો એટલે કે, માણસ ભલે પોતાની બુદ્ધિ કે વૃત્તિ પ્રમાણે જુદા જુદા ગુરૂઓ, સંતો, માર્ગદર્શકો, વીરો, ઐતિહાસિક, પૌરાણિક કે રૂપકાત્મક વ્યક્તિઓ પ્રત્યે ભક્તિભાવ ધરાવે કે પોતાના તારણહાર તરીકે તેનું આલમ્બન સ્વીકારે, પણ કોઇ પણ ધર્મનો અનુયાયી એમ ન કહે તે વ્યક્તિ સમગ્ર પરમેશ્વર છે, અથવા પરમેશ્વરનો અવતાર, પેગંબર કે બીજો પ્રતિનિધિ છે, કે તેવી વ્યક્તિઓમાં સર્વશ્રેષ્ઠ છે. તેમજ એમ પણ ન કહે કે તેના જ આલંબન વિના કોઇનો ઉદ્ધાર નથી. પણ પોતાના જેવી વૃત્તિના માણસો માટે પોતાનું આલંબન યોગ્ય હોય, તો પણ બીજી વૃત્તિના માણસો માટે બીજાં યે એટલા જ યોગ્ય આલંબન હોઇ શકે છે એમ સમજી સર્વે ધર્મો અને તેના પ્રામાણિક અનુયાયીઓ પ્રત્યે આદર રાખે અને એવા આદરપૂર્વક પોતાના આલમ્બન પ્રત્યેની પોતાની ભક્તિ અને સમજણ બીજાની આગળ પ્રગટ કરવાની જરૂર જણાતી હોય તો કરે.

૩૩ ત્રીજો નિયમ પાખંડ નિષેધનો સર્વે ધર્મોમાં અનેક બાબતોમાં અશુદ્ધિ, મૂઢતા, ખામી વગેરે છે દરેકમાં કાંઇક પાખંડ, દંભીનો દુરાચાર વગેરે પણ પેઠેલા છે એમ કહી શકાય કે દરેક ધાર્મિક સમાજમાં દક્ષિણમાર્ગી અને વામમાર્ગી પંથો છે, તેમ કેટલાક દક્ષિણમાર્ગી હોવાનો દંભ કરે છે, અને કેટલાક પ્રામાણિક નિષ્ઠાથી વામમાર્ગી હોય છે સર્વધર્મસમભાવનો અર્થ એ નથી કે પોતાના કે બીજાના ધર્મમાં દેખાતી ખામી. અશુદ્ધિ કે મૂઢતાની ટીકા જ ન કરી શકાય, દંભ કે સ્વાર્થને ઉઘાડા ન પડાય, અથવા પાખંડ અને દુરાચારોનો વિરોધ ન થાય. પણ ટીકા સહાનુભૂતિપૂર્વક હોવી જોઇએ અને વિરોધ

તીવ્ર છતાં અહિંસાત્મક રીતે જ હોય. અસત્ય કે અતિશયોક્તિભર્યા આક્ષેપ, વિડંબના, ગાળાગાળી, તોછડાઈ, કે અસભ્યતાને સ્થાન ન હોવું જોઈએ. સત્યાગ્રહ આચરી શકાય, પણ બળાત્કાર વાપરી ન શકાય.

૩૪ ચોથો નિયમ સમાજવ્યવસ્થાના પાલનનો અને પડોશી ધર્મનો. એટલે કે કોઈ માણસ ભલે પોતાની રુચી પ્રમાણે ભક્તિનાં કે અનુષ્ઠાના વિધિ રાખે, કે વ્રતોનું પાલન કે ઊજવણી કરે, પણ તે બધું સાર્વજનિક અને પડોશીના યોગ્ય સગવડોને અવિરોધીપણે અને લાગણીઓને સાચવીને જ થવું જોઈએ.

૩૫ પાંચમો નિયમ સદાચારનો. દુરાચારનો બચાવ કરવની કોઈ પણ ધર્મને છૂટ ન હોઈ શકે. જેમ સત્ય, અહિંસા બ્રહ્મચર્ય, વગેરે સાર્વભૌમ વ્રતો છે; તેમ વિનય, સ્વચ્છતા, અમત્ત (Non-drunkenness) વસ્ત્રપરિધાન વગેરે સાર્વજનિક સભ્યતાઓ છે, આથી વિશ્વસઘાત, વ્યભિચાર અત્યાચાર, ચોરી, લૂંટ વગેરે આતતાયી કર્મોએ સાર્વભૌમ અધર્મો અથવા દુરાચારો અને અવિનય, ગંદકી, મદ્યાવસ્થા, સમાજમાં અવસ્ત્રતા વગેરે સાર્વજનિક અસભ્યતાઓ છે એવાં કર્મો કે ટેવોમાં ધાર્મિકતાનો ખ્યાલ પોષનાર ઉપદેશો ત્યાજ્ય સમજી કાઢી નાખવા જોઈએ.

૩૬ છઠ્ઠો નિયમ, સાર્વજનિક પ્રેયસિદ્ધિનો રાજ્ય, સમાજ, કુટુંબ લગ્ન, દાય (વારસો), ઉદ્યોગ, નગર વગેરેની વ્યવસ્થાઓમાં જુદા જુદા ધર્મો પોતાના અનુયાયીઓ માટે ખાસ નિયમો ઠરાવે કે પ્રચલિત રૂઢિઓમાં પરિવર્તન કરે, તો તે એવી મર્યાદામાં થવા જોઈએ કે જેથી તે એ ધર્મના અનુયાયીઓ કરતાં વધારે વિશાળ સમાજને હિતકારી થાય અથવા અનુકરણીય લાગે, પણ તે ધર્મના અનુયાયીઓનું જ પ્રેય વધારનારા અથવા વિશાળ સમાજ પર બોજો વધારનારા ન થાય. દા. ત. આજુબાજુના સમાજમાં અનેક સ્ત્રી પરણવાની પ્રથા હોય તો કોઈ ધર્મ પોતાના અનુયાયીઓ પર એકપત્નીવ્રતનો નિયમ મૂકી શકે પણ આજુબાજુના સમાજમા એક-પત્ની-પ્રથા હોય તો તે બહુપત્નીત્વ દાખલ ન કરી શકે. અથવા આજુબાજુના સમાજમાં

સ્ત્રીઓનો વારસાહક્ક ઓછો હોય, તો કોઇ ધર્મ તે વધારે, પણ આજુબાજુના સમાજમાં જેટલો હક્ક પ્રચલિત હોય તેને ઓછો કરનારો નિયમ દાખલ ન કરી શકે. એ જ રીતે ધર્મોનું ક્ષેત્ર આ બાબતમાં એટલું મર્યાદિત સમજવું જોઇએ કે વિશાળ સમાજ આ બાબતમાં સાર્વજનિક હિત વધારવા માટે જે ફેરફાર કરવા માગે તેમાં ધાર્મિક સમાજો તરફથી અડચણ બતાવી શકાય નહિ. આ નિયમ નવા ધર્મોને, તેમ જ બહારથી આવી નવા ક્ષેત્રમાં પ્રવેશ કરનાર ધર્મોને તથા ધર્માન્તર કરનાર ત્રણેને લાગુ પડે. મતલબ કે ધાર્મિક સમાજો પ્રેયોના ક્ષેત્રમાં જે વિશેષતા પોતાના અનુયાયીઓ માટે દાખલ કરે તે શ્રેય દૃષ્ટિએ અને સંયમની દિશામાં હોય, ભોગવૃધ્ધિના કે પોતાનાજ અનુયાયીઓના અધિકારોની વૃધ્ધિની દિશામાં ન હોય.

૩૭ આ દૃષ્ટિએ સર્વ-ધર્મ-મતોનું સંશોધન અને નવું વિવરણ થવાની જરૂર છે. ઉદાર ધાર્મિક વૃત્તિવાળા, સર્વધર્મસમભાવી ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ આ રીતે જુદા જુદા ધર્મોનું સંશોધિત સ્વરૂપ પ્રજા આગળ મૂકે તો તે સરસ સેવા થાય.

૩૮ એવું સંશોધિત વિવરણ એ રીતે થવું જોઇએ કે બહુ જ સંકુચિત દૃષ્ટિએ ન જોનાર અનુયાયીને પણ એ માન્ય થાય અને અન્ય ધર્મીઓને એમાં કશું ખટકે નહિ એ કેવળ તે તે ધર્મોની પ્રશસ્તિઓ જ ન હોય. એમાં પેઠેલા દોષોનું તથા છોડી દેવા યોગ્ય અંશોનું નીડરતાથી છતાં સમભાવથી નિરૂપણ પણ તેમાં હોવું જોઇએ.

૩૯ તે તે ધર્મના અનુયાયીઓનો આ ક્રમ કરવાનો સ્વાભાવિક રીતે વધારે અધિકાર છે. તેમને તે માટે વધારે અનુકૂળતા પણ હોવાથી તેમનું કર્તવ્ય પણ ગણાય. પણ બીજા ધર્મના અધિકારીઓ તેમ ન કરી શકે એમ માનવું જોઇએ.

૪૦ સંકુચિત દૃષ્ટિના અનુયાયીઓ તથા, જેમના સ્વાર્થ અને વામાચારને ધક્કો પહોંચે એમ હોય તેમના તરફથી આ પ્રયત્નનો વિરોધ થવા સંભવ છે. પણ જો એ ગ્રંથો સામાન્ય

જનોની પોતપોતાના ધર્મમાં કેળવાયેની ધાર્મિક વૃત્તિને યોગ્ય રીતે પોષનારાં અને એમના જ્ઞાન, આનન્દ ભક્તિ તપ સાધન અને સદાચારને યોગ્ય વલણ આપનારાં હશે, તો તે માન્યતા અને પ્રતિષ્ઠા મેળવ્યા વિના રહેશે નહિ

૪૧ આને જ અંગે પ્રાચીન કે અર્વાચીન બહુમાન્ય થયેલા ધર્મગ્રંથોની સંશોધિત (expurgated) આવૃત્તિઓ, તથા તેના પ્રમાણભૂત થઇ શકે એવા સરળ અને શુધ્ધ ભાષાન્તરો થવાની પણ જરૂર છે જેમ ભારે વિદ્વાનો સિવાય કોઇ સાધારણને હિબ્રુ ગ્રીક કે લૅટીનમાં વચાતું નથી, તેમ ઉપનિષદો ગીતા, કુરાન ઝંદ અવસ્તા વગેરેના મૂળ જેટલા જ પ્રમાણભૂત ગણાય એવા વર્તમાન લોકભાષાઓમાં ભાષાંતરો મળવા જોઇએ

(ડ) લોકધર્મ

૪૨ ઉપલા વિચારો અને સૂચનાઓ જુદા જુદા પ્રચલિત ધર્મો વિષે થયાં પણ જેમ રાજકીય બાબતોમાં કેટલાક લોક અમુક પક્ષ એક પક્ષ અથવા બીજા પક્ષના આગ્રહી હોય છે, પરંતુ સામાન્ય જનતા, કોઇપણ પક્ષ માટે બહુ અભિમાન રાખ્યા વિના, દરેક પ્રસંગે પોતાની સમજણ પ્રમાણે જે પક્ષ સારો લાગે તેને પોતાનો ટેકો આપે છે, તેમ ધાર્મિક બાબતોમાં પે બને છે ધર્મના આગ્રહી અનુયાયીઓ થોડા જ હોય છે સામાન્ય જનસમાજ જન્મ ધર્મને સાધારણ રીતે અનુસર્યા કરે છે, છતાં એ વિષે અત્યંત અભિમાન રાખતો નથી ધર્માન્તર કરનારાઓનો મોટો ભાગ આ લોકોમાંથી જ નીકળે છે

૪૩ તેથી સર્વ જાણીતા ધર્મોથી તટસ્થ રહી પ્રજાની ધાર્મિક અને સદાચાર પ્રિય વૃત્તિને કેળવે એ રીતે તત્ત્વજ્ઞાન અને ધર્મના સરળ નિરૂપણની જરૂર છે એમાં તત્ત્વજ્ઞાનની સાદામાં સાદી સમજ, આરાધન (ઉપાસના) નું શુધ્ધ સ્વરૂપ ભક્તિની અસાંપ્રદાયિક અને અકર્મકાંડી રીત, સાધના અને તપનાં બુધ્ધિ ગમ્ય પ્રકારો તથા સામાન્ય માણસોની નૈતિક કેળવણીને એમાનુષ રીતે વધારે એ રીતે સદાચારના સરળ નિયમોનું નિરૂપણ

હોય, તથા જગતમા થઇ ગયેલા ધાર્મિક પુરુષોના જીવનમાંથી ચમત્કારોને અલગ કરી તેમની ધર્મભાવના, ઇશ્વરપરાયણ તથા ઉચ્ચ ચારિત્રને દેખાડનાર ચારિત્રો હોય આમવર્ગ અને શુધ્ધ જિજ્ઞાસુઓ માટે તો આ જ ધર્મ અને ધર્મગ્રંથો થઇ જશે.

૪૮ ધર્મ અને તત્વજ્ઞાનના ચારિત્રવાન અભ્યાસીઓ અને ધાર્મિકવૃત્તિઓના પ્રબુધ્ધ કવિઓ તથા લેખકો આ જાતના સાહિત્યદ્વારા પ્રજાની સારી સેવા કરી શકે.



### કલા-વિભાગના પ્રમુખ

## શ્રી. રવિશંકર મ. રાવળનું

### વ્યાખ્યાન

# ચિત્રસૃષ્ટિ

ઉગે રવિ–ઉગે ઉષા અરુણ કે ભગક્રિયો કહો
ઉગે નભતટે અહા, કંકણુ રેત–ટીંબા શિરે
ઉગે દગ સુખીદુખી ઉર ઉતારતી રેખમાં,
સ્ફુરે કલમ ત્યાગ–રાગ પદભવ નિચોવતી રંગમાં,
ઘડે તનમરોડ ત્યાં, કથતિ ગુણ ચારિત્રના,
કટાક્ષ ચિતરે તિહાં, પટ ઉકેલતી દૈવના,
છબી જ નિરમે તિહાં પ્રકૃતિ મૂકને અર્પતી
અશબ્દ પણ કાનમીં ગજબ ભાખનારી ગિરા

પધાર, સખિ! હેતને ઉમળકે વધાવું ત્હને,
અકેલ હતિ, આજ બે'ન મુજ માજણી બ્હેનડી!
અને સદન આ ભલે કંકણુ રેત–ટીંબા રહ્યું,
ઝિલી કિરણુ આભના, રુચિર બેઉ સાથે હવે
સુકોમલ અનંગમાલ, મધુરા રસે લ્હેરતા,
ઉરો હિંચવતી, સુધાપુટ પીવાડતી, રૂપસી

—બ. ક. ઠાકોર

ઇ. સ. ૧૯૩૩ ના જાન્યુઆરીમાં ગુજરાતના એક અગ્રગણ્ય વયોવૃદ્ધ સાક્ષરની કલમે ગુજરાતની કલાના સ્વાગતમાં આ પંક્તિઓ લખાઇ ત્યારે મને ખ્યાલ પણ નહોતો કે જાણેઅજાણ્યે ગુજરાતની સાહિત્યદેવી ખરેખર આ 'અશબ્દ ગિરા'ને 'આવ



શ્રી. રવિશંકર મહાશંકર રાવલ

પ્રમુખ કલા વિભાગ

ગુજરાતી સાહિત્ય પરિષદ સમેનન

તેરમુ અધિવેશન કરાચી

૧૯૩૭-૩૮

ભેટ મુજ માજણી બેન' 'હેતને ઉમળકે વધાવું તને' કહી કેટલી સહૃદયતાથી તેને હુંફમાં લેવા ઇંતેજાર હતી! નહિ તો આ સ્થાને, જ્યાં હજી ગઇ સાલેજ કાકાસાહેબની પુણ્યસલિલા ગિરાદ્વારા ગુજર જનતાએ કલાની અનોખી પાવનકારી પિછાન કરી છે ત્યાં, તે પછી મારા જેવા 'મૂક વાણી'ના ઉપાસકને એ પરંપરામાં અધિકારી ઠરવાનું સદ્દભાગ્ય શી રીતે મળે? હું એમાં જરૂર ગુર્જર વાઙ્મયના ઉપાસકોનો કલા પ્રત્યેનો પ્રેમ અને પક્ષપાત જોઉં છું. પણ એથી મારા પર આવી પડેલું કર્તવ્ય મારા ભાષાસાહિત્યના અભ્યાસની ઊણપને લીધે મને જરા મુંઝવણ કરાવે છે.

સુભગ્યે આ કાર્યમાં સહાય કરી શકે એવા ઘણા કલાકોવિદો ગુજરાતમાં છે, અને એ બધાનો સહકાર અને સહચાર થઇ શકે તો કલાનું સંસ્કરણ અને સમાદર યથોચિત રૂપે થઇ શકે. શ્રીયુત નાનાલાલ ચમનલાલ મહેતાએ તેમના કલાસાહિત્યથી હિંદી જનતા પર જે ઉપકાર કર્યો છે તેના માટે ગુજરાત પહેલું હકદાર બનવુ જોઇતું હતું. સ્વ. કનૈયાલાલ વકીલ જતાં કલાકારોએ એક મોટો ભેરુ ગુમાવ્યો છે. તેમણે પોતાની લકતની ખાતર અંગ્રેજી ભાષામાં જ પોતાની કલાકંડિકાઓ પ્રચારી અને ગુજરાત છતે પાત્રે તેમનો રસ ન લઇ શક્યું. એ સમય આવે તે પહેલાં ભાવી અન્યથા કરી ચૂક્યું.

શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી આપણી પ્રાચીન મૂર્તિકલા અને સ્થાપત્યના નિષ્ણાત અભ્યાસી છે અને તેમની પાસેથી કલાસાહિત્યમાં અમૂલ્ય ફાળો મળે એમ છે. અમદાવાદના શ્રી. સારાભાઇ નવાબે 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામનો મોટો કલાગ્રંથ તૈયાર કરી ગુજરાતના કલાસાહિત્યમાં સંગીન વધારો કરી આપ્યો છે. શ્રી. મંજુલાલ ર. મજમુદારે ખૂણેખાંચરે પડેલી સામગ્રી શોધી હમણાંથી તળપદી ગુજરાતી ચિત્રકલાના અભ્યાસમાં જે શ્રેણીબદ્ધ લેખમાળાઓ પ્રકટાવવા માંડી છે એ તેમને ભાષાના ઇતિહાસમાં તેમ જ કલામીમાંસકોમાં આગળ પડતું પદ અપાવે એટલી સચોટ અને

ગુણગ્રાહી છે ડૉ. હરિપ્રસાદ દેસાઈએ પોતાની વક્તૃત્વશક્તિ અને લેખિની કલાની સેવામાં અર્પણ કર્યાં જ છે એવું લાગે છે આમજનોને પણ કલાનું માહાત્મ્ય સમજાવવામાં દાક્તર સાહેબ પોતાની કલા પરની દિલ્લગીથી જ ફતેહમંદ થાય છે શ્રી ગગનન વિશ્વનાથ પાઠક અને શ્રી ધીરેન્દ્રરાય મહેતાએ સાહિત્ય પરિષદના નિબંધોમાં સ્થાપત્યકલા ઉપર લેખો આપ્યા છે અને તેઓ હજુ પણ પ્રસંગોપાત પુસ્તકો, વ્યાખ્યાનો અને ચર્ચાઓથી પ્રજામાં કલાસંસ્કાર ફેલાવતા રહ્યા છે એ જ રીતે અંબાલાલ પુરાણી, કાવ' ખંભાતવાળા, ઝવેરચંદ મેઘાણી, બચુભાઈ રાવત, ચન્દ્રવદન મહેતા, ધનસુખલાલ મહેતા, જિતુભાઈ મહેતા, ફિરોજશા મહેતા, હરકાન્ત શુક્લ વગેરે ગુજરાતના તરુણ સાહિત્યકારોએ કલાના સમુત્થાન માટે વિવિધ સાહિત્ય સર્જ્યું છે પ્રાચીન-અર્વાચીન કલા, નૃત્ય, અભિનય સંગીત સિનેમા, ફોટોગ્રાફી, મુદ્રણ વગેરે કલાઓના એ મીમાંસકો અને પ્રવર્તકો પણ ધારે તો સાહિત્ય પરિષદના અંગમાં રહી પ્રજા પર ઘણી અસર લાવી શકે અને પ્રજા પર કાબૂ ધરાવતી એ બધી કલાઓને સરકાર અભ્યાસ અને રસિકતાના જળે સંશુદ્ધ રાખી શકે એ ઉપરાંત આપણી વિદ્યાપીઠોએ પણ કલકત્તા યુનિવર્સિટી જેવાનું ઉદાહરણ લઈને હવે કલાના પ્રતિષ્ઠાન માટે એક આસન (chair) નિર્માણ કરવાનો વખત આવી લાગ્યો છે

એક વાત સ્પષ્ટ છે કે આખા ગુજરાતમાં, શું વિદ્વાનો, શું સંસારીઓ કે શું વેપારીઓ કલાના આભલા કિરણ' જીવવાને ખરેખરા ઈંતેજાર તો છે જ પણ તેમની ઇચ્છાઓ પૂરવા તૈયા થએલી આ 'અશબ્દ પણ કારમી ગર્જના ભાખનારી ગિરા'ને, પૂ. ગાંધીજીએ ગયે વર્ષે પૂછેલો પ્રશ્ન એ કલા ગામડાને શું આપી શકે? હજુ ઊભો જ છે એનો ઉત્તર સ્પષ્ટ અપાશે ત્યારે જ કલાની સાર્થકતા સધાશે

આ પ્રસંગે એ પ્રશ્ન જ મારા મન ઉપર ઘૂમ્યા કરે છે, પણ તેનો ઉકેલ કરી શકીશ કે નહિ તે હું કહી શકતો નથી, છતાં હું આશા તો રાખું કે મારી નિષ્ફળતાએ એ પ્રયત્ન બીજા સમર્થ અભ્યાસકો

અને ચિંતકો ઉઠાવી લે અને પાર ઉતારે તો જનતાના એ મહાન પ્રતિનિધિ આગળ કલાનું બિરદ પૂર્ણ થાય.

પણ મોટો સવાલ તો એ રહે છે કે એ પ્રશ્નોનો જવાબ ક્યાંથી મળે ? કલાનાં સ્વરૂપો કંઇ આજકાલમાં નિર્માયાં નથી. માનવી તેની કોઇપણ જાતની ચર્ચા કે વિવેચન કરવાનુ શીખ્યો તે પૂર્વે, હજારો વર્ષ પહેલાં. સંસારમાં કલાનાં પગરણ થઇ ચૂક્યાં જ હતાં, અને કલા કોઈ વસ્તુને કે ભાવને લક્ષીને અથવા તત્ત્વાનુસંધાન રાખીને માનવીના મગજના એક ફાંટા રૂપે બહાર પડી ચૂકી જ હતી. પછી ભલે બીજા યુગના માનવીને તે કોયડો લાગી. અને આજે તો આપણી સામે યુગોના અસ્તરમાંથી ક્રમિક સ્વરૂપાન્તરો કરી કલાકૃતિઓની મોટી પેઢીઓની પેઢીઓ ઊતરી આવી છે. દરેક ખંડ, દરેક દેશ અને દરેક પ્રાંતમાં પ્રાચીન યુગથી આજ સુધીમાં અજબ શિલ્પ, અજબ ચિત્રકામ કે નાટ્યસ્વરૂપો અને નૃત્યલીલાઓની પરંપરા તથા રૂઢાકૃતિઓ અસ્તિત્વ ધરાવે છે; તે એટલે સુધી કે કોઇ દેશમાં બાપદાદાની જ કલાશ્રેણીઓ તેના વારસો ઇનકારે એટલુ ભિન્નપણું અને છેટું પડી ગયું છે. કલાનું પ્રમાણપત્ર કે ચિઠ્ઠી ચોડી આપનારા જે જમાનામાં નહોતા એ જમાનામાં થએલી કૃતિઓને કલા તરીકે આવકારવા લાગેલ આજના કલાકોવિદોને કોણે એ અધિકાર પર નિયુક્ત કર્યા ? શી રીતે તેઓ તેના ગર્ભિત સંકેતને સમજવા લાગ્યા ? શા માટે તેઓ જૂના પથરા, પૂતળાં, તાડપત્રો, પોથીઓ, ઓળિયાંઓ, ધાતુપ્રતિમાઓ મમીઓ વગેરે સંઘરી સંઘરી મોટા મહાલયોમા સાચવવા લાગ્યા ? શિવ, પાર્વતી, કૃષ્ણ, અસુર વગેરેની કથાઓમાં શ્રધ્ધા નહિ રાખતી પ્રજા પણ આજે શા કારણે તેમનાં નામથી થતાં તાંડવો અને રાસલીલા જોવા અધીરી બને છે ? આ બધા પ્રશ્નોની સાંકળ જોડીએ છીએ ત્યારે આપણને લાગે છે કે કલા નામનુ કોઇ તત્ત્વ એ બધામા એક પડઘો પાડી રહ્યું છે. પણ એને ઓળખવું શી રીતે ?

એક વખત આપણો દરેક સુશિક્ષિત માણસ ગ્રીક કલાની વાત કરતાં અજબ માન અને ભવ્યતા અનુભવતો; ઇટલી, જર્મની કે

ફ્રાન્સની ભભક અને ફ્રોરમથી અજાનતો એનુ કારણુ શોધીએ તો દૂર જવુ નહિ પડે એની નજર સામે રજૂ થતા એ દેશની કલાઓના નમૂના અને તે પર લખેની એ દેશના વિદ્વાનોની પ્રશસ્તિઓ જ તેના પર મ ત્ર ચનાવતી આજે સમયના પનગે ક ઇ નવો જ છ યુરોપના કનાપ્રશસ્તિકારોએ એકાએક અજ તા, ઇનોરા અને એલીફન્ટા જેયા, જૂના ચિત્રો જોયા, ગરમા જોયા રસિ જોયા એક વખત જગલી ગણાતી પ્રજાના નૃત્યો જોયા, અને તેને કનાનુ બિરદ આપી માનવતા કરી દીધા ત્યારે આપણા વિદ્વાનોની આખો ઉઘડી, અને તેઓએ ચોળતા ચોળતા તેન આશ્ચર્ય અનુભવે તે પહેલા તો પેનાઓએ તે પર પુસ્તકો ને પ્રવચનોની હારમાળા ખડકી દીધી છે અને તેના પરિચય તથા પરિશીલનથી આપણી પેઢીએ પોતીકી કલાસપતિ પર નવો પ્રકાશ પડતો જુએ છે

ઇ સ ૧૮૮૦ ની સાલથી મુબાઇને અજતાના અસ્તિત્વની ખબર હતી, ઇનોરા તેને જાણીતી હતી અને એલીફન્ટા તો તેના આગણા મા જ હતી, છતા મુબાઇની યુનિવર્સિટીને અને તેના વિદ્વન્મ ડળને વર્ષો સુધી ત્યાના બેનમૂન કલાકૃતિઓ ઇજિપ્તના પીરામીડો કરતા યે વધુ ગહન અને અકલ્પિત રહી હતી ગુજરાતના શિ પ અને લાકડકામને તો હરરાજ કરી નાંખવા જેવુ, ખાવી ખાડા પૂરવાના ઉપયોગનુ કે નવા મકાનોની ભીતો પૂરવાને લાયકનુ માનનાર અધિકારીઓ અને નગર જ ! હજુ પણ સુલભ છે ધર્માધિકારીઓએ પણ મન્દિરોની ભીતો પરના કલાશણુગારો અને ચિત્રોન તેલના રગડાથી પીનવામા અથવા ચૂનાના કૂચડાથી ઢાકી દેવામા દેવની અર્ચના માની લીધી આમ, કના પ્રતિની એક પ્રચડ અજ્ઞાનભરી બેદરકારી અને નાસ્તિકવાદ લોકો પર આજ સુધી આધી કરી રહ્યા હતા અને એના પરિણામે જ આજે જીવનની સ્થૂલ તેમ જ સૂક્ષ્મભાવ પોષક બધી પ્રવૃત્તિઓમા તોછડાપણુ ખરછટપણુ અને કુટિલતા પ્રવેશી ગયાં છે

આમ કહીને હુ મનુષ્યના ચારિત્ર્યના ભાવોને કલા–નિર્માણુ સાથે જોડી દઉ છુ એથી ઘણાને નવાઇ લાગશે પણ એ ખરી જ બીના છે કે આકૃતિની રુચિરતા અને સુ દરતા પરખવાની આખ પ્રજાએ ગુમાવી

એટલે જ એને જીવન જોગવવાની કુરૂપ અને બેડોળ સામગ્રી ચલાવી લેતાં સંક્ષોભ થતો નથી. શા રીતે માણસ દશ્યમાન જગતને પોતાના આંતર જગત સાથે સાંકળી લે છે એ પ્રકાર આજના માનસ-શાસ્ત્રીઓને હવે અજાણ્યુ હોવો જોઇએ નહિ. પણ એમનો અવતાર થયો તે પૂર્વે મનુષ્યનો આંતરબાહ્ય જગત વચ્ચેનો વ્યવહાર તો સ્થપાઇ ચૂકયો હતો; એટલે આજે તો એમને પોતાના ગજ વડે એ વ્યવહારના કાનૂનો શોધવાનો જ પરિશ્રમ કરવો રહ્યો છે.

પણ આકૃતિઓ અને દશ્યમાન કલાકૃતિઓને ઓળખવા માણસને પ્રભુએ એક સરસ સાધન આપ્યું છે: 'દષ્ટિ'. તે 'દષ્ટિ' નો જો કોઇ બરોબર ઉપયોગ કરી શકે તો કલા અને કલાના પ્રકારોનો પરિચય સરલ બની જાય. આ વિષયમાં હું કલા શબ્દથી દશ્યમાન થતી કલાપ્રવૃત્તિને જ સંબોધું છું. દશ્યમાન જગત અને આંતર જગત વચ્ચે વ્યવહાર સ્થાપનાર મૂળ કારણ આ 'દષ્ટિ' છે. દષ્ટિ અને નેત્રનો ભેદ તો સુસ્પષ્ટ છે. નેત્ર અવયવ માત્ર છે, દષ્ટિ તેની મારફત થતો મનોભૂમિ સુધીનો વ્યવહાર છે.

દષ્ટિ મનુષ્યના જન્મની સાથે જ મળી હોવાથી તે વડે થતા મન પરના આઘાતો-વ્યાઘાતોથી કોઇક જ બચી શકતુ હશે. દષ્ટિ સમીપ આવતા આકારો, રૂપો અને પ્રવૃત્તિઓ મન ઉપર જે માહિતીઓનો ભંડાર ભરે છે અથવા મન પોતે તે દ્વારા જે જે સંઘરે છે તેને માટે આપણી પાસે એક બહુ જ સમર્થ શબ્દ છે: 'ચિત્ર'. ચિત્તને દષ્ટિ મારફત જે કંઇ મળે છે તે જ ચિત્ર. જે દષ્ટિ ચિત્રરૂપે દશ્ય પદાર્થોની માહિતી રજૂ કરી શકતી નથી એ દષ્ટિ કુંઠિત છે; અથવા એ દષ્ટિ ખરું ચિત્ર પકડતી નથી પણ તેના પ્રતિનિધિરૂપ કોઇ સંકેતને પકડી લે છે, એટલે કે મૂળ પદાર્થ કે સ્વરૂપ છોડી દઇ તેને કોઇ એક અંગથી કે ભાગથી ફરી પિછાનવાની નોંધ માત્ર તે રાખે છે. જેમ કોઇ ગાય જોઇને તેનાં શીંગડાં જ યાદ રાખી લે, પહાડ જોઇને તેનું શિખર જ માત્ર યાદ રાખે, તેમ; આમ સમગ્ર સ્વરૂપ ધારણ કરવાને અશક્ત નીવડેલી દષ્ટિને સંકેતોથી નિભાવી લેવું પડે છે અને તેથી વખત જતાં તે વ્યવહારનુ પ્રતિવર્તન કરતી વખતે ચેષ્ટા અથવા ભાવથી એટલો જ સંકેત વાપરે છે. આવા સંકેતોમાંથી ભાષાનાં ચિન્હો અને

કનાના સ્વરૂપો જન્મે છે ભાવ ચિન્હાથી ઉદ્ગાર કરે છે કના સ્વરૂપના સકનનની મૂળ યવહાર કે સ્વરૂપ રજૂ કરવા મથે છે એટને જ તે વધારેમા વધારે સચોટ રીતે રજૂઆત ક વા સમર્થ થાય છે મૂળ દર્શન રજૂ કરવામા ભાવના પ્રયોગ જ્યા અફળ રહે છે ત્યા ત્યા એ ભાવ અનેક સ્વરૂપો, ચેષ્ટાઓ, અભિનયો, નૃત્યો, મૂર્તિઓ અને ચિત્રોમા પ્રગટ કરે છે આ સર્વ દશ્ય કળાઓ એકમેકને ગાઢ પણે જોડાએલી છે—એટને સુધી કે તેમના સ્વરૂપનિર્માણના કાનૂનામા ભાગે જ કઇ ફરક રહે છે, અને એથી જ તેનો સમાદાર કરનારા એક જ હિસાબે તેમને સઘરે છે

जङ्गमा स्थावरा वा प य सन्त भुवनत्रय ।
तथा स्वभावस्तद्दृत्करण ।चत्रमुच्यत ॥
चित्रशि पसर्वाङ्गदस्यकरण दित्रमित्यभिधीयत

ભારતના પ્રાચીન સપ્રદાયમા પણ ચિત્રને આ રીતે જ ઓળખ્યા નુ છે જગમ સ્થાવર જે કઇ હાય તેના સ્વભાવ સાથે તેને રજૂ કરવુ તેને જ ચિત્ર કહેવુ ચિત્ર એટલે આપણે સમજીએ છીએ તેમ માત્ર કાગળ ઉપરની આકૃતિ નહિ પણ દષ્ટિ દ્વારા ચિત્ત ઉપર જે વ્યવહાર રમી રહે છે તનુ નિરૂપણ

આથી ચિત્ર શ દ બધી જ દશ્ય કળાઓને લાગુ કરી શકાય એટલુ જ નહિ પણ તેના કલાવિધાન માટે ચોક્કસ પદ્ધતી કે રેખાનબંધનો સ્વીમ વા પડે રગ અભિનય અગમરોડ રૂપરચના અને સમગ્ર દર્શન પર ચિત્રકળનો જ અધિકાર અને અકુશ રહે છે ખરુ જોતા એ કળાઓ અલગ પ્રકારો નહિ પણ ચિત્રકળાના જ વિસ્તૃત અને સજીવ સ્વરૂપો છે

માત્ર હાથપગ ઉચાનીચા કરવાથી નૃત્ય થતુ નથી દષ્ટિની સામે બધાએના પગ પગ અગોના તથા નેત્રોના રેખાવિન્યાસો સચવાય તો જ નૃ ય સાર્થક બને છે અનવત્ત, આ કલામા સગીત અને ચિત્રની સીમાઓ એકમેકમા ગસ તેની દેખાય છે ગાનને તાનનો કે ઘુંઘરાનો ધ્વનિ ગુંજન આપી શકે તે જ હિસાબે હાથ, પગ કે વર્ણના ભાવોનુ પરિવર્તન અને દિવ્યાત્ર આવશ્યક

રહે છે. પણ સ્વરના અભાવે ય નૃત્ય રૂપે આલેખાએલાં શિવ, પાર્વતી, ગણેશ વગેરે, માત્ર તેમના અંગભંગો વડે સૌંદર્યમૂર્તિ બની બેઠેલાં કોતરાઇ ગયાં છે.

એટલે કે દૃશ્ય કળાઓ માત્ર નેત્રાકર્ષણ માટે અને એ રીતે બીજાં ચિત્તોનું અભિસંધાન કરવાને ચિત્રકળાના આવશ્યક ધર્મોને અધીન રહે છે જ એ માટે આપણા શિલ્પશાસ્ત્રનો એક પ્રમાણભૂત શ્લોક પણ છે:

रूपभेदा प्रमाणानि भावलावण्ययोजनम् ।

सादृश्यं वर्णिकाभङ्ग इति चित्रषडङ्गकम् ॥

આ શ્લોક અગિયારમાં સૈકામાં વાત્સાયનસૂત્રના ટીકાકાર યશોધરે ટાંકેલો છે, એટલે તેના સમયના વિદ્વાનોમાં તે સુપરિચિત હોય તો પ્રજાને તેનું ભાન એથી પણ જૂનું હોવું જોઇએ. અને હિંદી ચિત્રકલાનો ઉપક્રમ તો ઇશુની પહેલાં બે શતાબ્દીથી થઇ રહ્યો હતો એ સુસિધ્ધ થયું છે. આ શ્લોક ઉપર શ્રી અવનીન્દ્રનાથ ટાગોરે ઘણો પ્રકાશ પાડતું વિવેચન કર્યું છે.

એ શ્લોકમાં જણાવેલાં કલાનાં છ અંગો—રૂપભેદ, પ્રમાણ ભાવ, લાવણ્યયોજના, સાદૃશ્ય અને વર્ણભંગ—વિષે જરા વિસ્તારથી વિચાર કરીએ.

### રૂપભેદ

'રૂપ' શબ્દથી આપણે આંખને તૃપ્ત કરે એવી જ આકૃતિઓ સમજીએ છીએ; પણ ज्योति पश्यति रूपाणि એ વાક્યથી રૂપ કોને કહેવું તે સ્પષ્ટ થઇ જાય છે

રૂપ શબ્દથી વસ્તુનું અસ્તિત્વ પ્રત્યક્ષ થાય છે; પણ દેખાતી વસ્તુનો જે ખ્યાલ ચિત્તમાં ઊતર્યો હોય, એટલેકે દૃષ્ટિજ્યોતિ જેટલું ગ્રહણ કરી શકે તેટલું જ રૂપ માનવી જોઇ શકે છે. આમાં ઘણા ભેદ પડી જાય છે સામાન્ય માણસ એક પદાર્થ જુએ છે તેમાં અને કલાકાર પોતાની દૃષ્ટિની તીવ્રતાથી તે પદાર્થના જે અનેક અંગો અને સ્વભાવ જોઇ શકે છે તેમાં ફરક પડે છે આપણને જીવનની જરૂરિયાતોનું દમાણ એટલું બધું રહે છે કે આપણી

નિરીક્ષણશક્તિને તેની જ સેવામાં રોકાઇ જવું પડે છે અને તેથી સમય તથા તકલિફનો બચાવ કરવા આપણે વસ્તુના ઉપયોગ જેટલા ભાગો તરફ જ ધ્યાન આપીએ છીએ, એટલે પુન તેને ઓળખી શકીએ એટલો જ પ્રકાર આપણા ચિત્ત ઉપર નોધાય છે અને બાકીનુ બધું અવલોકન એળે જાય છે. આનુ વ્યવહારમા માણસ જાણે પદાર્થ પરની ચિઠ્ઠી જ વાચતો હોય અને પદાર્થ નીરખતો ન જ હોય એવુ લાગે છે, એટલે કે વ્યવહારની બધી જ વસ્તુઓ પર આ અધારપછેડો પડયો રહે છે જ્યારે આપણે ઉપયોગ સિવાયના હેતુથી કોઇ દૃશ્ય નીરખીએ છીએ ત્યારે જ આપણે તેનુ ખરું દર્શન કરીએ છીએ નકશીદાર પાત્ર કે હીરો હાથમાં લેતા જ ગમે તેવો માણસ પણ તેના ખપનો વિચાર બાજુ રાખી જરાકે રસથી તે પર પોતાની નજર ઠેરવ્યા વિના નહિ રહે

નજરની બારીકી પરત્વે જનસમુદાયમા એટલુ અણુધપણુ છે કે ઘણી વાર પદાર્થોના રૂપ વિષે તેમને કશો ખરો ખ્યાલ હોતો નથી ચિત્રકામ માટે તેઓ એક જ કસોટી ધરશે, કે તે કુદરતને બરોબર મળતુ છે કે નહિ ખરુ પૂછો તો કુદરત કેવી છે તેની જ તેમને ખબર હોતી નથી તેમણે કઇનું કઇ જોઈ રાખ્યુ હોય છે, એટલે ચિત્રકાર જ્યારે કઇ સચોટપણે જોએનુ રજૂ કરે છે ત્યારે "આવુ તે કદી હોતુ હશે ?" કહી તે તેનો વિરોધ કરે છે

માણસો ચિત્રોમા જ પદાર્થો અને કુદરતનુ સાચું સ્વરૂપ પામી શકે, કારણ કે ચિત્રકારે દૃષ્ટિના અભ્યાસ વડે જે સશુદ્ધિ કેળવી હોય છે તે કેળવવાની તેમણે કદી તકલિફ લીધી હોતી જ નથી ચિત્રકાર દસ જાતના મનાતી જુએ છે ત્યારે તે પ્રત્યેકના ચહેરાના અનેક છેદવિચ્છેદની તપસીલ કરી શકે છે, જ્યારે સાધારણ દ્રષ્ટાને તે અમુક પાઘડીવાળા કે મૂછોવાળા ચહેરા જ લાગે છે

હ્રસ્વ, દીર્ઘ, સ્થૂલ, અનુદગ્ર, શુક્લ, કૃષ્ણ, પીત, નીલ, કાઠન, ચિક્કન, શ્લથ, પિચ્છિલ, મૃદુ, દારુણ વગેરે વિશેષણો

રૂપભેદ માટે વિદ્વાનો વાપરતા. એ બધાનાં સહસ્ત્રાવધિ મિશ્રણોનું જ્ઞાન આ રૂપભેદ નામના અંગમાં સમજાય છે. प्रतियोगिविया यौविद्रियते न स्वरूपत । લૌમિતિક જગ્યા રોકતો આકાર જોવો એટલે જ રૂપજ્ઞાન નહિ, પણ તે દ્વારા મન પર થતો વ્યાઘાત અનુભવવો મેં વાઘ જોયો એટલું કહું તો રૂપજ્ઞાન ન કહેવાય. વાઘના રૂપની દારૂણતા અને તેનાથી થતો ભયસંચાર રૂપના જ્ઞાનમાં જ સમાઇ જાય ગુલાબની પાંદડી જોતાં તેના સ્પર્શથી અનુભવાતી મૃદુ મનોહર ગલગલી પણ અનુભવવી જોઇએ, એટલે કે રૂપમાં છુપાએલો આંતરસ્વભાવ પકડવો જોઇએ. ચીતરેલી સ્ત્રી માતા દેખાય છે કે પ્રિયતમા એ રૂપભેદની કસોટી છે.

પણ આંખ સામે દેખાય એ બધું જ રૂપ માની સ્વીકારવું પડે તો પદાર્થની ઘણી મામુની અને અણગમતી વિગતો પણ ગળી જવી પડે અને નિત્ય પરિચયે એ સ્વરૂપોનો અણગમો થાય. આથી પદાર્થોના રૂપમાંની રુચિરતા પકડી લેવી જોઇએ. આ રુચિ-પ્રકાશકિરણ-રમ્યતા ઉપર ચિત્તનો નિર્વાહ છે ચિત્તની રુચિ અને પદાર્થની રુચિનો મેળ જામે છે ત્યારે જ તેમાં આનંદ અને સાન્દર્યનો અનુભવ થાય છે. એ ન હોય ત્યારે કુરૂપતા અને કલેશ જણાય છે સુરુચિના બળે જ આપણે કુદરતમાંથી સુંદર આકૃતિઓને પરખી લઇએ છીએ અને તેનો સંગ્રહ કરીએ છીએ આપણને મોર ગમે છે અને કાગડો ગમતો નથી; કમળના ફૂલની પાંદડી ગમે છે અને તેનો અનેક પ્રકારનાં સુશોભનોમાં આપણે ઉપયોગ કરીએ છીએ; પદાર્થોના રંગો અને બાગમાંથી રુચિપૂર્વક ઉપાડી લઇને નવાં નવાં સર્જનો કરીએ છીએ; ચિત્તમાં સુરુચિનો સંભાર વધારતા જઇએ તેમ પદાર્થ માત્રમાંથી રુચિના પ્રતિબિંબ ઝીલતા થઇએ છીએ. આ ક્રિયા માટે જ રૂપભેદનો અભ્યાસ અને જ્ઞાન અત્યંત આવશ્યક છે. ननु ज्ञानानि भिद्यन्तामाकारस्तु न भिद्यते

## પ્રમાણ

બીજું અંગ 'પ્રમાણાનિ' છે. જેનું અને જે આલેખ્યું તે ખરું છે કે ખોટું એ નક્કી કરનાર પ્રમાણબુદ્ધિ જ છે. ઊંચું, નીચું, જાડું,

પાતળું, દૂર, નજીક, સીધું કે આડું અથવા શરીરયષ્ટિનું સમતોલપણું વગેરે 'પ્રમાણ'માં આવી જાય છે. માણસની પ્રમાણબુદ્ધિ એક અજબ સાધન છે. આકારનું ધનત્વ જ નહિ, પણ રંગ, દશા, છાયા, પ્રકાશ પ્રત્યેકનું માપ પાડનારી પ્રમાણબુદ્ધિ ગજબ કામ આપી શકે છે. પ્રાણી માત્રમાં એ જાતા ઓછા અંશે ઊતરેલી છે. તે બળે જ તે ખાવાનું શોધી કાઢે છે, પાણીની જગ્યાએ પહોંચી જાય છે કે ભયની ચેતવણી પામે છે

આ પ્રમાતા ચૈતન્યની ખૂબી એ છે કે કોઇ પણ વસ્તુ સમીપ આવે તે પૂર્વે તે આગળ પડીને તેને આવરી લે છે ને જાણે મનમાં પૂર્વે તે જાણીતી હોય એવી કરી દેખાડે છે.

मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं वेद्यमेति तत् ।
मेयाभिसंगतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥ (पंचदशी ४–१०)

આથી ચિત્ત એ પદાર્થમય બનીને સ્વરૂપનું સંધાન કરી આપે છે. સતત જાગૃતિપૂર્ણ અભ્યાસ અને ક્રિયાબળથી આ શક્તિ સતેજ અને શુધ્ધ રાખી શકાય છે. એના વિના ઘડી ન ચાલે. ઇતર પ્રાણીઓ તેમને જરૂરપૂરતી આ શક્તિ જન્મથી મરણપર્યંત સચેત રાખવાનો કુદરતી પ્રયત્ન મેળવે છે. પણ માણસ તેનો અમર્યાદ વિકાસ કરી શકવાનું સામર્થ્ય ધરાવતો હોઈ તેને જ્ઞાનપૂર્વક તેનો અભ્યાસ કરવો પડે છે અથવા પ્રમાદથી ગુમવી પણ દે છે. આપણે રોજ પરિચયમાં આવતા હોઇએ એવી બાબતોમાં પ્રમાણો અને માપની પરીક્ષા લઇએ તો મોટે ભાગે ખોટા નીવડવાના અચાનક કોઇને પૂછો કે તમારા ઘરની બહાર પગથિયાં કેટલાં છે તો ભાગ્યે જ સાચો જવાબ મળશે.

### ભાવ

સ્વરૂપોમાં આવેશના ઉછાળા દેખાય ત્યારે આપણે તેને વિવિધ જાતોથી ઓળખીએ છીએ. બહારના કે અંદરના કારણે ચિત્તનું સાધારણ સ્વરૂપ બદલાય ત્યારે ભાવનો ઉદ્ભાવ થાય. આપણી જ્ઞાનેન્દ્રિયના ત્રણે પ્રકારોથી શરીરના દેખાવ પર અસર કરનાર ભાવ છે સ્થિર વાસણમાં પાણી હોય એવું મન શાન્ત

હોય, જેમાં રંગ પણ ન હોય કે નિક્ષોભ પણ ન હોય, તેમાં જ્યારે ભાવ આવે ત્યારે લાગણીઓ, ઉસ્કેરાટ અને અનેક રંગો પ્રગટે. એ જ પ્રમાણે કુદરત પણ વાતાવરણના વિક્ષોભે બદલે છે જ.

ભાવથી પ્રેરાએલાં અંગો અનેક હીલચાલો કરે છે, પણ ભાવની પાછળ છુપાએલ હેતુ—વ્યંજના જેમાં સ્થિત્યંતરનું કારણ રહેલું છે એ તો માત્ર મનથી ગ્રહણ કરી શકાય. એ કામ આંખ નહિ કરી આપે. તમે દુઃખમાં હશો અને કોઈ આનંદના મેળાવડામાં બેઠા હશો તો એ મેળાવનું વર્ણન પણ દુઃખની માત્રા વધાવનારું થવાનું ખરી કરામત તો વ્યંગ્યની યોજનામાં જ છે. જે ચિત્ર કે જે કાવ્ય વ્યંજનાનો સુંદર પ્રયોગ કરી બતાવે તેનું મુલ્ય વધારે થાય છે જ. શ્રી. ટાગોર કહે છે કે ભાવ મારફત મળતું સૂચન આપણે પિછાની શકીએ નહિ તો ચિત્ર કે સંગીતની મજા નિરર્થક જવાની.

માત્ર સૂચન મૂકીને ભાવનિર્દેશ કરનારી કળાના નમૂના તરીકે મને રાજપૂત ચિત્રકળાનું એક સુરમ્ય ચિત્ર યાદ આવે છે. એમાં રાધા હાથમાં કુંકમપાત્ર લઈ બેઠેલી છે, પણ દર્પણ પાસે નહિ હોવાથી કૃષ્ણ તેના હાથમાંના પાત્રમાંથી અંગુલી વડે કુંકુમ લઇ તેના કપાળમાં ચાંદલો કરે છે, એ વખતે રાધાની બે ભ્રમર વચ્ચે કૃષ્ણની નજર સ્થિર થતાં સામસામી નજરો મળે છે અને ચિત્રકારે સૂચિત કરેલો મનોહર ભાવ સમન્વય છે. આપણે ત્યાં કનુ દેસાઇની કલાકૃતિઓમાં પણ એવા પ્રયોગો છે.

### લાવણ્યયોજના

પ્રમાણો રૂપનિર્માણનું નિયમન કરે છે તેમ લાવણ્ય અતિશયતાને રોકે છે. ભાવો અને ઉર્મિઓથી થતી વિકૃતિઓને કલાચારની ખાતર હદમાં રાખવાનો ધર્મ લાવણ્યનો છે ભાવપ્રેરિત સ્વરૂપો લાવણ્ય રહિત હોય તો અસુંદર અને અણઘડ રહેવાનાં, લાવણ્ય માતાના જેવા હેતથી બધાં પ્રમાણોને અને રૂપોને વશ કરે છે. લાવણ્ય એટલે કળાની છટા અને વિનમ્રતા મોતીના ગર્ભમાં જે પ્રવાહી ચળકાટ લાગે છે તે લાવણ્ય. એ ન હોય તો મોતીની

ગોળ આકૃતિ પણ શા કામની? એટલે કોઇ પણ કલાકૃતિમાં અંદરથી ઝરતી મીઠાશ અને મનોહરતા ન જણાય ત્યાં સુધી તે અસ્વીકાર્ય રહે. પણ એનો ઉપયોગ ખોરાકના વિવિધ પદાર્થોમાં જેમ વિવિધ પ્રમાણોથી મીઠાનો ઉપયોગ થાય છે તેમ થવો જોઇએ. બધું એક સાથે ઠાલવી દેવું કે જરાકે ઓછું રાખવું એટલે ખાનાખરાબી. લાવણ્ય એટલે નિર્મળતા અને સંયમ. તે કદી આગળ પડતું ન દેખાય. લાલિત્ય અને પ્રભાવનું પ્રતીક હોવા છતાં તે વિનમ્ર રહેશે. કલાકૃતિમાં તેનો મહત્ત્વનો ફાળો હોવા છતાં તે સાવ પર્દાપોશ રહેવાનું.

### સાદૃશ્ય

સાદૃશ્ય એટલે હોય એવું બતાવવું. જે આકૃતિ કે સ્વરૂપનું ચિંતન કર્યું હોય તેની પ્રતિમૂર્તિ એટલે સાદૃશ્ય. આ શબ્દમાં ઘણાનો likeness to nature (કુદરતને મળતાપણું) અથવા imitation (તદ્રૂપકરણ)નો ખ્યાલ આવશે; પણ કલામાં સાદૃશ્યનો પ્રકાર અનોખો છે.

જે કાર્ય ફોટોગ્રાફી કરે છે એ કાર્ય ચિત્રકારને કરવાનું નથી. તેનું કાર્ય ચિત્તનાં અનુભવ અને ઊર્મિ રજૂ કરવાનું છે અને તેથી જ તેની કૃતિ ચિત્ર બની શકે છે. એટલે તેનાં ચિત્ત ઉપર પડેલી છાપ બરોબર સાદૃશ્ય કરવામાં જ તેની સફળતા રહેલી છે. [પેન્સિલથી કાગળ ઉપર ફોટોગ્રાફ જેવી છાયાઓ ઘૂંટીને તૈયાર કરેલા ચિત્રનો કંઇ જ અર્થ નથી. એમાં ચિત્રકારનો કોઇ જ આંતરપ્રસાદ નથી.] જે પાત્ર ચીતરાય છે તે જીવંત, શ્વાસ લેતું, ઊર્મિવાન પ્રાણી છે એવો અનુભવ ધારણ કરીને રૂપ, પ્રમાણ, ભાવ અને લાવણ્ય સાથે સાદૃશ્ય કરવામાં જ કારીગરી છે. પણ આ કારીગરી મધમાખ કે કીડીઓ બનાવે છે તેવી નહિ. સુશિક્ષિત સમાજમાં ઘડાએલા જીવનના પ્રયત્નવાળી બુદ્ધિ તથા નીતિથી સંયમિત તાલીમ પામેલા માનવીની તે કારીગરી છે. સાદૃશ્ય માત્ર ચિત્રની રેખામાં જ જરૂરી છે એમ નથી માનવાનું. અભિનયકાર જે પાત્રનો અભિનય કરે છે તેના સ્વભાવ તથા પ્રકૃતિનું સાદૃશ્ય ઉત્પન્ન કરવામાં તેની કુશળતા

ગણાય છે. નૃત્યકાર પણ જે દેવના કે પાત્રનું ધ્યાન કરી નૃત્ય કરે છે તેનું સાદૃશ્ય તેણે જાળવવાનું હોય છે, આમ સાદૃશ્યનુ કર્તવ્ય રેખા અને રૂપનું જ સામ્ય નહિ પણ રેખા અને રૂપ પાછળ છુપએલા અનેકવિધ ગુણો અને પ્રકૃતિનું દર્શન કરાવવું તેમાં છે. નૃત્યકાર મનુષ્ય રૂપે દેખાતો છતા નૃત્યના પ્રકારોથી મયૂર, સર્પ, હંસ વગેરેના સાદૃશ્યો ઊભાં કરી શકે છે અને તે આપણે સ્વીકારીએ છીએ.

સાદૃશ્યના આવા સ્પષ્ટ જ્ઞાનથી જ પ્રાચીન મૂર્તિઓ ધ્યાનમાં આવિર્ભાવયુક્ત બની છે અને તેમાં જ એનું બહુમૂલ્ય સમાએલું છે. આ સાદૃશ્ય તત્ત્વ પ્રત્યેક ચિત્રકાર પોતાના કલ્પનાબળે ઝડપે છે. કુદરતમા દેખાતું સ્વરૂપ જ જો કલા ગણાતું હોય તો ચિત્રકારને વચમાં પડવાની જરૂર રહેતી નથી. પણ મનુષ્યના આંતરિક જીવનની કુદરતને પડી નથી. વરસાદ પડે છે ત્યારે માત્ર બગબગીચા અને ખેતરોમા જ પડતો નથી; સૂર્ય એકલા મહાન નેતા અને વિજેતાઓ ઉપર જ પડતો નથી, એટલે કે કુદરત હંમેશા દરેક વખતે મનુષ્યની ઝંખના પ્રમાણે જ રૂપ ધારણ કરે એવું બનવાનું નહિ. એટલે જ તે, માણસના આત્મીય આનંદ અને સંતોષની ખાતર તેમાંથી ઊર્મિપ્રેરક સામગ્રી ચિત્તમા સંઘરી લે છે અને પછી કલાકૃતિનું નિર્માણ કરે છે અને એ કળાકૃતિ પુન. એ જ ઊર્મિના સ્પંદનો બીજામાં ઉત્પન્ન કરી શકે તેમા જ એનુ સાદૃશ્ય ગણાય. એટલે, સામ્ય ઉપર કે આકૃતિના પરિપૂર્ણતા ઉપર ઊર્મિ અવલબી રહેલી હોય તે પ્રસગો સિવાય, જો કોઇ કુદરતમાં ગૂઢ રહેલાં ઊર્મિપ્રેરક તત્ત્વો હાથ કરી બતાવે તો આપણે મળતાપણાની કે ખરાખોટાની તકરાર ન કરવી.

હમણાં હમણાં યુરોપમાં જે સ્મારકો થાય છે એમાં આવા પ્રકારોનો ખૂબ જ પ્રયોગ થતો જોવામાં આવે છે ઇજીપ્ત, ચીન, આફ્રિકા વગેરે દેશોની જે પ્રાચીન કલાને એક વખત અજ્ઞ કહીને યુરોપે વગોવી હતી, તે બધી ત્યાં આજે પ્રબલ કલાકૃતિઓ તરીકે આદર પામતી થઇ છે. તેનુ કારણ, કલાકૃતિઓમાં કુદરતી રૂપનું સામ્ય હોવું જ જોઇએ એવો જૂનો મનામેદ નાશ પામ્યો છે તે છે.

## વર્ણિકાભંગ

વર્ણિકાભંગ એટલે રંગ લગાડવાની ક્રિયા નિશાળોમાં રંગ પેટીમાંથી રંગ ચોપડવાના જે પાઠો અપાય છે તેમાં અને વર્ણિકાભંગમાં આસમાન-પાતાળનું અંતર છે રૂપ, પ્રમાણ અને ભાવદૃષ્ટિથી કે ધ્યાનથી પ્રાપ્ત કરી શકાય, પણ રંગ તો હાથમાં પીંછી રાખી સતત અભ્યાસ કરે તેને જ સિદ્ધ થાય મનમાં સંકલ્પ થય અમ પીંછીમાં રેખાઓ કે રંગપટ પડતા આવે તેને વર્ણિકાભંગ કહે છે સંગીતના સ્વરોના પડદા કરતા યે રંગોની વિવિધતા વધી જાય છે દેવતાઓ ઋષિ, વગેરેના રંગોના વિવિધ વિધાન શાસ્ત્રોમાં આપેલા છે ગગો અને રસોને રંગો સાથે ગાઢ સબંધ છે અને તે ઉપર હાલનું માનસશાસ્ત્ર બહુ મથી રહ્યું છે નવે રસ રંગોથી પ્રદર્શિત કરી શકાય રાગરાગણીઓની તો પ્રાચીન કાળથી ચિત્રાવલિઓ થતી આવી છે, અને આજે પણ સમર્થ સંગીતજ્ઞોમાં એટલો પ્રસાદ જણાય છે કે રાગના આલાપ સાથે ચિત્તની અવસ્થા અને વાતાવરણ બદલી શકે છે પ્રખ્યાત ચિત્રકાર લીઓનાર્ડોએ મૉના લિસાનું ચિત્ર કરતા સતત સંગીતક્રમ ચાલુ રાખ્યો હતો ઑસ્ટ્રિયાનો ચિત્રકાર પ્રો૰ સીઝાક પોતાની ચિત્રશાળામાં બાળકો કામ કરતા હોય ત્યારે સંગીતના સરોદ ચાલુ રખાવે છે ગગો રંગોને ઉદ્દીપના આપે છે એ વાત સિદ્ધ થઇ છે એટલે રંગ કરનારમાં વાતાવરણનું અનુકંપન ઝીલવાની શક્તિ જાગૃત હોવી જોઇએ આંખ તો માત્ર પીળો લીલો કે ભુરો રંગ જ નિરખે છે, પણ મન અનેકવિધ રંગલહરીઓ જુએ છે તેમ જ તેનો હેતુ સમજે છે રંગમાં પ્રદર્શિત થતી સુગંધ અને સંગીત મનમાં સમન્વય છે ઋતુ બદલાતાં રંગનું વાતાવરણ બદલાય છે પ્રકાશ વધેઘટે છે અને તેથી ચિત્ત પર નવી છાયા પથરાય છે, રાત્રિનો રંગ કેટલો ઘેરો જોઇએ એ મન કહી શકે છે મન માપ બતાવે છે અને તે પ્રમાણે હાથ પેટીના રંગ મેળવી આપે છે માત્ર કાળી શાહી પણ મનના રંગ -ભાવોના ક્રમો આપી શકે છે

આમ આપણા શાસ્ત્રે સૂચવેલા ચિત્રનાં છ યે અંગો કલાની મોટી સીમા સર કરી લેતા દેખાય છે એમ છતા ચિત્રકલા

વિરે સામાન્ય જનતામા આજે ઘણી હલકી રુચિ અને અણસમજ વ્યાપી રહેલી જણાય છે તેમની આગળ કલાના ઉચ્ચ આદર્શો રજુ કરવાથી અને વારવાર દષ્ટિએ પડે એમ ઉત્તમ કલાકૃતિઓ ગોઠવવાથી સસ્કાર અને પ્રેરણા પામ્યા વિના નહિ રહે

સુશિક્ષિતો પણ કલાઓનો સપર્ક સાધ્યા વિના ઉપરછલી વિવેચના કરનારાઓના આવેગમા તણાઇ કલાને ગમે તે કાટલે જોખવાની ધૃષ્ટતા બતાવે છે એમા આપણી શિક્ષણપ્રણાલીનુ દેવાળુ જ દેખાય છે યુરોપથી આવતા વિદ્વાનોને આપણી પૂર્વકાળની કલાઓ નીરખી તેને સમજતા અને આનદ અનુભવતા મુશ્કેલી પડતી નથી અને તે જોઇ અમ પણા વિદ્વાનો આશ્ચર્ય પામે છે પણ કલા સમજવાને અને માણવાને જે નિરપેક્ષ અને સન્માનબુદ્ધિ જોઇએ તે તેઓ કેળવતા નથી કલાને તેઓ કોઇ અગોચર અસ્પૃશ્ય તત્ત્વ માને છે અથવા પ્રસન્નવાળાઓની ધૂન ગણે છે બીજી તરફ જે ધર્માની ઊંડી મમતાના અને એકનિષ્ઠ ઉપાસનાએ ઊચી કલાને જન્મ આપ્યો હતો તે જ ધર્મોમા હવે માત્ર સાપ્રદાયિકતા જાળવવાનો આગ્રહ અને દેખાવ રહ્યા છે તેમની કલા પૂરણીમા ખોટા અલકારો અને આડબરી ઉત્સવો રહ્યા છે તેમના ચિત્રો કુરુચિભર્યા અને ભભકભડકા જેવા થય છે અને બીજી બાજુ એમની જ પ્રાચીન વારસાની કલાના નમૂના હરરાજીમા કે પડતર તરીકે ખુરદો થાય છે માનનક પનાએ મૂકેલા એ પરપરાગત વારસાનુ ભૂતકાળને વર્તમાન સાથે જોડનારી એ કલાકૃતિઓનુ રક્ષણ કરી સર્જનની ચેતના મળવાને ઉત્તમ સગ્રહોની જરૂર છે

કલાની ચર્ચાઓ કરતા પહેલા કલાનો પરિચય અને દર્શન થવો જોઇએ બચપણથી જ તેમા વિવિધ સ્વરૂપો માણવાનો પ્રયત્ન ન હોય તો મોટી ઉમરે તેમા માત્ર વિચિત્રતાઓ દેખાવાની જીવનના વિવધ અનુભવોનુ મૂલ્ય સમજવાને કલા અનિવાર્ય છે સસ્કૃતિની પિછાન પણ એનાથી જ થાય અને સવૃદ્ધિ પણ એનાથી જ થાય

કપડાની છપાઇમા જે સુરમ્યતા અને વ્યવસ્થા દેખાય છે એવી જ વ્યવસ્થા અને સુમેળથી માનવી દેશકાળને અનુકૂળ બની

સુયોગ્ય જીવન જીવી શકે. કલાના સંયોગે પોતાના નિવાસને અને વાતાવરણને તે નવું સર્જન આપી શકે અને જીવનને મૂલ્યવાન કરી શકે.

કેટલાક મહાન તત્ત્વજ્ઞાનીઓ અને ભક્તોમાં કલાની આવી આદિ લાગણી નથી હોતી એટલે તેઓ સંવેદનહીન છે એમ ન સમજવું જોઇએ તેમણે પોતાના જીવનને એક મહાન ધ્યેયના સ્વર સરખું બનાવી લીધું હોય છે અને તેથી ખુદ એમનું જીવન જ સુન્દરતારૂપ બની જાય છે એવાં મનુષ્યો પોતે જ કલાનાં પ્રતીક બની રહે છે. વીજળી જેમ એક તત્ત્વ છે, એવું એ મનુષ્યોનુ જીવન પણ તત્ત્વ બની પ્રકાશી રહ્યું હોય છે. એવાને કલાસાધના કંઇ કામની નથી પ્રેમમાં દીવાના બનેલાને પણ કલાની જરૂર નથી. એના પ્રેમથી અ ભરપૂર હોવાથી એક જ સ્વર પર એનુ જીવનસંગીત ગુંજ્યુ રહે છે. સંસારમાં સર્વની વાસના પૂર્ણ થતી નથી એવાની રસતૃષ્ણા કલાના સર્જનમાં પૂર્ણ થાય છે.

મનુષ્યની આસપાસ અપાર જીવનલીલા વિસ્તરી રહી હોય છે. રંગો અને સ્વરૂપોના અઘાતો પ્રત્યાઘાતો તે અનુભવતો જ હોય છે અને તેના સંચય મનમાં થતા જ રહે છે. એવું પુનઃ પુનઃ સ્મરણ કરી માનવી ફરી ફરી એ જીવન જીવવા પ્રયત્ન કરે છે. એને આપણે કલ્પના કહી શકીએ. આ કલ્પનાજીવન લગભગ દરેક જણમાં હોય છે, એટલે કે દરેક માણસ વ્યવહારજીવન અને કલ્પનાજીવન એમ બે જીવન જીવી રહ્યો છે. એ બે જીવન વચ્ચે ચોકખો ભેદ એ છે કે વ્યવહારજીવન દરેક પ્રસંગને અનુસરી તેને કર્તવ્યારૂઢ ગણે છે; કલ્પનાજીવનમા પૂર્વાનુભવની ઊર્મિનો સાક્ષાત્કાર માત્ર બસ થાય છે વ્યવહારમા ભય દેખાય એટલે નાસવાની જરૂર પડે છે; કલ્પનામાં તેનો વિકંપ માત્ર થાય એમ વાસ્તવિક અને કાલ્પનિક જીવનમાં અવલોકન અને અનુભવથી મૂલ્ય ફરી જાય છે

આપણે કોઇ સિનેમા-ફિલ્મમા રેલવે સ્ટેશન જોઇએ છીએ ત્યારે આપણે પ્રેક્ષક હોવાથી ઉતારુઓની હીલચાલ પર નજર માત્ર રાખીએ છીએ, પણ આપણે જ્યારે ખરેખર સ્ટેશનમાં

પૅસેન્જર હોઇએ છીએ ત્યારે કેવળ આપણે પ્રેક્ષક નથી રહી શકતા પણ પોતાના સામાનની અને બહાર નીકળવાની મૂઝવણમા પડેલા એક પાત્રનો અનુભવ કરીએ છીએ એવી જ રીતે ઘરમા બેસી એક બારીમાથી બહારની હીલચાલ જોયા કરીએ તેમા અનેક માણસોની આવજા તટસ્થ વૃત્તિથી જોયા કરીએ છીએ, પણ એકાદ પરિચિત વ્યક્તિ દેખાતા આપણુ મન ઊછળી પડે છે અને તેને બોલાવવાનુ કે ખબર પૂછવાનુ મન થઇ જાય છે. આ રીતે કલ્પના અને વાસ્તવિક જીવન વચ્ચે ફરક પડી જાય છે દૃશ્ય કલાનુ કાર્ય વાસ્તવિક જીવનની નકલ ઉતારવા કરતા તેનુ કલ્પનાસર્જન કરવાનુ જ રહે છે બાળકોને કહો કે તમે જે જોયુ હોય તે ચીતરો, તો તેઓ વાસ્તવિકતાનો કશો જ ખ્યાલ લા યા વિના કોઇ અજબ વિશ્વાસથી અને સરલતાથી પોતાના મનમા ધારણ કરેલી આકૃતિ દોરવા બેસી જશે. એ જ એમનુ કલ્પનાજીવન

ચિત્રોનુ પ્રધાન કાર્ય આ કલ્પનાજીવનને જાગૃત અને પૂર્ણ બનાવવાનુ છે તેનો મુખ્ય શસ્ત્ર એ છે કે તેમા જીવનનો તટસ્થ અનુભવ જ મળે વાસ્તવિકતાના સાન્નિધ્યમા જે વ્યવહાર અનિવાર્ય બને તેને તેમા જરા પણ અવકાશ નથી કલાની સૃષ્ટિમા ખરેખરી હયાતીના કાનૂનોના બધનથી મુક્તિ રહે છે, એટલે તેની નૈતિક જવાબદારી પણ રહેતી નથી ખરેખર જીવનમાં આપણી સામે કોઇ માણસ પડી જાય કે તુરત દોડીને તેને મદદ કરવાની ફરજ ઊભી થાય છે, પણ ચિત્રમા તો કોઇને લોહી નીકળતુ ચીતરાયુ હોય અથવા મરતુ બતાવ્યુ હોય છતા આપણે જાણીએ છીએ કે તે આઘાત કરે એવો કોઇ ખરો પ્રસગ નથી, એટલે તે લાગણીના સ્મરણનો તટસ્થ અનુભવ માત્ર રહે છે

આવુ કલ્પનાજીવન ઓછાવત્તા અશે દરેકને ભાગે હોય છે. તો તેનો અર્થ શો? આવા રસોદ્રેકો કે ભાવોદ્રેકો જો યોગ્ય વર્તનને પ્રેરનાર ન બને તો તે કડક નીતિપાલકોને મનુષ્ય થકવનારા અને નુકસાન કરનારા લાગે છે આવા જનો માટે બે જ નિર્ણયો

સુયોગ જીવન જીવી શકે કલાના સંયોગે પોતાના નિવાસને અને નાનારણને તે નવું સર્જન આપી શકે અને જીવનને મૂલ્યવાન કરી શકે

કેટલાક મહાન તત્ત્વજ્ઞાનીઓ અને ભક્તોમાં કલાની આવી સાદિ લાગણી નથી હોતી એટલે તેઓ સંવેદનહીન છે એમ ન સમજવું જોઈએ તેમણે પોતાના જીવનને એક મહાન ધ્યેયના સ્તર સરખું બનાવી લીધું હોય છે અને તેથી ખુદ એમનું જીવન જ સુન્દરતારૂપ બની જાય છે એવા મનુષ્યો પોતે જ કલાના પ્રતીક બની રહે છે વીજળી જેમ એક તત્ત્વ છે, એવું એ મનુષ્યોનું જીવન પણ તત્ત્વ બની પ્રસરી રહ્યું હોય છે એવાને કલાસાધના કઈ કામની નથી પ્રેમમાં દીવાના બનેલાને પણ કલાની જરૂર નથી એના પ્રેમથી જ ભરપૂર હોવાથી એક જ સ્તર પર એનું જીવનસંગીત ગાજ્યું રહે છે સંસારમાં સર્વની વાસના પૂર્ણ થતી નથી એવાની રસતૃષ્ણા કલાના સર્જનમાં પૂર્ણ થાય છે

મનુષ્યની આસપાસ અપાર જીવનની વિસ્તરી રહી હોય છે રંગો અને સ્વરૂપોના અથાતો પ્રત્યાઘાતો તે અનુભવતો જ હોય છે અને તેના સંચય મનમાં થતા જ રહે છે એનું પુનઃ પુનઃ સ્મરણ કરી માનવી ફરી ફરી એ જીવન જીવવા પ્રયત્ન કરે છે એને આપણે કલ્પના કહી શકીએ આ કલ્પનાજીવન લગભગ દરેક જણમાં હોય છે એટલે કે દરેક માણસ વ્યવહારજીવન અને કલ્પનાજીવન એમ બે જીવન જીવી રહ્યો છે એ બે જીવન વચ્ચે ચોકખો ભેદ એ છે કે વ્યવહારજીવન દરેક પ્રસંગને અનુસરી તેને કર્તવ્યારૂઢ રાખે છે, કલ્પનાજીવનમાં પૂર્વાનુભવની ઊર્મિનો સાક્ષાત્કાર માત્ર બસ થાય છે વ્યવહારમાં ભય દેખાય એટલે નાસવાની જરૂર પડે છે કલ્પનામાં તેનો વિકલ્પ માત્ર થાય એમ વાસ્તવિક અને કાલ્પનિક જીવનમાં અન્યોન્ય અને અનુભવથી મૂલ્ય ફરી જાય છે

આપણે કોઈ સિનેમા ફિલ્મમાં રેલવે સ્ટેશન જોઈએ છીએ ત્યારે આપણે પ્રેક્ષક હોવાથી ઉતારુઓની હીલચાલ પર નજર માત્ર નાખીએ છીએ, પણ આપણે જ્યારે ખરેખર સ્ટેશનમાં

પૅસેન્જર હોઇએ છીએ ત્યારે કેવળ આપણે પ્રેક્ષક નથી રહી શકતા પણ પોતાના સામાનની અને બહાર નીકળવાની મૂઝવણમાં પડેલા એક પાત્રનો અનુભવ કરીએ છીએ. એવી જ રીતે ઘરમાં બેસી એક બારીમાંથી બજારની હીલચાલ જોયા કરીએ તેમાં અનેક માણસોની આવજા તટસ્થ વૃત્તિથી જોયા કરીએ છીએ, પણ એકાદ પરિચિત વ્યક્તિ દેખાતાં આપણું મન ઊછળી પડે છે અને તેને બોલાવવાનુ કે ખબર પૂછવાનુ મન થઇ જાય છે. આ રીતે કલ્પના અને વાસ્તવિક જીવન વચ્ચે ફરક પડી જાય છે. દશ્ય કલાનુ કાર્ય વાસ્તવિક જીવનની નકલ ઉતારવા કરતાં તેનુ કલ્પનાસર્જન કરવાનુ જ રહે છે બાળકોને કહો કે તમે જે જોયું હોય તે ચીતરો, તો તેઓ વાસ્તવિકતાનો કશો જ ખ્યાલ લાવ્યા વિના કોઇ અજબ વિશ્વાસથી અને સરલતાથી પોતાના મનમા ધારણ કરેલી આકૃતિ દોરવા બેસી જશે. એ જ એમનું કલ્પનાજીવન.

ચિત્રોનુ પ્રધાન કાર્ય આ કલ્પનાજીવનને જાગૃત અને પૂર્ણ બનાવવાનું છે. તેની મુખ્ય શરત એ છે કે તેમાં જીવનનો તટસ્થ અનુભવ જ મળે વાસ્તવિકતાના સાન્નિધ્યમાં જે વ્યવહાર અનિવાર્ય બને તેને તેમા જરા પણ અવકાશ નથી. કલાની સૃષ્ટિમાં ખરેખરી હયાતીના કાનૂનોના બંધનથી મુક્તિ રહે છે, એટલે તેની નૈતિક જવાબદારી પણ રહેતી નથી. ખરેખર જીવનમાં આપણી સામે કોઇ માણસ પડી જાય કે તુરત દોડીને તેને મદદ કરવાની ફરજ ઊભી થાય છે; પણ ચિત્રમા તો કોઇને લોહી નીકળતું ચીતરાયુ હોય અથવા મરતુ બતાવ્યુ હોય છતાં આપણે જાણીએ છીએ કે તે આઘાત કરે એવો કોઇ ખરો પ્રસંગ નથી, એટલે તે લાગણીના સ્મરણનો તટસ્થ અનુભવ માત્ર રહે છે

આનુ કલ્પનાજીવન ઓછાવત્તા અંશે દરેકને ભાગે હોય છે. તો તેનો અર્થ શો? આવા રસોદ્રેકો કે ભાવોદ્રેકો જો યોગ્ય વર્તનને પ્રેરનારા ન બને તો તે કડક નીતિપાલકોને મનુષ્ય થકવનારા અને નુકસાન કરનારા લાગે છે. આવા જનો માટે બે જ નિર્ણયો

શક્ય છેઃ એક તો કલ્પનાજીવનને વાસ્તવિક જીવન જેવું જ વિલાસભોગી ગણી તેને દબાવી દેવું; બીજો અભિપ્રાય એ છે કે કલ્પનાજીવન નીતિને દઢ કરનારું છે, માટે કોઈ પણ પ્રયાસે તે વિકસાવવું જોઈએ. રસ્કિન જેવા સમર્થ કલાચિંતકે આવો જ મત ગ્રહણ કર્યો છે અને એમ કરતાં જાતને ભ્રમમાં રાખીને પણ એણે તેનું સમર્થન કર્યું છે

પણ હજુ તો ધર્મનો સવાલ ઊભો છે ધર્મ પણ કાલ્પનિક સ્વરૂપ છે ધર્મ તો દાવો કરે છે કે તેની સીધી અસર વ્યવહારજીવન ઉપર ખૂબ છે ધાર્મિક જીવન ગાળતા ખરેખરા સજ્જનને પૂછો તો એ તો વ્યવહારને અને ધર્મને લેવાદેવા નથી એમ કહેશે ધર્મ તો મનુષ્યની આધ્યાત્મિક સુધારણામાં મદદગાર બને છે. તો પછી કલાકાર પણ કહી શકે, કલ્પનાજીવનની સંપૂર્ણતા અને ભરપૂરતા કરવાથી સંસારી જીવનથી કોઈ ઉચ્ચતર ને મહત્ત્વપૂર્ણ અસ્તિત્વ મળે છે. ટૉલ્સ્ટૉય એવું મનાવે છે કે જે કલા જીવનમાં સન્માર્ગ પ્રેરતી ઊર્મિ જગાડે નહિ એ બધી જૂઠી છે વાઘનું આક્રમણ વર્ણવનારો શ્રોતાઓને ભગાડી શકે એવું વર્ણન કરે તો જ એ કલા એમ તેમાંથી સાર નીકળે છે ટૉલ્સ્ટૉય આ સાત્ત્વિક ઊર્મિપ્રેરક .શક્તિના આધારે કલાનું મૂલ્યાંકન કરે છે અને તેમણે તો એટલી હદે કહેવાની હિંમત કરી છે કે માઇકલ ઍન્જેલો, રાફેલ, ટિસ્યા અને બીથોવનની કલા પણ—અરે, કેટલેક અંશે એમનાં પોતાનાં બધાં લખાણ એ પણ—જૂઠી અને લબાડ કલા છે.

કલા પરનો આવો અભિપ્રાય તેના પ્રચારકને એકદમ ટકોર પાડી દે એવો જ છે. અને મૂઝવણ થાય છે કે વિશ્વવ્યાપી બની રહેલી આ માનવપ્રવૃત્તિનું મૂલ્ય ગમે તે ગણો, પણ તેનો આખરી અંજામ આ જ છે શું? તો એને કલા નામ જ ન આપીએ, અગર તેની કસણી કાઢવાનું બીજું તોલું શોધીએ. જીવનસુધારણા જ કલાનો એકમાત્ર હેતુ હોઇ ન શકે; પણ મનુષ્યની અંતઃકરણની વાચા તરીકે જ તે સુયોગ્ય છે, એટલે કે તે કલ્પનાજગતની આવેખિની છે

તો હવે વાસ્તવિક જીવનમાં ક્યાય પણ બંધ બેસે નહિ કે ઉપયોગ સારે નહિ એ રીતે માણસે કરેલુ કાંઇ પણ સર્જન–માત્ર કલ્પનાજીવનના સુપોષણ માટે જ કરેલુ સર્જન–કયા ગુણો ધરાવતુ હોવુ જોઇએ ?

अयमित्यपरोक्षत्वमुक्त तद्द्विविध भवेत्
विषय स्वप्रकाशत्वाद्धियाप्येऽवं तदक्षिणात् ॥ (पंचदशी ७–४९)

તેના દર્શને માણસ ક્રિયાન્વિત ન બની જાય અને અસક્તિ પામ્યા વિના તેનો રસાસ્વાદ લઇ શકે એ રસાસ્વાદ લેવાને આપણામાં સ્વાસ્થ્ય હોવુ જોઇએ, આપણી મનોવૃત્તિઓમા એક જાતનો નિગ્રહ હોવો જોઇએ; નહિ તો મન વિક્ષોભ અને ગુચવણમાં પડી જાય છે સ્વાસ્થ્ય સાથે લીલાવૈવિધ્ય હોય તો જાગૃતિ અને ચેતના રહે

शक्यं जेतु मनोराज्यं निर्विकल्पसमाधित: ।
सुसपाद: क्रमस्सोऽपि सविकल्पसमाधिना ॥ (पंचदशी ४–६१)
मनसो निगृहीतस्य लीलाभोगोऽल्पकोपि च ।
तमेवाल्बविस्तार क्लिष्टत्वाद्बहु मन्यते ॥ ( पचदशी ७–१४९)

કુદરતમાં ફૂલો એક સુદર દૃષ્ટાત છે. ફૂલોને જોતાં આપણને ખરેખર અનાસક્ત આનંદ અને આકર્ષણ થાય છે અને તેમાં રસોર્મિઓનો સાક્ષાત્કાર થાય છે પરતુ કલાકૃતિમા વિશેષ તત્ત્વ એ છે કે આપણને અનુભવ કરાવનારનો હેતુ અને પ્રેરણા સાથે આપણો સબધ થાય છે. જેમ કલા પ્રગાઢ અને ઉત્કૃષ્ટ હોય તેમ એમા ઉતારેલી ઊર્મિઓ એના સર્જક સાથે વધુ ગાંઠ પાડે છે. આપણા અતરમાં કઇક ઘણા વખતથી હતુ, પણ આપણને ખ્યાલ નહોતો તે પર એણે સ્વનિવેદન કરતા પ્રકાશ પાડ્યો. આવો અનુભવ થવો રસપ્રતીતિ માટે જરૂરનો છે.

### रसोऽयमात्मा

આત્મા રસરૂપ છે એમ કહી ગયા, પણ આંતર જીવનની ભૂખ પૂરનાર રસોને ઓળખ્યા નહિ તો જીવનનો શો અર્થ ? એ કલ્પિત જીવન મનુષ્યને કેટલુ જરૂરી છે એનો સચોટ

दाखनो बाळकना हालरडा छे माताना शब्दो के भाषा बाळक समजतुं नथी पण रोता बाळकनी व्याकुळता शांत करता माता गाय छे त्यारे एनी स्वरलहरीओ बाळकना चित्तने स्पर्शे छे अने तृप्त बनी समाधि पामे छे मोटा थएला मनुष्यो माटे कला ए कार्य करवाने ज निर्माएली छे संतप्त चित्तोना समाधान अने आराम माटे अथवा क्षुद्र बनावी देता नित्य जीवनना प्रसंगोमांथी अलग पाडी आंतर जीवनने उद्दीपन अने पोषण आपनारी ए दिव्य जडीबुट्टी छे

कलानी प्रशस्तिमा सौंदर्य (व्याख्या घणी वार गूंचवाई जती देखाय छे सौंदर्यनी मीमांसा ओगणा मधा विद्वानोए करी छे के ते माटे छेवटनुं कही नाखवु ए धृष्टता गणाय ग्रीकोए मानवशरीरना घाट अने सुडोळपणाने सौंदर्य मानीने ए परिपाक मेळववा पहेला तेमा विकृति आणी दीधी एवी भूल भविष्यमा न थवी जोईए कलाकृतिमा सहेतुक सुसंवादन अने लीलावैविध्यनो अनुभव थाय छे त्यारे आपणने ते सुंदर लागे छे, पण ते द्वारा आपणा मनोभावोमा पण सुसंवादन अने लीलावैविध्यनो उद्रेक थाय तो चित्ताकर्षक सौंदर्यनो आग्रह पण नथी रहेतो आ कारणे ज कलासृष्टिमा नागो, गरुडो, असुरो अथवा विकृत लागता स्वरूपोना आलेखनो अने प्रतिमाविधानो आकर्षक अने प्रेक्षणीय बन्या छे

आ रीते सौंदर्य शब्द बे अर्थमा समजवानो रहे छे एक तो जेमा खास नेत्राकर्षण छे ते सौंदर्य, अने बीजु जेमा चित्तनु संपादनकार्य अने लीलाभव प्रकट थयु होय ते एटले के साक्षात् कुरूपताने पण तेमा अवकाश छे कल्पनाजगतमा एनो जेटलो प्रबळ आविर्भाव अने छाप पडे तेटला दरज्जे तेनो आनंद मळवानो छे

કરવાને બહારના ઉલ્લેખો અને આધારો લેવા દોડવું પડે છે આ સમગ્રતા સાધવાને ચિત્રમાંના સર્વ આકર્ષણોને ચિત્રમાં સમતોલપણે કેન્દ્રિત રાખવાં જોઇએ. એ સમવિભાજનથી આંખ ચિત્રની મર્યાદામાં ઘૂમી વળે છે

કોઇ પણ ચિત્રનું સંયોજન આ પ્રકારના જે વિવિધ વ્યવસ્થાબંધનો હોય તે પર મૂલ્ય પામે છે કેટલાકો માત્ર ચિત્રમાં ચિત્ર-આકારોના વ્યવસ્થાબંધનો ગોઠવે છે, પણ જે ઘડીએ એક રેખાનું બળ કોઇ માનવીની ગરદન ઝુકાવતું બને તે જ ઘડીએ તેનું મૂલ્ય ફરી જાય છે, કારણ કે તેમાં આંખના આકર્ષણનું કેન્દ્ર જુદી દિશા બતાવે છે એટલે કે ભૌમિતિક પરિબંધનોનો હિસાબ આવી રીતે ચિત્રોમાં વિક્ષોભ પામે છે અને ઘણી વાર અટપટા દારમાં આવી જાય છે.

જુદા જુદા યુગોમાં જુદા જુદા સંપ્રદાયની કળાઓમાં આ રેખા-પરિબંધનો, આવેગ અને આલેખનમાં અનેક પ્રકારો થયા છે પણ કપડાંની ભાત પરના ભૌમિતિક ચિત્ર-સંપાદનકાર્યમાં જે સખત અને ઉઠાવદાર યોજનાની જરૂર પડે છે એટલું રેખાબંધન સાધારણ ચિત્રમાં જરૂરનું થતું નથી. આ ચિત્રસંપાદનમાં પણ બે પ્રકાર આપણે જોઇએ છીએ માત્ર એક ચોકઠામાં નાખેલા ચિત્રની અંદરના આકર્ષણોનો ભાર સમજવાની આપણને ટેવ પડેલી છે પણ બીજા ય ચિત્રસ્વરૂપો છે તે ધ્યાનમાં લેવા જોઇએ. હિંદના પ્રાચીન ભીંતચિત્રો જોતાં વેળા મોટા વિસ્તાર પર તમારી આંખ નિર્બંધ ફરતી જાય છે અને જાણે તમારા ચિત્ત ઉપર કથાના પ્રવાહની પેઠે સ્વરૂપોની હકીકતો પથરાતી આવે છે એમ એમ આખી કથા સમગ્રરૂપે ચિત્તને સમર્પાય છે ચીનમાં ચિત્રો લાંબા ટીપણામાં હોય છે, એટલે એક હાથે ઉખેળતા જાઓ અને બીજે હાથે વીંટતા જાઓ તેમ સમગ્ર ચિત્રવેલ નિરખી લેવાય, જેમાં આખો ય ક્રમ સમજાય અને મન પર તેનો આનંદ છવાય જાણે આપણે કોઇ પ્રદેશ ઉપર લંબો પથ કાપીને ચાલ્યા આવ્યા હોઇએ અને તેના સુંદર સ્મરણો એક પછી એક ઊભરાતા હોય એવું લાગે. આ જાતની સમગ્રતાનું

ભાન કવિતા અને સગીત કરાવે છે જ, અને દશ્ય કલામાં ઉપરોક્ત પ્રકાર તેને મળતો જ છે. એમાં સફળતા ત્યાં જ છે કે જ્યારે આકૃતિઓના દર્શનથી પૂર્વાપરનો સબધ અને સસ્મરણની સાંકળ જળવાય આ ચિત્રો પર જેમ આખ ફરે તેમ સુસપાદન અને લીલાવિસ્તરણ (variety)નાં તત્ત્વો આપણા ચિત્તને પણ એ સ્થિતિમાં લાવી મૂકે છે. આવાં ચિત્રોને ભૌમિતિક ચોકઠાંનું બધન ન હોય છતાં તેમાં સમગ્રતા હોઇ શકે

આ તો માત્ર નેત્રાકર્ષણ કરનાર તત્ત્વોની વાત થઇ. ચિત્તમાં ભાવોદ્રેક શી રીતે થાય છે તેનો વિચાર તો 'ચિત્રનાં પડગો'માં થઇ ગયો છે

આપણને લાગ્યું તો છે કે કળા મનુષ્યના આંતરજીવનના વિકાસ અને ઉત્ક્રાન્તિ માટે અનિવાર્ય છે. સંસારજીવનના સૂરોને જગાડવા કે સંયત કરવાનું કાર્ય તેનાથી જ થાય છે. પ્રથમ પહેલી શારીરિક જરૂરિયાતો પ્રાપ્ત કરવાની કુદરત ફરજ પાડે છે. પણ આપણને લાગે છે કે એ જરૂરિયાતો પૂરી થયા પછી જ આપણું ખરુ જીવન શરૂ થાય છે; એથી જ જેમના જીવનમાં એકનું પેટ ભરવાનુ વૈતરું રહે છે તેમને સાચી રીતે માનવ-જીવનનો હક મળ્યો જ નથી.

આથી જ મૂડીવાદમા ધનસંચય એક ઠેકાણે રાખી આવા કળાસંગ્રહો (ખરુ જોતા નકામા) કરવાની વાતો કરવામાં આવે છે એક વખત અમીરાતોની સખાવતો માટે પણ એવુ જ કહેવાતું. મહાન કૃતિઓ માટે અને મહાન શોધો માટે ધનવ્યય આવશ્યક બને છે, પણ તે આપે કોણ ? કેટલાકો પહેલાંના રાજ્યાશ્રય અને કુબેરપતિઓને સભારે છે, પણ આજે તો સમગ્ર પ્રજાના રાજભડારો માટે ય ઓછુ પડે એટલુ કામ પડ્યું છે. સવાલ એ છે કે કલાકારે કોઇની પસદગીનુ કામ કરી આપવા મથવાનું છે કે પોતાની ઊર્મિઓ ઉકેલી ઓળખવાનુ ?

શ્રીમંતો, રાજ્ય કે રાજસત્તા જે કોઇ ધન આપે છે તે તેની શરતોના બંધન મૂકતા જ આવ્યા છે, અને એમ છતાં પૈસાથી ન મળે એવું તત્ત્વ ખરીદવાની ઉમેદ રાખે છે. સ્ત્રી, મકાન,

ગાડીઘોડા વગેરે ખરીદી શકાય તેમ કળા મેળવી શકાય એમ તેઓ માને છે અને ચિતારો, ચિત્ર વેચનારો અને તેમના મદદગારો એમ બની શકે તેની ખાત્રી આપે છે. પણ સૌંદર્યનો ચેતનસ્પર્શ એમ શી રીતે મળે? તે માટે તો પોતે જીવનભર પ્રયત્નમાં રહેવું પડે. જૂના ગર્ભશ્રીમંતો સંજોગવશાત્ એ પ્રયોગ સાધી શકતા અને પોતાના માનીતા કલાકારોને યથાનુકૂળ જીવનનિર્વાહ આપી તેને યથેચ્છા કળાવિહાર કરવા દેતા.

હિંદુસ્તાનમાં એ બન્ને વર્ગ મરી ગયા છે, યુરોપમાં ૧૯ મી સદીમાં મરી ગયા પછી તો એમના નામે બીજાઓની બનાવટ થઇ પડી છે. આજે ક્યાંયે કલાકાર કલા આપી શકતો નથી, પણ ફરમાસુ કામની ધૂસરી નીચે જીવનભાર વહી રહ્યો છે. ખરીદદારોમાં એ વાતની ખબર પડી કે તેમને કલા મળતી નથી, એટલે તેમણે અણગમો પામી ભૂતકાળની વિસ્મૃત કલાની ખરીદીઓ કરવા માંડી છે. એમાં યે પછી વેપારીવિદ્યાએ બનાવટી નમૂના ચલાવ્યા. એવું ય કહેનારા મળશે કે નવા ઉપર જૂનાની છાપ હોય તો ખરીદીએ હિંદના રાજાઓ અને રજવાડામાંથી કળાનો સમાદર સદંતર નાશ પામ્યો છે અને તેને બદલે તેમના યુરોપી મિત્રોની પસંદગી અનુસાર જીવન અને પરિસ્થિતિ ગોઠવવાનો શોખ લાગ્યો છે એટલે યુરોપની દરરોજ થતી કલાસામગ્રી અને ભંગાર આપણા દેશમાં ભરાતા જાય છે એમના વડવાઓએ જે કંઈ કર્યું તે માટે ઉપકાર કે આદરની લાગણી બતાવનાર પણ કોઇ રહ્યું નથી અને હિંદી કલાકાર માટે અરણ્યરુદન રહ્યું છે.

બીજી તરફ દેશની યુનિવર્સિટીની ઘોર બેપરવાઇ અક્ષમ્ય જ રહેશે. એ જ યુનિવર્સિટીએ બહાર પાડેલા જે માણસો અધિકારીઓ શિક્ષણપ્રણેતા અને પત્રકારો થયા, તેમણે કલાનો ગંભીર અભ્યાસ ચિંતન કે આદર કરવાનું એક પણ પગલું ભર્યું નથી એટલે આજે તો ચિત્રકારને જે આવ્યું તે કામ કરી નાખી જવા સિવાય છૂટકો રહ્યો નથી.

પૈસા અને આજીવિકાનો લોભી ગમે તેવો ચિત્રકાર પણ સમજે છે કે કોઇ પણ તત્ત્વજ્ઞાની કે વિજ્ઞાની જેટલો જ તે વિદ્યા

કે કના વેચના અસમર્થ અને નારાજ છે. તે પેસા કમાવા પ્રયત્ન કરે છે એટના જ માટે કે પોતાની સર્જક શકિતઓને સ્વાન વિકાસ આપવા કોઇક રિતે પણ પોતે તક મેળવે કનાના ખરીદનાર એને પેસાને બચે કળા પ્રગટાવવાની તકો મેળવી આપે તો તે વધુ ઉપકૃત બને પણ તેમ કોઇ કરતુ નથી ચિત્રકારના મનમા ખરીદદારો તરફ એક પ્રકારની દાઝ ઊભરાય છે અને તેનુ મન લીધેના કામમા સ્વચ્છંદે ચડી જાય છે. નહિ જ, કનાકાર કોઇના માટે કામ કરી શકે જ નહિ તે પોતાનું જ આત્મસર્જન કરવા ઇંતેજાર છે એથી જ એનો જન્મ સાર્થક બનશે અને આત્મસર્જનથી જ તે માનવજાતિને સગ્રહ યોગ્ય કઇક આપી શકશે

પ્રજાના કપનાઉત્તેજન માટે જોઇતી સર્જક કલાઓને પોષણ આપવા પ્રજામા ધન તો ઘણુ છે પણ જે મોગરકારો હોય એટના ચિત્રો પણ ન ખરીદનારા શ્રીમંતોને તો બાદ જ કરવા જોઇએ જે ખગ સમજુ અને કદરદાન માણુસો પોતાના પરસેવાની કમાણીમાથી નાની નાની રકમે ખરીદીને ચીજો વસાવી સમાજને ખૂણે પડેલા કનાકારીગરને પ્રમરા અને નિર્વાહ પહોચાડે છે તેઓ જ પોતાના દેશની કનાલક્ષ્મીની સાચી સેવા કરી રહ્યા છે જો ક્ર યની વહેચણી એવાના ભાગે જાય તો તેઓનો સગ્રહ દેશનો અમૂલ્ય કલાવારસો બની રહે

પણ આજે એ મધ્યમ વર્ગ ઉપર જમાનાની ભીસણ છે એથી આજે કનાકાર, કવિઓ અને નવલિકાકારોની પેઠે ઇતર ધધા ઉપર નિર્વાહ કરે તો જ તે પોતાની સ્વભાવિક સર્જના સાચવી શકે

ઘણા કવિઓ માસ્તરો અમનદારો કે નોકરિયાતો છે, કોઇને સ્વતત્ર આજીવિકા નથી તેમ જ મોટા ભાગના સારા ચિત્રકારોને પણ શિક્ષકો, કામદારો કે ધધાર્થી બનવુ પડે છે તેમના સ્વનિર્મિત ચિત્રો તો મિત્રોનો આનદ આપવાને કે પ્રદર્શનોના પ્રદર્શન પ્રોગ્રામ આપવાને જ તેમના સ્થાનમા પડયા રહે છે મારી પૂરી જાણવાના એક પુખ્ત ઉમરના સારા કનામિત્રને

ઘરઆંગણાના દશાબ્દીથી ચિત્રો સાચવવાની અગવડ પડી, એટલે ચાલીમાં તેણે ચિત્રોની ખરેખરી હોળી જ કરી. બીજા એક સહૃદય સફળ કલાકાર તે વખતે પહોંચી ગયા અને થોડાં ચિત્રો બચાવી લીધાં

પ્રકાશકો, ધર્મસંસ્થાઓ અને વેપારી સંસ્થાઓને તો શુદ્ધ કલાની પડી જ નથી. ઘણા પ્રકાશકો અને લેખકો પોતાના પુસ્તકોમા ગમે તેવાં ચિત્રો મૂકીને પોતાની કલાભિરુચિ સંતોષી લેતા જણાય છે. કલાવિદ્ તેના વિષે શુ ધારે છે તેનો પણ તેમને વિચાર નથી ગમે તેવાં ચિત્રો લેખને બંધબેસતાં થયાં એટલે આવ્યુ. ધર્માચાર્યો અને મંદિરોવાળા દેવદેવીઓ અને ધર્મપ્રચારનાં ચિત્રો તથા કથાઓનુ કામ કુશળ કલાકારોની દેખરેખ નીચે મૂકે તો નૂતન સંસ્કારવાળી પ્રજા પણ તેનો વિરોધ નહિ કરે, કારણ કે એ રીતે પણ પ્રજાની કલ્પનાને કંઇક સુંદર, રુચિકર અને ઉન્નત તત્ત્વ મળશે કાશીમાં સારનાથના નવા મંદિર મૂળગંધકુટિવિહારનુ ચિત્રકામ આ પ્રથાનો ઉત્તમ નમૂનો છે. આવાં કામોમા કલાને યથેચ્છ વિહાર અને આયોજન મળી રહે છે.

કલાના નવા જૂના સંપ્રદાયોની તકરારોમાં પડવુ નિરર્થક છે. જે કંઇ સુન્દર અને પ્રેરક હશે તે તે યુગની ચિરંતન સમૃદ્ધિ બની જ રહેવાની છે પ્રગતિ કરવા ઇચ્છતી કોઇ પણ જનતા જ્યારે પોતાના કલાકારનુ સન્માન અને કદર કરી શકે ત્યારે જ દેશનું સદ્ભાગ્ય મંડાયુ ગણાય, અને એવી જ માનભરી સ્થિતિમા કલાકાર વધુ સત્ત્વશાળી સ્વનિષ્ઠ અને પ્રભાવક કલા સર્જી શકવાનો.

મારા આ કલાપ્રસ્તાવમા મારાથી જાણેઅજાણ્યે સંદિગ્ધતાનો દોષ થઇ ગયો હોય એવુ મને લાગે છે; પણ વિદ્વાનો કલાના ક્રિયાત્મક અભ્યાસી પાસેથી ભાષાની સંપૂર્ણતા અને સચોટતાની આશા ન રાખતા તેને નિભાવી લેવાની ઉદારતા બતાવશે એવી મને સંપૂર્ણ શ્રદ્ધા હતી એટલે જ મેં મારુ નિવેદન કરવાની ધૃષ્ટતા કરી છે જે પ્રેમ અને સદ્ભાવથી મને સંમેલનના સંચાલકોએ અને સ્વાગતમંડળે તક આપી છે તેનું

ઋણ મારા ઉપર તેમ જ કલાજગત ઉપર હમેશા રહેશે મહારાષ્ટ્રે મુંબાઈની સાહિત્ય પરિષદ સાથે કલા પરિષદ યોજવાનો ઉપક્રમ હમણા જ ઘડ્યો છે, એ જ અરસામા ગુજરાતી સાહિત્ય પરિષદે પણ કલાને ગૌરવભર્યું સ્થાન આપી, ઇતર પ્રાંતોની નજરમા તેની પ્રતિષ્ઠા વધારી છે હુ આશા રાખુ છુ કે ભવિષ્યમા ઉત્તરોત્તર એનાં તેજ અને પ્રભાવ વૃદ્ધિગત થતા રહેશે

આજે તો આને 'અરુણ કે ભળકિયો' કહો, પણ તેની પાછળ આવતા સૂર્યનો પ્રકાશ અવશ્ય એકદા ગુજરાત ઉપર ઝળહળી રહેશે ×



× ગ્રંથસુચિ

१ चित्रषडङ्गकम् by Abanindranath Tagore D Litt C I E

२ Vision & Design by Roger Fry

३ Beauty looks after herself by Eric Gill

४ पंचदशी



શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ

પ્રમુખ અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વિભાગ

ગુજગતી સાહિત્ય પરિષદ સમેલન

તેરમુ અધિવેશન કગચી

૧૯૩૭–૩૮

"અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર" વિભાગના પ્રમુખ

# શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખનું

વ્યાખ્યાન

●

## નવીન અર્થરચના વિષે વિચાર

આ સંમેલનના 'અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર' વિભાગનું પ્રમુખપદ મને આપવા માટે આ સંમેલનના કાર્યવાહકોનો હું ઋણી છું. આ પદ માટેની મારી યોગ્યતા કે અધિકારનો વિચાર કરીને તો મારે આ માનભર્યા પદનો ઇનકાર જ કરવો જોઇતો હતો. પરંતુ આપ સૌ પ્રેમભાવથી મને નિભાવી લેશો એવા વિશ્વાસથી મેં એનો સ્વીકાર કરવાની હિંમત કરી છે. અર્થશાસ્ત્ર કે સમાજશાસ્ત્ર વિષેના સાહિત્યમાં અત્યાર સુધી મેં ખાસ કશો ફાળો આપ્યો નથી. બહુ બહુ તો હું એટલો જ દાવો કરી શકું કે આ શાસ્ત્રોના અભ્યાસમાં મને રસ છે. જોકે વિવિધ પ્રકારના બીજા વ્યવસાયોને લીધે હું તેનો બરાબર અભ્યાસ કરી શક્યો નથી. એટલે મારા ભાષણમાં આપ સળંગસૂત્ર શાસ્ત્રીય વિવેચનની આશા ન રાખશો. આમજનતાની સાથે હળતાંમળતાં અને તેમની વચ્ચે કામ કરતાં આપણી સમાજરચના અને અર્થરચનાનું જે નિરીક્ષણ કરવાનું મને મળ્યું છે તે ઉપરથી આપણી અર્થરચના વિષે સૂઝેલા છૂટાછવાયા વિચારો જ હું દર્શાવી શકીશ.

વખતના આપણા પ્રમુખશ્રીએ કહ્યું હતુ તેમ "સમાજશાસ્ત્ર એક વિશાળ મહાસાગર છે, કે જેમા અર્થશાસ્ત્ર, ધાગશાસ્ત્ર, રાજનીતિ, સમાજરચના ઇત્યાદિ અનેક નદીઓનાં નીર મળી જાય છે" એટલે કે અર્થશાસ્ત્ર તો સમાજશાસ્ત્રની એક શાખા જ છે છતાં આ વિભાગનું નામ 'અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર' કેમ રાખ્યું હશે? એ પ્રશ્ન સહેજે થાય છે. એમ હોય કે આ યુગમા અર્થશાસ્ત્રને ઘણુ મહત્વ અપાય છે અને સમાજજીવનનાં બીજાં અગોની રચના—કાયદાની, રાજ્યતંત્રની નીતિતંત્રની સંસારવ્યવહારની—એ બધી સમાજની અર્થરચના ઉપર આધાર રાખે છે અને અર્થરચનાને અનુસરે છે એમ મનાય છે એટલે અર્થરચનાના મહત્વનો નિર્દેશ કરવા તેને લગતા શાસ્ત્રનો જુદો નામનિર્દેશ કર્યો હોય. એક ભાષણમાં સમાજશાસ્ત્રની બધી જ શાખાઓ વિષે વિવેચન કરવુ મુશ્કેલ છે એટલે મારો વિચાર મોટે ભાગે તો અર્થશાસ્ત્રને લગતા વિષયોની જ ચર્ચા કરવાનો છે. છતાં બધાં સામાજિક શાસ્ત્રો એકબીજા સાથે એવાં સકળાયેલાં છે અને એકબીજા ઉપર એટલી અસર પાડે છે કે તેની એક શાખાનો વિચાર કરતાં બીજી શાખાનો વિચાર આવી તો જવાનો જ.

## પરસ્પરાવલંબી શાસ્ત્રો

તમે વર્ણવ્યવસ્થાનો વિચાર કરો. કુટુંબસંસ્થાનો વિચાર કરો, કે લગ્નની વિવિધ પ્રથાઓનો વિચાર કરો તો તેના મૂળમાં સમાજની અમુક અર્થરચના માલૂમ પડશે. જુદા જુદા ધંધાને અંગે વર્ણવ્યવસ્થા થઇ, સમાજના અમુક મુખ્ય મુખ્ય ધંધાઓ માટે સંયુક્ત કુટુંબવ્યવસ્થા જ અનુકૂળ હતી અને આજે પણ કેટલેક ઠેકાણે છે; વર્ણવ્યવસ્થામાંથી લગ્નસંબંધોની અમુક મર્યાદાઓ બંધાઇ. આમ આ સામાજિક સંસ્થાઓના ઉત્પાદક કારણ તરીકે અમુક પ્રકારની અર્થરચના માલૂમ પડે છે, છતાં એ કવાર એ રચનાને અનુસરીને સમાજની અમુક સંસ્થાઓ રૂઢ થઇ ગયા પછી એ સંસ્થાઓની અસર સમાજની અર્થવ્યવસ્થા ઉપર પડયા વિના રહેતી નથી. અર્થશાસ્ત્રના શ્રમવિભાગના તત્ત્વને અનુસરીને જ આપણા દેશમાં વર્ણવ્યવસ્થા હસ્તીમાં આવી અને તેનો

વિકાસ થશે એ વિષે શંકા નથી. પણ અર્થ એ કાંઈ માણસનું ઇતિસર્વ નથી. એટલે સમાજના આર્થિક વિકાસમાં સહાયભૂત થવા ઉપરાંત આપણી વર્ણવ્યવસ્થાએ—જ્યાં સુધી એ શુદ્ધ સ્વરૂપમાં રહી ત્યાં સુધી—રાજદ્વારી, સાંસારિક, નૈતિક તેમ જ ધાર્મિક ક્ષેત્રમાં પણ આપણો વિકાસ સાધ્યો. એટલે આજે આપણી અર્થરચનામાં ફેરફાર કરવાનો વિચાર કરતી વખતે આર્થિક ઉપરાંતનાં જીવનનાં બીજાં અંગોને પણ પોષણ આપનારી વર્ણવ્યવસ્થાનો આપણે છેદ વિડારી શકીશું નહિ એ વર્ણવ્યવસ્થાના વિકૃતિરૂપ આપણી જ્ઞાતિઓ આપણા વિકાસમાં અંતરાયરૂપ થઇ પડી છે એ વળી નોખો જ પ્રશ્ન છે. એ જ્ઞાતિઓને આપણે કાઢી નાખીએ અને આપણી જૂની વર્ણવ્યવસ્થામાં પણ જેટલો સુધારો કરવા જેવો હોય તે કરીને તેનું પુનરુજ્જીવન કરીએ તો તે દ્વારા અર્થ સિવાયનાં બીજા ક્ષેત્રમાં પણ પ્રગતિ સાધી શકીએ. આવું જ આપણી જુદી જુદી રાજદ્વારી સંસ્થાઓ તથા માલકીહક, વારસાહક વગેરે કાયદાઓને વિષે કહી શકાય. આપણી અર્થરચનાને અનુસરીને સમાજની સુખસગવડને અર્થે અમુક રાજદ્વારી સંસ્થાઓ અને અમુક કાયદા હસ્તીમાં આવ્યા. પછીથી અમુક અંશે જીવનના બધા જ ક્ષેત્રોમાં સમાજનો વિકાસ સાધવામાં તે સફળ થયા અને આજે આપણી એ જ સંસ્થાઓ અને એ કાયદા આપણા આર્થિક તેમ જ બીજા વિકાસમાં અંતરાયરૂપ પણ થઇ પડ્યા છે, અને તેમાં સુધારો થાય તો જ આપણે આપણી અર્થરચનામાં સુધારો કરી શકીએ એમ છે. એટલે આજે તો રાજદ્વારી અને કાયદાને લગતા સુધારા ઉપર આપણા આર્થિક સુધારાનો આધાર છે એમ કહેવાય.

### અર્થ અને ધર્મનીતિ

આ બધું તો ઠીક, પણ કેટલાક એમ માને છે કે અર્થશાસ્ત્રને નીતિશાસ્ત્ર અથવા ધર્મનીતિ (ethics) સાથે તો કશી લેવા-દેવા જ ન હોય ખરી રીતે જોઇએ તો જનસમાજનું કલ્યાણ એ જ ઉદ્દેશ બન્ને શાસ્ત્રોનો છે, અને તેમાં યે સમાજના આત્યંતિક કલ્યાણની દૃષ્ટિએ ધર્મ એ તો સમાજનો પ્રાણ છે એટલે

અર્થશાસ્ત્રના સિધ્ધાંતો ધર્મ અથવા નીતિના વિરોધી હોઈ જ ન શકે. પણ આપણામાં એવી માન્યતાએ ઘર કર્યું છે કે અર્થશાસ્ત્રમાં આર્થિક લાભનો અથવા સ્વાર્થનો જ વિચાર કરવાનો છે અને નીતિશાસ્ત્રમાં દયાભાવ અને પરોપકારનો વિચાર છે માટે એ બે શાસ્ત્રોનો મેળ બેસે નહિ. બેને ભેગાં કરવા જતા બાવાનાં બેઉ બગડે આ બાબતમાં ગાંધીજી કહે છે "ધર્મ અને અર્થ વચ્ચે મેળ ન હોય શકે એમ માનવું એ ઘોર અજ્ઞાન છે જે મનુષ્ય અર્થને ધર્મ પર નિર્ભર રાખે છે તેને અર્થલાભ થાય છે અને ધર્મલાભ તો થાય જ છે" જે વ્યક્તિ કે સમાજ ધર્માધર્મનો કે નીતિ અનીતિનો વિચાર કર્યા વિના કેવળ સ્વાર્થને પ્રાધાન્ય આપીને પોતાની પ્રવૃત્તિ ચલાવે છે તે ચારિત્ર્યમાં શિથિલ થયા વિના રહેતો જ નથી, અને પોતાની પ્રગતિ કે કલ્યાણ પણ સાધી શકતો નથી પરંતુ આધુનિક અર્થશાસ્ત્રના મૂળ પ્રવર્તકો ઍડમ સ્મિથ, રીકાર્ડો વગેરેએ અર્થ અને નીતિને અલગ પાડીને અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો તારવ્યા તે અનર્થકારી નીવડયા

## અનર્થકારી સિદ્ધાન્તો

માણસ અર્થપરાયણ છે અને સદાસર્વદા અર્થપરાયણ જ રહેવાનો, દરેક પોતપોતાનો સ્વાર્થ સાચવવા પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરવાનો; અને દરેક પોતાનુ સભાળી લેશે એટલે પરિણામે સૌનો સ્વાર્થ સધાશે, માટે વ્યક્તિની, મંડળીની કે રાષ્ટ્રની અર્થપ્રવૃત્તિમા સમાજે, રાજ્યે કે ધર્મે વચ્ચે પડવાની જરૂર નથી તમામ અર્થવ્યવહાર નિરંકુશ હોવો જોઈએ, એવી જાતની દલીલ ઍડમ સ્મિથે કાઢી રીકાર્ડોએ એક એવો સિદ્ધાન્ત કાઢયો કે દુનિયામા મજૂરીના દર માણસના જીવનની જરૂરિયાત માંડ પૂરી થઇ રહે એટલા જ રહેવાના જીવનની નિતાન્ત આવશ્યક જરૂરિયાત કરતાં મજૂરીના દર ઘટે તો મજૂરોમા મરણ પ્રમાણ વધે એટલે તેમની સંખ્યા ઘટે અને ખપ અને છતના નિયમ પ્રમાણે છત ઓછી થાય અને ખપ વધારે હોય એટલે મજૂરીના દર વધે જે મજૂરીના દર નિતાન્ત આવશ્યકતા કરતા વધે તો મજૂરોમા સુખસગવડ વધતા તેમની વસતી વધે, અને ખપ કરતાં છત વધી જાય એટલે મજૂરીના દર પાછા ઘટે આમ મજૂરીના

દર ઘડિયાળના લોલકની માફક ફરતા ફરતા મજૂરોની નિતાન્ત આવશ્યકતા ઉપર આવીને નક્કી થાય. તે વખતે ઇંગ્લેંડ વેપારમાં તો અગ્રણી હતું જ અને લૌનિક શક્તિ દ્વારા યંત્રો ચલાવવાની નવી નવી શોધોને પરિણામે મોટાં કારખાનાં ત્યાં ઊભાં થતાં હતાં. મોટી મૂડીવાળા વેપારીઓ તથા ઉદ્યોગપતિઓને આ દલીલો બહુ રુચી ગઇ અને મજૂરોનું શોષણ કરનારા મિલમાલિકો તથા દેશપરદેશનાં બજારોમાં લૂંટ ચલાવનારા વેપારીઓ આ અર્થશાસ્ત્રીઓની ચોપડીઓ લઇ પોતાનો બચાવ રજૂ કરવા લાગ્યા.

ધર્મનીતિનિરપેક્ષ સ્વાર્થના ધોરણ ઉપર પોતાના આખા અર્થશાસ્ત્રની ઍડમ સ્મિથે રચના કરી તથા રીકાર્ડો તો પોતાની દલીલમાં નફટાઇની હદ વટાવી ગયો અર્થશાસ્ત્રી નામ ધારણ કરનાર કોઇ આજે આ સિદ્ધાન્તો સ્વીકારતું નથી. જે શાસ્ત્રના સિદ્ધાન્તો અનુસાર અમુક વર્ગ છૂટે દોર પોતાનો સ્વાર્થ સાધી શકે અને અમુક વર્ગ ગરીબાઇમાં જ રહે એવું સાસ્ત્ર હોઇ જ ન શકે. કોઇ પણ સામાજિક શાસ્ત્ર લો. તેણે આખા જનસમાજના કલ્યાણની દૃષ્ટિએ જ વિચાર કરવા પ્રવૃત્ત થવું જોઇએ એ આજે સર્વમાન્ય થયું છે, છતાં આપણાં બજારોમાં અને કારખાનાંઓમાં તો હજી ઍડમ સ્મિથ અને રીકાર્ડોના સિદ્ધાન્તોનો જ અમલ થઇ રહ્યો છે અને એને પરિણામે સમાજના બધા જ વર્ગોનો—ગરીબની સાથે તવંગર વર્ગનો પણ—વિકાસ રૂંધાઇ રહ્યો છે.

## સામાજિક શાસ્ત્રોનો ઉદ્દેશ

સાધારણ રીતે માણસનું પેટ ભરાયેલું ન હોય ત્યાં સુધી તેને નીતિ કે ધર્મ સૂઝતાં નથી એ વાત સાચી અને તેથી જ અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ અમુક વર્ગનું પેટ ભરાય એવી નહિ પણ આખી મનુષ્યજાતિનું પેટ શી રીતે ભરાય તેવી હોવી જોઇએ. ઘણા માણસો ભૂખે મરતાં હોય તે વખતે થોડા માણસો સુખસગવડો ભોગવે અને મોજમજા ઉડાવે એમાં તેમનો વિકાસ ન જ થાય, તેમને સાચો આનંદ પણ ન મળી શકે કોઇ પણ વ્યક્તિનો સર્વાંગી વિકાસ તો આખા જનસમાજના સુખ સગવડ અને કલ્યાણને કેવળ અવિરોધી જ નહિ, પણ પોષક થાય

એવી રીતની પોતાની તમામ પ્રવૃત્તિની વ્યવસ્થા કરે તેમાં જ રહેલો છે. એટલે સાચી અર્થપ્રવૃત્તિનો ખરા નૈતિક સિદ્ધાન્તોની સાથે વિરોધ કદી સંભવતો જ નથી. એ જ વસ્તુ ઉલટાવીને ગાંધીજી ઘણી વાર કહે છે કે વ્યવહારમાં ન મૂકી શકાય એવો અથવા વ્યવહારમાં સમાજને નુકશાનકારક થઈ પડે તેવો ધર્મ પણ હોઇ શકે નહિ.

એટલે બધાં જ સામાજિક શાસ્ત્રોનો ઉદ્દેશ તો એક જ છે કે સમાજની પ્રગતિ સાધવી સમાજનું કલ્યાણ સાધવું. એ કલ્યાણના સાધન તરીકે માણસે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ અને રચનાઓ કરવા માંડી, અને તે પ્રવૃત્તિઓ તથા રચનાઓનું નિયમન કરનારાં જુદાં જુદાં શાસ્ત્રોનાં જુદાં જુદા નામ પડયાં

અર્થ અથવા સંપત્તિને લગતી પ્રવૃત્તિ અને રચનાઓ કેવા પ્રકારના હોય તો માનવજાતિનું કલ્યાણ વિશેષ સધાય–અર્થનું ઉત્પાદન કેવી ઢબે થાય તો માનવશક્તિ ઓછામાં ઓછી ખર્ચાય, અને સમાજને ઓછામાં ઓછો ઘસારો-પડે, અર્થની વહેંચણી કેવા પ્રકારની હોય તો સૌને સરખા લાભ મળે અને સામાજિક પ્રગતિમાં અંતરાયરૂપ થાય એવી અસમાનતા ઓછામાં ઓછી થાય, અને અર્થનો ઉપભોગ કેવી ઢબે થાય તો સમાજમાં દરેક વ્યક્તિનો વધારેમાં વધારે સંતોષ સધાય એ બધો વિચાર અર્થશાસ્ત્ર કરે છે અથવા એણે કરવો જોઇએ. તે જ પ્રમાણે કાયદાના સાધન દ્વારા સમાજનુ હિત કેવી રીતે વધારેમા વધારે સધાય એનો વિચાર ધારાશાસ્ત્ર કરે રાજતત્રના સાધન દ્વારા માનવહિત કેવી રીતે વધારેમાં વધારે સધાય એનો વિચાર રાજનીતિશાસ્ત્ર કરે, નીતિનિયમોના સાધન દ્વારા સમાજનુ હિત કેવી રીતે વધારેમાં વધારે સધાય તેનો વિચાર ધર્મનીતિશાસ્ત્ર કરે. પણ આ બધામાં શાસ્ત્રના સિદ્ધાન્તો છેવટે તો સમસ્ત માનવજાતિની પ્રગતિ અને તેનુ આત્યંતિક કલ્યાણ સાધે એવા જ હોવા જોઇએ એ વસ્તુ ભુલાવી જોઇએ નહિ. જો એ ન સધાતાં હોય તો સમજવુ કે એ સિદ્ધાતો ખોટા છે.

પરંતુ, આ શાસ્ત્રોનો વિચાર પશ્ચિમમાં શરૂ થયો ત્યારે એક સૂત્ર તો ગૃહીત જ કરી લેવાયું કે સૌ કોઇનુ હિત સાધવુ

એ તો શકય જ નથી. ગમે તેવી વ્યવસ્થા કે રચના હોય પણ તેમાં કોઇ ને કોઇએ તો સહન કરવાપણું રહેવાનું જ, માટે બની શકે તેટલી મોટી સખ્યાનુ બને તેટલું વધારે હિત સાધી શકાય એવી જ રચના થઈ શકશે.

તેમણે શરૂઆત આ સિધ્ધાન્ત દષ્ટિ આગળ રાખીને કરી પણ વ્યવહારમાં એ સિધ્ધાન્ત કયાંને કયા રહી ગયો અને બન્યું એવું કે ઠીક ઠીક નાની સખ્યાનું બને તેટલુ વધારે હિત સાધવાના પ્રયત્નો થયા. અને આજે આ શાસ્ત્રોને નામે જે સિદ્ધાંતો અને નિયમો રજૂ થયા છે તે મોટે ભાગે સમાજના બળવાન, સત્તાવાન, ધનવાન, કુળવાન, વિદ્વાન એમ કોઇ ને કોઇ ખાસ નાના વર્ગના સ્વાર્થનું જ પોષણ કરનારા અને લાભોનું રક્ષણ કરનારા છે. એ સ્થિતિ પલટાવી જોઇએ. ધારાશાસ્ત્ર, રાજનીતિ અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર એ બધામા શાસ્ત્રોના પ્રચલિત સિધ્ધાંતોનું સમસ્ત જનસમાજના હિતની દષ્ટિએ પરીક્ષણ અને શોધન કરવાની જરૂર છે. એવું પરીક્ષણ અને શોધન કરનારું સાહિત્ય આપણે રચવુ જોઇશે.

### પરિભાષા

આ શાસ્ત્રોનું નવું સાહિત્ય રચવાની વાત કરતાં જ આ વિષયો આપણી ભાષામાં ખેડાયેલા નહિ હોવાથી તે માટે જોઇતા પારિભાષિક શબ્દોનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પારિભાષિક શબ્દો નિર્માણ કરવાની બાબતમાં આપણે ત્યાં મોટે ભાગે એવો પ્રયત્ન થયો છે કે અંગ્રેજી ભાષાના શબ્દની વ્યુત્પત્તિ તથા ધાત્વર્થ તપાસી તે પ્રમાણે નવો સસ્કૃત શબ્દ આપણે બનાવીએ છીએ. આમાં કેટલાક શબ્દો સારા બની ગયા છે અને ભાષામાં પ્રચાર પામી રૂઢ પણ થઇ ગયા છે. પરંતુ ઘણા શબ્દો નિષ્ફળ ગયા છે. આવા શબ્દોના વપરાશને કારણે શાસ્ત્રીય પુસ્તકોના આપણા તરજૂમા મોટે ભાગે નિષ્ફળ નીવડયા છે. અગ્રેજી વાકયોનુ ભાષાન્તર કરતી વખતે અગ્રેજી વાકયરચનાને અનુસરતાં ગુજરાતીની વાકયરચના કઢંગી થઇ જાય છે એ પણ એક કારણ છે. પરંતુ પારિભાષિક શબ્દો ઘડવામાં પરભાષાના

કેવળ ધાત્વર્થને ન વળગતાં તેના બધા જ અર્થને અને ભાવને પકડવા આપણે પ્રયત્ન કરવાની જરૂર છે. વળી નવો સંસ્કૃત શબ્દ ઘડવા જતાં પહેલાં આપણે જે અર્થ અને ભાવ દર્શાવવા ઇચ્છીએ છીએ તે વ્યક્ત કરતો શબ્દ સંસ્કૃત સાહિત્યમાં છે કે કેમ તે શોધવું જોઇએ. અર્થશાસ્ત્ર, રાજનીતિ વગેરે સામાજિક શાસ્ત્રોને લગતા તો કેટલાયે સુંદર અને અર્થઘન શબ્દો આપણને મહાભારતમાંથી, સ્મૃતિગ્રન્થોમાંથી, તથા ચાણક્યના અર્થશાસ્ત્રમાંથી મળી શકે એમ છે એ છોડીને નવા શબ્દો બનાવવા બેસવું એ ભૂલ છે. પારિભાષિક શબ્દો તૈયાર કરવા માટે આ દૃષ્ટિએ આપણે સંસ્કૃત સાહિત્યનું પરિશીલન કરવું પડશે. આપણી ગુજરાતીના તળપદા શબ્દોમાંથી પણ સારા અને સચોટ શબ્દો આપણને મળી આવે ફારસી અને ઉર્દૂ સાહિત્યમાંથી આપણી ગુજરાતીમાં ચાલી શકે એવા શબ્દો આપણે શોધવા જોઇએ અને મળી આવે તો સત્કારવા જોઇએ. આ સાધનો ખલાસ થયા પછી જ નવા શબ્દ ઘડવાનો વિચાર કરાય. વળી એકાદ કમિટી નીમીને આપણે એકલી પરિભાષા તૈયાર કરવા બેસીએ એ રીત પણ બરાબર નથી અથવા પૂરતી નથી. જેમ જેમ આ વિષયનુ સાહિત્ય આપણે રચતા જઇએ અને આ વિષયોની વધુ ને વધુ સૂક્ષ્મ ચર્ચા કરતા જઇએ તેમ તેમ પરિભાષા ઘડાતી જાય. આ વિષય ઉપર લખાયેલાં નાનાં કે મોટાં પુસ્તકમાં લેખકો પોતે વાપરેલા તથા નવા યોજેલા પારિભાષિક શબ્દોની ટીપ પુસ્તકને છેડે આપતા જાય તો શબ્દો શોધવામાં ઘણી સરળતા થાય. જુદાં જુદાં શાસ્ત્રોના પારિભાષિક શબ્દકોષ બનાવવાની પ્રવૃત્તિની હું ઉપેક્ષા કરવા ઇચ્છતો નથી. એના કોષ હોય તો શાસ્ત્રીય વિષય ઉપર લખનારને જરૂર મદદ થાય. મારું કહેવું એટલું જ છે કે આ વિષયનું સાહિત્ય લખાતા લખાતાં જે શબ્દો વપરાશે અથવા નવાં યોજાશે તે વધારે પ્રમાણમાં અર્થદ્યોતક હશે.

### અર્થશાસ્ત્ર ઉપરનું સાહિત્ય

આપણી ભાષામાં આ વિષય ઉપરનુ જે કાંઇ સાહિત્ય છે તેનો વિચાર પણ અહીં જ કરી લેવો ઠીક થશે. ઉપર હું કહી

ગયો તેમ મારી સગવડ ખાતર અર્થશાસ્ત્ર પૂરતો જ વિચાર હું કરીશ. આ શાસ્ત્રનો વિચાર પશ્ચિમમાં છેલ્લા દોઢસોએક વર્ષથી જ થવા માંડ્યો છે આપણા સ્મૃતિ ગ્રન્થોમાં તથા નીતિ ગ્રન્થોમાં આ શાસ્ત્રને લગતા સિદ્ધાંતો છૂટાછવાયા ઠીક પ્રમાણમાં મળી આવે છે. પણ પશ્ચિમમાં જે ઢબે આ શાસ્ત્રનું વિવેચન થાય છે એ ઢબે આપણે ત્યાં થયું નહોતું આપણી પ્રાન્તીય ભાષાઓમાં તો આ વિષય ઉપરનું કાંઇકે સાહિત્ય અંગ્રેજી કેળવણીની શરૂઆત થઇ ત્યાર પછીનું જ છે. દી. બ અંબાલાલ સાકરલાલે અંગ્રેજી ઉપરથી પહેલું અર્થશાસ્ત્રનું પુસ્તક સને ૧૮૭૫ માં રચ્યું, તથા અર્થશાસ્ત્ર લગતા જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપવાનો ઉપક્રમ કરી કેટલુંક સાહિત્ય નિર્માણ કર્યું. તેમાં નાણાભીડ ઉપરનું એક ભાષણ, સ્વદેશી ઉપરના કેટલાંક ભાષણો તથા શાન્તિદાસની વાર્તા એ મુખ્ય છે. શાંતિદાસની વાર્તામાં પાશ્ચાત્ય અર્થવ્યવસ્થાનું આપણા દેશ ઉપરનું આક્રમણ આપણી જૂની અર્થવ્યવસ્થાને કેવી રીતે છિન્નભિન્ન કરી રહ્યું છે તથા તેને લીધે આપણી સુખશાન્તિનો તથા આપણી આબાદીનો કેવી રીતે નાશ થઇ રહ્યો છે એ બહુ રોચક તથા સચોટ ઢબે દર્શાવ્યું છે. એ વાર્તા જોકે છે બહુ નાની, અને પચાસેક વર્ષ ઉપર લખાયેલી હોઇ જૂની ગણાય છતાં તેમાં વર્ણવેલો પ્રકાર આજે પણ ચાલી રહ્યો છે અને તેમાં સૂચવાયેલા ગ્રામઉદ્યોગના રક્ષણ તથા આપણી પુનર્જીવનના ઉપાય ઉપર આજે ભાર દેવાય છે એ રીતે તેનું મહત્ત્વ ઓછું નથી થયું તેમ તેનો રસ પણ જૂનો નથી થયો.

રા. બ હરગોવિંદદાસ કાંટાવાળાની 'દેશની કારીગરીને ઉત્તેજન' એ વિષય ઉપરની સને ૧૮૭૫–૭૬મા લખાયેલી ચોપડીઓ સર ચીમનલાલ ગેતલવાડે સને ૧૮૮૮મા 'અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો' નામનું અંગ્રેજીમાથી કરેલું ભાષાન્તર તથા સને ૧૮૮૯માં કરેલું અર્થશાસ્ત્રની વાતોનું ભાષાંતર, શ્રી. ડાહ્યાભાઇ દેરાસરીનું બાળોપયોગી સરળ અર્થશાસ્ત્ર, (૧૮૯૩), પ્રો ભાટેના મરાઠી અર્થશાસ્ત્રનો ગૂજરાત વિદ્યાપીઠે કરાવેલો અનુવાદ તથા સને ૧૯૩૨મા બહાર પડેલું પ્રો. કામદારનું અર્થશાસ્ત્ર એ પુસ્તકો

આપણી પાસે છે *ગૂજરાત વિદ્યાપીઠવાળુ સંપત્તિશાસ્ત્ર તથા* મો કામદારના અર્થશાસ્ત્ર સિવાયના બીજા પુસ્તકો તો બહુ જૂના હોઇ આજે આ વિષયની આપણી પ્રવૃત્તિના ઇતિહાસમા નોધવા ઉપરાત બીજા ખાસ મહત્ત્વના નથી રહ્યા વિદ્યાપીઠવાળુ સંપત્તિશાસ્ત્ર તથા મો કામદારનુ અર્થશાસ્ત્ર પ્રમાણમા અર્વાચીન હોવા છતા અર્થશાસ્ત્રના સારા પાઠ્યપુસ્તક તરીકે તેમને સફળતા મળી હોય એમ દેખાતુ નથી.

આ ઉપરાત 'પૈસાદાર કેમ થવાય ?' 'પૈસા કેમ કમાવા ?' એના એવા થોડાક પુસ્તકો આપણી ભાષામા છે પણ તેમા સામાજિક હિતની દૃષ્ટિએ શાસ્ત્રીય ચર્ચા નથી તેમ બીજી રીતે પણ ખાસ ઊડાણ ન હોઇ તેમાં કોઇ જાતની ઉપયોગિતાના તત્ત્વો નથી તે લખાયા હશે ત્યારે પણ સમાજને ઉપયોગી નીવડ્યા હશે કે કેમ એ વિષે શકા છે બીજા પણ કેટલાક ભાષાન્તર-ગ્રથો આપણી ભાષામા બહાર પડેલા છે પણ મૂળ *અંગ્રેજી વાચી શકનાર એ પુસ્તકો જોતા નથી* અને એનુ ગુજરાતી જાણનારને એ પુસ્તકો સમજવામા મુશ્કેલી આવે છે

*અર્થશાસ્ત્રનો અભ્યાસ આપણા મહાવિદ્યાલયોમા ઘણા વર્ષોથી* ચાલે છે પણ દુ ખ સાથે કહેવુ પડે છે કે અર્થશાસ્ત્રના ગુજરાતી અધ્યાપકો પાસેથી અથવા તો એ વિષય લઇને ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓ પાસેથી આપણી ભાષામા કાઇ મહત્ત્વનુ લખાણ આપણને મળ્યુ નથી ગાધીજીના અગિયાર મુદ્દાઓ તથા રાષ્ટ્રીય જમાખર્ચ એ અધ્યાપક ખુશાલ તલકશી શાહની બે નાની પુસ્તિકાઓ તથા હુડિયામણ ઉપરની શ્રી ડુગરશી સપટની તથા શ્રી મગનભાઇ દેસાઇની પુસ્તિકાઓ કેવળ અપવાદરૂપ છે

સન ૧૯૧૭ ના રશિયાના વિપ્લવ પછી આખા યુરોપમા તથા સને ૧૯૧૯મા ગાધીજીએ ઉપાડેલી સ્વદેશીની ચળવળ પછી આપણા દેશમા અર્થપ્રકરણનો નવીન અને વ્યાપક દૃષ્ટિએ વિશેષ વિચાર થવા લાગ્યો છે એમ તો સામ્યવાદી વિચારણા લગભગ સો વર્ષથી યુરોપમા ચાલે છે અને તેને લગતુ સાહિત્ય પણ પ્રગટ થતું આવ્યુ છે પરતુ રશિયાના વિપ્લવ પછી

રાજ્યાંગથી સામ્યવાદી સમાજરચના દાખલ કરવાનો પ્રયોગ ત્યાં ચાલુ થયો ત્યારથી આખી દુનિયામાં એ વિષે એક જાતની ઉત્તેજના અને આશાનો સંચાર થયો છે અને એ વિષયને લગતું સાહિત્ય દુનિયાભરમાં રોજ એટલું બહાર પડે છે કે માણસ વાંચતા થાકે. એ વિપ્લવની, રશિયાના પ્રયોગની તથા સામ્યવાદી સમાજરચનાને લગતા ઉત્તેજક સાહિત્યની અસર આપણા ગુજરાતમાં પણ આવી છે અને આ વિચારોના પ્રચાર માટે 'ચાલો વિચારીએ' 'ચાલો પલટીએ' તથા 'નવી દુનિયા' ગ્રંથમાળાઓ દ્વારા કેટલાક પુસ્તકો બહાર પડ્યા છે અને નવાં નવાં પડતાં જાય છે

આ પુસ્તકોમાં મૌલિક વિચારણા ઓછી જણાય છે બીજી ભાષાના પુસ્તકોમાંથી શબ્દરચનાઓ વિચારો અને દલીલો ઉપાડી લઈને ગુજરાતીમાં મુકાય છે એમ તો બીજી ભાષામાંનું કશું આપણે ન લઈએ એમ કોઈ નથી કહેતું. પણ જ્યારે આપણે માટે આપણે કાંઈ નવી રચના કે યોજના સૂચવીએ ત્યારે એ સૂચવનારને આપણી સામાજિક પરિસ્થિતિનું સૂક્ષ્મ અને ઊંડું જ્ઞાન હોવું જોઈએ અને આપણી ચાલતી આવેલી પરંપરા સાથે નવી યોજનાને કેવી રીતે ઘટાવવી તેનો ચોક્કસ ખ્યાલ હોવો જોઈએ. કેવળ પુસ્તકિયા જ્ઞાનથી આ થઈ શકતું નથી વળી આ જાતની વિચારણા માટે આપણી ભાષા હજી ઘડાયેલી ન હોઈ પાશ્ચાત્ય લેખકોની વિચારસરણીને ગુજરાતીમાં ઉતારતાં ભાષાની અગવડ અનુભવાતી પણ આ પુસ્તકોમાં જોઈ શકાય છે

### ગાંધીજીનો કાર્યક્રમ

બીજી તરફથી ગાંધીજીએ પોતાની ખાદીપ્રવૃત્તિને અંગે સને ૧૯૧૯થી, અને ગ્રામઉદ્યોગ પ્રવૃત્તિને અંગે સને ૧૯૩૪થી ગુજરાતી ભાષામાં નવા જ વિચારોનો પોષ વહેવડાવ્યો છે તેમણે એક નવીન સમાજરચનાની રૂપરેખાનું તથા તેની પાછળ રહેલી સમગ્ર માનવજાતિનું કલ્યાણ વાંછતી ફિલસૂફીનું દર્શન કરાવ્યું છે આ બધું કંઈ સળંગ, વ્યવસ્થિત અને શાસ્ત્રીય સ્વરૂપનો ગ્રંથ લખીને ગાંધીજીએ નથી કર્યું. પરંતુ પોતે ઉપાડેલી પ્રવૃત્તિને અંગે વ્યવહારિક ઉકેલ માગતા પ્રશ્નો જેમ જેમ તેમની

સામે ઉપસ્થિત થતા ગયા તેમ તેમ તેનો વિચાર કરનારા લેખોમાં આ બધું ચિંતન તેમણે કર્યું છે. એક રીતે આ પધ્ધતિ વધારે અસરકારક નીવડે છે. કારણ તેમાં ગગનવિહાર નથી આવતો તેમ ચર્ચા કેવળ તાર્કિક નથી હોતી; પણ પ્રત્યક્ષ આવી પડેલા પ્રશ્નનો જ, આપણી પ્રત્યક્ષ પરિસ્થિતિને ધ્યાનમા લઇને જ વિચાર થાય છે.

ગાંધીજી આદર્શની ઝાંખી કરાવે છે ખરા, પણ સાથે સાથે એ આદર્શને પહોંચવા માટે આપણે ઉભા છીએ ત્યાંથી એક ડગલુ આગળ કયું ભરવુ તે પણ સુચવે છે એ તેમની વિશેષતા છે. તેમના લેખોમા મિલઉદ્યોગની તથા ગૃહઉદ્યોગની, આપણા ઉદ્યોગોમા યન્ત્રોને કેટલું સ્થાન છે તેનો, આપણા દેશની ગરીબાઇ અને બેકારીના પ્રશ્નની, આપણી ખેતીને લગતા પ્રશ્નોની, ધંધા પરત્વે ઊચનીચના ભેદો પ્રવર્તે છે તેની, મજૂરીના દર ઓછામાં ઓછામાં કેટલા હોવા જોઇએ તેનો, મિલમાલિકો અને મજૂરો વચ્ચેના તથા જમીનદારો અને કિસાનો વચ્ચેના એમ ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચેના કન્દની, એમ અનેક ચર્ચાઓ આવે છે. આ બધા પ્રશ્નો વિષે તેમણે સ્પષ્ટ વિચારો દર્શાવ્યા છે અને તેના નિકાલ માટે કેવા ચોક્કસ ઉપાયો યોજી શકાય એ પણ બતાવ્યુ છે. ગાંધીજીની વિચારસરણીને અનુસરીને લખાયેલા શ્રી કાકાસાહેબ કાલેલકરના 'સ્વદેશી ધર્મ' ની, શ્રી. કિશોરલાલભાઇના 'સવર્ણની માયા' ની, તથા શ્રી. નરહરિ પરીખના 'સામ્યવાદ અને સર્વોદય', એ પુસ્તકોની નોંધ અહીં લેવી ઘટે છે.

અત્યારની બગિચાના બે ભાગ વાળી અર્થનીતિ—અથવા એને અનર્થનીતિ જ કહેવી જોઇએ મા હિંદી પ્રજા, બલ્કે આખી દુનિયા સપડાઇ છે, તેમાથી છુટવાનો અને જેનાં સર્વનું કલ્યાણ હોય એવી સર્વોદયકારી અર્થરચના સ્થાપવાનો વ્યવસ્થિત, ક્રમિક અને શાસ્ત્રીય ઉપાય ગાંધીજી બતાવતા હોવા છતા સમાજવાદીઓને ગાંધીજીની વાત શાસ્ત્રીય નહિ પણ તરંગી અથવા ગગનવિહારી (Utopian) લાગે છે કવિવર રવીન્દ્ર જેવાને તેમનો રેંટિયાનો કાર્યક્રમ શુષ્ક અને નિષેધાત્મક લાગે છે તથા એમાં મૂર્તિપૂજન

મધ પણ આવે છે. બાબુ ભગવાનદાસ જેમને જ્યાં સુધી ગાંધીજી પોતાની આખી યોજના સાંગોપાંગ માંડી ન બતાવે અને પોતાના આદર્શની નવી રચનાનું રેખાબદ્ધ ચિત્ર ન રજૂ કરે ત્યાં સુધી લોકોને તે સ્પર્શી કે આકર્ષી શકશે નહિ અને વ્યવસ્થિત પ્રવૃત્તિમાં પ્રેરી શકશે નહિ એમ લાગે છે. સમાજવાદીઓને ગાંધીજી કહે એમ છે કે તમારે જે વર્ગવિહીન, ઊંચનીચના ભેદ વિનાનો સમાજ જોઈએ છે એવા સમાજને હસ્તીમાં લાવવાની ધગશમાં તથા તે માટે પ્રયત્ન કરતાં મરી ફીટવાની તૈયારીમાં હું તમારા કોઈથી ઊતરું એમ નથી. પરંતુ આ હેતુ બર લાવવા માટે હિંસામય ક્રાન્તિને તમે અનિવાર્ય ગણો છો તેના કરતાં આ હેતુ અહિંસામય પ્રવૃત્તિથી જ સિધ્ધ થઈ શકે એમ છે એ મારી વાત વધારે શાસ્ત્રીય અને તેથી જ વધારે ચોક્કસ અને વધારે વ્યવહાર્ય છે. ભલે મને તરંગી અથવા ગગનવિહારી અથવા તો સ્વપ્નવિહારી કહેવામાં આવે, પણ મારા જેવો, પોતાના આદર્શોને વ્યવહારમાં ઉતારનારા ચોક્કસ, શાસ્ત્રીય અને વ્યવહારિક ઉપાયો બતાવનારો બીજો કોઈ ભાગ્યે જ હશે. કવિવરને તો તેઓ કહેશે કે તમારી સામે વાદવિવાદમાં ઊતરનાર હું કોણ? પણ તમારાં ઉડ્ડયનો જોઈને મારે કાંઈ જમીન ઉપરથી પગ ઉપાડી લઈ ઊડવા માંડવું નથી. બાબુ ભગવાનદાસને કહેશે કે હું તો મને જે સાધન શુદ્ધ અને અમોઘ લાગ્યું એને વળગી રહેનારો છું. ભવિષ્યના આખી સમાજરચનાનાં વિગતવાળાં ચિત્રો ચીતરતાં મને ન આવડે; પણ મારું સાધન એટલું શુદ્ધ અને શાસ્ત્રીય છે કે તેમાંથી કોઈ પણ જાતના અન્યાય અને જુલમ વિનાની સમાજરચના ક્રમે ક્રમે વિકાસ પામી હસ્તીમાં આવશે જ. એ શ્રદ્ધાથી હું તો કામ કરનારો રહ્યો. મને તો 'દૂર માર્ગ' જોવા લોભ લગીર ન, મારે એક ડગલું બસ થાય.'

જેમ સામ્યવાદી વિચારસરણી અને કાર્યક્રમનું મોજું આપણા દેશમાં અમુક દરજ્જે ફરી વળ્યું છે તેમ ગાંધીજીની વિચારસરણી અને કાર્યક્રમની અસર દુનિયાના મુખ્ય મુખ્ય વિચારકો ઉપર પડી જ છે. જો કે ઉપર કહ્યું તેમ રશિયામાં થયેલા વિપ્લવ પછી રાજબળથી અને જોરશોરથી ચાલી રહેલા ત્યાંના પ્રયોગે

દુનિયાને કાંઈક વધારે આજે જ ખરી ગાંધીજીના કાર્યક્રમમાં સાધનશુદ્ધિનો આગ્રહ ઘણો જ છે, તેમાં કડી પણ અખટ ધીરજની અપેક્ષા છે અને પોતાના કાર્યને વિષે અડગ શ્રદ્ધા આવશ્યક છે એટલે એમનો કાર્યક્રમ આજે નાખનારો નથી લાગતો અને ધીમો દેખાય છે

## પાઠ્યપુસ્તકોની જરૂર

એક વસ્તુ ચોક્કસ છે કે અત્યારની ઉપરી અને અધીન, તવંગર અને ગરીબ સાક્ષર અને નિરક્ષર, ઊંચ અને નીચ ગોરા અને કાળા એવા ભેદ ઉપર રચાયેલી અને પરિણામે અન્યાય અને જુલમવાળી સમાજરચનાથી દલિત અને પીડિત વર્ગ *કંટાળ્યો છે તેમનો દેર જાગ્યો છે અને અન્યાય વિનાની, જુલમ* વિનાની, ભેદભાવ વિનાની એવી નવીન સમાજરચના માટે ઝંખી રહ્યો છે એ નવીન સમાજરચનાના પ્રકાર વિષે અને તેને હસ્તીમાં લાવવાના સાધનો વિષે બે મુખ્ય કાર્યક્રમો પ્રજા સમક્ષ પડેલા છે એ બન્ને કાર્યક્રમોને લગતું સાહિત્ય આપણી ભાષામાં કાંઈક તૈયાર થયું છે અને હજી વિશેષ તૈયાર થશે એ સાહિત્ય લોકો વધારે સમજે અને તેનો વધારે લાભ ઉઠાવી શકે તથા બન્ને કાર્યક્રમોમાંથી કયો કાર્યક્રમ અનુસરવા જેવો છે તેનો સ્વતંત્ર રીતે વિચાર કરી શકે તે માટે જેમાં સમાજશાસ્ત્રની બધી શાખાઓના મૂળતત્ત્વોનો સાંગોપાંગ વિચાર થયેલો હોય એવા સરળ છતાં સંગીન પુસ્તકો આપણી પાસે જોઈએ આજે રાજનીતિ ધર્મનીતિ અર્થશાસ્ત્ર ધારાશાસ્ત્ર એ બધા વિષયોનો અભ્યાસ આપણા મહાવિદ્યાલયોમાં થાય છે પણ તે અંગ્રેજી દ્વારા જ થાય છે એટલે અભ્યાસ કરનારાઓમાંથી પણ બહુ થોડા તેના સિદ્ધાંતો સમજી અને પચાવી શકે છે એ સિદ્ધાંતો વિષે તેમને પુસ્તકિયા અથવા પોપટિયા જ્ઞાન જ હોય છે પણ *એ સિદ્ધાંતોનો વિનિયોગ સમાજમાં કેવી રીતે થાય છે તથા* કેવી રીતે થવો જોઈએ તે બાબતની સમજ મહાવિદ્યાલયોના અભ્યાસને પરિણામે નથી આવતી એમ જો ન હોત તો શું આપણા સમાજને દૃષ્ટિ આગળ રાખીને, સમાજશાસ્ત્રને લગતા

આપણા પ્રશ્નોનો વિચાર કેવી રીતે થઇ શકે એમ છે એનું જેમાંથી માર્ગદર્શન મળે એવાં સમાજશાસ્ત્ર ઉપરનાં પુસ્તકો આટલાં પચાસ પચાસ વર્ષના અભ્યાસ પછી પણ આપણે ગુજરાતને ન આપ્યાં હોત ? પણ આ બાબતનો અફસોસ કરી આંસુ ઢાળ્યે શું થાય ? આપણી સાહિત્ય પરિષદે પોતાના સમેલનમાં ગઇ સાલથી આ વિભાગ રાખી આ વિષયને મહત્ત્વ આપ્યું છે, તો પછી પરિષદે આ વિષયને લગતાં વિદ્યાર્થીઓને તેમ જ સામાન્ય વાચકોને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો રચાવવા ઉદ્યત થવું જોઇએ. આ પરિષદની સાથે જોડાયેલી સાહિત્ય તથા કેળવણીની સંસ્થાઓનો સહકાર તો પરિષદને છે જ અને એવી સંસ્થાઓ મારફત પણ તે કામ થઇ શકે છે. આપણા આવતા સમેલન પહેલા સમાજશાસ્ત્રની બધી શાખાઓ ઉપરનું એક એક સુંદર પાઠ્યપુસ્તક તો પ્રજાને મળવું જ જોઇએ, એવી માગણી સાહિત્ય પરિષદ પાસે આપણે જરૂર કરીએ પણ તેની સાથે એ બાબતમાં સાહિત્ય પરિષદને મદદ કરવાનો સંકલ્પ પણ આપણે કરવો જોઇએ.

## તૈયારીની દિશા

આવા પુસ્તકો તૈયાર કરવા માટે કેવા પ્રકારની શોધખોળોની, કેવા પ્રકારની માહિતીઓ ભેગી કરવાની તથા કેવા પ્રકારની સિદ્ધાન્તચર્ચાની જરૂર છે અને તે તે શાસ્ત્રના અભ્યાસીઓ તેમાં કેવી રીતે ફાળો આપી શકે તથા કેવું સાહિત્ય નિર્માણ કરે એ બધું આપણે વિચારવું જોઇશે. આ શાસ્ત્રની દરેક શાખામાં આપણા પ્રાચીન સાહિત્યમાં શું શું પડેલું છે તેનું સંશોધન કરી તથા ઐતિહાસિક દૃષ્ટિએ તેનું પરીક્ષણ કરીએ જો ગુજરાતીમાં સંગૃહીત કરવામાં આવે તો કયા પાયા ઉપર આપણે ઇમારત ચણવાની છે તેનો આપણને ખ્યાલ આવે. આપણી નવી ઇમારત માટે એ પાયો બરાબર ચાલી શકે એમ છે, કે એ પાયામાં પણ ફેરફાર કરવાની જરૂર છે એનો પણ વિચાર કરી શકાય પણ આપણા એ વારસાનો લઇ શકાય તેટલો લાભ તો આપણે લેવો જ જોઇએ. પૂર્વજો તરફથી આપણને કેવો વારસો

મળેલો છે તેનું પણ આપણે ભાન ન રાખીએ તો તો આપણા જેવા મૂર્ખ કોઇ નહિ આપણા ઉપનિષદોમાથી, રામાયણ અને મહાભારતમાથી, આપણી સ્મૃતિઓમાથી, નીતિગ્રંથોમાથી અને ચાણક્યના અર્થશાસ્ત્રમાથી સમાજશાસ્ત્રને લગતી કેટલીયે માહિતી, કેટલાયે મૂલ્યવાન સિદ્ધાન્તો અને કેટલાયે પ્રેરક વિચારો આપણને મળી શકે એમ છે

એક તરફથી આ કામ ચાલે ત્યારે બીજી તરફથી આપણી વર્તમાન પરિસ્થિતિ વિશે માહિતી એકઠી કરી તેનું શાસ્ત્રીય ઢબે પૃથક્કરણ કરી તે પ્રજા સમક્ષ મુકાવી જોઇએ ગુજરાત વિદ્યાપીઠે બારડોલી તાલુકાના મેહ્તાનીપરજ ગામની તપાસ માતર તાલુકાની આર્થિક તપાસ, શેન્થા ગામની ગ્રામઉદ્યોગની દૃષ્ટિએ તપાસ તથા ઉત્તર ગુજરાતના કારીગરોની સ્થિતિ વિશેની તપાસ ગુજરાત આગળ મૂકી છે પણ આ કામમા ઘણી વધારે સખ્યામા અભ્યાસીઓ તથા કાર્યકર્તાઓએ પડવાની જરૂર છે આ તપાસમા આપણે ખાસ ધ્યાનમા એ રાખવુ પડશે કે આપણી ચાલતી આવેલી સમાજરચના અને અર્થવ્યવસ્થામા આપણા ઉપર થયેલા નવા વિચારોના અને નવી વ્યવસ્થાના આક્રમણથી કેવા ફેરફાર થયા છે નવા પ્રવાહમા ઇષ્ટ તત્ત્વો કયા છે અને અનિષ્ટ તત્ત્વો કયાં છે, એ આપણે તપાસવુ પડશે આપણી જૂની વ્યવસ્થામાથી કેટલુ ટકાવી રાખવા જેવુ છે અને કેટલુ છોડી દેવા જેવુ કે સુધારવા જેવુ છે તેનો વિવેક કરવો પડશે

### પ્રાચીન સમાજરચના

આપણી પરપરાગત સમાજરચના અને અર્થવ્યવસ્થાના મુખ્ય લક્ષણો નીચેના ગણી શકાય

૧ દેશની વસ્તીનો મોટો ભાગ નાના નાના ગામડામા આ ગામડાનો બહારની દુનિયા સાથેનો સબંધ પ્રમાણમા ઘણો ઓછો. અને પોતાની સાસારિક અને આર્થિક જરૂરિયાતો પૂરતા આ ગામડા મોટે ભાગે સ્વયસપૂર્ણ

૨ આપણો મુખ્ય ધધો ખેતીનો પણ તેનો અર્થ એ નહિ કે બીજા ઉદ્યોગો આપણા દેશમા નથી અથવા નહોતા ગામડાના

લોકો પોતાની તમામ જરૂરિયાતોને ખેતીની સાથે જ ચાલતા બીજા ગૃહઉદ્યોગો તથા ગામડાના કારીગરોના ઉદ્યોગધંધા જેને આપણે ગ્રામઉદ્યોગ કહીએ છીએ, તે મારફત પહોંચી વળતા.

૩. ઉપરની વ્યવસ્થાને લીધે ઉત્પાદન મોટાં બજારો માટે નહિ પણ પોતાના અથવા પોતાના પડોશીના વાપર માટે થતું. પહેલો ઘરાક અને પછી માલ એ જાતની આપણી ઉત્પાદન પ્રથા હતી તમારે જોઇતી વસ્તુ તમે પોતે જ તૈયાર કરી લો અથવા ગામના સુથાર, લુહાર, કુંભાર કે મોચીને ત્યાં જઇ વરદી આપી કરાવી લો.

૪. આ વ્યવસ્થામાં કાચો માલ ખરીદ કરનાર, તેમાંથી તૈયાર માલ બનાવવા મજૂરી કરનાર, કેવો તૈયાર માલ બનાવવો તેનો નિર્ણય કરનાર, અને માલ તૈયાર થયા પછી તેને વેચનાર એ બધું ઘણુંખરું એક જ માણસ કરતો. મજૂર, યોજક, મૂડીદાર, દલાલ, વેપારી જે કહો તે બધુ એક જ માણસ, એટલે યોજનાશકિત, મજૂરી, મૂડીનું વ્યાજ, નફો, દલાલી વગેરેની વહેંચણીનો પ્રશ્ન ઉપસ્થિત થતો નહિ. ઉદ્યોગ નાના પાયા ઉપર હોઇ મોટા મૂડીરોકાણની જરૂર પડતી નહિ

૫. પોતપોતાના ધંધા પ્રમાણે વર્ણો નક્કી થયેલા હોવાથી દરેક જણ ઘણુખરું પોતાના બાપદાદાનો ધંધો જ કરતો. તેથી વંશપરંપરાથી વિકાસ પામતે પામતે હુન્નરકળા અને કારીગરી બહુ ઊંચી કોટિએ પહોંચી હતી, વળી દરેક કારીગરનાં ઘરાક બાંધેલા હોવાથી આ ઉદ્યોગમાં હરીફાઇના તત્ત્વનો પ્રવેશ નહોતો થવા પામ્યો. કારીગર પોતાના માલનું શું મળશે એનો વિચાર નહોતો કરતો પણ પોતાનો હાથ ન લજવાવો જોઇએ એની ખેવના રાખતો, તેમ ઘરાકની કદરદાનીનો વિચાર કરી વસ્તુ બનાવતો.

૬. એકબીજા સાથેના આર્થિક વ્યવહારો કામપૂરતા કરારના નહિ પણ વંશપરંપરાથી ચાલતી આવેલી રૂઢિથી બંધાયેલા અને માનવભાવવાળા હતા.

૭. લોકોમાં પરસ્પર સહાયવૃત્તિ તથા સંતોષ અને શારીરિક સુખમગવડને માટે પર્યાપ્તવૃત્તિ વિશેષ પ્રમાણમાં હતી.

૮ વ્યવહારમાં નાણાંનો ઉપયોગ બહુ ઓછો થતો અને એક માલ સાટે બીજો માલ એમ વસ્તુવિનિમયનું પ્રમાણ વધારે હતું

૯ સરકારનું કામ પંચ્યકથી રક્ષણ કરવા પૂરતું જ હતું રાજા મોટે ભાગે આજના લશ્કરી સેનાપતિ જેવો હતો લોકોના વ્યવહારમાં તે ઓછામાં ઓછી દરમ્યાનગીરી કરતો આજે ન્યાયખાતુ, કેળવણીખાતુ, પોલીસ ખાતુ, સાર્વજનિક બાંધકામ ખાતુ એમ અનેક ખાતાં સરકાર ચલાવે છે, તે બધાં લોકો પોતાની જરૂરિયાત પ્રમાણે પોતે જ ચલાવી લેતા રવીન્દ્રનાથ ઠાકુરે પોતાના 'સ્વદેશી સમાજ' એ નિબંધમાં કહ્યું છે તેમ આપણી સંસ્કૃતિની પ્રાણશક્તિ રાજ્યતંત્ર અથવા સંગરમાં નહિ પણ આપણી સામાજિક કે લોકસંસ્થાઓમાં વિલસતી હતી

૧૦ શહેરોમાં છેક આવી સાદી વ્યવસ્થા હતી એમ ન કહેવાય. પણ ત્યાં યે વેપારીઓ અને ધંધાદારીઓ પોતપોતાના મહાજનો દ્વારા અનિષ્ટ હરીફાઈના તત્ત્વને દાખલ થવા દેતા નહિ કેવો માલ કેટલા પ્રમાણમાં બનાવવો તેનું નિયમન કરતા માલ હલકો કે ભેળવાળો ન થાય તેનો બંદોબસ્ત રાખતા અને પોતપોતાની વચ્ચે કાંઈ ઝઘડા પડે તો પોતાના પંચ મારફત જ તેનો નિકાલ કરતા

આવી સમાજરચનાને કારણે આપણા દેશ ઉપર અનેક આક્રમણો થયાં, અનેક સામ્રાજ્યો સ્થપાયાં અને લુપ્ત થયાં છતાં આપણી સમાજ-સંસ્થાઓ નષ્ટ થઈ નહિ તેમ જ આપણી સંસ્કારપરંપરા પણ તૂટી નહિ આપણા દેશમાં અંગ્રેજી અમલની સ્થાપના થઈ ત્યારે આ વસ્તુ જોઈ શકવાની દૃષ્ટિવાળા કેટલાક ચતુર અંગ્રેજ અમલદારો આપણી આ વ્યવસ્થા જોઈ હેરત પામ્યા છે અને તેમણે પ્રશંસાના ઉદ્ગારો કાઢ્યા છે સને ૧૮૩૦ ની પોતાની યાદીમાં સર ચાર્લ્સ મેટકાફના નીચેના ઉદ્ગારો ઘણાં પુસ્તકોમાં ઉતારાયેલા છે

'ગ્રામસમાજો એ નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો જ છે પોતાની બધી જ જરૂરિયાતોને તેઓ પહોંચી વળે છે બહારની દુનિયા સાથેના સબંધથી તેઓ લગભગ અલિપ્ત છે દેશમાં

બીજુ ઘણુયે આવ્યુ અને ગયુ પણ એ ટકી રહ્યા છે નાના સ્વતંત્ર ગણરાજ્ય જેવા આ ગ્રામસમાજોને લીધે લોકો બહુ સુખી છે અને બહુ મોટા પ્રમાણમા સ્વાતંત્ર્ય ભોગવે છે'

## ગ્રામસમાજની બદીઓ

પરંતુ ઉપરના ચિત્ર ઉપરથી સમાજના બધા જ વર્ગો સુખી અને સ્વતંત્ર હતા એમ માનવાનુ કશુ કારણ નથી દરેક ગામમા જમીન ઉપરના માલકીહક તો અમુક ઉપરી ખેડતોના જ હતા તેમનામાના આગેવાનો ગામનુ મુખીપણુ કરતા એ ખાતેદાર વર્ગ જ ગામમા પ્રતિષ્ઠિત ગણાતો તે ઉપરાંત ગામના શેઠશાહુકાર તથા બ્રાહ્મણપુરોહિતની પ્રતિષ્ઠા ગામમા ગણાતી પરંતુ જમીન વિનાના ખેતીના મજૂરો, સુથાર લુહાર કુંભાર, મોચી, હજામ વગેરે વસવાયાવર્ગ તથા છેક નીચી જાતિના ગણાતા એવા ઢેડ ચમાર ભંગી વગેરે અસ્પૃશ્ય વર્ગો એમની ગ્રામસમાજમા કાંઈ જ પ્રતિષ્ઠા કે અવાજ નહોતા એટલુ જ નહિ પણ તેઓને બહુ અપમાનિત અને તિરસ્કૃત દશામા રહેવુ પડતુ આ વર્ગ વસવાયાનાહુ કહેવાતો તેઓ સારા કપડા કે ઘરેણા પહેરીને ગામમા ફરી ન શકે, તેમની સ્ત્રીઓ તાંબાપીતળને બેડે કૂવેથી પાણી ભરી ન શકે, તેમને ઘેર લગ્ન કે ઉત્સવ હોય તો તેઓ વાજાં ન વગાડી શકે અથવા વરરાજાને ઘોડે બેસાડીને ફુલેકુ ન ફેરવી શકે ગામમા ઘોડે બેસીને આ લોકો ન ફરી શકે એટલુ જ નહિ પણ પરગામ જતા સગવડની ખાતર ઘોડે બેસીને જતો હોય તેણે પણ સામેથી પાટીદાર કે ઉપલી વર્ણનો માણસ મળે તો ઘોડેથી ઊતરી જવુ પડે પોતાના ઘર તેઓ અમુક ઢબના જ બાંધી શકે પોતાને ઘેર પણ ઉપલી વર્ણના માણસની હાજરીમા ખાટલા ઉપર બેસાય નહિ, અને ગાળ, માર તથા અપમાનનો તો હિસાબ નહિ આવી આવી તો અનેક જાતની હાડમારીઓ તેમને ભોગવવી પડતી અને આજે પણ તેના અવશેષો કેટલાયે ગામડામા જોવામા આવે છે એ આપણા જૂના ગ્રામસમાજમા જ સુરત જિલ્લામા દૂબળાની ગુલામી જેવી પ્રથાનો ઉદ્ભવ થયેલો છે આ દૂબળાઓ બીજા જિલ્લાના ખેતીના મજૂરો

કરતા કામ કરવામાં ઊતરે એવા નથી. પણ ખેતીના ઢોર કરતા પણ ભૂંડી દશામા તેઓ રહે છે અથવા તેમને રાખવામાં આવે છે. અસ્પૃશ્ય ગણાતા વર્ગોની હાડમારીઓ તથા તેમનાં દુખની વાતો તો હવે જગજાહેર છે એટલે તે વિષે હું નહિ બોલુ. ટૂંકાણમાં, આપણા જૂના ગ્રામસમાજની બદીઓ પણ કાંઈ ઓછી નહોતી.

અને શહેરોમા પણ મહેતામુત્સદ્દી વર્ગ અને મહાજન વર્ગ પ્રતિષ્ઠિત હતો, પણ બધા જ કારીગરો સ્વતંત્ર, સુખી અને પ્રતિષ્ઠિત હશે એમ માની શકાતુ નથી કાચા માલના અથવા રોકડ નાણાના રૂપમા કારીગરોને અગાઉથી ધીરાણ કરી તેમની તમામ મજૂરી બહુ ઓછા દરથી બાધી લેવામાં આવતી એટલે મહેનત અને હુન્નર કારીગરનાં, પણ તેનો લાભ વચગાળાના વેપારીઓને મળતો વળી કેટલાક કારીગરના ધધા અપ્રતિષ્ઠિત અને હલકા ગણાતા. એટલે આપણી પરપરાથી ચાલતી આવેલી સમાજરચનાના ગમે તેવા સુદર ચિત્રો આલેખાયેલાં હોય તો પણ તેમાં કશા સુધારાને અવકાશ નહોતો અને તેમાં કોઇ જાતનો અન્યાય કે જુલમ ન હોતો એવુ કોઇ કહી કે સૂચવી શકે એમ નથી. જૂનુ એટલુ સારુ ગણી તેનો સંપૂર્ણતાએ પુનરુધ્ધાર કરવાના મતનો હુ નથી જ. આપણો પ્રાચીન આદર્શ ઉજ્જ્વલ હતો ખરો પણ વ્યવહારમાં તો તે આદર્શમાંથી આપણે ક્યારના સરી પડ્યા છીએ ધાર્મિકતાને નામે આપણે વહેમોને પોષ્યા, સદાચારને નામે જડ રૂઢીઓ અને રીતરિવાજોને મહત્ત્વ આપ્યુ, સાદાઇને નામે આપણ ગરીબાઇને નોતરી, સતોષવૃત્તિઓનુ અધ પતન આળસમા થયુ, સ્વમાનહીનતાને આપણે નમ્રતા તરીકે ઓળખી, અને પરસ્પર સહાય અને સેવાવૃત્તિમાથી ગુલામીની સ્થાપના કરી. છેલ્લાં લગભગ એક હજાર વર્ષના ઇતિહાસમા તો આ જ વિક્રિયા વધારે જોવામા આવે છે.

### પાશ્ચાત્ય વિચારોનું આક્રમણ

આપણી ઉપરોક્ત સમાજરચના ઉપર જે નવીન વ્યવસ્થા

અને નવા વિચારોનું આક્રમણ થયું તેના મુખ્ય લક્ષણો હવે જોઇએ.

૧ ભૌતિક શક્તિ દ્વારા ચાલતાં મોટાં યંત્રોવાળાં કારખાનાં મારફત ઉત્પાદન એમાંથી મૂડીદાર, યોજક, મજૂર, મારફતિયા, દલાલ, વેપારી વગેરે અનેક વર્ગોનો ઉદ્‌ભવ. એ વર્ગો વચ્ચે ઉત્પન્ન થયેલી સંપત્તિની વહેંચણી માટે ઝઘડા

૨. આ ઝઘડામાં મૂડીનું પ્રાબલ્ય વધારે શેઠ • અને મજૂર વચ્ચે તથા બીજા વર્ગો વચ્ચે અંગત સંબંધનો અભાવ. એકબીજા સાથે કેવળ કરારનું બંધન. છુટેદોર હરીફાઇનું તત્ત્વ આર્થિક વિકાસને બહુ પોષક છે એવી માન્યતા.

૩. ભૌતિક શક્તિનો વ્યવહારનાં સાધનોમાં ઉપયોગ. રેલવે, મોટર, સ્ટીમર અને હમણાં હમણાં વિમાન, એને લીધે દુનિયાના જુદા જુદા ભાગો વચ્ચેના અંતરોનો છેદ. દુનિયાને એક છેડેથી બીજે છેડે માલ સહેલાઇથી મોકલી શકાતો હોવાથી જબરદસ્ત વેપારી હરીફાઇ.

૪. પહેલું ઉત્પાદન અને પછી ઘરાકી તથા બજારની શોધ. મોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરી દુનિયાના બજારોમાં ઠાલવવો અને તે વેચવાના વિવિધ ઉપાયો યોજવા જે લોકોને એ વસ્તુની જરૂરિયાત ન વર્તાઇ હોય તેમનામાં પણ નવી ટેવો પેદા કરી નવી નવી જરૂરિયાતો ઊભી કરી ઘરાકી વધારવાની પ્રવૃત્તિ જરૂરિયાતો વધારવી એનું જ નામ પ્રગતિ અને સંસ્કૃતિ એવી માન્યતા

૫. તમામ વ્યવહારમાં નાણાની અનિવાર્ય આવશ્યકતા અને મહત્ત્વ. જેની પાસે પૈસો તે કરે ચાહે સો, એ સૂત્ર અનુસાર વ્યવહાર.

૬. અમર્યાદ અર્થપ્રવૃત્તિ. દુનિયાની કુદરતી સંપત્તિનો બહુ વધારે પ્રમાણમાં વપરાશ પ્રાથમિક અને અનિવાર્ય જરૂરિયાતની વસ્તુઓ કરતાં પ્રમાણમાં ઓછી જરૂરિયાતની અથવા બિનજરૂરિયાતની વસ્તુઓનું ઉત્પાદન વધારે અને તેની પાછળ કુદરતી સંપત્તિ તથા માનવશક્તિનો બગાડ.

૭. મોટાં શહેરોનો ઉદય અને તેને અંગે ગીચ વસ્તી, ગંદકી, માનનિવાસ માટેનાં નાલાયક ઘરો, વગેરે પ્રશ્નોનો ઉદ્ભવ.

૮. લોકના વ્યવહારમાં રાજ્યતંત્રની વધતી જતી દરમ્યાનગીરી અને બહુ જનસમાજની પંગુ દશા.

### આક્રમણનાં માઠાં પરિણામ

આપણી જૂની રચના અને બહારથી આવેલી આ નવી રચના, એના સંઘર્ષનાં આપણા દેશ ઉપર માઠાં પરિણામ આવ્યાં છે. સૌથી પહેલું અને મોટું પરિણામ એ આવ્યું કે કારખાનાંની હરીફાઇમાં આપણા ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગો પડી ભાંગ્યા. હિંદુસ્તાન જે એક વખત કાપડના ઉદ્યોગમાં અગ્રણી હતો અને કાપડના ઉદ્યોગ માટે જ્યાં ઉત્તમ કુદરતી અનુકૂળતા છે તેનો કાપડનો ઉદ્યોગ તમામ પડી ભાંગ્યો. બીજા ગ્રામઉદ્યોગોની પણ એ જ દશા થઇ. ખેડૂતો પોતાના ફાજલ વખતમાં જે ઉદ્યોગ કરતા તે તેમણે ગુમાવ્યો એટલે તેમનો આધાર એકલી ખેતી ઉપર રહ્યો. બીજી તરફથી જે કારીગરોના ઉદ્યોગો નાશ પામ્યા તેમણે પણ ખેતીનો જ આશ્રય શોધ્યો એટલે ખેતીના ઉદ્યોગ વિશેષ ભરતી થઇ.

સને ૧૮૯૧માં આપણા દેશની કુલ વસ્તીના ૫૮ ટકાનો નિભાવ ખેતી ઉપર થતો. તે પ્રમાણ વધીને ૧૮૯૧માં ૬૧ ટકા ૧૯૦૧માં ૬૫ ટકા, ૧૯૧૧માં ૬૮.૮ ટકા, ૧૯૨૧માં ૭૧ ટકા ૧૯૨૬-૨૭માં આપણી ખેતીવાડીની શાહી કમિશને તપાસ કરી ત્યારે ૭૩.૯ ટકા જેટલું નોંધાયું છે. આમ ઉત્તરોત્તર ખેતી ઉપર નભનાર વસ્તીનું પ્રમાણ વધતું જ ચાલ્યું છે.

ખેતીઉપયોગી જમીનના પ્રમાણમાં થયેલો વધારો નહિ જેવો છે અને જમીનમાંથી પેદાશનું પ્રમાણ કાંઈક ઘટયું છે. એટલે ખેતી ઉપર જેટલો ભાર વધ્યો તેટલી ગરીબાઇ દેશમાં વધી. ગરીબાઇને પરિણામે ખેતી દિનપ્રતિદિન નબળી થતી જાય છે અને ખેડૂતોની દેવાદારી વધતી જાય છે. ખેડૂતોની દેવાદારી તો એક જડેના જખમ જેવી વસ્તુ થઇ પડી છે. ટાઢતડકામાં અને વરસાદમાં તૂટી મરીને ખેડૂત મજૂરી કરે પણ ખેતરમાં દાણા પાકે તે પહેલાં તો

સરકાર મહેસૂલ વસૂલ કરવા તથા શાહુકાર પોતાનુ લેણું અને વ્યાજ ઉઘરાવવા ખડેપગે તૈયાર હોય છે. વળી બધા ખેડૂતોને સરકરી મહેસૂલ ભરવા પેટે જ કાંઇ જમીન ખેડવા મળતી નથી. જ્યાં જમીનદારી પદ્ધતિ છે ત્યાં કિસાનને જમીનની સાંથ ઉપરાંત કેટલાયે લાગા અને વેઠ ભરવા પડે છે. જ્યાં રૈયતવારી પદ્ધતિ છે ત્યાં પણ બધી જમીન કાંઇ ખેડવૈયાઓના હાથમાં નથી. આપણી જૂની અર્થવ્યવસ્થામાં શાહુકાર પોતાના લેણા પેટે ખેડૂતની જમીન પડાવી લઇ શકતો નહિ. પણ નવી અર્થવ્યવસ્થામાં તો ગમે તવા કરારસંબંધ બાંધવાની છૂટ. એટલે ખેડૂતો પાસેથી શાહુકારોએ જમીન સંબંધી જે જે કરારો કરાવી લીધા તેનો અમલ સરકારી અદાલતોએ કરાવી આપ્યો. શાહુકારોએ પોતાના લેણાના હુકમનામાં મેળવ્યાં. તેની બજવણીમાં ખેડૂતોની જમીન હરાજ થઇ આમ પોતાના ખરાખોટા લેણા બદલ શાહુકારોએ ખેડૂત પાસેથી જમીન પડાવી લઇ તેમને જ પાછી સરકારી જમીનમહેસૂલના પાંચ પાચ અને દસ દસ પટ ગણોત લઇ ખેડવા આપી. એટલે રૈયતવારી પ્રથા જ્યા ચાલે છે ત્યાં પણ કેટલાયે ભાગમા તો અડધ ઉપરના ખેડૂતોને જમીન ખેડવા બદલ સરકારી મહેસૂલના પાચ દસગણું ગણોત ભરવુ પડે છે. એક તરફથી પોતાના ઉદ્યોગો ભાગ્યા અને બીજી તરફથી ગણોત અને વ્યાજનો બોજો તેના ઉપર વધ્યો. વળી નબળી ખેતીમાં રળવાનું શું હોય? દેશના મોટા ભાગમાં ચાર પાંચ માસ ખેતીના કામમાં ગાળ્યા પછી ખેડૂતને આકાશ સામું જોઇ બેસી રહેવાનુ હોય છે. અને ખેતીને મદદગાર ઉદ્યોગ તેની પાસે કશા રહ્યા નથી. આમ ખેડૂત ફરજિયાત બેકારી, ગરીબાઇ તથા દેવાદારીના વમળમા સપડાયો છે, અને તેમાં વધુ ને વધુ ડૂબતો જાય છે આ ઉપરાંત સાંસારિક રૂઢિઓનાં બંધનો તથા ધર્મને નામે ઘર કરી બેઠેલા વહેમો તથા ભગત, ભૂવા, જોગી, જતિ એ બધાં જળોની માફક ખેડૂતોને વળગ્યાં છે.

આપણા દેશની ખેતીની ખિલવણીમા અંતરાયરૂપ બીજી એક બાબતની પણ અહીં નોંધ કરવી આવશ્યક છે. બાપની જમીન તેના બધા જ દીકરા સરખે હિસ્સે વહેચી લે એ આપણી વારસા

પ્રથાને લીધે દરેક ખેડૂત પાસે પ્રમાણમા જે ટૂકી જમીન છે તે પણ નાના નાના હિસ્સામા ગામની જુદી જુદી દિશામા વહેચાયેલી પડી છે ચોદશ પથરાયેલા નાના નાના ટુકડામાં ખેતી કરવા જતાં વખત અને શક્તિનો વ્યય થાય છે તથા ખેતી બરાબર સચવાતી નથી અને મોઘી પડે છે આ અનિષ્ટ પણ તાત્કાળ ઇલાજ માગી રહ્યુ છે

જેવી આપણી ખેતી છે એવા આપણા ઢોર છે આપણે હિંદુઓ દયાધર્મી કહેવાઇએ છીએ પણ હિદુઓ પોતાના પાળેલા ઢોરને જેવી દુર્દશામા રાખે છે તેવી દુર્દશા ઢોરની દુનિયામા બીજે ક્યાય જોવામા આવતી નથી આપણા ખેતીપ્રધાન દેશમાં દૂધ ઘી તેમ જ બળદ આપનારા ગોપાલનના ધંધા વિના ચાલી જ ન શકે એ જોઇને આપણા પૂર્વજોએ પાળેલા પશુઓમા ગાયને શ્રેષ્ઠ માની એટલુ જ નહિ પણ તેને દેવતાને સ્થાને સ્થાપીને પૂજ્ય બનાવી એ છતા આપણે ગાયને વિસારી મૂકી છે ગાયની પૂજા કરતાં છતા ક્યારે અને કેવા સજોગોમા આપણે ગાયને આમ તરછોડી તેનો ઇતિહાસ શોધવા જેવો છે આજે તો ગોપાલનનો બોજો એકલા રબારીઓ અને ભરવાડો ઉપર પડયો છે એ ધંધો ચલાવવા માટે તેમની પાસે પૂરતી તો શુ પણ બિલકુલ જ જમીન નથી એટલે પોતાની ગાયોને લઇને એ માર્યો માર્યો ફરે છે એની ગાયો ખેડૂતોની જમીનમા ભેલાડ કરે તેથી એની સામે કાયદા થયા છે હવે એ કોઇ પણ રીતે ગોપાલન કરી શકે એમ નથી ખેડૂતો એ કામ ઉપાડી લે તો જ ગાય બચે એમ છે પણ ખેડૂતો ભેસના મોહમા પડયા છે આપણે વેળાસર નહિ ચેતીએ તો ગાયને ખોઇ બેસવાના છીએ અને આપણી અર્થરચનામા ન પૂરી શકાય એવી ન્યૂનતા આવવાની છે

અને ગામમા જઇને ત્યાના રહ્યાસહ્યા કારીગરોની દશા જુઓ તો કમકમા આવે છે વણકર જુઓ, કગારા જુઓ, ચમાર જુઓ, મોચી જુઓ, ઘાચી જુઓ, કુભાર જુઓ-બધા જ ઉદ્યમ વિનાના થઇ પડયા છે તેમને માટે શહેરમા પણ સ્થાન નથી સુથાર

અને લુહાર ગામડાં છોડી શહેરમાં ભાગ્યા છે અને ત્યાં કાંઈક રળી ખાય છે. એક દરજીનો ધંધો કાંઈક વધનો હોય એમ દેખાય છે. બાકી જે ગામ બહારથી કશું જ ખરીદતું નહિ તે ગામને મહેસૂલ, વ્યાજ, ગણોત વગેરેનાં નાણાં આપવા ઉપરાંત મિલનું કાપડ, ઘાસતેલ, તાંબા પીતળ તથા એલ્યુમિનિયમનાં વાસણો, પતરાં, લોખંડી સામાન, ખાંડ, ચા, દિવાસળી, બંગડી, દવાઓ વગેરે માટે બહાર પૈસા મોકલવા પડે છે. ગામડાંમાંથી ધન બહાર જતું જ રહે અને ઉત્પન્ન ઘટતું જાય પછી ગામડાં કંગાલ થાય તેમાં શી નવાઈ?

ગામડાની આ બધી સ્થિતિ તપાસી, તેનાં કારણો શોધી તેનું પૃથક્કરણ કરી કેવી અર્થરચના કરી હોય તો આપણા ખેડૂતો અને ગામડાંના કારીગરો ફરી પાછા ટટાર થાય એ આપણે વિચારવું પડશે.

## આપણાં શહેરોની દશા

આપણાં શહેરોની સ્થિતિ તપાસવા જઈશું તો ત્યાં પણ કાંઈ ઊજળું ચિત્ર જોવા મળે એમ નથી. શહેરમાં મોટરો અને ગાડી ઘોડાની દોડધામ તથા હવેલીઓ, બંગલા, હોટલો અને દુકાનોના ભભકા ઉપરથી ઉપલક જોતાં વૈભવનું દર્શન થાય છે ખરું, પણ એ વૈભવનો ઉપભોગ તો શહેરની વસ્તીનો બહુ જૂજ ભાગ કરે છે. શહેરની વસ્તીમાં ઘણું મોટું પ્રમાણ તો શહેરના જૂના વતની એવા કારીગર તથા મજૂર વર્ગનું તેમ જ ગામડામાંથી નોકરી તથા મજૂરીધંધા માટે આવેલા એવા લોકોનું છે આ લોકોનાં રહેઠાણ જોઈએ તો તેમાં નથી પૂરતા હવાઅજવાળાની વ્યવસ્થા, નથી પૂરતા પાણીની વ્યવસ્થા કે દિવાબત્તી અથવા જાજરૂની વ્યવસ્થા. માબાપ મજૂરીએ જાય છે અને છોકરાં ગંદગીમાં રખડયાં કરે છે. ગામડામાં તો ખુલ્લામાં ફરવાનું યે મળે અને વગડામાથી કાંઈ કંદમૂળ વીણી ખાવાનાં યે મળે. પણ અહીં તો સડેલી હવા, સડેલો ખોરાક, સડેલું વાતાવરણ—આમ આખું જીવન જ સડેલું હોય છે. ગામડાંની ગરીબાઈ અને શહેરી ગરીબાઈના પ્રકાર જ તદ્દન ભિન્ન છે.

ગામડામા બારે મહિના પ્રત્તુ કામ નથી હોતુ એટલે માણસ અર્ધબેકાર રહે છે અને તેને અર્ધભૂખ્યા રહેવુ પડે છે પણ શહેરમા જ્યારે બેકારી આવી પડે છે, ત્યારે પેલુ સડેલુ રહેઠાણ અને સડેલો ખોરાક પણ નથી મળતો શહેરમાં કામ કરનાર મજૂર ટકા ગજવામાથી કાઇ બચાવી તો ન જ શકે એટલે બેકાર પાતાજ તે ભૂખે મરવા માડે છે અને ઘરનુ ભાડુ અથવા પૈસા નથી હોતા એટલે રસ્તા ઉપર રઝળતો થઇ જાય છે વળી શહેરની ગદી હવને લીધે અનેક રોગે અને ગદા વાતાવરણને લીધે અનેક કુટેવો તથા દુર્ગુણોએ તેના શરીરના ઘર ઘાલેનુ હાય છે એટલે ગામડામા જઇ ત્યાની મજૂરી કરવાની તેનામા તાકાત રહેલી નથી હોતી તેમ વૃત્તિ પણ નથી હોતી શહેરમા ટુકા પગારની નોકરી કરનાર કારકુન વર્ગની તથા કારખાનાઓમા કામ કરતા મજૂરવર્ગની આ દશા છે. કામધધા માટે શહેરમા આ યા પ્રકારે ઠેકાણે ન પડેલા અને રઝળતા થઇ ગયેલા વર્ગોમાથી જ શહેરમાનો મવાલી વર્ગ ઉત્પન્ન થાય છે

## કેટલાક સિદ્ધાન્તોની ચર્ચા

જેમા આનુ બધુ ન હોય એવી એકાદ આદર્શ અર્થરચના કલ્પી કાઢવી એ સહેલી વસ્તુ છે પણ વસ્તુસ્થિતિના ઉપાયોના પગથિયા વિચારીને નક્કી કરવા અને તેની ક્રમબદ્ધ યોજના ઘડી કાઢવી, એ કઠણ કામ છે અહીં એ સાહસ હું નહિ કરુ પણ એવી કોઇ યોજના ઘડીને સમાજ આગળ મૂકવા પહેલા અર્થશાસ્ત્રના મૂળભૂત ગણાતા કેટલાક સિદ્ધાતોની ચર્ચા અને તેને લગતો વિચાર આપણે જનસમાજમાં કરવો પડશે

## હરીફાઇ

જીવનના વિકાસમા હરીફાઇના તત્ત્વનુ મહત્ત્વ બહુ જ ગણવામા આવ્યુ છે બીજા ક્ષેત્રોમા તેમજ આર્થિક ક્ષેત્રમા અત્યાર સુધી સુધાયેલી આપણી પ્રગતિ હરીફાઇના તત્ત્વને આભારી છે એમ મનાય છે એનો મોટામા મોટો લાભ તો એ મનાય છે કે એને લીધે નફાખોરી ઉપર અકુશ રહે છે અને લોકોને સારો તથા સસ્તો માલ વાપરવા મળે છે વળી એ તત્ત્વને લીધે

માણસને મહેનત કરવાની, વ્યવસ્થા કરવાની, કરકસર કરવાની તથા પોતાની શક્તિઓ બરાબર ખીલવવાની પ્રેરણા મળે છે. આ માન્યતાને લીધે અર્થશાસ્ત્રીઓએ એવો સિદ્ધાંત કર્યો કે અર્થપ્રવૃત્તિમા હરીફાઇને સપૂર્ણ અવકાશ મળવો જોઇએ રાજ્ય તરફથી કે સમાજ તરફથી માણસની અર્થપ્રવૃત્તિ ઉપર કોઇ જાતના અકુશ ન હોવા જોઇએ હરીફાઇને લીધે માણસ ઉત્પાદન વધારવા મથશે અને વધુ ઉત્પન્ન થયેલા માલનો જથો વેચવા માટે તે ઘરાક શોધશે. અને બજારમાં તો એ ફાવી શકે છે જેનો માલ બીજા કરતાં સારો હોય અને પ્રમાણમાં સસ્તા ભાવે વેચાતો હોય આમ પોતાના હરીફોને હરાવી શકે એ માણસ ફાવવાનો આ પ્રકારમાં એવુ બને કે ફાવેલા કેટલાક માણસો બહુ ધનવાન થાય પણ સમાજને સારો અને સસ્તો માલ પૂરો પાડી બીજા કરતાં સમાજની એમણે વધારે સેવા કરી તેથી તેઓ ધનવાન થઇ શક્યા ને? (તેઓ વધુ કુશળ હોઇ પોતાના ધનનો ઉપયોગ સમાજને સારો અને સસ્તો માલ પૂરો પાડી સમાજની વધુ સેવા કરવામા જ કરશે) ભલે એવા થોડા ધનવાન થતા સમાજને તો સારી અને સસ્તી વસ્તુઓ વધુ પ્રમાણમા મળી એટલે સમાજને લાભ જ થયો, અને સમાજની પ્રગતિ થઇ.

આ દલીલ લાગે છે તો બહુ રૂપાળી વિજિગીષાવાળી વ્યક્તિ કે પ્રજા આવી જ દલીલ કરે પરતુ હરીફાઇનુ તત્ત્વ જે સઘર્ષ ઉપજાવે છે તેમાથી સમાજમા દુ:ખ અને ક્લેશની માત્રા જ વધી છે જ્યા કોઇને વિજેતા થવાપણું હોય છે ત્યા કોઇ ને કોઇ પદાક્રાન્ત પણ થાય જ છે. આજે વ્યવહારમા તો ચોખ્ખુ દેખાય છે કે બે ઉત્પાદકો અથવા બે વેપારીઓ વચ્ચે હરીફાઇ ચાલે છે ત્યારે જે હારે તેની પાયમાલી થાય છે. તેનુ કારખાનુ અથવા તેની દુકાન તારાજ થઇ જાય છે અને તેમ થતાં જે બગાડ તથા બરબાદી થાય છે તેનો બોજો છેવટે તો સમાજ ઉપર જ પડે છે. કેટલીક વખત તો હરીફો એટલા મમત ઉપર ચઢે છે કે પોતાની પડતર અથવા પોસાય એવી કિંમત કરતા પણ સસ્તે દરે માલ વેચવા તૈયાર થાય છે. તેમા તો બંને પક્ષ તારાજ થાય છે. આવી એક જીવલેણ હરીફાઇ

મે નજરોનજર જોઇ છે. એક જગ્યાએ મોટર સર્વિસ ચાલતી હતી. ત્યાં બે હરીફો ઊભા થયા તેઓ સર્વિસના દર ઘટાડતા ગયા તે એટલે સુધી કે મફત બેસાડવા ઉપર આવ્યા પણ એટલેથી તેઓ અટક્યા નહિ. એક મોટરવાળાએ મફત બેસાડવા ઉપરાંત બેસારુઓને એક એક પેંડો આપવા માંડયો. બીજી મોટરવાળાએ ચાહનો કપ પિવડાવવાનું શરૂ કર્યું. બેસારુઓને ગમ્મત પડી પેંડો ભાવતો હોય તે પેંડાવાળાની મોટરમાં બેસે અને ચાના શોખીન ચાના કપવાળી મોટરમાં બેસે. પરિણામે બન્ને મોટરવાળાને દેવું થઇ ગયું અને તેઓ સર્વિસ જ ન ચલાવી શક્યા આવી મૂર્ખાઇભરેલી હરીફાઇ મોટર સર્વિસમાં જ બને છે એવું કાંઇ નથી. મજૂરો આવી હરીફાઇમાં ઊતરે છે ત્યારે શું થાય છે ? સખતમાં સખત કામ અને ઓછામાં ઓછા દર બધા જ મજૂરોને સ્વીકારવા પડે છે અને કોણ કહે છે કે હરીફાઈથી માલ સસ્તો અને સારો મળે છે. સસ્તો મળતો હશે પણ માલની જાતમાં તો ઉત્તરોઉત્તર બગાડ જ થતો જાય છે. અને છેવટે એની સ્થિતિ આવી પહોંચે છે કે પૈસા ખર્ચતાં પણ સારો માલ બજારમાં નથી મળતો (વળી સસ્તે દરે માલ આપવાની હરીફાઇમાં હલકી બનાવટનો અને ભેળવાળો માલ જ બજારમાં મળે છે) આજે દુધ ઘી જેવા ખાદ્ય પદાર્થો ગામડામાં પણ ચોખ્ખા મળવાનુ મુશ્કેલ થઇ પડ્યું છે, એની પાછળ માલ સસ્તો કેમ વેચવો તેની હરીફાઇ જ છે.

એટલે અર્થશાસ્ત્રનાં પુસ્તકોમાં હરીફાઇનું માહાત્મ્ય આજ સુધી ભલે ગમે તેટલું ગવાયું હોય પણ આર્થિક પ્રગતિ તથા વિકાસના પ્રધાન તત્ત્વ તરીકે તેનો પુરસ્કાર કરવામાં આર્થિક પ્રગતિ અથવા વિકાસ કોને ગણવો એ બાબત ભૂલ જ થઇ છે, અને પરિણામે સમાજનું કલ્યાણ નથી સધાયું હરીફાઇમાં ન્યાય અન્યાય જેવો કાંઇ વસ્તુ જ ન હોય એમ માની લેવાયું છે. આ જ તત્ત્વને અનુસરીને ઇગ્લેંડે હિંદુસ્તાનની આર્થિક પ્રગતિ સાધી, ઇટલીએ એબીસીનિયાની સાધવા માંડી છે અને જાપાન ચીનની સાધવા તત્પર થયું છે! નિરંકુશ હરીફાઇનાં પરિણામ

આવા જ આવે તે ઉપરથી આપણે ચેતીએ તો હરીફાઇ અને વિગ્રહના નહિ પણ સહકાર અને સપના તત્ત્વ ઉપર જ નવી સમાજરચના કરવાનો આપણે વિચાર કરીએ (હરીફાઇ કરવા માટે વ્યક્તિઓ, મંડળો અથવા તો રાષ્ટ્રો જે નિરકુશ છૂટ માગે છે તે કોઇ પણ સામાજિક શાસ્ત્ર આપી શકે નહિ.)

ખાનગી માલકીહક

હરીફાઇ જેમ આર્થિક વિકાસનું પ્રેરક તત્ત્વ મનાય છે તેમ વૈયક્તિક અથવા ખાનગી માલકી હક આપણા તમામ અર્થવ્યવહારના પાયારૂપ ગણાય છે એ હકને લીધે જ માણસ બને તેટલી વધારે મહેનત કરવાને તથા ઉત્પન્ન કરેલી સપત્તિનો બને તેટલો સાચવીને ઉપયોગ કરવાને પ્રેરાય છે એટલે આજે દુનિયામા આપણે આટલી સપત્તિ નિર્માણ કરી શકયા છીએ તે આ હકના પ્રતાપ છે હુ મારાથી બની શકે તેટલી વધારે મિલકત સપાદન કરુ, તેનો યથેચ્છ ઉપભોગ કરુ, મરજીમા આવે તેને અને મરજીમા આવે તે શરતે બીજાને વાપરવા આપુ અથવા બક્ષિસ આપુ અને મરી ગયા પછી છોકરાછૈયા માટે મૂકતો જાઉ અથવા જીવતા વસિયતનામુ કરી એ મિલકતની મારી મરજી પ્રમાણે મરણ પછીની પણ વ્યવસ્થા કરુ—આ બધી ભાવનાઓ અને અભિલાષાઓ માલકીહકમા રહેલી છે આખી દુનિયામા આજે એ હકનો સ્વીકાર થયેલો છે તેથી જ માણસ ધન કમાવા અને સઘરવા આટલા ધમપછાડા કરે છે આપણા ઇતિહાસના પ્રારભકાળમા ખાનગી અથવા વૈયક્તિક માલકીહક નહોતો અથવા નહિ જેવો હતો એ હકનો કેવી રીતે વિકાસ થયો તેના ઇતિહાસમા આપણે નહિ ઊતરીએ આપણે તો એ તપાસવુ છે કે ખાનગી માલકીહકની આ પ્રથા સમસ્ત જનસમાજની દૃષ્ટિએ હિતકારી છે કે કેમ, સમાજના સુખનુ એ કારણ છે કે દુખનુ તેથી સમાજની પ્રગતિ થઇ રહી છે કે અધોગતિ

એક સર્વસાધારણ સામાજિક ન્યાયની દૃષ્ટિએ જોઇએ તો સમાજવાદીઓનું એ સત્ર સ્વીકાર્યા વિના ચાલે એમ નથી કે

દરેક માણસે પોતાની શક્તિ પ્રમાણે કાંઇને કાંઇ સમાજોપયોગી કામ કરવું જોઇએ અને પોતાની જરૂરિયાત પ્રમાણે તેને મળવું જોઇએ આ સૂત્રના અમલમાં માલકીહક અંતરાય નાખે છે મજૂરી કરનારાઓને તેમની મહેનતનો વાજબી બદલો માલકીહકને કારણે મળી શકતા નથી મજૂરોની હકની રોટીમાં માલિકો ખોટી રીતે ભાગ પડાવે છે એ હકને જોરે જ દુનિયામાના ઉત્પત્તિના તમામ સાધનો જમીન, ખાણો તથા કારખાના—બહુ જ નાના વર્ગના કબજામાં છે અને એ વર્ગમાના ઘણા તો કોઇ પણ જાતનું સામાજિક કામ કર્યા વિના, વગર મહેનતે નફો ખાય છે અને સમાજની અધિકાંશ સંપત્તિનો ઉપભોગ કરે છે આ માલકીહકને જોરે જ થોડા માણસો મોટા સમુદાયને પોતાના ગુલામ જેવી દશામાં રાખી શકે છે અને તેમની પાસે પોતાની મરજી પ્રમાણે વેતરું કરાવી શકે છે

આ અનિષ્ટ એટલી હદે પહોંચ્યું છે કે સમાજવાદીઓમાંથી કેટલાક તમામ પ્રકારના માલકીહક અને કેટલાક ઉત્પાદનના સાધનો ઉપરના માલકીહક નાબુદ કરવા તૈયાર થયા છે, તદ્દન રૂઢિચુસ્ત અર્થશાસ્ત્રીઓ પણ આ માલકીહક ઉપર ઘણા અંકુશો મૂકી તેને મર્યાદિત કરી નાખવા જોઇએ એમ સ્વીકારતા થયા છે એટલે આ હકનું શોધન થવું જોઇએ એ વિષે સર્વાનુમતિ છે

માલકીહકના શોધનનો વિચાર કરતી વખતે આપણે સંપત્તિના મુખ્ય બે વિભાગ ધ્યાનમાં રાખવા પડશે પ્રત્યક્ષ ઉપભોગ માટેની સંપત્તિ અને બીજી ઉત્પત્તિના સાધન તરીકે વપરાતી સંપત્તિ ઉપભોગ માટેની સંપત્તિ ઉપર માલકીહક ચાલુ રહે એની સામે વાંધો ઉઠાવનારા બહુ થોડા છે જો કે પોતે ઉપભોગ કરી શકે તે કરતા વધારે સંપત્તિ ઉપર કબજો રાખી બીજાઓને તેનો ઉપભોગ કરતા રોકવા અથવા ઉપભોગ કરવા દેવા માટે તેની પાસેથી ભાડું લેવું એ કેટલે દરજ્જે વાજબી છે એ વિચારવાનું તો રહે જ છે

ઉત્પત્તિના સાધનો ઉપરના માલકીહકથી સમાજમાં અન્યાય અને અસમાનતા વધતા જ જાય છે, એ વિષે કોઇ શકા

ઉઠાવી શકે એમ નથી. પણ માલકીહક નાબૂદ કર્યા પછી આ ઉત્પત્તિનાં સાધનોની કાંઇક વ્યવસ્થા તો કરવી જ પડશે ને? જાતે મજૂરી કરનારાઓના પૂર્ણ પ્રતિનિધિત્વવાળું રાજ્ય એ વ્યવસ્થા ઉપાડી લે એ એક જવાબ છે. પણ પૂર્ણ પ્રતિનિધિત્વ શી રીતે સાધવું એ કળા જ્યાં સુધી આપણને હાથ લાગી નથી—પૂર્ણ પ્રતિનિધિત્વ સિદ્ધ કરવા માટે પ્રતિનિધિતંત્ર ઉપર અંકુશ રાખવાની જે વ્યવસ્થા હોવી જોઇએ તે કેવળ મતાધિકારથી નથી આવી શકતી—ત્યાં સુધી આ વ્યવસ્થા સમસ્ત જનસમાજનું કલ્યાણ સાધનારી એટલે કે સર્વોદયકારી થશે કે કેમ એ વિષે શંકા છે. ખાનગી માલકીના અનિષ્ટનો પ્રશ્ન કાંઇ આજનો નથી. બુદ્ધ અને ઇશુ જેવાઓએ અપરિગ્રહનો આદર્શ મૂકી તેનાં અનિષ્ટો ઓછાં કરવાનો માર્ગ બતાવ્યો છે. પણ તેમનો અપરિગ્રહનો આગ્રહ પાદરીઓ અને ભિક્ષુઓ તથા સાધુસન્યાસીઓ માટે જ રહી ગયો. એરિસ્ટોટલે કહ્યું છે કે "મિલકત ભલે ખાનગી હોય પણ તેનો ઉપયોગ સાર્વજનિક થવો જોઇએ." આ સૂત્રમાં ગાંધીજીના ટ્રસ્ટીના સિદ્ધાંતનું સૂચન છે. ગાંધીજી માલકીહક કરતાં માલકીની જવાબદારીઓ ઉપર ભાર મૂકે છે. કોઇ પણ માણસ અમુક મિલકત ધારણ કરે એટલે તે મિલકત પરત્વે એ સમાજને જવાબદાર ગણાય. એનો ઉપયોગ સામાજિક હિતની દૃષ્ટિએ જ તે કરે અને તેની વ્યવસ્થા કરવામાં જેટલાનો સહકાર તે લે—એટલે કે કારખાનું હોય તો જેટલાની મદદથી એ કારખાનું ચાલે, જમીનદારી હોય તો જેટલાની મદદથી એ જમીન ખેડાય—એ બધાનું હિત બરાબર સચવાય છે કે નહિ તે જુએ અને તેમના જીવન સાથે મેળમાં શોભે એવું જીવન પોતે ગાળે.

આવી રીતે માલિકો જો મિલકતના ટ્રસ્ટી બની જાય તો રાજ્યતંત્ર મારફતની વ્યવસ્થા કરતાં સારી વ્યવસ્થા સમાજને મળી રહે. માલિકો ટ્રસ્ટીની જવાબદારીઓનું પાલન ન કરે તો તેમના ઉપર અંકુશ અથવા દંડ (sanction) શો? એવી અહિંસક દંડશક્તિ ગાંધીજીના અસહકારના ઉપાયમાં છે. અહિંસક

અન્યાય અને જુલમના નિવારણનો ઉપય સૂચવતાં એક પ્રસંગે તેમણે કહ્યું છે કે 'મારુ સાધન શાન્તિમય અસહકાર છે. કોઇ પણ માણસ બીજાઓના સ્વેચ્છાએ કે પરાણે આપેલા સહકાર વિના ધન ભેગુ કરી શકતો નથી" એ જ પ્રમાણે કહી શકાય કે બીજાઓના સહકાર વિના કોઇ માણસ માલકીહક પણ ભોગવી શકતો નથી. એટલે માલિકો પાસે તેમની જવાબદારીઓ અદા કરાવવા માટે અસહકારની જરૂર પડયે તે કરવા જેટલું બળ બિનમાલિકોએ કેળવવું રહ્યું. અને એ બળ જ્યારે જાગશે ત્યારે જ નવી અર્થરચનાનો ઉદય થશે. પછી માલિકોને સ્વાર્થપરાયણ મટી સેવાપરાયણ થવુ પડશે. નવીન સમાજરચનામા માલકીહકનો નહિ પણ માલકી જવાબદારીઓનો જ વિચાર પ્રધાન હશે પોતાના સહકારી મજુરો બધી રીતે સુખી અને આબાદ થાય તથા આખી મિલકતની વ્યવસ્થા સમગ્ર જનસમાજના હિતની દૃષ્ટિએ થાય, એ જોવાની જવાબદારી જેઓ ઉપાડી શકશે તેઓ જ માલિકો રહી શકશે.

### વારસાહક, ભાડું, વ્યાજ

માલકીહકમાથી જ ફલિત થયેલો વારસાહક, ભડુ લેવાનો હક તથા વ્યાજ ખાવાનો હક એવું શોધન પણ એની સાથે જ થવાની જરૂર છે. વારસામાં મળેલી મિલ્કત માટે વારસને કશો શ્રમ કરવો પડેલો નથી હોતો. આ હક અસમાનતાને વધારે દઢ કરે છે, તેમ તેનુ પ્રમાણ પણ વધારે છે. એ રીતે એ હક સમાજહિતવિરોધી છે. તેથી જ લગભગ બધા સુધરેલા ગણાતા દેશોમાં વારસા ઉપર બહુ મોટા કર નખાયેલા છે. ગાંધીજી તો અમુક હદ ઉપરાંતની મિલ્કત ઉપર વારસાવેરો બની શકે તેટલો ભારે કરવાના મતના છે તેમના જ શબ્દો ટાંકીશ : 'ધનિકોના ધનની ઉપર હજી પૂરતા કર નથી નખાયા. દુનિયાના બીજા દેશો કરતાં આપણા દેશની સ્થિતિ નોખી છે અને આ દેશમાં તો અમુક વ્યક્તિઓ અઢળક ધનની માલિક બની એમે એ આપણા સમાજ પ્રત્યે એક ગુનો જ ગણાય એટલે અમુક હદ ઉપરાંતની દોલત ઉપર ગમે તેટલા કર નાખો તોયે કરની સીમા

આવી ગઇ ન ગણાય. મેં સાંભળ્યું છે કે ઇંગ્લેંડમાં અમુક હદથી વધારાની આવક પર આવકના ૭૦ ટકા જેટલો કર નાખવા સુધી પહોચ્યા છે. હિંદુસ્તાન એથી મોટા આંકડા લગી શા માટે ન પહોચે? આપણે ત્યાં વારસાવેરો શા માટે ન હોય? પુખ્ત ઉમરના થયા પછી બાપનો વારસો ભોગવવાને કારણે લખપતિઓના દીકરાને નુકસાન જ છે. અને રાષ્ટ્રને તો એ રીતે બમણી હાનિ થાય છે. કેમ કે એ વારસા ઉપર વાજબી રીતે તો રાષ્ટ્રનો હક છે. વળી રાષ્ટ્રને બીજું નુકશાન એ થય છે કે વારસો મેળવનારાઓની શક્તિ ધનના બોજા તળે કચડાઈ જવાને લીધે પૂરેપૂરી ખીલવા પામતી નથી."

ભાડા અને વ્યાજ ખાનારા પણ સમાજને બેવડું નુકશાન કરે છે. પોતે મોટે ભાગે પ્રમાદી જીવન ગાળે છે અને બીજાઓ તેમના ભાડાં અને વ્યાજના બોજાથી કચડાય છે. તાત્ત્વિક દૃષ્ટિએ જોવા જઇએ તો આ હકોની પાછળ કશો જ ન્યાય નથી.

જે મકાન કે મિલકત માણસ જાતે ન વાપરી શકતો હોય તે બીજાને વાપરવા આપે તે માટે જે ભાડું તે માગે છે તે કયા હકથી એ વિચારીએ. માણસ બદલો ત્યારે માગી શકે જ્યારે એને કાંઇ ભોગ આપવો પડતો હોય કે ઘસારો વેઠવો પડતો હોય. અહીં તો પોતાનું વધારાનું મકાન કે મિલકત સાચવવાની તેને સાફસૂફ અને સારી સ્થિતિમાં રાખવાની એને ચિંતા હોય છે. બીજો માણસ વાપરીને એ જો સાચવે તો ઊલટું સચવામણી બદલ મકાનના માલિકે મકાન વાપરનારને કાંઈક મહેનતાણું આપવું જોઇએ એ મહેનતાણું પેલા માણસને મકાન વાપરવાની સગવડ મળે તેમાં આવી ગયું એમ ગણીએ. પણ એ ન્યાયે માલિકને ભાડું માગવાનો અધિકાર તો નથી જ રહેતો ખરી રીતે તો આવી વધારાની મિલકત ઉપર માલકીહક જ ન હોવો જોઇએ. પછી આવી મિલકતની વ્યવસ્થા કાં તો સમાજ કરે અને જેને મકાનની જરૂર હોય તેને વાપરવા આપે અથવા પોતે જાતે જ ટ્રસ્ટી તરીકે વ્યવસ્થા કરે તો જેને એ મકાનની જરૂર હોય અને જે સારી રીતે સાચવે એવો હોય તેને પસંદ કરીને વાપરવામાં આપે.

આ જ દલીલ વ્યાજને લાગુ પડે છે માણસ પોતાને વાપરવા જોઇએ તે કરતાં વધારે નાણા ભવિષ્યમાં કાંઇ અડીઓપટીએ અથવા ઘડપણમાં ખપ લાગશે એમ ધારીને રાખી મૂકે છે. આ નાણાંનો ઉપયોગ તે બીજા માણસને કરવા દે તો બીજો માણસ એ મૂડી તરીકે વાપરે અને તેને નફો મળે એટલે એ નફામાં ભાગ પડાવવા આ માણસ વ્યાજ માગે છે. વળી નાણાં બીજાને વાપરવા આપવામાં નાણાં કદાચ ઘલાઇ જાય એ જોખમ નાણાંનો માલિક ખેડે છે. એ જોખમ બદલ જો તે વ્યાજ માગતો હોય તો જ્યાં બિલકુલ જોખમ ન હોય ત્યાં શું? પૈસા ઘરમાં રાખી સાચવવાની ચિંતા વહોરવાને બદલે ખાતરીના માણસને વાપરવા આપે તેમાં તેણે ભોગ આપ્યો કે ઘસારો વેઠયો એવું કાંઇ નથી. અને આપણે માલકીહક ઉપર મર્યાદા મૂકી માલકી-જવાબદારીઓ વધારીએ એટલે મૂડીદાર તરીકે માણસ નફા કે વ્યાજનો હકદાર રહેતો નથી. વળી ઉપર કહ્યું એમ વ્યાજ ખાનાર પ્રમાદી તો બને જ છે. આવી બધી બાબતોનો વિચાર કરીને જ ઇસ્લામમાં વ્યાજ ખાવાનું હરામ ગણ્યું હશે.

### યંત્રોની મર્યાદા

ભૌતિક શકિતઓ ઉપર કાબૂ મેળવી તે મારફત મોટાં મોટાં યંત્રો ચલાવવાની શોધ થયા પછી એ વિચાર ઉત્તરોત્તર વિશેષ પ્રચલિત બનો જ ગયો છે કે આપણે જોઇતી તમામ વસ્તુઓનું ઉત્પાદન બની શકે ત્યાં સુધી યંત્રો મારફત કરવું. યંત્રોદ્યોગોનું પ્રમાણ પણ દુનિયામાં વધતુ ચાલ્યું છે. એને પ્રતાપે લોકોને રોજ ને રોજ નવી નવી વસ્તુઓ વાપરવા મળે છે, પણ એનાથી સમાજના સુખની માત્રામાં વધારો થયો છે કે કેમ તે તપાસવા જેવું છે. યંત્રોની જેમ જેમ નવી શોધો થતી જાય છે તેમ તેમ બેકારી વધતી જાય છે, વળી એ બધા યંત્રો જેમને કબજે છે એ વર્ગ પોતાના કબજાને જોરે મજૂરવર્ગને ચૂસે છે તેથી ગરીબાઇ અને ભૂખમરો પણ વધતો જાય છે, પણ ઉત્પાદનના સાધનો ઉપરના માલકીહકને આપણે નાબૂદ કરીએ

તો તેમાથી નફાનું તત્ત્વ નીકળી જતાં તમામ ઉત્પાદન નિયંત્રિત કરી શકાય. દરેકને તેની શક્તિ પ્રમાણે કામ આપવામાં આવે અને સમાજની જરૂરિયાત જેટલી વસ્તુઓ રોજના થોડા કલાકના કામમાંથી જ ઉત્પન્ન કરી શકાય. બધા લોકોને નવરાશ વધારે મળે અને તેનો ઉપયોગ તેઓ જીવનના વિકાસ માટેની અર્થનિરપેક્ષ (non economic) પ્રવૃત્તિઓમાં કરે. યંત્રોદ્યોગના હિમાયતીઓ આ રીતે પોતાની દલીલ મૂકે છે.

પરંતુ યંત્રનાં મૂળમાં જ અથવા યંત્રના સ્વભાવમાં જ કેટલાંક અનિષ્ટ રહેલાં છે, જેનું નિવારણ યંત્રોને સામાજિક માલકીનાં બનાવવાથી પણ થઇ શકતું નથી. અહીં તેનું સૂચન માત્ર જ થઇ શકશે.

૧. પ્રાચીન કળાકૌશલ્યનો નાશ તથા માણસની ઇન્દ્રિયશક્તિઓના વિકાસમાં અંતરાય. તેની અવેજીમાં નવું યંત્રકૌશલ્ય આવ્યું છે ખરું, પણ માણસના સર્વદેશી વિકાસ માટે તે પૂરતું નથી. યંત્ર ઉપર કામ કરતાં માણસની જુદી જુદી ઇન્દ્રિયોના સ્વાભાવિક શક્તિઓનો વપરાશને અભાવે હ્રાસ થાય છે. તેનો બદલો યંત્રકૌશલ્ય દ્વારા પૂરતા પ્રમાણમાં મળતો નથી. કામ અથવા ઉદ્યોગ દ્વારા ઇન્દ્રિયોનો વિકાસ થાય છે એમ આપણે કહીએ છીએ ત્યાં હાથઉદ્યોગ જ વિવક્ષિત છે. આ વસ્તુ શાળાઓમાં બાળકોને માટે જ સાચી અને આવશ્યક છે એમ નથી, પણ મોટી ઉમરના થયા પછી પણ પોતાના ઉદ્યોગધંધાને અંગેની પ્રવૃત્તિ દ્વારા માણસને જે કેળવણી મળે છે અને તેનો વિકાસ થાય છે તે બીજી રીતે નથી થઇ શકતો. જેવું ઉદ્યોગનું સ્વરૂપ તેવી કેળવણી. યંત્ર ઉપર કામ કરતાં ઇંદ્રિયોના વિકાસને ઓછો જ અવકાશ રહે છે.

૨. યંત્ર-ઉદ્યોગોમાં શ્રમવિભાગને બહુ જ વધારે પડતી હદ સુધી લઇ જવામાં આવે છે, તેથી કામ એકધારું થઇ જાય છે એટલે તેમાં આનંદ અને કેળવણીનાં તત્ત્વ રહેતાં નથી, અને શરીરને તથા મનને વધારે ઘસારો પહોંચે છે.

૩. યંત્ર–ઉદ્યોગમાં તમામ વ્યવસ્થા કેંદ્રીભૂત કરવી પડે છે, અને તેના સંચાલનનો મુખ્ય આધાર અમુક નિષ્ણાત વર્ગ ઉપર જ રહે છે. એ નિષ્ણાત વર્ગ ઉપર આખા જનસમાજને અવલંબિત રહેવું પડતું હોઇ સમાજ પાંગળો થઇ જાય છે અને સમાજ-સ્વાતંત્ર્ય જોખમાય છે.

૪. વળી આખા સમાજનો વ્યવહાર એક ઠ્યજે કેંદ્રીભૂત એવી શકિત ઉપર અવલંબે છે વીજળીના કારખાનામાં કાંઇક બગડે તો આખા શહેરના દીવા બંધ થઇ જાય, ટ્રામો તથા રેલ્વેઓ અટકી પડે. આવું રોજ નથી બનતું એ વાત સાચી પણ જ્યાં સુધી યુધ્ધો નાબૂદ નથી થયાં ત્યાં સુધી આખા સમાજના જીવનવ્યવહારની ચાવી એક જગ્યાએ મૂકવી એમાં જોખમ તો છે જ. દુશ્મન એ ચાવી હાથમાં લઇ લે તો આખી પ્રજાને ત્રાહી પોકરાવી શકે.

૫. યંત્રમય શાસ્ત્રાસ્ત્રોની નવી નવી શોધોમાં વિનાશક સાધનોની શોધો જેટલા પ્રમાણુમાં થઇ છે, તેટલા પ્રમાણુમાં રક્ષણુનાં સાધનોની શોધો નથી થઇ, અથવા નથી થઇ શકી. તેથી જ જો દુનિયામા મોટા મોટા રાષ્ટ્રો વચ્ચે મહાયુદ્ધ જામે તો આખી સંસ્કૃતિનો વિનાશ થઇ જાય એવી ભીતિ વિચારકોના દિલમાં પેઠી છે.

૬ યંત્રોદ્યોગોને લીધે વસ્તીને નિશ્ચિત વિસ્તારમાં કેન્દ્રિત થવું પડે છે ગીચ વસ્તી અને ગંદકીને લીધે અનારોગ્ય વધતું જાય છે. વીજળીના ઉપયોગથી મોટાં શહેરોની અનારોગ્ય સ્થિતિમાં સુધારો કરી શકાય ખરો છતા તેલ અને કોલસા વિના આપણે ચલાવી શકીએ તેમ નથી ત્યાં સુધી ધુમાડાના ત્રાસમાથી છૂટવાનો સંભવ નથી. વળી મોટા યંત્રો, ટ્રામો, રેલ્વે અને વિમાનોના સાથે ત્રસજનક અવાજ અથવા ઘોંઘાટ અનિવાર્ય છે, અને એ ઘોંઘાટની વચ્ચે રહેતાં જ્ઞાનતંતુઓ ઉપર માઠી અસર થાય છે.

૭. યંત્રસંસ્કૃતિમાં જીવન ઉતાવળીયું, કોઇ જાતની નિરાંત અને શાન્તિ વિનાનું તથા ધાંધલીયું થઇ જાય છે, તેને લીધે માનસિક રોગોનું પ્રમાણ વધતુ જ જાય છે.

૮. કેટલાક યંત્રોદ્યોગો એવા છે જે કરતાં શરીરમાં ધીમું ઝેર પ્રસરે છે અને અમુક રોગો લાગુ પડે છે. આવા નવા રોગોની સંખ્યા પણ વધી છે.

૯. જેમ જેમ સગવડો અને વસ્તુઓ વધારે મળતી જાય છે તેમ તેમ આપણે તે વિના કારણ વાપરીએ છીએ અથવા તેનો બગાડ કરીએ છીએ. અમદાવાદનો જ દાખલો લઇએ તો ત્યાં વસ્તીના વધારાના પ્રમાણમાં પાણીના વપરાશનું પ્રમાણ વધ્યું છે. પાણીનો એટલો બગાડ જ થાય છે. સાબરમતી કયાં સુધી એટલુ પાણી પૂરું પાડી શકશે એ પ્રશ્ન આજે નહીં તો કાલે વિચારવા જેવો થઇ પડવાનો છે. યંત્રસંસ્કૃતિમાં કુદરતની સાધનસંપત્તિનો આવી રીતે બગાડ કરી આપણે ભવિષ્યની પેઢીના પેટ ઉપર પગ મૂકીએ છીએ.

૧૦ કુદરતની નિકટમાં રહેતા માણસમાં જે તન્દુરસ્ત ખડતલપણું અને આવી પડેલી કોઇ પણ નવી પરિસ્થિતિને પહોંચી વળવાની હાજરબુદ્ધિ અને આવડત જોવામાં આવે છે તેનો યંત્રસંસ્કૃતિમાં નાશ થાય છે.

આ બધું કહી હુ યંત્રોદ્યોગોનો એકાન્તિક વિરોધ કરવા નથી માગતો. યંત્રોદ્યોગો સામાજિક માલકીના થાય ત્યારે આપણે તેમાંથી ઘણો લાભ ઉઠાવી શકીએ એમ છે, એ હું સ્વીકારુ છું. પણ તમામ ઉત્પાદન યંત્રો દ્વારા કરવું ઇષ્ટ નથી એ જ હું સૂચવવા ઇચ્છું છું યંત્રો તેની મર્યાદામાં તેને સ્થાને રહે તો હિતકારી છે, પણ આપણી આખી જ ઉત્પાદનવ્યવસ્થા ઉપર અને આપણા તમામ વ્યવહાર ઉપર આક્રમણ કરે તો વિનાશકરી છે. જે યંત્રો માણસ તથા તેણે કામ માટે પાળેલાં પશુઓને કામ વિનાનાં અને પરિણામે ગુજરાનનાં સાધન વિનાનાં બનાવી મૂકે તેવાં હોય તે અનિષ્ટ છે. પરંતુ જે યંત્રો માણસને કે તેણે પાળેલાં પશુઓનો ગજા ઉપરવટનો શ્રમ ઓછો કરવાની દૃષ્ટિએ અથવા તેમનો સમય બચાવવાની દૃષ્ટિએ યોજાયેલાં હોય તે ઇષ્ટ છે. આપણા દેશનો વિચાર કરીએ તો તો જ્યા સુધી અપાર માનવશકિત અને પશુશકિત

આપણા દેશમા કામ વિનાની પડી છે ત્યા સુધી જેમા તેનો ઉપયોગ થઇ શકે એમ છે એવા કામમા ભૌતિક શક્તિ દાખલ કરી ને દ્વારા યંત્રો ચલાવી ઉત્પાદન કરવાનો વિચાર આપણે માટે હિતાવહ નથી જ

યંત્રઉદ્યોગોને લીધે આયાત-નિકાસના વેપારની મોટે ભાગે અનાવશ્યક અને નિરર્થક વૃદ્ધિ થઇ છે તથા એ વેપારે દેશ દેશ વચ્ચે લડાઇનુ સ્વરૂપ પકડ્યુ છે યંત્રો ઉપર મર્યાદા મૂકી, શકય હોય ત્યાં સુધી હાથઉદ્યોગ દ્વારા આપણી જરૂરિયાતો પૂરી પાડી લેતાં એ વેપાર એટલે ઝઘડાનુ ઘણુંમોટુ કારણ દુનિયામાથી આપોઆપ ઓછુ થઇ જાય છે

જરૂરિયાતો અમર્યાદ વધાર્યે જ જવી અને તે માટેના ઉત્પાદન પાછળ મંડ્યા જ રહેવુ એ કાઇ મનુષ્યનુ ધ્યેય ન હોવુ જોઇએ આપણે દુનિયાનો ઇતિહાસ જોઇએ તો જરૂરિયાતો અને સુખસગવડો વધાર્યે જ જનારી અને મોજશોખને પ્રાધાન્ય આપનારી તમામ પ્રાચીન તેમ જ મધ્યકાલીન શહેરી સંસ્કૃતિઓ-ભલે તેણે અંદપમાળ માટે દુનિયાને આંજી નાખી હોય પણ-બીજાઓના શોષણ ઉપર જ નભી છે અને અંતે અલ્પાયુષી નીવડી છે ભૌતિક શક્તિના ઉપયોગની શોધ પછી જે આધુનિક શહેરી સંસ્કૃતિનો ઉદ્ભવ થયો છે તેનુ પ્રાબલ્ય અને આક્રમણ આજે બહુ વધી પડ્યુ છે, પણ તેની સાથે જ તેના વિનાશના પગરણ પણ મંડાયેલા છે એમાથી ઊગરી જવા માટે આપણી ગ્રામસંસ્કૃતિને વિશુદ્ધ કરી તેનુ પુનરુજ્જીવન કરવાનો ઉપાય ગાધીજી સૂચવે છે ખેતી, ગ્રામઉદ્યોગ અને સાદુ જીવન તથા આપણા તમામ વ્યવહારમા ઊચનીચના ભેદ વિનાની સમાજ રચના એ નવી સંસ્કૃતિનો પાયો છે

### કામનુ સમયપત્રક

નવીન અર્થરચનાનો વિચાર કરવામાં મજૂરીના કામના કલાક તથા મજૂરીના દરનો પ્રશ્ન બહુ મહત્ત્વનો છે મિલોમા તથા કારખાનામા જ્યા અમુક ઢબનુ નકકી કરેલુ કામ દરેકને કરવાનુ હોય છે ત્યાં કામના કલાક નકકી કરવાનુ સહેલુ પડે પણ ખેતીના કામમા ઋતુના ફેરફારને અનુસરતુ

પડે છે તેથી તેમાં કામનો વખત પણ નક્કી નથી થઇ શકતો. તેમ કામના કલાક પણ નક્કી નથી થઇ શકતા દરેક માણસ માટે કાંઇને કાંઇ સમાજોપયોગી શ્રમ આવશ્યક છે. એ તત્વનો સ્વીકાર કરતાં, શ્રમની આદર્શ વ્યવસ્થા એ ગણાય જેમાં માણસનાં બધા અંગોને અને બધી શક્તિઓને પૂરતું કામ મળે. પૂરતું એટલે જોઇએ તેટલું, નહિ વધારે, નહિ ઓછું. એવી વ્યવસ્થા હોય તો જ માણસને ઓછામાં ઓછો ઘસારો પહોંચે અને સરવાળે વધારેમા વધારે કામ થાય. સખત મહેનતનું કામ પણ જ્યાં સુધી થાક ન ચડે ત્યાં સુધી ઠંડે પહોરે કરવાનું સારુ લાગે છે. અટલે ઠંડે પહોરે એવું સખત મજૂરીનું કામ હોય, ત્યાર પછી વળી હળવું પણ ઘરની બહાર ખુલ્લામાં કરવાનું કામ હોય, પછી વળી છાંયે બેસીને કરવાનું કામ હોય, અમુક વખત પોતાના શોખનું જ એવું કાંઇ ખાસ કામ હોય, અમુક વખત સામાજિક સહવાસમાં ગાળવાનો હોય, અમુક વખત નવું જ્ઞાન મેળવવામાં ગાળવાનો હોય, અમુખ વખત રમતગમત કે વાર્તાવિનોદ હોય એમ આખા દિવસના કામની વહેંચણી કરી હોય, તો તેમાં શરીરને તથા બુધ્ધિને જોઇએ તેટલો શ્રમ મળી રહે, વધારેમાં વધારે કામ થાય, વધારેમાં વધારે સગવડ સચવાય, માણસનો વિકાસ વધારેમા વધારે થાય અને સમાજની દરેક વ્યક્તિનો સુખસંતોષ પણ વધારેમાં વધારે સધાય આવી સગવડ કારખાનાંના કામમાં ગોઠવવી અઘરી છે. તેમા તો કામના કલાક જ્યારે ઓછા થશે ત્યારે કેવી વ્યવસ્થા થશે તે જાણવાનુ છે. પણ ખેતીમાં અને ગ્રામઉદ્યોગોમાં આવી વ્યવસ્થા સહેજે થઇ શકે એવી છે. અને તેથી જ યંત્રોદ્યોગો કરતાં ખેતી અને ગ્રામઉદ્યોગોમાં સામાજિક વિકાસ અને સુખશાન્તિને માટે વધારે અવકાશ છે. છતાં કારખાના ,દુનિયામા છે અને ગ્રામઉદ્યોગની ફિલસૂફી દુનિયામાં સ્વીકારાય તો પણ અમુક તો રહેવાના જ. એટલે તેમાં એવી વ્યવસ્થા તો હોવી જ જોઇએ કે થાક ચડવા માંડે અને કામનો કટાળો આવવા લાગે કે તરત કામમાથી છૂટી મળે. આજે

મિતોમા એક વાર આરામની છુટી મળે છે પણ અમુક અમુક કલાકને અતરે વધારે વાર છુટી મળવી જોઇએ જેમા માણસ આમતેમ હરીફરી ત । નાસ્તો વગેરે કરી તાજો થઇ શકે ઉત્પાદન માણસને માટે છે, માણસ કાંઇ ઉત્પાદનને માટે નથી એ સૂત્ર ધ્યાનમા રાખીને કામ ગોઠવવુ જોઇએ

### મજૂરીના દર

મજૂરીના દરનો વિચાર કરીએ તો જે માણસ પોતાની શકિત પ્રમાણે કામ આપે તેને સારો પૌષ્ટિક ખોરાક મળે, જોઇતાં કપડા પહેરવાના મળે, સુઘડ રહેવાનુ મળે, તેના બાળકોના કેળવણીની સારી વ્યવસ્થા હોય માંદગી આવે ત્યારે ઔષધોપચાર કરી શકે તથા આરામ લઇ શકે એટલી મજૂરી માટે તો દરેક કામ કરનાર હકદાર છે જ પછી તે કારખાનામા કામ કરતો હોય કે ખેતીમા કામ કરતો હોય પરતુ ખેતીના તેમ જ કારખાનાના કામદારોને ઉપર જણાવી તેટલી સગવડ ભોગવી શકે એટલી મજૂરી મળતી નથી અને એમના કરતા ય વધારે કફોડી દશા તો પોતાને હિસાબે ખેતી કરનારાની તથા સ્વતત્ર રીતે પોતાનો ઉદ્યોગધધો કરનારા કારીગરોની છે ખેડૂત મ ટે તો એમ કહી શકાય કે પોતે જે મજૂરી કરે છે તે બદલ તેને કાઇ મળતુ નથી એટલુ જ નહિ પણ સામુ આપવુ પડે છે મજૂરી કરવાના હકની જાણે તેને કિમત આપવી પડતી હોય એવી તેની દશા છે કારણ આખુ વરસ ખેતરમા તનતોડ મહેનત કર્યા પછી તે હિસાબ કાઢે છે તો વરસ આખરે તેના દેવાની રકમમા કાઇક વધારો જ થયેલો હોય છે આનુ મુખ્ય કારણ એ છે કે ખેડત ઉપર અનેક બોજા હોવા ઉપરાત પોતે પેદા કરેલા માલની કિમત બજારની હરીફાઇમા માલ પેદા કરતા થયેલા ખર્ચ જેટલી પણ તેને ઊપજતી નથી બજાર જબરા વેપારીઓ અને સટોરિયાઓના હાથમા હોય છે તેઓ જાતજાતની તરકીબો રચીને પોતાની મરજી પ્રમાણે ભાવ બજારમાં પાડી શકે છે ત્યા બિચારા ખેડૂતનુ ટટ્ટુ શી રીતે ચાલે ? પોતે પેદા કરેલા માલનો ખેડૂત જાતે જ ઘરાક બની જાય એટલે કે પોતાને

જોઈતી વસ્તુઓ જ પેદા કરી લે તો આ હીરફાઇ તેને નડે નહિ. પણ વ્યાજ, મહેસૂલ તથા બહારથી આણેલી વસ્તુઓ માટે તેને રોકડ નાણું આપવાનું હોય છે એટલે તેને બજારુ માલ પેદા કરવાની ફરજ પડે છે. ફરજિયાત રોકડ નાણું આપવાનો ખેડુત ઉપરનો આ બોજો અન્યાયી છે અને તે જ્યાં સુધી નીકળી ન જાય ત્યાં સુધી ખેડૂત પોતાની મહેનતનો વાજબી બદલો મેળવી કે ભોગવી શકવાનો નથી. તેવું જ ગામડાંના કારીગરોનુ છે. ખેડૂતો ઉપર સરકારનો તથા શાહુકારનો જે બોજો છે તેની તપાસ કરી એ બોજો હળવો. ખેડૂતના ગજા મુજબનો તો કરી જ નાખવો જોઇએ. આવુ જ રક્ષણ ગામડાંના કારીગરોને પણ મળવું જોઇએ. આ ઉપરાંત ઉત્પાદનની દરેકેદરેક શાખામાં સંસ્કારી માનવજીવનની દૃષ્ટિ ધ્યાનમાં રાખી ઓછામાં ઓછું અમુક મળતર તો મહેનત કરનારને મળે જ એ નક્કી થવાની જરૂર છે. આવી રીતે નક્કી કરેલા ઓછામાં ઓછા ધોરણ કરતાં માણસ વધારે કમાય તો જ સરકાર, શાહુકાર કે બીજો કોઇ તેની પાસે માગણી કરી શકે.

જેમ દરેક માણસને ઓછામાં ઓછુ અમુક મળવું જોઇએ એ નક્કી થવાની જરૂર છે. તેમ વધારેમાં વધારેનુ ધોરણ પણ નક્કી થવાની જરૂર છે. માલકીહકને અંકુશિત કર્યા પછી તથા માલિક ઉપર અમુક જવાબદારીઓ નાખ્યા પછી તેમનો નફો તો આપોઆપ મર્યાદામાં આવી જશે પણ સરકારી અમલદારો વકીલો, દાકતરો, કોલેજના અધ્યાપકો, વૈજ્ઞાનિકો, કલાધરો વગેરેનો વિચાર કરવો જોઇએ. માલિકો અને મૂડીદારોનો જેવો ત્રાસ છે એવો જ કાંઇક અંશે આ વર્ગનો ત્રાસ પણ ગણાય. પોતે કેળવણી લેવામાં વખત ગાળ્યો છે તથા પૈસા ખર્ચ્યા છે; પોતાનામાં અલૌકિક બુદ્ધિશક્તિ તથા પ્રતિભા છે અને તે દ્વારા તેઓ સમાજની ભારે સેવા કરી નાખે છે વગેરે દલીલો આગળ ધરી આ વર્ગ પોતાની કામગીરી માટે લોકો પાસેથી મોંમાગ્યા પૈસા માગે છે. વળી આ વર્ગ પોતાને સંસ્કારી કહેવડાવે છે. તેમના ધંધા પણ સંસ્કારી ધંધા (liberal professions) કહેવાય છે.

માણુસની સંસ્કારિતાનું મોટામાં મોટું લક્ષણ તો એ ગણાય કે જે સમાજમાં પોતે રહે છે એ સમાજને પોતાનાથી બની શકે તેટલું વધારે આપવાની વૃત્તિ રાખે અને તેની પાસેથી બની શકે તેટલું ઓછું લે આ સિદ્ધાન્તની પાછળ ન્યાય રહેલો છે એ રીતે કે સાધારણ મજૂરને તો પોતાની રોજી ઉપરાંત બીજો બદલો નથી મળતો જડ મજૂરીના કામ સાધારણ રીતે આનંદદાયક નથી હોતા અને છતાં ખૂબી એ છે કે જડ મજૂરી વિના દુનિયા ચાલે એમ નથી સમાજની શારીરિક જરૂરિયાતો પૂરી પાડવાને માટે સમાજના મોટા ભાગને એવી જડ મજૂરી કરવી જ પડશે પણ આ સંસ્કારી ધંધાવાળાઓના તો કામ એવા હોય છે જેમાં રસ પડે, એ કામ જ આનંદદાયી હોય અને તે ઉપરાંત વળી પ્રતિષ્ઠા મળે જે કામ જડ હોય, કંટાળા ભરેલું હોય, જેમાં એકની એક ક્રિયા જ કર્યા કરવાની હોય તે કામ કરતાં શરીરને અને મનને ઘસારો વધારે પહોંચે છે, ત્યારે જે કામમાંથી આનંદ અને રસ મળે એમ હોય એ કરતાં શરીરને ઘસારો ઓછો પહોંચે છે, સંસ્કારી કહેવાતા ધંધાવાળાને સમાજમાં જે કીર્તિ અને પ્રતિષ્ઠા મળે છે તે બદલો તો વધારાનો જ છે આવી વાત કરવામાં આવે છે ત્યારે મનુષ્યના અર્થપરાયણ સ્વભાવની જૂની દલીલ ફરી ફરી આગળ ફરી એમ કહેવામાં આવે છે કે આ લોકોને કશો વિશેષ આર્થિક લાભ નહિ રહે પછી શું કામ એ લોકો આવાં કામ કરશે? પરંતુ જેમ કામ માનસિક જરૂરિયાતને પૂરી પાડનારું વધારે તેમ તેમાં અર્થના બદલાનું તત્ત્વ ઓછું હોવું જોઈએ મોટા શોધકો, લેખકો, કવિઓ, કળાધરો વૈજ્ઞાનિકો, દાકતરો, વકીલો, શિક્ષકો, રાજપુરુષો એ બધાને પોતાની પ્રવૃત્તિનો રસ, આનંદ અથવા ભરતી એ જ તેમના કામનો વિશેષ બદલો છે જો આપણે એવું લેખું મૂકીએ કે દરેકેદરેક કામની મજૂરીના દર એટલા હોય કે જેથી એ કામ કરતાં જે જીવનશક્તિ ખર્ચાય, જીવનને જે ઘસારો પહોંચે તે પુરાઈ રહે, તો આ લોકો વધારે દર માગવાને હકદાર રહેતા નથી કારણ તેમને બીજા અર્થનિરપેક્ષ બદલા મળી છે જેમાંથી તેમના જીવન ઉલ્લાસિત થાય છે. આવા ખાસ કામ કરનારાઓને તેમના કામ માટે સમાજ તરફથી ખાસ સગવડો

મળવી જોઇએ ખરી તમે એમને પુસ્તકાલયો, પ્રયોગશાળાઓ, ચિત્રશાળાઓ, સંગ્રહાલયો, વાદ્યો વગેરેની સગવડ આપો. આ વિદ્યાઓનું પરિશીલન કરવા નવરાશ જોઇએ તો તેમના કામના કલાક ઓછા રાખો પણ તેમના મજૂરીના દર તો બીજાઓ કરતા વધારે ન જ હોવા જોઇએ. આ દષ્ટિએ જોઇએ તો સમજમા અલ્પતમ અને બહુતમ મજૂરીના દરમાં ઝાઝો ફેર રહેવો જોઇએ નહિ. અલબત્ત, આપણે એક સપાટે આ ધોરણ ઉપર નહિ પહોંચીએ. સંસ્કારી ગણાતા ધંધાવાળાઓને આ વસ્તુને ટેવાતાં પણ કાંઇક વખત લાગશે પણ અલ્પતમ મજૂરીનાં દરમાં સારી પેઠે વધારો અને બહુતમ મજૂરીના દરમાં સારી પેઠે ઘટાડો કરતાં જતાં નવુ ધોરણ નક્કી થઇ જશે.

આ બધી વાતો તો કરી પણ તેનો અમલ શી રીતે કરવો એ સવાલ ઊભો થાય છે આમાંથી જ આપણે અત્યારે બહુ ચર્ચાતા વર્ગવિગ્રહના પ્રશ્નમા ઊતરીએ છીએ. એક તરફ માલદાર અને સત્તાધારી તથા બીજી તરફ ગરીબ તથા કચડાયેલો ખેડૂત અને મજૂર વર્ગ છે એ બે વર્ગોના હિતસબંધો આજે એકબીજાથી વિરુધ્ધ છે, એ વસ્તુનો ઇન્કાર કોઇ કરી શકે એમ નથી. પણ તેનો ઉકેલ આણવાની પદ્ધતિમાં સમાજવાદી કાર્યક્રમમાં અને ગાંધીજીના કાર્યક્રમાં ફેર પડે છે સમાજવાદીઓ કહે છે કે શોષકવર્ગને નાબૂદ કરવા માટે હિંસામય ક્રાન્તિ અનિવાર્ય છે ત્યારે ગાંધીજી અહિંસક સાધનો દ્વારા જ એનો ઉકેલ લાવવા ઇચ્છે છે. આપણા દેશમાં હિંસામય ક્રાન્તિની શક્યતા આજે ન હોઇ અથવા બહુ દૂરની હોઇ આપણા દેશના તો સમાજવાદીઓ પણ અહિંસામય સાધનોની વાત કરે છે. પણ કોઇ પણ રીતે સર્વવ્યાપી હડતાલ પડાવી દેવી, વિરોધી વર્ગો વચ્ચેના વિદ્વેષને વધુ તીવ્ર કરવો, વગેરે માર્ગો અચૂક હિંસા તરફ ખેંચી જનારા છે. ગાંધીજીનાં સાધનોમાં પહેલી વાટાઘાટ અને તે નિષ્ફળ જાય તો અસહકાર, શાન્તિમય હડતાલ તથા સવિનયભંગ આવે છે. એ બધામાં તેમની પદ્ધતિ સામા વર્ગ પ્રત્યે દ્વેષભાવને જાગૃત કરવાની નહિ પણ સામા વર્ગના સદ્ભાવને

જાગૃત કરવાની છે. અને બીજી તરફથી તેમના અન્યાય, જૂલમ કે લૂંટ સામે પોતાનું રક્ષણ કરવાનું બળ કેળવવાની છે. આ બે માર્ગોમાંથી પોતપોતાની માન્યતા પ્રમાણે દરેક પોતાનો માર્ગ પસંદ કરશે પણ દુનિયા આજે કયો માર્ગ લેશે એ કોઇ કહી શકે એમ નથી જો કે આપણે ગાંધીજીના માર્ગનાં ફળ કાંઇક ચાખ્યાં છે અને આપણો દેશ એ માર્ગે પોતાનું ધ્યેય સાધે તો વેરઝેર અને ખુનામરકીથી પીડાઇ રહેલી દુનિયાને એક નવો સદેશો આપી શકે. એ સંદેશો આપતાં પહેલાં ભારતવર્ષે કેવા થવું જોઇશે એ વિષેના પોતાના સ્વપ્નનું ચિત્ર ગાંધીજીએ આપેલું છે તે અહીં ઉતારીશ.

"મારો પ્રયત્ન એવા ભારતવર્ષને માટે હશે જે ભારતવર્ષમાં પ્રજાના વર્ગોમાં ઊંચાનીચાના ભેદો નહિ હોય, એ ભારતવર્ષમાં સૌ કોમો હળીમળીને રહેતી હશે; એ ભારતવર્ષમાં અસ્પૃશ્યતાના પાપને તથા કેફી પીણાં તથા પદાર્થોને સ્થાન નહિ હોય; સ્ત્રીઓ પુરુષોના જેટલા જ હક ભોગવતી હશે; આપણે બાકીની આખી દુનિયા સાથે શાન્તિથી રહેતા હઇશું, અને કોઇને લૂંટતા કે કોઇનાથી લુંટાતા નહિ હોઇએ. એટલે આપણે નાનામાં નાનું લશ્કર રાખવું પડશે મૂંગાં કરોડોના હિતવિરોધી નહિ હોય તેવા તમામ દેશી કે વિદેશી હિતસંબંધો ચીવટપૂર્વક જાળવવામાં આવશે. મને પોતાને દેશી અને વિદેશી વચ્ચેનો ભેદ અકારો છે. આ મારા સ્વપ્નનું ભારતવર્ષ છે."

એ સ્વપ્નની સિદ્ધિ માટેના ગાંધીજીના ભગીરથ પ્રયત્નમાં આપણે સૌ યથાશક્તિ ફાળો આપવાનો સંકલ્પ કરીએ એ જ પ્રાર્થના.

★

મંડળના કેટલાક આગેવાન કેળવણીકારો આપણી પરિસ્થિતિ જાણવા માટે અને આપણને પિછાનવા માટે આવ્યા છે, આ વર્ષે જ આપણી અનેક વિદ્યાપીઠોની વ્યાસપીઠ પરથી કેળવણીના નવ નિર્માણનાં સૂત્રો આપણે સાંભળી રહ્યા છીએ, આ વર્ષે જ આપણા મહાસભાપ્રધાનો માનવજીવનની પ્રાથમિક જરૂરિયાત જેવી પ્રાથમિક કેળવણીથી ભારતનું એક પણ બાળક વંચિત ન રહે એવી વિચારણા સેવી રહ્યા છે, અને અર્વાચીન ગુજરાતના જ નહિ, અર્વાચીન ભારતના જ નહિ, પણ અર્વાચીન જગતના પ્રજાપતિસમા મહાત્મા ગાંધીજીએ આપણી આખીય પ્રજાના ઘડતરમાં ધરમૂળથી ફેરફાર કરી નાખે એવી કેળવણીની યોજના પણ આ વર્ષે જ વહેતી મૂકી છે આ પ્રમાણે એક યા બીજી રીતે કેળવણીના આંદોલનો આખા દેશમાં થઇ રહ્યા હોય ત્યારે આપ પણ આ વર્ષે જ આ વિભાગને ખોલવા પ્રેરાઓ એ મને તદ્દન સ્વાભાવિક અને સુયોગ્ય લાગે છે.

આપણો વિભાગ સાહિત્ય પરિષદનો એક વિભાગ છે, સ્વતંત્ર કેળવણી પરિષદ નથી એટલે આપણા આ વિભાગની એક ચોકકસ મર્યાદા છે આપણે આપણી મર્યાદામાં રહીને ગુજરાતી ભાષામાં આજ સુધીમાં કેળવણીનું જે સાહિત્ય પ્રકટ થયું છે તેનો વિચાર કરશું અને તેનો આંક મૂકશું, આ સાહિત્ય વધારે પ્રમાણમાં અને વધારે ઉચ્ચ કોટિનું કેમ બને તેનો પણ વિચારો કરશું આપણી કેળવણી સાહિત્યના વિકાસમાં કેવી અને કેટલી મદદ કરી શકે તે પણ જોશું, અને આખરે આ બધાય વિચારોને મૂર્તરૂપ આપવા માટે આપણે શું કરી શકીએ તેનો પણ વિચાર કરશું

+

એક વાત તો આપણે સૌ ચોકકસ જાણીએ છીએ આપણી કેળવણીમાં શિક્ષણનું વાહન અંગ્રેજી ભાષા છે અને ગૂજરાતી નથી, એથી માત્ર આપણા ભાષાસાહિત્યને જ નહિ પણ આપણા સમગ્ર જીવનને કેટલું ભારે નુકશાન થઇ રહ્યું છે તે શબ્દોમાં ચીતરી શકાય તેમ નથી આજથી વીશ વર્ષ ઉપર બીજી

ગૂજરાતી કેળવણી પરિષદ મળી ત્યારે તેના પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ પોતાનું દર્દ આપણને સભળાવ્યુ હતુ અને છતા ય આજે વીશ વર્ષે પણ એ દિશામા આપણે પગલા માડવાના રહે છે એ અફસોસની વાત નથી? માના ધાવણ વિના ઉછરેલુ બાળક શરીરે તો કદાચ કૃત્રિમ રસાયનિક ખોરાકોથી દરિદ્ર ન રહે, તો પણ અતરથી તે દરિદ્ર રહે છે, એમ માનસશાસ્ત્રીઓ કહે છે જે પ્રજાને પોતાની માતૃભાષાવિહોણા બનીને બીજી પ્રજાની ભાષાને એ સ્થાન આપવુ પડે છે તે પ્રજા તેના સમગ્ર જીવનમા કગાલ બને તો તેમા શી નવાઇ છે? આપણી પોતાની આ દશા છે છતા જે પોતે બુદ્ધિથી આ વાત સ્વીકારે છે તેઓ પણ તેનો અમલ કરવાનો વખત આવે છે ત્યારે ઢીલા થઈ જાય છે અને ચાલુ માર્ગેજ ચાલ્યા જાય છે આપણામાના ઘણા ખરા આ વાત સમજીએ છીએ, આપણા બાળકોને માતૃભાષાદ્વારા શિક્ષણ મળે તો અનેક દૃષ્ટિથી લાભ થાય એમ માનીએ છીએ પણ ખરા છતાં પણ ચાલુ ધોરેડની શાળાથી આવી જુદી જાતની શાળામાં આપણા બાળકને ભણાવવાનો પ્રશ્ન આવે ત્યારે આપણુ હૈયુ ચાલતુ નથી આજથી લગભગ સત્તર વર્ષ ઉપર દક્ષિણામૂર્તિના અભ્યાસક્રમમા અગ્રેજી ભાષાને વૈકલ્પિક ઇતર ભાષાનુ સ્થાન આપ્યુ ત્યારે ભારે ઉહાપોહ કરવો પડેલો અને આજે પણ એનુ સ્થાન તો એ જ કલ્પ્યુ છે છતા આજ સુધીમા મુદ્દલ અગ્રેજી નહિ ભણેલા એ જ વિદ્યાર્થીઓ અમારે ત્યા પાક્યા અને તેમનાથી દક્ષિણામૂર્તિ આજે પણ ગૌરવ લે છે

આનો ઉપાય આપણે સત્વર કરવો જોઇએ મારે કબૂલ કરવુ જોઇએ કે આ દિશામા વિદ્યાપીઠોએ થોડા થોડા પગલા માડ્યા છે ખરા પણ આવા જરૂરી ફેરફારો આટલી મદ ગતિએ થાય છે એ આપણી પોતાની સકલ્પદરિદ્રતા બતાવે છે ઠેઠ એકડિયાથી માડીને વિદ્યાપીઠની ઊચામા ઊચી પદવી સુધી શિક્ષણનુ વાહન એ ગુજરાતી હોવી જોઇએ અને આખી પ્રજામાં ગુજરાતી ભાષા માટેનો આવો આગ્રહ જગાડવા આપણે જબ્બર પ્રચારકાર્ય કરવુ જોઇએ ગૂજરાતમા એક આનદશકરભાઇ



**શ્રી. નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ**

પ્રમુખ કેળવણી વિભાગ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

તેરમુ અધિવેશન કરાચી

૧૯૩૭–૩૮

## કેળવણી વિભાગના પ્રમુખ
# શ્રી. નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટનું
## વ્યાખ્યાન



આપ સૌએ આ સંમેલનના કેળવણી વિભાગનું પ્રમુખપદ મને આપ્યું તે માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આ પદને વધારે સારી રીતે શોભાવે એવાં ઘણાં ભાઇબ્હેનો ગૂજરાતમાં પડયા છે એ આપના ધ્યાન બહાર તો નજ હોય. પરંતુ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવને છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન સમગ્ર ગૂજરાતમાં કેળવણીના ક્ષેત્રમાં પોતાનો જે નમ્ર ફાળો આપ્યો છે તેની કદર કરવાની વૃત્તિથી પ્રેરાઇને આપે આ પગલું ભર્યું છે એમ હું સમજુ છુ. અને તેથી જ એ સસ્થાના એક અદના સેવક તરીકે આપના આ સદ્ભાવ માટે આપનો આભાર માનું છું.

સાહિત્ય સમેલનની સાથે કેળવણીનો વિભાગ જોડવાનો વિચાર બહુ જૂનો છે. સ્વ. રણજિતરામ વાવાભાઇ ઈ. સ. ૧૯૧૧-૧૨ ના અરસામાં જ્યારે મારી સાથે શ્રી દક્ષિણામૂર્તિ ભવનમાં કામ કરતા ત્યારે પણ એ વાત મને એમણે ઘણી વાર કહેલી. ત્યાર પછી તો આ સંમેલનની સાથે આપણે ઇતિહાસ વિભાગને સાંધ્યો, વિજ્ઞાન વિભાગને જોડયો, જૈન વિભાગને પણ સ્થાન આપ્યુ અને ગુજરાત કેળવણી પરિષદની બે સ્વતંત્ર બેઠકો ભર્યા પછી આજે પાછા આપણે કેળવણી વિભાગને પણ સાંધીએ છીએ. મને એમ માનવાનું મન થઇ આવે છે કે આપણું સમેલન આ પ્રસગે જ કેળવણીનો વિભાગ કાઢે છે તેની પાછળ કેઇ ઇશ્વરી સંકેત તો ન હોય? આ વર્ષે આપણે ત્યાં પશ્ચિમના નવીન કેળવણી

મંડળના કેટલાક આગેવાન કેળવણીકારો આપણી પરિસ્થિતિ જાણવા માટે અને આપણને પિછાનવા માટે આવ્યા છે; આ વર્ષે જ આપણી અનેક વિદ્યાપીઠોની વ્યાસપીઠ પરથી કેળવણીના નવ નિર્માણનાં મૂત્રો આપણે સાંભળી રહ્યા છીએ; આ વર્ષે જ આપણા મહાસભાપ્રધાનો માનવજીવનની પ્રાથમિક જરૂરિયાત જેવી પ્રાથમિક કેળવણીથી ભારતનું એક પણ બાળક વંચિત ન રહે એવી વિચારણા સેવી રહ્યા છે; અને અર્વાચીન ગુજરાતના જ નહિ, અર્વાચીન ભારતના જ નહિ, પણ અર્વાચીન જગતના પ્રજાપતિ સમા મહાત્મા ગાંધીજીએ આપણી આખી યે પ્રજાના ઘડતરમાં ધરમૂળથી ફેરફાર કરી નાખે એવી કેળવણીની યોજના પણ આ વર્ષે જ વહેતી મૂકી છે. આ પ્રમાણે એક યા બીજી રીતે કેળવણીના આંદોલનો આખા દેશમાં થઇ રહ્યાં હોય ત્યારે આપ પણ આ વર્ષે જ આ વિભાગને ખોલવા પ્રેરાઓ એ મને તદ્દન સ્વભાવિક અને સુયોગ્ય લાગે છે.

આપણો વિભાગ સાહિત્ય પરિષદનો એક વિભાગ છે, સ્વતંત્ર કેળવણી પરિષદ નથી, એટલે આપણા આ વિભાગની એક ચોકકસ મર્યાદા છે. આપણે આપણી મર્યાદામાં રહીને ગુજરાતી ભાષામાં આજ સુધીમાં કેળવણીનું જે સાહિત્ય પ્રકટ થયું છે તેનો વિચાર કરશું અને તેનો આંક મૂકશું; આ સાહિત્ય વધારે પ્રમાણમાં અને વધારે ઉચ્ચ કોટિનું કેમ બને તેનો પણ વિચાર કરશું. આપણી કેળવણી સાહિત્યના વિકાસમાં કેવી અને કેટલી મદદ કરી શકે તે પણ જોશું; અને આખરે આ બધાય વિચારોને મૂર્તરૂપ આપવા માટે આપણે શું કરી શકીએ તેનો પણ વિચાર કરશું.

ગૂજરાતી કેળવણી પરિષદ મળી ત્યારે તેના પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ પોતાનું દર્દ આપણને સંભળાવ્યું હતુ. અને છતાં ય આજે વીશ વર્ષે પણ એ દિશામાં આપણે પગલાં માંડવાનાં રહે છે એ અફસોસની વાત નથી ? માના ધાવણ વિના ઉછરેલું બાળક શરીરે તો કદાચ કૃત્રિમ રસાયનિક ખોરાકોથી દરિદ્ર ન રહે, તો પણ અંતરથી તે દરિદ્ર રહે છે, એમ માનસશાસ્ત્રીઓ કહે છે. જે પ્રજાને પોતાની માતૃભાષાવિહોણા બનીને બીજી પ્રજાની ભાષાને એ સ્થાન આપવું પડે છે તે પ્રજા તેના સમગ્ર જીવનમાં કંગાલ બને તો તેમાં શી નવાઇ છે ? આપણી પોતાની આ દશા છે. છતાં જે પોને બુદ્ધિથી આ વાત સ્વીકારે છે તેઓ પણ તેનો અમલ કરવાનો વખત આવે છે ત્યારે ઢીલા થઈ જાય છે અને ચાલુ માર્ગેજ ચાલવા જાય છે આપણામાંના ઘણા ખરા આ વાત સમજીએ છીએ; આપણા બાળકોને માતૃભાષાદ્વારા શિક્ષણ મળે તો અનેક દૃષ્ટિથી લાભ થાય એમ માનીએ છીએ પણ ખરા, છતાં પણ ચાલુ ઘરેડની શાળાથી આવી જુદી જાતની શાળામાં આપણા બાળકને ભણાવવાનો પ્રશ્ન આવે ત્યારે આપણુ હૈયુ ચાલતું નથી. આજથી લગભગ સત્તર વર્ષ ઉપર દક્ષિણામૂર્તિના અભ્યાસક્રમમાં અંગ્રેજી ભાષાને વૈકલ્પિક ઇતર ભાષાનુ સ્થાન આપ્યુ ત્યારે ભારે ઉહાપોહ કરવો પડેલો અને આજે પણ એનું સ્થાન તો એ જ કલ્પ્યુ છે છતાં આજ સુધીમાં મુદ્દલ અંગ્રેજી નહિ ભણેલા બે જ વિદ્યાર્થીઓ અમારે ત્યાં પાકયા અને તેમનાથી દક્ષિણામૂર્તિ આજે પણ ગૌરવ લે છે.

આનો ઉપાય આપણે સત્વર કરવો જોઇએ મારે કબૂલ કરવુ જોઇએ કે આ દિશામા વિદ્યાપીઠોએ થોડાં થોડાં પગલાં માંડયાં છે ખરાં, પણ આવા જરૂરી ફેરફારો આટલી મદ ગતિએ થાય છે એ આપણી પોતાની સંકલ્પદરિદ્રતા બતાવે છે. ઠેઠ એકડિયાથી માંડીને વિદ્યાપીઠની ઊંચામાં ઊંચી પદવી સુધી શિક્ષણનુ વાહન એ ગુજરાતી હોવી જોઇએ અને આખી પ્રજામાં ગુજરાતી ભાષા માટેનો આવો આગ્રહ જગાડવા આપણે જબ્બર પ્રચારકાર્ય કરવુ જોઇએ. ગુજરાતમાં એક આનંદશંકરભાઇ

સંકલ્પ કરે તો આવો ફેરફાર કાલે શક્ય છે; ગૂજરાતમાં એક મુનશી ધારે તો આપણી કૉલેજોને તેમ જ હાયરફૂલોને ગૂજરાતી ભાષાથી તરબોળ કરી નાખે; ગૂજરાતમાં એક ગમનારાયણ પાઠક ધારે તો માતૃભાષાની ગંગા વહેવરાવી દે. આપણા અધ્યાપકો અને આપણા ગૂજરાતી ભાષાના પ્રેમીઓ નિશ્ચય કરી નાખે કે અમે ભણાવશુ એ તો માતૃભાષામાં જ ભણાવશું એટલે બસ છે. હું જપાન ગયો ત્યારે ત્યાંની વિદ્યાપીઠના ધુરંધર અધ્યાપકો જેઓએ અમેરિકામાં પંદર પંદર વર્ષો ગાળ્યાં છે, તેઓ ખુદ મારી સાથે પણ અંગ્રેજીમાં વાત કરવા રાજી ન હતા. આપણે ત્યાં તો શરમની વાત એ છે કે બીજી કેળવણી હો કે ન હો પણ જેને અંગ્રેજી વધારે સારું આવડે તેને જ આપણે વધારે હોશિયાર માનીએ. આ બધાંનું એક પરિણામ આજે એ આવ્યું છે કે આપણી વિદ્યાર્થીઆલમમાં આપણે ભાષાની મોટી દરિદ્રતા દેખીએ છીએ. મારું પોતાનું એમ માનવું છે કે આ બાબતમાં આપણે માતૃભાષા એ જ કેળવણીનું વાહન હોવી જોઇએ એ વિચારને અમલમાં મૂકીએ ત્યાંસુધી આપણે જંપવું ન જોઇએ. આજે સત્યાગ્રહમાં તારાજ થએલા ખેડૂતોને તેમની જમીન પાછી મળી; આજે નવા કારભારમાં મિલમજૂરોને યોગ્ય મહેનતાણું મળે એવાં પગલાં લેવાય છે; તો આખી પ્રજાનાં કેળવણી લેતાં બાળકોને માતૃભાષાના ધાવણથી વંચિત રાખવામાં આવે છે તેમાંથી તેમને ઉગારવાં એ પણ દલિતોનો ઉદ્ધાર જ છે એમ મારું નમ્ર માનવું છે.

+

આટલું આપણી કેળવણીના વાહન વિષે. ઉપર જણાવ્યું તેમ આપણે અંગ્રેજી ભાષા મારફતે શિક્ષણ મેળવ્યું છતાં પણ આપણે ગૂજરાતી ભાષા મારફત કેળવણી આપવાના મનોરથો તો સેવ્યા જ છે અને તેનું સાહિત્ય પણ ઊભું કર્યું છે. આપણા ગૂજરાતમાં આ દિશામાં સૌથી પહેલું પગલું મૂકવાનું માન સ્વ. ગજ્જર સાહેબને ઘટે છે. ગુજરાતમાં ઔદ્યોગિક કેળવણીનો પ્રથમ વિચાર તેમણે કરેલો; શિવાજી જ્ઞાનમજુષાનો વિચાર પણ એમને આભારી હતો; પારિભાષિક કોષનો વિચાર પણ તેમનો જ હતો પણ ગજ્જર

સાહેબ પોતાના કાળ પહેલાં અવતર્યા એટલે એમની કેટલીયે યોજનાઓ એમને એમ પડી ભાંગી. શરૂઆતનાં વર્ષોમાં આપણી કેળવણી અંગ્રેજીના ધોરણે દાખલ થયેલી એટલે એ લોકોનાં ધોરણોને અનુસરીને આપણે આપણી વાચનમાળાઓ રચી, આપણી પાઠમાળાઓ બનાવરાવી, શિક્ષણશાસ્ત્રના પુસ્તકોના તરજૂમા કર્યા, આપણી સંસ્કૃતમંદિરાન્તપ્રવેશિકાઓ લખી. પણ આ બધું ય અનુકરણ માત્ર હતું શિક્ષણનો જે છોડ ઇંગ્લેંડે પોતાની પ્રજાના જીવનની હવામાં ઉગાડયો હતો તે જ આપણે મૂળિયાં સાથે કે મૂળિયાં વિના અહીં રોપી દીધો અને એક રીતે બોલીએ તો હજી આજ સુધી એ જ રીતે આપણે એ રોપાને જાળવી રહ્યા છીએ. અંગ્રેજ લોકોએ વર્ગમાં બાંકડા રાખ્યા તો આપણે બાકડા રાખ્યા; અંગ્રેજ લોકોએ શિક્ષક માટે ખુરશી રાખી તો આપણે ખુરશી રાખી; અંગ્રેજ લોકોએ બપોરના ૧૧ થી ૫ શાળા રાખી તો આપણે પણ એ જ વખત રાખ્યો; અંગ્રેજ લોકોએ ઉનાળામાં મોટું લાંબુ વેકેશન રાખ્યું તો આપણે પણ એમ જ કર્યું; અંગ્રેજ લોકોએ ગ્રીક અને લેટિન શીખવવા એક પદ્ધતિ રાખી તો આપણે સંસ્કૃત શીખવવા માટે પણ એ જ પધ્ધતિ રાખી. ખરી રીતે કહીએ તો ઇંગ્લંડની શાળાના જે જે પ્રશ્નો હશે તે બધાય હો કે ન હો તો પણ આપણી શાળાઓના પ્રશ્નો બન્યા અને એમના જે ઉકેલો ત્યાંના આચાર્યોએ વિચાર્યા તે આપણા ઉકેલો થયા. આપણે એક સ્વતંત્ર પ્રજા તરીકે આપણા સ્વત્વનો વિચાર જ ન કર્યો હોય ત્યાં આપણા પોતાના પ્રશ્નો કયાંથી હોય અને આપણી પોતાની દૃષ્ટિએ તેનો ઉકેલ લાવવાની વૃત્તિ પણ કયાંથી થાય ? માના ધાવણ વિના આવતી દરિદ્રતા તે આનું નામ આપણાં આજ સુધીનાં કેળવણીનાં તમામ પુસ્તકોને માટે પણ આ લાગુ પડે છે. કેળવણીના ક્ષેત્રમાં આપણે કેવળ બહિર્મુખ બની ગયા છીએ, ત્યાં પણ અંતર્મુખ થયા નથી. આપણે ત્યાં સ્વામી શ્રદ્ધાનંદજી, લાલા લજપતરાય, અરવિન્દ બાબુ, ડૉ. એની બીઝન્ટ, પંડિત માલવિયાજી, પૂજ્ય ગાંધીજી એ બધાંય મોટા કેળવણીકારો છે. એમણે સૌએ પોતપોતાની

રીતે કેળવણીના વિચારો કર્યા છે, સંસ્થાઓ સ્થાપી છે અને અખતરાઓ કર્યા છે છતાં આપણી કઈ ટ્રેનિંગ કોલેજમાં આપણા શિક્ષકોને આ લેખકોના વિચારો જાણવા મળે છે? આપણે કોઈ મોટા આદર્શ શિક્ષકને શોધવો હોય તો આઉંડલના સેન્ડરસન સુધી જવું જ પડે એવું કમ છે? આપણી ટ્રેનિંગ કોલેજના કયા વિદ્યાર્થીએ ગુજરાતના કેશવલાલભાઈ કે મોતીભાઈ અમીનનાં જીવન શોધ્યાં?

*એટલે આજ સુધીનાં આપણાં પુસ્તકો મોટે ભાગે કાં તો* બીજાં પુસ્તકોના અનુવાદો અથવા તો એ વિચારોના અવતરણ જેવા બન્યાં છે. પણ મહાત્મા ગાંધી આપણા દેશમાં આવ્યા *ત્યારથી જે નવો યુગ બેઠો* તેમાં આ દિશામાં પણ ઠીક ઠીક ફેરફાર થયો છે. ગાધીજીએ રાષ્ટ્ર-ઉત્થાનમાં ઝુકાવ્યુ ત્યારથી આપણને આપણી અસ્મિતાનું વધારે ને વધારે ભાન થવા લાગ્યુ છે; આપણા દેશના પ્રશ્નો જ કંઇ આપણે આપણી સ્વતંત્ર દૃષ્ટિથી પણ જોતા થયા છીએ અને આ અસર કેળવણીના ક્ષેત્રમાં સ્પષ્ટ દેખાય છે. *ગાધીજી આવ્યા તે અગાઉ* ગુરુકુળો, શાંતિનિકેતન, થીયોસોફીની શાળાઓ, વગેરે તો સ્થપાઈ ચૂકયાં હતાં, પણ એ તમામ સંસ્થાઓને ગાંધીજીના આવ્યા પછી એક પ્રકારનો નવો રંગ લાગ્યો અને આપણા ગૂજરાતમાં તો રાષ્ટ્રીય કેળવણીનો પાયો નખાયો મારુ તો દૃઢ માનવું છે કે અમદાવાદમા *ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના એ ગુજરાતમાં* કેળવણીના ઇતિહાસમાં એક સોનાના અક્ષરે નોંધવા જેવો બનાવ છે ગાંધીજી પોતે દેહે સાવ દુબળા છે, છતાં આજે આખા ય ભારત વર્ષને પ્રાણ પૂરે છે; તેમ ગાધીજીએ સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠનો દેહ આજે ગમે તેવો દુબળો દેખાતો હોય તો પણ એ વિદ્યાપીઠની પાછળ રહેલી ભારતની કેળવણીની કલ્પના આજે વિરાટ સ્વરૂપ પકડતી જાય છે તે આપણે સૌ જોઈએ છીએ ને જોઈશું. આ વિદ્યાપીઠના અંગભૂત મારા મિત્ર કિશોરભાઈ એ કેળવણીના ક્ષેત્રમાં પહેલું સ્વતંત્ર પુસ્તક ગુજરાતને આપ્યુ અને તે પુસ્તક તે "કેળવણીના પાયા". આ અરસામાં જ વિદ્યાપીઠે આપણને ઘણાં

સારા સારા પુસ્તકો આપ્યા છે આ અરસામા આપણા છોટુભાઇ પુરાણીએ આપણને વાચનમાળા આપી, ગિજુભાઇ-જુગતરામે આપણને ચાનણુ ગાડીઓ આપી, મેઘાણીએ કાઠિયાવાડના ખજાના ખુલ્લા કર્યા, નાનાભાઇએ જુવાન ગૂજરાત પાસે ઉપનિષદોની અને રામાયણમહાભારતની વાતો ધરી મહાદેવભાઇએ ખુદાઇ ખિદમતગારોનો પરિચય આપ્યો અને ગાંધીજીએ તો પોતાની આત્મકથા આપી દીધી આ અરસામા આપણે આપણી કેળવણીનો વધારે સ્વતંત્ર રીતે વિચાર કરતા થયા એ લે વિદ્યાપીઠે પોતાનુ સ્વતંત્ર અધ્યાપન મંદિર કાઢ્યુ, દક્ષિણામૂર્તિએ ત્રણ સો જેટલા નવીન બાળશિક્ષકો પકવ્યા, કમળાશંકરભાઇએ આપણી ભાષાના પ્રમાણભૂત વ્યાકરણ ગ્રંથ બહાર પડ્યો, ગિજુભાઇએ મોન્ટેસોરી પદ્ધતિ' અને 'વાર્તાનુ શાસ્ત્ર' રચ્યા, હરભાઇએ વિદ્યાર્થીનુ માનસ' બહાર પાડ્યુ, રામનારાયણ પાઠકે 'પ્રમાણશાસ્ત્ર' લખ્યુ અને કાકાસાહેબે 'હિમાલયનો પ્રવાસ' તથા 'આર્યાવર્તના ઇતિહાસ' લખ્યા, આજ વર્ષોમા આપણા ગૂજરાતે નવયુગ વાચનમાળા દીઠી આ તમામ પુસ્તકોએ ગૂજરાતી કેળવણીની દિશામા મોટો ફેરફાર કર્યો અને આપણી કેળવણી માત્ર પરદેશનુ અનુકરણ ન હોઇ શકે એવો ધ્વનિ તે આ પુસ્તકોનો ધ્વનિ છે

આ પુસ્તકોની સાથે સાથે આપણે ત્યા કેળવણીના ક્ષેત્રમા માસિકોએ પણ દેખાવ દીધો છે સરકારી કેળવણી ખાતાની બીજી બધી ધરેડોનો અત્યારે વિચાર ન કરીએ તો એક વાત તો આપણે ધ્યાનમા લેવી જ જોઇએ અને તે સરકારનુ 'ગુજરાત શાળાપત્ર'. આ માસિકે એકલે હાથે ગૂજરાતી પ્રાથમિક કેળવણીની જેટલી સેવા કરી છે તેટલી બીજા કોઇ માસિકે ભાગ્યે જ કરી છે. આ માસિક મોટે ભાગે સરકારી કેળવણીની નીતિનુ જ મુખપત્ર છે, છતા ભૂતકાળમા તેના તંત્રીઓએ તેનું સારી રીતે સંચલન કર્યુ છે અને હજી આજે પણ તે પોતાનુ અનેરુ સ્થાન સાચવી રહ્યુ છે જેમ 'ગુજરાત શાળાપત્ર' એ સરકારી ગુજરાતી કેળવણીનું મુખપત્ર છે તેમ 'સૌરાષ્ટ્ર શિક્ષક' કાઠિયાવાડમા દેશી રજવાડોની કેળવણીનુ મુખપત્ર છે અથવા તે કાઠિયાવાડ એજન્સીની નીતિનુ મુખપત્ર છે

પણ આ સ્થળે મારે શ્રી દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકનો ઉલ્લેખ કરવો જ જોઈએ શ્રી દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક ઇ સ. ૧૯૨૪ માં શરૂ થયું અને ઇ સ. ૧૯૩૫ મા બંધ થયું. આ વર્ષો દરમિયાન દક્ષિણામૂર્તિએ નવીન કેળવણીના વિચારો આખા ગુજરાતને આપ્યા છે અને એ સાથે સાથે ગુજરાતી ભાષાના સામર્થ્યને આંક્યુ છે હુ મારી પોતાની વાત કરું તો કહી શકુ છું કે ગુજરાતી ભાષામા સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારોને વહન કરવાની કેટલી બધી તાકાત છે તેનુ ભાન અમને દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક કાઢયા પછી જ થયુ. કેળવણીના પ્રદેશમા આપણે કઇ કઇ દિશામાં નવા પ્રયત્નો કરવાના છે એનું કઇક ભાન અમને આ વખતે થયું હતુ. પણ આ ત્રૈમાસિક ઉપરાત દક્ષિણામૂર્તિની પખ તરફે બીજા પણ બે માસિક ચાલે છેઃ છાત્રાલય ને શિક્ષણપત્રિકા. આ બન્ને માસિકોએ ગુજરાતમા પોતાનુ સ્થાન મેળવી લીધુ છે અને કેળવણીના પ્રદેશમાં નવી ભૂમિ ખેડી છે

સુરતમાથી નીકળતુ 'નૂતન શિક્ષણ આજે સ્વતત્ર કેળવણીનો અને સરકારી કેળવણીનો સુયોગ કરવાનો પ્રયત્ન કરી રહ્યુ છે. તેનો યશ મારા મિત્ર હરભાઇને તથા ચન્દ્રવદન શાહને ઘટે છે.

આ સ્થળે આપણે ત્યા બાળકેળવણીનો વિકાસ થયો છે તેનો મારે ઉલ્લેખ કરવો જોઇએ, અને આ ઉલ્લેખમાં મારે મારા મિત્ર ગિજુભાઇનું નામ પણ મૂકવુ જ જોઇએ. આપણા ગુજરાતમા બાળકેળવણીના સદેશ માકનાર છોટુભાઇ પુરાણી. એમણે ગુજરાતને મૉન્ટેસોરીનો પરિચય કરાવ્યો પણ ગિજુભાઇએ નવીન વિચારસરણી ગુજરાત પાસે આગ્રહથી મૂકી, બાળકોનુ સાહિત્ય ઉપજાવ્યુ, અને ઘેરઘેર માબાપોને માટે બાળમદિરમા સરજાવવુ સાહિત્ય પહોચતુ કરી દીધુ. આટલા માટે જ આજે ગિજુભાઇ બાળકોના ગિજુભાઇ' કહેવાય છે. ગિજુભાઇએ બાળસાહિત્યનો ખોધ શરૂ કર્યા પછી તો ઘણુયે બાળસાહિત્ય આપણી પાસે આવ્યુ છે, ચરોતર એજ્યુકેશન સોસાયટીનું બાળમિત્ર અને બાળસાહિત્ય ગાડીવ સાહિત્યનુ મદિર, બાળસાહિત્ય વગેરે આપણી સામે પડ્યા છે અને બધાની પાછળ એક યા

એ રીતે ગિજુભાઇનું પ્રેરક બળ છે ગિજુભાઇએ આપણે ત્યા બાળકોનો યુગ ઉતાર્યો એમ કહી શકાય

અહી એક વસ્તુનો ઉલ્લેખ કરવો અયોગ્ય નહિ ગણાય ગુજરાતી ભાષાની જોડણીનો સવાલ કેટલો બધો આળો છે તે આપ સૌ મારા કરતા વધારે જાણો છો એ જોડણીને વ્યવસ્થિત કરવાના ઘણા પ્રયાસો થયા છે અને એ વ્યવસ્થા લાવવામા ગૂજરાત વિદ્યાપીઠના કાર્યે ઓછી મદદ નથી કરી આજે વિદ્યાપીઠના કોષ ઉપરાત ગોંડળ રાજ્યના ઠાકોર સાહેબે એક ગૂજરાતી કોષ તૈયાર કરાવે છે, એવી હકીકત આપણામાના ઘણા ખરા જાણે છે અને સાભળવા પ્રમાણે ગોંડળના ઠાકોર સાહેબવાળો કોષ અનેક દૃષ્ટિથી આવકારપાત્ર થશે આપણે આ સ્થળે નોંધવુ જોઇએ કે ગોંડળ રાજ્યે પાઠ્યપુસ્તકોની દિશામા ઠીક ઠીક પ્રયાસો કર્યા છે પણ એ પ્રયાસોની સુરભ કોણ જાણે કયા કારણોથી ગોંડળ બહાર જઇ શકતી નથી.

પણ આનો અર્થ શાળાના વર્ગ માટેનુ સાહિત્ય આ વર્ષો દરમિયાન ગુજરાતમા શારીરિક કેળવણીએ પણ ઠીક પ્રગતિ કરી છે અને તેથી તેનુ સાહિત્ય પણ થોડુક ઊગ્યુ છે ભરુચવાળા છોટુભાઇ પુરાણીએ અખાડાનુ સાહિત્ય ઊભુ કર્યુ, કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મડળે દેશી રમતોનુ સાહિત્ય ઊપજાવ્યુ, ભાવનગર રાજ્યના ગજાનનભાઇએ 'સ્કાઉટીંગ અને બીજી વાતો, લખી અને એ રીતે શારીરિક કેળવણીના સાહિત્યને પણ બળ મળ્યુ ઉપરાત, આપણા કેટલાય અધ્યાપકો દેશપરદેશ જઇને ત્યાની શિક્ષણસસ્થાઓને જોઇ આવ્યા તેને પરિણામે આપણને 'જપાનની કેળવણી પદ્ધતિ' 'જર્મનની કેળવણી પધ્ધતિ' વગેરે પુસ્તકો મળ્યા અને આજ અરસામા કેળવણીને અગે આપણે માનસશાસ્ત્ર તરફ વળ્યા, એટલે માનસશાસ્ત્રના રીતસરના પુસ્તકો નહિ પણ મનનપૂર્વક લખાયેલા લેખો આપણને મળ્યા છે માનસશાસ્ત્રના આવા મનનીય લેખકોમા શ્રી પ્રાણજીવન પાઠકનુ સ્થાન ઘણુ ઊંચુ છે

આટલી તો કેળવણીના સાહિત્યની સમાલોચના થઇ, અને

બીજા દેશોના સાહિત્યની સરખામણીમાં આ સાહિત્ય ઓછું દેખાય તો પણ આપણે ગર્વ લઇ શકીએ એવું અને એટલું આ સહિત્ય છે એમાં શક નથી.

×

હવે પછી આપણા માનસમાં જેમ જેમ આપણા સ્વત્વનું ભાન વધારે ને વધારે જાગ્રત થશે, આપણે પોતે સ્વતંત્ર રીતે જીવવા સર્જાયેલી પ્રજા છીએ અને આપણને પોતાને પણ માનવવંશમાં આપણી સંસ્કૃતિનો ફાળો આપવાનો અધિકાર છે એવી વૃત્તિ આપણા અંતરમાં ખરેખર જાગશે, આપણાં પુત્રપુત્રીઓની કેળવણી માટે ઇંગ્લંડ શું કહે છે અને અમેરિકા શું કહે છે, જર્મની શું કહે છે અને જપાન શું કહે છે, તે જાણવાની સાથે સાથે આપણા દેશનો સાક્ષાત્કાર કર્યા પછી આપણા પોતાના જીવનને બંધબેસતી કેળવણીનું આપણે નિર્માણ કરશું અને જીવનના દરેકેદરેક ક્ષેત્રમાં આપણી જીવનભાવનાઓ અને જીવનમૂલ્યોને ધ્યાનમાં રાખીને આપણા જીવનનું નવેસરથી ઘડતર કરશુ, તેમ તેમ જીવનના સ્વતંત્ર વિચારો પોતાના જ બળથી આપણા મોંમાં નવી અને વીર્યવાહી ભાષા મૂકશે. આજે આપણી કેળવણીમાં નવા સર્જનને ઓછું સ્થાન છે; આજે આપણી કેળવણી આપણને સ્વતંત્ર રીતે ઊડવા દેતી નથી પણ આપણી પાંખોને કાપી નાખે છે; આજે આપણી કેળવણીમાં બીક છુપાયેલી છે; આજે આપણી કેળવણી આપણને આપણી આમજનતાથી દૂર રાખે છે અને તેથી અવાસ્તવિક છે આવા સંયોગોમાં આપણો આત્મા સાહિત્યનુ સર્જન શી રીતે કરી શકે ? આજે આપણા દેશમા જે નવીન વિચારપ્રવાહ ઊભો થયો છે તેના બળથી, તેમ જ પુસ્તકિયા કેળવણીને બદલે સર્જનાત્મક કેળવણીનો યુગ મંડાશે તેના બળથી આપણે આપણી મેળે જ વધારે વાસ્તવિક અને વધારે આદર્શમય કેળવણી લેતા થશુ અને એ જ વખતે આ નવીન કેળવણીની અસર આપણા સાહિત્ય પર પણ થયા વિના નહિ રહે દરમિયાન એ શુભ અવસર આવી પહોંચે તેની પૂર્ણ તૈયારી રૂપે આપણે સૌ

કેળવણીના ક્ષેત્રમા આપણી શકિત અનુસાર સારા સારા પુસ્તકોના અનુવાદો કરીએ, નવા પ્રમાણભૂત પુસ્તકોની પાછળ જહેમત ઉઠાવીએ અને જ્યા શકય હોય ત્યા બીજા લોકોના સાહિત્યમાથી સારા સારા પુસ્તકો આપણી ભાષામા ઉતારીએ આ દિશામા ગૂજરાતી પહેલી ચોપડીથી માડીને ઠેઠ વિદ્યાપીઠના એમ. એ સુધીના વર્ગ માટે આપણે પાઠય પુસ્તકો કરી નાખવા જોઇએ અને આ દિશામા આપણી કોલેજોમા કામ કરતા આપણા અધ્યાપક ભાઇઓ ગજરાતની અમૂલ્ય સેવા બજાવી શકે આવાં પાઠયપુસ્તકો તૈયાર કરવાનો વિચાર આજે મદ થયો નથી પણ દુખની વાત એ છે કે આપણે વાતો કરીને વેરાઇ જઇએ છીએ અને કઇ પણ સગીન કાર્ય થતુ નથી સાહિત્ય સમેલન તરફથી કે એવી જ બીજી કોઇ જબ્બર સસ્થા તરફથી આ કામ ઉપાડયુ હોય તો તેના ફળ આપણે કલ્પી પણ ન શકીએ એટલાં સરસ આવનાના છે

×

હવે સાહિત્યના વિષયમા કેળવણી કેવી રીતે મદદ કરી શકે તેની એક બે વ્યવહારુ સૂચનાઓ કરવા માગુ છુ આજે બીજે ક્યાય નહિ તો આપણી પ્રાથમિક શાળાઓમા અને માધ્યામિક તેમ જ ઉચ્ચ શાળામા જ્યા જ્યા અવકાશ છે ત્યા ત્યા ગૂજરાતી ભાષાનું અધ્યયન ચાલે છે આ અધ્યયન આજે ચાલે છે તેથી વધારે રસમય અને શાસ્ત્રીય થઇ શકે એવુ મારુ માનવુ છે આપણી ભાષા મૂળ તો આપણા ઘરોમા અને આપણી પ્રાથમિક શાળાઓમા ઘડાય છે આપણી પ્રાથમિક શાળાઓમા આપણા શિક્ષકો ભાષાનું શિક્ષણ બાળકોનો રસ જળવાઇ રહે તેવી રીતે પણ આપી શકે અને બાળકોનો રસ મરી જાય એવી રીતે પણ આપી શકે નાનપણથી જ આપણા બાળકો સાહિત્યનો સ્વાદ લેતા થાય એવી રીતે તેમને શિક્ષણ આપવુ બાળક અને સાહિત્યનો પરસ્પર સબધ થાય અટલુ જ કરી શિક્ષકે ખસી જવું અને સાહિત્યની મ ળકના માનસ પર અસર જમાવવા દેવી શબ્દોના, વાકયોના અને અર્થના નકામા ચૂથણા ન ચૂથતા સાહિત્યકારના

અનાજને વિદ્યાર્થીના હૃદયમા પેસવા દેતા અને આ બધુ ય કરતા કરતા બાળકને સાહિત્યની સૃષ્ટિમા ભમતા અને આનંદ કરતા શીખવવુ આટલુ જો આપણે શિક્ષકો કરી શકીએ તો આજે આપણામા સાહિત્ય તરફ જે અરુચિ દેખાય છે તે આપોઆપ ટળી જશે પણ વાત તો એ છે કે આપણી શાળાઓમા આજે આવા શિક્ષકો નથી અને જે છે તેમને આવા બનાવવાને આપણે મહેનત કરતા નથી આજે વસ્તુના જ્ઞાન માત્ર તરફ આપણે એના પૂરપાટ દોડીએ છીએ કે સાહિત્યનો રસાસ્વાદ આપવાનુ કોઇને સૂઝતુ નથી તેમ એટલી ધીરજ પણ નથી પદ અને અન્વય અર્થ અને સાર વાક્ય અને પદચ્છેદ—જે બધુ જ્ઞાન રસાસ્વાદની વૃદ્ધિ માટે જાણવાનુ છે તે આપણને ડગલે ને પગલે સામુ આવે છે અને શિક્ષક બિચારો આ દેખાવમા કશુ ય કરી શકતો નથી સાહિત્ય શીખવવાની અને સાહિત્યના જ્ઞાન કરતા સાહિત્યના રસાસ્વાદ તરફ વધારે ભાર આપવાની જરૂર છે જ અને આ સાસ્વાદ પરીક્ષાના ત્રાજવામા તોળી શકાય તેમ ન હોવાથી તેના પર ભારે દુર્લક્ષ્ય કરવામા આવે છે આપણી શાળાઓમા ગુજરાતી ભાષાના અધ્યયનને જો યોગ્ય રીતે ગોઠવવામા આવે અને ગુજરાતી ભાષાના સાહિત્ય તરફ અભિરુચિ કેળવાય એવુ શિક્ષણ દાખલ કરવામા આવે તો આપણે સાહિત્યની વિવિધ દિશામા ઘણા આગળ વધી જઇએ

આ તો હુ શાળામા ગુજરાતી કેમ શીખવવુ તેની વાતમા આડો ઊતરી ગયો પણ આ દિશામા આપણે ઘણુ કરી શકીએ એમ છીએ તેથી જ મે એનો ઉલ્લેખ કર્યો છે

પણ નહિ, લખવામાં જોડણી, વાક્યશુધ્ધિ, વગેરે પર ધ્યાન ખેંચવુ અને શાળાના તમામ વ્યવહારમા જે ભાષા વપરાય તે શુધ્ધ જ હોય એવો આગ્રહ રાખવો આ રીતે પણ આપણે આપણાં બાળકોમાં શુદ્ધ ગુજરાતી કેળવી શકીએ છીએ અને એમના કાન જ એવા ટેવાઇ જવાના કે પછી અશુધ્ધ અથવા અયોગ્ય ગુજરાતી તેઓ બોલી શકશે જ નહિ, તેમ જ સાંભળી પણ શકશે નહિ આ બાબતમાં આપણે શિક્ષકો ગુજરાતી સાહિત્યને ઘણી મોટી મદદ કરી શકીએ.

ગુજરાતના સાહિત્યકારો આપણા ઋષિઓ છે. ગુજરાતના જીવનનુ એમણે જે દર્શન કર્યુ હશે તે આપણે શિક્ષકો આપણાં બાળકો પાસે મૂકવાના છીએ. ગુજરાતના જીવનના બાહ્યરેખા, ગુજરાતના જીવનની બારીકીઓ, ગુજરાતના જીવનનાં સારાંમાઠાં વહેણો, ગુજરાતની આશા અભિલાષાઓ, ગુજરાતના સુખદુઃખ, ગુજરાતના ગૌરવ અને મહત્ત્વાકાંક્ષા,—આ બધુ સાહિત્યકારો ભાષામા ઉતારે છે અને આપણે એ સાહિત્યને ઊછરતી પ્રજા પાસે ધરીએ છીએ ગુજરાતનાં સાહિત્યરસિક નરનારીઓ ! આપે સૌએ ગુજરાતનુ જે દર્શન કર્યુ હોય તે યથાર્થ રીતે બાળકો પાસે ધરવાનુ પ્રભુ અમને બળ આપો આપનુ દર્શન આ બાળકો પાસે ધરતાં વચ્ચે દલાલી ખાટીને એ દર્શનને અમે ઝાંખુ કરતા હોઇએ તો અમને માર્ગમાથી આઘા ખસેડશો. પરતુ આ મંડપમા બેઠેલા સાહિત્યપ્રેમીઓ, ગુજરાતના મોંઘામૂલાં બાળકો પાસે આપનુ દર્શન જ મૂકશો, દર્શન ન હોય તો ફાંફાં મારીને ઉપજાવેલા સાહિત્યને દર્શનને નામે ન મૂકતા; એવી અમારી શિક્ષકોની આપને વિનતિ છે.

મારૂ કહેવુ હુ હવે પૂરૂં કરુ છુ. મને તો શ્રદ્ધા છે, કે સાહિત્ય માત્રનો ઉગમ જીવનના મૂળમાંથી છે આપણે સૌ જેમજેમ પ્રજાજીવનના મૂળ આગળ જતા થશુ અને જ્યાં ગુજરાતની પ્રજાનો આત્મા ધબકી રહ્યો છે તેનો વધારે ને વધારે પરિચય પામતા જશું તેમ તેમ આપણુ સાહિત્ય વધારે

તેજસ્વી થશે, આપણી કેળવણી વધારે વીર્યવતી થશે અને સાહિત્ય તથા કેળવણી એક બીજાને મદદરૂપ બની આખા પ્રજાજીવનને વધારે સમૃદ્ધ કરશે





**શ્રી. સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી**

પ્રમુખ પત્રકારિત્વ વિભાગ
ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન
તેરમુ અધિવેશન કરાચી
૧૯૩૭-૩૮

પત્રકારિત્વ વિભાગના પ્રમુખ

# શ્રી. સામળદાસ લક્ષ્મીદાસ ગાંધીનું

વ્યાખ્યાન



## ગાંધીયુગની ગર્જરગિરાનું પાંગરતું પત્રકારિત્વ



આપની ઇચ્છાને વશ વર્તીને આહી આવી પડ્યો છુ આપનો આભાર માનુ છુ ને ગુજરાતી પત્રકાર તરીકેની મારી બાલ્યાવસ્થાનાં થોડાક સ્મરણો આગ મનમા ઊભરાઇ પડે છે, એને કારણે કે શ્રી ઝવેરચદ મેઘાણીનુ સ્થાન પૂરવાને, એની જાદુઇ કલમમાથી પ્રાણ પીને ઉછરેલા પત્રકારને જ આપે પસદ કર્યો છે

અટનામા જામનગરનુ 'અ કુશ' મનુ 'મ્હારી સ્પ્નસૃષ્ટિ' 'અ કુશ'મા પ્રસિદ્ધ થયેલો એ મારો પહેલો લેખ ।

એ પછી તો થોડક લેખો - ને મારા લેખ વ્યવસાય પર પડદો પડે છે - વરસો જાય છે, 'સૌરાષ્ટ્ર ધરતીકપ કરે છે, મુબઇના રૂ-બજારનો એક મિત્ર ઝવેરચદ મેઘાણીના ગુણગાન કરે છે સૌરાષ્ટ્ર ખરીદ કરુ છુ, તેનો પ્રશસક બનુ છુ જ્યા ત્યા જાહેરાત કરુ છુ કે, 'સૌરાષ્ટ્ર'નો મેઘાણી એટલે મુડ દીઓને બેઠા કરનારો ગુજરાતનો એક અજોડ લેખક

તે પછીના અકસ્માતોમાથી મને મુબઇના અખબારોની એક બે કચેરીઓનો ભેટો થાય છે, અને બધુ છોડીને હુ પત્રકારિત્વમા આવી પડુ છુ

હિદુસ્તાન પર ત્યારે ગાધીજીનો પ્રભાવ હતો, નવી હવા ભારતવર્ષમા ત્યારે ફેલાતી હતી, એ હવાની પ્રેરક લહેર આપણા અખબારોને ત્યારે ડોલાવતી હતી નવા શબ્દો ત્યારે આવતા હતા નવી વાણી ત્યારે ફુટતી હતી ગજ'રગિરાની અનેક છૂપી સરવાણીઓ ત્યારે, કોઇક ધસમસતા ધોધ સ્વરૂપે બહાર પડવાને ધસતી હતી

કોઇ વિભે નહિ એટલા જોરપૂર્વક શબ્દોનુ સામર્થ્ય ત્યારે લોકસમૂહને પકડતુ હતુ

*શબ્દોનુ સામર્થ્ય ! શબ્દોએ તો અનેક ઉત્કાપાતો કર્યા છે* શબ્દોના સુદર સયોગોદ્વારા રચાયતી યોજનાઓએ વેરાનમા નદનવન કર્યાં છે, શબ્દોના તાતા તીરોએ પ્રેમના અતૂટ બધનોના વિચ્છેદો કર્યા છે, શબ્દોને કારણે સામ્રાજ્યો ઊથલી પડ્યા છે શબ્દોની સુદર ગૂથણીએ ઇગ્લડના 'મેગ્નાચાર્ટા'ને અમરપદની બક્ષિસ કરી છે શબ્દોની અદ્દભુત વણાટને પરિણામે અમેરિકાના સ્વાધીનતાનો ઢઢેરો જગતની જીવતી પ્રેરણા તરીકે પૂજાઇ રહયો છે અદ્દભુત શબ્દો સુલભ હતા માટે જ, આર્યોના વેદો અમર થયા, શબ્દબ્રહ્મમાં અતુલ સામર્થ્ય હતુ ત્યારે ગીતાનુ ગાન, યુગયુગના ખડેરો વચ્ચે પણ „એવુ" જ અક્ષય રેહ્યુ

ગાંધીયુગના રાષ્ટ્રવાદે સ્વાધીનતાના નવા શબ્દોનું સર્જન કર્યું અને તે ગુલામીના પગતરો ખેંચીને એ યુગની નૂતન શક્તિઓએ, હમયના શબ્દોને બહાર ખેંચ્યા ને ગુજરાતના દિનમાં નવા દીવાઓ ચેતી રહ્યા

ગાંધીયુગના આ ‘નવા શબ્દો’ અને અસહકારના ઐતિહાસિક જમાનાના એ નવીન ભાષાપ્રયોગો ગુજરાતના વર્તમાનપત્રોને પાને ચઢ્યા ને એ પત્રોના પુરાણા સ્વરૂપ ઝાંખા પડવા સરૂ થયું કે રાજદ્વારી પૂર આવ્યા ને નવા યુગના વર્તમાનપત્રોને મહા પરાણે વળગી રહેવા મથતા એ જરજરિત પગકુશો ગઇ કાલની ગુજરી બન્યા

તે દિવસથી આજ સુધીનો ગુજરાતી અખબારોનો લગભગ અજોડ ઇતિહાસ એટલે ‘મુંબઇ સમાચાર’ના સોરાબજી ચણવાળા, છબીલદાસ ને છેલશંકર ‘હિંદુસ્તાન’ના રવિશંકર ને સીતારામ, ‘જન્મભૂમિ’ના ચંદ્રકાંત સુતરિયા ને યજ્ઞેશ શુક્લ ‘જામે જમશેદ’ના મર્ઝબાન, મુસ ને સાકરલાલ ‘જયભારત’ના ખંડુભાઇ ‘મસ્ત ફકીર’ ને ભદ્રકુમાર ‘સાંજ વર્તમાન’ના વાચ્છા ગાંધી ને પ્રભુદાસ ‘કૈસરે હિંદ’ના હીરજી ખેહદીન, ‘ગુજરાતી’ના દેસાઇ બંધુઓ ને અંબાલાલ, ‘બે ઘડી મોજ’ના શયદા ને રંગુનના ધારેખાન, ગુજરાતના નંદલાલ બોડીવાળા, ઇંદ્રવદન ઠાકોર ચુનીલાલ શાહ, કકલભાઇ કોઠારી, ધનશંકર ત્રિપાઠી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, ચીમનલાલ મોદી, કાળિદાસ શેલત, ઇશ્વરલાલ દેસાઇ નિમાવત ભાઇઓ રેશમવાળા, માણેકલાલ અને ચીમનલાલ દાક્તર કલકત્તાના ચાંપશી ઉદેશી ને જમશેદજી માગા, કરાચીના ભદ્રશંકર આફ્રિકાના બિહારીલાલ અંતાણી, મણિલાલ ગાંધી ને ઉછરંગરાય ઓઝા—ગુજરાતી પત્રકારિત્વના આ છૂપા ફકીરોની એક રોમાંચક કથા

આ દિવસો દરમીઆન ગુજરાતી પત્રકારિત્વ ચમત્કારિક રીતે આગળ વધ્યું છે હિંદી, બંગાળી મરાઠી કે ઉર્દૂ પત્રકારત્વની સરખામણીમાં છેલ્લા દોઢ બે દાયકાનું ગુજરાતી પત્રકારિત્વ પશ્ચિમના લોકપ્રિય પત્રોની હરોળમાં સાથે ભારે સરસાઇમાં ઊતરી પડ્યું છે

દોઢ દાયકા પહેલાંની ગઈ કાલને હિસાબે ગુજરાતી પત્રોનું સ્વરૂપ આજે કેટલું પલટી ગયું કે એક જ નામ આપું ગતનવાત ઉત્તના થાય તો, તેના હિન્દુસ્તાનને તેઓ આજે ઓળખે ખરા?

લોક જાગ્યો છે એ જાગૃતિમાં પત્રકારે ફાળો ભર્યો છે જાગેલી જનતા વચ્ચે સમાચારોની ભૂખ વ્યાપી રહી છે થોડાંક વર્ષો પરના ગુજરાતી છાપું થોડીક પ્રખ્યાત પેઢીઓની જ શોભા હતું આજે તો રેંકને પાછળ મૂકીને વાણોતર આગળ વધ્યો છે જમાનાનો તાનભો આખા પ્રાણજીવનમાં પરોવાઈ ગયો છે દૈનિક અખબારો પણ આજે તો, ગામગામડે પહોંચી ગયાં છે

ગુજરાતીને પોતાના કેટલા દૈનિકો જ વિચાર કરો રોજ ને રોજ, લગભગ ૮,૦૦૦ નકલોનો ઢગલો આંખ સામે ખડકાતો જોઈને આશ્ચર્ય થાય છે? આંકડાઓ ગણો દર મહિને એક લાખને પચ હજાર દર વર્ષે બાર લાખ ને સાઠ હજાર રૂપિયાની ગુજરાતી અખબારો પાછળ મ ઈ રહેતી ઉથલપાથલ શું કહે છે?

પ્રસરની કેળવણી વાચનાનો વધેલો શોખ ને જગતના પ્રવાહો જાણવાની વધેલી તમન્નાને હિસાબે આ આકડાઓ કદાચ ચમકાવનારા નથી પણ વીશ વર્ષો પહેલાના આંકડાઓ સાથેની સરખામણીમાંથી મળતું આજના ગુજરાતી પત્રસાહિત્યની પ્રગતિના આ આકડાઓનું આ માપ નાનું નથી

આ પ્રગતિ કોણે કરી છે? આ દુનિયા કેણે ઘડી છે? ગુજરાતી પત્રસાહિત્ય કેમ આગળ વધ્યું છે? અનેક આવરણો ભેદીને ગુજરાતી અખબારો કેમ આગળ ગયા છે? પરતા આપખડના પત્રો સાથે સંકળાયેલા ગુજરાતી પત્રકારોના જીવનમાં કેવા ને કેટલા ભેદ ખેંચાઈ ગયા છે?

૧૨૫ વર્ષો પહેલા મુંબઈ સમાચાર ની સ્થાપના કરનાર ફરદુનજી મર્ઝબાન આજે જીવતા હોય તો પત્થરની સપાટી પર છાપવા શરૂ થયેલા મુંબઈ સમાચાર ની આજની ઉત્ક્રાંતિ

પાછળની કેટલી અદ્‌ભુત વાતો આપણને જાણવા મળે? ૮૮ વરસો પહેલા દેખાવ દઇ ગયેલા 'સમાચાર દર્પણ' પાછળનો પહેલો હાથ જો આજે જીવતો હોય તો, એ હાથ પરના એ અખબારની ચડતીપડતીના કેવા અજબ આંકડાઓ આપણને જોવા મળે? 'જામે જમશેદ'ના સહસિક મઝંબાનોનો વિરાટ પુરુષાર્થ, 'સાંજ વર્તમાન'ના વાચ્છા ગાંધીની વિરલ તમન્ના 'ગુજરાતી'ના ઇચ્છારામની અજોડ ફકીરી અને 'ખેડા વર્તમાન', 'ભરુચ વર્તમાન', 'સત્યપ્રકાશ', 'રાસ્ત ગોફ્તર' અને 'હિતેચ્છુ' જેવાં, કાળને ફેરે ચડેલાં ગુજરાતી વર્તમાનપત્રો પાછળની વ્યક્તિઓના આનંદ અને આંસુના ઇતિહાસ જો આલેખાયા જ હોય તો, અનંત એકનિષ્ઠાના અને પોતાના ઉપકારક ધંધા પ્રત્યેની ગુજરાતના પત્રકારોની અનન્ય ઉપાસનાનાં કેવાં અને કેટલાં તેજસ્વી પ્રકરણો આપણને વાંચવા મળત?

'મુંબઇ સમાચાર' પર રાષ્ટ્રવાદનો ઓપ ચઢાવનારા સોરાબજી કાપડિયાની અથાક શક્તિઓનું મુંબઇનું પત્રકારિત્વ સાક્ષી બન્યું છે. 'સૌરાષ્ટ્ર'ના ચમત્કારિક વિજય પાછળના અમૃતલાલ શેઠના ઉજાગરાઓ અને 'સૌરાષ્ટ્ર'નું નામ ઘરઘરનો બોલ બનાવી મૂકનારી 'સુશીલ' અને ઝવેરચંદ મેઘાણીની જાદુઇ શક્તિઓની વાત તો ગુજરાત–કાઠિયાવાડને ઘેરઘેર પહોંચી ગઇ છે. રણજીતરામ, ઇંદુલાલ, હાજી મહમ્મદ અને ઉમરવાડીઆએ ગુજરાતના પત્રકારિત્વમાં પડેલી ભાતની વાતો તો, હજુ આજે પણ, તાજી જ પડી છે.

પાંચ સદીઓ પાછળ મૂકીને યુરોપનાં વર્તમાનપત્રોએ પ્રેરક ઇતિહાસ ઊભો કર્યો છે. એ પત્રોને કાટે ચડતાં ગુજરાતનાં અખબારો થરથરતાં હતાં, એ દિવસો આજે ચાલ્યા ગયા છે. ટીસન, રૅકૉર અને સ્ટેડને નામે અજાઇ રહેતી ગુજરાતના અખબારનવેશોની નાનકડી જમાતના ઉસ્લા ઝંડાધારીઓ પણ આજે તો, અલોપ થવાની અણીએ જ આવી પડ્યા છે.

ગુજરાતી પત્રકારિત્વ ઇંગ્લાંડના જેટલું બહોળું નથી. એનાં સાધનો એટલાં વિશાળ નથી. એની સગવડો એટલી અગણિત નથી.

ગુજરાતી અખબારો પાછળ રોકાયલી મુડીની મર્યાદા પણ, એટલી વિરાટ નથી. અને છતાં ય, ગુજરાતી અખબારોનો ચમત્કાર ઓછો નથી.

કોણ જાણે કેમ પણ ગુજરાતી વર્તમાનપત્રો પર અશ્રુપાત કરનારો એક વર્ગ ગુજરાતમાં ઉત્પન્ન થયો છે. કોણ જાણે કેમ પણ, એ વર્ગના દિલમાં ગુજરાતી વર્તમાનપત્રો પ્રત્યેનો કોઇક 'નૈસર્ગિક' અણગમો જ ઉત્પન્ન થયો છે. પેટ ભરવાનાં સાધન તરીકે જ મોટા ભાગના ગુજરાતી પત્રો ઊભાં થયાં છે એમ માનીને આ વર્ગ ઘરનાં પત્રોથી અળગો રહ્યા છે

ગુજરાતી અખબારો વાંચવાની જરૂર આપણા સાક્ષરોએ જાણી નથી. ગુજરાતી અખબારોના અભિપ્રાયો જાણવાની જરૂર, ગુજરાતી પત્રકારિત્વ પ્રત્યે ઘટતી મમતા દર્શાવવાની જરૂર ગુજરાતના *ગણ્યાગાંઠ્યા વિચારકોએ જાણી નથી*

લઘુતા ભાવ તેઓને પીડી રહ્યા છે. મોટે ભાગે, પોતાની કીર્તિના પડો અંગ્રેજી અખબારોમાં વગડાતો જોવાને જ, તેઓ ઝંખી રહ્યા છે ગુજરાતી રાજપુરુષો પણ, પોતાનાં નિવેદનો અંગ્રેજીમાં જ તૈયાર કરે છે. ગુજરાતી તંત્રીઓ તો ક્યારના જાણી ગયા છે કે, અણીને પ્રસંગે આપણા આગેવાનોની મુલાકાત માગવાને ગયેલા ગુજરાતી અખબારનવેશોને 'કંઇ મ્હેવું નથી' કહીને પાછા વાળ્યા પછીથી, એંગ્લો-ઇંડીઅન અખબારોના પરદેશી, અથવા તો સ્વદેશી, પણ મોટે ભાગે ભારતી પ્રતિનિધિઓના તેજમાં આપણા ભલભલા આગેવાનો પણ અંજાઇ ગયા છે.

ઉન્નત આસન ભોગવતા આપણા લોકમાન્ય નેતાઓના ગુજરાતી પત્રકારો સાથેના તુચ્છ વર્તાવ સામે ઉકળી ઊઠનાર 'રીપોર્ટર' ને શાંત પાડવાનો વિકટ અનુભવ ગુજરાતના કયા તંત્રીએ માણ્યો નથી ?

અપવાદો બાદ કરતાં પત્રકારો સાથે પરિચય પાડવાની આવશ્યક

કલા ગુજરાતના જાહેર પુરુષોએ સાધી નથી.

ગુજરાતી પત્રકારિત્વનું ગૌરવ છે કે આ પુરુષોને શિખર પર રાખીને અને ધ્યેયની અને ધંધાની વફાદારી ધ્યાનમાં રાખીને, અનેક કડવા ઘુટડાઓ શાંત વદને ગળતો, ગુજરાતનો પત્રકાર પોતાની લાંબી મજલમાં આગળ વધ્યો છે.

પેટ ભરવાની ઇચ્છાને તાંતણે જ ગુજરાતી પત્રકારો જો જીવતા હોત, તો છાપરે ચઢીને સંભળાવી શકું છું કે, ગુજરાતની સૂરત આજે જુદી જ હોત અસહકારનાં આંદોલન વેળાએ ગુજરાતના પત્રકારો જો પેટ ભરવાના જ પ્યાસી હોત તો, છાતી ઠોકીને બોલી શકું છું કે, ગુજરાતના ચમત્કારિક પુરુષોનો પંથ પણ, ભારે મુશ્કેલ બનત ગુજરાતના પ્રત્યાઘાતી પત્રકારિત્વના અવાજને નહિવત બનાવી મૂકવાની ધીખતી તમન્નાને બદલે, ગુજરાતના રાષ્ટ્રવાદી અખબારો જો રોટલીની રાગરાગિણીઓમાં જ રોકાયા હોત તો, ફાડીતોડીને ઉચ્ચારી શકાય છે કે, ગુજરાતનાં ઘડતરનું આપણા રાજદ્વારીઓનું કામ હતું તેના કરતાં, એકમેકગણું આકરું બનત

જે તલસાટ, જે કલા, જે છટાપૂર્વક 'સૌરાષ્ટ્ર' માતૃભૂમિના કામનો આરંભ કર્યો, એ તલસાટ, એ કલા અને એ છટાએ જોડીનું અગ્રેજી અખબાર કોઇ જોયું નથી હથેળીમાં માથું મૂકીને રાજાઓના સિતમ સામે 'સૌરાષ્ટ્ર' જગાવેલી જેહાદના જોટા ભારતવર્ષના અખબારી ઇતિહાસમાં ઝાઝા નથી.

અસહકાર આવ્યો છે ને બધું મૂકીને ગુજરાતના રાષ્ટ્રીય અખબારો એ વાવટો ફરકાવવામાં રોકાઇ ગયા છે સત્યાગ્રહ આવ્યો છે ને એ મંત્ર વ્યાપક કરવાના કામમાં ગુજરાતના નવીન પત્રકારો કોઇ અજબ તલસાટપૂર્વક પરોવાઇ ગયા છે. રાજાએ જુલમ કર્યો છે ને એ જુલમ જગજાહેર કરવાને ગુજરાતી પત્રકાર પહેલો થયો છે. કોઇક સામાજિક અત્યાચાર ગુજરી ગયો છે ને એ અત્યાચાર પર કાતિલ બત્તી નાંખવાને ગુજરાતી પત્રકાર. મુંબઇના અંગ્રેજી અખબારો કરતાં, પહેલો થયો છે. બારડોલીના સત્યાગ્રહનું વધુમાં વધુ પ્રકાશન ગુજરાતી

અખબારોએ કર્યું છે હિંદુસ્તાનના પ્રખ્યાત અંગ્રેજી પત્રોના ગાંધી કૂચના ઠંડા અને શુષ્ક વર્ણનો સામે એ ઐતિહાસિક મહાભિનિષ્ક્રમણના વેધક ને જીવતા વર્ણનો તો ગુજરાતી અખબારોમાં જ પ્રસિદ્ધ થયા છે। વાઇકમગ્રામ વેગાના સરકારના આકરામાં આકરા મનાઇહુકમો સામે અંગ્રેજી અખબારો ટીકાના ટાઢા મીંઢા બાણો ગોઠવવામાં જ જ્યારે મશગુલ હતા, ત્યારે, કાયદાની છેવટના છેવટની હદને સ્પર્શીને, એ મનાઇહુકમોની આકરામાં આકરી ટીકા કરવામાં પણ ગુજરાતી વર્તમાનપત્રો જ પહેલા હતા

પ્રચારની અનોખી કલા ગુજરાતી અખબારોએ ઉભી કરી છે. પ્રસંગોપાત પોતાના વિશિષ્ટ પ્રશ્નો ગુજરાતી અખબારોએ ચલણી સિક્કા પેઠે, ચલાવ્યા છે મજેના સમાચારોને સુંદર વાનાઓ વડે સુશોભિત કરીને પ્રસિદ્ધ કરવાની કલામાં ગુજરાતી અખબારો અંગ્રેજી પત્રોને, ઘણીએ વાર આંટી ગયા છે નામનિર્દેશ કરવાની ઇચ્છા નથી, પણ કેટલાક સાધનસંપન્ન અંગ્રેજી પત્રોની ગોઠવણ જુઓ 'લાઇનોટાઇપ' ને 'મોનોટાઇપ' ની સગવડવાળા એ પત્રોનું મુદ્રણ જુઓ એના ચિત્રો જુઓ એના મથાળાની રચના જુઓ એ પત્રોએ કરેલી સમાચારોની માવજત જુઓ

અને એની સાથે નૂતન ગુજરાતના ઓછી મૂડીવાળા, ઓછા સાધનોવાળા, ગુજરાતી ભીમાઓને લગતી કેટલીક મહાન મુશ્કેલીઓવાળા અખબારોના મુખ્ય પાનાઓની તુલના કરો

સાચે જ પત્રકારિત્વની કલામાં તો ગુજરાતી પત્રો ખૂબ જ આગળ ગયા છે ઘણીએ નવીન શૈલીઓ ગુજરાતી પત્રોએ દાખલ કરી છે પોતાની અનોખી ઢબછબ ગુજરાતના પત્રોએ ઊભી કરી છે ગુજરાતી અખબારોમાં ઝળકયું નથી એવું 'ફીચર' તો કોઇક ભાગે જ હશે ગુજરાતી અખબારોમાં આવ્યા નથી એવા 'ખાસ પાના' ઓ પણ, કોઇક ભાગે જ હશે પશ્ચિમના અતિશય આગળ ગયેલા અખબારોની મહત્વાકાંક્ષા જ એવી હશે જે ગુજરાતી અખબારોના સૂત્રસંચાલકોના દિલમાં જાગી આજ બાકી હશે

એવા પત્રકારો ગુજરાતમાં આજે નીપજી પડ્યા છે જેઓની રગેરગમાં પત્રકારિત્વનો નાદ વ્યાપી ગયો છે.

આજે એક ભયંકર વિજળી પડે છે, કાલે કોઇક ધરતીકંપ થાય છે. એક દિવસે કૂડીબંધ પ્રાણીઓને ખાખ કરતી આગ લાગી પડે છે, એક દિવસે કોઇ પ્રેમીયુગલનો આપઘાત આવી પડે છે. એક દિવસે આકાશમાં ઊડતુ કોઇક ભવ્ય વિમાન ભૂમિ પર પટકાઇને ભાંગી પડે છે, એક મધરાતે અધુનિક યુગના ઇશુની ઐતિહાસિક ધરપકડ થાય છે, એક દિવસે તૈયાર કરેલા પત્રની થોડીક નકલો બહાર પડે છે ને જવાહીરની જીવનસખીના દેહવિલયનો તાર ઉતરી પડે છે—આ બધા પ્રસગોની નિરનિરાળી અગત્ય ઓળખનારો, એ પ્રસગોના સાચા સ્વરૂપની કલ્પના પળ વારમાં જ કરી જનારો, એ પ્રસંગોનુ હાર્દ આબાદ પિછાનનારો, મળેલા સમાચારોના વાતાવરણમાં તરતો અને ડૂબતો, એના સૂર સાથે હસતો ને રડતો, એની ચાલ સાથે અટકતો ને દોડતો પલેપલના સન્દેશાઓ પોતાના ટેબલ પર ઉતારનારા યંત્રને જીવતું ગણીને તેનુ લાલનપાલન કરતો, નવા યુગનો નવો પત્રકાર નૂતન ગુજરાતને આજે સાંપડી ગયો છે.

જગત તેની વિદ્યાપીઠ બન્યું છે, પત્થર તેનો માર્ગદર્શક થયો છે, સમાચારની અનેક દિશાઓનો તે ભોમિયો બન્યો છે, ધંધાદારી રાજદ્વારીઓ ને દેશભક્ત ફકીરોને, આંખના પલકારા માત્રમાં જ ઓળખી કાઢવાની કલા તે કેળવી શક્યો છે. દુનિયા જ્યારે સૂતી હોય છે, એનો દીવો ત્યારે જલતો રહે છે. થોડેક છેટે એક લગ્નોત્સવ હોય છે, જરાક દૂર કોઇ મેનકાનું નૃત્ય થનગનતુ હોય છે, ઘરમાં કોઇક ઉત્સવ હોય છે, મિત્રોને ત્યાં કોઇક પ્રસંગ હોય છે, પ્રિયતમા કોઇક વાર માંદી પડી છે, એકનો એક લાડકવાયો કુમાર કોઇક વાર છેલ્લા ડસકાંઓ ભરતો હોય છે... પણ હર્ષ અને શોક કે આનદ અને વિલાસના કોઈ પણ પ્રસંગોને પોતા પરના સંપૂર્ણ અને અબાધિત અધિકારથી, આજના વિજળિક જમાનાનો ગુજરાતી પત્રકાર પણ, પશ્ચિમની દુનિયાના બ્લોવિટ્ઝો, ગાર્ડિનરો, ગાર્વિનો, લાસ્કીઓ અને

ઓક્સફોર્ડ જેટલો જ, કદાચ તેઓથી પણ અધિક, વચિત રહ્યો છે

આ પત્રકારે પોતાનુ એક શસ્ત્ર ઊભુ કર્યું છે. ગુજરાતી દૈનિકો, ગુજરાતી અઠવાડિકો, ગુજરાતી માસિકો, સીનેમાની જોતજોતામાં વિશાળ બનેલી દુનિયાની ચર્ચા કરતાં સાપ્તાહિકો, અને ગુજરાતના કેટલાક કોમી અખબારો...આ બધાં પત્રોએ આપણી અખબારી આલમમાં ઘણાં ય નિરનિરાળા વ્યક્તિત્વો ઊભા કર્યાં છે. અને તો ય, ગુજરાતી પત્રકારને તો બિચારા ટીકાકારો જ સામા મળે છે!

હળવા સાહિત્યને નામે ચાલતાં એકાદ અઠવાડિકમાં આવેલી એકાદ ગદી કૃતિનો દાખલો ટાંકતા આ ટીકાકારોને 'બે ઘડી મોજ' ના દોઢ દાયકાની શિષ્ટ સામગ્રીના, લગભગ નિષ્કલંક ઇતિહાસ પર, દ્રષ્ટિપાત કરવાની ફુરસદ નથી! સીનેમાની દુનિયાને નામે ભયકર સુગનુ પ્રદર્શન ભરનારા ગુજરાતના 'ગગનવિહારી' કૃગક્ષ રીતે 'મોજમજાહ' અને 'ચિત્રપટ' જેવા સાપ્તાહિકો પાછળ સેવાતી સારી જેવી સભાળના દાખલાઓ શોધવાની પરવા નથી! 'કૌમુદી' ને 'માનસી', 'પ્રસ્થાન', 'નવચેતન', 'ગુણસુદરી', ને 'કુમાર', 'ફુલછાબ', 'પ્રજામધુ', 'મહાગુજરાત', 'લોકવાણી' ને 'પ્રતાપ'—પણ લડનના 'રીવ્યુ ઓફ રીવ્યુઝ' ને 'ન્યુ સ્ટેટસમેન' અને 'નેશન' ને નામે અંજાઇ રહેલા ગુજરાતના એકમાર્ગી મહાનુભાવોને ઘરને આગણે ઊગેલાં, પાગરતાં અને આવતી કાલનો ઇતિહાસ રચતા આ સયમી અને સુવ્યવસ્થિત પત્રો પર આખ માડવાની દાનત નથી।

આજથી ૧૨૫ વર્ષો પહેલાં પ્રકટેલું ગુજરાતી પત્રકારિત્વ, પહેલા ચાર દાયકાઓ દરમિયાન, ખાસ પાંગર્યું નથી. આઠ નવ દાયકા પહેલાં જ, ૧૮૫૦–૫૪ વચ્ચેનાં સૂરત અને અમદાવાદનાં અખબારો દ્વારા ગુજરાતી પત્રકારિત્વને ગુજરાતનો સીધો સંસર્ગ થયો.

ઇચ્છારામ દેસાઇની પ્રતિભાને પરિણામે 'ગુજરાતી'નો સિતારો બુલંદ થયો એ વાતને તો, પૂરા ત્રણ દાયકા પણ હમણાં જ થયા. પણ ગુજરાતી પત્રકારિત્વના ખરા વિકાસનો ઇતિહાસ તો પૂરાં વીસ વરસો જેટલો ય જૂનો નથી.

કોઇ પણ ઉદ્યોગના સર્વાંગી વિકાસને માટે બે દાયકાનો સમય પૂરતો હશે ?

છતાં ય છેલ્લાં પંદર વીસ વરસો દરમિયાન ગુજરાતી પત્રોએ પોતાનું વ્યકિતત્વ સાબિત કર્યું છે. એ દિવસો દરમિયાન ગુજરાતી વર્તમાનપત્રોની પાંખ સાગર વટીને આફ્રિકા જેવી, દૂર દૂરની દુનિયા પર પણ, પથરાઇ ગઇ છે.

હિંદી, બંગાળી અને અન્ય પત્રકારિત્વની સરખામણીમા ગુજરાતી પત્રોએ પોતાની લાક્ષણિકતાઓ ઠીક પ્રદર્શિત કરી છે.

Not like Homer would I write,
Not like Dante if I might,
Not like Shakespeare at his best,
Not like Goethe or the rest.
Like myself however small,
Like myself, or not at all.

એક અમેરિકન અખબારનવેશની આ ભાવના વડે જ, જાણ્યે‑અજાણ્યે પણ આ વરસો વચ્ચે, ગુજરાતના અગ્રગણ્ય પત્રકારો રંગાઇ રહ્યા છે.

થોડાંક વરસો પૂર્વે સાક્ષરની કલમ પર શોભતુ સાહિત્ય ગુજરાતી અખબારોના વિકાસકાળના પત્રકારની આંગળીને ટેરવે નાચવાને હવે ઊતરી પડ્યુ છે 'નવજીવન' અને 'સૌરાષ્ટ્ર'

જેવા સાપ્તાહિકો બાદ કરીએ તો, 'મુબઇ સમાચાર'થી માંડીને 'જન્મભૂમિ' સુધીના દૈનિકોના સ્તભોમાયે, ઘણુ યે મનોહર સાહિત્ય ધરબાઇ ગયુ છે.

રાજદ્વારી બનાવોનાં છટાદાર વર્ણનો, મહાસભાના અધિવેશનો ને ગમે કોમ કે સામાજિક પરિષદોના સુદર શબ્દચિત્રો, દેશની આગેવાન વ્યક્તિઓના સચોટ રેખાચિત્રો, અણીને પ્રસગે શકાકુશકામા પડતી પ્રજાને નવી પ્રેરણા આપનાર અગ્રલેખો, સિદાર અને કવેટા સમા પ્રસગોના હ્રદયદ્રાવક મરસિયાઓ, લોકમાન્ય તિલકજી, મોતીલાલજી અને દેશબધુદાસ સમી વિભૂતિઓના અવસાનના સમાચારને પહેલે જ આચકે ટપકી પડેલી સુદરમા સુદર મૃત્યુનોંધો-કડકમા કડક સાહિત્યકારને પણ કસવું હોય તો ગુજરાતના દૈનિક પત્રોની 'ક્ષણિક જિદગાની' વચ્ચે ગ્યાઇ ગયેલુ આવુ અમર સાહિત્ય પણ ઓછુ નથી

ગુજરાતના પત્રકારિત્વની 'નૈસર્ગિક અતિશયોક્તિઓ'ને નામે નામે ગુજરાતી પત્રકારોને હીણા પાડવાનો અપરાધ આજે ઘણો ઓછો થયો છે પણ આથમ્યો નથી ગુજરાતી અખબારોની થોડીક વાતો વીણીને ગુજરાતી પત્રકારિત્વને હલકુ પાડવાની પ્રથા આપણા આપખુદ અધિકારીઓ અને ઉપકારક દેશભક્તો વચ્ચેથી, આજે પોણી ભાગી પડી છે, પણ સાવ દફનાઇ નથી

પણ અતિશયોક્તિઓ અને જુઠાણાઓની અધમ ટેવોથી ગુજરાતના જવાબદાર પત્રકારો કરતા વધુ છેટા પત્રકારો જગતમાં કયાય નથી

સગ્રામ અને સધિના પ્રસગોએ ઈગ્લડના સુવિખ્યાત પત્રોએ આચરેલા ભયકર જુઠાણાના દાખલા આપવાનો અવકાશ નથી ગાધી અને લેનીનને નામે બ્રિટિશ સામ્રાજ્યના જગપ્રસિદ્ધ પત્રોએ ઇરાદાપૂર્વક ઉભા કરેલા હૌઆઓ ગણાવવાની જરૂર નથી સટ્ટાબજારોની તેજીમદી વેળાએ એક માલિકના સ્વાર્થને ખાતર લાખો વાચનારાઓનો ભયકર દ્રોહ કરનારા પશ્ચિમના અખબારોનો ઉલ્લેખ કરવાની પણ આવશ્યકતા નથી

અમેરિકાની બેંકમાં પડેલી મહાત્માજીની લાખ્ખો ડોલરની પૂજના કેવા કાલ્પનિક સમાચાર સનસનાટીભર્યાં મથાળાંઓ સાથે પ્રસિધ્ધ કરનારો પત્રકાર ગુજરાતમાં પાકયો નથી. ઇંગ્લેંડના યુવરાજને સાષ્ટાંગદંડવત પ્રણામ કરનાર ગાંધીના ભારે ભભકભર્યાં પણ સાંગોપાંગ જુઠ્ઠાં શબ્દચિત્રો વડે જગતને છક્ક કરવાની નાપાક કીર્તિ કમાનારો કોઇ કલ્પનાહીન અને આદર્શહીન સ્લોકોમ્બ પણ ગુજગતમાં જાગ્યો નથી.

અમેરિકા અને ઇંગ્લાંડને છોડીને મુંબઇની જ વાત કરીએ તો, જે 'ટાઇમ્સ ઓફ ઇંડિયા' ના પ્રતિનિધીઓ સામે આપણા ઘણાક રાજધુરંધરોને અને તેઓના પ્યારા ચોકિયાતોને ઓછા ઓછા થવાની બરામાંબુરી આદત પડી છે, એ જ 'ટાઇમ્સ'ના 'યુ ઇંડીઅન આઇઝ' જેવાં ગલીચ 'રીચરો' ગુજરાતી તંત્રીઓને સ્વપ્નામાએ સાંભર્યા નથી.

કોઇ જાસુસકથાના ભેદભરમોની છટાપૂર્વક લખાયલી 'મારડોલીના મોરકો'વાળી 'ટાઇમ્સ'ની લેખમાળા જેવા કેવળ કાલ્પનિક લેખાંકો ગુજરાતના કોઇ પણ પ્રતિષ્ઠિત પત્રમાં એકાદ વાર પણ આવ્યા નથી.

ગુજરાતી અખબારો–અપવાદ બાદ કરતાં–દૂનિયાભરનાં અખબારો ખૂનોની ને આપઘાતોની, બળાત્કારોની ને બદમાશીઓની અને અપહરણોની અને અન્ય એવા અત્યાચારોની નોંધ કરે છે.

એ નોંધો માટે ગુજરાતી તંત્રીઓને 'મરજાદીઓ'ના મેણાં મળ્યા છે. એ નોંધો અટકાવવાની 'મરજાદીઓ'એ માગણી કરી છે. શા સારુ ? આપણી આસપાસનાં એ નર્યાં સત્યો ઢાંકવા ખાતર? સંસારનું નગદ સ્વરૂપ સંસારીઓથી અછતું રાખવા ખાતર?

સમાચારોની વ્યાખ્યા આપતાં અમેરિકાનાં હર્સ્ટ અખબારોએ એમ કહ્યું છે કે.

'Eager, restless, ambitious America has one great dominating passion—*it wants to know*. Whatever happens, where ever it happens, America

must know and know at once. Everything great, everything vital it must know; but it must know lesser things too. It must know if a Balkan King slips from his tottering throne, but it must also know what took place yesterday in the home-town; who died, who was married, all the thousand and one things that go to make up the budget of the day's news. Everything that happens, everything that is done, or said, or thought must be known.' .

અને બનતા બનાવો જાણવાની માણસની આ ઇચ્છા માઠી હશે? જગતને તેના ખરા સ્વરૂપે ઓળખવાની માનવીની સ્વાભાવિક ઇચ્છામાં અપરાધ હશે ?

જનતાની આવી ઇચ્છાઓમાંથી તો અનેક મહાન સત્યો બહાર પડયાં છે. માણસની એ કુતુહલવૃત્તિમાંથી જ સોનાની શોધ થઇ છે. એમાંથી જ અન્ય ધાતુઓ અને અન્ય ખનીજો હાથ આવ્યાં છે. એમાંથી જ વિજ્ઞાન આગળ વધ્યું છે. અને એને પરિણામે જ, દુનિયામાં વિજળી ને વિમાનોનો યુગ પ્રચલિત થયો છે.

પણ, પશ્ચિમને હિસાબે તો, સમાચારના સંબંધમાં પણ, કેવળ ગુજરાતી જ નહિં, હિંદુસ્તાનનાં બધાં અખબારો ભારે સંયમ સાચવી શકયાં છે.

૩૦,૦૦,૦૦૦ નો ફેલાવો ધરાવનારા લંડનનાં એક જગપ્રસિદ્ધ પત્રનો એક હિસાબ આપણા 'મરજાદીઓ'એ જાણવો ઘટે છે. એ પત્રના એક અંકના સમાચાર વિભાગની સરેરાશ આ છે: ૮ કોલમ રાજદ્વારી ને આર્થિક સમાચારો, ૧૮ કોલમ રમતગમતના વર્તમાનો, અને ૨૫ કોલમ ખૂન, બદમાશી અને આપઘાતના અહેવાલો!

અને આ ૨૫ કૉલમનું પ્રમાણ ?

| | |
|---|---|
| વ્યભિચાર, અપહરણ અને છૂટાછેડા ... ... | ૬ |
| ચોરી અને લૂંટફાટ ... ... ... | ૪ |
| મારફાડ અને અત્યાચાર ... .. .. | ૩॥ |
| ખૂનો અને ખૂની હુમલાઓ . ... .. | ૨॥ |
| છેતરપીંડી અને 'ફોર્જરી' ... ... ... | ૨ |
| આપઘાત .. ... ... | ૧ |
| 'બ્લેકમેલીંગ' અને 'શેર્ટાઈંગ' ... ... ... | ૧ |
| અન્ય અપરાધો ... .. ... | ૧ |

અખબારો જો જનસમાજની આરસી હોય તો, આ પ્રમાણ જોનારાઓ તો એમ જ કહે કે, ઇંગ્લાંડમા કેવળ આવા બદમાસો જ વસવાટ કરે છે !

પણ જગત નંદનવન નથી, કે કેવળ નરકની ખાણ પણ નથી સાધુઓ અને શયતાનો બંનેની ઓળખ દુનિયાને આવશ્યક બની છે ઉપકારકો અને અપકારીઓ બંનેને તેઓના સાચા સ્વરૂપે ઓળખવાની કલા જગતને જાણવી રહી છે

પણ વર્તમાનપત્રોમા પ્રસિધ્ધ થતા સમાચારોને લગતો દુનિયાનો આ વિવાદ આજનો નથી.

વર્તમાનપત્રો કેવળ ચોખલિયાં જ બને કે દુનિયાના બધા બનાવોનો અહેવાલ તેઓએ આપવો ઘટે ? વર્તમાનપત્રો કેવળ સાધુઓની જ કદમબોસી કરે કે, શયતાનોના દિલના ધબકારાઓને પણ તેઓ મૂર્તિમત કરે ? અખબાર કેવળ વીરોની જ વાતો લખે ને હિચકારાઓને હાથે જગતને થયેલા નુકશાનની વાતો પર પડદો પાથરે ? ડૂબતાને બચાવનારા હાથની હકીકત તે જાહેર કરે ને જીવતા માનવીના આતરડામાં ખંજર હુલાવનાર હાથ તે અપ્રસિધ્ધિના અંધકારમા જ સાચવી રહે ? રાજા રાણી વચ્ચેના ઉલ્કાપાતને કારણે ભાગીને ભૂકો થતા રાજસિંહાસનની વાતો વર્તમાનપત્રોના પાનાઓ પર જો શોભી શકે તો, કોઇ મામુલી પ્રીતમ અને કોઈ અપ્રસિધ્ધ પ્રિયતમા વચ્ચે જાગેલા ઝઝાવાતમાંથી ખેંચાયલી તલવારની, વછૂટેલી પિસ્તોલની કે

ગળાયના ઝેરની વાતોથી વર્તમાનપત્રો શા સારુ વંચિત રહે?

'ઇંગ્લાંડના માનસમાં લંડનનાં લોકપ્રિય પત્રો કાતિલ ઝેરનું સિંચન કરે છે'—ઇંગ્લાંડના એક સુધારકે અખબારનવેશોની સભામાં મારેલાં આ મહેણાનો 'ન્યુસ ઑફ ધ વર્લ્ડ'ના માલિક લોર્ડ રીડેલનો જગવિખ્યાત જવાબ આવો હતો: 'ઇંગ્લાંડનુ ઝેર! અમને અફસોસ છે કે, ઇંગ્લાંડના ઝેરમય જીવનને પરિણામે, અમને અમારા સ્તભો ઝેરી ઈંટો વડે જ ઉભા કરવાની ફરજ પડે છે.'

એક બીજે પ્રસંગે લોર્ડ રીડેલને પડકાર મળ્યો કે 'ઇંગ્લાંડના જવાબદાર પત્રોના અતિશય ચમકાવનારાં મથાળાંઓ ઇંગ્લાંડને વિનાશની ગર્તામાં હડસેલી રહ્યા છે.'

રીડેલે જવાબ આપ્યો: 'ઇંગ્લાંડના ભડકાવનારા કાર્યો માટેનાં અતિશય હળવા મથાળાંઓ શોધવા પાછળ મધરાતના અમારા કેટલાય કલાકો બરબાદ કરવાનું ઇંગ્લાંડે પાપ કર્યું છે.'

અમેરિકાના એક 'મરજાદી'એ કટાક્ષ કર્યો કે, 'અમેરિકાના પત્રોએ નવી દુનિયાનું માનસ હલકું કર્યું છે,' તો હર્સ્ટ અખબારોના એક સૂત્રધારે જવાબ આપ્યો કે 'અમારો અનુભવ તો એમ કહે છે કે, નવી દુનિયાનું માનસ અનેક હલકાઇઓ વચ્ચે જ અટવાઇ પડ્યુ છે.'

સમાચારોની પ્રસિધ્ધિને લગતો પશ્ચિમનો આ પુરાણો વિવાદ એક ઝેરી કુંડાળા વચ્ચે જ અટવાઇ પડ્યો છે. અને દહેશત છે કે, આવતા થોડાક વરસો સુધી તો, ગુજરાતના આ જાગતા વિવાદનું નસીબ પણ, એક ઝેરી કુંડાળા વચ્ચે જ વસતું હશે.

અને દરમીઆન ગુજરાતી પત્રકાર પણ એક અમેરિકને કહેલા Tight-rope dancer તરીકે જ જીવતો હશે

'He may be called upon to give several different kinds of exhibition—the straight dignified walk, startling gymnastics or attractive tricks Often to fill the bill to the satisfaction of the public,

he has to do them all at the same time If he does only the dignified part of the business he is regarded as dull, where as if he performs only startling gymnastics and pretty tricks he is regarded as purely sensational'

અને યુરોપના આ વિવાદથી, યુરોપની આ આંધિથી દુર બેઠેલો ગુજરાતી પત્રકાર કેવળ 'સેન્સેશન' પર જ જીવતો નથી. લંડનના 'ટાઇમ્સ'ના ડીલનો અને ઇગ્લાંડના એમલગમેટેડ પ્રેસના ટીલમેનોના ચમત્કારો પગ વારી જનારા ગુજરાતના મહાનુભાવોને, જો જાણવા જ હોય તો, ગુજરાતી અખબારનવેશોના ખરા ચમત્કારો પણ, થોડા નથી

ડીલન એક સુવિખ્યાત દાક્તરને મળે છે. દાક્તરના મ્હોમાથી એવા શબ્દો ખરી પડે છે કે, લેડ' નોર્થબ્રુક હિંદુસ્તાનના હવા પાણીને લગતી પુછપરછ કરે છે. એક ને એક બે ગણીને, વળતી સવારે, ડીલન 'ટાઇમ્સ' દ્વારા જગજાહેર કરે છે કે, હિંદુસ્તાનના નિવૃત થતા વાઇસરોય લોર્ડ મેયોને સ્થાને લોર્ડ નોર્થબ્રુકની નિમણુક નક્કી થઇ છે.

ડીલનની આવી શક્તિઓમાથી પ્રાણ પીવાનો ગુજરાતી પત્રકારોને બોધ કરતા અમારા શુભેચ્છકોને હુ એક ગુજરાતી પત્રકારનો આ પ્રસગ ભેટ કરું છુ

દિવસનું કામ પૂરૂ કરીને એ પત્રકાર ટ્રામમાં ચઢે છે. પાછળની બેઠક પરનો એક ઉતારૂ 'પીર કરમશા'નો નામોચ્ચાર કરે છે. પત્રકારના કાન ચમકે છે. 'પીર કરમશા' એટલે તો કર્નલ લોરેન્સ !

અમાનુલ્લા સામે બચાઇ સાકુએ બળવો કર્યો છે પંજાબના પત્રોમા, એ બળવાના સબંધમાં, કર્નલ લોરેન્સનુ નામ ચર્ચાઇ રહ્યુ છે.

પ્રશ્નોની પરપરા પત્રકારના મનમાં જાગી પડે છે. સાંજના સાડા ૭ વાગે તે મુબઇની હોટેલો ઢઢોળવાને નીકળી પડે છે.

પાલવાથી પાથધુ ા વચ્ચે ા સખ્ખાવધે હોરેટોને બારણે આથડીને તે એક લગભગ અપ્રસિદ્ધ હારેલમા લોરેન્સની ભાળ મેળવી શકે છે

ચોક્સ યુકિતઓ વાપરીને તે હોરેતના બેદી ઉતારના સામાનમાથી તેને એક ફોરોગ્રાફ મેળવી લ્યે છે

પછી તે લોરેન્સને મળવા તદબીર રચે છે ધૂળની પડીકીને ઝેર તરીકે સાથે લઇને તે હોરેલના માલીકને ચરણે પડે છે 'સટ્ટા બજારમા ૫૦ હજાર ખોવાઇ ગયા છે, ૩૦ હજારનુ કરજ માથે પડ્યુ છે, ઝખડી પડ્યો છુ, રવડી પડ્યો છુ, ઝેરની પડીકી ગળીને આવતી કાલે આપઘાત કરવાનો નિરધાર કર્યો છે અને એ દરમીઆન હુ પીર કરમશાનો મુરીદ કરમશાના આગમનના વર્તમાન સાભળીને, તેના ચરણોનો એક બોસો લેવાને અહી આવી ચઢ્યો છુ ' ગમે તેમ, મધરાતે તે 'કરમશા'ના 'દર્શન કરે છે

બીજી સવારે 'મુબઇ સમાચાર' અને 'બોમ્બે ક્રૅાનિકલ'મા કર્નલ લોરેન્સને મળેલા એ અખબારોના ખાસ પ્રતિનિધિનો ભભક અને સનસનાટીભર્યો અહેવાલ મુબઇ પર વિજળીનો ચમકારો કરે છે

. ઇગ્લાડના અખબારો પણ આ વાતની નોધ કરે છે

ઇગ્લાડનો હ્યુબર્ટ ટીવમેન લડનના લાઇમ હાઉસ આગળની એક જર્જરિત દુકાન પાસેથી પસાર થાય છે ભૂડી ભૂખ જેવી એ દુકાનમા ઘણા માણસો અવરજવર કરે છે ટીવમેનને આશ્ચર્ય થાય છે તે તપાસ કરે છે અને બીજે દિવસે સવારે એ દુકાન પાછળના લડનને નૂરતા એક ચીનના લક્ષ્મીનદનના જગી જુગારખાનાની વાત સ્કૅાટલડયાર્ડમા ખળભળાટ કરે છે

આના જેવાની એક ગુજરાતી પત્રકારિત્વની વાત આમ બને છે

વાતમાથી વાત નીકળે છે ને એક શનિવારે સાજે એક સજ્જન એક મહારાજાના મુબઇના મહેલમાથી આગલી રાત્રે એકાએક અલોપ થઇ ગયેલી બે ત્રણ યુવતીઓની સાભળેલી વાતનો ઉલ્લેખ કરે છે

મહારાજાનું નામ મેળવીને એક પત્રકાર 'ખાતમી' મેળવવાની તજવીજ કરે છે. તેને ખબર પડે છે કે, મહારાજા ઊંચી 'કારપેટો'ની તલાશ કરે છે. બીજા પ્રસંગે તે મહારાજાની બહાર જવાની વાટ જોતો મુંબઇના 'લીલા નિવાસ' સામે એક 'ટેકસી'માં બેસી રહે છે. અહેલ 'ખાલી થાય છે' ને પત્રકાર 'કારપેટ'ના વ્યાપારીના 'વીઝીટીંગ કાર્ડ' સાથે મહારાજાને મળવાને 'લીલા નિવાસ'માં પ્રવેશ કરે છે પચ્ચીસ મિનિટમાં ઘણીક વાતો સેરવીને તે પાછો ફરે છે...બીજે દીવસે 'ધરમી પ્રકરણ' 'જન્મભૂમિ'ને પાને ચઢે છે...મહારાજાનાં અનેક ચક્રો ગતિમાન થાય છે. રોજને રોજ, એ બધાં ચક્રો પર વેધક...ને વધુ વેધક, પ્રકાશ પડે છે. પોલીસ ચેતે છે, લોકમત જાગ્રત થાય છે, અને મુંબઇની વરિષ્ટ અદાલતને મહારાજાના બળાત્કારને લગતું ધરમીનું નિવેદન નોંધવું પડે છે...મહારાજાના પિંજરામાંથી ધરમીનો છૂટકારો થાય છે.

સરકારોની કેટલીય ખાનગી યાદીઓના સમાચાર, ઘણી વાર, ગુજરાતી અખબારોએ, સૌથી પહેલાં પ્રસિધ્ધ કર્યાં છે. વિરાટ વ્યાપારી યોજનાઓના અતિશય અગત્યના સમાચારો, ઘણી વાર, ગુજરાતી વર્તમાનપત્રોએ સૌથી પહેલાં પ્રસિધ્ધ કર્યાં છે. રાજામહારાજાઓના 'ખાનગી વેતરણો'ની શોધ પણ, સૌથી પહેલી કરવાનો યશ ગુજરાતી અખબારો ઘણી વાર ખાટી ગયા છે.

સમાચારો 'વેચાતા લેવાની' પ્રથા પણ, થોડાંક પ્રગતિશીલ પત્રોએ હવે દાખલ કરી છે. હિંદુસ્તાનનાં સરકારી ધામોમાં અને પરદેશોના કેટલાંક પાટનગરોમાં પણ, ગુજરાતી પત્રો પોતાનાં ખાસ ખબરપત્રીઓ નિભાવી રહ્યા છે. છૂટક પત્રકારિત્વમાંથી કમાણી કરનારાઓ માટે પણ, ગુજરાતી અખબારોમાં આજે જગ્યા થઇ છે. સાક્ષરોનો અને સાહિત્યકારોનો સતત અને આવકારદાયી સહકાર મેળવવાના ગુજરાતી તંત્રીઓના છૂટાછવાયા પ્રયાસો પણ મારી નજરે તરે છે. પણ એ પ્રયાસો નિષ્ફળ ગયા છે. એનું એક અને મુખ્ય કારણ મને અને

ગુજરાતના કેટલાક અન્ય તંત્રીઓને, એ ભારવું છે કે, પત્રકારિત્વની ઝડપને પરિણામે જ, આપણા આ પુરુષો દૈનિકોનો સંગ છોડી ગયા છે.

ગાંધીયુગની ગુર્જરગિરાના આમ અનેક બાજુથી પાંગરતા પત્રકારિત્વની પાછળ પડેલા થોડાક કલમનીધારી માનવીઓને માથે 'પૈસા કમાનારાઓ'નું બિરુદ ચઢવનારા મિત્રોને થોડાંક 'કૂપાં જ્ઞાન' ની ભેટ કરું ?

મુંબઇમાં ૧૯ દૈનિકો-૫ ગુજરાતી, ૫ મરાઠી, ૪ ઉર્દુ અને ૫ અંગ્રેજી પ્રસિધ્ધ થાય છે. આ ૧૯ દૈનિકોની સ્થાનિક કચેરીઓમા લગભગ ૨૦૦ પત્રકારો કામ કરે છે. એ પત્રકારોના પગારની વધુમાં વધુ અને ઓછામાં ઓછી સરેરાશ આ છે:

| | | | |
|---|---|---|---|
| અંગ્રેજી વધુમાં વધુ | ૧૫૦૦: | ઓછામાં ઓછા | ૭૫ |
| ગુજરાતીઃ વધુમા વધુ | ૪૦૦: | ઓછામાં ઓછા | ૪૩ |
| મરાઠીઃ વધુમાં વધુ | ૧૧૭: | ઓછામાં ઓછા | ૩૬ |
| ઉર્દુઃ વધુમા વધુ | ૧૦૦ | ઓછામાં ઓછા | ૪૦ |

આ આંકડાઓ એમ કહે છે કે, અગ્રેજી અખબાર, કેવળ 'અગ્રેજી' હોવાને કારણે જ, તેના માણસો વધુમાં વધુ ચોગડો ને ઓછામાં ઓછો, બેવડો પગાર મેળવી શકે છે.

માતૃભાષાઓ કરતાં અગ્રેજી ભાષાનાં અખબારોના બધા માનવીઓનું કમ અતિશય સહેલું બને છે.

રૂટર, એસોસીએટેડ પ્રેસ અને યુનાઇટેડ પ્રેસના સમાચારો અગ્રેજી અખબારોને તૈયાર મળે છે. ગજદારીઓનાં નિવેદનો, સરકારી યાદીઓ, 'કમિટીઓ' અને 'કમિશનો'ના અહેવાલો, રાજપુરુષોની મુલાકાતો, ખાસ લેખો, પરદેશી પત્રેના અગત્યના લેખોના અને અન્ય સમાચારોની કાપલીઓ, ઠઠ્ઠાચિત્રો અને નકશાઓ-આ બધુ પણ, અગ્રેજી પત્રોને સાર તૈયાર મળે છે. ચોકકસ વિષયોના તંત્રીલેખો પણ, અગ્રેજી અખબારનો તંત્રી બહારના લેખકો પાસેથી મેળવી રહે છે.

માતૃભાષાનાં પત્રોને આ બધું પોતાની ગિરામાં ગૂંથવાની જરૂર પડે છે. માતૃભાષાનાં અખબારોના તંત્રીઓને જગતભરના બધા વિષયો લગભગ એકને હાથે છણવાની જ જરૂર પડે છે.

અને છતાં પ, પરાધીન ભારતવર્ષની બલિહારી છે કે, માતૃભૂમિના પત્રકારિત્વનો ભાર વહેતા માનવીઓને કંગાળમાં કંગાળ ધોરણ પર જ જીવવું પડે છે!

એક બે અપવાદો બાદ કરતાં પગારના વધારાનું કોઇ નિશ્ચિત ધોરણ કે રજાને લગતા કોઇ ચોખ્ખા નિયમો અને 'પેન્શન' કે 'પ્રોવિડંટ ફંડ' ને લગતી કોઇ ઉપકારક યોજનાઓ આ અખબારોમાં પ્રચલિત નથી.

ભૂલી જજો કે, માતૃભૂમિના પત્રકારિત્વને પોતાનું જીવનકાર્ય માની રહેલા માનવીઓ પૈસાના ભજનમાં જ ખોવાઇ રહ્યા છે! અને ભૂલી જ જજો કે, 'જબ ભૂખ મુકાબિલ હય તબ અખબાર નિકાલો'નો નાદ સેવતા માનવીઓ જ ગુજરાતી પત્રકારિત્વની આસપાસ ઘેરાઇ ગયા છે!

ખેદની વાત છે કે, ગુજરાતના આ પાંગરતા પત્રકારિત્વનું એક અંગ હજુએ એક જૂની ઘરેડમાં જ જકડાઇ રહ્યું છે એ અંગ એટલે ગુજરાતી અખબારોની જાહેર ખબર.

આધુનિક વર્તમાનપત્રોએ કેળવેલી શકિતઓને પરિણામે જાહેરખબરના અનેકવિધ લાભો આજકાલ ઘણી બાજુઓથી મેળવાય પલ્યા છે. જાહેર ખબરોને પરિણામે માલના અનેક બજારો ઉભાં થયાં છે. વસ્તુઓ આવશે ને બજારો અદ્રશ્ય રહેશે તો માલનાં મૂલ કયાંથી થશે? પણ દુનિયાના ઉત્પાદનને જો જોઇતાં બજારોની પ્રાપ્તિ થશે તો, વસ્તુઓના ભાવ સમતોલ થશે.

કારખાનાંઓને આ બજારોની ભેટ કરીને આધુનિક પત્રકારિત્વે દુનિયાના વેપારઉદ્યોગને અદ્ભુત સહાય આપવાનો ઉપકાર કર્યો છે. જાહેર ખબરને પરિણામે વિશાળ વેચાણો ઉભાં થયાં છે. એ વેચાણોને પરિણામે જથ્થાબંધ માલ તૈયાર કરવાની પ્રથાઓ

ફલિભૂત થઇ છે ઉત્પાદકોની આ સફળત માથી ઉત્તરોત્તર સ ખ્યા બધ જરૂરિયાતોનુ મૂલ્ય અ કુશમા ગ્યુ છે

નિષ્ણાતો દ્વારા ઘડાયવી જાહેર ખબરોમાથી જનતાને અનેક 'સમાચારો' જાણવા મળ્યા છે એવી જાહેરખબરોમાથી પ્રજાને સાવધાનીની અનેક સૂચનાઓ મળી છે

પશ્ચિમના પત્રકારિત્વની આ 'કમાઉ શાખા'ઓ અજબ રીતે વિકસી રહી છે કુશળ સાહિત્યકારો ને પ્રખ્યાત કલાકારો એ જાહેર ખબરો પાછળ રોકાઇ રહ્યા છે જાહેરખબરોના નાનામા નાના ટુકડાઓમાએ તેઓએ સાહિત્યનું અને કલાનુ સિંચન કર્યું છે

વર્તમાનપત્રો ઉપરાંત વિશાળ સામાજીક સ સ્થાઓ જબ્બર 'ટ્રસ્ટો' મહાન 'સીંડીકેટો' વિરાટ ઉદ્યોગો અને લોકહિતની અન્ય અનેક સ સ્થાઓએ પોતપોતાના ઉદ્દેશો પ્રચલિત કરવાને પોતાના મ ત્રોના અને પોતાના ઉત્પાદનના પ્રકાશન ને જાહેરાત માટે, ઘડાયલા પત્રકારોનો ઉપયોગ કર્યો છે સ પાદકનો મર્મ સમજનારા, તેની નાડ પકડનારા જાહેર ખબરના આ વિકસિત ખાતાઓને પરિણામે પશ્ચિમના પત્રોનો સાંગોપાંગ સુદર ઉદ્ભ વ કેવો સુલભ થયો છે?

આ દિશામા આપણુ પત્રકારિ વ ખુબ પાછળ પડ્યુ છે જાહેરખબરનુ પ્રમાણ આગળ વધ્યુ છે, પણ તેનુ સાહિત્ય વિકસ્યુ નથી ખીલવી ઘટે એટલી તેની કલા ખીલી નથી બોલે તેના બોર વેચાય છે' એ વાત આપણા વ્યાપારીઓ અને ઉદ્યોગપતિઓ આજે સમજી ગયા છે, પણ ' બોલવાની કળા જેને વધુ આવડે છે તેના બોર વધુ વેચી શકાય છે એ વાત તેઓના હૃદયમા ઉતરવી હજુ બાકી રહી છે

પ્રકાશન તો આપણી સ સ્થાઓ પણ હવે માગી રહી છે પણ કુલાધરની જરૂર તો તેના દિલમા પણ કયા જાગ્રત બની છે? ઢગધડા વિનાના એ સ સ્થાઓના અહેવાલોના ઉપર સ પૂર્ણ અ કુશ મૂકવાની વાત તત્રીના સેવાભાવને મ જૂર નથી એ અહેવાલોનુ આખુ સ્વરૂપ ફેરવનારૂ ખરચાળ તત્ર તેને પાલવતુ નથી અને

એટલે અણઘડ અહેવાલો અને અણઘડ જાહેરખબરોની આંધિ વચ્ચે ઢંખવાતાં પોતાના પત્રના સુંદર સંપાદનનું દુઃખ તંત્રીએ વેઠવુંજ રહ્યું છે.

પ્રેક્ષકો મેળવવાનો વ્યવસાય રોજનો થયો છે, અનેક હરીફો એ ક્ષેત્રે ઉતરી પડ્યા છે. સીનેમાના સંચાલકોને પ્રકાશનવિભાગની જરૂર પડી છે. ને ગુજરાત જોઇ રહ્યું છે કે, શ્રી. ચતુર્ભુજ દોશી, છોટુભાઇ મહેતા, ને શ્રી બકુલેશ સમી પારંગત વ્યક્તિઓની ઝડઝમકને પરિણામે સીનેમાની જાહેરખબરોની આખી લખાવટ આજે ફેરવાઇ પડી છે.

કબૂલ કરતા દુઃખ થાય છે કે ગુજરાતી પત્રકારિત્વની જાહેરખબર વિભાગની નમળી કડી પર કેટલીક ગંદી જાહેરખબરોનું આક્રમણ થયું છે. યાકુતિઓ અને તાકાતની ગોળીઓ, પુરૂષાતનનાં પ્રવાહીઓ, કામોદ્દીપનની જડીબુટ્ટીઓ, આપણા પત્રકારિત્વના પાંગરતાં ગૌરવ પર આ જાહેરખબરોના ઝેરનો પાશ દેખાઇ રહ્યો છે.

રોજ સાંજે ને રોજ સવારે, પોતાના પત્રને પિતાના વહાલથી પંપાળતો આજનો તંત્રી પોતાના એ નિતનવલા અક્ષદેહ પર પડેલાં આ ગંદા છાંટણાઓ જોઇને મનમાં ને મનમાં શરમાઇ રહ્યો છે. રોજને રોજ આનો ઉપાય તે શોધ્યાજ કરે છે. આર્થિક કારણ તેને અકળાવી રહ્યું છે એ સિવાયની થઇ ગયેલા કબાલાઓની, જાહેરખબરના આડતિઆઓ સાથેના અટપટા સંબંધોની ને પરસ્પર સંકળાયેલી સારી માઠી જાહેરખબરોની મુશ્કેલીઓ પણ તેને મુંઝવી રહી છે.

આજે તો એટલું જ કે, ગુજરાતી અખબારોનાં આ ધારાઓ પ્રત્યે આજના તંત્રીઓ, આજના વ્યવસ્થાપકો અને ચોક્કસ દ્રષ્ટાંતોમા તો આજના માલીકો પણ આંધળા નથી. એ દિવસ જોવાને ગુજરાતના સંપાદકો ઝંખી રહ્યા છે, જે દિવસે તેઓને હાથે રચાતા આવતી કાલના ઇતિહાસના ચોસલાંઓ પરથી આ કાળા ડાઘો સદાને સારૂ અદ્રશ્ય થશે, જે દિવસે આ જાહેર ખબરોવિહોણા ગુજરાતના પત્રો વધુ રમણીય, વધુ નિર્દોષ, વધુ

પ્રાણવાન થશે, જે દિવસે આ જાહેરખબરોને સુધરેલી, અંકુશમાં આવેલી અથવા તો કેવળ અદૃશ્ય થયેલી દેખીને અનેક ચિંતાઓ વડે ઘેરાયલા ગુજરાતી તંત્રીના દિલમાં થોડીક ટાઢક થશે.

ગુજરાતનાં પ્રતિષ્ઠિત પત્રનો જવાબદાર તંત્રી!...એની અદેખાઈ કોઈમાં જાગતી નથી!

અનેક ચિંતાઓ, અનેક જવાબદારીઓ, સફળ અને લોકપ્રિય પત્રના તંત્રીઓને આજે વેઠવી પડે છે. તેનુ કાન પૂરું આરામથી સાંભળવાનું એકદમ હોય એવો દિવસ એકકેય નથી કોઇ દિવસે તેનુ મગજ 'ખાલી' નથી, આરામના ગણ્યા-ગાંઠ્યા દિવસો પણ તે દેખતો નથી.

હરિફાઈ વધી પડી છે. વાચનવર્ગોની 'જ્ઞાનની ભૂખ' જલદ બની છે. રોજ સાંજે ને રોજ સવારે તે 'નવી વાનગી'ની માગણી કરે છે. તંત્રીઓની કલમ વાંચનારાઓ ઓળખી ગયા છે તેઓમા અખબારોના વિવિધ અંગો સાથેનો તેઓનો પરિચય ભારે ગાઢ થયો છે. ગઇ કાલના કરતાં આજે તેઓની વિચારસરણી વધુ બળવાન બની ગઇ છે. ગઇ કાલના કરતા આજે તેઓ વધુ જલદ વિચારો ઝીરવી શકે છે. વ્યાસપીઠો પર આગના તણખા ઝરતા ઉદ્દામ વકતાઓ કરતા ગામને ચોરે ને શહેરને ચકલે આજનો સરેરાશ વાંચનાર વધુ જલદ વાનો સાભળી રહ્યો છે રોજનો અર્ધો આનો પણ ખરચ્યા સિવાય મુબઇના બધાં દૈનિકો અને ગુજરાતના એક બે અઠવાડિકો ને બે ત્રણ માસિકો ઠીક ઠીક બારીકીપૂર્વક વાચી જનારાં ગુજરાતના 'શોખીન વાચકવર્ગ' ' ચર્ચાપત્રીઓનો અને તંત્રીઓના હલનચલન પર આખ રાખનારાઓનો એક સારો જેવો વર્ગ આજના ગુજરાતમાં ઉભો થયો છે.

અનેક ભાવાઅભાવાઓ આ વિશાળ વર્ગને પજવી રહ્યાં છે આજથી લગભગ દોઢ દાયકા પૂર્વે, 'હિંદુસ્તાન'ના મારા તંત્રીપદ દરમિયાન 'હિંદુસ્તાન'ના ગ્રાહકોનું માનસ જાણવા ખાતર અને તેઓની સૂચનાઓ મેળવવા માટે લગભગ ૫૦૦ ગ્રાહકોને લખેલા પત્રોને પરિણામે મેં જાણ્યું હતું કે, ગુજરાતી અખબારોમાં

લગભગ ૮૫ ટકા જેટલો સમૂહ કેવળ એક જ અખબારદ્વારા પોતાની બધી જરૂરિયાતો પૂરી કરવાને ઝંખતો હતો. 'શરીર-વિજ્ઞાન' અને 'રમતગમત'નાં 'ફીચરો' ને મળેલા ગણ્યાગાંઠ્યા મતો સિવાયના મેં સચવેલાં બીજા બધાં 'ફીચરો'—વ્યાપાર, હિંદી રાજકારણ, આંતરરાષ્ટ્રીય રાજકારણ, વિજ્ઞાન, પ્રાંતિક પત્રો, નવલિકાઓ, ચાલુ વાર્તાઓ, હાસ્યરસિક લેખો (એ વેળાના તંત્રીને માટે તો આટલાં 'ફીચરો' અનહદ હતાં!)-ને ઘણાય મત સાંપડ્યા હતા.

આજનો વાંચનાર શું માગે છે એની વાત પૂછશો જ નહિ. આઠ દશ વાંચનારાઓની સહીઓવાળો એક 'ખાનગી' કાગળ એક માલિકના હાથમાં એક દિવસે આવી ચઢ્યો એ પત્રમાં સહી કરનારાઓએ 'વિચારપૂર્વક' ગોઠવેલી તેઓની 'એકસઠ માગણીઓ'ની 'આગ્રહભરી અરજ' આલેખી હતી!

આ સજ્જનોને જવાબ આપતાં એ ગુજરાતી અખબારના માલિકે તેઓ પાસે એકસઠ હજાર રૂપિયાના ડીબેન્ચરો ભરાવી આપવાની માગણી કરી! અને એ માગણી જો તેઓને નામંજુર હોય તો, તેઓના 'પ્યારા વર્તમાનપત્ર'ના માલિકને દેવાળુ દેનારી માગણીઓ 'મહેરબાનીની રાહે' પાછી ખેંચવાની સૂચના કરી!

આ સંસારને સંતોષવાનું આજના તંત્રીનું કામ સહેલું હશે?

સવાર ઉગે છે ને અખબારો આવી પડે છે. 'નવા બનાવો' પર તે સૌથી પહેલાં દ્રષ્ટિપાત કરે છે. પછીથી જુના બનાવોના આગળ વધતા તાંતણાઓની ઓળખાણ કરે છે. પોતાનો વેપાર નથી છતાંય દુનિયાના બજારોની તેજીમંદી પર તેને આંખ ફેરવવાની જરૂર પડે છે. અગત્યના સમેલનો, અગત્યની સભાઓ, જ્ઞાતિની ચર્ચાઓ, સુધરાઇની સભાઓના લાંબા અહેવાલો, ચર્ચાપત્રો—આ બધાં પર નજર નાંખવાની તેને જરૂર પડે છે.

વચ્ચે વચ્ચે તેના દિલમાં તે દિવસના અગ્રલેખની ધુન તો ચાલ્યા જ કરે છે.

અગિયાર વાગે તે ઓફીસમાં પ્રવેશ કરે છે તો, ટપાલનો થોકડો તેની રાહ જોતો હાજર હોય છે. સાચા સમાચારો, ખોટી ખબરો, અતિશયોક્તિભર્યા અહેવાલો, ચર્ચાપત્રો, પ્રચારલેખો, પોલીસથી માંડીને કલેક્ટર સુધીની ફરિયાદો, પ્રશંસાપત્રો, નિંદાપત્રો, ઠપકાપત્રો વગેરે પર વિજળિક વેગે પોતાની ખાસ સૂચનાઓ સાથેની આ બધાની વહેંચણી તેને કરવી પડે છે.

શહેરમાં કોઇક બનાવ બને છે, ચમકાવનારો કોઇક તાર આવી પડે છે, કોઇક વાર 'મેટર' ઓછું પડ્યું છે, કોઇક વાર 'મેટર' વધી પડ્યું છે. કામના ભારે દબાણના ખરા કલાકો દરમિયાન પણ કોઇકને 'અગત્યનું કામ' જાગી પડે છે. 'એક બે મિનિટ'ની મુલાકાત માટે આવેલા સજ્જન પા કલાક લઇને પાછા ફરે છે...'ભરાતી મેટર'નાં 'પ્રુફ'નો થોકડો તેના ટેબલ પર ખડકાઇ પડે છે.

'સમાચાર વિભાગ'ના તંત્રીના હાથમાં કોઇક 'ખાસ વાર્તા' પડી છે. તેની ચર્ચા કરવાની, તેની વધુ વિગતોના માર્ગ શોધવાની જરૂર પડે છે...ટેલીફોનની ઘંટડી તો વાગ્યા જ કરે છે...

બપોર પછીના બે કલાકો સુધી પહોંચતી આવી ગડમથલને અંતે 'મુલાકાત'નો સમય શરૂ થાય છે. લોકપ્રિય પત્રની કચેરીમાં તો એક પછી એક માણસો આવ્યા જ કરે છે.

તેઓની વાત...જીવતી દુનિયાના અનેક અંગારાઓ તંત્રીના ટેબલ પર ઠલવાઇ પડે છે.

એક જણની પત્નીનું તેના મિત્રે અપહરણ કર્યું છે...એક જણની બહેનને પગે સસરાએ જીવતા કોલસાઓ ચાંપવાનું શયતાની કામ કર્યું છે...એક વેપારીએ કરેલી દાણચોરીના 'ખાનગીમાં ખાનગી સમાચાર' એક ભાઇને આપવાના હોય છે...ત્રણ ચાર નોકરોનું એક પ્રતિનિધિમંડળ રાજ્યના નોકરોના ચાર ચાર મહિનાના ચઢી ગયેલા પગારોની ફરિયાદ કરે છે...બહારગામથી આવેલો એક ખેડૂત હીમથી બળી ગયેલા પાકનું 'સરકારના દિલમાં ઊતરે એવું લખાણ' કરવાની સૂચના કરે છે...એક વેપારી રૂની જાત સુધારવાના ઉપાયો તંત્રીના દિલમાં ઉતારવાને આવી ચઢે છે...

અને એક 'સાધુ મહારાજ' પોતાના સદાવતની મફત જાહેરાત કરવાનું વચન મેળવીને 'કુછ ન કુછ ભર દો' જેવી માગણી કરે છે..!

એ કહેવાની આવશ્યકતા નથી કે, એક વર્ષના ૪૮ થી ૫૨ રવિવારો ને વર્તમાનપત્રોના ચાર પાંચ તહેવારો સિવાયના ૩૦૮-૧૦ આવા દિવસો દરમિઆન ડેમોક્લિસની તલવાર પેઠે, સરકારના કાયદાઓની અનેકધારી તલવારો તો, તંત્રીને માથે એક કાચામા કાચે તાંતણે જ લટકી રહી હોય છે.

...સાંજ પડે છે...ટેબલ પર બત્તી ઝગે છે ને 'પ્રીન્ટર' સાથે કરવાની વાતો તો હજુ બાકી જ રહે છે...વ્યવસ્થાપક સાથે કરવાના વિચારો પણ હજુ બાકી જ રહે છે...તંત્રીમંડળ સાથે વિચારવાના ઘણીક યોજનાઓ પણ એમને એમ આથમતી જણાય છે...ઘણાય સુંદર વિચારો...સૂઝેલી ઘણીય સુંદર લેખમાળાઓ પણ, તંત્રીના ગૂઢ અફસોસ ને છૂપા ખેદ વચ્ચે, એમને એમ અદશ્ય થાય છે

આ ઉપરાંત આજનો તંત્રી જો 'ધંધાદારી મણસ' નથી તો, હાથવેંતમાં આવેલી તેની ઘણીય યશકલગીઓ, એ 'કલમના કીડા' નો તિરસ્કાર કરીને, કુમારી રહીને જ પાછી ફરે છે.

જેટલી અકળામણો આજના તંત્રીઓને વેઠવી પડે છે, એટલી જ અકળામણો તેના આખાય મંડળને પણ વેઠવી જ પડે છે. વર્તમાનપત્રની કચેરીમા કામ કરતો આજનો દરેક પત્રકાર એટલે એક 'નાનકડો તંત્રી' છે એ પત્રકાર એટલે મુખ્ય તંત્રીનો એક નાનકડો ટૂકડો. તેના તેજ વિના તંત્રીનું તેજ હીણું પડે. તેના અનન્ત પુરુષાર્થ સિવાય તંત્રીનો ભગીરથ પુરુષાર્થ પણ ઝાંખો પડે. આવા તંત્રીમંડળના એકસૂર ને એકતાન સિવાય, પોતાના અખબારનો સિક્કો પાડવાનું કામ તો, કોઇ સમર્થમાં સમર્થ તંત્રીને માટે પણ, મુશ્કેલ નહિ, કેવળ અસંભવિત બને.

તંત્રી અને તંત્રીનું મંડળ, વ્યવસ્થાપક અને વ્યવસ્થાપકની પાંખો, જાહેરખબરનું ખાતું ને એ ખાતાની અનેક ચાપો, મુદ્રક

અને મુદ્રકના હાથો, રોટરીનો મુખ્ય ભંડાર અને મુદ્રણવિભાગના અન્ય નાનકડા રખોપિયાઓ, ભંગારિયા વેચાણવિભાગનો 'મૂળ પુરુષ' ને સંખ્યાબંધ ફેરિયાઓની તેની સેનાઓ, ફેરીઆફેરી અને આખના પત્રકારો માત્રમાં જ બધે ફરી વળવાને હાંફતા તેના ઉતાવળા સિપાઇઓ બ્લોકમેકરો ને તેને માથે ટાંપી બેઠેલા તમીના આતુર ખેપિયાઓ, એજન્ટો, બાઇન્ડરો, ફોલ્ડરો, કાગળ, સીસું અને શાહી-ગુંજરંગિગનું આ પાગરનું પત્રકારિત્વ રોજ ને રોજ, કેવા અને કેટલા રોમાંચો ઉત્પન્ન કરે છે?

એ દુનિયાનો સંપૂર્ણ ચિતાર દોરવાને એક નાનકડું ભાષણ પૂરતું નથી. ગુજરાતી અખબારોના ધીકતા ને ધમધમતા સંસારના સુખદુઃખની એની આશા-નિરાશાની, ચડતીપડતીના અને કોઇક વાર ઉગતી, કોઇક વાર કચડી રહેતા ચક્રોની, એના હર્ષની અને શોકની એના માનની અને અપમાનની, કોઇક વાર એને સામી મળતી કદર દાનની ઘણીવાર બેકદર માનવીઓને હાથે થતા તેના ભયંકર તિરસ્કારની, ગુજરાતી પત્રકારિત્વને ખીલવતા ખીલવતા રોટરીના ગાળગી ચક્રો પર તૂટી પડેલી ઘણી જ આશાસ્પદ જિંદગાનીઓની અને બીબાના સુપડાઓમાંથી સદોદિત ઊડતા સીસાના અદીઠ રજકણોના ધીમે ધીમે જામતા થર તળે અકાળે હરી ગયેલી કેટલીય જીવન વાટોની આ બધી વાતોનું સજીવ શબ્દચિત્ર ઊભું કરવા પૂરતી મારી લેખણ બળવાન નથી

સમગ્ર રીતે જોતા ગુજરાતી વર્તમાનપત્રનો આ સંસાર આપણા સમાજને ઉપકારક થયો છે ઊણપ હશે પણ ઊણપ તો કોનામાં નથી? અખબારોના થોડાક અપરાધો પણ હશે, પણ અપરાધ કોના નથી?

કોઇક પ્રખ્યાત પુરુષ લગ્નગ્રંથીથી ગુંથાયાના સમાચાર આવે છે ને એ સમાચારને પતિદેવની નવવધુ પેઠે શણગારવાને પત્રકાર ઊછળી રહે છે કોઇકના વિજયને પોતાનો ગણીને પત્રકાર રાચી રહે છે, કોઇક અજાણી પણ નિર્બળ પ્રજાને માથે બળિયા દુશ્મનોના અત્યાચાર વરસે છે ને પિડાતી પ્રજાની વેદના ઝીલવાને

ઘડાયલા પત્રકારનું કોમળ હૃદય એક જ ક્ષણમાં ઊઘડી પડે છેઃ કોઇક મહાપુરુષનું અવસાન થયું છે ને પડેલી ખોટ પોતાની ગણીને પત્રકાર તેને ભાવભીની અંજલિ આપીને ટાઢક મેળવે છેઃ દરેક અગ્રલેખમાં તંત્રી પોતાનો આખો પ્રાણ રેડી રહે છેઃ દરેક 'વાર્તા'માં 'રિપોર્ટર' પોતાનો આખો જીવ ઓતપ્રોત કરે છેઃ સાંપડેલા 'સમાચારો'ની રજૂઆત કરનારો હાથ દરેકદરેક મથાળાંઓ માટે નવાં ને નવાં આકર્ષણોની શોધ કરે છે.

આ પત્રકારને માટે કિપ્લિંગથી ગવાઇ ગયું છે કેઃ

Who's lit his pipe in the morning calm

That follows the midnight stress,

He has sold his heart to the Old Black Art

We call the daily Press.

ગુજરાતનું સદ્ભાગ્ય છે કે, કિપ્લિંગે કથેલી આવી અજબ તમન્નાવાળા પત્રકારો આધુનિક ગુજરાતમાં ઓછા નથી.

ગુજરાતી પત્રકારિત્વના 'શાસ્ત્ર' ની સમાલોચનામાં હું ઇરાદાપૂર્વક ઊતર્યો નથી. એ વાતો આજ પૂર્વે કહેવાઇ ગઇ છે.

૧૯૨૪ ની અમદાવાદની પહેલી ગુજરાતી પત્રકાર પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી મહેરજીભાઇ માદને પત્રકારિત્વના શાસ્ત્રનું ઊંડું અવલોકન કર્યું. એ પછીથી, ૧૯૨૭ ની અમદાવાદમાં જ ભરાયલી, બીજી પત્રકાર પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી. મણિલાલ દેસાઇએ એ શાસ્ત્રનું સુંદર વર્ણન કર્યું આપણા છેલ્લાં સાહિત્ય સમેલનના પત્રકારિત્વ વિભાગના પ્રમુખસ્થાનેથી શ્રી મહાદેવભાઇએ ગુજરાતી અખબારોની હાનની 'કાળી બાજુ' પર પ્રકાશ પાયર્યો. મને એમ ભાસ્યું છે કે, ગુજરાતી પત્રકારિત્વની આજ પૂર્વેની બધી વાતો વચ્ચેથી એ 'મૂળ પુરુષ' તો હજુયે વણસ્પર્શ્યોજ રહી ગયો છે, જેણે આપણા પત્રકારિત્વનો ઇતિહાસ ઘડ્યો છે, જેની નાની નાની

તપશ્ચર્યાઓને પરિણામે ગુજરાતી પત્રકારિત્વના આત્માની ડાળે આજે ઘણાય મ્હોર બેસી ગયા છે.

આવતી કાલના ફાલનો ખરો આધાર પત્રકારિત્વના શાસ્ત્રો પર નથી એ આધાર ગુજરાતના સાચા, અભિશુદ્ધ અને તેજસ્વી પત્રકારો સિવાય બીજે ક્યાંયે નથી

ગુજરાતી પત્રકારિત્વની ઘડના જે વ્યક્તિઓના હાથમા આજે આવી પડી છે ને હવે પછી આવનાર છે, એ વ્યક્તિઓ જો સાચી હશે, એ માનવીઓ જો ચોખ્ખા હશે, તેઓની નૈતિક હિંમત ભારે ઝઝાવાતો સામે ટકી રહે પૂરતી જો બળવાન હશે, થોડોક વધુ વખત પૂરતો, થોડોક વધુ ત્યાગ તેઓને જો મન્જૂર હશે તો તેઓના અને તેઓના પૂનિત ધંધાની પ્રતિષ્ઠા જગતના કોઈ પણ કીર્તિમંદિરની હારમા આપોઆપ આવી જશે.

પરાધીન ભારતવર્ષના અનેક ઉદ્યોગોની જેમ, આજે તો પત્રકારિત્વનો ઉપકારક ઉદ્યોગ પણ કેટલીય બેડીઓ વચ્ચે જકડાઇ રહ્યો છે વર્તમાનપત્રોની મુખ્ય જરૂરિયાતો જગતના ભારે બોજાઓએ મોંઘી કરી છે ટપાલના ઊંચા દરોના ડામણોએ પણ હિંદુસ્તાનના વર્તમાનપત્રોની કૂચ મુશ્કેલ કરી છે

કાપડ, ખાંડ, લોખંડ, સીમેંટ જેવા હિંદુસ્તાનનો પ્રજાદેહ રક્ષનારા અને પોષનારા સ્વદેશી ઉદ્યોગોનો ખરો વિકાસ જો પરદેશી સરકારને પરવડતો નથી એ સરકાર ભારતવર્ષનો આત્મા જગાડનારા અને એ જાગૃતિદ્વારા બ્રિટિશ સામ્રાજ્યના ઘોર ખોદનારા હિંદુસ્તાનના પત્રકારિત્વના ચમત્કારિક ઉદ્યોગને રક્ષે ખરી ?

'કમાઉ ધધા તરીકે સાબિત થયા પછી પણ હિંદુસ્તાનના સાહસિક ધનવાનો પત્રકારિત્વ પાછળ પોતાની વિરલ શક્તિઓ ન વિશાળ શક્યતાઓ વધુ પ્રમાણમા રોકવાને તૈયાર નથી, કારણ કે હિંદુસ્તાનની પરદેશી સરકારનો ભરોસો તેઓના દિલમા વસતો જ નથી

ધારો કે કોઈક ભામાશા મળે ને હિંદુસ્તાનના એક અખબારને

આંગણે તે લક્ષ્મીનો ઢગલો કરે, એને પરિણામે, ધારો કે, એક સુંદરમાં સુંદર અખબાર આપણને જોવા મળે.

એ અખબારની મજાલ નથી કે, પોતાના મુલકની પરદેશી સરકારને અણગમતી ઘડીએ તે પોતાનો આકડો ઊંચો કરે!

અણીની ઘડીએ પોતાના દેશબાંધવોને રણમા ઉતારનારી એક જાદુઇ હલક...ને એ અખબારનુ આવી બને!

સાત રૂપિયાનો એક સરકારી પોલીસ, મીણબત્તીનો એક નાનો ટૂકડો, લાખની એક નાની કટકી, એક વેત લાંબી ને અરધો ઇંચ પહોળી એક ગુલાબી પટ્ટી, પીળા પૂંઠા, એક નાનુ ચગદુ...ને, ઘડીના છઠ્ઠા ભાગમાં જ એ 'જાદુઇ હલક' પર સરકારી સીલ આવી પડે!

આ દયામણી દશાનુ નિકંદન કાઢવાનો અવિશ્રાંત પુરુષાર્થ એ જ આજના પત્રકારનો એક જ મહાન ધર્મ, જીવતા સ્વરાજનો નાદ મરતા મરતા પણ સ્વરાજની જ વાત–એ જ આજના પત્રકારનુ એક અને અનિવાર્ય કામ.

દેશનુ અને પોતાનુ આ પુનિત આગળ વધારવાનો, પોતાનું ભાવિ ઘડનાનો, પોતાના પત્રકારિત્વનો વાવટો ઉન્નત ને વધુ ઉન્નત કરવાનો વજ્રનિશ્ચય કરીને ગુજરાતનો પત્રકાર આજે બેસી ગયો છે. તેની ધૂણી ધીખી રહી છે. પરદેશી ભાષાના વર્તમાનપત્રોની ઘણી સત્તા એ ધૂણીએ ભસ્મસાત કરી છે.

ધીમી પણ મક્કમ રીતે પરદેશી ભાષાના પડઘા ઝીલાઇ રહ્યાં છે ધીમે ધીમે પણ અચૂક રીતે સત્તાના કેંદ્રો શહેરોમાથી ખસીને ગામડાઓની ધરતી વસાવવાને ઉપડી રહ્યા છે સ્વરાજ્ય આવે છે. સ્વદેશી ને સ્વભાષાના દિવસો પણ સમીપમા જ દેખાઇ રહ્યા છે. યતા વિપ્લવના અનેક કડાકાઓ ગુજરાતી પત્રકારને બારણે નાદ ગજાવે છે કે, આવતી કાલ તો તેની જ હશે

દરમિયાન પોતાના હૃદયનું આખુ જ્વલન એક કોરે રાખીને, પોતાની અનેકવિધ અગવડોની ઉપેક્ષા કરીને, માનવજીવનના ઘણા આનંદોમા આગ ચાંપીને પોતાના અને પોતાનાઓની અનેક

ઇચ્છાઓ પર અંકુશ મૂકીને નૂતન ગુજરાતના પાંગરતાં પત્રકારિત્વની બાલુશય્યાઓ જે પત્રકારો સ્મિતવદને સેવી રહ્યા છે, એ પત્રકારો ગુજરાતી પત્રકારિત્વના રીઢા ટીકાકારો પાસેથી માગે છે... એટલું જ કે, અમારી એ બાલુશય્યાઓ હળવી કરવાનાં ફૂલ તમારા હાથમાં નથી તો હિમાલયના શિખર પરથી અમારાં પર તમારા હળવા, હલકા કે તુચ્છ કટાક્ષો ફેંકશો નહિ ! અમારો સ્પર્શ કરીને અમારા જાગતા પુરુષાર્થ પર આશીર્વાદ આપવાની જો તમારી ઇચ્છા નથી તો, તમારી દૂર દૂરની ટેકરીઓ પરથી અમારો તિરસ્કાર કરવાનાં અડપલાંઓ સ્વપ્નામાં પણ કરશો નહીં ! અને અમારી કહીન કૂચને પ્રોત્સાહન આપવાની પણ જો તમારી મરજી જ નથી તો, પરદેશી અથવા તો પરદેશી ભાષાના સ્વદેશી અખબારોમય બનેલા તમારા 'અંગ્રેજી માનસ' થી અમને એક પણ જાકારો આપશો નહી !





પંડિત શ્રી. ઓમકારનાથજી ઠાકુર
પ્રમુખ સંગીત વિભાગ
ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન
તેરમું અધિવેશન કરાચી
૧૯૩૭–૩૮

## સંગીત-વિભાગના પ્રમુખ

# પંડિત શ્રી. ઓમકારનાથજી ઠાકુરનું

### વ્યાખ્યાન

વર્તમાનપત્રે કહ્યું કે સંગીત વિભાગના પ્રમુખ તરીકે મ્હારું નામ ચૂંટાયું છે. હું મુઝાયો, આશ્ચર્ય પામ્યો, મિત્રોને પૂછ્યું કે મારી સંમતિ વિના એ કેવી રીતે બન્યું ? સાહિત્ય પરિષદની કાર્યપ્રથાથી હું અજાણ છું. અને પરિષદની સ્વાગત સમિતિ તરફથી વ્યક્તિગત નિમંત્રણ આપવાને નીકળેલા સદ્‌ગૃહસ્થોને મારી પાસે આવવાની ફુરસદ નથી મળી, એટલે મારી ચૂંટણીની બાબતમાં અચંબો થાય જ. કેટલાક દિવસ પછી સ્વાગત સમિતિ તારથી મ્હને ચૂંટણીના સમાચાર આપે છે, અભિવાદે છે અને સ્વીકૃતિનો તાર કરવા સૂચવે છે. એક તરફથી કલકત્તા યુનિવર્સિટીના સહકારથી ભરાતી ઓલ ઇન્ડિયા કલાસિકલ મ્યુઝિકલ કૉન્ફરન્સમાં ચીફ જડ્જ તરીકેની સેવા બજાવવા તથા એ અંગેના પદ્દિદાન સમારંભમાં આશીર્વચનનું વ્યાખ્યાન આપવા મને નિમંત્રે છે. બીજી તરફ ગુજરાતી સાહિત્ય પરિષદ ન્હોતરે છે. મારે ક્યાં જવું ? કલકત્તા કે કરાંચી ? પૂર્વ કે પશ્ચિમ ? પહેલું સંગીત

આજની જવાબદરી સ્વીકારતાં એક બીજો આત્મસંકોચ હું અનુભવું છું. સંગીતના અભ્યાસાર્થે જીવનનાં કેટલાંય વર્ષો પરપ્રાંતમાં ગાળ્યાં હોવાથી માતૃભૂમિ અને માતૃભાષાથી હું વંચિત રહ્યો છું અને તેથી મારું ગૂર્જર ગિરાનું જ્ઞાન-જ્ઞાન અર્થમાં વપરાય કે નહિ તે શંકાસ્પદ છે અને તેથી આપ જેવા ભાષાશાસ્ત્રીઓ શબ્દ-શિલ્પીઓ અને વાણી સ્વામીઓના અખાડામાં ઉતરવાની અનધિકાર ચેષ્ટા આદરું છું. આજની જવાબદારી મેં એ વિશ્વાસે સ્વીકારી છે કે મારી પાસે માત્ર મારા સંગીત અનુષ્ઠાનના પરિણામ, ચિંતન અને મનન તથા અનેક પ્રાચીન અર્વાચીન ગ્રંથોના પરિશીલનનો નિષ્કર્ષ જાણવા પૂરતી જ આશા રાખવામાં આવશે મારી શક્તિ મુજબ એ જવાબદારી પાર પાડવાને હું પ્રયત્નશીલ છું. સેવાભાવથી સ્વીકારેલ આ પ્રયાસ તરફ આપ સૌની સમભાવના માગું છું. અને ક્ષતિઓ તરફ ક્ષીરનીર દૃષ્ટિ રાખવા અનુરોધ કરું છું.

સામાન્ય પરિપાટી છે કે વિષયને સમજાવવા, સ્પષ્ટ કરવા, ન્યાય આપવા વિષયની વ્યાખ્યા કરવામાં આવે છે કલાની સંપૂર્ણ વ્યાખ્યા કરવી અને તેમાંય વ્યાખ્યાને એકાદ વાક્યમાં સમાવવી એ લગભગ અશક્ય છે સંગીતનું પણ તેમ જ છે. જો કે દરેક જણ પોત પોતાની રીતે પોતાના વિષયની પરિભાષા કરવાનું ચૂકતો નથી, ખરું જોતાં સંગીતની કે કલામાત્રની વ્યાખ્યા એકજ હોઇ શકે-અંતરના અમૂર્ત ભાવોને મૂર્ત કરે એનું નામ કલા. સંગીતની વ્યાખ્યા કરતાં આટલું ઉમેરી શકાય કે અંતરના અમૂર્ત ભાવોને સ્વર, લય અને અભિનય દ્વારા વ્યક્ત કરે એનું નામ સંગીત. જેને શબ્દો વર્ણવી ન શકે, જ્યાં વાણી મૌન સેવે એ નિગૂઢ ભાવોને વ્યક્ત કરે એનું નામ સંગીત. જીહ્વા વગરનું મૂક હૈયું બોલવા મથે અને જીહ્વાની હૃદય વગરની મુખરતા મૌન ધારે ત્યારે સંગીત અવતરે. સંગીત એટલે મુગાની ભાષા, પ્રાણીમાત્રના અંતરબોલ, માતૃભાષા તથા રાષ્ટ્રભાષા કરતાં યે અધિકી એવી વિશ્વભાષા ( Universal Language ).

કોઇ આને સંગીત પુરાણ ન માની લે, અથવા સંગીત પ્રત્યેની

વગેરેથી થાકેના માનસને તાજગી આપવા માટે શ્રમપરિહાર કરવા માટે, તથા અધીર શ્રોતાઓને રોકી રાખવા માટે સમાજનો બુદ્ધિમાન વર્ગ સંગીતનો ઉપયોગ કરતો આવ્યો છે રસ્તે ચાલતા પથિકોનું ધ્યાન એથી પોતાની દવાનો કે ધર્મનો પ્રચાર કરનારા સ્વદેશી કે પરદેશી પ્રચારકો જે રીતે સંગીતનો સદુપયોગ (?) કરે છે એના જેવું જ કાઇક, જો કે એના કરતા વધુ સારી રીતે આપણા સંમેલનોમા સંગીતને સ્થાન અપાય છે—અપાતુ આવ્યુ છે

ભૂતપૂર્વ સાહિત્ય પરિષદોમા સંગીતને જુદા વિભાગનુ મહત્ત્વ આપવામા નથી આવ્યુ, પ્રાચીનુ વ્યવસ્થાપક મડળ પ્રણાલિભગમા માનનારુ છે કે નવુ કરી બતાવવાની ધગશવાળુ છે અથવા સમજપૂર્વક સંગીતને તેનુ નિરાળુ સ્થાન આપવામા માનનારુ છે, તે તો એમનું કાર્ય કહેશે. પરંતુ એમ કહેવામા અતિશયોક્તિ નથી કે આ વર્ષે સાહિત્ય સંમેલને સંગીતને એક સ્વતંત્ર અંગ તરીકે સ્વીકારીને જે મહત્ત્વ આપ્યુ છે તેથી તણે પોતાની કીર્તિ વધારી છે, સરસ્વતી માતાના બે સંતાનો સાવકા ભાઈની જેમ નોખા હતા તેમને સાધવાનુ શ્રેય આ સંમેલન પામે છે એથી એની મહત્તામા ઉમેરો થાય છે સંગીત અને સાહિત્યના સંલગ્નથી ક્યા નૂતન દિવો અવતરશે અને જગતને અજવાળશે એ તો ભવિષ્ય કહેશે

સાહિત્ય પરિષદની કાર્યવહીથી હુ અજાણ છુ, એના વિભાગીય પ્રમુખોની જવાબદારી અને કાર્યપધ્ધતિ પણ મારા અનુભવથી અતીત છે ભારતવર્ષીય સંગીત પરિષદોના સુકાન સભાળ્યા છતા નવા પ્રસંગે જે જાતની મુઝવણ થાય તેવી અવસ્થામાથી આજે હુ પસાર થઇ રહ્યો છુ નવોઢા જે લજ્જા અને સંકોચથી સસરિયામા પગના માંડે મારી તેવી અવસ્થા છે કે કેમ તે હું નથી જાણતો, છતા ન સમજાય એવા સંકોચપૂર્વક આ સાહિત્ય જગતના મહા સંમેલનમા આજે હુ ડગલા ભરુ છુ નવા પ્રાણી પર સૌની આંખો પડે છે, અને એ આંખો તે પ્રાણીની આપને ખાતરી બનાવી મૂકે છે અને એ આંખો કેવી રીતે જોશે, અને કેવો બનાવી મૂકશે, કોણ જાણે ?

આજની જવાબદરી સ્વીકારતાં એક બીજો આત્મસંકોચ હું અનુભવું છું. સંગીતના અભ્યાસાર્થે જીવનનાં કેટલાંય વર્ષો પરપ્રાંતમાં ગાળ્યાં હોવાથી માતૃભૂમિ અને માતૃભાષાથી હું વંચિત રહેલો છુ અને તેથી મારું ગૂર્જર ગિરાનુ ગ્નાન–જ્ઞાન અર્થમાં વપરાય કે નહિ તે શંકાસ્પદ છે અને તેથી આપ જેવા ભાષાશાસ્ત્રીઓ શબ્દ–શિલ્પીઓ અને વાણી સ્વામીઓના અખાડામાં ઉતરવાની અનધિકાર ચેષ્ટા આદરું છુ. આજની જવાબદારી મે એ વિશ્વાસે સ્વીકારી છે કે મારી પાસે માત્ર મારા સંગીત અનુષ્ઠાનના પરિણામ, ચિંતન અને મનન તથા અનેક પ્રાચીન અર્વાચીન ગ્રંથોના પરિશીલનનો નિષ્કર્ષ જાણવા પૂરતી જ આશા રાખવામાં આવશે મારી શક્તિ મુજબ એ જવાબદારી પાર પાડવાને હું પ્રયત્નશીલ છુ. સેવાભાવથી સ્વીકારેલ આ પ્રયાસ તરફ આપ સૌની સમભાવના માગું છું. અને ક્ષતિઓ તરફ ક્ષીરનીર દૃષ્ટિ રાખવા અનુરોધ કરુ છું.

સામાન્ય પરિપાટી છે કે વિષયને સમજાવવા, સ્પષ્ટ કરવા, ન્યાય આપવા વિષયની વ્યાખ્યા કરવામાં આવે છે કલાની સંપૂર્ણ વ્યાખ્યા કરવી અને તેમાંય વ્યાખ્યાને એકાદ વાક્યમાં સમાવવી એ લગભગ અશક્ય છે સંગીતનુ પણ તેમ જ છે. જો કે દરેક જણ પોત પોતાની રીતે પોતાના વિષયની પરિભાષા કરવાનુ ચૂકતો નથી, ખરું જોતાં સંગીતની કે કલામાત્રની વ્યાખ્યા એકજ હોઇ શકે–અંતરના અમૂર્ત ભાવોને મૂર્ત કરે એનું નામ કલા. સંગીતની વ્યાખ્યા કરતા આટલુ ઉમેરી શકાય કે અંતરના અમૂર્ત ભાવોને સ્વર, લય અને અભિનય દ્વારા વ્યક્ત કરે એનુ નામ સંગીત. જેને શબ્દો વર્ણવી ન શકે, જ્યાં વાણી મૌન સેવે એ નિગૂઢ ભાવોને વ્યક્ત કરે એનું નામ સંગીત. જીવ્હા વગરનુ મૂક હૈયુ બોલવા મથે અને જીવ્હાની હૃદય વગરની મુખરતા મૌન ધારે ત્યારે સંગીત અવતરે. સંગીત એટલે મુગાની ભાષા, પ્રાણીમાત્રના અંતરબોલ, માતૃભાષા તથા રાષ્ટ્રભાષા કરતાં યે અધિકી એવી વિશ્વભાષા ( Universal Language ).

કોઇ આને સંગીત પુરાણ ન માની લે, અથવા સંગીત પ્રત્યેની

અતિવૃત્તિ પણ ન સમજે, તેમ મમત્વ ભર્યો પક્ષપાત પણ ન માને કારણ મારા જીવનના આ અનુભવ બોલે છે.

જેના વિષે શ્રદ્ધા હોય, એને જગતનું અધિષ્ઠાન બનાવી દેવાની વૃત્તિ મનુષ્યમાં સ્વાભાવિક જ હોય છે. સામે જ જોતી માનવદૃષ્ટિ જેને જુએ તેને જ આંખમાં ભરી દે છે અને એની આસપાસનુ બધું સ્વયમેવ ગૌણ બની જાય છે. કદાચ એ દૃષ્ટિનો દોષ હશે યા નજરની અશક્તિ હશે, છતાં એ સત્ય છે કે માનવમાત્ર લક્ષ્યબિંદુ તરફ કેન્દ્રિત બને છે અને એની આજુબાજુ નૂતન સંસાર રચે છે. અને એમ નથી લાગતુ કે એ કેન્દ્રિત ભાવના જ તત્ત્વશોધન તથા તત્ત્વદર્શન કરવામાં સહાયક હોય છે ? કોઇ એને એકાગ્રી ઉપાસના કહે તો ભલે, એવું કહેનારા પણ પોતાના દૃષ્ટિબિંદુની આસપાસ એવા જ વલયો રચે છે, પરંતુ મારી પરિભાષા માટે તો મારો સ્વાનુભવ છે. વિવિધ ભાષા, નોખી સંસ્કૃતિ, નિરાળુ રાષ્ટ્રીયત્વ અને જુદી ભાવનાઓથી ઉભરાતા યુરોપ જેવા અગણ્યા ભૂખંડમાં સામાન્ય અંગ્રેજી ભાષા જાણનાર, યુરોપના અન્ય દેશોમા પોતાના ભાવ કેમ દર્શાવી શકે ? છતાં મે અનુભવ્યું છે કે Continent ઉપરના પ્રત્યેક દેશમાં સ્વર, લય અને અભિનયની વાણીમા સૌની સાથે બોલી શકાય છે, અંતરભાવ સમજાવી શકાય છે, ગાઢ સબન્ધ પણ જોડી શકાય છે. ભગવાન તથાગતના ધર્મપ્રચારની કથાના વર્ણનમાં આવે છે કે તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં પ્રાણીમાત્ર એમના ધર્મવેણુ સાંભળતા અને તેઓ ગમે તે ભાષામાં બોલતા છતાં પ્રાણીમાત્ર પોતપોતાની ભાષામાં સમજી લેતા. બુદ્ધનો અંતર ભાવ અને નિગૂઢ અર્થ એ ઝીલી લેતા અને એમનો ધર્મ અગીકારતા. આપણે એ ભાષાને અંતરની વાણી કહીશું નહિ ? સંગીત પણ એવી જ અંતરની ભાષા છે.

કાબ્યને અપનાની લેના દૂર દૂર સુધી જ્યાથી એ અવાજ આવતો હતો તે તરફ ચાલતોજ રહ્યો એની સવાદાત્મક સવેદનાનુ સસ્મરણ આજે આ અત્યારે પણ મને રોમાચ ઉપજાવે છે એ પુસ્તુ ભાષામા ગવાતા ગીતની ભાષાથી અને અથ થી હુ અજ્ઞાત હતો અને બહુ દૂરથી સભળાતા શબ્દો પણ અકાર, ઇકાર, ઉકાર વગેરે સ્વરૂપમા ફેરવાઇ જતા હોવાથી માત્ર ગળાઇને આવતા વિશુદ્ધ સ્વરોજ સભળાતા હુ એ સ્વરો પાછળજ મૃગની માફક આકર્ષાયો અને ભટકયો એ સ્વરોનુ સ્વાદન આપ પણ લ્યો

( અત્રે પડિતજીએ એ સ્વરો ગાઇ બતા યા હતા જેની શ્રોતાઓ ઉપર વાચ્છિત અસર થઇ હતી )

આ સ્વરો આપને કઇ કહે છે ? એ શુ કહે છે તે આપને સમજાય છે ? શબ્દોને ન સાભળશો, અથ ને ન તપાસશો, માત્ર એ સ્વરોને જ ઝીલજો સાભળો, ફરીથી હુ ગાઉ ભીને હૈયે કરુણાથી કોઇ વીનવતુ હોય એમ લાગે છે ? વારવાર એ સ્વરોને સાભળ્યા પછી આપ સ્વીકારશો કે એ અતરના ખોલ છે ?

સૌની માફક એક વખત હુ પણ શબ્દ વગરના સગીતને અર્થ વગરની આલાપચારી અને અનુપયોગી તાન બાજી સમજતો અને આજે પણ રસ અને ભાવની દૃષ્ટિએ અજાણપણાથી કરવામા આવતી વિધાન–વગરની આલાપચારી અને યોજના વગરની તાનબાજીને અર્થહીન પરિશ્રમ કહેવામા હુ સકોચાતો નથી જે અભ્યાસ અને જે સ્વાનુભવ એ આલાપ–તાનને અર્થહીન કહેવા દબાણ કરે છે તે જ અભ્યાસ અને સ્વાનુભવ મારા ઉપરના કથન મુજબ સગીતને વિશ્વવાણી (Universal Language) કહેવાને પ્રેરે છે

મારા અનેક અનુભવે માનો એક અનુભવ આ રહ્યો

ગોડલ નરેશની ૬૧ મી વર્ષગાંઠના ઉત્સવમા મને નિમત્રણ હતુ. મારી જ્ઞાન પિપાસાએ ત્યાના હરિજન બધુઓને ભજન ગાવા નોતર્યા રાગ, તાલ, આલાપ કે તાનના શાસ્ત્રીય જ્ઞાન વગરના, છતા ભાવિક હૃદયના એ અત્યજોના ગીતમાથી અતરને આજીજી કરતો એક કરુણ કોમલ સ્વર મે સાભળ્યો જે કરુણ સ્વરે મને નવી જ દૃષ્ટિ બક્ષી

હતી, ગુજરાતી ભજનની એ પંક્તિ આ રહી, આપ પણ એ પંક્તિ સાભળો અને સાક્ષી દાઓ

સા સા | રિ | ગ | મ | પ–ધપ | ગમ | ગમ | રિગં | રિગં | સા રિ
અ ગ ના ની લો કો રે · તમે કા

ગં | મગં | રિ સા | રિ ગં | રિ રિ .
· ની દ ર મા સુવો .

જેણે મને નવી દૃષ્ટિ આપી એ ભજનની આ પહેલી પંક્તિ છે એના શબ્દોમા કંઇ પણ ચમત્કૃતિ દેખાય છે ? કોઇ એને કવિતા પણ કહી શકશે ? છતા એ જ શબ્દો સ્વરના સયોગથી કેવો અદ્ભુત ચમત્કાર ઉપજાવે છે 'કા નીદરમા સુવો ?' એ એક આજ્ઞાર્થ પ્રશ્ન છે કેઇ અધિકારી ના ઘરના વડીલ જે આજ્ઞારવમા પ્રશ્ન કરે તેમા અને આમા મહદ્ અતર છે એમ નથી લાગતુ ? 'કા નીદરમા સુવો ?' એ સુવો શબ્દને ઋષભ ઉપર ન ઉચ્ચારતા ગાધાર ઉપર, મધ્યમ ઉપર, પચમ ઉપર, યા અન્ય સ્વર ઉપર ઉચ્ચારીએ તો જે અનુનય, જે આનદ, જે વિનમ્ર ભાવ ભક્તની વાણીના એ પ્રશ્નમા જોઇએ તે નહિ ઉપજે એટલુ જ નહિ પરતુ ઋષભને બદલે નીચે 'સા' પર આવીને થાભીએ તો એ પ્રશ્નચિન્હને બદલે પૂર્ણવિરામ જ લાગશે સ્વરોમા પૂર્ણ વિરામ અલ્પવિરામ, પ્રશ્નચિન્હ ઉદ્ગાર ચિન્હ એ આવી શકે છે એની જેણે જાણ નથી એ સૌ અચરજ ન પામશો, સાભળો અને પ્રત્યક્ષ અનુભવ કરો

(પંડિતજીએ અને ભિન્ન ભિન્ન સ્વરો ઉપર ભિન્ન ભિન્ન ભાવો દર્શાવતી વસ્તુઓ સપ્રયોગ સમજાવી હતી,)

મને ખાતરી છે કે આ દૃષ્ટાતથી સ્વરો શાશા અર્થો ઉપજાવે અને શી શી ભાવના જગવે છે એ સમજાયા વિના નહિ રહે હિંદના પ્રત્યેક પ્રાતના લોકગીતમાથી જેને જોવાની આખ હશે તેને સ્વરોનુ આ ભાવદર્શન થશે જ એકવાર હુ મ આધળો હતો મને એ ઋષભે જ દેખતો કર્યો છે સ્વરસગીતની ભાવસૃષ્ટિ ત્યાર પછી જ હુ જોઇ શક્યો છુ પૂર્ણપણે વિશ્વાસ જો, મારા આ કથનમા સપૂર્ણ શ્રદ્ધા રાખજો કે એ સ્વરસગીતના ઓછા વધતા રસ દર્શનથી જ મારી

વિદેશયાત્રા સફળ બની હતી. આલાપ તાનનુ શાસ્ત્રીય સંગીત સમજવાની શક્તિ હિંદના નાગરિકોમાંય અલ્પ પ્રમાણુમાં જ છે એવી અવસ્થામાં આપણા સંગીતથી અજ્ઞાત-એવી યુરોપની પ્રજાના કાન અપરિચિત એવા આપણા સંગીતના ભાવો કેમ ઝીલી શકે? છતા, સ્વરભાવ, રાગભાવ અને રસભાવના બળ ઉપર મને જે શ્રધ્ધા હતી-છે, એણે જ મારો માર્ગ સરળ કર્યો હતો યુરોપનાં કેટલાય હૈયાએ વીર, કરુણ, શાંત અને શૃંગારનો રસ શબ્દ વગર માત્ર સ્વર દ્વારા ઝીલ્યો હતો. સ્વર ભાષાની સર્વદેશીયતા ત્યારે જ મારા અંતરમાં ઊગી

હુ જાણુ છુ કે સ્વરભાષાની ને સ્વરભાવનાની મારી આ વાતોથી કેટલાક ભડકી ઊઠે છે. તરુણ ગુજરાતી સાહિત્ય સભા (મુંબાઇ) તરફથી અપાયેલા મારા વ્યાખ્યાન પછી કેટલાક શબ્દ શિલ્પીઓએ એની ઠેકડી કરવાનુ પણ પસંદ કર્યું છે. નવી બાબત ન સમજાય તેવી હોય ત્યા સુધી હમેશા ઉપહસનીય લેખાય, કેટલીક વાર વિરોધને પાત્ર પણ ગણાય, છતા મને સંપૂર્ણ આશા છે કે મારી એકનિષ્ઠ સ્વરભક્તિ કયારેક તો સમજાશે જ અને સમજાશે ત્યારે એટલાં જ આદરથી અપનાવાશે

શબ્દ સંગીત કરતાં સ્વરસંગીતના પ્રચારનો હું પક્ષપાતી ગણાઉં છુ. એ સત્ય છે. એ પક્ષપાતની પાછળ કેટલાંક મહત્ત્વનાં કારણો પણ છે. જેમાંનુ એક પ્રબળ કારણ મનુષ્યજાતિના ઉત્થાન અને પતન સાથે સબધ ધરાવે છે.

એ અજાણ્યું નથી કે કવિ કે લેખક કોઇ પ્રલોભનને વશ થઇ કોઇના પ્રશસ્તિ-ગીત રચે છે, અને ત્યારે ઘણીવાર એ ખુશામતી બની જાય છે, અને એ પ્રશસાના વહેણમા પોતાને, પોતાની વાણીને અને એના શ્રોતાને પણ ડુબાવી દે છે. એ કવિ મટી ભાટ બને છે. અને સ્વપર પતન નિમંત્રે છે.

સંગીત અને સંગીતકાર પણ એજ કારણોથી એ જ જાતની ભાટાઇથી નવાબો કે સુલતાનોની હીન વૃત્તિને ઉત્તેજે એવાં સંગીત ગાવાથી સભ્ય સમાજથી ઉવેખાયા હતા, અનાદરાયા હતા અને

સ્પર્શ્ય હરિજન જેવા ગણાયાં હતા. પરંપરા પ્રાપ્ત પ્રાચીન ગીતો-માંથી મારા આ કથનની સાબિતીઓ જોઇએ તેટલી મળી શકે એમ છે. હિંદનો મહાન કીર્તિશાળી મહાગાયક તાનસેન પણ આવી ભાટાઇથી મુક્ત નથી, થોડાં પ્રાચીન ગીતોનાં ઉદાહરણ આ રહ્યાં.

ઇદ મુબારક હોવે, જુગજુગ નિતનિત તુમકો મહેરબાન.
સકળવિદ્યા ગુણ નિધાન અતિહી આનંદ કરો, દેત ગુણીનકો આદરમાન,

જુગ જુગ જીવો કોટી વરસ લોં દેવો કરો તુમ નિત દન
તાનસેન કહે, સુનો શાહ અકબર, ચહું ચક રાજ્ય કરો મર્દન મહા મયદાન.

× × ×

એ આયો રે આયો બળવંત શાહ આયો છત્રપતિ અકબર
સપ્તદીપ, ઔર અષ્ટ દિશા નર નરેન્દ્ર ઘર ઘર થર થર ડર
નિશદિન કર એક છીન પાવે, વર્ણું ન પાવે લંકા નગર,
જહાં તહાં જીતન રીરત સુનિયત હૈ જલાલદ્દીન મહમદ કો લસ્કર
શાહ હુમાયુ કો નન્દન, ચન્દન એક તેગ જોદ્ધા તકવર,
તાનસેનકો નિહાલ કિજે, દીજે કોટીક જરજરી નગ ર કમર.

× × ×

મહમદશા રંગીલા રે બલમાં, તુમ બીન મેંકાં કારી બદરિયાં, નેક ના સુહાવે.

× × ×

તુ વે મહમદ શાહ દરબાર, નિઝામુદ્દીન સુજાન,
ધવલ કલશ પર બલબલ જૈએ, તુમ પર જાઇએ કુરબાન.

× × ×

હિન્દમેં આનંદ ભયો, કોટી દુર્જન ગયે,
મેરે તખ્તવલી આલમગીર સાની,
બાજે નિશાન, ફહરાન સુને ગઢપતિ,
નઇ નઇ ધાક ડર હુકમ માની.
અદલ ઇન્સાફ ઉન સપત
' અદારંગ ' કહાં લગ ગાઉં જાકે કાદર કરીમકી મહેરબાની.

× × ×

આવાં તો અનેક ગીત જૂનાં ગીતોમાંથી મળી આવશે. અને પરંપરાથી ચાલી આવેલા ગુરુમુખે યાદ કરેલાં, અને આજે ગવાતાં-ગાવા પડતાં—આ બધાં ગીતોનો અભ્યાસ કરવાથી સ્પષ્ટપણે સમજાશે કે સંગીત અને સંગીતકાર શા માટે માનભ્રષ્ટની અવસ્થાને પામ્યા હશે. રાજા મહારાજાની, સુલતાન નવાબની કે અમીર ઉમરાવની વિલાસવૃત્તિ પોષવામાં કાવ્ય અને સંગીતનો દુરુપયોગ થાય ત્યારે જાગૃત મનુષ્યોને એમાં સમાજનું પતન દેખાય જ. અને એ રીતે સંગીત અને સંગીતસેવી બધા જ તિરસ્કારને પાત્ર બને એ સ્વાભાવિક છે. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આવાં વિકાર-પોષક સંગીતમાં યોજાયલાં શબ્દો જ મુખ્યત્વે કારણભૂત હોય છે. ભાવમય તથા ઉચ્ચ વિચારોથી ભરેલા શબ્દસંગીતથી માનવનો આત્મા જેમ ઉન્નત બને તેમ જઘન્ય વિચારોથી ઊભરાતા શબ્દસંગીતથી માનવ અને માનવસમાજ અવનતગામી બને જ. **जघन्य गुण वृत्तिस्था अधो-गच्छन्ति तामसाः** એ શબ્દો આના સંગીતને માટે પણ સત્ય છે. અત્યાર સુધી મોટે ભાગે વિકારી સંગીત જ જનતાની સામે ધરવામાં આવ્યું છે. અને એનું શું પરિણામ આવ્યું છે એ સમાજના અધિકારીવર્ગથી અજ્ઞાત નથી; શબ્દો એના અર્થ અને ભાવ પ્રમાણે શુભાશુભ કે ઇષ્ટા નિષ્ટ અસર ઉપજાવે જ; એને માટે દલીલની આવશ્યકતા છે? અને તેથી જ હું શબ્દ સંગીત કરતાં સ્વરસંગીતનો વિશેષ પક્ષપાતી છું

સ્વરસંગીત સર્વદા નિર્મળ, અવિકૃત અને વરાળની માફક સદાય ઊર્ધ્વગામી હોય છે. વીણા, વાયોલિન, સારંગી, ગીટાર, વેણુ, શરણાઇ કે એવાં અન્ય વાદ્યગીત કે, જેમાં સ્વરસંગીત જ હોય છે, જેમણે એમાંથી ઉદ્ભવતા રાગભાવ અને રસભાવ ઝીલ્યા હશે એમને સમજતાં જરાય વાર નહિ લાગે, કે શબ્દ વગરનાં એ સ્વરકાવ્ય કેટલાં ઉચ્ચગામી અને અલૌકિક હોય છે!

સ્વરોમાં એક બીજી પણ મહાશક્તિ સમાયેલી છે. શબ્દોને પોતાનો સહકાર આપી શબ્દોનાં અર્થને વિશદ કરી, તેનાં શુભાશુભ પરિણામમાં વધુ બળ અને સ્થાયિત્વનો એ સંચાર કરે

છે. જે શબ્દોનો વારંવાર ઉચ્ચાર પુનરુક્તિ દોષ ગણાય, ક્ષતિરૂપ મનાય અથવા ચર્વિતચર્વણ લેખાય તે જ શબ્દો જુદા જુદા સ્વરવિધાનથી વારંવાર ગવાય અને એ રીતે કાન પર, મન પર અને હૃદય પર વારંવાર અથડાતા શબ્દના અર્થની નિગૂઢ અસર શ્રોતાનાં મન પર ગાઢરૂપે અંકિત થાય છે. અને આ રીતે એ શબ્દની, ગીતની, કાવ્યની માનવસમાજના માનસ પર સ્થાયી અસર જમાવે છે; અને તેથી જ એવાં શબ્દગીતો જનસમાજના સંસ્કારના પરિવર્તનમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે.

ઠુમરી, ગઝલ, કવાલી અને એવી જાતનાં અન્ય શબ્દકાવ્યોએ સ્વરોનો સાથ સાધીને કેવાં અનિષ્ટ પરિણામ ઉપજાવ્યાં છે એ આજના કરતાં પચાસ વર્ષ પૂર્વેની જનતા વધુ સારી રીતે જાણતી હતી. અને આ બધાંના કારણમાં ગીતમાં યોજાયેલા શબ્દો જ મુખ્યત્વે હોય છે મનુષ્યની દૃષ્ટિ બીજાને જોઇ શકતી નથી; સ્થૂલ વસ્તુને નિહાળે છે. સૂક્ષ્મ કે કારણદેહને કોણ જોવા બેઠું છે? સૌ કોઇ સ્થૂલને જ સર્વસ્વ ગણે છે શબ્દ ને સ્વરની તકરારમાં પણ કારણરૂપ શબ્દોને ભૂલીને અનિષ્ટ પરિણામોનું આરોપણ સંગીત પર જ થયું છે. અને પરિણામે સંગીત તથા-સંગીતકાર અનાદર પામ્યા છે, તિરસ્કારાયા છે, ઉપેક્ષાયા છે, અને સમાજભ્રષ્ટ ગણાયા છે. શબ્દોના શુભ પરિણામ વિષે કંઇ જ વિરોધ નથી. કદી હોઇ પણ ન શકે માગે વિરોધ માત્ર અનિષ્ટ શબ્દ સંગીત પૂરતો જ છે છતાં એમાં વિવેક નથી જળવાતો અને જળવાશે ય નહી આવાં અનેક કારણોથી હું સ્વ-સંગીતનો પક્ષપાતી છું. મારો યૌવનને ભોગે મેળવેલો સ્વાનુભવ છે કે સ્વરસંગીતમા જ ભાવનાઓનુ નિગૂઢ દર્શન થાય છે. અંતરના સંવેદન સાથે સંવાદ સાધીને એ આત્મનિમજ્જન કરાવે છે અને વિશ્વની અનંતતામાં લીન બનાવી મૂકે છે. શબ્દસંગીત એ બહિર્ગીત છે સ્વરસંગીત એ આંતરગીત છે. શબ્દસંગીત એ મનરંજક છે, જનરંજક છે; સ્વરસંગીત આત્મરંજક છે. શબ્દ-સંગીત તેના અર્થ અને ભાવ તરફ આકર્ષે છે, અને વૃત્તિને પ્રક્ષુબ્ધ કરે છે, ત્યારે સ્વરસંગીત વૃત્તિ અને પ્રજ્ઞાને સ્થિર બનાવી હૃદય અને આત્માને અનિર્વચનીય આનંદમાં નિમજ્જિત કરે છે.

સાહિત્ય, સંગીત કે કલાનો જ્યારે આતરશુદ્ધિ, હૃદયવિકાસ અને આત્મનિમજ્જન અર્થે જ ઉપયોગ થાય, કરાય, ત્યારે અને ત્યારે જ તે सत्यम् शिवम् सुन्दरम् હોય. અન્યથા એ વિકૃત દશાને જ પામે અને એ વિકૃત સાહિત્ય, વિકૃત સગીત અને વિકૃત કલાઓનુ સેવન, એમનો સમાગમ, સહવાસ, અરે, સ્પર્શ સુદ્ધાં વ્યક્તિ કે સમાજના સારકારિક પતનનું કારણ બને છે. અને તેથી જ કલાની વિશુદ્ધિ જાળવવી એ પ્લેગ કે શીતલા (Small Pox) ના રોગ અટકાવવા કરતાં પણ વધુ મહત્ત્વનુ છે. સગીતને અવિકૃત રાખવાને માટે જ હુ સ્વરસંગીતની આટલી વકિલાત કરું છુ.

ઔરંગઝેબે એના રાજ્યમાં ઊડે ઊડે સગીતને દફનાવી દેવાની આજ્ઞા કરી હતી. સ્વરાજ્યના સૂત્રો આપણા હાથમા હોય ત્યારે સિનેમા, નાટ્યસસ્થા, રગભૂમિ તથા ખાનગી કે જાહેર જલ્સા-ઓમાં વિકૃત સગીત અને કલાઓના થતા પ્રદર્શન પર સપૂર્ણ અકુશ મૂકાય તો જનતાના મોટા ભાગનું માનસ ન સમજ્ય એવા વિષપ્રયોગ (Poisonous Injections) માથી બચી જાય. અને વિકૃત માનસના દુષ્પરિણામોથી હિદ ઊગરી જાય. સગીત, સાહિત્ય અને કલાની જીવન પર એવી ઊડી અને દીર્ઘજીવી અસર હોય છે કે પ્રચડ આંદોલન વગર તેમાં પરિવર્તન કરવાનું લગભગ અશક્ય છે આપણા સામાજિક અને ધાર્મિક જીવનોત્સવોમાં આ કથનની સત્યતાના પડઘા જેને કાન છે અને ધ્યાન છે તે સાંભળી શકશે. સૌ કોઇના કાન અને ધ્યાન એ'આવ, અને સૌ કોઇ સાંભળતું થાવ સમજતું થાવ—મારી એ વિનીત પ્રાર્થના છે

મહાગુજરાતના પ્રતિભાવાન કવિઓ, સમર્થ લેખિનીપતિઓ અને સસ્કારસ્વામીઓએ સંગીત-કલા અને સગીતશાસ્ત્ર તરફ જોઇએ તેનુ ને જોઇએ તેટલુ હજી સુધી ધ્યાન આપ્યુ નથી. થોડાંક સગીતરસિકોએ ટૂકા કે લાંબા લેખો લખ્યા છે, હાર્મોનિયમ ગાઇડ કરતાં ચઢિયાતાં એવાં થોડાં પુસ્તકોનાં પ્રકાશન પણ થયાં છે, કોઇ કોઇએ અલ્પાભ્યાસે કે વગર અભ્યાસે, વિચાર્યે કે

વિનાવિચાર્યે સંગીતમાં સુધારા-વધારા સૂચવવાની ચેષ્ટા પણ કરી છે. છતાં, ગુજરાતનો મોટો ભાગ તટસ્થ અવસ્થા સેવે છે. થોડેક અંશે, ઘણું કરીને મધ્યમ વર્ગના નાગરિકોમાં સંગીતની ભૂખ લાગી હોય એવું જણાય છે. સાહિત્ય સંગીત અને કલાના સમાગમમાં રહેવું એ સંસ્કારિતાનું એક અંગ છે એમ માનવાની નૂતન 'ફેશન' ને લીધે, અથવા સમાજના વલણનું વહેણ કેટલાંક કારણેથી હમણાં એ તરફ વળેલું હોવાને લીધે, કિંવા ક્ષણિક સુખભોગના સાધન તરીકે, વા તાજગી (Recreation) મેળવવાની ઇચ્છાને લીધે, સાચું કે ખોટું, ઇષ્ટ કે અનિષ્ટ, ગ્રાહ્ય કે ત્યાજ્ય, ઉત્તેજન-યોગ્ય કે ઉપેક્ષાપાત્ર એનો વિવેક કરવાની અનિચ્છા કે અશક્તિને લઇને જેને જેવું ને જ્યાંથી મળ્યું તેવું સંગીત અપનાવી લેવાની આતુરતા જણાય છે. બંગાળના ગ્રામગીતો અને ગ્રામનૃત્યો તથા આસામની અસરકારી જાતિઓનાં લોક-ગીતો અને લોકનર્તનો તરફનું આપણું-ગુજરાતનું આકર્ષણ અને અંધ અનુકરણ એ એનાં પુરાવા છે.

આપણાં લોકગીત કે ગ્રામનૃત્ય એ આપણાં ભૂત જીવનસંસ્કારના અવશેષો છે. અને એનું પણ આપણા સમૃદ્ધ વિકાસમાં સ્થાન છે. એનાં અંગોનો અભ્યાસ કરી કોઇનું અનુકરણ ન કરતાં એમાં નૂતન તત્ત્વો ઉમેરી વ્યક્તિ ને સમાજના જીવનને રસાળું, સંસ્કારવાહી ને ઉન્નત બનાવવાના પ્રયત્નો સર્વથા આવશ્યક છે. અને આ બધા પ્રયત્નો અંધકારમાંથી પ્રકાશમાં જવાના પ્રયાસ તરીકે અથવા શૂન્યમાંથી સર્જન થશે એ આશાએ આવકારવા જોઇએ, ઉત્તેજવા જોઇએ. તેમ જ સંગીત અને નૃત્યના આપણાં એ દિવ્ય અવશેષો ઢંકાઇ ન જાય, વિસરી ન જવાય, માત્ર ભૂતકાળની ભવ્ય ભાવના જ બની ન જાય એવી કાળજી રાખીએ તો આપણો સર્વાંગી વિકાસ સરળ અને સુલભ થઇ પડે.

પરંતુ એને માટે સંગીત, નૃત્ય તથા કળાનાં અધિકારસૂત્રો, એ વિષયના તપસ્વી અને સંસ્કારી નિષ્ણાતોના હાથમાં મૂકાય તો જ એ શક્ય બને.

સાહિત્ય પરિષદની માફક ભારતવર્ષીય તથા પ્રાંતીય સંગીત પરિષદો પણ ભરાઇ છે, ભરાય છે. નિમંત્રિત ગાયક-ગાયકોના જલ્સાઓ થાય છે. કલાને નામે, રસ અને ભાવનાનાં મધુર બહાને, વિકૃત કલાના પ્રદર્શન થાય છે. કોઇ ગાતુ હોય, તો માથું ડોલાવવામાં અને ક્વચિત એકાદ રાગને ઓળખવામાં જેમના જ્ઞાનની હદ આવી રહી હોય એવા કોક રાજવી, કો'ક દેશનેતા, કોઇ કાયદાશાસ્ત્રી એ સંગીત પરિષદના પ્રમુખસ્થાને બિરાજે છે. અને પરંપરાથી ચાલી આવેલા અનેકોના તપે સમર્થ બનેલા એવા સંગીતમાં સુધારાઓ અને વધારાઓ કરવાનો ઉપદેશ આપે છે. અને વર્તમાનપત્રો સંગીત પરિષદ સંપૂર્ણ સફળ નિવડયાના સમાચારો પ્રકાશિત કરે છે.

અલ્પાભ્યાસે સંગીતાચાર્ય બની બેસવાના, થોડા વાચને પંડિત ગણાવાના પ્રયાસો પણ ગુજરાતમાં થયા છે, થાય છે. અબોધ જનતા એને આવકારે છે. આ બધું શિક્ષિત-સમુદાયના હાથમાં સંગીતના સૂત્રો આવતાં તિરોહિત થઇ જશે. અને એટલા માટે ગુજરાતના સંસ્કારી વર્ગને આ ક્ષેત્ર ખેડવાને હું અનુરોધપૂર્વક આમંત્રું છું.

ઘણાં વખતથી 'વિશ્વમાં હિંદી સંગીતનું સ્થાન કયાં ?' એ પ્રશ્ન મારા ચિંતનનો મુખ્ય વિષય બનેલ છે. કેટલાકો સાથે એને છૂટથી ચર્ચ્યો છે અને જુદે જુદે ખૂણેથી એને નિહાળી એનો નિષ્કર્ષ કાઢવા મથ્યો છું.

આપણાંમાંનો મોટો ભાગ હિંદી સંગીતને વિશ્વમાં ઉચ્ચ અને અદ્વિતીય માને છે. કોઇ કોઇ પાશ્ચિમાત્યોના વિકાસ આગળ આપણા સંગીતને હજી આરંભિક અવસ્થાનું જ લેખે છે, ત્યારે કેટલાકો પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય સંગીત પોતપોતાના સંસ્કાર અને સંજોગ પ્રમાણે ભિન્ન ભિન્ન રીતે અવલોકે છે અને બન્નેને પોતપોતાની સમાન કોટિમાં મૂકે છે. એમાં સંદેહ નથી કે આપણું હિંદી સંગીત મુખ્યત્વે વ્યક્તિવિકાસના તત્ત્વ પર સર્જાયેલું, ત્યારે પાશ્ચાત્ય સંગીત સમૂહવિકાસના તત્ત્વ પર રચાયેલું છે. આપણા રાગ કે રાગિણીનાં નોખાં સ્વરૂપ એ

જુદીજુદી વ્યક્તિઓ જ છે ને ? દરેક રાગ રાગિણીના નોખા નોખા ભાવ અને નોખા નોખા રસ એ બધુંય વ્યક્તિવિકાસ જ કહી શકાય. આપણાં વાદ્યો, એની રચના, એનો નાદ એ બધુ પણ સામુદાયિક તત્ત્વપર રચાયેલું છે એમ નહિ કહી શકાય, છતાં, આપણો એ વ્યક્તિવિકાસ કઇ દિશામાં, કેવો અને કેટલો સફળ થયો અને એણે શું સાધ્યુ એ તપાસીશું તો એનો વાસ્તવિક ઉત્તર મળી રહેશે.

સહુ જાણે છે કે જગતમાંના વિવિધ દેશ અને વિવિધ જાતિનાં સંગીત, સાહિત્ય અને કલા એ એમનાં સંસ્કારનું પ્રતિબિમ્બ છે 'ટારઝન' જેવી ફિલ્મમાં રજુ થયેલુ વન્ય જાતિનુ—વન માનવોનુ સંગીત એ સંસ્કૃતિની પ્રથમ અવસ્થામાં જીવતી પ્રજાનુ પ્રતીક રજૂ કરે છે. હિંદમાં પણ શૈલવાસી, વનવાસી, ગ્રામવાસી ને નગરવાસી પ્રજામાં તે તે પ્રજાના સંસ્કારોની છાપ તેમનાં સાહિત્ય, સંગીત અને કલામાં મૂર્તરૂપે જણાય છે. અને એ ઉપરથી એ દેશે એ પ્રાન્તે કે એ જાતિએ સભ્યતાના કેટલા સોપાન વટાવ્યા હશે અને સંસ્કારિતાની કેવીક પ્રેરણા ઝીલી હશે એનુ માપ નીકળી શકે છે નગરજનોના જલ્સાઓ, ગ્રામજનતાના ભજનો અને ભીલ કોળી કે દૂબળાઓના ઉત્સવો જોવાથી પણ આ વસ્તુ સ્પષ્ટપણે સમજાશે, અને એ વાતને સિદ્ધ કરશે કે સંગીતમા પણ ક્રમવિકાસ હોય છે દરેક પૂર્ણત્વને આરંભાવસ્થા હોય છે જ. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સંગીત પણ પ્રારંભાવસ્થામાથી જ ક્રમિક-વિકાસ પામતું આજની કક્ષા સુધી પહોચ્યુ છે. બિથોવન, મોઝાર્ટ, વાગ્નર, કે શોપાં જેવા મહાન સંગીતકારોની સંગીત-પ્રસાદી એ એમનો અમૂલ્ય વારસો છે અને એને માટે એ પ્રજા યોગ્ય અભિમાન લઇ શકે છે ને લે છે. તેમ આપણે પણ આપણા પૂર્વાચાર્યોનો, રાગપ્રણેતા ઋષિઓનો, નારદ, ભરત, દત્તિલ, કોહલ આદિ પ્રાચીન સંગીત કોવીદોનો, તથા સારંગદેવ, અહોબલ પાર્શ્વદેવ, વ્યંકટમખી. તેમ જ સ્વામી હરિદાસ, શ્રી ત્યાગરાજ, બૈજ બાબરા, તાનસેન વગેરે મહાન સંગીતાચાર્યોનો ગૌરવભર્યો ઉલ્લેખ કરી શકીએ અને આદરથી પ્રણમીએ

સંગીતના વ્યવસ્થિત ઇતિહાસના અભાવે બધાનો ક્રમવાર ઉલ્લેખ કરવો અઘરો પડે, છતાં, આપણને મળેલો એમનો વારસો, આપણા રાગ અને રાગિણી, ભાવ અને રસ, એ બધું ય આપણા મસ્તકને સદૈવ ગૌરવવનુ રાખવાને પર્યાપ્ત છે, તેમ છતાં, કેટલાકો આપણા સંગીતને—જગતની પ્રાચીનતમ પ્રજાના સંગીતને આજે વીસમી સદીમાં પણ આરભાવસ્થામા છે, એમ ઉચ્ચારવામાં લજ્જા નથી પામતા. હિન્દને જગત સમક્ષ વગોવવાના ઘણાંય પ્રયત્નો થયા છે ને થાય છે. એના આચાર, વિચાર, ધર્મ, સભ્યતા, સંસ્કારિતા એ બધા પર ખૂબ પ્રહારો કરવામાં આવ્યા છે—આવે છે. સંગીત પણ આવી ટીકાઓથી મુક્ત ન રહ્યું એ દુઃખનો વિષય છે. ઘણાંઓને આવી પ્રવૃત્તિઓ પાછળ રાજકીય રમત હોવાની ગંધ આવી છે, અને રાજકીય રમત એ ગંદામાં ગદી વસ્તુ છે. સાથે એ પણ એટલુ જ સત્ય છે કે આવે સમયે જ આવા હીન પ્રહારોથી આપણી રાષ્ટ્રીય અસ્મિતા જાગી ઊઠે છે અને પુણ્યપ્રકોપ પ્રજ્જવલી ઊઠે છે. અને એ જાગૃતિ અને પુણ્યપ્રકોપ અંધારામાં રહેલાં આપણાં અ ક સત્યો અને સ્વત્વોને પ્રકાશમાં આણે છે. મને વિશ્વાસ છે કે આ જાગૃતિના યુગમાં જ સ્વામી વિવેકાનંદ કે રામતીર્થ જેવો કોઇ સંગીતનો ભેખધારી હિન્દી સંગીતની આદર્શ ઉચ્ચતા વિશ્વ પાસે કબુલાવશે.

આપણી સંગીત જાહ્નવીનુ ઉગમસ્થાન, આર્ય સંગીત સરિતાની જન્મોત્રી, જગતના પ્રાચીનતમ, ઉચ્ચતમ અને કદાચ આદ્યતમ ગ્રંથ એવા વેદોમાં જ સાંપડે છે આપણાં સંગીતનાં બધાંય બીજો સામગાનમાં મળી આવે છે. પ્રાચીનકાળમાં યજ્ઞ વખતે વૈદિક ઋચાઓનુ ગાન થતું. ગીતરૂપ મંત્રો સામ કહેવાતા. **गीतरूपाः मंत्राः सामानि** એ પ્રાચીન વચનો એની પુષ્ટિ આપે છે જ. સામગાન કરનારા ઋત્વિજો સામગ કહેવાતા. તેમ ગાયત્રી ઉષ્ણિગ, ત્રિષ્ટુભ, અનુષ્ટુભ વગેરે છંદોનુ ગાન કરનારા છંદોગ કહેવાતા મુખ્ય ગાનાર ઉદ્ગાતા કહેવાતો અને તેના સહાયક અને સાથીને પ્રસ્તોતા અને પ્રતિહર્તા એ શબ્દોથી

ઓળખવામાં આવતા. યાજ્ઞવલ્કય જેવા સમર્થ સ્મૃતિકારનું નામ છંદગાયકોમાં સાંપડે છે. સામગાયન વખતે વીણા અને વેણુનું વાદન પણ સન્નિહિત હોય એમ જણાય છે. એ સંબંધમાં વિશેષ હકીકત સામસંહિતા, છાંદોગ્ય ઉપનિષદ્, તાંડય બ્રાહ્મણ, નારદી શિક્ષા વગેરે ગ્રંથોમાં મળે છે. તેમ જ વૈદિક ઋચાઓના ગાનપ્રસંગે સામગ ઋત્વિજોએ કયા કયા સ્વરો લેવા, તેના પણ નિયમો જણાય છે.

उदात्ते निशाद गान्धारो
अनुदात्ते ऋषभ धैवतौ અને
स्वरीते षड्ज मध्यम् पंचम्

આમ સાત સ્વરોની વહેંચણી કરવામાં આવી છે. જો કે ગાત્રવીણા વિષે વિચાર કરતાં અને એ સંબંધના ઉલ્લેખો તપાસતાં સામગાન આરંભમાં પાંચ ને છ સ્વરમાં જ થતું હશે એમ લાગે છે. આજની છેલ્લામાં છેલ્લી શોધ પણ એમ કહે છે કે કોઇ પણ રાગની આરંભાવસ્થા પાચ સ્વરથી જ હોય છે. અને એ રીતે વેદ કાળમાં પણ આરંભમાં પાંચ, પછી છ અને ક્રમવિકાસે સાત સ્વર રૂઢ થયા હોય તો નવાઇ નહીં. કૃષ્ટ, પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મન્દ્ર અને અતિસ્વાર્ય,—એ સપ્ત યમો અથવા સપ્ત સ્વરો એ જમાનામા ઉપયોગમાં લેવાના.

વેદકાળમાં તાલ્લુક વીણા, કાંડ વીણા, અલાબુ વીણા, કપિશિર્ષ વીણા, વાણ વગેરે અઘાટી વાદ્યો તેમ જ દુંદુભિ, દ્રવય, કેતુમત વિષગોત્રી વગેરે ચામડેમઢ્યા વાદ્યોનો ઉલ્લેખ મળે છે. તથા વેણુ, તુણવ, ગોધા, નાળી, નારિકા, ભારધૂની વગેરે ફુંકથી વગાડી શકાય તેવાં વાદ્યોની નામાવલિ જડે છે.

*હિન્દના અનેક થર થયેલા પ્રવાસને લીધે જ્યાંથી સા મ ગા ન* સંબંધે અને પ્રાચીન પ્રણાલિકા સંબંધે મૌખિક અને ગ્રંથીકત જે જે માહિતી મળી એ બધાંનો સાર કાઢતાં પણ એજ નિષ્કર્ષ નીકળે છે કે આપણું આર્ય સગીત બહુ પ્રાચીન અને અતીત

કાળથી ચાલતું આવેલું છે અને ક્રમવિકાસના નિયમે એમાં અનેકમણો વિકાસ થતો રહ્યો છે—થયો છે.

ભરત નાટ્યશાસ્ત્ર એ વિકસિત અવસ્થાનું એક સંગીત શાસ્ત્ર છે. ગદ્ય, પદ્ય અને અભિનય એ ત્રણેના યોગ્ય વિકાસ વગર નાટ્યસંસ્થા નિર્માણ થઇ શકે નહિ. ભરતના કાળ પર્યંત અનેક રૂપોમાં વિકાસ પામીને નાટ્યકલા નિયમબદ્ધ કરવામાં આવે એટલી કક્ષાએ પહોંચી ગઇ હતી; એ ભરતમુનિના નાટ્યગ્રંથથી સિદ્ધ થાય છે. ભરતમુનિનો એ ગ્રંથ મુખ્યત્વે નાટ્યગ્રંથ છે. છતાં સંગીતશાસ્ત્રને માટે પણ ઉપલબ્ધ ગ્રંથોમાં એ સર્વથી પ્રાચીન પ્રમાણુ ગ્રંથ છે. રત્નાકર, પારિજાત, દર્પણ, મકરન્દ, ચતુરદંડી, પ્રકાશિકા, વગેરે બારમી સદી પછીના ગ્રંથોમાં ભરતનો જ આધાર લેવામાં આવ્યો છે. અને ભરતનો કાળ ઇ. સ. પૂર્વે ૫૦૦ થી આમળ આણી શકાય તેમ નથી ભાષાશાસ્ત્રીઓ, ભરતમુનિનો કાળ વ્યાકરણાચાર્ય પાણિનીની પૂર્વે મૂકે છે.

સામગાન, છંદગાન, જાતિગાન, વગેરે પદ્ધતિમાં પણ ક્રમ-વિકાસને સ્થાન છે જ. ભાષા, સંસ્કાર ધર્મ અને આચાર વગેરેમાં કાળક્રમે ફેરફાર થતાં તેની અસર સંગીત પર પણ થઇ હશે; અને ક્રમશઃ આજે જે રાગગાન ગવાય છે તેનો વિકાસ થયો હશે.

રાગગાયન પ્રચાર પામ્યા પછી પણ તેમાં પુરુષ રાગ, સ્ત્રી રાગિણી, અને નપુંસક રાગોનું વર્ગીકરણ થયેલું જોવામાં આવે છે. તેમ જ રાગોને માટે ઋતુઓ અને સમય પણ નિશ્ચિત કરવામાં આવ્યા છે.

બારમી સદી પછીના લગભગ બધા ય ગ્રંથોએ ભરતની સ્વર પરંપરા અને બાવીશ શ્રુતિસ્થાનોની પરંપરા જાળવવાના ક્રિમમહુના એ પ્રાચીન પરંપરાને વળગી રહેવાની કાળજી રાખી છે. આધુનિક ગ્રંથલેખકોમાં પણ એ વિષે ઠીક ઠીક ચર્ચા ચાલી છે અને ચાલે છે. જેમણે ભરતમુનિની બાવીશ શ્રુતિની પરંપરાને ઉપેક્ષી છે એવા ગ્રંથકારોના ગ્રંથ બહુ થોડા કાળમાં મૂલ્ય વગરના થઇ પડશે, એમાં સંદેહ નથી.

ભન્ત મુનિની એ શ્રુતિ અવસ્થાને આજે પણ ધ્યાનમા લેવી પડશે કારણ એ જાણ્યા વિના સમજ્યા વિના ઉકેલ્યા વિના સગીતનું બધુ જ્ઞાન વ્યર્થ થઇ પડશે એ સબધી મ્હારૂ નિરીક્ષણ અધ્યયન અને સશોધન મારે આપની સમક્ષ ટૂકમા પણ મૂકી દેવુ જોઇએ

આપણુ સગીત નૈસર્ગિક સ્વરસગીત પર રચાયેલુ છે આ તપોભૂમિના ઋષિઓએ એકાન્ત ચિતન, મનન અને નિદિધ્યાસનથી પ્રકૃતિમાથી જે સ્વરદર્શન કર્યું એના પન્થીજ આપણા સગીતનુ સર્જન થયુ છે નૈસર્ગિક સ્વરસપ્તક પર રચાયેલુ હિન્દી સગીત નિસર્ગની સાથે વધુ સવાદ સાધે છે વધુ તાદાત્મ્ય પામે છે એ નિર્વિવાદ છે અતરના મૂક સવેદન-ભાવ બિંદુ સ્વાભાવિક સ્પન્દ એ નૈસર્ગિક સ્વરસવાદથી ગતિમાન બને છે એક અતરનુ સવેદન બીજા અતરને સ્પર્શે અને એ ધબકી ઊઠે વીણા સતાર કે દિલરુબાના ઉપરના તારના ઝણકાર સાથે નીચેના તર્ફના તારો ઝણઝણી રહે એવી રીતે આપણા નૈસર્ગિક સ્વરો સાથે જેમા અનુરણન રહેલુ છે એવી દરેક વસ્તુઓ એ નૈસર્ગિક નાદ સાથે સવાદ કરવા પડેલી પડે છે એના મિલનમા જેમ આનદ છે તેમ સ્વરોના સવાદમાયે આનદ છે અને એ સ્વરમિલનના યોગ્ય પર સ્વરસવાદના પાયા પર જ આપણા સગીતની ભવ્યતા ઊભી છે ષડ્જ પચમ ભાવ, ષડ્જ મધ્યમ ભાવ અને ષડ્જ ગાધાર ભાવ એ ત્રિપુટીનુ સવાદિત્વ અને અનુવાદિત્વ સાધવુ એ આપણા સગીતનુ મૂળતત્ત્વ છે કહેવાય છે કે પાશ્ચિમાત્યોની Harmony પણ સ્વરસવાદના તત્વ પર રચાયેલી છે, છતા એમની Harmony મા સપૂર્ણ સવાદ કેવી રીતે જળવાય છે એ પ્રશ્નનો ઉત્તર ત્યાના પડિતો તરફથી મળ્યો નથી દરેક નાદનો સવાદાત્મક દૃષ્ટિએ વિચાર કરીએ તો પ્રત્યેક નાદનો ષડ્જ પચમ ભાવે અને ષડ્જ મધ્યમ ભાવે સવાદ અને ષડ્જ ગાધાર ભાવે અનુવાદી સ્વર મેળવવા જોઇએ, અને તેમ કરવુ હોય તો પશ્ચિમના પડિતોએ એક સપ્તકમા ૨૨ નાદ સ્વીકારવા પડશે અને એ ૨૨ નાદ જે

આપણે ત્યાં શ્રુતિને નામે પ્રસિદ્ધ છે, એને અપનવવા પડશે અને ૨૨ શ્રુતિ એ હિન્દનો વારસો છે, હિન્દી સંગીતનું આદ્ય ધન છે. અને એ ૨૨ નાદોને શોધ્યાને ઓછામાં ઓછો કાળ ગણિયે તો પણ ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષથી આગળ આગણી શકાય એમ નથી. આ બધુ વિચારતાં, વિશ્વે નાદ શાસ્ત્રની બાબતમાં હીંદ પાસે " **शिष्य स्तेहं शाधिमाम् त्वां प्रपन्नम्** " કહીને નમવું પડશે.

એ ૨૨ શ્રુતિની નાદવ્યવસ્થા, ટૂંકમાં સમજાવી જાઉં. જો કે સામાન્ય જનતાને એ કંટાળાભર્યું લાગશે; છતાં, ધીરજ રાખીને નાદશાસ્ત્રના એ કોયડાને ઉકેલવો આવશ્યક છે.

નાદશાસ્ત્ર ઘણુંજ સૂક્ષ્મ છે, ક્લિષ્ટ પણ છે અત્યાર સુધી ભરત, કોહલ, દત્તિલ, સારંગધર, અહોબલ, રામામાત્ય, વ્યંકટમખી વગેરે પૂર્વાચાર્યો લગભગ બે હજાર વર્ષથી આજ સુધી નાદશાસ્ત્રના કોયડાને દરેક જણ પોતાની રીતે સમજતો આવ્યો છે ને સમજાવતો આવ્યો છે. એ પ્રાચીન ગ્રંથકારોની નાદવ્યાખ્યા અને શ્રુતિવ્યવસ્થા તેમ જ સ્વર સ્થાન સમજવા અને સમજાવવા માટે હાલના કેટલાક પંડિતોએ પણ યથાભ્યાસ તથા યથાશક્તિ પ્રયાસ કર્યો છે.

મોગલ સમય પછીના અંધકાર યુગમાં જે ગ્રંથોનો નાશ થયો, જેને અભાવે ૨૨ શ્રુતિની પ્રાચીન નાદ વ્યવસ્થા પર જે અંધાર પછેડો આવી પડ્યો, જેનાથી પ્રાચીન અને અર્વાચીન કડી જોડવાનુ અશક્ય બન્યું, જેથી ગ્રંથોના નાદ પ્રકરણને સમજવું અને ઉકેલવું અઘરું થઇ પડ્યુ; છતાં, સતત અભ્યાસ અને લબ્ધ-ગ્રંથોના વારંવાર પરિશીલનથી હવે એ અણ-ઉકેલ કોયડો લગભગ પૂર્ણ-ઉકેલની અવસ્થામાં આવી રહ્યો છે. કેટલાક અનભ્યાસીઓ શ્રુતિની સ્વરવ્યવસ્થાની ગૂંચમાંથી છટકવાને માટે એક સપ્તકમાં ૧૨ નાદ માનવાનો માર્ગ બતાવે છે પરંતુ, વ્યવહારમાં ગાયક-વાદક જે સ્વરોનો પ્રત્યક્ષ ઉપયોગ કરે છે, જે નાદ વગર આપણા રાગોની વાસ્તવિક અસર, સૂક્ષ્મ ભાવના તિરોહિત થવાનો સંભવ છે એવા એ નાદોને કે જે પ્રાચીન પરંપરાથી ઉપયોગમાં લેવામાં આવ્યા છે; એવી, પ્રાચીનોની ભવ્યતા સમા નાદોનો સદંતર ત્યાગ કરવો

એ પરંપરાભિમાનીને તેમજ શાસ્ત્ર સાથે અબાધિત સંબંધ જાળવી રાખવાની વૃત્તિવાળાઓને કેમ સ્વીકાર્ય થઇ શકે ? ઉપરાંત—આપણી રાષ્ટ્રીય અસ્મિતા અને આર્ય-સંસ્કૃતિનો વારસો જેને માટે આપણે ગૌરવ લઇ શકીએ અને જગતમા ઊંચુ મસ્તક રાખી શકીએ એવા એ સ્વરજ્ઞાનને કેમ જ તિલાંજલિ આપી શકાય ? જગતમા Dorian Scale, Phythosorian Scale, Tempered Scale, વગેરે સ્વરસપ્તકો પોતાનુ સ્થાન જાળવી રહ્યા હો। તો આપણે સદીઓથી ચાલી આવેલા Aryan Scale ને જાળવી રાખવા જેટલુ સ્વાભિમાન પણ ન રાખી શકીએ ?

આપણી ૨૨ શ્રુતિઓ સ્વરસવાદ પર રચાયેલી છે સા-પ ભાવ અને સા-મ ભાવ એ નાદોના સ્વસંવાદ સૂચવે છે પ્રત્યેક સ્વરને, પ્રત્યેક નાદને, પ્રત્યેક શ્રુતિને જાણવાને માટે તેનુ સંપૂર્ણત્વ અને શુધ્ધત્વ સમજવાને માટે એ સંવાદભાવ જાણવો અવશ્યક છે અને એ ષડ્જ પંચમ અને ષડ્જ મધ્યમ ભાવને આપણે ત્યા ષડ્જગ્રામ અને મધ્યમગ્રામથી ઓળખવામા આવે છે સંગીત રત્નાકરાદિ ગ્રંથોએ ષડ્જ ગ્રામની સ્વરવ્યવસ્થા બનાવતા કહ્યુ છે કે—

षड्ज पंचमभावन षड्जे ज्ञेया स्वरा बुधैः। આ શ્લોક અને સાત સ્વરોમા વહેચાયલી ૨૨ શ્રુતિઓ નો શ્લોક

चतु श्चतु श्चतु श्चैव षड्ज मध्यम पंचम
द्वे द्वे निषाद गांधारौ त्रिस्त्री रिषम धैवतौ।

એ શ્લોકોને તપાસતા સા સાથે પંચમનો સંવાદ, ઋષભ સાથે ધૈવતનો સંવાદ ગાંધાર સાથે નિષાદનો તથા મધ્યમ સાથે ષડ્જનો સંવાદ સાધ્યો છે એ જ રીતે ષડ્જ મધ્યમ ભાવે મધ્યમગ્રામની રચના છે

એક સપ્તકમા ૧૨ નાદ માનનારા *षड्ज पंचम भावे न* એ શ્લોકનો વિપરિત અર્થ કરે છે, અને એ રીતે પોતાના મતનુ પ્રતિપાદન ઘટાવવાનો પ્રયત્ન કરે છે અને સા સાથે પ, પ સાથે તેનો પ ઋષભ, ઋષભને સા કલ્પના તેના પંચમ તરીકે ધૈવત,

ધૈવત સાથે ગાંધાર, ગાંધાર સાથે નિષાદ, નિષાદ સાથે મધ્યમ તિવ્ર, તિવ્ર મધ્યમ સાથે ઋષભ કોમલ, કોમલ ઋષભ સાથે કોમલ ધૈવત, કોમલ ધૈવત સાથે કોમલ ગાંધાર, કોમલ ગાંધાર સાથે કોમલ નિષાદ અને કોમલ નિષાદ સાથે શુદ્ધ મધ્યમ અને અન્તે શુદ્ધ મધ્યમ સાથે ષડ્જ આ પ્રમાણે આખું જે સ્વરચક્ર રચાય છે અને એ ક્રમે જે બાર નાદસ્થાન ઉદ્‌ભવે છે, એ બાર નાદોને સ્વીકારવાને કેટલાકો ભલામણ કરે છે, પરંતુ, સ્વરસંવાદની દૃષ્ટિએ એ સ્વરચક્રમાં ઘણી ઊણપો રહેલી છે, સ્વર-સંવાદની દૃષ્ટિએ જે અશુદ્ધિઓ રહે છે, એ અપૂર્ણતાઓ અને અશુદ્ધિઓ એક સપ્તકમાં ૨૨ નાદ સ્વીકાર્યા વગર ઉકેલી શકાતી નથી ! શકાવાની નથી.

ધારો કે ષડ્જની ૨૪૦ આંદોલન સંખ્યા છે, એ સંખ્યાને માનીને ૧૨ નાદોને ગોઠવવા માગીએ તો શરૂઆતમાં ષડ્જ પંચમ ભાવે ૩૬૦ આંદોલનનો પંચમ ૨૪૦ ના ષડ્જ સાથે સંવાદ સાધશે. અને ૩૬૦ ના પંચમ સાથે ૨૭૦ નો ઋષભ સંવાદ કરે અને એ ૨૭૦ ના એ ઋષભ સાથે ૪૦૫ નો જ ધૈવત સંવાદ કરી શકે, અને એ ક્રમે ૪૦૫ ના ધૈવત સાથે ૩૦૩ ૩/૮ નો ગાંધાર સંવાદ સાધે. નાદવ્યવસ્થાની જે પ્રથમ ગૂંચ આવે છે તે આ ગાંધારે ઊભી કરી છે. ઑર્ગન કે હાર્મોનિયમ એ સપ્તકના ૧૨ નાદોના સિદ્ધાંત (Theory) પ્રમાણે મેળવેલાં હોવાથી અગાઉ જણાવેલ એવી સર્વ અવસ્થામાં ગાંધાર ૩૦૩ ૩/૪ આંદોલનનો જ ધ્વનિત થાય. પરંતુ, સ્વરોનું સંપૂર્ણ સંવાદિત્વ સાધવું હોય, જાળવવું હોય,–અને એ જાળવવું જ જોઇએ–તો તંબૂર તથા વીણા જેવા અનુરણનવાળા કોઇ પણ વાદ્યના નાદમાંથી જે સ્વયંભૂપણે ગાંધાર ધ્વનિત થાય છે એ જ નૈસર્ગિક ગાન્ધાર, સંવાદી તત્ત્વોની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે. અને નાદશાસ્ત્રવેત્તાઓ એ નૈસર્ગિક ગાન્ધારના ૩૦૦ આંદોલન માને છે. અને એ ૩૦૦ આંદોલનનો ગાંધાર આપણે સ્વીકારીએ તો એની સાથે ષડ્જ–મધ્યમ ભાવે ૪૦૦ નો ધૈવત અને ષડ્જ-પંચમ ભાવે ૪૫૦ નો નિષાદ સંવાદ સાધે. જો ૪૦૦ નો ધૈવત ને ૪૫૦ નો નિષાદ

સ્વીકારીએ તો, ૨૭૦ ના ઋષભ સાથે પંચમ ભાવે સંવાદ કરતા ૪૦૫ ના ધૈવતનું શું થાય? નાદશાસ્ત્રની આ બધી ગૂંચો ત્યાં સુધી ઉકેલવી અસંભવિત છે, જ્યાં સુધી પ્રત્યક્ષ કર્ણપ્રત્યયથી ષડ્જ પંચમ ને ષડ્જ મધ્યમ ભાવે પ્રત્યેક નાદનો સંવાદ સધાય નહી. આપણા પૂર્વાચાર્યોએ એ ગૂંચ ઉકેલવાને માટે જ એક સપ્તકમાં ૨૨ નાદ સ્વીકાર્યા છે.

એ ૨૨ શ્રુતિઓના ષડ્જ પંચમ ભાવે અને ષડ્જ મધ્યમ ભાવે થતા પરસ્પર સંવાદ ટૂંકામાં જણાવી જાઉં. આવા ગહન વિષયને ટૂંક વિવેચનમાં વિહંગમ દષ્ટિથી અવલોકવું એ લગભગ અશક્ય છે. છતાં, વિશ્વના સંગીતમાં નાદશાસ્ત્રની દષ્ટિએ હિંદનો કેટલો મહાન ફાળો છે, એ થોડું ઘણુંયે સમજાય એટલા માટે આ પ્રવચનમાં એના અલ્પ ઉલ્લેખની આવશ્યકતા માની છે.

એ બાવીશે નાદોને શ્રુતિ કહેવામાં આવે છે. એ શ્રુતિઓના નામ નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧ તીવ્રા | ૧૨ પ્રીતિ |
| ૨ કુમુદ્વતી | ૧૩ માર્જની |
| ૩ મન્દા | ૧૪ ક્ષિતી |
| ૪ છંદોવતી | ૧૫ રક્તા |
| ૫ દયાવતી | ૧૬ સંદિપિની |
| ૬ રંજની | ૧૭ આલાપિની |
| ૭ રક્તિકા | ૧૮ મદન્તી |
| ૮ રૌદ્રી | ૧૯ રોહિણી |
| ૯ ક્રોધી | ૨૦ રમ્યા |
| ૧૦ વજ્રિકા | ૨૧ ઉગ્રા |
| ૧૧ પ્રસારિણી | ૨૨ ક્ષોભિણી |

## ષડ્જ પંચમ ભાવે ૨૨ શ્રુતિઓનો સંવાદઃ–

નીચે જણાવેલ શ્રુતિઓનો સંવાદ ષડ્જ પંચમ ભાવે ૩/૨ ની ગણત્રીએ થાય છે.

| શ્રુતિ નામ | આંદોલન શંખ્યા | સંવાદી શ્રુતિ | આંદોલન સંખ્યા |
|---|---|---|---|
| ૧ છન્દોવતિ | ૨૪૦ | આલાપિની | ૩૬૦ |
| ૨ આલાપિની | ૩૬૦ | રૌદ્રી | ૨૭૦ |
| ૩ રૌદ્રી | ૨૭૦ | ઉગ્રા | ૪૦૫ |
| ૪ ઉગ્રા | ૪૦૫ | પ્રીતિ | ૩૦૩ ૩/૪ |
| ૫ પ્રીતિ | ૩૦૩ ૩/૪ | મંદા | ૪૫૫ ૫/૮ |
| ૬ મંદા | ૪૫૫ ૫/૮ | સંદિપિની | ૩૫૫ ૫/૯ |
| ૭ સંદિપિની | ૩૫૫ ૫/૯ | રક્તિકા | ૨૬૬ ૨/૩ |
| ૮ રક્તિકા | ૨૬૬ ૨/૩ | રમ્યા | ૪૦૦ |
| ૯ રમ્યા | ૪૦૦ | પ્રસારિણી | ૩૦૦ |
| ૧૦ પ્રસારીણિ | ૩૦૦ | કુમુદ્વતિ | ૪૫૦ |
| ૧૧ કુમુદ્વતિ | ૪૫૦ | રક્તા | ૩૪૧ ૧/૩ |
| ૧૨ રક્તા | ૩૪૧ ૧/૩ | રંજની | ૨૫૬ |
| ૧૩ રંજની | ૨૫૬ | રોહિણિ | ૩૮૪ |
| ૧૪ રોહિણિ | ૩૮૪ | વજ્રિકા | ૨૮૮ |
| ૧૫ વજ્રિકા | ૨૮૮ | તીવ્રા | ૪૩૨ |
| ૧૬ તીવ્રા | ૪૩૨ | ક્ષિતિ | ૩૩૭ ૫૯/૨૪૩ |
| ૧૭ ક્ષિતિ | ૩૩૭ ૫૯/૨૪૩ | દયાવતિ | ૨૫૨ ૬/૮૧ |
| ૧૮ દયાવતિ | ૨૫૨ ૬/૮૧ | મદન્તી | ૩૭૯ ૭/૨૭ |
| ૧૯ મદન્તી | ૩૭૯ ૭/૨૭ | ક્રોધી | ૨૮૪ ૪/૯ |
| ૨૦ ક્રોધી | ૨૮૪ ૪/૯ | ક્ષોભિણિ | ૪૨૬ ૨/૩ |
| ૨૧ ક્ષોભિણિ | ૪૨૬ ૨/૩ | માર્જની | ૩૨૦ |
| ૨૨ માર્જની | ૩૨૦ | છન્દોવતી | ૨૪૦ |

## ષડ્જ મધ્યમ ભાવે ૨૨ શ્રુતિઓનો સવાદઃ—

નીચે જણાવેલ શ્રુતિઓનો સંવાદ ષડ્જ-મધ્યમ ભાવે ૩/૪ ની ગણત્રીએ થાય છે

| શ્રુતિ નામ | આંદોલન સખ્યા | શ્રુતિ સખ્યા | આંદોલન સખ્યા |
|---|---|---|---|
| ૧ છદોવતિ | ૨૪૦ | માજંનિ | ૩૨૦ |
| ૨ માજંનિ | ૩૨ | ક્ષે ભિણિ | ૪૨૬ ૨/૩ |
| ૩ ક્ષોભિણિ | ૪૨૬ ૨/૩ | ક્રોધી | ૨૮૪ ૪/૯ |
| ૪ ક્રોધિ | ૨૮૪ ૪/૯ | મદન્તી | ૩૭૯ ૭/૨૭ |
| ૫ મદન્તી | ૩૭૯ ૭/૨૭ | દયાવતી | ૨૫૨ ૬૪/૮૧ |
| ૬ દયાવતી | ૨૫૨ ૬૪/૮૧ | ક્ષિતિ | ૩૩૭ ૫/૮૧ |
| ૭ ક્ષિતિ | ૩૩૭ ૫/૮૧ | તીવ્રા | ૪૩૨ |
| ૮ તીવ્રા | ૪૩૨ | વજ્રિકા | ૨૮૮ |
| ૯ વજ્રિકા | ૨૮૮ | રોહિણિ | ૩૮૪ |
| ૧૦ રોહિણિ | ૩૮૪ | રજના | ૨૫૬ |
| ૧૧ રજની | ૨૫૬ | રક્તા | ૩૪૧ ૧/૩ |
| ૧૨ રક્તા | ૩૪૧ ૧/૩ | કુમુદ્વતિ | ૪૫૦ |
| ૧૩ કુમુદ્વતી | ૪૫૦ | પ્રસારીણિ | ૩૦૦ |
| ૧૪ પ્રસારીણિ | ૩૦૦ | રમ્યા | ૪૦ |
| ૧૫ રમ્યા | ૪૦૦ | રક્તિકા | ૨૬૬ ૨/૩ |
| ૧૬ રક્તિકા | ૨૬૬ ૨/૩ | સદીપિનિ | ૩૫૫ ૫/૯ |
| ૧૭ સદીપિનિ | ૩૫૫ ૫/૯ | મન્દા | ૪૫૫ ૫/૮ |
| ૧૮ મન્દા | ૪૫૫ ૫/૮ | પ્રીતિ | ૩૦૩ ૩/૪ |
| ૧૯ પ્રીતિ | ૩૦૩ ૩/૪ | ઉગ્રા | ૪૦૫ |
| ૨૦ ઉગ્રા | ૪૦૫ | રોદ્રી | ૨૭૦ |
| ૨૧ રૈદ્રી | ૨૭૦ | આલાપીનિ | ૩૬૦ |
| ૨૨ આલાપીનિ | ૩૬૦ | છન્દોવતિ | ૨૪૦ |

વિવેચન ા લ માણ ભયંકર આ સંબધીની કેન્દ્રીય બાબતો મારે લચારીથી છોડવી પડે છે, છતા આટના વિવેચનથી પણ સમજી શકાશે કે આપણુ સગીત નૈસર્ગિક અને સંપૂર્ણ એ । સ્વરસવાદ ઉપર સ્થાપેલુ છે અને સૂક્ષ્મ નિરીક્ષકોને દેખાયા વિના નહી રહે કે એ નૈસર્ગિક સ્વ સવાદનો જીવનના સવાદ સાથે કેટલો પ્રાકૃતિક સ બધ છે, અતરની ઊર્મિઓને વ્યક્ત કરવામા આવ્યું સગીત વધુમા વધુ પૂર્ણત્વને પામ્યુ છે એવી માન્યતા ધરાવનારાઓને આ સ્વરસવાદની રચના પ્રબળ પુષ્ટિ આપે છે અને આત્મગૌરવ લેવાને પ્રેરે છે

હવે આપણે રાગ અને રાગીણીઓના થોડા રૂપ દર્શન કરીએ

હુ જાણુ છુ કે સગીતને અને સગીતના ભાવોને શબ્દની ભાષામા ગૂથવા એ કેટલુ મુશ્કેલ કામ છે ! હૃદયની ભાવના વ્યક્ત કરવામા આપણને ઘણીવાર વાણી અપગ લાગે છે સગીતના ભાવો વ્યક્ત કરતા પણ ભારતી મૌન બની જાય છે અને સ્વર ભાષામા બોલવાની–ગાવાની પ્રેરણા જગાડે છે વક્તા અને શ્રોતા ઉભયને એ વગર કઈક અધુરુ અને ઉણુ ઉણુ લાગ્યા કરે છે એ ઉણપ ગાઇને જ પૂરવી રહી, અને જ્યા સુધી હુ ગાઇશ નહિ ત્યા સુધી જે રાગ કે રાગિણીનુ રૂપદર્શન મારે કરાવ્યુ છે તે કેમ કરાવી શકીશ ? માત્ર સ્વરોના અક્ષરો બોલી જાઉ એથી કઇ રાગનુ સ્વરૂપ ઊભુ થઇ શકે ? પુરુષ રાગ, સ્રી રાગિણી એ બધાના ચિત્રો વિષે આપે સાભળ્યુ હશે કદાચ જોયા પણ હોય, પરતુ, મ્હારે તો એ રાગોનુ પુરુષત્વ અને રાગિણીનુ સ્રીત્વ સ્વરોમા જ આલેખવુ છે–ઓળખાવવું છે અને તે આમ સારીગમના અક્ષરો બોલી જવાથી ન જ સમજાવી શકાય, મારે ગાવુ જ રહ્યુ સાભળો ધ્યાન પૂર્વક અવલોકો —

કોઇવાર નવેલી નવોઢા સમી ચંચલ દેખાતી તો કોઇવાર ધીરા ડગલાં ભરતી ભક્તિની લંગવી; સોળે શ્રંગાર સજેલી નખરાળી કામોદ; કરુણા ડૂબી અશ્રુભીની નીલાસરી; અને એવા બધાય રાગો અને રાગીણીઓ નોખા નોખા સ્વર-કાવ્યો જ છે ને !

આ થોડા આ ટૂંકાણમાં દર્શાવેલાં સ્વરચિત્રોથી આપ કલ્પી શકશો કે મનુષ્યની અતિ સૂક્ષ્મ અંતર ઊર્મિઓને આત્માની પ્રવાહિત ભાવ લહરીઓને, આ સ્વર કાવ્યો-કેવી મૂર્તિમંત રીતે ખડી કરે છે ? ઊર્મિઓને મૂર્ત સ્વરૂપ આપવું, ભાવનાઓને અભિવ્યક્ત કરવી એનુ નામ જ રાગ ..એનું નામ જ કલા

સ્વરભાવ અને રાગરસમાં ડૂબવુ અને બીજાને તરબોળવા એનું નામ જ સગીન સગીત-કલાનો એ જ જીવનધર્મ-ભાવનાના નિમજ્જ માં આત્મૈક્ય અનુભવવુ અને **सत्यम् शिवम् सुन्दरम्** ને પામવુ એ જ કલા માત્રનુ ધ્યેય ! આવું સમજાયા પછી કલા કલા માટે કે કલા જીવન માટે એ પ્રશ્નના ઉકેલની જરૂર રહેશે ?

રાગ અને રાગિણીઓના આ ટૂંકા વિવેચનથી અને એના અલ્પ રસદર્શનથી એટલુ તો સમજાયા વિના નહિ જ રહે કે હિન્દી સગીત એ વ્યક્તિગત વિકાસ હોવા છતા એણે ભાવનાનુ કેટલુ વિશાળ વિશ્વ આવરી લીધુ છે ! અને કેટલાં રસ । ઉંડાણ માપ્યા છે !

ભારતીય સંગીતની એમા જ વિશેષતા છે એમાં જ એનુ આર્યત્વ છે વિશ્વન સગીતમાં એટલા માટે જ એ ઉચ્ચ મસ્તકે ઊભી શકે છે. સર હેન્રી વુડ (Composer & Conductor B. B. C.) સીન્યોરા આલ્ફ્રેડો કસેલ્લે (Principal, Royal, Academy of Music, Rome) ગેઝી કીમ (Great Pianist) જેવા પાશ્ચાત્ય સગીતજ્ઞોએ એટલા જ માટે એને અગાધ કહ્યુ. અને એમાથી પોતાના સગીતને અજવાળવા ભારતીય સગીતના થોડા રજકણ મારી પાસે માગ્યા, મેળવ્યા અને અપનાવ્યા તે એટના જ માટે !

ગુજરાતના સરકારી વર્ગે આ બધુ ધ્યાનમાં લઇને પણ આ દૃષ્ટિ વિશાના ધાવણ ધાવવાની જરૂર છે સરકારી વર્ગે સશોધન

દૃષ્ટિથી પણ આ ક્ષેત્રને ખેડવુ જોઇએ મુંબાઇ જેવી કૉન્ઝરવેટિવ વિદ્યાપીઠ ( Bombay University ) સંસ્થામા સંગીતનો પ્રવેશ કરાવવાને પ્રયાસો થાય છે. અત્યાર સુધી સગીતને મનરંજનનુ જ સાધન માનવામા આવ્યુ છે, પરંતુ સંશોધકો પોતાના કાર્યમા એવી કક્ષાએ પહોચી જાય કે મું બઇ વિદ્યાપીઠને સંગીતને અપનાવવા માટે બાધ્ય થવુ પડે અને અત્યાર સુધી દુર્લક્ષ સેવવા માટે પસ્તાવું પડે એટલુ કાર્યક્ષેત્ર આ વિષયમા વણસ્પર્શ્યુ પડી રહ્યું છે.

આપણે રાગોને રાગ અને રસની દૃષ્ટિએ જોયા. તે ઉપરાત સ્વરોની અને રાગોની શરીર અને મન ઉપરની અસર પણ અવલોકવા જેવી છે એવા માણસોને હુ જાણુ છુ—જેમને અમુક રાગ અતિ પ્રિય હોય છે ને અમુક રાગ અળખામણા હોય છે. કરાચીની જનતાના પરિચિત અને સેવાભાવે કલા અને કલાકારનું દાસત્વ સ્વીકારનાર શ્રી જગજીવનદાસ ગણાત્રા, માલકૌંસ રાગથી એટલા ભડકે છે કે એ રાગ શરૂ થતા જ એ મહેફીલ છોડી નાસી જાય છે—ત્યારે બીજી બાજુ પરમ શ્રધ્ધેય પૂજ્યપાદ પંડિત મદનમોહન માલવિયાજીએ મારી પાસે અમિત અવસ્થામાં હમેશા જ માલકોસ સાભળવાની ઇચ્છા વ્યક્ત કરી છે અને મ રો આ સ્વાનુભવ છે કે માલકૌંસ સાભળીને પોતાનો અઠવાડિયાઓનો થાક એમણે ઉતાર્યો છે. ભોજનના રસનુ જેમ રુચિવૈચિત્ર્ય છે તેમ રાગ રાગિણીના આકર્ષણ સબધમા પણ ભિન્ન રુચિ જણાઇ છે, અનુભવાઇ છે, અને એ સર્વનુ કારણ તન અને મન પર થતા સ્વરોના ભિન્ન ભિન્ન પરિણામો છે. કેટલાક રાગ વૃત્તિને ઉશ્કેરે છે, કેટલાક શાત રાખે છે. કેટલાક વિહ્વલ બનાવી મૂકે છે, કેટલાક કરુણા વહાવે છે ત્યારે કેટલાક નિગૂઢ ચિંતન પ્રેરે છે. કેટલાક રાગો મનુષ્યને વીર બનાવે છે ત્યારે કેટલાક માનવવૃત્તિમા સૈણતાનુ સિંચન કરે છે. આ માત્ર કલ્પના નથી—અનુભવસિદ્ધ સત્ય છે

આ પરિણામોના નિરીક્ષણથી એક પ્રયોગ કરી જોવાની ઇચ્છા જાગી હતી—અને એ ઇચ્છાથી એક જ જાતના ગુલાબના છોડ પાસે જુદી જુદી અગાશીમા જુદા જુદા રાગો ગાઇ એના પરિણામો તપાસવાનો પ્રયત્ન કર્યો હતો...ચર્મચક્ષુથી ખુલ્લુ જોઇ શકાય અને

જોયું આ ભૈરવનું સ્વરસ્વરૂપ ? મધ્યમ સ્વરને અશાંત આપવાથી અને મધ્યમથી ગભીર મીંડ સાથે ઋષભ પર ઊતરવાથી રાગનું પુરુષોચિત ગાભીર્ય તેમજ ઋષભને વારંવાર ગાંધારના આંદોલન આપીને ઉચ્ચારવાથી ભૈરવનું બીરાણુત્વ પ્રગટ થાય છે ? મારી શરમે હા ન ભણશો ! અંતર સ્વીકારે તો જ કબુલજો !

અને આ ગૌરીને જુઓ ! એ કેવી રમતિયાળ મુગ્ધા લાગે છે !

સા રિસ રિ નિ સા નિ સા રિંગ ગ મ ગિંગ, મ ગ રિં સા
ગિ નિ સા નિ ધં નિ રિં ગં સા રિં નિ સ ધં પ ધં મ પ,
મ ગ મ રિં ગ પ ધં નિ સાં રિં સા રિં નિ સાં નિ, ધં પ ધં મ પ
મ ગ મ રિં ગ સા ગિં સા ગિં નિ સા રિંગ રિં સા રિ નિ સા

જોઈને ગૌરીને ? લાગે છે, કોઈ ઉછળતી બાળા જેવી ! હજુ તો એને જીવનની ગભીરતા સ્પર્શી જ નથી હજુ તો એ કલ્પનામાં જાણે વિહરે છે, સ્વપ્નમાં કલ્લોલ કરે છે હસે છે ઉઠે છે બેસે છે કૂદે છે જીવનના તરંગો જાણે હિલોળે ચડવા ! સાંભળો ફરી ફરીને સાંભળો અને વિચારી જુઓ કે ગૌરીનું મારું આ નમ્ર દર્શન સત્ય છે !

અને આ જોગી !

સા, સા રિં મ પ ધં—સા રિં, સાં નિ ધં—, પ મ ગ રિં,
સા રિં મ, પ ધં, પ મ–ગ રિ, સા

કેવી કરુણ કોમળ છે ! એને સાંભળીને કોનું અંતર દ્રવી નહિ ઊઠે ! ઘણી વાર જ્યારે જ્યારે એને ગાઉં છું ત્યારે ત્યારે જાણે ખૂબ રડી લઈએ, ભર્યા ભર્યા આંસુડાં ઠલવી લઈએ હૈયાનો ભાર હળવો કરીએ અંતરમાં કંઈક એવું અણુ-ઉકેલ સંવેદન જગવે છે એ

વગીશ્વરી (બાગેસરી) ને તો આપે સૌએ સાંભળી હશે! પણ મારી બાગેસરી ન્યારી છે. હો! મેં તો એને જ્યારે જ્યારે જોઇ છે ત્યારે ત્યારે એ સ્વકીયા પ્રોષિતપતિકાની પાંપણો મ્હને ભીનાશથી જ દેખાઇ છે. જાણે એ હમણાં જ રડી ચૂકી હશે.

સાંભળો...સાંભળો. સનમને એ કંઇ કહી રહી છે. શી વેદનાની વાર્તા માંડી હશે એણે? શાં વીતક વેણ એ લવતી હશે!

[અત્રે પંડિતજીએ બાગેસરીના સ્વર-આલાપોમાં વિલાપીને કહ્યું કે] વિરહનું દુઃખ જ એવું છે કે હૈયું તડપી રહે, અંતર વલોવાઇ જાય, આત્મા કલ્પાંત કરી ઊઠે, બાગેસરીના આ આલાપોમાં કેટલો કરુણ વિલાપ ભર્યો છે! વ્યાકુળતા જાણે ઉભરાઇ ચાલી! દિલના એ દર્દ છે...આત્માના એ રુદન છે...કો'ક અનુભવી જ એ ઝીલી શકે અને સાંત્વન આપી શકે.

અને આ રહી મારી પ્રિયતમા ટોડી.....એ પ્રૌઢા કેવી વિરહ-દગ્ધા છે...બાગેસરી કરતાં એની દશા નિરાળી જ છે. બાગેસરી કંઇક વિશ્રબ્ધ નવોઢા અને વાસકસજ્જાને મળતી લાગે છે, ત્યારે ટોડી પ્રૌઢા પ્રોષિતપતિકા જણાય છે. પાંત્રીસથી એની ઉમર નાની નહીં હોય–વિરહિણીની જ્વાલાનો એમા ભડકો નથી અંદર ને અંદર એ ધૂમાયા કરે છે એકાંતમાં બેસી એ મૌન આંસુ સારે છે. મન્દ્ર નિષાદ અને મધ્ય મધ્યમ ઉપર ન્યાસ કરતા એ સ્વરો આશાતંતુ જાણે તૂટી ગયો હોય...જીવન જાણે ભાંગી ગયું હોય એવો દર્દમય નિશ્વાસ સંભળાવે છે! ભારે હૈયે સહેતી જતી એની અસહ્ય વેદનાના પડઘા આ સ્વરોમાં સંભળાય છે?

[અત્રે પંડિતજીએ ટોડીને આલાપી ત્યારે એ વિલાપથી આખા જનમંડલમા કરુણાની ઘેરી છાયા છવાઇ ગઇ હતી. સહુના હૈયાં રડી ઊઠયા હતા અને પંડિતજીની આંખો પણ આંસુથી તરબોળ થઇ ગઇ હતી.]

એક એક રાગ અને એક એક રાગિણી. એક એક સ્વરકાવ્ય છે. ધીર ગંભીર, અને પ્રૌઢ વયસ્ક, દરબારી–કાનડો, ચંચલ, ઉદ્દામ અને ઉછળતા યુવાન સમો અડાણો; શાંત અને ગૌરવ ભર્યો માલકૌંસ; તીખાવીર જેવો હીંડોલ; પ્રફુલ્લ અને ઉત્સાહ પ્રેરક બહાર,

કોઈવાર નવેલી નવોઢા સમી ચંચલ દેખાતી તો કોઈવાર ધીરા ડગલાં ભરતી ભક્તિભીની ભૈરવી; સોળે શૃંગાર સજેલી નખરાળી કાંખોજી; કરુણા ડૂબી અશ્રુભીની નીલાંબરી; અને એવા બધાય રાગો અને રાગીણીઓ નોખા નોખા સ્વર–કાવ્યો જ છે ને !

આ થોડ આ ટૂંકાણમાં દર્શાવેલાં સ્વરચિત્રોથી આપ કલ્પી શકશો કે મનુષ્યની અતિ સૂક્ષ્મ અંતર ઊર્મિઓને આત્માની પ્રવાહિત ભાવ લહરીઓને, આ સ્વર કાવ્યો–કેવી મૂર્તિમંત રીતે ખડી કરે છે? ઊર્મિઓને મૂર્ત સ્વરૂપ આપવું, ભાવનાઓને અભિવ્યક્ત કરવી એનું નામ જ રાગ ..એનું નામ જ કલા

સ્વરભાર અને રાગરસમાં ડૂબવુ અને બીજાને તરબોળવા એનું નામ જ સંગીત સંગીત–કલાનો એ જ જીવનધર્મ–ભાવનાના નિમજ્જમાં આત્મરૂપ અનુભવવુ અને **सत्यम् शिवम् सुन्दरम्** ને પામવું એ જ કલા માત્રનુ ધ્યેય ! આટલું સમજાયા પછી કલા કલા માટે કે કલા જીવન માટે એ પ્રશ્નના ઉકેલની જરૂર રહેશે ?

રાગ અને રાગિણીઓના આ ટૂંકા વિવેચનથી અને એના અલ્પ રસદર્શનથી એટલું તો સમજાયા વિના નહિ જ રહે કે હિન્દી સંગીત એ વ્યક્તિગત વિકાસ હોવા છતાં એણે ભાવનાનું કેટલુ વિશાળ વિશ્વ આવરી લીધું છે ! અને કેટલા રસ । ઉંડાણ માપ્યા છે !

ભારતીય સંગીતની એમા જ વિશેષતા છે. એમાં જ એનુ આર્યત્વ છે. વિશ્વન સંગીતમા એટલા માટે જ એ ઉચ્ચ મસ્તકે ઊભી શકે છે. સર હેન્રી વુડ (Composer & Conductor B. B. C.) સીન્ઓર આલફ્રેડો કસેલ્લે (Principal, Royal, Acedam of Music, Rome) ગેઝી કીગ (Great Pianist) જેવા પાશ્ચાત્ય સંગીતજ્ઞોએ એટલા જ માટે એને અગાધ કહ્યું. અને એમાંથી પોતાના સંગીતને અજવાળવા ભારતીય સંગીતનાં થોડાં રજકણ મારી પામે માગ્યાં, મેળવ્યાં અને અપનાવ્યાં તે એટલા જ માટે !

ગુજરાતના સંસ્કારી વર્ગે આ બધું ધ્યાનમાં લઈને પણ આ દૈવી વિદ્યાના ધારણ ધાવવાની જરૂર છે. સરકારી વર્ગે સંશોધન

દૃષ્ટિથી પણ આ ક્ષેત્રને ખેડવું જોઇએ. મુંબાઇ જેવી કૉન્ઝરવેટિવ વિદ્યાપીઠ ( Bombay University ) સંસ્થામાં સંગીતનો પ્રવેશ કરાવવાને પ્રયાસો થાય છે. અત્યાર સુધી સંગીતને મનરંજનનું જ સાધન માનવામાં આવ્યું છે, પરંતુ સંશોધકો પોતાના કાર્યમાં એવી કક્ષાએ પહોંચી જાય કે મું બાઇ વિદ્યાપીઠને સંગીતને અપનાવવા માટે બાધ્ય થવુ પડે અને અત્યાર સુધી દુર્લક્ષ સેવવા માટે પસ્તાવું પડે એટલુ કાર્યક્ષેત્ર આ વિષયમાં વણસ્પર્શ્યું પડી રહ્યું છે.

આપણે રાગોને રાગ અને રસની દૃષ્ટિએ જોયા. તે ઉપરાંત સ્વરોની અને રાગોની શરીર અને મન ઉપરની અસર પણ અવલોકવા જેવી છે. એવા માણસોને હું જાણું છું-જેમને અમૂક રાગ અતિ પ્રિય હોય છે ને અમુક રાગ અળખામણા હોય છે. કરાંચીના જનતાના પરિચિત અને સેવાભાવે કલા અને કલાકારનું દાસત્વ સ્વીકારનાર શ્રી જગજીવનદાસ ગણાત્રા, માલકૌંસ રાગથી એટલા ભડકે છે કે એ રાગ શરૂ થતાં જ એ મહેફીલ છોડી નાસી જાય છે-ત્યારે બીજી બાજુ પરમ શ્રધ્ધેય પૂજ્યપાદ પંડિત મદનમોહન માલવિયાજીએ મારી પાસે શ્રમિત અવસ્થામાં હમેશાં જ માલકૌંસ સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી છે અને મારો આ સ્વાનુભવ છે કે માલકૌંસ સાંભળીને પોતાનો અઠવાડિયાઓનો થાક એમણે ઉતાર્યો છે. ભોજનના રસનું જેમ રુચિવૈચિત્ર્ય છે તેમ રાગ રાગિણીના આકર્ષણ સબંધમાં પણ ભિન્ન રુચિ જણાય છે, અનુભવાય છે, અને એ સર્વનું કારણ તન અને મન પર થતા સ્વરોના ભિન્ન ભિન્ન પરિણામો છે. કેટલાક રાગ વૃત્તિને ઉશ્કેરે છે, કેટલાક શાંત રાખે છે, કેટલાક વિહ્વલ બનાવી મૂકે છે, કેટલાક કરુણા વહાવે છે. ત્યારે કેટલાક નિગૂઢ ચિંતન પ્રેરે છે. કેટલાક રાગો મનુષ્યને વીર બનાવે છે ત્યારે કેટલાક માનવવૃત્તિમા સ્રૈણતાનુ સિંચન કરે છે. આ માત્ર કલ્પના નથી-અનુભવસિદ્ધ સત્ય છે.

આ પરિણામોના નિરીક્ષણથી એક પ્રયોગ કરી જોવાની ઇચ્છા જાગી હતી-અને એ ઇચ્છાથી એક જ જાતના ગુલાબના છોડ પાસે જુદી જુદી અગાશીમાં જુદા જુદા રાગો ગાઇ એના પરિણામો તપાસવાનો પ્રયત્ન કર્યો હતો...ચર્મચક્ષુથી ખુલ્લુ જોઇ શકાય અને

બળપૂર્વક સાબિત કરી શકાય એવું એનું પરિણામ નથી અનુભવાયું છતાં એવું પરિણામ જોઇ શકાયુ અને અનુમાન બાંધી શકયો કે શ્રી. જગદીશ બોઝના પ્રયોગાલયમાં ભિન્ન ભિન્ન રાગોની અસરો વનસ્પતી પર શું પરિણામ લાવે છે એ સ્પષ્ટપણે જોઇ શકય તો સંગીતના ક્ષેત્રમાં એક નૂતન સંશોધનનો માર્ગ ખુલ્લો થાય. મને શ્રદ્ધા છે કે આ હકીકત સપ્રયોગ સંશોધન દ્વારા સિદ્ધ કરી શકાય એમ છે

પૂર્યા રાગની મન્દ્ર આલાપચારી નિદ્રાને નિમંત્રે છે એવુ એક મિત્રના તોફાની બાળકે મને શિખવ્યુ. કોઇ પણ ઉપચારથી એ ઉંઘતો નહીં અને લગભગ આખી રાત માતપિતાને સંતાપતો. સહજ ભાવે બાળકને ગોદમાં લઇ પૂર્યા આલાપનો શરૂ કર્યો અને બાળક ઊંઘી ગયુ ત્રણેક દિવસના પ્રયોગ પછી રાત્રના ૯॥ વાગે નિયમિતપણે બાળક ઊંઘી જતું જોયુ એ સમયે હેતુપૂર્વક પૂર્યા ગાયો હતો એમ નહોતુ, સહેજ ગવાયો ને એનું પરિણામ જણાયું, ત્યાર પછી એ પ્રયોગની યથાર્થતા પુષ્ટ કરવા માટે દિવસે ખૂબ ઊંઘીને આવેલા મારા બે ડોકટર મિત્રો પર એ પૂર્યાની આલાપચારી જમાવી જોઇ. અનુભવના બળથી હુ નિસંકોચ કહી શકું છુ કે માત્ર પૂર્યા રાગથી જ નહી પણ મન્દ્ર સપ્તકમા મેળવેલા બે તમ્બુરાની પહેલી તારો ગાન્ધાર અને નિષાદમા મેળવવામાં આવે અને થોડો કાળ એ તમ્બૂરાજ માન સાભળે તો પણ આંખો ઘેરાયા વિના નહીંજ રહે. આ બધા પ્રયોગોને વધુ શાસ્ત્રીય રીતે સંશોધનની સંપૂર્ણતાએ પહોંચાડવામાં આવે તો વિશ્વવ્યાપી નાદમાં કેટલી અપૂર્વ શકિત રહી છે અને જગતના કલ્યાણઅર્થે એનો કેવો સદુપયોગ થઇ શકે એ સ્પષ્ટ થાય

આટલા વિવેચન પછી વ્યાખ્યાન સમેટી લેવાની ઇચ્છા થાય છે, છતાં સંશોધકોને કેટલાક સકારયાનો છે તેનો ઉલ્લેખ કરવો રહી ન જાય એ ઇચ્છાથી આપણે ત્યા રાગ અને રાગિણીના જે ચિત્રો, રૂપ અને રંગો કલ્પાયા છે એને તપાસી જઇએ.

आरक्तवर्णो धृत गौरयष्टि चिरै सुवर्णैरुपकृत: प्रचार: ।
वीरैर्वृतो वीरकपालमाला माली मतो मालव कौशिकोयम् ॥

આ મંત્રવકૌંષિક રાગને વીરરસ પ્રધાનગણી તેનો આરક્ત વર્ણ કલ્પ્યો છે, શાથી? ષડ્જ મધ્યમ શાંત ગંભીર ભાવ વ્યક્ત કરે છે, આજના માલકૌંસમાં લાલ રંગના ક્યાં તત્ત્વો છે?

श्रीखंडशैलशिखरोशिखि पूच्छवस्त्रा मातंग मौक्तिक मनोहर हारवल्ली ।
आकृष्य चन्दनतरो-रुरगम् वहन्ती सासावरी मलयमुज्वल नीलकान्ते ॥

મલયાચલ નિવાસિની મયુરપૂચ્છ વસ્ત્ર પરિધાના, ગજમૌક્તિકનો હાર ધારણ કરેલી તથા ચંદનવૃક્ષને વળગેલા સર્પોનું આકર્ષણ કરનારી એવી એ આસાવરીને ઉજ્જ્વલ નીલકાન્તા વર્ણવી છે; કયા હેતુથી?

गौरद्युति कुंकुमालिप्त देहातुगस्तनी चन्द्रमुखी मनोज्ञा ।
भर्तुस्मरन्ति विरहेन दूना भूपाली केऽयं रसशांतियुक्त: ॥

ભુપાલીનું આ વર્ણન અને તેમાં વિરહ અને શાંત રસનો અકુદરતી સમન્વય કરીને કવિએ શો હેતુ સાધ્યો હશે?

ભૈરવની ભાર્યા, કૈલાસના શૃંગે વિકસિત કમલપત્રોથી મહેશની પૂજા કરતી ભૈરવીનુ આ પ્રમાણે વર્ણન છે. શો હેતુ સધાય છે એથી?

स्फटिकरचितपीठे रम्य कैलासशृंगे
विकचकमलपत्रै रर्चयन्ति महेशम् ।
करधृत घनावाद्या पीतवर्णा यताक्षी
सुकविभीरीयमुक्ता भैरवी भैरव स्त्री ॥

આ બધાં વર્ણનો કાવ્યાત્મક હોવા છતાં એની પાછળ કોઇ શાસ્ત્રીય ભાવના છે કે કેમ એ સંશોધન માગે છે, તેમજ તીવ્રા કે મંદા, દિપ્તા કે રક્તિકા, રમ્યા કે રૌદ્રી. દયાવતી કે સંદિપની, આલાપિની વા પ્રસારિણી, વગેરે શ્રુતિના નમો માત્ર આલંકારિક જાણવા કે અન્વર્થક માનવાં? દિપ્તા, આયતા, કરુણા, મૃદુ, મધ્યા, વગેરે શ્રુતિની જાતિઓનો રસ અને ભાવ સાથે કંઈ સંબંધ છે કે નહીં એ બધુ સમ્યકપણે વિચારવાની-સંશોધવાની અને એના વાસ્તવિક તત્ત્વો વીણી વીણીને પ્રકાશમાં મૂકવાની જરૂર છે.

સપ્ત સ્વરોના સપ્ત રંગ છે જ એ આજે વિજ્ઞાને સ્પષ્ટ કર્યું છે. સૂર્યના સપ્તરંગી કિરણો સાથે સપ્ત સ્વરોના સપ્ત રંગોનો સબંધ છે અને એનો શરીરની સપ્ત ધાતુઓ સાથે પણ સંબંધ છે. એ બધુ ઘણાં દૃષ્ટિબિન્દુથી ખોળવા જેવું છે મિ એડવર્ડ મેરીઓન નામની વ્યક્તિએ માર્કોટોન નામના ગ્રથમાં સ્વર અને તેના રંગો વિષેની માહિતી પૂરી પાડી છે. ક્રોમોપથી અથવા વર્ણોપચાર નામની ચિકિત્સા પદ્ધતિમા પણ રંગની પ્રાણી માત્રના જીવન પરની અસર સમજાવી છે અને રંગદ્વારા રોગ નિવારણ કરવાના માર્ગ સૂચવ્યા છે. આ સબધમાં વધુ સશોધન કરવામાં આવે, કોઇ રજા, ધનિક, અથવા આપણી યુનિવર્સિટી આ તરફ ધ્યાન આપે તો તેમની સહાય અને સહકારથી તેમ આધુનિક વિજ્ઞાનની સહાયથી વિધિપૂર્વક પ્રયોગ કરી જોવાય અને પ્રાણી માત્રના શરીરમાં રહેલી રક્ત વીર્યાદિ સપ્ત ધાતુઓ પર સપ્ત સ્વરોના સપ્ત રંગની કેવી અને કેટલી અસર થાય છે એ સિદ્ધ કરાય તો એ રીતે માનવ સમાજના આરોગ્ય માટે સ્વર ચિકિત્સા અને રાગ–ચિકિત્સા દ્વારા એક મહત્ત્વનો ફાળો આપી શકાય અને એ રીતે એ સશોધિત સિદ્ધિ આપણા આર્ય સગીતને વિશ્વમાં વન્દનીય સ્થાન અપાવે, સુશિક્ષિતો અને સુસસ્કારીઓ આ અપૂર્વ સંગીતની માત્રા પોતાના હાથમા લે તો કેવળ રજન કાર્ય અથવા તો મોજ શોખના સાધન માંજ ગુગળાઇ ગયેલુ અને રજન કરવાની રસાકસીમાં વિકૃત દશાને પામેલુ આપણુ સગીત તેની વાસ્તવિક દિવ્ય કક્ષાએ પહોંચે અને જન, મન અને આત્મા; વ્યક્તિ, સમાજ અને વિશ્વ મગલમય, કલ્યાણકારી અને આનંદરૂપ બને

અતમાં આ જવાબદારીના સ્થાને મ્હને ચુટવા માટે આપનો તથા સમસ્ત ગુજરાતનો હાર્દિક ધન્યવાદ માનુ છુ, એવ

हिरण्य गर्भ : समवर्तताग्रे
भूतस्य जात : पतिरेक आसीत्
सदाधार पृथिवीं द्यामुतेमां
कस्मै देवाय हविषा विधेम

એ વૈદિક ઋગ્ગીત ગાઇને વિરમુ છુ.

# નરસિંહ પૂર્વેનું ગૂજરાતી સાહિત્ય

●

લેખક : ભોગીલાલ જ. સાંડેસરા

●

**પ્રાચીન** ગૂજરાતી સાહિત્યના સશોધનનો આરભ થયો તે અરસામા ભાષા અને સાહિત્યની ઉત્ક્રાતિ સબધે જે મતમડનો કરવામા આવ્યા હતા તે પૈકી અનેક પાછળથી અવિશ્વનીય હોવાનુ જણાયુ છે પુરાતત્ત્વસશોધનનો વિષય જ પ્રાગતિક છે, એટલે વધુ સાધનસામગ્રી મળતા જૂના મતનુ સ્થાન, તે સાધનસામગ્રીને આધારે ઘડાયેલા નવા મતો લે એ તદ્દન કુદરતી છે સસ્કૃત સાહિત્યના વિષયમા જાણીતા પાશ્ચાત્ય વિદ્વાનોમાં અઢારમી અને ઓગણીસમી સદીમા સ્થાપેલા મતો આજે પાછળના ગણાય છે અને આજના મતો પણ હમેશને માટે સ્થિર રહેશે કે કેમ એ કહી શકાય એવુ નથી

### કેટલાક જૂના મતો

ગૂજરાતી સાહિત્યની બાબતમા લગભગ હમણા સુધી નરસિંહ મહેતાને ગૂજરાતના આદિ કવિ ગણવામા આવતા હતા અને નરસિંહ મહેતા પૂર્વે ભાષામા સાહિત્યકૃતિઓનો અભાવ હતો એવી કંઇક માન્યતા પ્રચલિત હતી ગૂજરાતી સાહિત્યના આદ્ય સંશોધકો કવિ દલપતરામ તથા સદ્‌ગત હરગોવિંદદાસ કાંટાવાળાની એવી માન્યતા હતી કે પાચસો વર્ષ પૂર્વેથી માડી અત્યાર સુધીમા ગૂજરાતી ભાષાના સ્વરૂપમા ઝાઝા ફેરફારો થયા નથી શ્રી કાંટાવાળાએ તો ૧૯૨૦મા છઠ્ઠી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમા પણ આ મતનો પુરસ્કાર કર્યો હતો.

પરન્તુ છેલ્લા લગભગ ત્રણ દસકાઓમા પ્રાચીન ગુજરાતી સાહિત્યનુ જે સશોધન થયુ છે, જૈન ભડારોમા રહેલુ અપભ્રશ અને પ્રાચીન ગુજરાતીનુ જે સાહિત્ય બહાર આવ્યુ છે તથા આ સર્વ નવીન વિગતોના પ્રકાશમા ભાષા અને સાહિત્યની ઉત્ક્રાન્તિ પરત્વે જે વિચારણાઓ તથા ચર્ચાઓ થઈ છે તે ઉપરથી ઉપરોક્ત બન્ને મતો અવિશ્વસનીય પુરવાર થઈ ચૂક્યા છે નરસિહ મહેતા પૂર્વેના, લગભગ તેરમા શતક જેટલા પ્રાચીન સખ્યાબધ જૈન કાવ્યો તથા તે કરતા મુકાબલે અર્વાચીન છતા નરસિહ મહેતા કરતા પ્રાચીન એવાં કેટલાક જૈનેતર કાવ્યો પણ મળ્યા છે તે જોતા નરસિહ મહેતાને ગુજરાતી ભાષાના આદ્યકવિનુ પદ હવે આપી શકાય તેમ નથી

ભાષાના સ્વરૂપ પરત્વે જે મત પ્રચલિત કરવામા આવ્યો હતો તે વિષે પણ એમ જ કહી શકાય નરસિહના જે કાવ્યો છપાયા છે તે તો સારી પેઠે સરકારાઈને અર્વાચીન ભાષામા જ પ્રકટ થયા છે નરસિહના તથા તેના સમકાલીન તથા પુરોગામી કવિઓ તથા લેખકોની પદરમા–સેળમા સૈકાની અથવા તેથી યે જૂની હસ્તલિખિત પ્રતો સખ્યાબધ મળી આવે છે,[1] છતા આશ્ચર્યની વાત એ છે કે નરસિહના કોઇ પણ કાવ્યની હસ્તલિખિત પ્રત સત્તરમા શતકના ઉત્તરાર્ધ પહેલાની મળતી નથી નરસિહના સમયની ભાષા અત્યારની ભાષાની સરખી જ હોવાનો મત અર્વાચીન–અને તે કારણે ઓછી વિશ્વનીય હાથપ્રતોના ઉપયોગને કારણે બધાયો હોય તો નવાઈ જેવુ નથી પણ એ પછી જૂની હાથપ્રતોના સશોધન પ્રત્યે સશોધકોનુ વધુ પ્રમાણમા ધ્યાન રોકાતા જાણીતા સસ્કૃત વિદ્વાન ડૉ બુહ્લરે થરાદના જૈન ભડારમાથી પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબન્ધ'ની હાથપ્રત મેળવી તથા સદ્ગત નવલરામે તે કાવ્ય 'ગુજરાતી શાળાપત્ર'મા પ્રસિદ્ધ કર્યુ કવિ નર્મદાશકરે 'નર્મકોશ'ના ઉપોદ્ઘાતમા તથા શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે 'ગુજરાતી ભાષાના ઇતિહાસ'મા

1 જુઓ કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસગ્રહની તથા ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની મુદ્રિત સૂચિઓ અને 'જૈન ગુર્જર કવિઓ' ભા ૧

સંખ્યાબંધ પ્રાચીન હસ્તલિખિત પ્રતોના ઉતારા આપીને પ્રાચીન ગૂજરાતીના સ્વરૂપનો સ્પષ્ટતર ખ્યાલ આપ્યો; સદ્‌ગત હરિલાલ હર્ષદરાય ધ્રુવને સં. ૧૪૫૦માં રચાયેલું 'મુગ્ધાવબોધઔક્તિક' પ્રાપ્ત થતાં તત્કાલીન ભાષાનો એક અગત્યનો નમૂનો ઉપલબ્ધ થયો તથા નરસિંહના સમકાલીન કવિ ભાલણે કરેલ સંસ્કૃત 'કાદમ્બરી'ના ગૂજરાતી પદ્યાનુવાદની સત્તરમા શતકની આખરે લખાયેલી હાથપ્રત ઉપરથી, અંગ્રેજ આદિકવિ ચોસરની ભાષા અને અર્વાચીન અંગ્રેજી ભાષા વચ્ચે માલૂમ પડે છે તેવો ભેદ નરસિંહના સમકાલીન ભાલણની ભાષા અને અર્વાચીન ગૂજરાતી ભાષા વચ્ચે હોવાનું જણાય છે.[૨]

ત્યાર પછી તો ખાસ કરીને જૈનોના હાથે લખાયેલું નરસિંહ મહેતા પૂર્વેનું થોકબંધ જૈન સાહિત્ય બહાર આવ્યું અને એમાંનું કેટલુંક પ્રકટ પણ થયું છે. મધ્યકાલીન અને અર્વાચીન ગૂજરાતીનો અપભ્રંશ સાથેનો સંબંધ દર્શાવનાર એ સાંકળ છે અને ગૂજરાતી ભાષા અને સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ કરતાં નરસિંહ પૂર્વેના આ સાહિત્યની જરા પણ અવગણના થઇ શકે એમ નથી. એ સાહિત્યનો બનતો પરિચય આપવાનો પ્રયાસ આ નિબંધમાં કર્યો છે.

## નરસિંહ મહેતાનો સમય

આ વિષયમાં આગળ વધતા પહેલા નરસિંહ મહેતાના સમય-નિર્ણયના પ્રશ્ન ઉપર ચયેલી ચર્ચાઓનું વિહગાવલોકન કરી લેવાનું જરૂરી છે. નરસિંહ મહેતાના સમયનો કોયડો મહાકવિ કાલિદાસના સમયનિર્ણયના જટિલ પ્રશ્નની કંઇક યાદ આપે છે અને સામાન્ય અભ્યાસીને આરંભકાળમાં એ કોયડાના સ્વરૂપનો સાંગોપાંગ ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે.

'બૃહત્કાવ્યદોહન'ના સંપાદક સદ્‌ગત ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ વગેરે વૃદ્ધોએ નરસિંહ મહેતાનો જન્મકાળ સં. ૧૪૭૦ના અરસામાં સ્થાપિત કર્યો હતો અને હારાર્પણનો પ્રસંગ સં. ૧૫૧૨-

૨ જુઓ કવિશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ, પ્રવેશક, પૃ. ૭.

માં બન્યો હોવાનું જૂની હસ્તલિખિત પ્રતોમાંના ઉલ્લેખ પરથી મનાતું હતુ, એટલે મહેતાની કાવ્યપ્રવૃત્તિનો આરંભ અનુમાને સં. ૧૫૦૦ પછી ગણવામા આવતો હતો. ઘણાં વર્ષ સુધી આ મતને પ્રમાણભૂત ગણવામાં આવ્યો, પરન્તુ સં. ૧૯૬૬માં શ્રી. આનંદશંકર ધ્રુવે 'વસન્ત'માં એક લેખ લખીને પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી. ગોવર્ધનરામના ભાષણ પર ટીકા કરતાં નરસિંહનો સમય બદલવાનું પ્રથમવાર સૂચન કર્યું. આ પછી સં. ૧૯૮૨મા શ્રી. કનૈયાલાલ મુનશીએ નરસિંહ મહેતાના વૃધ્ધમાન્ય સમય સંબંધમાં 'ગુજરાત' માસિકમાં તથા 'ગુજરાતી સાહિત્ય અને ભક્તિ' નામના લેખમાં શંકા ઉઠાવી અને ત્યાર પછી આ વિષયમાં રસાકસીભરી ચર્ચા શરૂ થઈ. શ્રી. મુનશીની દલીલોનો જવાબ તે વખતે શ્રી અંબાલાલ જાનીએ 'કૌમુદી'માં અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ 'પ્રસ્થાન'માં આપ્યો હતો. આ પછી સદ્ગત નરસિંહરાવે મુંબઈ યુનિવર્સિટી તરફનાં પોતાનાં વ્યાખ્યાનોમાં આ બન્ને પક્ષોની દલીલોની રજૂઆત કરી હતી પણ છેવટે તેમણે પણ શ્રી મુનશીનો મત સ્વીકાર્યો નહોતો ગૂજરાતી પ્રેસ તરફથી સં. ૧૯૮૭ માં બહાર પડેલ ત્રિકમદાસનાં કાવ્યોના પરિશિષ્ટમા તેના સંપાદકો શ્રી. નટવરલાલ દેસાઈ તથા શ્રી નયનસુખરાય મજમુદારે આ વિષે ચર્ચા કરીને વૃદ્ધમાન્ય કાળનુ સમર્થન કર્યું હતું આ સર્વ ચર્ચાઓનો જવાબ શ્રી. મુનશીએ સં. ૧૯૮૯માં 'કૌમુદી'મા એક લાંબો લેખ લખીને તથા 'નર્ગૈયો ભક્ત હરિનો' એ તેમના પુસ્તકના ઉપોદ્ઘાતમાં આપ્યો છે

શ્રી મુનશી એવી કલ્પના કરે છે કે "અઢારમી સદીમાં સ ૧૫૧૨ (હારાર્પણ)નુ વર્ષ કવિઓએ સ્વીકાર્યું હતુ અને તેનુ કારણ મંડલિકના હારપ્રસગની દંતકથા લાગે છે." તેમના મત પ્રમાણે, 'હારમાળા'ની રચનાનો સમય સં. ૧૬૭૫ થી ૧૭૦૦નો ગણી શકાય સં. ૧૬૦૦મા નરસિંહની કીર્તિ આખા ગુજરાતમા તથા ઉત્તર હિન્દમા પ્રસરેલી હતી અને એ જ અરસામા મંડલિકની સમકાલીનતાનો પ્રસગ માન્યતામાં આવેલો દેખાય છે, એમ તેઓ માને છે

આજના વિષયને નરસિંહના સમયની સૂક્ષ્મ ચર્ચાઓ સાથે સબંધ નથી, એટલે તે સંબંધી વિવેચનને અહીં અવકાશ નથી; પરન્તુ ચૈતન્યના શિષ્ય ગોવિન્દદાસ કૃત 'કડછો' કે જેને શ્રી. મુનશી પોતાનો સૌથી વધુ નિર્ણયાત્મક પુરાવો ગણે છે તે બનાવટી હોવાનું ઢાકા મ્યુઝિયમના ક્યુરેટર ડૉ. આર સી. મજમુદારે સાપ્તાહિક 'અમૃત બઝાર પત્રિકા'માં એક લેખ લખીને પુરવાર કરી બતાવ્યું છે.[3] આમ શ્રી. મુનશીનો એક સૌથી જબ્બર પુરાવો નાપાયાદાર જણાયો છે. 'હારમાળા'માં પાછળથી પદોની પુષ્કળ ઘાલમેલ થઇ છે, પરન્તુ મુદ્દે તે નરસિંહની કૃતિ જ નથી પણ એ આખુંએ પ્રકરણ પાછળના કવિઓએ ઉપજાવી કાઢેલું છે એમ માની શકાય એવું નથી. 'હારમાળા'નો રચનાકાળ ફેરવતા મંડલિકની સમકાલીનતાનો આખો પ્રસંગ જ ઊડી જવાની સ્થિતિ પેદા થાય છે. 'હારમાળા'ની સં. ૧૬૭૫ની પ્રત મળી આવી છે તે ઉપરથી એ સ્પષ્ટ છે કે તેનો કર્તા વિશ્વનાથ જાની કે પ્રેમાનંદ નથી શ્રી. મુનશીના મત પ્રમાણે નરસિંહનો અવસાનકાળ સં. ૧૬૨૦ માનીએ તો આટલા ટૂંકા ગાળામાં આવી વિચિત્ર બનાવટ થાય એ અસંભવિત જણાય છે. એવી બનાવટ થાય અને એકમતે તે સ્વીકારાય એ પણ એટલું જ વિચિત્ર છે. 'હારમાળા'ની સેંકડો પ્રતિઓ એવી મળી આવે છે કે જેમાં સં. ૧૫૧૨ની સાલ મળે છે[4] પંદરમા શતકના અંતમાં અને સોળમા શતકના આરંભમાં નરસિંહ હયાત હતો, એવા સખ્યાબંધ ઉલ્લેખો, પુસ્તકો અને શિલાલેખોમાંથી મળે છે. એકંદરે નરસિંહ મહેતાના વૃદ્ધમાન્ય કાળને ફેરવે તેવાં કોઇ પ્રમાણો મળ્યા નથી અને શ્રી. મુનશી વગેરેનો પક્ષ એવાં પ્રમાણો ન મેળવી શકે ત્યાં સુધી વૃદ્ધમાન્ય કાળને જ પ્રમાણભૂત ગણવામાં કંઇ હરકત નથી.

આમ નરસિંહ મહેતાની કાવ્યપ્રવૃત્તિના આરંભકાળ માટે સં ૧૫૦૦નું સીમાચિહ્ન નક્કી કરતાં, ગૂજરાતી ભાષાના આરંભ કાળથી સં. ૧૫૦૦ સુધીના સાહિત્યની વિચારણા કરવાનું આ નિબંધમા પ્રાપ્ત થાય છે

## પ્રાચીન ગૂજરાતીનો આરંભકાળ

એક સમય એવો હતો કે જ્યારે રાજપૂતાના, ગૂજરાત અને મહારાષ્ટ્રના મોટા ભાગમા અપભ્રંશ નામથી ઓળખાતી થોડાક દેશ્ય ફેરફારોવાળી ભાષા બોલાતી હતી મુસલમાનોના આગમન પછી આ પ્રાન્તો વચ્ચેનો સંપર્ક ઓછો થતા તે તે પ્રાન્તની ભાષાઓની સ્વતંત્ર ખિલવણી થવા લાગી અને ગૂજરાતી, મરાઠી રાજસ્થાની વગેરે ભાષાઓ અપભ્રંશમાથી વ્યુત્પન્ન થઇ

પાટણમા વનરાજની મૂર્તિના લેખની નીચે સં ૮૦૨ ની સાલ છે, તે ઉપરથી ગૂજરાતી ભાષા એટલી પ્રાચીન છે, એવો એક મત રજૂ કરવામા આવ્યો હતો પરતુ એ લેખ તો આધુનિક છે એમ પાછળથી જણાયુ છે સિદ્ધરાજ અને કુમારપાળના સમકાલીન પ્રસિદ્ધ જૈનાચાર્ય હેમચંદ્રે પોતાના 'સિધ્ધહેમ' વ્યાકરણના આઠમા અધ્યાયમા પ્રાકૃત ભાષાનું વ્યાકરણ આપ્યુ છે તેમા મહારાષ્ટ્રી, માગધી શૌરસેની, પૈશાચી અને ચૂલિકાપૈશાચી ભાષા ઓની સાથે અપભ્રંશનું વ્યાકરણ પણ આપ્યુ છે, અને તત્કાલીન અપભ્રંશ સાહિત્યમાથી સખ્યાબંધ અવતરણો આપ્યા છે એ કાવ્યોની ભાષા પ્રાચીન ગૂજરાતી સાથે અનેક રીતે મળતી આવે છે દિ બા કેશવલાલ ધ્રુવે બીજી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમા ગૂજરાતીનુ મૂળ હેમચન્દ્રના અપભ્રંશ સૂત્રો સુધી ખેચ્યુ હતુ અને પાછળથી પ્રાચીન ગૂજરાતીનુ વધુ સાહિત્ય મળી આવતા તેમનો મત મને તદ્દન વાસ્તવિક હોવાનુ જણાય છે

હેમચન્દ્રની સાહિત્યપ્રવૃત્તિ વિક્રમના બારમા શતકના ઉત્તરાર્ધમા વિકાસ પામી હતી એટલે પ્રાચીન ગૂજરાતીનો ઉદ્ગમકાળ લગભગ એ જ નક્કી કરવામા આવે તો તે કંઈ વધારે પડતુ નથી તેરમાચૌદમા શતકમાં તો ગૂજરાતી સ્પષ્ટ રીતે સાહિત્યભાષાનું સ્થાન પામી ચૂકી હતી અને તે પૂર્વે કેટલાક સૈકાઓ થયાં તે

બોલાતી હોવી જોઈએ એવું અનુમાન થાય છે. સં ૮૩૫માં પ્રાકૃતમાં રચાયેલ દાક્ષિણ્યચિહ્નસૂરિકૃત 'કુવલયમાલા'માં નીચે પ્રમાણે એક ઉલ્લેખ મળે છે:—

घयलोणियपुट्ठंगे धम्मपरे संधिविग्गहे निउणे।
नउ रे भल्लउं भणिरे अह पेच्छइ गुज्जरे अवरे॥

અર્થાત્ પછી ગુર્જર લોકો જોયા. એ લોકો ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સંધિવિગ્રહમાં નિપુણ અને 'નઉ રે ભલ્લઉં' એમ બોલનારા હોય છે

લાટના પ્રદેશનો પણ અત્યારે તો ગૂજરાતમાં સમાવેશ થાય છે, એ વિષે તેમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે —

ण्हाओलित्तविलित्ते कयसीमंते सुसोहियसुगत्ते।
'आहम्ह काउं तुम्हं मित्तु' भणिरे पेच्छइ लाडे॥

અર્થાત્ પછી લાટના લોકોને જોયા. એ લોકો માથામાં સેંથો પાડનારા, લેપન કરનારા, સુશોભિત શરીરવાળા અને 'આહમ્હ કાઉં તુમ્હં મિત્તુ' એમ બોલનારા હોય છે.

જો કે આ અવતરણો ઉપરથી કોઇ દૂરસ્થ અનુમાનો ખેંચવાનું મુશ્કેલ છે, છતાં તે વખતના ગુર્જરોની એક વિશિષ્ટ બોલી હોવાનો ખ્યાલ આપણને તે ઉપરથી થાય છે. જેસલમેરના ભંડારમાથી સં. ૧૩૩૬માં રચાયેલો 'બાલશિક્ષા' નામે એક વ્યાકરણગ્રન્થ મળેલો છે. ગૂજરાતી ઉપરથી સંસ્કૃત 'કાતંત્ર' વ્યાકરણનું જ્ઞાન થવા માટે તે લખાયેલો છે. આથી તે પૂર્વે આશરે એકબે સદી થયાં પ્રાચીનતમ ગુજરાતી અથવા જેને 'પોસ્ટ-અપભ્રંશ' (Post-Apabhraṁśa) કહેવામાં આવે છે તે ભાષાનું સ્વરૂપ સુસ્થિત થયું હોવું જોઈએ એ સ્પષ્ટ છે.

### પ્રાચીનતમ ગૂજરાતી સાહિત્ય

હેમચન્દ્રે અપભ્રંશ વ્યાકરણના નિયમોના ઉદાહરણ તરીકે મોટે ભાગે દસમા-અગિયારમા શતકમાં રચાયેલા ગ્રન્થોમાંથી અથવા તત્કાલીન લોકોક્તિઓમાથી પદ્યો પણ ઉતાર્યાં હોવા જોઈએ. આથી હેમચંદ્રના વ્યાકરણની ઉપયોગિતા તત્કાલીન લોકભાષાના અભ્યાસની

દૃષ્ટિએ અદ્વિતીય છે. હેમચન્દ્રે અવતારેલાં પદ્યોમાં મોટો ભાગ દુહાનો છે અને તેમાં ઘણાખરા દુહા શૃંગારરસના છે, પણ તે ઉપરાંત ૧૮ વીર રસના, ૬૦ ઉપદેશમય, ૧૦ જૈનધાર્મિક, ૫ દંતકથા–પુરાણને લગતા, ૧ કૃષ્ણ રાધા વિષે, ૧ બલિરાજા તથા વામન વિષે, ૧ રામ–રાવણ વિષે અને ૨ મહાભારતને લગતા છે. શૃંગારરસના દુહાઓ પૈકી બે તો મુંજ વિષેના છે. માળવાનો પ્રસિદ્ધ વિદ્યાવિલાસી રાજા મુંજ એજ આ પદ્યોમાં વર્ણવાયેલ મુંજ હોય એમ માનવાને કારણ મળે છે.

કવિત્વની દૃષ્ટિએ પણ હેમચન્દ્રે ઉતારેલાં પદ્યો ઉત્કૃષ્ટ છે ઉપમા અને સચોટ શબ્દરચનાની દૃષ્ટિએ સારામાં સારાં સંસ્કૃત પદ્યોની બરાબરી કરે એવું કવિત્વ ઘણાક પદ્યોમાં નજરે પડે છે પંદરમા અથવા સોળમા સૈકામાં થયેલા કોઈ અજ્ઞાત જૈન લેખકે આ અપભ્રંશ દુહાઓ ઉપર 'દોગ્ધકવૃત્તિ' નામની સંસ્કૃત ટીકા લખી છે,[૫] તે પ્રસ્તુત અવતરણોની વિદગ્ધપ્રિયતાનો પુરાવો રજુ કરે છે. કેમકે અપભ્રંશ જેવી ભાષાનાં કાવ્યો પર સંસ્કૃતમાં ટીકા લખાવાનાં ઉદાહરણો સાહિત્યના ઇતિહાસમાં અત્યંત વિરલ છે અપભ્રંશ 'ભવિસયત્તકહા' અથવા 'પંચમીકહા'ના ઉપોદ્‌ઘાતમાં ડૉ ગુણે કહે છે તેમ, હેમચન્દ્રનું આ વ્યાકરણ "ગુજરાતી, હિન્દી, મરાઠી ઇત્યાદિ દેશી ભાષાઓ માટે અતિશય ઉપયોગી અને મૌલિક છે, કારણ કે સર્વ પ્રાકૃત વ્યાકરણકારોમાં જૈન ચંડે અપભ્રંશ વિષે કંઈક કહ્યુ છે અને પછી જૈન હેમાચાર્ય અપભ્રંશ ભાષા વિષે બીજાઓ કરતા ઘણી કાળજીથી તેમજ વિસ્તારથી વિવેચન કર્યું છે અને વધુ અગત્યનું તો એ છે કે તેણે તેનાં ઉદાહરણો તરીકે અપભ્રંશ દુહા આપેલ છે આથી અપભ્રંશ ભાષાના અભ્યાસની દૃષ્ટિએ હેમચન્દ્રનુ સૌથી વધુ મહત્વ છે."[૬]

કુમારપાળના મરણ પછી નવ વર્ષે એટલે કે સં. ૧૨૪૧માં બીજા એક જૈનાચાર્ય સોમપ્રભસૂરિએ 'કુમારપાલપ્રતિબોધ' નામના પ્રાકૃત ગ્રન્થની રચના કરી છે. તેમાં સંખ્યાબંધ અપભ્રંશ

૫ પ્રસિદ્ધ: હેમચંદ્રાચાર્ય જૈન ગ્રન્થમાળા.

૬ 'ભવિસયત્તકહા' પર ડૉ. ગુણેની અંગ્રેજી પ્રસ્તાવના

પદ્યો આવે છે એ પૈકી કેટલાંક એજ સ્વરૂપે હેમચન્દ્રમાં પણ માલૂમ પડે છે.

આવાં પ્રકીર્ણ અપભ્રંશ પદ્યોની દૃષ્ટિએ બીજો એક મહત્વનો ગ્રન્થ મેરુતુંગાચાર્યકૃત 'પ્રબન્ધચિન્તામણિ' છે. સં. ૧૩૬૧માં વઢવાણમાં તે રચાયેલો છે. આખો ગ્રન્થ સંસ્કૃત ગદ્યમાં રચાયેલો છે, પણ વચ્ચે ક્વચિત્ અપભ્રંશ અને સંસ્કૃત પદ્યો પણ આવે છે. શ્રાવકો અને સાધુઓના મનોરંજન અને ઉપદેશ અર્થે જૂની શ્રુતપરંપરાને આધારે પૌરાણિક, ઐતિહાસિક અને અર્ધ-ઐતિહાસિક પુરુષોના ચરિત્રો તેમાં આપેલાં છે અને ગુજરાતનાં હિન્દુ રાજાઓના ઇતિહાસની બાબતમાં આ ગ્રન્થ સામાન્યતઃ પ્રમાણભૂત ગણાય છે. એમાં કુલ ૩૧ અપભ્રંશ પદ્યો છે, અને તે વખતે લોકોમાં તે સારી પેઠે પ્રચલિત હોય એમ ગ્રન્થની સંકલનાના પ્રકાર ઉપરથી જણાય છે. માળવાના પ્રસિદ્ધ રાજા મુંજને લગતા કરુણરસથી ભરપૂર આઠ દુહાઓ તેમાં છે. વિક્રમાદિત્ય, ભોજ, સિદ્ધરાજ અને કુમારપાળને લગતા દુહાઓ પણ તેમાં છે. રા'ખેંગાર મરણ પામતાં રાણકદેવીએ કરેલા વિલાપના દુહાઓ ગૂજરાત તથા કાઠિયાવાડમાં હજી લોકો ગાય છે તથા લોકોમાં પણ પ્રચલિત છે તેનું મૂળ આપણે 'પ્રબન્ધચિન્તામણિ'માં ખોળી શકીએ છીએ. દાખલા તરીકે:—

> राणा सव्वे वाणिया जेसलु वड्डउ सेठि ।
> काहुं वणिजडु माण्डिउ अम्मीणा गढ हेठि ॥

> અમારા ગઢ હેઠ, કોણે તંબુ તાણિયા,
> સઘરો મોટો શેઠ, બીજા વર્તાઉ વાણીયા.

> पइं गिरुआ गिरनार काहू मणि मच्छरु धरिउ ।
> मारींतां खङ्गार एकुवि सिहरु न ढलिउ ॥

> ગોઝારા ગિરનાર વળામણ વેરીને થયો,
> મરતા રા'ખેંગાર ખરડી ખાંગા નવ થયો.

> वाढी तो वढवाण वीसरतां न वीसरइ ।
> सोना समा पराण भोगावह पइं भोगवीइ ॥

વાઢ શહેર વઢવાણ, ભાગોળ ભોગાવો વહે,
(આટલા દિ') ભોગવતો ખેંગાર, (હવે) ભોગવ ભોગાવા ધણી

'પ્રબન્ધ ચિન્તામણિ'નાં પદ્યો મુકાબલે વધુ અર્વાચીન હોઈને મધ્યકાલીન ગુજરાતીની વધારે નજીક છે એ પદ્યોને કારણે માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ જ નહીં પણ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પણ 'પ્રબન્ધચિન્તામણિ' ઉચ્ચ કોટિમાં મૂકાય છે.

આ ઉપરાંત રાજશેખરસૂરિએ સં. ૧૪૦૫માં સંસ્કૃતમાં 'ચતુર્વિંશતિપ્રબન્ધ' અથવા 'પ્રબન્ધકોશ' સંસ્કૃતમાં રચ્યો છે, તેમાં પણ કવચિત્ તે વખતના અંતિમ અપભ્રંશના પદ્યો મળી આવે છે.

આ સર્વ ઉપરથી જણાય છે કે બારમી, તેરમી તથા ચૌદમી સદીમાં અપભ્રંશનું સાહિત્ય સારી પેઠે ખીલેલું હતુ. અને પ્રસિદ્ધ પુરુષોને લગતાં કથાનકો, વાર્તાઓ અને દુહાઓ પણ લોકોમાં સારી પેઠે પ્રચલિત હતાં.[૭]

હવે, નરસિંહ પૂર્વેના સાહિત્યનું વિષયવાર અવલોકન કરવાનુ પ્રાપ્ત થાય છે અને જે સાહિત્ય અત્યારે મળી આવે છે તે કરતા અનેકગણું ભૂતકાળમા નાશ પામેલું હોવા છતા એકંદરે ગૂજરાતી ભાષા કે જે તે વખતે કેવળ બાલ્યાવસ્થામાં જ હતી તેનું સાહિત્ય તેની એ બાલ્યાવસ્થામા પણ સારા પ્રમાણમા વિકાસ પામેલુ હતુ. એની કલ્પના થઈ શકે છે

### ઐતિહાસિક કાવ્યો

સૌથી પ્રથમ ઐતિહાસિક કાવ્યો લઈએ ઐતિહાસિક પ્રસંગોને ધાર્મિક સ્વરૂપે જાળવી રાખવાની વૃત્તિ જૈનોમા વિશેષ હતી એમ જણાય છે અને એ વૃત્તિને પરિણામે જ ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસ ઉપર પ્રકાશ ફેંકનારા અનેક સંસ્કૃત પ્રબન્ધાત્મક ગ્રન્થો અને પ્રાચીન ગૂજરાતી કાવ્યો મળી આવે છે.

૭ જુઓ આ લેખકનુ 'પ્રબન્ધચિન્તામણિ'નું અવલોકન, 'બુદ્ધિપ્રકાશ', મે-જુન, ૧૯૩૫

આવાં કાવ્યોમાં વિજયસેનસૂરિકૃત 'રેવંતગિરિ રાસ'[8] સાથી પ્રાચીન છે. એ રાસમાં ચાર કડવાં છે અને દરેકમાં અનુક્રમે ૨૦, ૧૦ ૨૨ અને ૨૦ કડીઓ છે. વનરાજના શ્રીમાળી મંત્રી જાંબના વંશજ સજ્જનને સિદ્ધરાજે સોરઠનો દંડનાયક નીમ્યો હતો. આ સજ્જને સોરઠની ઊપજ ખર્ચીને ગિરનાર ઉપરનાં લાકડાનાં જૂનાં દહેરાસરોનો ઉદ્ધાર કરીને નવું પાકું મંદિર સં. ૧૧૮૫માં બંધાવ્યું હતું. પ્રસ્તુત રાસ આ બનાવને રસમય ભાષામાં વર્ણવે છે. આ રાસ સં. ૧૨૮૫ આસપાસ રચાયો હોવાનું અનુમાન થાય છે. પ્રાકૃત 'રૈવતકલ્પ'માં[9] પણ આજ પ્રસંગનું વર્ણન કરેલુ છે.

આ પછી સં ૧૨૬૬ માં પ્રજ્ઞાતિલકસૂરિએ અથવા તેમના કોઈ શિષ્યે 'કચ્છૂલી રાસ'[10] રચ્યો છે. કચ્છૂલી એ આબુ પાસેનુ એક ગામ છે. આ કાવ્યમાંથી કેટલીક ઐતિહાસિક વિગતો તથા ઉપયોગી સવતો મળી આવે છે.

સં. ૧૩૭૧માં અંબદેવસૂરિએ 'સમરા રાસ'[11] રચ્યો છે. આ રાસના નાયક મંત્રી સમરસિંહને અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાને તેલગણનો સૂબો બનાવ્યો હતો, અને આ રાસ પણ તેજ વર્ષમાં રચાયેલો હોઈ વિશ્વાસપાત્ર હકીકતો પૂરી પાડે છે. આ સમરસિંહમાં કવિત્વશક્તિ હતી અને તેણે લખેલાં કેટલાંક સ્તવનો મળી આવે છે. શત્રુંજયના જીર્ણોદ્ધારની પ્રસસ્તિ અર્થે આ સૂરિએ સસ્કૃતમાં 'નાભિનંદનોદ્ધારપ્રબંધ' લખ્યો છે.[12]

આ પછી મંડળિક નામે એક કવિએ રચેલ 'પેથડ રાસ'[13] મળી આવે છે. પાટણ પાસેના સંડેર ગામના વતની સઘપતિ પેથડનાં

[8] મુદ્રિત : 'પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહ' (ગા ઓ. સી.).

[9] મુદ્રિત. એજન પરિશિષ્ટ ૫.

[10] મુદ્રિત · એજન

[11] મુદ્રિત : એજન.

[12] સં. પંડિત ભગવાનદાસ હરખચદ; ઉપરાંત જુઓ પં. લાલચંદ ગાંધીનો લેખ "શ્રી શત્રુંજયતીર્થનો ઉદ્ધારક સમરસિંહ," ('જૈનયુગ', વર્ષ ૧, પૃ ૧૦૨, ૧૮૩, ૨૫૫, ૪૦૩).

[13] મુદ્રિત : પ્રા. ગુ કા. સં.

સત્કૃત્યોનુ તેમા વર્ણન છે કેટલાક અનુષગી પ્રમાણો ઉપરથી[14] આ રાસ સ ૧૩૬૦ પછી રચાયો હોવાનું અનુમાન થઇ શકે છે આ રાસમા સખ્યાબધ શહેરો તથા ગામોના નામ આવતા હોઈ ભૂગોળની દૃષ્ટિએ પણ તે ઉપયોગી છે 'દીસ્લના,' 'આગલ્યા,' 'મંડિયલે,' 'કીયલે,' 'ઠવિયલે,' 'તમ્હચિ' વગેરે મરાઠી મિશ્રિત પ્રયોગો ગૂજરાત અને મહારાષ્ટ્રના તે વખતના ભાષાસપર્કનુ સૂચન કરે છે

સ ૧૪૫૪ લગભગ એક જૈનેતર કાવ્ય આવે છે એ કાવ્ય તે ઇડરના રાવ રણમલના પુરોહિત શ્રીધરવ્યાસકૃત 'રણમલ્લછદ'[15] અમદાવાદના સુલતાનની સવારીને રણમલ્લે કેવી રીતે પાછી હઠાવી એનુ અત્યત જુસ્સાદાર અને રસિક વર્ણન તેમા છે કવિએ સિહવિલોકિત, ભુજગી, સાહસી, મરહટ્ટા, દુમીના, છપ્પય વગેરે સખ્યાબધ છદોનો પ્રયોગ કર્યો છે કાવ્યોનો મોટો ભાગ ચાલુણી 'અવહટ્ટ' ભાષામા છે, પણ માત્ર ઐતિહાસિક દષ્ટિએ જ નહીં પણ ઉત્કૃષ્ટ કાવ્યના નમૂના તરીકે પણ તેનુ મહત્ત્વ ઘણુ વધારે છે. આ કાવ્યના સપાદક દિ બા કેશવલાલ ધ્રુવના શબ્દોમા કહીએ તો "રાઠોડ વીર(રણમલ્લ)ના સ્થાવર અને જગમ સ્મારક રણમલ્લ ચોકી અને રણમલ્લ છદ ગઢ ઉપરની બેઠક તો રણમલ્લનુ જ સ્મરણ આપશે, શ્રીધરનો પવાડો તો રાણાને અને કવિને ઉભયને ચિરજીવ રાખશે. 'રણમલ્લછદ'ના જેટાનુ વીરરસનું ખડકાવ્ય ગૂજરાતીમા છે નહિ"[16] આજ શ્રીધર વ્યાસે 'સપ્તશતી, તથા 'કવિતભાગવત' પણ વિવિધ છદોમા લખ્યા છે

'રણમલ્લછદ'ની સાથે 'કાન્હડદેપ્રબન્ધ'નો ઉલ્લેખ કરવો પણ ઉચિત જણાશે 'કાન્હડદેપ્રબન્ધ'નો કર્તા વધારે અર્વાચીન હોઈ નરસિહનો સમકાલીન છે, પરન્તુ શ્રીધર વ્યાસના નાનકડા ખડ કાવ્યની સાથે પદ્મનાભના લાબા વી રસિક કાવ્યની, તેમજ આ

૧૪ મુનિશ્રી પુણ્યવિજયજીનો લેખ 'એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ' ('પુરાતત્ત્વ', પુ ૧, અક ૧) તથા આ લેખકનો લેખ 'સઉર' ('સાગર', ફેબ્રુ ૧૯૩૭)

૧૫ મુદ્રિત: દિ બા ધ્રુવસપાદિત 'પ્રાચીન ગૂર્જર કાવ્ય'.

૧૬ એજન, પ્રસ્તાવના, પૃ ૯

બન્ને ઉત્તમ કવિઓની લેખનશૈલીની સરખામણી રસમય થઈ પડે તેવી છે.

આ ઉપરાંત સં. ૧૪૮૪માં હીરાનંદસૂરિએ 'વસ્તુપાલ-તેજપાલ રાસ' રચ્યો છે,[૧૭] તેમાંથી ગૂજરાતના વીર મંત્રીઓ વસ્તુપાલ તથા તેજપાલ વિષે કેટલીક હકીકતો મળી આવે છે.

## વાર્તાઓ–કથાનકો

વાર્તાઓ–કથાનકોનું સાહિત્ય પણ આ સમય દરમ્યાન ઠીક મળી આવે છે. સં. ૧૩૨૫ના અરસામાં રત્નસિંહસૂરિના શિષ્યે 'ઉપદેશ-માલા'નાં કથાનકો ૮૧ છપ્પયમાં ગૂથ્યાં છે અને તેને 'ઉવએસમાલ-કહાણય છપ્પય'[૧૮] એવું નામ આપ્યું છે. સં. ૧૪૧૧માં વિજયભદ્રકૃત 'હંસરાજ–વત્સરાજ–ચોપાઈ'[૧૯] આવે છે. જૈનેતર અસાઈતે પણ 'હંસવત્સકથા' લખી છે, તેનો સમય પણ પંદરમા શતકના અંતમાં કલ્પી શકાય છે; કેમકે સં. ૧૫૧૩માં લખાયેલી તેની હસ્તલિખિત પ્રત જાણવામાં આવી છે.[૨૦] વિજયભદ્ર તથા આસાઈતનાં આ કથાનકો આપણા પ્રાચીન લોકવાર્તા સાહિત્યના અભ્યાસમાં ઉપયોગી થાય તેવાં છે. સ. ૧૬૭૩માં ખંભાતના કવિ શિવદાસે 'હંસાવલી'ની વાર્તા લખી છે, તેની સાથે આ વાર્તાઓ સરખાવવા જેવી છે. શિવદાસના કાવ્યમાં કેટલેક સ્થળે જૈન ધર્મના અસર જણાય છે તે પૂર્વેની જૈન કૃતિઓને કારણે હોઈ શકે.

જૈનેતર કવિ ભીમકૃત 'સદયવત્સચરિત્ર'ની સ. ૧૪૮૮માં લખાયેલી હસ્તલિખિત પ્રત વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિરમાં છે.[૨૧]

---

૧૭. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૪૮૭.

૧૮. મુદ્રિતઃ 'પ્રા. ગૂ. કા. સં.'

૧૯. 'જૈન ગૂર્જર કાવ્યો', ભાગ ૧, પૃ. ૧૫

૨૦. એજન, પૃ. ૪૭. આ કાવ્યના અંતરંગના અવલોકન પછી શ્રી. કેશવરામ શાસ્ત્રી તેનો કર્તા જૈન નહીં પણ જૈનેતર હોવાના નિર્ણયપર આવ્યા છે.

૨૧. આ ઉપરાંત પ્રાચ્યવિદ્યામંદિરમાં તેની બીજી બે તથા પાટણમાં સાગરના ઉપાશ્રયના ભંડારમાં એક હસ્તલિખિત પ્રત છે.

એ પ્રત ઘણી અશુધ્ધ છે, તેથી કાવ્યનો રચનાકાળ અનુમાને પંદરમા શતકના ' અધવચ સુધી લઈ જઈ શકાય. આ ' સદય વત્સચરિત્ર ' તેજ સદેવંત–સાવલિંગાની વાર્તા સંસ્કૃતમાં રત્નશેખર-ગણિનું ' સદયવત્સવિરચરિત્ર ' મળી આવી છે. પાછળથી સમ્બ્યા-બધ જૈન લેખકોનાં ગદ્યપદ્ય લખાણો આ વિષયપર મળે છે જો કે અત્યારે બજારમાં વેચાતી સદેવંત–સાવળીંગાની વાર્તામાં અને આ કથાનકોના વસ્તુમાં મોટો તફાવત છે. ભીમની કૃતિ આશરે છસો કડીની છે. એણે શૃગાર અને અદ્ભુત રસના પ્રસગો અત્યુત્તમ રીતે વર્ણવ્યા છે; અને એકદરે તેના જોટાનું કથાનક પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં મળવુ મુશ્કેલ છે. [૨૨]

પછી સ. ૧૪૮૫મા હીરાનંદસૂરિએ રચેલ ' વિદ્યાવિલાસ-પવાડો '[૨૩] પણ એક ઉપયોગી કાવ્ય છે સ. ૧૪૮૪માં તેણે રચેલો ' વસ્તુપાલ તેજપાલ–રાસ ' મળી આવે છે શામળભટ્ટ કૃત ' વિદ્યા વિલાસિનીની વાર્તા 'નુ મૂળ આપણે હીરાનંદસૂરિના પવાડામાં શોધી શકીએ છીએ. પવાડામા વર્ણવાયેલ વસ્તુ સ. ૧૨૮૫ આસપાસ રચાયેલ વિનયચદ્રકૃત ' મલ્લીનાથ–મહાકાવ્ય 'માં ૨૦૩ શ્લોકોના આડકથા રૂપે મળી આવે છે ૨૦૩ શ્લોકની આ આખ્યાયિકા ૨૩૦૦ કડીના શામળભટ્ટના કાવ્યના રૂપમાં કેવી રીતે આવી જાય છે તે નોંધવા જેવુ છે મૂળ કથામા વિદ્યાવિલાસ પુરૂષનું નામ છે, જ્યારે શામળભટ્ટના કાવ્યમા તે રાજકુમારી વિદ્યાવિલાસિનીમા ફેરવાઈ જાય છે સં ૧૭૨૩મા સુરતના લઘુ અને સુખ નામે બે વણિક ભાઈઓએ વિનયચદ્રની વાર્તા લખી છે, તે સાથે શામળભટ્ટનું ઘણું સામ્ય છે અને કેટલેક સ્થળે તો બન્ને કાવ્યોમાં સમ્બ્યાબંધ

૨૨. આ સબધમા વધુ માટે જુઓ અગિયારમા સાહિત્ય સંમેલનમા આ લેખકનો લેખ ' આપણું લોકવાર્તા વિષયક પ્રાચીન સાહિત્ય : એક તુલનાત્મક દષ્ટિ. '

૨૩ બીજાં સમ્બ્યાબધ પ્રાચીન કાવ્યોની સાથે આ રાસ પણ સંપાદિત થઈને ' ગૂર્જરરાસાવલી ' એ સંગ્રહમાં ગા ઓ સી. તરફથી પ્રકટ થનાર છે ( સંપાદકો:–શ્રી બળવતરાય ઠાકોર, શ્રી. મધુસૂદન મોદી અને શ્રી મોહનલાલ દેસાઈ).

પંક્તિઓ એક સરખી છે. મધ્યકાલના સંખ્યાબંધ જૈન કવિઓએ પણ આ વિષયપર કલમ ચલાવી છે.[24]

સં. ૧૪૧૫માં જિનોપ્રમસૂરિનો 'ત્રિવિક્રમરાસ'[25] અને સં. ૧૪૯૯માં સાધુકીર્તિનો 'વિક્રમચરિત્રકુમારરાસ'[26] મળે છે. સં. ૧૬૧૬માં જૈનેતર મધુસૂદને 'વિક્રમચરિત્ર–હંસાવની'ની વાર્તા[27] લખી છે તે સાથે સાધુકીર્તિનાં કાવ્યનું કેટલુંક સામ્ય છે.

એકંદરે નરસિંહના કાવ્યકળ પૂર્વેના આ યુગમાં લોકવાર્તાને લગતું સાહિત્ય સારા પ્રમાણમાં મળી આવે છે અને આપણી લોકવાર્તાઓના પદ્ધતિસર અને તુલનાત્મક અભ્યાસમાં તે સારી પેઠે ઉપયોગી થાય તેમ છે.

### પુરાણકથાને લગતાં કાવ્યો

જૈન પુરાણકથાનાં કાવ્યો તરફ દૃષ્ટિ ફેંકતાં સં ૧૨૪૧માં રચાયેલો શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર–બાહુબલિ–રાસ'[28] સત્વથી પ્રથમ ધ્યાન ખેંચે છે. ગૂજરાતી ભાષાના ઉદ્‌ગમકાળને તેરમાં શતક સુધી લઈ જવામાં તે સહાયભૂત થાય છે. આ પછીના સં. ૧૨૬૬માં ધર્મકૃત 'જંબૂસ્વામી–ચરિત',[29] સં. ૧૩૨૫ આસપાસમાં વિનયચન્દ્રકૃત 'નેમિનાથચતુષ્પદિકા',[30] સં. ૧૩૯૦ આસપાસમાં જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર–ફાગ',[31] સં. ૧૪૦૫ લગભગ મલધારી રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગ',[32] સં ૧૪૩ મા અજ્ઞાનકવિ-

૨૪. 'વિદ્યાવિલાસિની'ના વસ્તુના પૃથક્કરણ માટે જુઓ ટિ. ૨૨ માં ઉલ્લેખ કરેલ લેખ.

૨૫ 'જૈન ગૂર્જર કવિઓ', ભા. ૧, પૃ ૧૭

૨૬. હસ્તલિખિત પ્રત શ્રી રામલાલ મોદી પાસે છે.

૨૭. મુદ્રિત : ફાર્બસ ગૂજરાતી સભા તરફથી.

૨૮ 'જૈન ગૂર્જર કવિઓ', ભાગ ૧, પૃ. ૧.

૨૯. મુદ્રિત : 'પ્રા. ગૂ કા સ.'

૩૦. મુદ્રિત : એજન. આ કાવ્યનું વર્ણન બારમાસ રૂપે છે. ગૂજરાતીમાં બારમાસાનું આ સૌથી પ્રાચીન કાવ્ય છે.

૩૧. મુદ્રિત : એજન

૩૨. મુદ્રિત : એજન

કૃત 'જંબુસ્વામી-ફાગ',[૩૩] પંદરમા શતકના અંતમાં પ્રસિદ્ધ સોમસુન્દરસૂરિકૃત 'નેમિનાથ-રાસ-નવરાર-ફાગ'[૩૪] તથા અનુમાને આજ અરસામાં થઈ ગયેલા ગણવામાં આવતા સર્વાનન્દસૂરિકૃત 'મંગલ-કલસ-ચોપાઈ'[૩૫] ઇત્યાદિ આ યુગનાં મુખ્ય કાવ્યો છે. આ ઉપરાંત પણ જૈનોનાં નાનાં મોટાં કાવ્યાં ઘણાં કાવ્યો છે, પણ તે સર્વ વિસ્તારભયથી અત્રે નોંધી શકાય તેમ નથી.[૩૬]

આમાં 'ફાગ' સંજ્ઞાવાળાં કાવ્યો થોડીક નોંધ માગી લે છે. આ પ્રકારનાં કાવ્યો છંદવૈવિધ્ય, ઝડઝમક અને અલંકારયુક્ત ભાષાથી ભરપૂર હોય છે. એમાં જંબુસ્વામી કે નેમિનાથ જેવાં પૌરાણિક પાત્રોને અનુલક્ષીને ઉદ્દીપક શૃંગારરસનું વર્ણન કરેલું હોય છે, પરન્તુ તેનો અંત હંમેશાં શીલ અને સાત્વિકતાના વિજયમાં અને વિષયોપભોગના ત્યાગમાં જ આવે છે. જૈન કવિઓએ લખેલી પ્રેમકથાઓમાં અંત આવા જ પ્રકારનો હોય છે. આ 'ફાગ'-કાવ્યો ચૈત્ર માસમાં ગવાતાં હોય એમ અનુમાન થાય છે (સરખાવો હોળીના ફાગ) જિનપદ્મસૂરિએ પોતાના 'સ્થૂલિભદ્રફાગ' ની અંતિમ પંક્તિઓમાં લખ્યું છે કે—

**खरतरगच्छि जिणपउमसूरिहिं किउ फागु रमेवउ।**
**खेला नाचइं चैत्रमासि रंगिहि गावेवउ॥**

ઉત્તમ કવિત્વની દૃષ્ટિએ આ 'ફાગ'-કાવ્યો પ્રાચીન સાહિત્યમાં ઊંચું સ્થાન લે તેવાં હોય છે.

આજ અરસામાં એક જૈનેતર કવિકૃત પુરાણકથાને લગતાં બે કાવ્યો મળી આવે છે. 'રણમલ્લછંદ'ના કર્તા શ્રીધરવ્યાસે 'કવિતભાગવત'[૩૭] તથા 'સપ્તશતી' અથવા 'દેવીકવિત'[૩૮]

૩૩. મુદ્રિત : 'ગુજરાતી' નો દીપોત્સવી અંક સં. ૧૯૮૮.
૩૪. મુદ્રિત : 'જૈન શ્વેતામ્બર કૅાન્ફરન્સ હેરલ્ડ', ઑગસ્ટ ૧૯૧૭.
૩૫. 'જૈન ગૂર્જર કવિઓ', ભા ૧, પૃ ૩૫.
૩૬ એજન, પૃ ૧ થી ૩૬.
૩૭ આ કાવ્યની તૂટક હાથ પ્રત સ્વ મણિલાલ વ્યાસને મળી હતી. ('પ્રાચીન ગૂર્જર કાવ્ય', પ્રસ્તાવના, પૃ. ૬.)
૩૮. આ કાવ્યના હાથપ્રતો વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરમાં તથા અમદાવાદમાં ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીના સંગ્રહમાં છે.

લખેલ છે. 'કવિતભાગવત'માં ભાગવતના દસમસ્કંધનું છન્દોમય ભાષાન્તર છે અને 'સપ્તશતી'માં 'માર્કંડેયપુરાણ'નાં દેવીચરિત્રો સક્ષેપમાં વર્ણવ્યાં છે. 'સપ્તશતી' એ એકસોતીસ કડીનું કાવ્ય છે. "આરંભે એક શાર્દૂલવિક્રીડિત સંસ્કૃતમાં છે. તે પછી ચાર ધાત (ચોપાઈ) છે ત્યાર પછી બે આર્યા (ઉપગીતિ), ચાર રૂપક અને એક પૂરવછાહુ (દોહરો) મળી પરસ્પર યમકથી સાંકળી લીધેલી સાત સાત તૂકના મોળ ખંડ આવે છે. છેવટે ચાર છપ્પય મૂકયા છે. ૩૯ આ કાવ્યની એક કરતાં વધુ હસ્તલિખિત પ્રતો મળતી હોઈ તે સારી રીતે સંશોધિત થઈ પ્રકટ થવાની જરૂર છે

બીજું પણ એક નોંધપાત્ર પૌરાણિક કાવ્ય આ સમયમાં મળે છે આ કાવ્ય તે શાલિસૂરિનું 'વિરાટપર્વ'. ૪૦ ભાષાના સ્વરૂપ ઉપરથી તેનો સમય આશરે પંદરમા શતકના અંતમાં મૂકીએ તેની વિશિષ્ટતા એ છે કે તે આખુ એ અક્ષરમેળ વૃત્તોમાં રચાયેલું છે અને કવિતા તરીકે પણ કાવ્ય ઊંચું સ્થાન લે તેવું છે. ઓગણીસમા સૈકા પછીજ ગૂજરાતીમાં અક્ષરમેળ વૃત્તોની રચના શરૂ થઈ હતી, એવી એક જૂની માન્યતાને આ કાવ્ય સચોટ જવાબરૂપ છે આજ કવિનું એક 'પાંડવચરિત્ર' ૪૧ પણ મળી આવે છે.

## ધાર્મિક વિષયોને લગતાં કાવ્યો.

ધર્મ અને તત્ત્વજ્ઞાનના કાવ્યોમાં સં. ૧૩૨૭માં રચાયેલ 'સપ્તક્ષેત્રી-રાસ',૪૨ પદ્મકૃત 'દુહામાતૃકા,'૪૩ સોલણકૃત 'ચર્ચરિકા,' ૪૪ સં ૧૪૧ આસપાસ જયાનંદસૂરિકૃત 'ક્ષેત્રપ્રકાશ-રાસ,' ૪૫

૩૯. 'પ્રાચીન ગૂર્જર કાવ્ય', પ્રસ્તાવના, પૃ. ૬-૭.

૪૦ આ કાવ્ય 'ગૂર્જરરાસાવલિ'માં પ્રકટ થનાર છે શ્રી. મધુસૂદન મોદીના સૌજન્યથી તેનો કેટલોક ભાગ વાંચવા મળ્યો હતો.

૪૧. શ્રી મોહનલાલ દ દેસાઈને આની હસ્તલિખિત પ્રત મળી હતી.

૪૨ મુદ્રિત. 'પ્રા ગૂ કા સં.'

૪૩. મુદ્રિત. એજન.

૪૪. મુદ્રિત. એજન.

૪૫. 'જૈન ગૂર્જર કવિઓ', ભા ૧, પૃ ૧૩.

સં ૧૩૩૧ આસપાસ જગડુકૃત 'સમ્યક્‌ત્વમાઇ-ચોપાઈ,'[૪૬] તથા અજ્ઞાતકવિ કૃત 'માતૃકા-ચોપાઇ'. મુખ્ય છે 'સપ્તક્ષેત્રી-રાસ'માં જિનમન્દિર, જિનપ્રતિમા, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ અને સાત પુણ્યક્ષેત્રોની ઉપાસનાનું વર્ણન છે. પદ્મકૃત 'દુહામાતૃકા'માં બારાખડીનો પ્રત્યેક વર્ણ લઈને ઉપર ઉપદેશ આપના દુહાઓ છે આજ કવિએ લખેલ 'શાલિભદ્ર'માં શાલિભદ્ર નામે મહા સમૃધ્ધિવાન શ્રાવકે મહાવીર પાસે દીક્ષા લીધી હતી તેના ગુણનુ વર્ણન વર્ણ-માળાના પ્રત્યેક વર્ણ લઈને કરેલ છે. જગડુકૃત 'સંમ્યકત્વમાઇ-ચોપાઈ'માં પણ વર્ણમાળાનો દરેક અક્ષર લઈને સમ્યકત્વ એટલે કે સમ્યગ્દર્શનનો વિષય ચર્ચ્યો છે, તથા 'માતૃકા-ચોપાઈ'માં પણ એજ પ્રકારે ધર્મોપદેશ કરવામાં આવેલો છે. સં. ૧૨૪૧માં 'ભરતેશ્વર-બાહુબલિ-રાસ' લખનાર શાલિભદ્રસૂરિના 'બુધ્ધિરાસ'માં સામાન્ય હિતોપદેશ કરવામાં આવેલો છે.

ચૌદમા શતકના અધવચમાં બીજા બે મહત્વના કાવ્યો મળે છે સં. ૧૪૪૦માં દેવસુન્દરસૂરિશિષ્યકૃત 'કાકબંધી-ચોપાઈ'[૪૮] તથા સવત ૧૪૬૨ લગભગ વસ્તિકૃત 'ચીહુગતિ-ચોપાઈ'.[૪૯] પહેલાં કાવ્યમાં વર્ણમાલાનો દરેક અક્ષર લઈને ધર્મબોધ કરવામા આવ્યો છે, અને બીજામાં અનેક પ્રકારની યોનિમાં ભટકતાં જીવને કેવાં દુઃખો ભોગવવાં પડે છે તથા એ દુઃખમાંથી છૂટવાનો ઉપાય અરિહંત અને ગુરુ છે, એમ પ્રતિપાદન કરવામાં આવ્યુ છે.

જૈન કવિઓએ લખેલાં બીજા પણ કેટલાંક નાનાં કાવ્યો આ સમયમાં મળે છે.[૫૦] તત્ત્વજ્ઞાનના વિષય ઉપર લખાયેલુ જૈનેતર કવિનુ એક પણ કાવ્ય આ સમયમાં મળતું નથી

૪૬ મુદ્રિત : 'પ્રા ગૂ કા. સ.'

૪૭ આ કાવ્યની હસ્તલિખિત પ્રત પાટણમાં પ્ર કાન્તિવિજયજી મહારાજ પાસે મે જોઈ હતી

૪૮. 'જૈન ગૂર્જર કવિઓ', ભા ૧, પૃ ૨૦-૨૧

૪૯. આ કાવ્ય 'ગૂર્જરરાસાવલિ'માં પ્રસિધ્ધ થનાર છે. સ્વ મણિ-લાલ વ્યાસે આપેલા તેના પરિચય માટે જુઓ 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક', પુ ૧, પૃ. ૨૮૨-૮૩

૫૦. 'જૈન ગૂર્જર કવિઓ', ભા. ૧, પૃ. ૧ થી ૩૬.

## પ્રકીર્ણ કાવ્યો

સં ૧૪૬૨ પછી જયશેખરસૂરિએ રચેલ 'ત્રિભુવન-દીપક પ્રબન્ધ' અથવા 'પ્રબોધચિન્તામણિ'ના[૫૧] ખાસ ઉલ્લેખ અત્રે કરવો જરૂરી છે આ કાવ્ય એક સુન્દર રૂપક છે અને વિશ્વનું સામ્રાજ્ય ધરાવતો પરમહંસ નામનો રાજા મોહ નામના શત્રુ ઉપર કેવી રીતે વિજય મેળવે છે, એનું તેમા વર્ણન છે જો કે આ પૂર્વે પણ પ્રાચીન ગૂજરાતી તથા અપભ્રંશમા ટૂંકા રૂપકો મળી આવે છે,[૫૨] પરન્તુ સાહિત્યમા ઉચ્ચ સ્થાન લઈ શકે એવુ સુશ્લિષ્ટ રૂપક તો જયશેખરસૂરિનુ જ પ્રથમ છે સંસ્કૃતમા કૃષ્ણમિશ્રના પ્રસિદ્ધ 'પ્રબોધચન્દ્રોદય' ઉપરાંત બીજા સંખ્યાબંધ રૂપકાત્મક નાટકો છે[૫૩] જયશેખરસૂરિએ પોતે પણ સં. ૧૪૬૨મા સંસ્કૃત કાવ્યમા 'પ્રબોધચિન્તામણિ' રચ્યુ છે ગૂજરાતીમા પણ ત્યાર પછી વાણિજ્યમૂલક અને પાડ્ગુણ્યમૂલક અનેક નાના-મોટા રૂપકો લખાયા છે, પણ તેમાનુ કોઈ જયશેખરસૂરિના ઉક્ત કાવ્યની બરાબરી કરી શકે તેમ નથી કાવ્યમા છંદોનુ વૈવિધ્ય છે અને રસનિષ્પત્તિ અસાધારણ છે દિ બા કેશવલાલ ધ્રુવ તે વિષે લખે છે, "આ એકજ ગૂર્જર કાવ્યથી જૈન કવિ પ્રથમ પંક્તિનો સાહિત્યકાર બને છે. કવિની પ્રતિભા વસ્તુની ગયણીમા પાત્રની યોજનામા અને રૂપકની ખિલવણીમા એક સરખી વિજયશાળી નીવડે છે પ્રસ્તાવોનુ વૈચિત્ર્ય અનેક રસની ખીલાવટને પોષે છે, અને કાર્યનો વેગ તથા સંવિધાનનુ ચાતુર્ય વાચનારનુ કૌતુક છેવટ સુધી ટકાવી રાખે છ .. જૈનેતર સાહિત્યની પેઠે જૈનસાહિત્ય ચકલેચૌટે ગવાયુ હોત તો જયશેખર

---

૫૧ પં લાલચંદ ગાંધીએ આ કાવ્યનુ પ્રથમ સંપાદન કર્યું હતુ પચાસેક કડીઓ છોડી દઈને દી બા કેશવલાલે તે 'પ્રા ગૂ કા'મા પ્રકટ કરેલ છે

૫૨ ભવ્યચરિત', 'જીન-પ્રભુ-મોહરાજ્યોક્તિ' વગેરે જુઓ આ લેખકે સંપાદિત કરેલ 'ભવ્યચરિત'ની પ્રસ્તાવના ('ફા ગૂ સભા ત્રૈમાસિક', પુ ૧, પૃ ૧૪૫-૫૬)

૫૩ નોંધ ૫૨ મુજબ

સૂરિએ પણ ભાલણ અને પ્રેમાનંદ જેવી પ્રસિધ્ધિ લોકમાં મેળવી હોત.[૫૪] ભાષાના અભ્યાસની દૃષ્ટિએ પણ આ કાવ્ય ખૂબ મહત્વનું છે અને જૂની ગુજરાતીના પ્રત્યેક અભ્યાસીને એનું પરિશીલન જરૂરી છે.

આ પછી અજ્ઞાતકવિ કૃત ઉન્માદક શૃંગારકાવ્ય 'વસંતવિલાસ'[૫૫] આવે છે. તેની હસ્તલિખિત પ્રત સં. ૧૫૦૮ ની મળી આવે છે તે ઉપરથી તેનો રચનાકાળ પંદરમા શતકના અંતમાં હોવાનું અનુમાન થાય છે. આ અરસામાં 'વસંતવિલાસ'ને મળતું—એજ વિષય અને એવી જ ચાતુરીવાળું—નતર્ષિ' (?) નામે કવિનું 'ફાગુ'[૫૬] કાવ્ય મળે છે. 'વસંતવિલાસ'માં સામાન્ય સ્ત્રીપુરૂષના વસંતવિહાર અને વિયોગનું વર્ણન છે, જ્યારે આ બીજા કાવ્યમાં કૃષ્ણ અને તેની પટરાણીઓનો વિલાસ વર્ણવાયો છે. 'વસંતવિલાસ'ની કેટલીક પંક્તિઓ આ 'ફાગુ'ની પંક્તિઓ સાથે અદ્‌ભુત સામ્ય ધરાવે છે[૫૭] બન્ને કાવ્યનો વિષય, વર્ણનશૈલી અને અંતર્યમક એક સરખાં છે, અને બન્ને કૃતિ કદાચિત એકજ વ્યક્તિની હોય એ સંભવિત લાગે છે. આ બે કાવ્યોના કર્તાને એકજ માનવામાં આવે તો પછી 'વસંતવિલાસ'નો લેખક જૈન હોવા વિષેનો પ્રશ્નજ ઉપસ્થિત થતો નથી. આને જ મળતું એક ત્રીજું કાવ્ય કોઈ અજ્ઞાત કવિ રચિત 'અમૃત-કચોલા'[૫૮] નામનું છે. તેનો સમય પણ આશરે પંદરમા શતકના અંતમાં મૂકી શકાય એ કાવ્યમાં પણ છટાદાર ભાષામાં

૫૪. જુઓ 'પ્રા. ગૂ. કા.' ની પ્રસ્તાવના, પૃ. ૩૨–૩૩

૫૫. મુદ્રિત : 'પ્રા. ગૂ. કા.' દિ. બા. કેશવલાલ આ કાવ્યના કર્તાને જૈનેતર માને છે. શ્રી. સારાભાઈ નવાબે તેના કર્તા જૈન છે એમ બતાવવાનો પ્રયાસ કર્યો છે. ('ફા. ગુ. સભા ત્રૈમાસિક', પુ. ૧, પૃ. ૪૩૨–૪૭.)

૫૬. આ કાવ્યના પરિચય માટે જુઓ 'ફા. ગૂ. સભા ત્રૈમાસિક', પુ. ૧, પૃ. ૪૩૨–૩૭.

૫૭. એજન, પૃ. ૪૩૩.

૫૮. હાથપ્રત વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરમાં છે.

કૃષ્ણની લીલાઓનું વર્ણન કરવામાં આવેલું છે. 'મયનછન્દ'[59] નામ બીજું એક સુન્દર છંદોબધ્ધ કાવ્ય મળી આવે છે, તેમાં કામદેવનો મહિમા વર્ણવેલો છે.

આજ અરસામાં જ્ઞાનાચાર્ય નામના એક જૈન યતિએ પ્રસિદ્ધ બિલ્હણકવિકૃત 'બિલ્હણપચાશિકા'[60] નો ચોપાઈમાં અનુવાદ કર્યો છે અને તે ઉપરથી સ્વકલ્પનાએ બિલ્હણની પ્રેયસી શશિકલાનો વિલાપ વર્ણવતી 'શશિકલા-પંચાશિકા'ની[61] રચના કરી છે. આ 'શશિકલા-પચાશિકા'માં તો યમકસાંકળી પણ છે. બન્ને કાવ્યો ઉચ્ચકોટીનાં છે. પાછળથી સત્તરમા સૈકામાં બીજા એક જૈન કવિ સારંગે પણ 'બિલ્હણ-પચાશિકા'નો અનુવાદ કરેલો છે. બિલ્હણનું આ સંસ્કૃત કાવ્ય ગૂજરાતમાં સારી પેઠે પ્રચલિત હતું. ગૂજરાતના જૂના સાહિત્યમાં શિક્ષક-શિષ્યાના પ્રેમની તથા સમસ્યા-પ્રેષણની કથાની પરંપરાની જે અસર જણાય છે તે મુખ્યત્વે 'બિલ્હણકાવ્ય'ને આભારી છે. સં. ૧૭૦૬માં 'રૂપસુન્દર-કથા'[62] નામે એક વૃત્તબદ્ધ વાર્તા રચાયેલી છે. તેમાં રૂપા નામે રાજકુંવરીના પોતાના શિક્ષક વિશ્વનાથના પુત્ર સુન્દર ઉપરના પ્રેમનું વર્ણન છે. એમાંનો કેટલોક ભાગ તો 'બિલ્હણ કાવ્યના' અનુવાદ જેવો લાગે છે અને સમગ્ર કાવ્યની કલ્પના ને ઉપરથીજ લીધેલી છે. શામળ-ભટ્ટકૃત 'મદનમોહના'માં પણ મોહનાનાં શિક્ષાણનો પ્રસ્તાવ, પંડિતનું આવવું વગેરે ભૂમિકા 'બિલ્હણકાવ્ય'ને આભારી છે અને વીરસીંહકૃત 'ઉષાહરણ', વીરજીકૃત 'બલિરાજાનું આખ્યાન' 'કામાવતી', કુશળલાભકૃત 'માધવાનલ' શામળભટ્ટકૃત 'પદ્માવતી', 'ભદ્રાભામિની' એ સર્વમાં નજરે પડતી સમસ્યાઓમાં બિલ્હણ-કાવ્યની અસર એક યા બીજી રીતે નજરે પડે છે.

### ગદ્ય ગ્રન્થો

ગદ્ય લખાણો પણ પદ્યલખાણો જેટલાં જૂના કાળથી પ્રાપ્ત થાય છે. જો કે ગદ્યસાહિત્ય એ પદ્યસાહિત્ય જેટલો વિકાસ પામેલું

૫૯ એજન
૬૦ મુદ્રિત. 'સાહિત્ય', ઓગસ્ટ ૧૯૩૨.
૬૧. મુદ્રિત : 'ગૂજરાતી'નો દીપોત્સવી અંક, સં. ૧૯૮૪
૬૨ મુદ્રિત : ફાર્બસ ગૂજરાતી સભા તરફથી.

નહોતું છતાં સાદી, સુન્દર અને કેટલીકવાર અલંકારયુક્ત શૈલીમાં લખાયેલા ગદ્યના નમૂનાઓ મળે છે. સં. ૧૩૩૦માં લખાયેલા તાડપત્રમાંથી ગદ્યમાં લખાયેલ 'આરાધના',[૬૩] સં. ૧૩૪૦મા લખાયેલા જણાતા તાડપત્રમાંથી 'અતિચાર',[૬૪] સં ૧૩૫૮માં લખાયેલી હાથપ્રતમાથી ગદ્યાત્મક 'સર્વતીર્થનમસ્કારસ્તવન',[૬૫] તથા અનુમાને એજ અરસાનું 'નવકારવ્યાખ્યાન'[૬૬] સદ્ગત ચમનલાલ દલાલે મેળવેલ છે. સં. ૧૩૬૯માં લખાયેલા તાડપત્રમાંથી 'અતિચાર' પણ તેમણે પ્રકટ કરેલ છે.[૬૭]

આ પછીના સમયમાં 'બાલાવબોધ' નામથી ઓળખાતા સંખ્યાબંધ ગુજરાતી ગદ્યગ્રન્થો મળી આવે છે, અહીં 'બાલ' નો અર્થ 'અણસમજુ' 'અજ્ઞાત' એવો કરવામાં આવેલો છે. જૈન સિધ્ધાન્તો આરંભે પ્રાકૃતમા રચાયા એ સબંધમાં એક શ્લોક છે કે—

बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्र्यकांक्षिणां।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्त: प्राकृतः कृत: ॥

એજ પ્રમાણે, બુધ્ધિમાં બાલક એવાં સ્ત્રીપુરુષો માટે ભાષામાં ઉતારવામાં આવેલા શાસ્ત્રગ્રંથોને 'બાલાવબોધ' નામ આપવામાં આવ્યુ, એમ કહી શકાય

સં. ૧૪૧૧મા તરુણપ્રભસૂરિએ ગુજરાતના પાટનગર અણહિલવાડમાં 'ષડાવશ્યક–બાલાવબોધ'ની[૬૮] રચના કરી છે. પંદરમા શતકના ઉત્તરાર્ધમા થઈ ગયેલા મહાન સાહિત્યકાર અને પ્રભાવક આચાર્ય સોમસુન્દરસૂરિએ સંખ્યાબંધ બાલાવબોધો લખ્યા છે—સંખ્યાબંધ શાસ્ત્રગ્રન્થો ગુજરાતીમાં ઉતાર્યા છે, તેમણે 'ઉપદેશમાલા'

૬૩. મુદ્રિત : 'પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ'.
૬૪ મુદ્રિત. એજન.
૬૫. મુદ્રિત : એજન.
૬૬. મુદ્રિત : એજન.
૬૭. મુદ્રિત : એજન.
૬૮. આમાંના કેટલાક કથાનકો માટે જુઓ શ્રી. જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન ગૂર્જરની ગદ્યસંદર્ભ'

(સં ૧૪૮૫)[69] હેમચંદ્રકૃત 'યોગશાસ્ત્ર',[70] 'ષડાવશ્યક', 'આરાધના-પતાકા', 'નવતત્ત્વ', નેમિચન્દ્ર ભંડારીકૃત 'ષષ્ઠીશતક' (સં. ૧૪૯૬), વગેરે પર બાલાવબોધ રચ્યા છે.[71] આ ઉપરાંત સં. ૧૪૯૧માં મુનિ સુન્દરસૂરિએ 'યોગશાસ્ત્ર–ચતુર્થપ્રકાશ' પર, એજ વર્ષમા જિનસાગરસૂરિએ 'ષષ્ઠીશતક' પર, સં. ૧૪૯૭ માં દયાસિંહગણીએ 'સંગ્રહણી' પર, સં. ૧૫૦૦મા હેમહંસગણીએ 'નમસ્કાર–નવકાર' પર,[72] સં. ૧૫૦૧માં તેમણે જ 'ષડાવશ્યક' પર તથા એજ વર્ષમાં માણિક્યસુન્દરગણીએ મલધારી હેમચંદ્રકૃત 'ભવભાવનાસૂત્ર' પર બાલાવબોધ રચ્યા છે.[73] વિક્રમના પંદરમા શતકમાં પ્રચલિત ગૂજરાતી ભાષાના શાસ્ત્રીય અભ્યાસમાં સહાયભૂત થઈ શકે એ માટે એ સર્વનું પદ્ધતિસર સંપાદન અને પ્રકાશન થવાની જરૂર છે.

બાલાવબોધો ઉપરાંત બીજા પણ કેટલાક ગદ્ય ગ્રન્થો આ સમયમાં મળી આવે છે. સં ૧૪૬૬માં લખાયેલ 'શ્રાવકવ્રતાદિ–અતિચાર' શ્રી જિનવિજયજીએ પ્રકટ કરેલ છે[74] સં. ૧૪૭૮માં માણિક્યસુન્દરસૂરિએ રચેલ 'પૃથ્વીચન્દ્રચરિત્ર' અથવા 'વાગ્વિલાસ'[75] એ અસામાન્ય મહત્ત્વનો ગ્રન્થ છે. પાંચ ઉલ્લાસમાં તે લખાયેલો છે તે સામાન્ય ગદ્યમાં લખાયેલો નથી, પણ તેના નામ 'વાગ્વિલાસ' (વાણીનો–બોલીનો વિલાસ) વડે સૂચવાય છે તેમ 'બોલી'માં રચાયેલ છે. અલંકારનાં, રૂપનાં, માત્રાનાં અને લયના બંધનથી મૂક્ત છતાં તેમાં લેવાતી છૂટ ભોગવતું પ્રાસયુક્ત ગદ્ય તે બોલી. મધ્યકાલીન

૬૯. આમાંના કેટલાંક માટે જુઓ એજન.

૭૦. નોંધ ૬૯ મુજબ.

૭૧. શ્રી. મોહનલાલ દેસાઈકૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ ૪૮૬–૮૭.

૭૨. મુદ્રિત : શ્રી. જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ'

૭૩. શ્રી મોહનલાલ દેસાઈકૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૪૯૬–૯૭

૭૪. 'પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ'.

૭૫. મુદ્રિત : 'પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ' તથા 'પ્રાચીન ગૂજરાતી ગદ્યસન્દર્ભ'.

ગૂર્જરતીમા 'સભાશૃગાર' નામથી ઓળખાતો એક ગ્રન્થ મળી આવે છે તેમા સભા રજનાર્થે' જુદી જુદી વસ્તુઓ અને વિષયોમા બોલી'બદ્ધ વર્ણનો મળી આવે છે જૂની ગૂજરાતીના પદ્યમય ગ્રન્થોમા કેટલેક સ્થળે 'બોલી'નો ઉપયોગ થયેલો દેખાય છે જ્યશેખરસૂરિકૃત 'પ્રબોધચિન્તામણિ' નરપતિકૃત 'પચદડ' વિ સિહકૃત 'ઉદાહરણ' વગેરે કાવ્યોમા આ 'બોલી'નો વપરાશ જોવામા આવે છે જૂના કવિઓ તથા ભાટચારણો વગેરેમા એવો ઉપયોગ એક યા બીજા સ્વરૂપે ચાલુ રહેલો છે હેઠ ઓગણીસમી સદીમા શ્રી ગણપતરામ રાજારામે પણ એનો ઉપયોગ કરેલો છે માણિક્યસુન્દરસૂરિની 'બોલી'નો એક નમૂનો જોઈએ—

હિવ તે કુમરી, ચડી યૌવનભરી પરિવરી પરિકરિ, ક્રીડા કરઇ નરનની પરિ ઇસિઇ અવસરિ આવિઉ આષાઢ ઇતિરશુલિ સબાઢ મટઈવિઈ લોઢ ધામતણઉ નિરોહ ત્રાસિ ખાગી પણી વીયાઇ માગી વિસ્તારઉ વર્ષાકાલ, જે પથીતણઉ કાલ, નાઠઉ દુકાલ, ઉ ણિઇ વર્ષાકાતિ મધુરધ્વનિ મેહ ગાજઇ દુભિક્ષતણા ભય ભાજઇ જાણે સુભિક્ષભૂપતિ આવતા જયઢક્કા વાજઇ ચિહુ દિસિ બીજ ઝબકઇ, પથી ઘરભણી પુલઇ, વિપરીત આકાશ ચદ્રસૂર્ય પરિયાસ રાતિ અધારી બનઇ તિમિરી ઉત્તરનઉ વિનયણ છાયઉ ગયણ દિસ ઘોર નાચઇ મો, સધર વરસઇ ધારાધર, પાણીતણા પ્રવાહ પવહઇ, વાડિઉપરિ વલા વલઇ, નદી મહાપૂરિ આવઇ, પૃથ્વી પીઠ પ્લાવઇ નવા કિસલય ગહગહઇ વલ્લીવિતાન લહલહઇ, કુટુબી લોક માચઇ મહાત્મા બઇઠા પુસ્તક વાચઇ પર્વત તણઉ નીઝરણ વિછૂટઇ, ભરિયા સરોવર ફૂઇ [૭૬]

ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આ ગ્રન્થ અત્યત ઉપયોગી છે એટલુ જ નહિ પણ તે સૂક્ષ્મ વર્ણનોયુક્ત એક વિસ્તૃત વાર્તાગ્રન્થ હોવાને કારણે તત્કાલીન સમાજરચનાને લગતી પણ કેટલીક ઉપયોગી માહિતી તમાથી મળી આવે છે

સ ૧૪૪૮મા પાટણમા બ્રાહ્મણ રાજકીર્તિ મિશ્રે લખેલ

૭૬ 'પ્રાચીન ગૂર્જર કાવ્યસગ્રહ', પૃ ૧૦૦

'ગણિતસાર'[૭૭] એક ગ્રન્થ મળી આવે છે. તેમા શ્રીધરાચાર્યના 'ગણિતસાર' પર તત્કાલીન ગૂજરાતી ભાષામા વિવરણ છે વિદ્યાર્થી-ઓને તત્કાલીન તોલ, માપ અને નાણાંનુ જ્ઞાન કરાવવાના ઉદ્દેશથી તે લખાયેલ છતા, તત્કાલીન ભાષાના સ્વરૂપ ઉપર પણ તે કેટલોક પ્રકાશ પાડે છે

જૂના સમયમા સંસ્કૃતના પ્રારંભિક વિદ્યાર્થીઓને 'લઘુચાણક્ય' અને 'વૃદ્ધચાણક્ય' નીતિશાસ્ત્રના શ્લોકો શીખવવામા આવતા પ્રાચીન ગૂજરાતીમા જૈનો તેમજ બ્રાહ્મણોના હાથે લખાયેલા તેના સંખ્યાબંધ વિવરણો મળી આવે છે. સોળમા શતકમાં લખાયેલું એક વિવરણ પાટણના ભંડારમાની આશરે સત્તરમા શતકમા લખાયેલી એક હસ્તલિખિત પ્રત ઉપરથી મે પ્રકટ કરેલ છે[૭૮] આ પ્રકારના વિવરણોની પંદરમા શતક જેટલી પ્રાચીન પ્રત જો મળી આવે તો વધારે ઉપયોગી થઈ પડે.

### વ્યાકરણના ગ્રન્થો

વ્યાકરણના પણ કેટલાક ગ્રન્થો પ્રાપ્ત થાય છે અને ભાષા-શાસ્ત્રની દૃષ્ટિએ તે સર્વ અતીવ ઉપયોગી છે. એમા સૌથી પ્રાચીન 'બાલશિક્ષા' છે.[૭૯] સં ૧૩૩૬મા શ્રીમાલવંશીય ઠક્કુર કૂરસિંહના પુત્ર સંગ્રામસિંહ તેની રચના કરેલી છે. 'બાલાવબોધ'મા 'બાલ' નો જે અર્થ થાય તે અહીં પણ સમજવાનો છે. અહીં જે અર્થમા 'બાલ' શબ્દ લેવામા આવેલો છે તેજ અર્થમા અનુભૂતિસ્વરૂપાચાર્યની સારસ્વતી પ્રક્રિયાના આરંભમા **बालधीवृद्धिसिद्धये** એ વાક્યમા 'બાલ' શબ્દ વપરાયેલો છે તે વખતની ગૂજરાતી ભાષા દ્વારા

૭૭. મુદ્રિત. બારમા સાહિત્ય સંમેલનમા 'મધ્યકાલીન ગૂજરાતનાં તોલ, માપ અને નાણા વિષે કેટલીક માહિતી', એ શિર્ષકવાળો આ લેખકનો લેખ.

૭૮. 'બુદ્ધિપ્રકાશ', મે–જૂન ૧૯૩૨.

૭૯ આ ગ્રન્થની મૂળ હાથ પ્રત જેસલમીરના ભંડારમા છે અને તે ઉપરથી ઉતરાવેલી પ્રત વડોદરામા મુનિશ્રી હંસવિજયજીના પુસ્તક સંગ્રહમા છે. તે ઉપરથી પં. લાલચંદ ગાંધીએ 'પુરાતત્ત્વ', પુ ૩, અંક ૧, માં તેનો પરિચય કરાવેલો છે.

સંસ્કૃત કાતન્ત્રવ્યાકરણનું જ્ઞાન થવા માટે આ ગ્રન્થ લખાયેલ છે સંજ્ઞાપ્રક્રમ, સંધિપ્રક્રમ, સ્યાદ્યન્તપ્રક્રમ અને ત્યાદિપ્રક્રમ એ પ્રમાણે પ્રક્રમોમાં આ ગ્રન્થ વહેંચાયેલ છે. ગૂર્જરાનનો છેલ્લો હિન્દુ રાજા કર્ણ વાઘેલો પરાજિત થયો અને મુસ્લિમોનું રાજ્ય સ્થપાયું (સં ૧૩૬૦) તેનાથી લગભગ ત્રીસ વર્ષ પૂર્વે–આજથી આસરે સાડા છસો વર્ષ પૂર્વે ગૂજરાતી ભાષાનું સ્વરૂપ કેવા પ્રકારનું હતું તે પર આ ગ્રન્થ પ્રકાશ પાડે છે, એના જૂદા જૂદા પ્રક્રમોમાં સંગ્રહાયેલા શબ્દો તે વખતની ભાષાના એક નાનકડા શબ્દકોશની ગરજ સારે છે

આ પછી કુલમંડનગણીનું 'મુગ્ધાવબોધઔક્તિક'[૮૦] આવે છે 'ઉક્તિ' એટલે કે ભાષા, તેને લગતું અનુશાસન તે 'ઔક્તિક' એ પ્રમાણે ઔક્તિકનો અર્થ થઈ શકે 'મુગ્ધાવબોધઔક્તિક' ગ્રન્થ પણ સાધારણ અભ્યાસીને ગૂજરાતી ભાષા વડે સંસ્કૃતનું જ્ઞાન થવા માટે લખાયેલ છે સં. ૧૪૫૦માં તેની રચના થયેલી છે પ્રાચીન અને મધ્યકાલીન ગૂજરાતીના અભ્યાસમાં આ ગ્રન્થનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે સં ૧૪૫૦ આસપાસમાં 'ષટ્કારક'[૮૧] નામે એક વ્યાકરણનો ગ્રન્થ રચાયેલો છે આ ઉપરાંત સં ૧૪૮૪માં ખંભાતમાં શ્રીગૌડ જ્ઞાતિના એક બ્રાહ્મણના હાથે લખાયેલ વૃત્તિયમ્–ઔક્તિક'ની હાથપ્રત મને મળી હતી[૮૨] તે વખતની ભાષા દ્વારા સંસ્કૃત શિખવવાનો તેનો ઉદ્દેશ છે

ચૌદમા અને પંદરમા શતકની ભાષાના નમૂનાઓ તરીકે આ સર્વ ગ્રન્થો ઘણા ઉપયોગી છે અને તત્કાલીન ભાષાના શાસ્ત્રીય અભ્યાસમાં અનેક રીતે મદદગાર થાય તેમ છે

### છન્દો, વૃત્તો, દેશીઓ વિગેરે

પ્રેમાનંદના નાટકોના કર્તૃત્વ વિષે સ્વ નરસિંહરાવે જ્યારે શંકા ઉઠાવેલી ત્યારે પોતાના પક્ષના સમર્થનમાં તેમણે એવી એક દલીલ

૮૦ આની પ્રાચીન હાથપ્રત ગૂ વ સો ના સંગ્રહમાં છે સદ્ગત હરિલાલ હર્ષદરાય ધ્રુવે તે પ્રગટ કરેલ છે

૮૧. આની સં ૧૪૮૫ તેમજ સં ૧૫૪૩માં લખાયેલી બે પ્રતોના પરિચય માટે જુઓ 'નરસિંહયુગના કવિઓ' ('૬ા ગૂ સાહિ. ત્રૈમાસિક', પુ ૧, પૃ ૨૭૭)

રજૂ કરેલી કે પ્રેમાનંદના કાળમાં ગૂજરાતમાં અક્ષરમેળ વૃત્તો અર્વાચીન સાહિત્યના ઊગમકાળ પછી એટલે કે નર્મદાશંકર અને દલપતરામથી લખાવા માંડ્યા હતાં. ૧૯૦૯માં સ્વ નરસિંહરાવે ઉપરોક્ત નાટકોના કર્તૃત્વ વિષે શંકા ઉઠાવી ત્યારે પ્રાચીન ગૂજરાતી સાહિત્યના અભ્યાસની બાબતમાં અલ્પસાધની સ્થિતિ પ્રવર્તતી હતી. નરસિંહનું સમકાલીન સાહિત્ય પણ ઘણા ઓછા પ્રમાણમાં બહાર આવ્યું હતું અને નરસિંહની પૂર્વેના તો ભાગ્યે જ એક અથવા બે ગ્રન્થ ઉપલબ્ધ હતા. પાછળથી જૂની ગૂજરાતીનું જે વિપુલ સાહિત્ય બહાર આવ્યું છે તેને પરિણામે સ્વ. નરસિંહરાવનો ઉપરોક્ત મત નાપાયાદાર પુરવાર થયો છે. જૂની ગૂજરાતીના સમ્બાબધ ગ્રન્થોમાં અક્ષરમેળ વૃત્તો મળી આવે છે અને એક કરતાં વધારે ગ્રન્થો એવા મળી આવે છે કે જે સળંગ વૃત્તબધ્ધ છે.[૮૩] આજ નિબંધમાં અગાઉ જેનો ઉલ્લેખ કરેલ છે તે શાલિસૂરિનું 'વિરાટપર્વ' આખુ એ શુદ્ધ અક્ષરમેળ વૃત્તોમાં રચાયેલુ છે. એકંદરે પ્રાચીન તથા મધ્યકાલીન ગૂજરાતીમાં વૃત્તોનો પ્રયોગ વિપુલ પ્રમાણમાં થતો નહતો, પરન્તુ તે અણુછાજતો પણ નહતો એ અત્યાર સુધી મળી આવેલાં સાધનો ઉપરથી સ્પષ્ટ થાય છે.

છન્દોની બાબતમાં પણ એમ જ કહી શકાય. અનેક પ્રાચીન ગૂજરાતી કાવ્યો છન્દોબદ્ધ રચાયેલાં છે તેનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. જૈન કવિઓના સાહિત્યમાં છદોબદ્ધ કાવ્યો પુષ્કળ છે. જયશેખરસૂરિકૃત 'પ્રબોધચિન્તામણિ' છન્દોના મનોરમ પ્રયોગનુ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. શ્રીધરવ્યાસકૃત 'રણમલછન્દ', 'કવિત-ભાગવત' અને 'સપ્તશતી'માં પણ છન્દોની બુદ્ધિયુક્ત યોજના છે. ભીમકવિનુ 'સદયવત્સવીર-ચરિત્ર' પણ સુન્દર છન્દોમાં છે. નરસિંહ પૂર્વેના સાહિત્યમા મુકાબલે દેશીઓ કરતાં છન્દોનો પ્રચાર અધિક છે. એ પછી આરતે આરતે દેશીનો પ્રચાર વધે છે અને છન્દનો પ્રચાર ઘટે છે, પણ છદનો પ્રયોગ કદી પણ વિરસ તો નથી જ બન્યો. દિ. બા.

૮૩. જુઓ સ. ૧૭૦૬મા સળંગ વૃત્તબધ્ધ રચાયેલ 'રૂપસુન્દરકથા'નો ઉપોદ્ઘાત તથા સાતમી 'ઓરિએન્ટલ કોન્ફરન્સ'માં મારો નિબંધ 'પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના'.

કેશવલાલ કહે છે તેમ, "પ્રાકૃત પાસેથી વારસામાં મળેલી છંદની પૂંજી વધારીને અપભ્રંશે ગુજરાતીને આપી. એને લીધે ગુજરાતીનું પુરાતન સાહિત્ય છંદમાં રચાયું. સમય જતાં ગુજરાતીએ નવું સાહસ ખેડી વિવિધ દેશીનો લયબંધ ઉપજાવ્યો. ચિરતન ગુજરાતી સાહિત્ય ઓછું ઉપલબ્ધ અને ઓછેરું પ્રસિદ્ધ હોવાથી, ગતકાળનું ગુજરાતી સાહિત્ય તો દેશીમાં જ હોય છંદમાં ન હોય, એવી માન્યતા બાંધનાર પુરુષ અપભ્રંશે આપેલો વારસો ભૂલી જાય છે......વળી, છંદનો કલામય ઉપયોગ આજકાલનો નથી–પણ કલા જેટલો જૂનો છે......"[૮૪]

મધ્યકાલીન ગુજરાતીનો સુભાષિત છન્દ દુહો આજે લગભગ અદૃશ્ય થયો છે. અપભ્રંશે વારસામાં આપેલા અનેક સુન્દર છન્દો પૈકી, સારસી, ધાત (ચોપાઈ), વસ્ત, મરહટ્ટા, દુમીલા, છપ્પય વગેરે પણ આજ વિરલ બન્યા છે, પણ મધ્યકાલના ગુજરાતી સાહિત્યનો ઘણો મોટો ભાગ એ છંદોમાં જ રચાયેલો છે એ ભૂલવાનું નથી.

કવિ નાનાલાલે એકવાર કહેલું કે "ગુર્જર સાહિત્યમાં કવિ પ્રેમાનન્દે ગુર્જર ભૂમિનાં જ 'વૃત્તસંતાનો'–ગુજરાતી રાગો જેવા કે મારુ, સામેરી, સામગ્રી આદિ દેશી રાગોનો બહુ છૂટથી ઉપયોગ કર્યો છે."[૮૫] આ કથન સર્વાંશે સાચું નથી; કારણ કે દેશીઓનો બહુ છૂટથી ઉપયોગ માત્ર પ્રેમાનન્દે જ કર્યો છે એવું નથી; પૂર્વકાળના અનેક જૈન કવિઓએ પણ એનો પુષ્કળ પ્રમાણમાં ઉપયોગ કર્યો છે. 'દેશી', 'ચાલ', 'ઢાળ', 'રાહ', 'ભાસ' એવાં નામોનો તેમણે ઉપયોગ કર્યો છે. સમયસુન્દરે તો મારવાડ, ગુજરાત, સિન્ધ, મેવાડ, દિલ્હી, વગેરે અનેક સ્થળોનાં ગીતો તથા દેશીઓ લઈ તેની લયમાં પોતાના ઢાળો બનાવી કુશળતાથી રસને ખીલવી કાવ્યચાતુરી બતાવી છે.[૮૬]

૮૪. 'પ્રાચીન ગુર્જર કાવ્ય', પ્રસ્તાવના, પૃ ૩૬–૩૭

૮૫. 'ગુજરાતી કવિતા અને સંગીત' ('વસન્ત', ફાગણ સં. ૧૯૬૦).

૮૬. દેશીઓ વિષે વધુ વિસ્તૃત હકીકતો માટે જુઓ 'આનંદકાવ્ય મહોદધિ', મૌ ૭ માં શ્રી. મોહનલાલ દેસાઈનો લેખ 'કવિવર સમયસુન્દર'.

વિનયવિજય જેવાએ તો સસ્કૃતમાં પણ દેશીઓ ઉતારી છે[૮૭]

નરસિંહ પૂર્વેના સાહિત્યની વાત કરીએ તો અગાઉ જે વિષે ઉલ્લેખ કરવામાં આવેલ છે તે 'રેવંતગિરિરાસ', 'સમરારાસ', 'પેથડરાસ' વગેરે દેશીબદ્ધ છે. સોમસુન્દરસૂરિ અને જયશેખરસૂરિના કાવ્યોનો પણ કેટલોક ભાગ દેશીમાં છે. નરસિંહ મહેતાના પ્રભાતિયાને 'ઝુલણા' કહેવા કરતા 'ઝુલણાનો રાહ' કહેવાં એ વધારે ઉચિત છે. ગૂજરાતી સાહિત્યમાં દેશીનો ઉપયોગ વિક્રમના તેરમા શતક જેટલા પ્રાચીન કાળ સુધી લઈજઈ શકાય તેમ છે; તે બતાવે છે કે ગૂર્જરભૂમિએ પોતાના 'વૃનસતાનો'નો વિકાસ સાધવાનો આરંભ ઘણા જૂના સમયથી કર્યો હતો.

## ભાષાનું સ્વરૂપ

તેરમા શતકના અંતમાં અને ચૌદમા શતકના આરંભમાં ભાષા અપભ્રંશના સંપર્કનો ધીરે ધીરે ત્યાગ કરીને શુદ્ધ ગૂજરાતી સ્વરૂપમાં આવવાને મથી રહી હતી. પ્રથમા એકવચનમાં અકારાન્ત શબ્દોમાં અપભ્રંશકાળનો ૩ પ્રત્યય ઘસાતો જતો હતો અપભ્રંશકાળ ા સપ્તમીનો इ પ્રત્યય અકારાન્ત નામોમા અન્તર્ગત દશામાં માલૂમ પડે છે 'મુગ્ધાવબોધઔક્તિક' ( સ ૧૪૫૦ )ની તથા માણિક્યસુન્દરસૂરિકૃત 'પૃથ્વીચન્દ્રચરિત્ર'( સ. ૧૪૭૮ )ની ભાષામા પ્રથમા એકવચનના પ્રત્યયનો સર્વથા લોપ નજરે પડે છે. ચૌદમી સદી આખી તથા પંદરમી સદીના પૂર્વાર્ધની ભાષાને શ્રી કેશવરામ શાસ્ત્રી 'મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા'[૮૮] નામ આપે છે (૧) વર્તમાન

---

૮૭. નમૂના તરીકે જુઓ—

नटरागेण गीयते। 'महावीर मेरो लालन' ए देशी।
सयमवाङ्मयकुसुमरसैरति सुरभयनिजमध्यवसायं।
चेतनमुपलक्षय कृतलक्षण ज्ञानचरण गुणपर्यायम्॥
वदनमलङ्कुरु पावनरसनं जिनचरितं गायं गायं।
सविनयशान्तिसुधारसमेन चिरं नन्द पायं पायं॥

('જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ ૪૭).

૮૮ ગૂજરાતી પદ્યબન્ધ 'મહાભારત', ભાગ ૨ જો, ઉપોદ્‌ઘાત.

નામમા अ+इ, अ+उ, अ+उं અસયુક્ત (૨) ત્રીજી અને સાતમી વિભક્તિમા अ+इ અસયુક્ત છતા અકારાન્ત નામોમા मनि વગેરેમા છે તેમ અન્ત્ય અકાર લુપ્ત થયે હ્રસ્વ इकार અન્તર્ગત, (૩) નર નાન્યતર જાતિના વિકારી રૂપોમા अ+उ, अ+उ અસયુક્ત–તે વિશેષણ હોય ત્યારે તૃતીય–સપ્તમીનો इ વિશેષ્યને લાગતા તેને પણ લાગે, પરન્તુ ત્યા પણ अ+इ અસયુક્ત (૪) બીજા શબ્દોમા પણ अनइ–इं, नइ–इ सिउ थइसइ पछइ–इं વગેરેમા સ્વરો અસયુક્ત, (૫) નારીજાતિના મૂળ દીર્ઘ ઈકારાન્ત તેમજ હ્રસ્વ ઇકારાન્ત શબ્દોનો અન્ત્ય इकार ઝાઝે ભાગે હ્રસ્વ જ, (૬) આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમા સયુક્ત इ પણ બહુવચનમા अ+उ અસયુક્ત–વગેરે આ ભૂમિકાના મુખ્ય લક્ષણો છે[૮૯]

આમ છતા કેટલીક મુગ્ધને અર્વાચીન પ્રતોમા મુગ્ધને પ્રાચીન રૂપો મળી આવે છે સ ૧૪૫૦મા લખાયેલ 'મુગ્ધાવબોધઔક્તિક'મા પ્રથમા એકવચનમા અન્ત્ય उનો અભાવ જણાય છે જ્યારે ૧૪૪૯મા લખાયેલ 'ગણિતસાર'મા આ उની બહુલતા જણાય છે જેમ કે –

शिवु भणीइ देवाधिदेव भट्टारकु महेश्वरु किसु जु परमेश्वरु कैलासशिखरमंडनु पार्वतीहृदयवल्लभु विश्वनाथु जिणं विश्व निपजाविउ तसु नमस्कार करीउ बालावबोधनार्थु बाल भणीइ अज्ञात तीह अवबोध जाणिया तणइ अर्थि आत्मीययशोवृद्ध्यर्थु श्रेयस्करणार्थु श्रीधराचार्यु गणितु प्रकटीकृतु ।[૯૦]

એજ પ્રમાણે સ્વ મણિલાલ વ્યાસે નોંધેલી 'ષડાવશ્યક'ની બે પ્રતો પૈકી સ ૧૪૮૫ની પ્રતમા પ્રથમા એકવચનના રૂપોમા ઘણે અ શે उકારનો અભાવ જણાય છે જ્યારે એજ પુસ્તકની ૫૮ વર્ષ પછી સ ૧૫૪૩મા લખાયેલી પ્રતમા વિશેષત उકારાન્ત રૂપો નજરે પડે છે[૯૧] પાછળથી નકલ કરનાર લહિયાઓ પણ ઘણીવાર આપાને

૮૯ એજન પૃ ૨૩–૨૪

૯૦ 'બુદ્ધિપ્રકાશ', પુ ૮૩ પૃ ૩૬૫.

૯૧ 'ફા ગુ સભા ત્રૈમાસિક', પુ ૧, પૃ ૨૭૭

જાણી જોઈને પ્રાચીન સ્વરૂપે લખે છે અથવા કેટલીક વાર જે આદર્શ પરથી નકલ કરવામાં આવી હોય તે આદર્શ વધુ પ્રાચીન હોય છે ત્યારે આ પ્રકારની વિચિત્રતાઓ નજરે પડે છે.

પ્રાચીન અને મધ્યકાલીન ગૂજરાતી સંબંધી જે હકીકતો આજે આપણને મળે છે તે લેખિત સાધનો ઉપરથી મળે છે. એ વખતમાં ઉચ્ચારણો કેવાં હતાં તે જાણવાનું કોઈ સાધન આપણી પાસે નથી. એવી સ્થિતિમાં લિખિત પુસ્તકોમાં મળી આવતા રૂપો તે વખતનાં ઉચ્ચારણોના વાસ્તવિક સ્વરૂપો ઉપર પ્રકાશ પાડે છે એમ સામાન્ય રીતે માનવામાં આવતું હતું; પરન્તુ જૂની ગૂજરાતીમાં પણ વૃત્તબધ્ધ કાવ્યો મળી આવતાં એ માન્યતાની ઉપર એક પ્રહાર પડે છે.

શાંતિસૂરિના 'વિરાટપર્વ'માં દ્રુતવિલમ્બિતની બે પંક્તિઓ નીચે પ્રમાણે છે:—

भमरडउ मरिवा अणवींहतउ
पसरि पइसौ केतकइ हतउ।

હસ્તલિખિત પ્રતમાં આ પ્રમાણે મળી આવે છે, પણ એ અવતરણને વૃત્તના માપને બંધબેસતું બતાવવું હોય તો **भमरडउ** નું ઉચ્ચારણ **भमरडौ**, **अणवींहतउ** નું **अणवींहतौ** અને **हतउ** નું **हतौ** એ પ્રમાણે કરવું પડે છે.

સં. ૧૫૦૨માં રચાયેલ ધનદેવગણીકૃત 'સુરંગાભિધાન-નેમિનાથ-ફાગ'ના આરંભે નીચે પ્રમાણે એક શાર્દૂલવિક્રીડિત છે:—

દેવા દેવિ નવી કવીશ્વરતણી વાણી અમીસારણી,
વિદ્યાસાયરતારણી મલહણી હંસાસણી સામિણી,
ચઉદા દીપતિ ભુવનિ સરસતી મઇં વીનવી વીનતી,
બોલું નેમિકુમાર કેલિની રતિ ફાગઈ કરી રજતી[૯૨]

ઉપરોક્ત અન્તગઁણોમાના રૂપોને એકદમ અર્વાચીન સ્વરૂપે 'ભમરડો' 'અણબીહતો' 'હતો', 'મે', 'કાગે' એ પ્રમાણે કલ્પવા એ તો વધારે પડતુ અને ભાષાની ઉત્ક્રાન્તિની ગતિનુ ઉલ્લઘન કરનારું છે એ વખતના ઉચ્ચારણો કેવા હતા તે જાણવાનુ કઈ સાધન આપણી પાસે નથી એવી સ્થિતિમા એમ કલ્પવુ વધારે પડતુ નથી કે-*ભમરડઉ* નુ ઉચ્ચારણ *ભમરડઉ* અને *ભમરડૌ* એ બેની વચ્ચેનુ કઈક હશે અને તે એવા પ્રકારનુ કે ઉપરોક્ત દ્રુતવિલમ્બિતમા તેને ગોઠવવામા કઈ વાધો આવે નહીં[૯૨] એજ પ્રમાણે બીજા રૂપોનુ પણ કહી શકાય સત્તરમા અઢારમા શતકમા લખાયેલી મારવાડી ભાષાની હાથપ્રતોમા પૂ 'ગયો' ને સ્થાને 'ગયૌ', 'મે' ને સ્થાને 'મેં', 'એરો' ને સ્થાને 'એરૌ' એવા રૂપો મળે છે અને આજે પણ મારવાડીઓ તેને મળતા ઉચ્ચારણો કરે છે તેને પ્રાચીન ઉચ્ચારણ પ્રકારના અવશેષો ગણવામા વાધો નથી

વળી બાર ગાઉએ બોલી બદલાય, એ ન્યાયે આ ઉચ્ચારણો પણ જુદા જુદા પ્રદેશોમા થોડુ ઘણુ રૂપાન્તર પામતા હતા મારા મિત્ર શ્રી મધુસૂદન મોદી હમણા કવિ વચ્છકૃત 'મૃગાકલેખા રાસ'નુ સપાદન કરે છે આ રાસ સ ૧૫૨૩મા રચાયેલ છે તેની ૨૨૩મી કડી નીચે પ્રમાણે છે —

> દવિનચ સિણ મા ગઉ તે ધોમ,
> પુહર પાછિ લઘ પ્રાણ હુયૌસ.

૯૨ હાલમા કેળવણી કેવળ નેત્રપાય થતી જાય છે, વિવૃત ઉચ્ચારણોનુ સ્થાન સવૃત્ત ઉચ્ચારણો લેતા જાય છે આવી સ્થિતિમા થોડાક વર્ષ પછી અમુક તળપદા ઉચ્ચારણો કેવા પ્રકારના હતા તે જાણવાનુ કઈ સાધન રહેશે નહિ અને પરિણામે ભાષાના ઈતિહાસના સાધનના એક અમૂલ્ય અકોડાનો નાશ થશે આથી કેટલાક સમય ઉપર 'પ્રસ્થાન'મા શ્રી સાહિત્યપ્રિયે આવા ઉચ્ચારણોને ગ્રામોફોન રેકર્ડમા ઉતારી લેવાની સૂચના કરી હતી ગુજરાતી સ્વરશાસ્ત્રનો અભ્યાસ હજી નહીં જેવો જ થયો છે અને બીજી બાજુએ અભ્યાસની સામગ્રીરૂપ તળપદા ઉચ્ચારણોનો નાશ થતો જાય છે, એ જોતા સાધનસપન્ન સસ્થાઓએ આ તરફ ધ્યાન આપવુ જોઈએ.

આ 'હયૌંસ' અને 'ઘોસ'નાં જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાં નીચે પ્રમાણે પાઠાન્તરો પ્રાપ્ત થાય છે:—

A B ઘોસ હયૌંસ
C દેસ, હરેસુ
D દોસ, હરેસ
E ઘેસ, હરેસ
F ઘોસ, હરોસ
G દેસ, હરેસુ
H દોસ, હયૌંસ

આમ છતાં અનુક્રમે 'દેસ' અને 'હરેસુ', 'દોસ' અને 'હરેસ', 'દોસ' અને 'હરોસ', 'દેસ' અને 'હરેસુ', 'દેસ' અને 'હયૌંસ'ના પ્રાસ મેળવવામાં આવ્યા છે એ વસ્તુ તે વખતના ઉચ્ચારણ ઉપર થોડોક અસ્પષ્ટ પ્રકાશ ફેંકે છે અને એ ઉચ્ચારણ, હાથપ્રતોમાં મળતાં લખાણો હાલમાં આપણે જે રીતે ઉચ્ચારીએ છીએ તે કરતાં, કંઈક જુદા પ્રકારનું હશે, એવું અનુમાન કરી શકાય છે.

સં. ૧૩૬૦માં મુસ્લિમોએ ગૂજરાત જીત્યું ત્યાર પછી ગૂજરાતી ભાષામાં ફારસી-અરબી શબ્દોનું ભરણું વિશેષ પ્રમાણમાં નજરે પડવા માંડ્યું. રણમલ્લછન્દ અને 'કાન્હડદેપ્રબન્ધ'માં તો ફારસી અને અરબી શબ્દો ચોકખા નજરે પડે છે. સં. ૧૫૧૩ પૂર્વે રચાયેલી અસાઈતકૃત 'હંસવત્સકથા'માં પણ 'વખત' અને 'સરનામું' જેવા શબ્દો મળે છે. એજ પ્રમાણે અન્ય કાવ્યોનું પણ.

પ્રારંભમાં રાજસ્થાન, ગૂજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે ઠીક ઠીક પ્રમાણમાં ભાષાસંપર્ક હતો. અંબદેવસૂરિકૃત 'સમરારાસ' રાજસ્થાનીના સંપર્કનું અને મંડલિકકૃત 'પેથડરાસ' મરાઠીના સંપર્કનું પ્રતિબિંબ રજૂ કરે છે. નરસિંહનાં કાવ્યોમાં 'નાગૈયા સ્વામી' અને ભીમનાં કાવ્યોમાં 'ભીમચાઈ ઠાકોર' એ પ્રમાણે પછીના સમયમાં મરાઠી અને ગૂજરાતીનો સંપર્ક સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. પ્રસિદ્ધ

ભાષાશાસ્ત્રી ડૉ. ટેસીટોરીએ સોળમા શતકની ગુજરાતી ભાષાને 'ઓલ્ડ વેસ્ટર્ન રાજસ્થાની' (Old Western Rajasthani) (જૂની પશ્ચિમ રાજસ્થાની) નામ આપ્યું છે, એ જો કે વાસ્તવિક નથી, પણ તે આજ દૃષ્ટિબિન્દુએ અપાયું હોવું જોઈએ.

મુસ્લિમ વિજય પછી કેટલાક સમય બાદ અનેક કારણોને લીધે મારવાડ સાથેનો સંપર્ક ઓછો થતો ગયો અને મરાઠી ભાષા સાથેનો પણ રહ્યોસહ્યો સંપર્ક નાશ પામ્યો; ગુજરાતી અને રાજસ્થાની ભાષા વધુને વધુ દૂરસ્થ બનતી ગઈ. આમ છતાં આજે જૂની ગુજરાતીનો અભ્યાસ કરનારને રાજસ્થાની અને મરાઠી ભાષાનું જ્ઞાન એ અભ્યાસમાં અનેક રીતે મદદગાર બને છે, એ વસ્તુ પૂર્વ કાળના ભાષાસંપર્કની ઝાંખી કરાવે છે.

### નરસિંહ પૂર્વેનું જૈનેતર સાહિત્ય કેમ મળતું નથી?

આ સર્વ વિવેચન પછી એક પ્રશ્ન એ ઊભો થાય છે કે નરસિંહ પૂર્વેનું જૈન સાહિત્ય આટલા મોટા પ્રમાણમાં મળે છે તો જૈનેતર સાહિત્ય કેમ બિલકુલ ઉપલબ્ધ થતું નથી? ભીમકૃત 'સદયવત્સવીરપ્રબન્ધ', શ્રીધરનાં કાવ્યો અને અસાઈતકૃત 'હંસવત્સકથા'ના અપવાદને બાદ કરીએ તો આ સમયનું જૈનેતર સાહિત્ય સુદ્દલ મળતું નથી એમ જણાય એમાંયે ભીમ અને અસાઈતનાં કાવ્યો તો જૈન ભંડારમાંથી ઉપલબ્ધ થયેલાં છે!

જ્યારે જૈનોની સાહિત્યપ્રવૃત્તિ પૂરજોસમાં ચાલુ હતી ત્યારે જૈનેતરો એ દિશામાં સાવ ઉદાસીન હોય એ બનવાજોગ નથી, છતાં આજે જૈનેતર સાહિત્ય લગભગ કંઈ જ મળતું નથી એનું કારણ એ હોઈ શકે કે જૈનોની જેમ સાહિત્યના વ્યવસ્થિત સંરક્ષણની પદ્ધતિનો તેમનામાં અભાવ હતો. સાહિત્યના રક્ષણની વ્યવસ્થિત પદ્ધતિ હોવા છતાં અનેક જૈન ભંડારોનો મુસ્લિમ વિજેતાઓએ નાશ કરેલો છે, વસ્તુપાલ-તેજપાલે સ્થાપેલા સંખ્યાબંધ ભંડારોમાંના પુસ્તકો ક્વચિત જ પ્રાપ્ત થાય છે. પાટણમાંથી સેંકડો જૈન ગ્રન્થોને તેમનું વધારે સારું રક્ષણ થઈ શકે તેટલા ખાતર ચોમેર રણથી રક્ષાયેલા જેસલમીરમાં ખસેડવામાં આવ્યા હતા. આ પ્રકારની કાળજીને

પરિણામે જ સંસ્કૃત-પ્રાકૃતના પણ અનેક દુર્લભ જૈનેતર ગ્રન્થો જૈન ભંડારોમાંથી મળે છે.

એજ પ્રમાણે નરસિંહ પૂર્વે પણ જૈનેતર સાહિત્ય હોવું તો જોઈએ જ, પણ વ્યવસ્થિત સંગોપનની પદ્ધતિને અભાવે તેમાંનું ઘણુંક નાશ પામ્યું હોવું જોઈએ અથવા અજ્ઞાનને પરિણામે [illegible] જતું હોવું જોઈએ, એવી કલ્પના થઈ શકે છે.



પોતાના સમયના વિચારપ્રવાહોથી અલિપ્ત રહી શકતો નથી અને તેથી ઘણી ઐતિહાસિક નવલકથાઓમાં આધુનિક વિચારોના તરંગો સ્વાભાવિક રીતે જ દેખાય છે પરન્તુ ઐતિહાસિક વાર્તાના ઓઠા નીચે આધુનિક નવીન વિચારોનો પ્રચાર કરવો એ અપ્રામાણિકતા ગણી શકાય કેટલાક સમાજવાદી લેખકોની નવલકથાઓમાં આના ઉદાહરણ મળી આવશે

આપણે કલ્પિત પાત્રોની મર્યાદા આંકી પણ ઐતિહાસિક પાત્રોનું શું? ઇતિહાસના પાત્રોના ચરિત્ર મનકલ્પિત ચીતરી શકાય? અથવા તો તેમના ચારિત્ર્યમાં મનગમતો ફેરફાર કરી શકાય ખરો? ઇતિહાસમાં જેમના માત્ર નામ જ જણાયા હોય, પણ જેમના ચરિત્ર વિષે કશો ઉલ્લેખ ન હોય, તેમના ચરિત્રનિરૂપણ સ્વકલ્પના પ્રમાણે કરવાની વાર્તાકારને સ્વતંત્રતા છે તેથી ઊલટુ જેમનુ ચારિત્ર્ય ઇતિહાસમાં સ્પષ્ટ રીતે અંકિત થયુ હોય તેમાં વધઘટ કરવાની વાર્તાકારને છૂટ ન હોવી જોઈએ વળી જે વ્યક્તિનુ ચરિત્ર ઇતિહાસમાં અલ્પતં આલેખાયુ હોય, તેને વિસ્તારવાનો વાર્તાકારનો હક્ક હું કબૂલ રાખું છું પરંતુ એ વિસ્તાર તે વ્યક્તિના મૂલગત ચારિત્ર્યથી વિપરીત ન હોવો જોઈએ તેવી રીતે અલ્પગુણ વાળી વ્યક્તિને મહ્ગુણવાળી બનાવવી અથવા તો અશત દૂષિત ચારિત્ર્યવાળી વ્યક્તિ પરિપૂર્ણ દોષવાળી બનાવવી એમાં પણ બહુ વાંધો કાઢવા જેવું નથી પરન્તુ જે વ્યક્તિઓના ચારિત્ર્ય શુદ્ધ હોય અથવા તેમના ચારિત્ર્ય વિરુદ્ધ કશો પણ ઉલ્લેખ ન હોય, તેમને કલંકિત કરવાનો કલાકારને કશો જ અધિકાર નથી મુંજાલ મંત્રીનુ ઇતિહાસમાં બહુ મહત્ત્વ નથી તેમ છતાં તેને અદ્વિતીય બુદ્ધિશાળી મહાઅમાત્ય બનાવવામાં આવ્યો છે, તે માટે વાંધો લઈ શકાય નહિ પરન્તુ મીનલદેવી સાથે તેનો સ્નેહસંબંધ બાંધવો તે યોગ્ય ગણાય નહિ સિદ્ધરાજને વિષયી ચીતરવામાં કુમારપાલને ધર્માંધ ચીતરવામાં અથવા તો અજયપાલને ખૂની પ્રકૃતિનો ચીતરવામાં કલાકારને કોઈ વાંક કાઢી શકે નહિ પરન્તુ 'પાટણની પ્રભુતા'માં ઉદયન મંત્રીને કામુક અને દગાબાજ તરીકે ચીતર્યો છે 'રાજાધિરાજ'માં 'કીર્તિકૌમુદી'ના કર્તા ઉપર ગંભીર આક્ષેપો કર્યાં છે 'કર્મયોગી રાજેશ્વર'માં 'કીર્તિકૌમુદી'ના કર્તા સોમે

શ્વરના પૂર્વજ વાનેશ્વરી અને જિતેન્દ્રિય[૧] રાજપુરોહિત લલ્લશર્માને વિષયલોલુપ પામર મનુષ્ય જેવો ચીતર્યો છે. અને 'રાજ્યહત્યા'માં આભડ મંત્રી જેવા ધર્મનિષ્ઠ ગૃહસ્થને[૨] વેશ્યાગામી ચીતર્યો છે—એમાં વાર્તાલેખકોએ વાર્તાલેખનની સ્વતંત્રતાનો દુરુપયોગ કર્યો છે. 'દેશદિવાન'માં મેરુ ખવાસને સર્વગુણસંપન્ન બનાવ્યો છે એમાં અતિશયોક્તિ છે, તોપણ એ વિષે હરકત નથી પરન્તુ એના લેખકે અન્ય વાર્તાઓમાં રાણકદેવીને વિધવા બ્રાહ્મણની પુત્રી બનાવી છે એમાં તો ઇતિહાસ ઉપર અત્યાચાર જ થયેલો મને જણાય છે. ઉપરનાં જેવા ચારિત્ર્યવાળાં પાત્રોની જો કલામાં જરૂર હતી, તો તેમનું સર્જન કલ્પનામાંથી જ કરવું ઘટતું હતું પણ પ્રતિષ્ઠિત વ્યક્તિઓને દૂષિત કરવાની જરૂર નહોતી.

અન્ય કોઈ ભાષાની ઐતિહાસિક વાર્તાઓમાં એ બનતું નથી, પરન્તુ ગુજરાતી ભાષાની ઐતિહાસિક વાર્તાઓમાં વ્યક્તિઓના સગાઈસંબંધ બાંધવામાં અણઘટતી છૂટ લેવામાં આવે છે, અને એ પસંદ કરવા જેવું નથી. કલ્પિત પાત્રોના કલ્પિત પાત્રો સાથે અથવા તો ઐતિહાસિક પાત્રોના કલ્પિત પાત્રો સાથે સંબંધો બાંધવાની વાર્તાકારને છૂટ છે. પરન્તુ ઐતિહાસિક વ્યક્તિઓના પરસ્પર કલ્પિત સંબંધો બાંધવામાં તે સ્વતંત્રતા લઈ શકે નહિ. એમ કરવાથી ખોટા ઐતિહાસિક ખ્યાલોનો પ્રચાર થવાનો પૂરેપૂરો સંભવ છે. 'પાટણની પ્રભુતા'માં ત્રિભુવનપાલની સ્ત્રી કાશ્મીરાદેવીને

૧. જુઓ 'સુરથોત્સવ':—

ऋग्वेदवेदी च कृतक्रतुश्च देताद दानश्च जितेन्द्रियश्च।
तिरोहिते तत्र पुरोहितेन्द्रे तदङ्गजन्माजनि लल्लशर्मा ॥
[ ૧૫–૨૨ ]

૨. આભડ માટે 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'માં આ પ્રમાણે ઉલ્લેખ છે:—

नित्यं प्रासादेषु पूजा। पुस्तकान्यनेकशो लेखितानि।
जीर्णोद्धाराश्च कारिताः। बहूनि बिम्बानि कारितानि॥
[ ૫-૩૩ ]

વળી જુઓ 'પ્રબંધચિન્તામણિ'માં 'આભડપ્રબન્ધ.'

# વાર્તાઓમાં ઇતિહાસનો વિપર્યાસ

●

લેખક
રામલાલ ચુનીલાલ મોદી

●

અત્યારે ગુજરાતી ભાષામા કલાયુક્ત અને રસપ્રચુર નવલકથાઓની ખોટ નથી 'પ્રાગણની પ્રભુતા' પ્રસિદ્ધ થયા પછી આવી કથાઓ ઘણી પ્રસિદ્ધ થઈ છે તેમાની ઘણીકના રસ અને કલાની દૃષ્ટિએ વિવેચનો થયાં છે, પરતુ ઐતિહાસિક દૃષ્ટિએ તેમની સમીક્ષા ક્વચિત જ થઈ છે ઐતિહાસિક વાર્તાઓમા ઇતિહાસનુ તત્ત્વ કેટલુ છે, તેમા ઇતિહાસ વિરુદ્ધન તત્ત્વ કેટલુ છે અને એ તત્ત્વમાથી ક્ષમ્ય તત્ત્વ કેટલુ છે તે તપાસવાનો સમય હવે આવી લાગ્યો છે

'કરણઘેલો', 'વનરાજ ચાવડો , આદિ આરભની વાર્તાઓમા કલાના અશ નહિ જેવા હતા પરતુ તેમા ઐતિહાસિક તત્ત્વો યથાર્થ સ્વરૂપમા હતા અલબત તે કાળે જાણવામા આવતી ઐતિહાસિક ઘટનાઓ અનુસાર જ જ્યારે હાલની ઘણી ઐતિહાસિક કથાઓમા ઇતિહાસનો વિપર્યાસ જોવામા આવે છે આ વાર્તાઓ કલાયુક્ત હોવાથી બહોળા પ્રમાણમા વચાય છે અને લોકપ્રિય થઈ પડે છે, અને તેથી ઇતિહાસનો પ્રચાર જનસમાજમા ખૂબ થાય છે, પરતુ તે સાથે વિપરીત તત્ત્વો સત્ય ઇતિહાસ તરીકે સ્વીકારાઈ જાય છે

આલોપયોગી ઇતિહાસની કેટલીક વાર્તાઓ આવાં કલ્પિત અને વિપરીત તત્ત્વોના આધારે લખાઈ છે. આ માટે ઇતિહાસવિદોએ ઐતિહાસિક નવલકથાઓનાં ઐતિહાસિક તત્ત્વોની સમીક્ષા કરી સત્ય માર્ગદર્શન કરવાની અને ભવિષ્ય માટે લાલ બત્તી ધરવાની આવશ્યકતા છે

ઐતિહાસિક નવલકથાઓમાં કલાવિધાન માટે કલ્પિત પ્રસંગો અને પાત્રોનું સર્જન આવશ્યક છે. પરન્તુ કલાના નામે ઇતિહાસનો વિપર્યાસ ન કરી શકાય. કોઈ કહેશે કે ઇતિહાસના ગ્રન્થોમાં તેમ ન થાય, પરન્તુ નવલકથા તે કંઈ ઇતિહાસ નથી. તેમાં તો ગમે તેમ ફેરફાર કરી શકાય તેમને પૂછવાનુ કે તેની કંઈ મર્યાદા હોવી જોઈએ કે નહિ? કુમારપાલને સિદ્ધરાજનો પુત્ર બનાવી શકાય? હેમચંદ્રાચાર્યને નિરક્ષર ચીતરી શકાય? અજયપાલનું ખૂન નહોતું થયું, પણ તે યુદ્ધમાં મરાયો હતો એમ પરિવર્તન થઈ શકે? 'કીર્તિકૌમુદી'ના કર્તા સોમેશ્વરને સિદ્ધરાજનો રાજકવિ બનાવી શકાય? જો એમ કરવામાં આવે તો મનસ્વી તરંગોનો પાર રહે નહિ અને ઇતિહાસમાં અંધાધુંધી ચાલે અને છેવટે સત્ય ઇતિહાસનો લોપ થાય

ઐતિહાસિક વાર્તાઓમાં કલ્પિત પાત્રોનુ સર્જન અનિવાર્ય છે. પરન્તુ એ સર્જનમાં તત્કાલીન વિચારપ્રવાહો ઉલટાવવાનો પ્રયત્ન હોવો જોઈએ નહિ 'પાટણની પ્રભુતા'માં આનન્દસૂરિ જેવા પાત્રના સર્જન માટે વાંધો હોઈ શકે નહિ, તેમજ જૈન ધર્મના વર્ચસ્વની સ્થાપના માટેની તેની ખટપટ માટે કોઈનો વિરોધ હોઈ શકે નહિ પરન્તુ સૂરિ પદવીવાળો આચાર્ય એ ખટપટમાં પ્રત્યક્ષ ભાગ લે, સૈનિકોની ટુકડીનો સરદાર બને, મંડુકેશ્વરનું મંદિર જળાવી મૂકે, દેવપ્રસાદની પાછળ નદીમાં ભૂસકો મારી તેનું ખૂન કરે એ ઘટનાઓ ઐતિહાસિક દૃષ્ટિએ બરોબર નથી. તે વખતે જૈન આચાર્યો રાજખટપટમાં ભાગ લેતા એ વાત ખરી છે, પરંતુ આવો સક્રિય ભાગ લેતા નહિ. આનન્દસૂરિના પાત્રના આવા ચિત્રણને લીધે બીજા ધીર, શાન્ત અને તપ પરાયણ જૈન આચાર્યોના વર્તન સંબંધી ખોટા ખ્યાલ બેસવાનો સંભવ રહે છે કોઈપણ લેખક

પોતાના સમયના વિચારપ્રવાહોથી અલિપ્ત રહી શકતો નથી અને તેથી ઘણી ઐતિહાસિક નવલકથાઓમાં આધુનિક વિચારોના તરંગો સ્વાભાવિક રીતે જ દેખાય છે પરન્તુ ઐતિહાસિક વાર્તાના ઓઠા નીચે આધુનિક નવીન વિચારોનો પ્રચાર કરવો એ અપ્રામાણિકતા ગણી શકાય કેટલાક સમાજવાદી લેખકોની નવલકથાઓમાં આના ઉદાહરણ મળી આવશે

આપણે કલ્પિત પાત્રોની મર્યાદા આંકી પણ ઐતિહાસિક પાત્રોનું શું? ઇતિહાસના પાત્રોના ચરિત્ર મનકલ્પિત ચીતરી શકાય? અથવા તો તેમના ચારિત્ર્યમાં મનગમતો ફેરફાર કરી શકાય ખરો? ઇતિહાસમાં જેમના માત્ર નામ જ જણાયા હોય, પણ જેમના ચરિત્ર વિષે કશો ઉલ્લેખ ન હોય, તેમના ચરિત્રનિરૂપણ સ્વકલ્પના પ્રમાણે કરવાની વાર્તાકારને સ્વતંત્રતા છે તેથી ઊલટું જેમનું ચારિત્ર્ય ઇતિહાસમાં સ્પષ્ટ રીતે અંકિત થયું હોય તેમાં વધઘટ કરવાની વાર્તાકારને છૂટ ન હોવી જોઈએ વળી જે વ્યક્તિનું ચરિત્ર ઇતિહાસમાં અલ્પ આલેખાયું હોય, તેને વિસ્તારવાનો વાર્તાકારનો હક્ક હું કબૂલ રાખું છું પરંતુ એ વિસ્તાર તે વ્યક્તિના મૂલગત ચારિત્ર્યથી વિપરીત ન હોવો જોઈએ તેવી રીતે અલ્પગુણવાળી વ્યક્તિને મહદ્ગુણવાળી બનાવવી અથવા તો અલ્પ દૂષિત ચારિત્ર્યવાળી વ્યક્તિ પરિપૂર્ણ દોષવાળી બનાવવી એમાં પણ બહુ વાંધો કાઢવા જેવું નથી પરન્તુ જે વ્યક્તિઓના ચારિત્ર્ય શુદ્ધ હોય અથવા તેમના ચારિત્ર્ય વિરુદ્ધ કશો પણ ઉલ્લેખ ન હોય, તેમને કલંકિત કરવાનો કલાકારને કશો જ અધિકાર નથી મુંજાલ મંત્રીનું ઇતિહાસમાં બહુ મહત્ત્વ નથી તેમ છતાં તેને અદ્વિતીય બુદ્ધિશાળી મહાઅમાત્ય બનાવવામાં આવ્યો છે, તે માટે વાંધો લઈ શકાય નહિ પરન્તુ મીનળદેવી સાથે તેનો સ્નેહસંબંધ બાંધવો તે યોગ્ય ગણાય નહિ સિદ્ધરાજને વિષયી ચીતરવામાં, કુમારપાલને ધર્માંધ ચીતરવામાં અથવા તો અજયપાલને ખૂની પ્રકૃતિના ચીતરવામાં કલાકારના કોઈ વાંક કાઢી શકે નહિ પરન્તુ 'પાટણની પ્રભુતા'માં ઉદયન મંત્રીને કામુક અને દગાબાજ તરીકે ચીતર્યો છે 'રાજાધિરાજ'માં 'કીર્તિકૌમુદી'ના કર્તા ઉપર ગંભીર આક્ષેપો કર્યા છે 'ક્રમ રાગી રત્નેશ્વર'માં 'કીર્તિકૌમુદી'ના કર્તા સોમે

શ્વરના પૂર્વજ વાનેશ્વરી અને જિતેન્દ્રિય[1] રાજપુરોહિત લલ્લશર્માને વિષયલોલુપ પામર મનુષ્ય જેવો ચીતર્યો છે અને 'રાજ્યહત્યા'માં આભડ મંત્રી જેવા ધર્મનિષ્ઠ ગૃહસ્થને[2] વેશ્યાગામી ચીતર્યો છે—એમાં વાર્તાલેખકોએ વાર્તાલેખનની સ્વતંત્રતાનો દુરુપયોગ કર્યો છે. 'દેશદીવાન'માં મેરુ ખવાસને સર્વગુણસંપન્ન બનાવ્યો છે એમાં અતિશયોક્તિ છે, તોપણ એ વિષે હરકત નથી પરન્તુ એના લેખકે અન્ય વાર્તાઓમાં રાણકદેવીને વિધવા બ્રાહ્મણની પુત્રી બનાવી છે એમાં તો ઇતિહાસ ઉપર અત્યાચાર જ થયેલો મને જણાય છે. ઉપરના જેવા ચારિત્ર્યવાળાં પાત્રોની જો કથામાં જરૂર હતી, તો તેમનું સર્જન કલ્પનામાંથી જ કરવું ઘટતું હતું પણ પ્રતિષ્ઠિત વ્યક્તિઓને દૂષિત કરવાની જરૂર નહોતી

અન્ય કોઈ ભાષાની ઐતિહાસિક વાર્તાઓમાં એ બન્તુ નથી, પરન્તુ ગુજરાતી ભાષાની ઐતિહાસિક વાર્તાઓમાં વ્યક્તિઓના સમાઈસંબંધ બંધાવામાં અણઘટતી છૂટ લેવામાં આવે છે, અને એ પસંદ કરવા જેવું નથી. કલ્પિત પાત્રોના કલ્પિત પાત્રો સાથે અથવા તો ઐતિહાસિક પાત્રોના કલ્પિત પાત્રો સાથે સંબંધો બાંધવાની વાર્તાકારને છૂટ છે. પરન્તુ ઐતિહાસિક વ્યક્તિઓના પરસ્પર કલ્પિત સંબંધો બાંધવામાં તે સ્વતંત્રતા લઈ શકે નહિ. એમ કરવાથી ખોટા ઐતિહાસિક ખ્યાલોનો પ્રચાર થવાનો પૂરેપૂરો સંભવ છે 'પાટણની પ્રભુતા'માં ત્રિભુવનપાલની સ્ત્રી કાશ્મીરાદેવીને

૧. જુઓ 'સુરથોત્સવ':—

ऋग्वेदवेदी च कृतक्रतुश्च दाता च दान्तश्च जितेन्द्रियश्च ।
तिरोहिते तत्र पुरोहितेन्द्रे तदङ्गजन्माजनि लल्लशर्मा ॥
[ ૧૫-૨૨ ]

૨. આભડ માટે 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'માં આ પ્રમાણે ઉલ્લેખ છે —

नित्यं प्रासादेषु पूजा । पुस्तकान्यनेकशो लेखितानि ।
जीर्णोद्धाराश्च कारिताः । बहूनि बिम्बानि कारितानि ॥
[ पृ. ૩૩ ]

વળી જુઓ 'પ્રબંધચિન્તામણિ'માં 'આભડપ્રબન્ધ.'

મીનળદેવીની ભત્રીજી ઠરાવવામાં આવી છે; અને ભીમદેવની ગણી અથવા રખાત બકુલદેવીને વણિકપુત્રી બનાવવામાં આવી છે. 'રાજાધિરાજ'માં કુમારપાળના મિત્ર વોસિરિને કાકનો પુત્ર કરવામાં આવ્યો છે; 'રાજહત્યા'માં અજયપાલનું ખૂન કરનાર બીજલને કુમારપાલના અંગરક્ષક ભીમસિંહનો પુત્ર ગણ્યો છે. કુમારપાળના દૌહિત્ર પ્રતાપમલ્લને નાલોરનો પરમાર રાજકુમાર બનાવ્યો છે.[3] તેના પિતાનું કલ્પિત નામ કપર્દી ઊભું કર્યું છે;[4] એટલું જ નહિ પણ તેના પૂર્વજોની આખી વંશાવળી કલ્પિત બનાવી છે અને આભડ મંત્રીની પુત્રી ચંપલા, જે બાલવિધવા હતી તેને આંબડની પુત્રવધૂ ઠરાવી છે; 'ગુજરાતના વેરની વસુલાત'માં કર્ણ વાઘેલાની પુત્રી દેવળદેવીનું દેવગિરિના રાજપુત્ર શંકરદેવ સાથે લગ્ન કરાવ્યું છે. આવા કલ્પિત સંબંધો જનસમાજને ઇતિહાસના જ્ઞાનમાં ભવિષ્યમાં અવળે રસ્તે દોરશે એમ હું માનું છું.

ઐતિહાસિક વાર્તાઓમાં કલ્પિત પ્રસંગોને કેટલું સ્થાન હોઈ શકે એ પણ વિચારણીય પ્રશ્ન છે. સાધારણ કલ્પિત પ્રસંગો જે કલાવિધાનમાં જરૂરના હોય તેમને યોજવામાં કઈ હરકત નથી, તે વિના વાર્તાની ઘટના જ શક્ય નથી. પરન્તુ કલ્પિત ઘટનાઓ એવી ન હોવી જોઈએ કે જેનાથી ઐતિહાસિક સત્ય ઘટનાઓનું સ્વરૂપ જ

૩. આ પ્રતાપમલ્લ તે ભીમ બીજાના બાલ્યકાળમાં જે પાટણનો નગરરક્ષક પ્રતાપમલ્લ હતો તે હશે એમ 'પ્ર. ચિ.'ના ભાષાન્તરકાર શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનું માનવું છે. (જુઓ એ ગ્રન્થના પૃ. ૨૦૩ ઉપરનું ટિપ્પણ)

૪. શ્રી જિનવિજયજી સંપાદિત 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'માં કુમારપાલની યાત્રાના પ્રબન્ધમાં भाण्डागारिकः कपर्दी, परमारवंश्यः प्रह्लादनपुरनिवेशकारकः प्रह्लादनदेवः એમ છે. આ ઉપરથી કપર્દિને પરમારવંશનો ગણીને તેને પ્રતાપમલ્લનો પિતા ગણ્યો હશે, પણ परमारवंश्यः એ વિશેષણ તો પ્રહ્લાદનને લાગુ પડે છે. 'ચતુર્વિંશતિપ્રબન્ધ'માં પણ લગભગ એવો જ ઉલ્લેખ છે.

ફરી જાય. 'ગુજરાતનો બુઝાતો દીપક' અને 'ગુજરાતના વેરની વસુલાત'મા એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે ગુજરાતમાં મુસલમાનોને લાવવામાં કર્ણ વાઘેલાનો પ્રધાન માધવ કારણભૂત હતો એ ઘણા પુરાવાથી સાબિત થઈ ગયેલી બીના છે, છતા તેને ખોટી ઠરાવી લેખકે એના કારણમાં મુસલમાનોની ધર્મપ્રચારની ઘટનાનો કલ્પિત પ્રસગ ઊભો કર્યો છે તેમ જ કર્ણની સ્ત્રી કમલાદેવી અલાઉદ્દીનના ઝનાનામાં ગયાની વાત લેખકે ખોટી માની છે, છતાં રાધા નામની ખવાસણનુ પાત્ર ઊભુ કરી, તેને કમળાદેવી તરીકે ઝનાનામાં દાખલ કરી છે! તે ઉપરાન્ત કાફુરનુ કર્ણ સાથે મળી જવુ, તેનુ રાધાદ્વારા અલાઉદ્દીનને ઝેર અપાવવુ, કર્ણનુ દિલ્હી જવુ અને ત્યાથી કાશીમાં જઈ સન્યાસી થવુ એ સૌમા લેખકે કલ્પનાના અશ્વો બહુ છૂટા મૂકી દીધા છે એ કલ્પિત પ્રસગપરપરા ઇતિહાસને વિપથગામી બનાવે છે. આખી નવલકથાનુ ચણતર કલ્પિત પ્રસંગોના આધારે કરવામાં પણ ખોટો ઇતિહાસ રચાય છે એમ મારું માનવું છે. 'ભારેલા અગ્નિ'ના ઘટના કલ્પિત પ્રસગોના આધારે રચાઈ છે, પરંતુ તેમા મુખ્ય પાત્રો કલ્પિત હોવાથી ઇતિહાસને બહુ સહન કરવાનુ નથી. પણ 'પાટણની પ્રભુતા'ને માટે એવુ કહી શકાય તેમ નથી તેમાં તો ઇતિહાસના મહત્ત્વના પાત્રો યોજીને કલ્પિત પ્રસગો ઉપર આખી ઇમારત ચણવામાં આવી છે. પાટણની સત્તા હાથમાં લેવાના મીનળદેવીના પ્રયત્ન, ચંદ્રાવતીથી જૈનોનુ સૈન્ય બોલાવવુ, મુંજાલને મધુપુર મોકલવો, તેને કેદ કરવો, રાણીનું પાટણમાંથી નાશી જવું, પાટણે રાણી સામે બંડ ઉઠાવી તેના સામે દરવાજા બધ કરવા, આનદસૂરિના હાથે રુદ્રમહાલય બળાવવો અને દેવપ્રસાદનુ ખૂન કરાવવુ, એ બધા પ્રસગો કલ્પિત છે અને તેમાં ઇતિહાસની મુખ્ય વ્યક્તિઓ સડોવાયેલી છે. તો શુ એથી ઇતિહાસ વિષે ખોટા ખ્યાલો ફેલાવાનો સભવ નથી?

વાર્તાઓમાં કલ્પિત પ્રસગો ઊભા કરવાની વાર્તાકારને સ્વતંત્રતા છે, પરન્તુ ઇતિહાસના સત્ય પ્રસગોમાં ફેરફાર કરવાની તે છૂટ લઈ શકે નહિ 'ગુજરાતના નાથ'માં ખતીબનો જે પ્રસગ છે, તેમાં લેખકે આવી અણઘટતી છૂટ લીધેલી છે. 'જામી ઉલ હીકાયત'માં મુસલમાનોની મસીદ તોડનાર અગ્નિપૂજકો (પારસીઓ) હતા એમ

સ્પષ્ટ લખ્યું છે.[૫] તેમાં ફેરફાર કરીને ગુનેગારો જૈનોને ઠરાવવા એ શું વાજબી છે? સિદ્ધરાજના પિતા કર્ણે પોતાની હયાતીમાં સિદ્ધરાજનો રાજ્યાભિષેક પાટણમાં કર્યો હતો અને પોતે ત્યાર પછી કર્ણાવતીમાં જઈને રહ્યો હતો અને ત્યાં મરણ પામ્યો હતો. એમ ઇતિહાસ કહે છે. તેને બદલે 'પાટણની પ્રભુતા'માં કર્ણનું મૃત્યુ પાટણમાં થયું અને તેના મરણ બાદ સિદ્ધરાજનો રાજ્યાભિષેક થયો એમ પ્રસંગનિરૂપણ થયું છે. આવો ફેરફાર ઇતિહાસથી પ્રતિકૂળ નથી શું? વળી ઇતિહાસ જણાવે છે કે કર્ણના મામા મદનપાલે બહુ જુલમ કરવાથી સિદ્ધરાજે તેને મારી નખાવ્યો હતો. તેને બદલે તે ચોરની માફક બાલ સિદ્ધરાજને ઉપાડી જવા રાજમહેલમાં દાખલ થઈ રાજસેવકોની સાથે યુદ્ધમાં લઢીને મરવાનું વાર્તામાં લખવામાં આવ્યું છે. આવો પ્રસંગપલટો થઈ શકે ખરો? 'રાજ્યહત્યા'માં અજયપાલના ખૂનનું એવું કારણ જણાવવામાં આવ્યું છે કે અજયપાલે બીજલના જમાઈ પ્રતાપમલ્લને પકડવા માણસો મોકલ્યા, તેથી ઉશ્કેરાઈને બીજલે તેનું ખૂન કર્યું. પરન્તુ પુરાતન પ્રબન્ધોમાં એવી હકીકત છે કે બીજલને માતૃગામી કરવાને અજયપાલે મશ્કરીમાં પ્રયત્ન કર્યો હતો, તેથી તેણે ક્રોધાવિષ્ટ થઈને તેનું ખૂન કર્યું હતું.[૬] આ પ્રાચીન ગ્રન્થની હકીકત ખોટી માનવાને કશું કારણ નથી.

ઐતિહાસિક ઘટનાઓમાં સમય સાથે રમત કરવાની પણ વાર્તાકારને છૂટ હોઈ શકે નહિ. સ્થાપિત કાળને આગળ પાછળ ધકેલી શકાય નહિ, તેમજ પછળના સમયમાં થયેલી વ્યક્તિઓને આગળના સમયમાં ખેંચી શકાય નહિ. છતાં પણ 'ગુજરાતના નાથ'માં એવા ઘણા પ્રયત્નો થયા છે. સોરઠ વિજય પછી સિદ્ધરાજે

---

૫. *"A poor Musalman preacher of Cambay, whose mosque the Hindus instigated the Fire-worshippers of that place to destroy."* ('મુંબઈ ગેઝેટીઅર', ગ્રન્થ ૧, ભાગ ૧, પાન ૫૧૨.)

૬. જુઓ 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'માં 'અજયપાલપ્રબન્ધ', પૃ. ૪૭.

સજ્જન મંત્રીને સોરઠનો દંડનાયક નીમ્યો હતો.[૭] પણ એ વાર્તામાં સિદ્ધરાજના બાલ્યકાળમાં તેને સોરઠનો દંડનાયક બનાવવામાં આવ્યો છે! સિદ્ધરાજના ધારાધ્વંસ વખતે (સં. ૧૧૮૫ પછી) માળવાનો સુભટ ઉપગવ (ઉબક) તેની સાથે લડ્યો હતો એમ 'દ્વયાશ્રય'માં લખ્યું છે.[૮] છતાં પણ તેને ભોજના સમય પાછળ ખેંચી જવામાં આવ્યો છે. વળી એજ કાવ્ય ઉપરથી જણાય છે કે કાકભટ કુમારપાલનો સેનાપતિ હતો.[૯] છતાં પણ તેને ત્રિભુવનપાલનો સુભટ અને ઈ. સ. ૧૧૫૪માં નવઘણ સાથે રણમાં ઝઝૂમતો બતાવવામાં આવ્યો છે! 'મહારાજાધિરાજ'માં સિદ્ધરાજના માળવાવિજય પહેલાં સહસ્રલિંગ બંધાયાનું વર્ણવામાં આવ્યું છે, તે પણ સમયપરિવર્તનનું દૃષ્ટાન્ત છે. સમયપરિવર્તનના આવા પ્રસંગો ઇતિહાસના યથાર્થ સ્વરૂપને વિકૃત કરે છે.

કોઈ રાજાનો સમગ્ર રાજ્યકાળ વાર્તામાં લીધો હોય તો ઇતિહાસનો એક પણ મહત્ત્વનો પ્રસંગ છોડી દેવાય નહિ. છતાં

૭. જુઓ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી સંપાદિત 'પ્રબન્ધચિંતામણિ'માં 'સિદ્ધરાજપ્રબન્ધ', પૃ ૧૦૫.

૮. ખરી રીતે તો ઉપગવ નામનો કોઈ સુભટ નહોતો, પણ ઉપગવ નામના આચાર્યના શિષ્યો ઔપગવોનો ઉલ્લેખ 'દ્વયાશ્રય'માં છે. મૂળ સંસ્કૃતમાં **सौपगवाः** (૧૪–૧૮) એટલે 'ઔપગવો સહિત' એમ છે પણ મણિલાલ નભુભાઈએ **सोपगवः** પાઠ વાંચીને ભાષાન્તર કરેલું હોવાથી ઉપગવ તેમણે એક વ્યક્તિનું નામ ગણ્યું છે. યશોવર્માને ઉપગવ નામનો સેનાપતિ હોવાનો કોઈ સ્થળે ઉલ્લેખ મળી આવતો નથી. તો ભોજની શી વાત? ભોજના સેનાપતિનું નામ તો ઇતિહાસમાં કુલચંદ પ્રસિદ્ધ છે.

૯. 'દ્વયાશ્રય'ના સોળમા સર્ગના ત્રેવીસમા શ્લોકમાં લખ્યું છે કે કુમારપાલે માળવાના રાજા બલ્લાલની સામે લડવાને પોતાના દંડપતિને મોકલ્યો હતો. એ દંડપતિનું નામ કાક હતું એમ ટીકાકાર જણાવે છે અને તેને સેનાપતિ કહે છે.–**दंडपतिं काकाख्यं द्विजपतिं सेनापतिम्।**

'રાજ્યદત્યા'માં અજયપાલના રાજ્યકાલનો એક પ્રસંગ છોડી દેવામાં આવ્યો છે. મેવાડના રાજા સામંતસિંહ સામેના યુદ્ધમાં અજયપાલ હાર્યો હતો, અને મરણતોલ ઘાયલ થયો હતો. આ હકીકત આબુ ઉપરના તેજપાલના બંધાવેલા લૂણવસહિના શિલાલેખમાં[10] અને સોમેશ્વરના 'સુરથોત્સવ' કાવ્યમાં જણાવેલ છે.[11] આવી મહત્ત્વની બાબતો ઉક્ત નવલકથામાંથી દૂર રાખી શકાય નહિ તેને માટે એક પ્રકરણ ઉમેરવાની જરૂર હતી.

જે સ્થળ સંબંધી વાર્તા લખવામાં આવે તેની ભૌગોલિક પરિસ્થિતિનો પરિચય વાર્તાલેખકને હોવો જરૂરનો છે. કદાચ તે સ્થળ લેખકથી જાતે જોવાનું ન બની શકે તેમ હોય તો નકશા ઉપરથી તેની યથાર્થ સ્થિતિ જાણી લેવાની આવશ્યકતા છે. 'પાટણની પ્રભુતા'માં મેરાલ, વિખરાટ, મધુપુર, આદિ કલ્પિત ગામોનાં નામ લખવામાં આવ્યાં છે, તેને બદલે પાટણની આજુબાજુનાં ગામનાં સાચાં નામ ન મૂકી શકાત? કદાચ એમ કહેવામાં આવે કે અત્યારનાં ગામ તે સમયે હશે કે કેમ તેની શી ખાત્રી? તેના જવાબમાં લખવાનું કે તે સમયનાં તામ્રપત્રોમાં હાલનાં ઘણાં ગામોનાં

---

૧૦. એ શિલાલેખના ૩૮મા શ્લોકમાં લખ્યું છે કે પ્રહ્લાદનદેવે સામંતસિંહ સાથેના યુદ્ધમાં ગુજરાતના રાજાનું પોતાની તલવારથી રક્ષણ કર્યું હતું.

सामन्तसिंहसमितिक्षितिविक्षतौज-
श्रीगूर्जरक्षितिपरक्षणदक्षिणासिः।

૧૧. 'સુરથોત્સવ'માં લખ્યું છે કે અજયપાલ રણમાં ઘાયલ થવાથી તેને જે દારુણ પીડા થઈ હતી તે કુમાર પુરોહિતે મટાડી હતી.

तां दारुणामधिरणाङ्गणजातघात-
व्रातव्यथामजयपालनृपादपास्यन्। (૨૫–૩૨.)

આ યુદ્ધ કોની સાથે થયું હતું, તેનો ખુલાસો એ શ્લોકની ઉપરની ટીકામાં છે.

सामंतसिंहयुद्धे हि श्रीअजयपालदेवः प्रहारपीडया मृत्युकोटिमायातः कुमारनाम्ना पुरोहितेन श्रीकद्रुकेश्वरमाराध्य पुनः स जीवितः।

નામ મળી આવે છે. તે ઉપરથી તે સમયનાં ગામ નક્કી થઈ શકે એમ છે. ઉક્ત નવલકથામાં અને 'ગુજરાતના નાથ'માં પાટણના દરવાજાનાં જે નામ આપ્યાં છે, તે પણ કલ્પિત છે. હાલના દરવાજાનાં નામ પ્રાચીન પાટણના દરવાજાના નામ કરતાં કદાચ જુદાં હશે એ ખરું, પરન્તુ લેખકે દિશાનો ખ્યાલ તો રાખવો જોઈએ ને? મોઢેરા અને ચાંપાનેર બન્ને પાટણની દક્ષિણ દિશાએ છે. જૂના વખતમાં ચાંપાનેર જવું હોય તો મોઢેરા ઉપર થઈને જવાતું. તો ચાંપાનેરી અને મોઢેરી એમ બે જુદા દરવાજાનાં નામ રાખવાં તે ભૂગોળનું અજ્ઞાન સૂચવે છે. વળી દેથળી (દેહસ્થળી) પાટણની પૂર્વ દિશાએ છે. ત્યાં દક્ષિણ દિશાના મોઢેરી કે ચાંપાનેરી દરવાજેથી જવાનો માર્ગ કલ્પવો તે દિશાભૂલ જ ગણાય.

'ગુજરાતના નાથ'માં સરસ્વતી નદીમાં હોડીઓ ચલાવવામાં આવી છે, પણ એ નદી એવી વિશાળ અને ઊંડી નથી કે એને ઓળંગવામાં હોડીઓનો ઉપયોગ કરવો પડે. પ્રાચીન સમયમાં પણ સરસ્વતીમાં હોડીઓ ચાલતી હોય તેવો ઉલ્લેખ કોઈ ગ્રન્થમાં જોવામાં આવ્યો નથી. એ વાત જવા દઈએ તો પણ સરસ્વતી નદી પાટણની ઉત્તર દિશાએ વહે છે, જ્યારે 'ગુજરાતના નાથ'માં તે તેની દક્ષિણ દિશાએ વહેતી હોય એમ લખ્યું છે. તે નવલકથાના પહેલા અને છેલ્લા પ્રકરણમાં ભરૂચથી આવતા અને ત્યાં પાછા જતાં કાકને હોડીમાં બેસીને નદી પાર કરવી પડે છે. હવે, ભરૂચ પાટણની દક્ષિણ દિશાએ હોવાથી, નદી પાટણની એ દિશાએ હશે એમ લેખક ધારતા હોય એમ સમજાય છે, જે વસ્તુસ્થિતિથી વિપરીત છે. 'કર્મયોગી રાજેશ્વર'ના લેખકે પણ એજ ભૂલ કરી છે. પ્રાચીન સમયમાં નદીનું વહેણ પાટણની દક્ષિણ દિશાએ હશે એમ માનવાને પણ કંઈ કારણ નથી.૧૨

૧૨. 'ગુજરાતના નાથ'ના ત્રીજા પ્રકરણમાં લખ્યું છે કે "જે સરસ્વતી આજે પૂર્વથી પશ્ચિમ સીધી વહે છે, તે પહેલાં ઘુમડી (? ઘુંગડી) દરવાજા આગળ થઈ હીંગળાજ ચાચરના ઓવારા આગળથી સીધી રાણકની વાવ તરફ વહેતી હોય એમ માનવાને કારણ મળે છે.' આને માટે કોઈ ગ્રન્થમાં ઉલ્લેખ નથી. હીંગળાજ માતાના

આ લેખનો ઉદ્દેશ વાર્તાલેખકોની ભૂલો બતાવવાનો નથી, પરન્તુ ભવિષ્યના લેખકોને માર્ગદર્શન કરાવવાનો છે. ઉપર જે જે વાર્તાઓના નિર્દેશ કરવામાં આવ્યા છે, તેમાંની ઘણીખરી રસ, કલા, વસ્તુવિધાન આદિની દૃષ્ટિએ ઉચ્ચ પ્રકારની છે, ગુજરાતી ભાષાના

---

મંદિર પાસે નદીનો ઓવારો હતો એમ દન્તકથા છે ખરી. પરન્તુ એમાં સત્યનો અંશ હોય એમ જણાતું નથી. જો એમ હોય તો હાલના અને પ્રાચીન પાટણના ગામ વચ્ચે થઈને નદી જતી હોવી જોઈએ. પરન્તુ પાટણનું સ્થળ (જૂનું અને નવું) ટેકરા ઉપર છે. અને તેની સપાટી (level) પૂર્વથી પશ્ચિમ તરફ ચઢતા ઢાળે છે પશ્ચિમ સિવાયના બધા દરવાજા બહારની જમીન બહુ નીચાણમાં છે. તેથી પૂર્વથી પશ્ચિમ તરફ વહેતી નદી ગામમા થઈને વહેતી હોય તો તેને ચઢતા ઢાળે વહેવું પડે–નેવનાં પાણીને મોભે ચઢવું પડે! એથી નદી હાલ છે તે પ્રમાણે ગામની બહાર ઉત્તર દિશ એ પ્રાચીન સમયમાં પણ વહેતી હોવી જોઈએ, એ સ્પષ્ટ છે 'સરસ્વતીપુરાણ'માં તો નિઃશંક ઉત્તર દિશા લખી છે. સરસ્વતીને તીરે આવેલા એક મંદિરની દિશા બતાવતા સ્પષ્ટ રીતે તે **नगरस्योत्तरे भागे** છે એમ લખ્યું છે. વળી 'દ્વયાશ્રય'ના ૧૨મા સર્ગના ૩૦–૩૧ શ્લોકો જોવાથી પણ જણાય છે કે પાટણ સરસ્વતીના દક્ષિણ કાંઠે હતું. કારણ કે સિદ્ધરાજ શ્રીસ્થળ (સિદ્ધપુર)માં બબ્બરક ઉપર ચઢાઈ લઈ જાય છે, ત્યારે તે નદીના આ કાંઠે પડાવ નાંખે છે સિદ્ધપુર અને પાટણ નદીના સામસામા કાંઠા ઉપર છે. તેથી કવિએ કૃષ્ણે ગોકુળથી મથુરા જતાં નદી કાંઠે મુકામ કર્યો હતો એવી ઉપમા આપી છે જો સિદ્ધપુર અને પાટણ એક જ તીર ઉપર હોય તો કવિ આવી ઉપમા આપે નહિ (ગોકુળ અને મથુરા યમુનાના સામસામે કાંઠે છે) પાટણની દક્ષિણ દિશાએ નદી વહેતી હોય તો પાટણ અને સિદ્ધપુર એક જ કાંઠે હોય. પણ તેમ છે નહિ. આથી સિદ્ધ થાય છે કે પ્રાચીન કાળમાં પણ સરસ્વતી પાટણની ઉત્તર દિશાએ જ હતી. એ જ કાવ્યના તેરમા સર્ગના ચૌદમા શ્લોક ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે નગરચર્યા કરતી વખતે પગે ચાલીને નદી પાર કરી હતી તેથી તે વખતે નદી ઊતરતાં હોડીઓની જરૂર નહિ પડતી હોય એમ સ્પષ્ટ સમજાય છે.

શણગાર રૂપ છે અને સાહિત્યમાં અમર થવાને સરજાએલી છે અને તેમ હોવાથી જ આ વિવેચનમાં તેમને સ્થાન આપવામાં આવ્યું છે. સાધારણ કોટિની નવલકથાઓને ગણનામાં લીધી નથી અત્યારે ગુજરાતી ઐતિહાસિક વાર્તાનું વસ્તુ ઇતિહાસના તત્ત્વથી છૂટું પડી ગયું છે, અથવા તો વિપરીત દિશામાં વહે છે એ બન્નેનો ભવિષ્યમાં સુમેળ સધાય એ જ અભિલાષા છે

# ઐતિહાસિક નવલકથા અને ઇતિહાસ



લેખક

ચુનીલાલ વર્ધમાન શાહ



ઐતિહાસિક નવલકથાની અનેક વ્યાખ્યાઓમાં એક વસ્તુ સર્વમાન્ય છે કે તેમાં ઇતિહાસતત્ત્વનું પ્રાધાન્ય હોવું જોઈએ અને શોધાયેલાં ઐતિહાસિક સત્યોને મુદ્દલ વિકૃત ન જ કરવાં, અથવા તો કલાદૃષ્ટિએ કે રસદૃષ્ટિએ તેમાં કેટલી હદ સુધી વિકૃતિ ચાલી શકે એ વિષે પુષ્કળ મતભેદ છે ઐતિહાસિક નાટક કે નવલકથામાં કલ્પનાની છૂટ વિદ્વાનોએ માન્ય રાખી છે પરંતુ એ છૂટ કેટલી હદ સુધી ભોગવી શકાય તે વિષે મતભેદને અવકાશ છે અને એ મતભેદનાં કારણો પણ છે સારી ને ખ્યાતી દેશી પરદેશી નવલકથાઓમાં ઓછામાં ઓછી છૂટ લેનારી અને વધુમાં વધુ છૂટ લેનારી ઐતિહાસિક નવલકથાઓ પણ સ્થાન પામી છે

✓ નવલકથા કેવળ ઇતિહાસને સ્પર્શતી જ હોય તો તે 'ઐતિહાસિક' ન લેખાય, પરન્તુ તેમાં ઐતિહાસિક પ્રસંગોનું તારતમ્ય વિચારીને તે પ્રસંગોની ગૂંથણી કરવામાં આવવી જોઈએ અને એ ગૂંથણીમાં ખૂટતા અંકોડા વાસ્તવિક કલ્પનાથી બેસાડવા જોઈએ

પરન્તુ ઇતિહાસ ઐતિહાસિક સત્ય અને નવલકથા માટે ઐતિહાસિક ઘટનાઓનું ગ્રહણ એ સર્વનો પહેલાં વિચાર કરવો જોઈએ ઐતિહાસિક નવલકથા કેવળ ઇતિહાસ નથી કે

ઐતિહાસિક વ્યક્તિઓનાં જીવનચરિત્રો નથી; એટલે સંપૂર્ણ ઇતિહાસશિક્ષણ માટે નવલકથાઓનો ઉપયોગ કરવા ઇચ્છનારાઓને જરૂર નિરાશા જ મળે. પરન્તુ ઐતિહાસિક નવલકથા એક એવી કૃતિ જરૂર હોવી જોઈએ કે ઐતિહાસિક વ્યક્તિઓના વ્યક્તિત્વની છાપ વાચક ઉપર પાડી શકે અને ઐતિહાસિક ઘટનાના સમયનું હૂબહૂ પ્રતિબિંબ વાચકના મગજમાં ઉઠાવી શકે. ઐતિહાસિક વ્યક્તિઓનાં જીવનચરિત્ર કરતાં ઐતિહાસિક નવલકથા એ રીતે જુદી પડે છે કે તે એ વ્યક્તિના જીવનના બધા બનાવોને એક સાંકળમાં ગૂંથ્યા વિના પણ, એક સળંગ કથા કહીને તે વ્યક્તિના વ્યક્તિત્વનો પૂરો ઉઠાવ આપી શકે છે, અને એ વ્યક્તિત્વની પ્રેરણાનું વાચકને પાન કરાવી શકે છે. જ્યાં જ્યાં કવિઓ અને કથાકારો ઇતિહાસની ઘટનાઓને ચીવટથી વળગી રહ્યા છે, ત્યાં ત્યાં કલા અને રસનિષ્પત્તિમાં ઉણપ આવી છે. શેક્સપીયરનાં કલ્પિત નાટકોમાં તેનું કવિત્વ જેટલું ઝળકે છે, તેટલું તેનાં ઐતિહાસિક નાટકોમાં ઝળકતું નથી, કારણ કે ઐતિહાસિક ઘટનાઓને વળગી રહેવા માટે તેની શક્તિને બહુ સંકડાશ અને મર્યાદામાં મુંઝાઈ રહેવું પડયું છે. આનું એક પરિણામ એ પણ આવે છે કે નાટક કે નવલકથા જેવા લલિત વાઙ્મયનો જે પ્રધાન હેતુ વાચકની વૃત્તિને રસથી પોષીને ઉન્નત કરવાનો હોય છે તે પાર પડતો નથી. લલિત વાઙ્મયની એક કૃતિની સંપૂર્ણતા પૂરતી જ ઐતિહાસિક ઘટનાઓ પ્રત્યે વફાદારી દાખવવી જોઈએ, પરન્તુ હડ્સન કહે છે તેમ, ઇતિહાસના અક્ષરશઃ સત્યને એટલી હદ સુધી ન વળગી રહેવું જોઈએ કે જેથી વાસ્તવિક કલાન્વિત જીવનના આલેખનમાં ક્ષતિ આવે.*

એક ઐતિહાસિક નાયક સંબંધી નવલકથામાં તેના જીવનના બધા પ્રસંગો ગૂંથવાની જેમ જરૂર હોતી નથી, તેમ એ ઘટનાપ્રસંગો યથાસ્થિત રીતે આલેખતાં પણ એક કલાકારને વાસ્ત-

*To be truly a Historical Drama a work should not adhere to the literate truth in s--' sort as to hinder the proper dramatic life.

વિકતા ઉપર દૃષ્ટિ રાખવી પડે છે. ઇતિહાસના ઘટનાઓ કાંઈ ઐતિહાસિક વ્યક્તિઓની રોજનીશી નથી હોતી; રોજ રોજ અમુક ઘટનાઓ કેવાં કારણોથી અને કેવા સંયોગોમાં ઉપસ્થિત થઈ તેનો પૂરો ખ્યાલ ઘણીવાર કેવળ ઘટનાઓના ઉલ્લેખોથી વાચકને લેખક આપી શકતો નથી. એવાં કારણો તથા સંયોગો લેખકને કલ્પનાથી ઉગેરવાની છૂટ હોવી જોઈએ કે જે ચોક્કસ ઘટનાઓની વચ્ચેના ખૂટતા અંકોડારૂપ બને; પરન્તુ કલ્પના વાસ્તવિકતાના પાયા ઉપર ઊભી કરેલી હોવી જોઈએ.

વાસ્તવિકતાનો વિચાર કરતાં **मुण्डे मुण्डे मतिर्भिन्ना** એ ઉક્તિનો અનુભવ થાય છે. ઘણીવાર એકને લાગતી વાસ્તવિકતા બીજાને અવાસ્તવિકતા લાગે છે. 'અકસ્માત્' બનેલી ઘટના તરીકે જેનો ઇતિહાસકારે ઉલ્લેખ કર્યો હોય તેના 'કસ્માત્'માં નિરીક્ષણ કરનાર ઇતિહાસકાર કે નવલકથાકાર વચ્ચે પણ મતભેદ પડે છે, તો કલ્પનાની વાસ્તવિકતા-અવાસ્તવિકતા વિષે મતભેદ પડે તેમાં નવાઈ નથી. એવા જ કોઈ કારણથી ઇતિહાસકારના મંતવ્ય સાથે મતભેદ દાખવતા નવલકથાકારને માટે કહેવું કે તેણે ઇતિહાસને વિકૃત કર્યો છે તે યોગ્ય નથી

અને જીવનની વાસ્તવિકતામાં ઊંડી દૃષ્ટિ ફેંકતાં પણ શું જણાય છે? સાચા ઇતિહાસકારો ઘટનાઓનું તોલન કરીને, એક કથન સત્ય માનીને કરે છે, તો સાચા નવલકથાકારો પણ વાસ્તવિકતાને અવલંબીને જે કથન કરે તે અસત્ય ન માનવાનું કારણ નથી. ઐતિહાસિક સંશોધનથી મળતી સ્થૂળ સામગ્રી ઉપરથી ઇતિહાસ લખનારને પણ વાસ્તવિક કલ્પનાનો આશ્રય તો લેવો જ પડે છે; અને નવલકથાકાર એ સ્થૂળ સામગ્રીમાંના વાસ્તવિક અંશો સ્વીકારીને તેને કલ્પનાના અંકોડા જોડી એક સળંગ કલાકૃતિ નીપજાવે છે; તેનો હેતુ ઇતિહાસ શીખવવાનો નથી પણ ઇતિહાસનું તારતમ્ય રસભરિત રીતે વાચકના મનમાં ઠસાવવાનો હોય છે અને એ હેતુ પાર પડે તો ઐતિહાસિક નવલકથા માટે એટલું બસ છે.

પરતુ ઇતિહાસ કોને કહેવો? મુસ્લિમ ઇતિહાસકારોના કહેવાતા ઇતિહાસો જુઓ અને હિંદુ જૈન કવિઓના ઐતિહાસિક પ્રબંધો જુઓ.

બેઉમાં સાચા ઇતિહાસના ગુણો ભાગ્યે જ માલૂમ પડશે. ઇતિહાસકારને એ બેઉમાંથી સત્ય શોધી કાઢવા વાસ્તવિક કલ્પના વાપરવી જ પડે છે. બેઉએ પોતપોતાના મહાપુરુષોની પ્રશસ્તિઓ ગાઈ છે અને વિરોધીઓને હલકા આલેખ્યા છે. બેઉએ પોતાની નાનાશી જાતને મહાભારત જાત તરીકે ઉલ્લેખી છે અને પોતાની ભય કર હાર સામે આંખો મીંચી છે! મુસ્લિમ ઇતિહાસો વાંચતાં જણાય છે કે હિંદુઓ બાયલા અને મૂર્ખ હતા; જૈન અને હિંદુ ઐતિહાસિક પ્રબંધો વાંચતાં જણાય છે કે મુસ્લિમો ઘાતકી અને બીકણ હતા! જૈનોએ બ્રાહ્મણોને અને બ્રાહ્મણોએ જૈનોને ઉતારી પાડનારી કથાઓ ઇતિહાસને નામે યોજી છે. કોઈ વાર કોઈ વાર કે પ્રભુનાં ચમત્કારિક કાર્યો પણ ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવતાં હોય છે! આ બધો કાંઈ ઇતિહાસ નથી; તેમાથી ઐતિહાસિક સત્યો કેવળ વાસ્તવિકતાની દૃષ્ટિએ કલ્પના કરીને જ શોધવાં પડે છે; અને તેથી જ એવી કૃતિઓમાં જે કાંઈ છે તે ઇતિહાસ છે એમ માનીને, તેમને આધારે રચાયેલી ઐતિહાસિક નવલકથામાંની ઇતિહાસની વિકૃતિના ગુણદોષ આંકતાં પહેલાં ઇતિહાસની આ મર્યાદાઓનો ખ્યાલ જરૂરી છે.

ઐતિહાસિક વ્યક્તિઓના સબંધમા પણ એમ જ કહી શકાય દરેક પ્રાચીન ઇતિહાસકારમાં પોતપોતાના પૂર્વગ્રહો જણાય છે. તેને મન પોતાની ઇષ્ટ વ્યક્તિ સર્વગુણસંપન્ન હોય છે, જાણે તે માનવી નહિ પણ દેવ ન હોય! પણ તેને વાસ્તવિકતા સ્વીકારવાની ના કહેશે માનવ ઉચ્ચ હોય છે, તે કરતાં તે ઉચ્ચ થઈ શકે છે એમ માનવું વિશેષ ઉચિત છે. તે જ રીતે માનવ એકાંત સર્વદોષપૂર્ણ અને નીચ હોય છે એમ માનવા કરતાં તેના દોષોની વાસ્તવિકતા શોધવી એ વિશેષ ઉચિત છે. ઇતિહાસની વ્યક્તિઓને ઇતિહાસમા ચીતરેલાં પૂતળાંરૂપે સ્વીકારી લેવાની નવલકથાકાર ના કહે અને તેમને ગુણદોષયુક્ત માનવો તરીકે સ્વીકારી તેમના જીવનનો વિકાસ કે પતન આલેખે તો જ તેણે વાસ્તવિક કલાકારનું કર્તવ્ય બજાવ્યું લેખાય ઉપલબ્ધ બધી ઐતિહાસિક સામગ્રી જેમ સાચો ઇતિહાસ નથી, તેમ તેમાના બધાં ચરિત્રચિત્રણ નિષ્પક્ષપાત ઇતિહાસકારનાં કરેલાં હોતાં નથી. વર્તમાન ઇતિહાસ ઉપર દૃષ્ટિ કરતાં પણ આપણે જોઈએ છીએ કે એક જ બનાવને રશિયાનો પત્રકાર એક રૂપમાં વર્ણવે છે અને તે જ બનાવને ઇગ્લંડનો પત્રકાર બીજા

આપતાં નથી. પાંચમો વર્ષે ઉપર લખાયેલો એ ગ્રન્થ છે. એકમાં મુંજને તૈલપે માર્યો નહોતો પણ તે કુદરતી મૃત્યુથી મરણ પામ્યો હતો એમ જણાવ્યું છે. મેરુતુંગ કહે છે કે તેને તૈલપે શૂળીએ ચઢાવ્યો હતો. શ્રી કનૈયાલાલ મુનશી તેને હાથીને પગે કચરાવી મરણ પમાડે છે. આમાં કેટલો ઇતિહાસ સાચો, કેટલી વિકૃતિ ક્ષંતવ્ય અને કેટલી અક્ષંતવ્ય, એના કોઈ નિયમો ઠરાવવા મુશ્કેલ છે.

ઐતિહાસિક નવલકથામાં થતી ઇતિહાસની વિકૃતિનું પોષણ કરવાનો કે બચાવ કરવાનો નહિ, પણ ઐતિહાસિક નવલકથાના મુખ્ય હેતુને વાચકો-વિવેચકોની સમીપે વિશદ કરવાનો આ લેખનો આશય છે; એટલે ગુણ કે દોષ રૂપે કોઈ ઉદાહરણો કોઈ પણ ગુજરાતી ઐતિહાસિક નવલકથાઓમાંથી આપવાની આવશ્યકતા માની નથી.



# 'રાજ્યરંગ' ને નર્મદની સ્વસ્થ ગદ્યશૈલી

●

લેખક વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

●

દલપતનર્મદના જમાનામા ટ્રેઇનિંગ કૉલેજમા જગતનો ઇતિહાસ શિખવાતો એટલે કેળવણીકારો અને સાહિત્યકારોને જગતના ઇતિહાસના શિક્ષણનું મહત્ત્વ સારી પેઠે લાગતુ તેથી નર્મદને 'રાજ્યરંગ' તે કાળની જરૂરિયાતનુ પરિણામ છે પણ ઇતિહાસના ઊંચા આદર્શ તથા દૃષ્ટિની વિશાળતાને લીધે 'રાજ્યરંગ' પાઠ્ય પુસ્તકની કક્ષામા નહી સરી પડતા જગતના ઇતિહાસનુ ભારતના એક મહાપુરુષનુ દર્શન થયુ છે એ દર્શન સાવ સાચુ તો ન જ કહી શકાય, પણ વિલક્ષણ હોઈ આકર્ષક છે નર્મદનુ કાળનુ વર્ગીકરણ ભાગ્યે જ કોઈ સ્વીકારે, એ વર્ગીકરણથી કદાચ હસવુ આવે, પરંતુ ઐતિહાસિક કાળને મુખ્યમુખ્ય વિચારના ને લાગણીનાં પ્રેરકબળો દ્વારા સમજવાના ભારતપ્રેમીના અણઘડ પણ પ્રમાણિક પ્રાથમિક પ્રયત્ન દાખલ તે મનનયોગ્ય છે

વસ્તુસ્થિતિનો સારો ગ્રાહ તેમ જ સરળ વ્યાપ્તિઓની ભારે મર્યાદા દર્શાવતું તેમાથી એક જ ઉદાહરણ[1] બસ છે:—

"રોમના રાજ્યનો નાશ થયો ત્યારથી તે અમેરિકાનો શોધ લાગ્યો ત્યા સુધીના (૪૭૬–૧૪૯૯) એક હજાર વર્ષના કાળમા જગતમાં સર્વત્ર ધર્મરાયની પ્રતાપી હાક વાગતી· ચીનમા બુદ્ધનો ને કનફ્યૂશિયસનો એ[2] ધર્મ પોતાના પથો સહિત હતા જ

હિંદુસ્તાનમા પુરાણોક્ત ને તંત્રોક્ત ધર્મે લોકને

રૂપમાં–ઘણીવાર ને ઊલટા સ્વરૂપમાં આલેખે છે: સાચા ઇતિહાસકારને એ બેઉનું તારતમ્ય તપાસ્યા વિના સત્ય મળી શકતું નથી, અને પુનઃ એ સત્ય માટે પણ તેની અને બીજા ઇતિહાસકારની વચ્ચે પણ મતભેદ જણાવાનો ખરો.

અત્યારે આપણો જૂનો ઇતિહાસ પ્રાગતિક દશામાં છે, એટલે કે નવાં નવાં સંશોધન થતાં જાય છે અને તે વિષે વિદ્વાન ઇતિહાસસંશોધકોમાં ચર્ચા ચાલે છે. એ સંશોધનોને અંતે નવા નવા નિર્ણયો પણ થઈ રહ્યા છે અને અનિર્ણીત દશામાં પણ હજી ઘણી ઇતિહાસ સામગ્રી પડેલી છે. એ સ્થિતિમાં ઐતિહાસિક નવલકથાકારે ઐતિહાસિક સંશોધનની, તેના અભ્યાસની, સત્ય તારવવાની, વાસ્તવિક માનવ જીવનને સ્પર્શીને સંકલના ઘડવાની અને રસનિષ્પત્તિ સાથે કથાના પ્રધાન ધ્યેયને ઠેઠ સુધી અવલંબી રહેવાની ફરજ બજાવવાની હોય છે. એ બધું જોતાં 'સાચો ઇતિહાસ' અને 'વિકૃત ઇતિહાસ' એ બેઉ શબ્દપ્રયોગોને મર્યાદિત સ્વરૂપમાં જ સ્વીકારવા જોઈએ. વધુ ઐતિહાસિક સંશોધનો થતાં રહેશે તેમ તેમ ઇતિહાસને વધુ વફાદાર નવલકથાઓ મળતી રહેશે એવી આશા સકારણ છે.

ઐતિહાસિક નવલકથામાં કાલવ્યુત્ક્રમદોષ પેસી જવાનો બહુ સંભવ હોય છે આ દોષ સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારનો હોય છે. દારુ કે બંદૂકની શોધ હિંદમાં દાખલ ન થઈ હોય તે કાળની ઐતિહાસિક નવલકથાના કોઈ યુદ્ધમાં બંદૂકનો ઉપયોગ સૈનિકો પાસે કરાવવામાં આવ્યો હોય એવી કોઈ કોઈ નવલકથાઓ મળી આવે છે, પણ એવા સ્થૂલ દોષો હવે તો ભાગ્યે જ થાય છે. સૂક્ષ્મદોષો તો ઘણીવાર પેસી જાય છે અને તેમાં જેમ લેખકની અપૂર્ણ માહિતીનો સંભવ કારણભૂત હોય છે તેમ ઐતિહાસિક સાધનોની ખામી પણ કારણભૂત હોય છે. પ્રબંધોમાં અને જૂના ઇતિહાસગ્રન્થોમાં જ્યાં વર્ષોની નોંધ વિના ઘટનાઓ વર્ણવેલી હોય છે, ત્યાં તે ઘટનાઓ એ જ ક્રમે બનેલી હોય છે એમ જેઓ માને છે તેઓને ઐતિહાસિક નવલકથાઓમાં કાલવ્યુત્ક્રમ વધુ દેખાય છે. વસ્તુતઃ એવી ઘટનાઓનો ક્રમ કેટલીકવાર કલ્પનાથી બેસાડવાની જરૂર પડે છે, અને તેમાં વાસ્તવિકતાનો જ આશ્રય

લેવાનો હોય છે. એવી વાસ્તવિકતા હોય ત્યાં કાલવ્યુત્ક્રમનો દોષ માનવો નકામો છે.

પરન્તુ એક સૂક્ષ્મ કાલવ્યુત્ક્રમ દોષ ઘણી નવલકથાઓમાં જોવામા આવે છે અને તે વિચારસરણીનો આધુનિક કાળનો લેખક જૂના ઐતિહાસિક કાળનું આલેખન કરતાં જો સાવધ ન રહે તો તેમાં પ્રાચીન પાત્રોમાં આધુનિક વિચારોનું આરોપણ થઇ જવાનો ભય છે, પણ તે સાથે એમ પણ ન કહી શકાય કે આધુનિક વિચારસરણી કેવળ આધુનિક જ છે અને તેનું મૂળ પ્રાચીન કાળમાં નહોતું. આજે જે વિચારસરણી અમુક પ્રચલિત હોય તે વિચારસરણી પ્રાચીન કાળે તેટલી પ્રચલિત ન હોય. પરંતુ માનસશાસ્ત્ર કહે છે કે આજના મનુષ્યની આસપાસના આજના વાતાવરણને બાદ કરો અને પ્રાચીનકાળના મનુષ્યની આસપાસના તેના વાતાવરણને બાદ કરો એટલે મૂળ પ્રકૃતિએ આજનો અને પ્રાચીન માનવ સમાન માલૂમ પડશે. માનવપ્રકૃતિના એ સમાન અંશો પોતપોતાના કાળનાં વાતાવરણથી બંધાયેલા હોય ખરા, પરંતુ તે સામાન્ય જનતા માટે, વિશિષ્ટ વ્યક્તિઓ પોત-પોતાના કાળના વાતાવરણથી પર હોઈ શકે છે અને તેથી તે પ્રકારની ઐતિહાસિક વ્યક્તિઓ આજની વિચારસરણીથી કેવળ દૂર જ રહેલી હોવી જોઇએ એવી એકાંત માન્યતા સુસંગત નથી. કાલવ્યુત્ક્રમ દોષનો બચાવ કરવા માટે નહિ પરન્તુ ઐતિહાસિક આધુનિકતા અને ઐતિહાસિક પ્રાચીનતાને ઓળખવાના વિવેક માટે આટલું સમજવું જરૂરી છે.

કલાકારો આજથી નહિ પણ પ્રાચીન કાળથી ઇતિહાસ સાથે છૂટ લેતા આવ્યા છે. મધ્યકાળમા લખાયેલા પ્રબંધો તેના સારાં ઉદાહરણો છે. ભોજના ચરિત્ર માટે લખાયલા ત્રણચાર પ્રબંધો મેં સરખાવી જોયા છે. તેમાં કલ્પિત ઘટનાઓનો પાર નથી. એકમાં તો મુંજ ને તૈલપની કુંવારી બહેન સાથે લગ્ન કરતો બતાવ્યો છે અને મુંજને તૈલપ મારી નાંખે છે તે પછી મુંજની સ્ત્રી પોતાના ભાઇ ઉપર ભોજ પાસે યુદ્ધ કરાવી તૈલપને હરાવે છે એમ કહ્યું છે! બીજા ઐતિહાસિક પ્રમાણો તેને જરાએ ટેકો

અનેક દેવદેવીની ઉપાસના કરતા કીધા હતા, પણ ઇસવી શૈકા નવના આરંભમાં શંકરાચાર્યે અદ્વૈત બ્રહ્મનો બોધ ને સ્માર્ત સંપ્રદાય એ પ્રવર્તાવ્યા. ત્રણસે વર્ષ પછી વૈષ્ણવ આચાર્યોએ પોતાના સંપ્રદાય ચલાવી રામકૃષ્ણના પૂજન કરાવ્યાં અને ચૌદમા પંદરમા શૈકામાં ભકતોએ નામભજનનો મહિમા વધાર્યો "*

નર્મદના 'રાજ્યરંગ'નું નર્મદની પાકટ સ્વસ્થ ગદ્યશૈલીના ગ્રન્થ તરીકે પણ મૂલ્ય સારું છે અને અહીં તેની આ ગદ્યશૈલીનો જ થોડો વિચાર કરવો ધાર્યો છે. ઇતિહાસ, ચિન્તન, આદિના વિસ્તૃત ગ્રન્થોમાં ગદ્યશૈલી મધ્યમ ધાટીની હોય છે; તેમાં આવેશ, લાગણી, કલ્પનાને મર્યાદિત સ્થાન છે. એકાદ નાના નિબન્ધમાં શબ્દો વા વાકયો વા લય સાથે જેવો સ્વૈ-વિહાર કરી શકાય તેવો વિસ્તૃત પ્રબંધમાં શોભે નહીં, અને એમ્દમ ઊંચુ તાન લે કે લાગણીબળ દાખવે તો તેનો ટકાવ ન રહેતાં રચના બેડોળ થાય છે ઊંચું તાન જાળવી શકે એવા ધન્ય ગદ્યકારો ગોવર્ધનરામ, ટાગોર જેવા હોય છે, પણ તેમને અપવાદ જેવા જ ગણવા પડે કૃતિના વિસ્તારથી, તેના મોટા પુદ્‌ગલથી મધ્યમ શૈલી પણ કર્ણને રોચક લાગે છે અને ધીમો ધીમો પણ લાગટ વરસાદ પડયા કરતો હોય તેમ વૃત્તિઓને અનાયાસે આહ્‌લાદ આપી અનુકૂલ રાખે છે. વિસ્તૃત પ્રબંધનું સાદ્યન્ત વાંચન લેખકના માનસ વિશે તેમ તેની શૈલી વિશે વિશિષ્ટ છાપ પાડે, અને મહાન ગદ્યકારોની શૈલી વિશે વિચાર કરતાં આ વિશિષ્ટ સંસ્કાર જ સૌથી મહત્ત્વની બાબત છે, તથાપિ એ સંબંધી એક માણસનો સંસ્કાર બીજાને ગળે ઉતારવાનું કામ કપરું હોઈ એવો પ્રયત્ન ગોળગોળ વાત જેવો સમજાય છે

પ્રાચીન વિવેચકો જેને ઓજસ કે માધુર્ય કહે તેમાંનો એક ગુણ 'રાજ્યરંગ'માં નથી. નર્મદના નિબન્ધોમાં તેજ અને ભપકો છે, પણ 'રાજ્યરંગ'માં તે નથી. 'રાજ્યરંગ'માં સ્વરનું માધુર્ય કે લયનું સૌન્દર્ય નથી. નર્મદનું લખાણ સરખી ગતિ કરતાં શીખ્યું જ નથી. બે ત્રણ વાકયો વાંચીને જે ચકોરના વાકયની આપણે

* 'રાજ્યરંગ', ભાગ ૨ જો, પૃ ૫૧.

અપેક્ષા રાખીએ તે જ આવે ને વિસંવાદી અંશો આવે જ આવે. ગદ્યશૈલીમાં આવા આંચકાઓ નર્મદ પછીના શિષ્ટ લેખકોમાં નરસિંહરાવમાં સારી, પેઠે જણાય છે પણ આ અનિયમિતપણે પણ વારંવાર આવતા ડમણિયાના આંચકાઓથી આપણે એવા ટેવાઈ જઈએ છીએ કે નર્મદની શૈલીના વિશિષ્ટ સંસ્કારમાં બાધ આવવાને બદલે તેનું એ અંગ બની જાય છે

ઘણી વખત ખડકનું થડ નર્મદે સારી રીતે માંડયું હોય પણ પછી રચના આછીઅછી થતી જાય, નાનાનાના પણ પૂર્ણ વાકયો નામની જ વ્યવસ્થામાં આવે વાકયો નાના જ નહી પણ લગભગ એક જ બીબાના અને 'છે' 'છે' કે 'હતા' 'હતા'ના આવર્તનથી નર્યા જ એકવિધ લાગે છે નર્મદની શૈલી સૌન્દર્યલક્ષી નથી

નર્મદની જ કહી શકાય એવી વિશિષ્ટ પ્રકારની ગોઠવણુ નીચેના વાકયકલાપમા દેખાશે. એ અથવા એને મળતી રચના નર્મદના ગદ્ય લખાણમા ઠેરઠેર જોવામા આવે છે એમા જોહ્નસન જેવા અંગ્રેજ ગદ્ય લેખકોમા હોય છે તેવા ટૂંકા પણ સમતોલ વાકયો લખવા પ્રયાસ છે

> "સ્વાધીન તથા સ્વતંત્ર થવાનો જોસ્સો લોકમાં ઉત્પન્ન થાય છે પણ જુદીજુદી સ્થિતિને લીધે તે જોસ્સો કહી કહી દબાઈ જાય છે, કહી કહી વધે છે પણ મોટુ કામ કરી શકતો નથી, કહી કહી ફાવે છે ને જ્યા જ્યા ફાવે છે ત્યા ત્યાના લોકમાના થોડાક જ સ્વતંત્રતાનુ ઉચુ સુખ ભોગવે છે, કહેવાનુ આ કે હજી માણસ જાતનો મોટો ભાગ દુખી છે. સ્વતંત્રતાનો જોસ્સો વધે છે પણ તેથી લોક કેવળ બાહ્યસુખની જ તૃષ્ણા રાખે છે—બુદ્ધિવાદિ ધર્મ ઉપરથી આસ્થા ઉઠાડે છે, સશયી ને શઠ સ્વાર્થી થાય છે, અંતરમા લોભ, કપટ ને બહાર વિવેક જુગતી રાખે છે"*

પરંતુ નર્મદની શૈલીનો પ્રધાન ગુણ તે સૌન્દર્ય નહી પણ સરળતા દેશદેશની વાત અને ભાતભાતના વિચાર પોતાની વાણીમા

* 'રાજ્યરંગ', ભાગ ૨ જો, પૃ. ૧૮૧

રજૂ કરવામાં નર્મદને શ્રમ પડતો જણાતો નથી આપણી ભાષા નવાનવા વિચારો તથા માહિતીને ગદ્યમાં ઉતારવા નર્મદના જમાનામાં ઘણી ઓછી સમર્થ હતી–અત્યારે પણ અર્થશાસ્ત્ર જેવા વિષયો માટે ઓછી સમર્થ લાગે છે–છતાં નર્મદના ઇતિહાસમાં શૈલીની કૃત્રિમતા કે શ્રમબદ્ધતા નથી લાગતી સરળતાનું એક કારણ તો એ કે વાક્યોની ગૂંથણી સાદી છે, ઝીણું કે સંકુલ ભરતકામ નથી બીજું, પરિચિત ગુજરાતી શબ્દ ઇષ્ટ અર્થને પૂરેપૂરો દાખવતો હોય તો તે જ નર્મદ વાપરે, પછી ભલે તે શિષ્ટ ન લાગે. વળી સુગમ ઉપરાંત ઘરગથુ શબ્દોથી નર્મદ સરળતામાં 'આત્મીયતાનું' તત્ત્વ ભેળવે છે. આવા કુટુમ્બી શબ્દો અપરિચિત વિષયને પરિચિતતાનો ઓપ આપે છે.

> "ફ્યૂડલ ડયૂકે ને કૌંટે પોતપોતાના પ્રદેશમાં રાજનો ઠાઠ રાખવા માંડેલો ને પોતાની જાગીરો બારનોને વહેંચી આપેલી. તે કાળમાં ફયૂડલ બારનો પરસ્પર લડતાં, સબળા તે નબળા પાસેથી તેના કિલ્લા ખુંચાવી લેતા, તેનાં ખૂન કરતા અથવા તેને કેદમાં નાખતા; કોઈ વળી બીજાની દીકરીને કાહાડી આણતા; ફ્યૂડલ અમીરો પોતાના દાસજનને અનેક રીતે પીડા કરતા ને મારી નાંખતા. ધર્માધિકારીઓ ને અમીરો લડતા, બન્ને લોકને પીડા કરતા. એક કુટુંબનો ટંટો ૩૦ વર્ષ ચાલતો ને આખા પ્રાંતમાં લોહીલોહાણુ થઈ રહેતું; કિલ્લા, મઠ, ને લશ્કરી માણુસો ને ગુફા બખોલ તે લૂટથી ભર્યાં રહેતાં; ૧ લાખ ઘોર કર્મ કરનાર લૂટારા દોડાદોડ કરી રહ્યા હતા ને આખા ફ્રાન્સમાં જ્યાં ત્યાં લડાઇઓ, મારામારી, કાપાકાપી, ચોર બે ચોર, લૂટ બે લૂટ એ ચાલતું.
>
> એ સ્થિતિમાં કેટલાક સ્વતંત્ર જનોએ અન્યાયી ને ઉદ્ધત અમીરોની સાથે લડીને શૌર્ય પરાક્રમ દાખવ્યાં ને તેઓ નૈટ કહેવાયા. થોડે કાળે નૈટોના અખાડા સ્થપાયા ને શિવલરીની નીતિ પ્રગટ થઇ—" *

* 'રાજ્યરંગ', ભાગ ૨ જો, પૃ. ૪૧.

નોધ—

૧. "રાજ્યરંજ" ભાગ ૨ જામાં શૈલીની દષ્ટિએ બીજા અભ્યાસયોગ્ય આ પરિચ્છેદો સૂચવુ છું: પૃ. ૫. રજપૂત રાજ્યવ્યવસ્થા; પૃ. ૧૩૨ "પણ જેમ્સ પહેલાએ લોકનું અપજશિયું શું'પણ અસેકયું" ત્યાંથી શરૂ થતો; પૃ. ૧૫૭ "હાડે ગએલા નેપોલીઅનની સામા" ત્યાંથી શરૂ થતો; પૃ. ૧૮૧ "હજારો જણે પ્રાણ ખોયા" ત્યાંથી શરૂ થતો;

૨. મરાઠીમાં હજી ચાલુ છે તેવી રચના પણ ગુજરાતીમાં તે વખતે સારી પેઠે હતી:

(૧) પોપ ગ્રેગરી બીજો (૭૧૪–૭૩૧) એણે તો ગ્રીક રાજાઓની સામાં હથીયાર ઊંચકવાને લોકને સમજાવ્યાં" (પૃ. ૨૫).

(૨) "રૂશિયા, પ્રુશિયા, આસ્ટ્રિયા, ઇગ્લંડ એઓએ નેપોલીઅનની સામાં ચાર વાર સંપ કીધો" પૃ. (૧૫૬).

(૩) "દક્ષિણ હિંદુસ્તાનમાં તૈલંગણ ને કર્ણાટક અહીંનાં રાજ્યો હિંદુઓએ પાછાં પોતાને હાથ કીધાં હતાં" (પૃ. ૫).

૩. 'કર્યું' ને બદલે નર્મદ હંમેશ 'કીધું' વાપરે છે અને કોઈ જગાએ "અમેરિકાની સ્ત્રીઓ પોતાની સ્વતંત્રતા ને પુરુષની બરોબરના હકક માગતી થઈઓ છે"–એવો ચરોતરી પ્રયોગ પણ દેખા દે છે.

૪. કેટલેક સ્થળે બોલીમાં પ્રચલિત છે તે નાન્યતર જાતિ ઉકારાન્ત નામ કે વિશેષણનું સાનુસ્વાર અંગ નર્મદમાં જોવામાં આવે છે. "એક કાળે ત્રણુ પોપ ધરમખાતાંની વસૂલી વહેચી લેતા" (પૃ. ૨૭), "એલિઝાબેથનાં રાજ્યની ઉપલી ભભકમાં" (પૃ. ૧૩૨), વગેરે.

# બ્રહ્માંડવ્યાપિની કવિતા-રેખાનાં પાંચ સ્વરૂપો

●

: લેખક :

મોહિનીચંદ્ર

●

[૧]

કવિતા એ વાચકોનું રમકડું નથી એ તો રાષ્ટ્રની નિયામિકા છે. કવિની પોતાની એ સંદેશવાહિની છે. કવિના જેટલી સ્થૂલ—શબ્દગત—છે તેથી વધારે ઊંડી તેના અર્થમાં વ્યાપેલી છે. કવિતા એક રાષ્ટ્રવ્યાપી તત્ત્વ છે; જીવનવ્યાપી ઘોષણા છે. આખાય રાષ્ટ્રજીવનને અપનાવવાનો, તેની શક્તિ સંગ્રહવાનો, તેની મર્યાદા બાંધવાનો, તેના પ્રયોજનનું દિશાસૂચન કરવાનો, તેને વ્યાપક બનાવવાનો, તેનો મર્મ ઉકેલવાનો, ખંડિતને અખંડિત રાખવા—કરવાનો કવિતાનો ઉચ્ચ આશય છે. માધુર્ય, ઓજસ અને પ્રસાદ એ ત્રણ કવિતાનાં વિશિષ્ટ લક્ષણો છે બાકી તો કવિના સર્વગ્રાહી છે. આત્માના પ્રત્યેક ગુણ અને ધર્મ કવિતામાં સાકાર બને છે. કવિતા જીવનમય છે તથા જીવન કવિતામય છે. એટલે જીવનને ઉવેખતાં જ કવિતાને ઉવેખવી પડશે. જીવનને સત્કારતાં કવિતા આપમેળે જ સત્કારાશે. સાચી કવિતા શબ્દોના ચોકઠા કરતાં વધારે તો આભસ્પર્શતા અડીખમ પર્વત જેવા જીવનની તળેટીથી ઝરે છે, વહે છે. જીવન, કવિતા અને રસ એ એક જ અર્થના પર્યાય શબ્દો છે. આકાશમાં ચમકતા

અનેક વર્ણોની માફક જીવનમાં અનેક રંગો ચમકે છે, કવિતામાં પણ અનેક રંગો ચમકે છે. કવિતાનું પ્રભવસ્થાન વેદના છે. તીવ્ર તમન્ના છે, અવિરત પ્રેરણા છે. શક્તિ, વ્યુત્પત્તિ અને અભ્યાસ આ ત્રણેનો સુભગ સપ્રમાણ સમન્વય સાચી કવિતાના જન્મકારણરૂપ છે. ગમે તે યુગની નાની કે મોટી વ્યક્તિના હાથથી જ્યારે કવિતા લખવાની શરૂઆત થાય છે, ત્યારે તેની તે શક્તિ કવિતાના નાનામાં નાના અને નજીકમાં નજીક બીજ જેવી હોય છે. આ બીજને પ્રારંભમાં તો વ્યુત્પત્તિ [ એટલે કે લોકવ્યવહાર, છન્દ શાસ્ત્ર, વગેરે શાસ્ત્ર અને મહાકવિઓની રચેલી કૃતિઓ વગેરેના પરિશીલન ] પ્રાપ્ત કરવારૂપી તપશ્ચર્યાની ભૂમિમાં દટાવાનું જ હોય છે, જ્યાં તેના પર અભ્યાસરૂપી જળ સિંચાય છે, ત્યાંથી તે ફણગારૂપે બહાર નીકળે છે, ક્રમશઃ છોડમાં પરિણમે છે, વૃક્ષ બને છે, જેને મંજરીઓ ફૂટે છે અને ફળ બેસે છે. આમ સાચા કવિની પાયરીએ પહોંચતા કૈંક જન્મો લેવા પડે. જન્માના આઘાતો અને જીવનન રણોને વટાવ્યા બાદ તે સાચો, વિશ્વનો યુગદૃષ્ટા કવિ બની શકે

આપણા પંડિતવરો ભામહ, દંડી, વામન, આનંદવર્ધન ભોજ, મમ્મટ, વિશ્વનાથ, જગન્નાથ, આદિએ કવિતાની અનેક વ્યાખ્યાઓ કરી છે. અને કવિતાનો વિષય એટલો બધો સૂક્ષ્મ, ગહન અને વિશાળ છે, કે કોઈપણ બે સમાન કક્ષાના મહા વિદ્વાનો કે ગમે તેવી બે સામાન્ય વ્યક્તિઓ પણ એક બીજા સાથે સહમત ન થાય એ સંભવિત છે; છતાં એક કથન કવિતા માટે સૌએ સ્વીકારવું પડશે કે યુગસંક્રાંતિના અસંખ્ય ઝંઝાવાતોમાંથી, ખંડેખંડના, દેશેદેશના, પ્રજાએ-પ્રજાના, વ્યક્તિએવ્યક્તિના મતમતાંતરોમાંથી, જીવનસંઘર્ષણના અસંખ્ય ઉલ્કાપાતોમાંથી, કીડીથી કુંજર સુધી, અણુથી વિરાટ સુધી, સમસ્ત બ્રહ્માંડના ચરાચર, અણુએઅણુમાં, તેના પ્રત્યેક શ્વાસમાં, તેની ક્રિયામાં જે રેખા એકસરખી, સળંગ, આરપાર, વ્યાપ્ત થઈને પથરાયેલ છે—ઘોર તિમિરરાશિમાં તેજના સૂત્રની જેમ; નિદ્રાજાગૃતિમાં જે સ્થિર છે, બ્રહ્માંડના એકરાગના જે કારણરૂપ છે, જે વિવિધ જાતના ભાવોનું ઉત્પાદન કરે છે, જે અવર્ણનીય અને અતિશય નાજુક છે [ **मृदुनिकुसुमादपि । वज्रादपि कठोराणि** ], તે કવિતા છે.

આ કવિતારેખાને નરસિંહ મહેતાએ પ્રભાતિયામાં જાગૃત રાખી છે, મીરાબાઈએ પદોમાં પલ્લવિત કરી છે, અખાએ જ્ઞાનના ચાબખાઓમાં ગરવી બનાવી છે, પ્રેમાનંદે કથાઓમાં વર્ણવી છે, શામળભટ્ટ છપ્પાઓમાં ચીતરી છે, દયારામે શૃંગારમાં ઉતારી છે, ધીરાએ કાફીઓમાં ગાઈ છે, ભોજાએ ભજનોમાં ભરી છે, નર્મદાશંકરે જોસ્સામાં અજમાવી છે, દલપતરામે વાક્ચાતુરીમાં ટપકાવી છે, નવલરામે જાનવરોની જાનમાં નીરખી છે, ગોવર્ધનરામે સ્નેહમુદ્રામાં અંકિત કરી છે, ગાંધીજીએ રાષ્ટ્રવ્યાપી બનાવી છે,[1] નરસિંહરાવે હૃદયવીણામાં બજાવી છે, કલાપીએ ઇશ્કમાં ઉતારી છે, ખબરદારે દેશભક્તિમાં ટકારી છે, કાન્તે પૂર્વાલાપમાં આલાપી છે, નાનાલાલે વિરાટમાં વધારી છે, લલિતજીએ લગીરમાં લહેકાવી છે, બોટાદકરે ગૃહકુટુંબના ભાવોમાં સાધી છે, ઠાકોરે સૉનેટોમાં મઢારી છે, મેઘાણીએ રાષ્ટ્રીય શાયરીમાં ગજાવી છે, ત્રિભુવન વ્યાસે નવા ગીતોમાં પારખી છે આ ઉપરાંત સુન્દરમ્, ઉમાશંકર, ઇન્દુલાલ, દેશળજી, ચન્દ્રવદન, મનસુખલાલ, શ્રીધરાણી, બેગાઈ, કરસનદાસ, સ્નેહરશ્મિ, રમણલાલ, કેશવ હ શેઠ, વગેરેએ આ બ્રહ્માંડવ્યાપિની કવિતારેખા તરફ માંડેલો દૃષ્ટિપાત ઉલ્લેખનીય તો છે જ

## [૨]

આવી આ કવિતારેખા તેના મુખ્ય પાંચ સ્વરૂપોમાં વહેચાયેલી છે તેમાંના ચાર સ્વરૂપો સ્થૂલ—શબ્દગત—છે તથા પાંચમું સૂક્ષ્મ છે આ ચાર સ્વરૂપો બે જોડકામાં વહેચાયેલા છે પ્રથમ જોડકામાં પહેલા બે સ્વરૂપોનો તથા બીજા જોડકામાં બીજા બે સ્વરૂપોનો સમાવેશ થાય છે પાંચમું સ્વરૂપ જે સૂક્ષ્મ છે તે જીવનગત છે પ્રથમ જોડકાના બે સ્વરૂપો તે તરંગપ્રધાન કવિતા અને વિચારપ્રધાન કવિતા આ બન્ને સ્વરૂપોની કવિતા તદ્દન સામાન્ય કોટીની તથા ટૂંકા આયુષ્યવાળી હોય છે બીજું જોડકું તેનાથી વધારે ઊંચા પ્રકારનું છે અને તે લાંબુ આયુષ્ય ધરાવે છે

---

૧ ગાંધીજી કવિઓના કવિ છે ન માનતા હો તો વાંચો 'સાહિત્ય' ઓક્ટોબર ૧૯૩૩માંનો મારો લેખ

આ બીજા જોડકામા કલ્પનાપ્રધાન કવિતા અને ભાવનાપ્રધાન કવિતાનો સમાવેશ થાય છે

સાગરનો તરંગ જેટલો અસ્થિર તથા તરંગનુ જીવન જેટલુ ક્ષણજીવી છે, તેટલુ જ અસ્થિર તથા ક્ષણજીવી તરંગપ્રધાન કવિતાનુ તત્ત્વ છે તેની મર્યાદા ઘણી સંકુચિત છે તરંગ એ વિચારનો એક ભાગ—અંશ માત્ર છે તેથી વિચારની મર્યાદા એનાથી મોટી હોય છે તરંગો ક્ષણમા અનેક વખત આવે છે અને જાય છે પરંતુ દરેક તરંગ રસમાં તીવ્ર હોતો નથી તરંગ સામાન્યત મનનો સ્પર્શ પામે તે પહેલા તો ઊડી જાય છે—આવો એ ત્વરિત હોય છે એક દાખલો લઈએ સાગરને જોઈને માણસને અનેક જાતના તરંગ આવે છે આ તરંગોમાંના એકનુ આલેખન નીચે મુજબ કવિતામા થઈ શકે —

એક પંક્તિમા તરંગપ્રધાન કવિતા

'આ સિંધુ માહી ડુબકી લઈએ' [ઇન્દ્રવજ્રા]

સાગરને જોઈને તેમા ડુબકી મારવાનો તરંગ સામાન્યમા સામાન્ય ભેજામા પણ પ્રવેશી શકે છે આ એટલુ સ્પષ્ટ છે કે ઉપરની પંક્તિને વિના સંકોચે તરંગપ્રધાન કવિતા કહી શકાય.

તરંગનું વ્યાપક તથા વિસ્તૃત સ્વરૂપ વિચાર છે તરંગ કરતા વિચાર વધુ જીવત તથા વધારે સ્થિર છે અને તેથી તેની અસર મન ઉપર વધારે વખત ટકે છે આપણા શ્વાસોચ્છ્વાસની સાથે વિચારોની પરંપરા સંકળાયેલી છે હવે ઉપરની જ તરંગપ્રધાન કવિતાને આપણે વિચારપ્રધાન કવિતામા ફેરવવા માગતા હોઈએ, તો તે નીચે મુજબ ફેરવી શકીએ —

મુક્તકમા વિચારપ્રધાન કવિતા

'તીરે રમી જળધિને છીપલી વીણીએ,
રેતી તણી નહુક દેરી રૂડી કરીએ,
ને સાગરે કુદી પડી જળસ્નાન લેને,
નાવે ચડી વિહરતા ઘુમીએ, ચનો સૌ [વસંત]

ઉપર્યુક્ત ચાર પંક્તિઓ વિચારપ્રધાન કવિતાનું રૂપ લે છે તરંગોની પર રહેલ એટલે વિચાર—સળંગ અને સંકલિત

હવે કવિતાના બીજા જોડકા તરફ દૃષ્ટિપાત કરીએ તેમાં કલ્પના અને ભાવનાનો સમાવેશ થાય છે પ્રથમ જોડકામાં જે સ્થાન તરંગપ્રધાન કવિતાનું છે તે જ સ્થાન બીજા જોડકામાં કલ્પનાપ્રધાન કવિતાનું છે અને જે સ્થાન વિચાર-પ્રધાન કવિતાનું છે તે જ સ્થાન ભાવનાપ્રધાન કવિતાનું છે આ બીજા જોડકાની બન્ને જાતની કવિતાઓ ઉચ્ચ કોટિના, સંસ્કારી અને સામાન્યથી પર એવા માનસના મંથનનું પરિણામ છે.

કલ્પનામાં નવીનતા છે, સરસતા છે, તેમાં મૌલિકતાનું તેજ છે પાણી વગર કોઈને ચાલતું નથી તે દરેકને મળે છે દરેકને તેની જરૂર છે પરંતુ દૂધ તો માણસની આર્થિક સ્થિતિ ઉપર આધાર રાખે છે તરંગ અને વિચાર તો સૌ કોઈને આવે જ છે પરંતુ કલ્પના માટે તેને અનુરૂપ માનસની જરૂર છે કલ્પના જ્યારે વિસ્તાર પામે છે, ત્યારે તે ભાવના બને છે કલ્પના ભાવનાનો એક ભાગ છે આટલું કલ્પનાનું ક્ષેત્ર મર્યાદિત છે

ઉપરની જ કાવ્ય પંક્તિને આપણે કલ્પનાપ્રધાન બનાવીશું તો તે નીચે મુજબ થશે —

એક પંક્તિમાં કલ્પનાપ્રધાન કવિતા :

'આ સિન્ધુ શો ભવ મમ બધો ગર્જી રે'તો નિગૂઢ' [ મન્દાક્રાન્તા ]

ડુબકી મારનારા તથા સ્નાન કરનારા તરંગ-વિચાર તો સૌ કોઈ માણસો પ્રાપ્ત કરી શકે છે પરંતુ પોતાના ભવ—સંસારને સિંધુ સાથે સરખાવી તેને નિગૂઢ ગર્જી રે'તો કલ્પવાની ક્રિયા તો ઉચ્ચ કોટીના માનસનું જ પ્રતિબિંબ હોઈ શકે

કલ્પના જ્યારે વિસ્તાર પામે છે, ત્યારે તે ભાવના બને છે. ભાવના એટલે સ્થૂળ શબ્દોમાં વધારેમાં વધારે સમાઈ શકે તેટલો વિશાળ અર્થ સ્થૂળ—શબ્દગત કવિતાનું આ અંતિમ પગથિયું છે—ઊંચામાં ઊંચું શિખર છે, કે જ્યાંથી આગળ વધવાપણું રહેતું નથી ભાવના ઉદાત્ત છે, પ્રાજ્ઞ માનસના મંથનનું એ પરિણામ

છે તેનું ઓજસ ભવ્ય તથા ગભીર છે તે સર્વગત છે. ભાવનામા સ્થૂલ તથા સંકુચિત સ્વરૂપ તજીને સૂક્ષ્મ ને વિશાળ રૂપ લેવાની તમન્ના છે, સર્વસ્વનુ સમર્પણુ કરવાની ધગશ છે. ભાવના વિશદ છે, પારદર્શક છે, ગ્હુસ્યમય છે, માધુર્યવતી છે વ્યાપક સૌન્દર્યથી ભરપૂર છે. આકાશ અને પૃથ્વી જેટલી વિશાળ અને ઊંડી છે ઉપર્યુક્ત કવ્યપક્તિને આપણે ભાવનાપ્રધાન કવિતાના રૂપના ફેરવીએ તો તે નીચે મુજબ થશે —

એક પક્તિમા ભાવનાપ્રધાન કવિતા .

' હુગે સિધુ બની વિશાળ જગમા ગાભીર્ય રેલી રહું ' [ શાર્દૂલ ]

## [ ૩ ]

જ્યારે જીવનમા કવિતા આપોઆપ ઊતરે છ, ત્યારે કવિતા સૂક્ષ્મ રૂપ લે છે શબ્દેના દેહની—છદ કે વિવિધ રાગરાગિણીના માપની—તેને જરૂર રહેતી નથી કવિતાની સૂક્ષ્મ તથા ઉત્તમ ભાવનાએ—સૌન્દર્ય, માધુર્ય, ઓજસ, તથા તેના ગુણો—પરોપકાર પ્રેમ તથા સમાનતા આ સ્વરૂપમા મૂર્તરૂપે આપણે જોઈ શકીએ—અનુભવી શકીએ સૂરજ આખા જગતને પ્રકાશ આપે છે, માટે એ કવિતા જીવે છે. ચન્દ્રમાની જ્યોત્સ્ના એ પણુ એક અમૃત કાવ્ય છે ટમટમતા તારાએ અધારે આથડતા પથિકોને માર્ગ સૂચન કરે છે ધરતી પોતાની વહાલભરી ગોદમા સચરાચરને ઊઘાડી આરામ આપે છે વૃક્ષો પોતાનો જીવનરસ નીચોવી શીતળ છાયા સમર્પે છે, ફૂલો પોતાનુ ગુપ્ત ધન—સુવાસ આપવા માટે જ જીવે છે. સ્રોતસ્વિની અહર્નિશ પોતાના નિયત કાર્યમા ચપળ તથા પ્રવૃત્ત રહેવા અર્થે જીવમાત્રને ઉદ્બોધન કરે છે, અનેકના મેલ હરે છે તથા બદલામા સ્વચ્છતા સમર્પે છે, પખી, પશુ તથા માનવમાત્રની તૃષાનુ એ નિવારણુ કરે છ આ પર્વતા જીવનના ઉન્નતિશિખર તરફ અગુલિનિર્દેશ કરે છે નઝરા લાગતા ઝરણુા તો આખા વનને પોતાની કાલી બોલીથી, સરી પડતા અવ્યક્ત ઉલ્લાસથી ભરી દે છ સાગર જીવનની ગભીરતાનુ સૂચન કરે છે તે પોતાના ઉદરમા વડવાગ્નિ રાખી, પ્રત્યેકને નગાબળતી ચિતાની જ્વાળાઓ પોતાના

હૃદયમાં શમાવી દેવાનું તથા ઉદાર થવાનું શીખવે છે. ને પોતાના અંતરની સપાટી નીચે રત્નો છુપાવીને, દરેકને પોતાના અંતરના પેટાળમા સમાયેલા આવાં જ ગુણરત્નોની ખોજ કરવા જણાવે છે. એ અસંખ્ય નાવોને પેલેપાર લઈ જઈ પ્રત્યેકને એવી શીખ આપે છે કે 'તમે દરેક જણ તમારું જીવન એવું કરો કે જેથી તેના ઉપર થઈને અનેક મુસાફરો પોતાનાં નાવો પેલે પાર સહીસલામત પહોંચાડી શકે.' સરોવર! અરે, કરોડો માધુર્યવતી શબ્દગત ભાવનાઓ માંથી જેવું સૌન્દર્ય નથી નીતરતુ તેવું બેનમૂન અલૌકિક તાલબદ્ધ સૌન્દર્ય એના મૌનમાંથી નીતરે છે વાણી એટલે નિર્બળતા, મૌન એટલે શુદ્ધ સંયમિત શક્તિ. વાણી જ્યાં હારે ત્યાં મૌન અધિરાજે. પિતાની પુણ્યમૂર્તિ જેવુ તેજસ્વી આકાશ! અરેરે! એના ગુણોનો તે કંઈ પાર છે? અનંત અનંત વર્ષોથી એ આપણી રક્ષા કરે છે. એને નથી થાક, નથી નિરુત્સાહ, નથી નિરાશા; કરોડો યુગો થયાં એ છત્રછાયા બની આપણી ઉપર ઝૂમી રહ્યુ છે; શી તેની અનુપમ સેવા! એ સદાય જાગૃત છે, સદાય સાવધાન છે ચોવીસે કલાક તે પોતાની સેવાવૃત્તિમાં રત છે. કોઈ વખત આંખો કાઢે છે, કોઈ વખત નિસાસા નાખે છે, કોઈ વખત બૂમો પાડે છે. કોઈ વખત ચોધાર આંસુએ રડે છે, કોઈ વખત લાડ કરે છે, કોઈ વખત હસે છે અહર્નિશ અવિરત સેવા એ એનો ધ્યાનમંત્ર છે, એના કર્તવ્યપથમાંથી એ કદિ ચળતુ નથી, તેમ જ ચળવાનું પણ નથી અન્ધારું પણ તેજ આપે છે અને પ્રકાશ પણ તેજ આપે છે અને ધરતી માતા! કરોડો યુગોથી પોતાના વજ્ર શરીર ઉપર ઘા ખમીખમીને સહનશીલ થયેલી ધરતીમાતાએ પોતાની ગોદમાંથી કદિયે પોતાનાં નાનાંમોટાં બાળકોનેયે અળગા થવા દેતી નથી! પોતાના શરીર ઉપર બેસુમાર ભાર ખમીખમીને એ ધૈર્યશાળી બની છે તેના બાળકો તેને સતાવે છે, તેના ઉપર કારમા ઘા કરે છે, પરંતુ તે કદી ઓછું આણતી નથી મૂગાં અને બોલતાં—બધાંય બાળકોને તે સમાન ગણે છે. હૈયામાંથી શાંતિરૂપી દૂધની ધારાઓ કાઢીને તે બધાંને વહેંચે છે. તેની દયાનો પાર નથી. વળી બાળકો તેનું પીડન કરે છે તોય તે તેનો ક્ષમાનો સ્વભાવ મૂકતી નથી વજ્ર અને ફૂલ એને મન સરખાં છે. હૈયામાંથી કણેકણ કાઢીને તે પોતાનાં બાળકોનું પોષણ કરે છે! છતાં નગુણા

બાળકો તેને અપમાને છે, હડધૂત કરે છે એક શબ્દ પણ તે ઉચ્ચારતી ન !! શો એનો વિનય ! શી એની નમ્રતા ! શો એનો મહાનુભાવ ! કોઈ એની સામે ઘા કરે તો ઊલટું બદલામાં જીવન સંજીવિની જેવો પાચક અમૃતકલ્પ જ રસ આપે છે, આવી તો એની ગુણવત્તા છે એને હૈયે અને હૈયાતગે અપાર સંજીવનભંડાર ભર્યા છે એ પરોપકારમૂર્તિ ધરતીમાતા ! વાત્સલ્યના ઝરણા તો અનંત એના પેટાળમાંથી ઝર્યા કરે છે શી એ માતારૂપ પરમમૂર્તિ !

આ ધરતી, આ આકાશ આ ત્રણે લોક, આ ચૌદે ભુવન અને આ બ્રહ્માંડ એ જીવતી જાગતી વિરાટ કવિતાના કટકા છે એક એક અણીશુદ્ધ કાવ્યખંડ છે તેનો અણુએઅણુ સૂક્ષ્મ કાવતામા મહત્ત્વનુ સ્થાન ભોગવે છે, તેમા સંપૂર્ણ તાલબદ્ધતા છે, સંપૂર્ણ ગેયતા છે સંગેમરમરના આલીશાન મહેલની જેમ આખુ બ્રહ્માંડ શોભી રહ્યુ છે એ મહેલમાથી એક કણ ખરતા આખોય મહેલ ખંડિત થાય છે, પરંતુ આ બ્રહ્માંડમા ખૂબી એ છે કે તેની અસ્તવ્યસ્તતા—ખંડિતઅખંડિતતા એ બધુય આ વિશ્વના વિરાટ કાવ્યની તાલબદ્ધતા સાચવવા માટે અનુરૂપ જ છ કયાયે કદિ તેની તાલબદ્ધતા—ગેયતા ખંડિત થતી નથી, કચવાતી નથી એ બ્રહ્માંડની વિરાટ કવિતાની વિશિષ્ટતા છે

એટલે આ કવિતાનો પાયમો પ્રગર—સૂક્ષ્મ કવિતા જીવનમા જ્યારે એકસૂત્રતા પ્રવેશે ત્યારે તેને સૂક્ષ્મ કવિતા કહી શકાય આખા જીવનમા તાલબદ્ધતા સચવાય આખુયે જીવન સ્વચ્છ તથા પારદર્શક અરીસા જેવુ બને, ત્યારે એને જીવનકવિતા કહી શકાય

ભિખારીમા પેટમા ખાડો પડયો હોય, દિવસો થયા પેટમા અન્નનો દાણેયે પડયો ન હોય તેના જીવ રજા માગતો હોય, આવે વખતે સુંદર શબ્દોના ઝૂમખા તેને જરાયે આનંદ આપી શકશે નહિ આ ક્ષણ તો બાજરીનો રોટલો તથા મરચુ તેને કવિતારૂપ છે કારણુ આ કવિતા જ તેનો પ્રાણ ટકાવી શકે તેમ છે તરસ્યાને પાણી એ કવિતા છે, ભૂખ્યાને રોટલો એ કવિતા છે, ઉઘાડાને વસ્ત્ર

એ કવિતા છે, જગતમા દરિદ્રનારાયણોનો જોગ નથી, તેમની જરૂરીયાતો પૂરી પાડવી એ કવિતા ઉવી જાણવા સમાન છે

[૪]

આમ કવિતાના ચાર સ્વરૂપો—તરગપ્રધાન, વિચારપ્રધાન, કલ્પનાપ્રધાન, અને ભાવનાપ્રધાન તથા સૂક્ષ્મ—જીવનગત—કવિતા આપણે જોઈ ગયા હવે આ દરેક પ્રકારની કવિતાનો એક એક દાખલો આપણા ગુજરાતી કવિતાસાહિત્યમાથી ટાકશુ તથા સૂક્ષ્મ—જીવનગત—કવિતાનુ એક આદર્શ દૃષ્ટાત આપી આ લેખ પૂરો કરશુ

તરગપ્રધાન કવિતા—સ્વ કવિ દલપતરામ

'ભકતોના દુખ ભાગવા, તે છે તારી ટેવ,
સહાયતા કરી આ સમે, દુ ખ હરનાર દેવ '

['દલપતકાવ્ય', પા ૭]

વિચારપ્રધાન કવિતા—સ્વ કવિ નર્મદાશકર

'રસિક કવિને જાણવો, ખરો અમર જગ માહી
જેની મશહૂર કાયને, જરા તણુ ભય નાહિ
જરા તણુ ભય નાહિ, નાહિ આધિ ને વ્યાધિ
અચળ કીર્તિ જગમાહિ, સકળ થળમા રહે ગાજી
કહે કુમુદ કરજોડ કદી શકા નવ આણો,
રસિક કવિની કાય, અમર આ જગમાં માણો '

['નર્મદનું પદ્યમદિર', પા ૪૮]

કલ્પનાપ્રધાન કવિતા—કવિ નાનાલાલ

'તે સામા તરતો જાણે ચન્દ્રમા વ્યોમને જળે,
સુણ્યો આકાશવાણીશો શાંતિનો શબ્દ એક મે '

['આપણી કવિતાસમૃદ્ધિ', પા ૧૪]

ભાવનાપ્રધાન કવિતા—સુંદરમ્

'છે વિશ્વ આગ હૃદયે સમાયુ,
શ્વાસે ભર્યો મે જગપ્રાણવાયુ

આંખે ભર્યાં સૂર્ય તણા પ્રકાશો,
દેહે બધા દેવતણો જ વાસો,
પરમાણુમાં સર્વવ્યાપી સમાયો,
આ બુદ્બુદે ચેતનઅબ્ધિ માયો,
આ વૈખરીથી જ અગમ્ય ગાયો,
આ સ્થૂલમાં સૂક્ષ્મતમે વિલાસ્યો.'

['કાવ્યમંગલા', પા ૮૩]

[૫]

સૂક્ષ્મ—જીવનવ્યાપિની—કવિતાનું દૃષ્ટાંત ગાંધીજીનું સમગ્ર જીવન, જેની પળેપળ વિશ્વશાંતિ અને સ્વાતંત્ર્ય માટે ખર્ચાઈ રહી છે.



# પ્રગતિશીલ સાહિત્ય

●

: લેખક :

શ્રી. ભોગીલાલ ગાંધી

●

સાહિત્ય અને કલાના ક્ષેત્રોમાં પણ આજે તો પ્રગતિશીલતાનો પોકાર જાગ્યો છે. પ્રત્યાઘાતી તત્ત્વો સામે જેહાદ જગાવવા અખિલ હિન્દ પ્રગતિશીલ લેખકમંડળની સ્થાપના થઈ ચૂકી છે અને ત્યાર બાદ પ્રાંતિકમંડળો પણ સ્થપાયાં છે. આ બધાં મંડળો બંધારણીય રીતે કદાચ એક બીજા સાથે સંકળાયેલાં નહિ પણ હોય, એમાં જોડાયેલા સૌ સાહિત્યકો જીવનના દરેક ક્ષેત્રમાં સાથે ઊભેલા નહિ પણ હોય, અને છતાંય પ્રગતિશીલ સાહિત્ય'ની તરફ દૃષ્ટિ કરનાર આ સૌ મંડળો અને વ્યક્તિઓ વચ્ચે એક એવી વિચારની સમાનતા છે જ કે જેને કારણે સાહિત્ય જેવા પોચા ગણાતા ક્ષેત્રમાં પણ ચોક્કસ નોખો પ્રવાહ શરૂ થઈ ગયેલો દેખાય છે. આ નવા પ્રવાહ જૂના કરતાં ક્યાં અને કેવી રીતે જુદો પડે છે એ જોવું અને સમજવું જરૂરી છે.

સૌથી પ્રથમ તો કેટલાક સાહિત્યકારોનો એક એવો ખ્યાલ છે કે, 'સાહિત્ય તો પ્રગતિશીલ જ હોય. સાહિત્યની અંદર જ પ્રગતિનાં તત્ત્વો સમાઈ જાય છે. પછી એને 'પ્રગતિશીલ' એવું કહેવાની જરૂર નથી. એમ કહેવાથી એકનો એક ભાવ નકામી રીતે બેવડાય તો છે જ પણ એથી સાહિત્યની જે 'સહજ પ્રતિષ્ઠા' છે તેને પણ ધોખો પહોંચે છે કેમકે જેનો સ્વભાવ જ પ્રગતિશીલતાનો છે તેને વિષે પ્રત્યાઘાતી થવાપણાની આશંકા જ અપમાનકારક છે."

આ મંતવ્યની પાછળ દલીલ એ હોઈ શકે કે, 'સાહિત્ય એ જીવનનું પ્રતિબિમ્બ છે. અને જીવન હમેશાં પ્રગતિશીલ જ હોય છે એટલે પ્રતિબિમ્બ પણ તેવું જ હોવા સર્જાયેલું છે'. આ દલીલમાં એક ભારે નજરચૂક થાય છે તે તરફ લક્ષ ખેંચાવુ જરૂરી છે. જીવન હમેશાં પ્રગતિશીલ જ હોય છે એમ કહેવુ એ સત્ય છે પણ એનો અર્થ એ છે કે, 'જીવન એ તો એક સંગ્રામ છે. અથડામણોમાંથી એ આગળ ધપે છે, અને જે જે પ્રગતિકારક બળો હોય છે તે પ્રત્યાઘાતી તત્ત્વોને દબાવી દઈ વીજયી નીવડે છે અને એ રીતે જીવનની પ્રગતિ હરહમેશ થયા જ કરે છે.' આ જ અર્થમાં એ સાચું છે. પરંતુ આની અંદર જે એક હકીકત રહેલી છે તે ભૂલી નહિ જઈ શકાય કે જીવન તો પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી તત્ત્વોથી ભરેલું છે. બન્ને વચ્ચે નિરંતર સગ્રામ ચાલ્યા કરે છે. બને એક બીજાને મહાત કરવા મથે છે. આખરે ભલે પ્રગતિનો જ વિજય થવાનો હોય પરંતુ એવા ઘણા પ્રસંગો ઉપસ્થિત થાય છે જ્યારે પ્રત્યાઘાતી તત્ત્વો પણ પોતાનું જોર જમાવે છે અને અમુક સમય પૂરતાં પણ ફાવી જાય છે. આવી પરિસ્થિતિ થતા પ્રગતિશીલ તત્ત્વોએ જાગૃત બની વધારે ભીષણ સંગ્રામ ખેલવાનો રહે છે અને એ વખતે જીવનનાં એકે એક ક્ષેત્રમાં 'Workers of the Revolution Unite' ની હાકલ પડે છે. એ હાકલને માન્ય કરી જે ઝંપલાવે છે તે જ પ્રગતિશીલતાની પદવી પામે છે અને તે જ આખરે જીવવાને અધિકારી ઠરે છે.

એટલે કે, 'છે એનું પ્રતિબિમ્બ' એટલું જ સાહિત્યનું કર્તવ્ય નથી જગતમાં—જીવનમાં પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી બંને તત્ત્વો, બંને બળો છે. બંને વાસ્તવિક છે. આ બંને વાસ્તવિકતાનું માત્ર પ્રતિબિમ્બ બનીને જ સાહિત્યને સંતોષ માનવાનો નથી. આપણે જોયું તેમ એ બે ભાગો વચ્ચે સતત સગ્રામ ચાલે છે, એ સૌથી મોટી વાસ્તવિકતા છે. એ વખતે બધાં પ્રગતિશીલ બળોએ પોતાનો હિસ્સો પ્રગતિની જીત માટે જ આપવાનો એક સહજ ધર્મ બને છે. સાહિત્ય—પ્રગતિશીલ સાહિત્ય—તટસ્થની જેમ (એટલે મૂઢની જેમ જ ને?) કિનારે ઊભુ ઊભું પોતાનો—પ્રગતિનો—વિનાશ શી રીતે જોઈરહે? સહજ રીતે જ તેણે તેનો સ્વભાવિક પંથ—પ્રગતિશીલ તત્ત્વોની

જીતનો પક્ષ—સ્વીકારવો જ જોઈએ એટલે એણે વાસ્તવિકતાનું કેવળ પ્રતિબિમ્બ બનવા ઉપરાંત, એ વાસ્તવિકતામાંથી પોતાની પસંદગીની વાસ્તવિકતાનો ખુલ્લેખુલ્લો સ્વીકાર કરી લેવો જોઈએ આમ સાહિત્યે માત્ર ' છે તેનું પ્રતિબિમ્બ ' નહિ પણ ' પ્રગતિશીલ તત્ત્વોને બદલાવનારું સબળ વાહન ' બનવું જોઈએ શ્રી રમણલાલ વ દેસાઈ કહે છે કે, ' પ્રગતિવાદી ઘણી વખત ક્રાંતિવાદી બની જાય છે ક્રાંતિના મિત્ર (' બેલી ') તો બને જ છે '

આટલું સ્વીકારી લીધા પછી પણ એક સનાતન પ્રશ્ન તો રહે જ કે, જગતમાં—જીવનમાં—પ્રગતિશીલ તત્ત્વો કયા અને પ્રત્યાઘાતી તત્ત્વો કયા ? તમે જેને પ્રગતિ કહો છો તેને જ બીજો પ્રત્યાઘાત કહેશે તો ? એક દિવસ તમે જ જેને પ્રગતિ કહેતા હતા તેને જ આજે પ્રત્યાઘાત કહેતા થયા હો તો ? અને આ પ્રશ્નોનો જવાબ દુનિયાના ઇતિહાસનો—માનવપ્રગતિના ઇતિહાસનો—મર્મ સમજવાની સાથે જ મળી રહે છે પ્રગતિનો અર્થ જ એ છે કે ' આગળ ' ' આગે આગે એટલે ગઈ કાલ કરતા આજે અને આજ કરતા આવતી કાલે આપણે આગળ ગયા હોઈએ તો જરૂર ગઈ કાલ એ પાછળ' જ ગણાય અને આજે જે માણસ ' પાછળ ' જવાની વાત કરે અથવા છીએ ત્યાં જ થોભી જવાની વાત કરે તો જરૂર તે પ્રગતિરોધક અથવા પ્રત્યાઘાતી ગણાય એટલે કે માનવ પ્રગતિ જેટલી હદે આજે આવી પહોંચી છે તેને આગે બઢાવનાર બધા તત્ત્વો, બધા બળો પ્રગતિ કારક ગણાય, જ્યારે એની પ્રગતિના ચક્ર ઊંધા ફેરવવા મથનાર અથવા છે ત્યાં જ થંભાવી દેવાની મૂર્ખ કલ્પના કરનાર પ્રત્યાઘાતી ગણાય એટલે દરેક યુગમાં, દરેક સૈકામાં, દર દશકામાં દર સાલ અને બહુ જ સૂક્ષ્મરીતે વિચાર કરીએ તો દરરોજ—કદાચ, દર ક્ષણમાં જેમ જેમ ' પ્રગતિ ' થતી જાય તેમ તેમ સાહિત્ય પણ વિકાસ પામતું જાય—પ્રગતિશીલ સાહિત્યની મર્યાદા પણ બદલાતી જાય છતા, જેમ જીવનના દરેક ક્ષેત્રમાં તેમ સાહિત્યની વાતમાં પણ આખા એક દાયકાને અથવા એક પચ્ચીસીને અનુરૂપ થાય અને બહુમાન્ય થાય તેવી એક મર્યાદા જરૂર આંકી શકાય

એ મર્યાદા કેવી હોવી જોઈએ ? પ્રગતિની પ્રક્રિયા સમજનાર

જાણે છે કે ' જે છે ' એમાંથી ' નવું ' જન્મે છે આ આખી ' ડાયાલેક્ટીકલ પ્રોસેસ ' છે એને એમ જ જમાનામાં, એક જ યુગ કે દસકામાં ' તદ્દન પ્રત્યાઘાતી'થી માંડી ' અતિ ઉદ્દામ પ્રગતિશીલ વિચારો અને પ્રવૃત્તિઓ પ્રવર્તે' છે અને કે, આગળ જોઈ ગયા તે જ નિયમ અનુસાર એ ' તદ્દન પ્રત્યઘાતી અને ' અતિ ઉદ્દામ પ્રગતિશીલ મા પણ ફેર થતો જ રહે છે આજનું ' તદ્દન પ્રત્યઘાતી ' ગઈ કાલે ' તદ્દન વિનાનું હતું આજનું ' અતિ ઉદ્દામ ' એક ' સામાન્ય પ્રગતિશીલ ' તરીકે આવતી કાલે લેખાવા માંડશે છતાં કોઈ પણ એક સ્વીકારી લીધેલા સમાજમાં એટલું તો નક્કી જ છે કે, જેને બન્ને 'છેડા ( એક્સ્ટ્રીમ્સ ) કહેવાય એવું તો હશે જ આ સ્થિતિમાં બીજે છેડેના અતિ ઉદ્દામ ( અલ્ટ્રા એક્સ્ટ્રીમ ) વિચારો કે પ્રવૃત્તિઓને જ માત્ર ' પ્રગતિશીલ ' તરીકે ઓળખનારો અને બીજા બધાને પ્રત્યઘાતી ' કહી ફેંકી દેનારો એક વિચારકસંઘ હોય છે આમાં ' ડાયાલેક્ટીકલ પ્રોસેસ ' ની અવગણના છે અને એથી એ સંઘ ગમે તેટલો તેજસ્વી અને તીક્ષ્ણ બુદ્ધિ તથા શક્તિ વાળો હોય તેના વિચારો ગમે તેટલા પ્રગતિશીલ હોય છતાં તે જ પ્રગતિને ગૂંગળાવી નાખનાર નીવડવા । ભય રહે છે એટલે પ્રગતિના પુરસ્કર્તાઓએ સમગ્ર સામાજિક બળોની અત્યંત ઝીણવટપૂર્વક તુલના કરી લઈને જ ગતિમાન થવું જોઈએ કે જેને પરિણામ, પ્રગતિશીલ તરીકે સિદ્ધ નહિ થઈ ચૂકેલા છતાં પ્રગતિપ્રેમી અને જેમનામાં પ્રગતિની શક્યતા રહેલી છે ન બધાં બળો વિખરાઈ ન જતાં તેમનો એક દિશાએ સહકાર અને જમાવટ થાય અને જેઓ સદંતર પ્રત્યઘાતી જ છે, અને જેમના પરિવર્તનની શક્યતા નથી તેવાં બળોને બીજી દિશાએ પ્રગતિશીલ બળોથી અલગ પાડી ધકેલી દેવાં જોઈએ જેથી તેમની કલુષિત છાયા પેલા અધપકા—અર્ધજાગૃત— પ્રગતિશીલ બળો કે તત્ત્વો ઉપર પડવા ન પામે ' આ ' છૂટાં પાડીને જમાવટ કરવાની ક્રિયા—' ક્રીસ્ટલાયઝેશન —પ્રગતિની એક મહાન ચાવી સમાન છે—શું સમાજમાં કે શું સાહિત્યમાં સમાજમાં ગમે તેટલા મતભેદો, વિચારભેદો હોવા છતાં આ પ્રક્રિયા ( પ્રોસેસ ) શક્ય છે અલબત્ત, ભેદો જેમ વધારે સૂક્ષ્મ હોય તેમ એ કાર્ય વધારે મુશ્કેલ અને ધીમું બને છે પરંતુ તીક્ષ્ણદૃષ્ટિ અને તીવ્ર

બુદ્ધિશાળી સમાજનેતા જેમ સફળતાપૂર્વક એ કાર્ય પાર પાડી જાય છે તેવું જ સાહિત્ય-જીવનમાં પણ શક્ય છે જ. કેમકે આખરે તો 'પ્રગતિ' એ જ માનવસ્વભાવ છે.

આપણા સાહિત્યમાં આપણે આજે અનેક નવા વહેતા જોઈએ છીએ. જો કે એ બધા પ્રવાહો હજી બહુ આછા છે, કેટલાક તો છીછરા પણ. છતાં આખી દુનિયાના સાહિત્યમાં જે પ્રવાહો ગતિમાન થયા છે તેનાથી ઠેઠ જ અલિપ્ત આપણું સાહિત્ય ન જ રહી શકે, એ સ્વાભાવિક છે.

વિશ્વસાહિત્યમાં જે ત્રણ નવા પ્રવાહો દૃશ્યમાન થાય છે તે 'સોવિયેટ લિટરેચર', 'પ્રોલિટેરિયન લિટરેચર' (શ્રમજીવી સાહિત્ય) તથા 'લેફ્ટ લિટરેચર' (ઉદ્દામ સાહિત્ય). આ ત્રણે ભિન્ન ભિન્ન છે. ત્રણેની વિશેષતાઓ છે. આ ત્રણે પ્રવાહો પ્રગતિશીલ પ્રવાહો છે. પરંતુ આ ત્રણે પ્રવાહો માર્ક્સવાદી ફિલસૂફીમાંથી જન્મેલા છે. આ ત્રણે સાહિત્યનો પાયો વર્ગદૃષ્ટિ છે. ત્રણેને શ્રમજીવીઓની ક્રાંતિ સાથે સીધો સબંધ છે. પરંતુ આ ત્રણેમાં જેનો સમાવેશ ન થતો હોય તેવું, આ ત્રણે પ્રવાહોથી અલગ પ્રગતિશીલ સાહિત્ય હોઈ શકે છે, દરેક દેશમાં હોય છે. આ પ્રગતિશીલ સાહિત્ય એને શ્રી રમણલાલ વ. દેશાઈ કહે છે તેમ, 'જે સાહિત્યનું વાચન આપણને પ્રગતિના તત્ત્વો તરફ અભિમુખ કરે, પ્રગતિ સાધવાનું બળ આપે અને આપણા મનુષ્યત્વને ખીલવે એવો કોઈ ધ્વનિ ઉત્પન્ન કરે તો એનું વસ્તુ પ્રગતિશીલ કહી શકાય.'

આ પ્રગતિશીલ સાહિત્ય ક્રાંતિકારી સાહિત્યનું વિરોધી નથી હોતું. ઊલટું પ્રગતિશીલ સાહિત્ય ક્રાંતિકારી સાહિત્ય તરફ મીઠી દૃષ્ટિથી જોતું હોય છે. યુરોપના સાહિત્યના ઇતિહાસમાં આજે તો એવું બની રહ્યું છે કે ગઈ કાલના પ્રગતિશીલ લેખકો આજે ખુલ્લેખુલ્લા 'લેફ્ટ લિટરેચર'ના પુરસ્કર્તાઓ બની ચૂક્યા છે અને આ પરિવર્તન સહજ છે. પ્રગતિનું આ સ્વાભાવિક લક્ષણ છે. પ્રગતિશીલ લેખકો જ્યારે સમાજના અંગોની પરસ્પરની અથડામણોની નિરીક્ષા કરી એમાંથી જીવનને બહલાવે—મનુષ્યત્વને ખીલવે—એવા અંગોની

સીધી તરફદારી કરવા લાગે છે ત્યારે વર્ગદષ્ટિ એમનામાં આપોઆપ જાગૃત થાય છે અને ત્યાર પછીનું એમનું સાહિત્ય કેવળ માનવ-દયાની ભાવનાવાળું ('હ્યુમેનીટેરીઅન') મટી જઈ વર્ગદષ્ટિની કમોટીએ ચઢેલુ 'લેફ્ટ લિટરેચર' બને છે. અને એનાં પગલાં 'શ્રમજીવીસાહિત્ય' તરફ મડાય છે પ્રગતિશીલોનો આ સ્વાભાવિક ઇષ્ટ વિકાસ છે. પરંતુ એનાથી ઊલટુ બનવાનો પણ ભય સમૂળો નથી જ એમ ન કહેવાય. રાજકીય અને સામાજિક અપડામણુ વધારે ક્રૂર અને કાતિલ બને ત્યારે વર્ગદષ્ટિ તો જન્મે જ છે, પણ કેટલાક સત્તાધારી વર્ગના પલ્લામાં બેસી જાય છે અને પ્રગતિશીલ તથા ક્રાંતિશીલ તત્ત્વોનુ પોતાને હાથે—પોતાની કલમે—સત્યાનાશ કરવા લાગી જાય છે. જ્યાં જ્યાં ફેસિસ્ટ સરમુખત્યારી વધુ પ્રબળ નીવડી છે ત્યાં ત્યા આવા ઉદાહરણો ઠીક ઠીક પ્રાપ્ત થાય છે

પ્રગતિશીલો માટે આ ભય છે. જ્યાં લગી વર્ગદષ્ટિ જાગૃત થઈ નથી, અને એ દષ્ટિ કચડાયેલી આમ જનતાના કલ્યાણ પ્રતિ અભિમુખ બની નથી ત્યાં લગી આ ભય રહે છે.

પરંતુ આપણા ગુજરાતી સાહિત્યના આજના તબક્કે આ ભય હજી દૂરનો છે. હજી આપણે ત્યાં પ્રગતિશીલ તત્ત્વોની છણાવટ થઈ નથી. હજી આપણે ત્યા સાહિત્ય અને જીવનને કેવોક સબંધ છે એની સ્પષ્ટતા જ થઈ નથી. 'સાહિત્ય એ સમાજનું માત્ર પ્રતિબિંબ નહિ, પણ પ્રેરકબલ હોવું જોઈએ પ્રજાજીવનના વિકાસનુ એ એક સાધન હોવુ જોઈએ. સાહિત્યકૃતિની અસર સમાજજીવન ઉપર સારી અગર નરસી થાય છે માટે દરેક સર્જકે જીવનને વિકસાવે—મનુષ્યત્વને ખીલવે—એવા જ વિચારો, એવો જ ધ્વનિ પોતાની સાહિત્યકૃતિદ્વારા પ્રચારિત કરવો જોઈએ જે સાહિત્યકાર "મને ગમ્યુ તે મે લખ્યુ, મને પ્રેરણા થઈ તે મે સરજ્યુ હું તો કલાનો ભોક્તા છુ—કલાનો સ્રષ્ટા છુ. મારે બધી દુન્યવી વસ્તુ સાથે નિસ્બત નથી. મારે કોઈનો કશો પક્ષ નથી. મારે કશા બંધન નથી હુ કલાકાર છુ, સર્જક છુ આ બધા ધોરણોથી પર છું" વગેરે કહે તેને આપણે આ ગણુથી અલગ કરવો જોઈએ સાહિત્ય સર્જનની પાછળ ચોક્કસ દષ્ટિ હોવી જ જોઈએ; અને તે સમગ્ર

જીવનના વિકાસની આ બધા વિચારો હજી આપણે ત્યા પૂરા ચર્ચાયા નથી એ તરફ પૂરતુ લક્ષ જ ગયુ નથી એનુ મહત્ત્વ હજી આપણે સ્વીકારતા થયા નથી

આની પરિસ્થિતિમા પ્રગતિશીલ અને ક્રાન્તિશીલ, ગાધીવાદી સમાજવાદી અને સામ્યવાદી, શ્રમજીવી અને સોવિયેટ વગેરે જુદા જુદા પ્રકારના સાહિત્યોના સકુચિત વાડાઓ બાધી બેસી જવાનુ પાલવે એમ નથી આનો અર્થ એ નથી કે આ દરેક સાહિત્યમા પુરસ્કર્તાઓએ પોતાના પ્રવાહોને રૂધી નાખવાની જરૂર છે જે છોડી દેવાની જરૂર છે એ તો એકબીજા પ્રત્યેનુ અતડુ વલણ એક બીજા માટેની 'સૂગ' જે જે સાહિત્યકારો જીવનની પ્રગતિ કરાવે તેના ઉદ્દેશપૂર્ણ સાહિત્યના સર્જન અને પ્રચારમા માનતા હોય તેઓ સર્વ પ્રગતિશીલ મડળમા શામિલ થાય અને એકબીજા માટે ઝેર રેડયા વિના મોકળા મને એક બીજાની ટીકા–સમાલોચન–વિવેચના કરે, એ આ તબક્કે અત્યત આવશ્યક અને મહત્ત્વનુ છે એનો અર્થ એમ પણ નથી કે જેઓ આ મડળમા જોડાય હોય તે તમામને 'પ્રગતિશીલ' ખિતાબ મળી ચૂક્યો છે અને બાકીના સૌ પ્રત્યાઘાતી જ છે પરતુ એટલુ તો ચોક્કસ જ છે કે દષ્ટિપૂર્ણ સાહિત્યની તરફદારી કરનારો વિશાળ વર્ગ આ મડળમા જોડાય અને જેઓ 'કલા કલાની ખાતર' કહેનારા હોય તેમને પોતાથી જુદા તરીકે જાહેર કરે એ જરૂરી છે શરૂઆતમા કહી તે 'ક્રિસ્ટલાયઝેશન' ની આ પ્રક્રિયા જેટલી ત્વરિત બને એટલુ સાહિત્યનુ ભાવિ ઉજ્જ્વલ થશે આ પ્રક્રિયા દરમિયાન અનિવાર્ય હોય તેટલી અથડામણ ભલે થાય કેમકે એ ઘર્ષણમાથી જ પ્રગતિ થશે, એ પણ આપણે જાણી લેવુ જોઈએ અયોગ્ય ઉતાવળ અને વેરઝેરની વૃત્તિ આપણે ઊભી ન કરીએ પણ એના મિથ્યા વધારે પડતા ભયે પ્રગતિ જ ન કરીએ એવુ પણ ન થવુ ઘટે

અહીં એક મહત્ત્વની વાત રજૂ કરવી આવશ્યક છે સાહિત્ય પ્રગતિશીલ છે કે પ્રત્યાઘાતી એનો વિચાર સાહિત્યની અદર જે વસ્તુ, જે વિચાર, જે ભાવના રજૂ કરવામા આવી હશે તેના ઉપરથી થશે પરતુ એનો અર્થ એ નથી થતો કે બાહ્ય કલા તરફ ઉપેક્ષા થવી જોઈએ એથી ઊલટુ મને તો એમ લાગે છે કે જેમાં કલા નથી તે

તો સાહિત્ય જ નથી. કોઈ સુંદર વિચાર કલાવિહીન સ્વરૂપમાં રજૂ થયો હોય તો એ બીજું ગમે તે હોઈ શકે પણ આપણે એને સાહિત્ય તો નહિ જ કહીએ. કેમકે સાહિત્ય એટલે જ ભાવનાનો ભાષામાં થયેલો કલામય આવિષ્કાર. આવો વિચાર જીવનદૃષ્ટિએ પ્રગતિશીલ છે, કલ્યાણગામી છે. પરન્તુ એ કલા નથી જ.

આથી ઊલટું એક પ્રત્યાઘાતી વિચાર, એક અકલ્યાણકારી ભાવના અત્યન્ત સુંદર કલાસ્વરૂપે રજૂ કરવામાં આવે તો આપણે તેને સાહિત્યનું બિરુદ તો આપવું જ જોઈશે પછી વર્ગીકરણમાં આપણે એને જરૂર પ્રત્યાઘાતી સાહિત્ય તરીકે લેખીશું. અહીં ફરીથી યાદ દેવરાવું છું કે કલા કે સાહિત્યદ્વારા ઉમદા અને કલ્યાણગામી જ વિચારો વ્યક્ત કરી શકાય એવું કાંઈ નથી. દુષ્ટ માણસને કલા કદી વરે જ નહી, કલાનો કદી દુષ્ટ ઉપયોગ થાય જ નહિ એમ કહેવું એ અત્યારે દુનિયા ભરમાં ચાલી રહેલી વાસ્તવિકતાનો ઇનકાર કરવા બરાબર છે. આપણા ગુજરાતી સાહિત્યમાં પણ એવી વાર્તાઓ, નવલકથાઓ, કવિતાઓ ક્યાં નથી કે જે કલાદેહે સુંદર—ઉચ્ચકક્ષાની હોવા છતાં જીવનદૃષ્ટિએ પ્રત્યાઘાતી હોય ?

આ બે વાત ચોખ્ખી કરી લીધા પછી પ્રગતિશીલતાનો આગ્રહ કલા તત્ત્વનો વિરોધી છે એવો ખ્યાલ કરવાને કારણ નહિ રહે તેવી જ રીતે કલા અને પ્રચાર અથવા કલા અને ઉદ્દેશગામીપણું બે વિરોધી હોય જ હોય એવું પણ માનવાને કારણ નથી.

આ નિબંધમાં રજૂ કરેલી વાત મોટાભાગના સાહિત્યકારોને માન્ય થાય તો પ્રગતિશીલ સાહિત્યનું ભાવિ ઉજ્જવળ છે, એ વિષે શંકા નથી.

★

# જૈનોની સમસ્ત સાહિત્ય-પ્રવૃત્તિ ઉપર એક દષ્ટિપાત

●

: લેખક :
ગોકુળદાસ નાનજીભાઈ ગાંધી

●

એક મત એવો છે કે આર્યોનું મૂળ વસતિસ્થાન મધ્ય એશિયા હતું ત્યાંથી તેમની કેટલીક ટોળીઓએ આગળ વધતાં વધતાં ભારતવર્ષમાં પ્રવેશ કર્યો અને ક્રમે ક્રમે પંચનદનો પ્રદેશ અને મધ્યદેશ તેમની સંસ્કૃતિનું કેન્દ્ર બન્યા અહીં બ્રાહ્મણધર્મના ઉદય-વિકાસ સધાયા સમય જતાં પૂર્વભારતના પ્રદેશમાં બૌદ્ધ અને જૈન ધર્મ ઉદ્ભવ્યા. ને તે ધર્મના સ્વતંત્ર સાહિત્ય પણ વિકસ્યા. એક પક્ષે બ્રાહ્મણ અને બીજે પક્ષે બૌદ્ધ તથા જૈન પ્રાચીન ધાર્મિક સાહિત્ય વચ્ચે બાહ્ય દષ્ટિએ એક મહત્ત્વનો ભેદ એ હતો કે બ્રાહ્મણોની સાહિત્યભાષા શિષ્ટમાન્ય સંસ્કૃત હતી, જ્યારે બૌદ્ધો અને જૈનોએ અપનાવેલી ભાષા સામાન્ય જનસમુદાયમાં પ્રચલિત પ્રાકૃત હતી. પ્રાચીન બ્રાહ્મણ ગ્રંથકારો તેમજ પછીના સમયમાં થયેલા

ઉપયોગ કર્યો છે. આ શ્વેતામ્બર અને દિગમ્બર સંપ્રદાય વચ્ચે સિદ્ધાન્તદષ્ટિએ બહુ મહત્ત્વનો ભેદ નથી, માત્ર આચારમાં કેટલોક ગૌણ ભેદ છે. શ્વેતામ્બરો પશ્ચિમ હિંદમાં ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, માળવા અને મારવાડમાં મોટે ભાગે સ્થિર થયા છે. દિગંબરોનો ફેલાવો દક્ષિણ હિંદમા થયો છે.

જૈનોના છેલ્લા તીર્થંકર મહાવીર થયા. પાર્શ્વનાથ તેમની પહેલાં થયા હતા. મહાવીરના શિષ્ય સુધર્માસ્વામી શ્વેતામ્બર જૈનોની હાલની પરંપરાના આદિ આચાર્ય ગણાય છે. આ તીર્થંકરોનો અને તેમના ગણધરોનો ઉપદેશ 'દ્વાદશાંગ'માં સંગ્રહાયો. 'આયરંગ', 'સૂયગડંગ', 'ઠાણંગ', 'સમવાયંગ', 'ભગવતી' કે 'વિયાહપન્નત્તિ', 'નાયાધમ્મકહાઓ', 'ઉવાસગદસાઓ', 'અંતગડદસાઓ', 'અણુત્તરોવવાઇયદસાઓ', 'પણ્હાવાગરણાઇં', 'વિવાગસુય', ને 'દિટ્ઠિવાય' એ બાર અંગો છે. દરેક અંગ સૂત્ર કહેવાય છે, દા. ત. 'આયરંગ સૂત્ર'. આમાંથી 'દિટ્ઠિવાય' કે 'દૃષ્ટિવાદ'નો વિચ્છેદ થયો છે. આ અંગોનું પ્રાકૃત પ્રાચીન છે, અને 'આયરંગ'નું પ્રાકૃત સૌમાં વધારે પ્રાચીન છે. એ ધ્યાનમાં રહેવું જોઈએ કે અંગસૂત્રોની રચના જે ભાષામાં થઈ તે ભાષાસ્વરૂપ આજસુધી અવિશુદ્ધ જળવાઈ રહેલું નથી; અંગોની કંઠોપકંઠ સોંપણીમાં દેશ અને કાળ અનુસાર પ્રચલિત જુદીજુદી બોલીઓના સંપર્કથી, અંગોની પ્રાકૃતને ક્વચિત ક્વચિત તે તે બોલીઓની આછીઘેરી છાટ લાગ્યા વિના રહી નથી

અંગો પછી ઉપાંગોની રચના થઈ, અને ક્રમેક્રમે બીજું સાહિત્ય પણ રચાતું ગયું હવે આગમ ગ્રંથોની વધારે ચોકસાઈપૂર્વકની જાળવણીનો પ્રશ્ન ઊભો થયો એટલે મહાવીર-નિર્વાણ પછી ૯૮૦ (કે ૯૯૩) વરસે ગુજરાતના વલભીનગરમાં, શિલાદિત્યના રાજ્યકાળ દરમિયાન, દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણના અધ્યક્ષપણા નીચે સંઘ બોલાવાયો અને અત્યારસુધી કંઠસ્થ રાખી જળવાતું શ્રુત પુસ્તકારૂઢ કરવામાં આવ્યું. આ વખતે રચાયેલા 'નંદીસૂત્ર' અને 'કલ્પસૂત્ર'માં સુધર્માસ્વામીથી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ સુધીની પાટપરંપરા આપેલી છે. 'નંદી'માં મુખ્ય સૂત્રોના નામ, વિસ્તાર, વગેરેની યાદી પણ આપેલી છે.

સુધર્માસ્વામી પછી ૪૭૦ વરસે વિક્રમસંવત શરૂ થયો વિક્રમના સમયની લગભગમાં શ્વેતાંબર જૈનોમાં સિદ્ધસેન દિવાકર, વૃદ્ધવાદી પાદલિપ્ત, વગેરે સમર્થ જૈન મહાત્માઓ વિદ્યમાન હતા જૈન દર્શનમાં સ્વતંત્ર તર્કશાસ્ત્રની સ્થાપના પ્રથમવાર સિદ્ધસેન દિવાકરે કરી 'અનેકાંતવાદ'ની સ્થાપના પણ ત્યારથી જ થઈ સિદ્ધસેન દિવાકર, વર્ણે બ્રાહ્મણ અને કુલધર્મે વેદધર્મી હતા, પણ પાછળથી તેમણે વૃદ્ધવાદી મહાત્માની પાસે જૈન દીક્ષા લીધી હતી આ અરસામાં જૈન આર્ય સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન સૌરાષ્ટ્ર બનતુ જતુ હતુ

વલભીપુરમાં પુસ્તકારૂઢ થએલા જૈન સૂત્રો પૈકી 'નંદીસૂત્ર', 'અનુયોગદ્વારસૂત્ર', ભગવતીસૂત્ર, 'ઠાણાંગસૂત્ર', 'કલ્પસૂત્ર', વગેરેમાંથી બ્રાહ્મણ ધર્મના ને સામાન્ય સાહિત્યના તે વખતે પ્રચાર પામેલા પુસ્તકોના નામો મળી આવે છે, જેવા કે 'મહાભારત', 'રામાયણ', 'કૌટિલ્ય', 'ઘોટમુખ', 'કણાદસત્તરી, 'વૈશેષિક', 'કાપિલિક', લોકાયત', બુદ્ધવચન', 'પષ્ઠિતંત્ર, માઢરનું 'પુરાણ', વ્યાકરણ, 'શ્રીમદ્ ભાગવત', 'પાતંજલ', 'પુષ્પદેવ', લેખ્ય, ગણિત, 'શકુનશાસ્ત્ર', નાટક, સાંગોપાંગ ચાર વેદો, વગેરે આથી સ્પષ્ટ થાય છે કે જૈન સૂત્રો પુસ્તકારૂઢ થયા કે હાલમાં મળી આવે છે તે સ્વરૂપમાં ગૂંથાયા ત્યારે કે તેની અગાઉ ઉપર જણાવેલા ગ્રન્થો પણ પ્રચલિત હતા.

વલભીપુરમાં પુસ્તકારૂઢ થએલ જૈન સૂત્રો પૈકી પરમ પવિત્ર શ્રી 'કલ્પસૂત્ર'નું વાચન જાહેર રીતે સભામાં વિક્રમ સંવત ૫૨૩ના સાલથી શરૂ થયું તે વખતે ધ્રુવસેન નામનો રાજા આનંદપુરમાં હતો વિક્રમ સંવત ૬૬૪માં મહારાજા હર્ષના સમયમાં જૈનોમાં અમરકીર્તિ કરી ગએલા માનતુંગાચાર્યે 'ભક્તામર' નામક પ્રખ્યાત સ્તોત્ર રચ્યું. 'કાદંબરી'કાર બ્રાહ્મણ વિદ્વાન બાણભટ્ટ આ સમયમાં જ થયા પંડિત મયૂરે 'સૂર્યશતક' પણ આ સમયમાં જ રચ્યું આ સમયમાં પ્રાકૃત ભાષાનું ક્રમેક્રમે રૂપાંતર થવા આ સમયની કે તે પછીની ભાષાને 'અપભ્રંશ' ભાષા તરીકે ઓળખવામાં આવે છે પ્રાકૃત ભાષાનું પ્રથમ વ્યાકરણ જૈન પંડિત ચંડે રચ્યું અને એમાં અપભ્રંશ ભાષાનું વિવેચન પણ કર્યું ભણેલો ગણેલો વર્ગ પ્રાકૃત ભાષા બોલતો અને આભીર વગેરે અભણ વર્ગ અપભ્રંશ

બોલતો. વિક્રમ સંવત આઠસોની લગભગમાં બ્રાહ્મણજ્ઞાતીય મહાસમર્થ જૈનાચાર્ય, શ્રી હરિભદ્રસૂરિ થયા. એમણે ચૌદસો ચુમાલીસ ધર્મગ્રન્થો રચ્યા કહેવાય છે. આમાંથી 'અનેકાંતવાદ પ્રવેશ', 'અનેકાંતજયપતાકા', 'આવશ્યક–સૂત્ર–બૃહદ્દૃત્તિ', 'ધર્મબિન્દુ', 'ધર્મસંગ્રહણી', 'પંચાશક', 'પંચવસ્તુ–પ્રકરણ–ટીકા', 'યોગદૃષ્ટિસમુચ્ચય', 'યોગબિંદુ', 'ષડ્દર્શન–સમુચ્ચય', 'સમરાદિત્યકથા', વગેરે ઉપલબ્ધ થાય છે. એ ગ્રન્થોમાથી બ્રાહ્મણ ધર્મના કેટલાક વિદ્વાનોના નામો મળી આવે છે, જેવાં કે મીમાંસક કુમારિલ, ભાષ્યકાર પતંજલિ, વૈયાકરણ પાણિનિ, વૈયાકરણ ભર્તૃહરિ, મહર્ષિ વ્યાસ, શિવધર્મોત્તર, વગેરે તેમજ બૌદ્ધ ધર્મના ધર્મપાલ, ધર્મકીર્તિ, ધર્મોત્તર, વસુબંધુ, શાંતરક્ષિત, કુકાચાર્ય શુભગુપ્ત, વગેરે. આ વસ્તુ સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ બહુ જ ઉપયોગી થઈ પડે તેવી છે. હરિભદ્રસૂરિએ સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષામાં સાંખ્યાદિ દર્શનોને અનુલક્ષીને નિષ્પક્ષપાતપણે અભ્યાસપૂર્ણ ગ્રન્થો રચ્યા છે. આવી રીતે દર્શનગ્રન્થોનું અવલોકન શાંત ચિત્તે કરનાર પ્રખર અભ્યાસકો અને લેખકોમાં હરિભદ્રસૂરિનું નામ પહેલી હારોળમાં આવે તેવું છે. ઉપર ગણાવ્યા તે ઉપરાંત તેમણે 'આવશ્યક–નિર્યુક્તિ' ઉપર બાવીશ હજાર શ્લોક પ્રમાણ અને તેના ઉપર 'બૃહદ્ટીકા' ચોરાશી હજાર શ્લોક પ્રમાણ રચી છે. 'કથાકોષ', 'વેદાંકુશ', 'પંચનિયંઠી', 'પંચસંગ્રહ', 'યશોધરચરિત્ર', 'લોકબિંદુ', 'સંબોધસિત્તરી', વગેરે મળીને તેમના ગ્રન્થો મોટી સંખ્યામાં છે.

સૌરાષ્ટ્રમાં વલભીપુરનું પતન થયું તે પછી ગુજરાતમાં અણહિલપુરનો ઉદય થયો તે પહેલાં ભિનમાલ કે શ્રીમાલ નગરનું રાજ્ય બળવાન બન્યું હતું. ત્યાં શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણિયા, શ્રીમાળી સોની, શ્રીમાળી કંદોઈ, વગેરે જાતો બંધાઈ. પોરવાડો પણ ત્યાં આવેલા. આમાના ઘણા ખરા જૈન હતા. પછી વનરાજ ચાવડે અણહિલપુર પાટણ વસાવ્યું અને શ્રીમાલ નગરથી ત્યા જૈનો વગેરે વસવાટ માટે આવવા લાગ્યા. અણહિલપુરની સ્થાપના સંવત ૮૦૨માં થઈ. વનરાજને આશ્રય આપનાર પ્રખ્યાત જૈનાચાર્ય શ્રી શિલગુણસૂરિ હતા. એ હકીકત સર્વ જાણે છે. પચાસરા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા વનરાજે કરી. વનરાજના સમયમાં

ચાંપો મંત્રી જૈન હતો; રાજતિલક કરનાર શ્રીદેવી જૈન ધર્મ પાળતી, લહરિ જૈન દંડનાયક હતો ગુજરાત ઉપર ચાવડા વંશનો અમલ હતો. દરમિયાન સંવત ૮૩૪માં ઉદ્યોતનસૂરિએ 'કુવલયમાલા' કથા પ્રાકૃત ભાષામાં બહુ જ મનોહરરૂપે રચી એમાં અપભ્રંશ અને પૈશાચી ભાષાનો પ્રયોગ પણ કરેલો છે. પ્રાકૃત ભાષાના અભ્યાસકો માટે આ ગ્રન્થ સાગમા સારો છે. આ કથા જાલોરમાં રચાઈ છે. આમાં અઢાર દેશી ભાષાના નામો મળી આવે છે. વળી આમા વ્યાસ, વાલ્મિકિ, બાણ, પાદલિપ્ત, સાતવાહન, દેવગુપ્ત, રવિષેણ, વગેરેનો ઉલ્લેખ છે આ પછી સંવત ૯૧૩માં શ્રી જયસિંહસૂરિએ પ્રાકૃત ભાષામાં 'ધર્મોપદેશમાલાવૃત્તિ' રચી.

વિક્રમ સવત ૯૧૬ સુધી ગિરનાર તીર્થ બૌદ્ધોના હાથમાં હતું, પણ જૂનાગઢમાં રાંખેગર રાજા થયો ત્યારે શ્રી બલિભદ્રસૂરિએ બૌદ્ધોને ગિરનારમાથી હાંકી કાઢયા અને ત્યા જૈન તીર્થની સ્થાપના કરી. સંવત ૯૨૫મા મહાપ્રતાપી જૈનાચાર્ય શ્રી શિલાચાર્ય થયા, એમણે દશ હજાર શ્લોક પ્રમાણ પ્રાકૃતમાં 'મહાપુરૂષચરિય' ગદ્યમા રચ્યુ આ આચાર્યે જૈનોનાં અગિઆરે અંગો ઉપર સંસ્કૃતમાં ટીકા રચી હતી એમાથી આજે 'આયારંગસૂત્ર' અને 'સુયગડાંગ સૂત્ર' ઉપરની ટીકાઓ જ ઉપલબ્ધ છે. સવત ૯૬૨માં મહાન જૈનાચાર્ય સિદ્ધર્ષિએ 'ઉપમિતિ-ભવપ્રપચ-કથા' નામનો પ્રખ્યાત રૂપક ગ્રન્થ રચ્યો. સિદ્ધર્ષિના ગુરુ શ્રી દુર્ગસ્વામી મૂળે બ્રાહ્મણ હતા સવત ૯૭૫મા શ્રી વિજયસિંહસૂરિએ પ્રાકૃત ભાષામાં 'ભુવનસુંદરીકથા' રચી.

વિક્રમની દશમી સદી સુધી જે કુટિલ લિપિમા સૌ લખતા હતા તેમાં દેશકાળ યોગથી ફેરફાર થયો અને હાલમાં જે નાગરી લિપિમા લખાય છે તેવી જ લિપિ એ સમયથી શરૂ થઈ. સવત ૧૦૨૯મા ધારા નગરીના મહારાજા મુંજના જૈન પંડિત ધનપાલે પ્રાકૃતમા 'પાઇઅલચ્છીનામમાલા' નામનો કોશ રચ્યો, 'તિલકમંજરી' નામની સંસ્કૃત કથા પણ એણે જ રચી છે. મહાકવિ ધનપાલ જાતે બ્રાહ્મણ હતો. આ જૈન કવિએ પણ ગૌતમ ગણધર, વાલ્મિકિ, વેદવ્યાસ, કાલિદાસ, બાણ, ભારવિ, ભવભૂતિ, વાકપતિરાજ,

બપ્પભટ્ટિ, પ્રવરસેન, હરિભદ્રસૂરિ, રાજશેખર અને પોતના ગુરુ મહેન્દ્રસૂરિની પ્રશંસા કરી છે. કાદંબરી જેટલી ઉચ્ચ કોટીની 'તિલકમંજરી' ગદ્ય સંસ્કૃત સાહિત્યમાં અભિવૃદ્ધિરૂપ છે. ધનપાલના ભાઈ શોભને તીર્થંકર દેવોની સ્તુતિ બનાવી છે તે 'શોભન-સ્તુતિ' તરીકે પ્રખ્યાત છે. મહાકવિ ધનપાલે પ્રાકૃતમાં 'શ્રાવકવિધિ' અને ભગવાન ઋષભદેવની સ્તુતિ રચેલ છે. તેણે અપભ્રંશમાં પણ રચના કરી છે.

સં. ૧૦૭૩માં શ્રી જિનચંદ્રગણિએ 'નવતત્ત્વ-પ્રકરણ' રચ્યું. સંસ્કૃત અને પ્રાકૃત શબ્દોની સિદ્ધિ માટે ગદ્યપદ્યરૂપ વ્યાકરણ શ્રી બુદ્ધિસાગરસૂરિએ સં ૧૦૮૦માં રચ્યું ઉપરાંત એ સૂરિએ 'પંચલિંગી-પ્રકરણ', 'વીરચરિત્ર', 'લીલાવતી-કથા', 'કથાકોષ', 'પ્રમાણલક્ષણ', 'ષટ્સ્થાનક-પ્રકરણ', વગેરે રચ્યાં આબુ પહાડ ઉપર સં. ૧૦૮૮માં ગુર્જરપતિ ભીમદેવના પ્રધાન મંત્રીશ્વર વિમલશાહે આરસનાં કારીગરીપૂર્ણ જિનાલય બંધાવીને અમર નામના મેળવી.

જૈન શાસનમા અમરપણાને પામેલા ભગવાન અભયદેવસૂરિએ 'જ્ઞાતાધર્મકથા', 'સ્થાનાંગ', 'સમવાયાંગ', 'ભગવતી', 'ઉપાસક-દશા', 'અંતકૃત', 'અનુત્તરોપપાતિક', 'પ્રશ્નવ્યાકરણ', 'વિપાક', 'ઔપપાતિક' તેમજ 'પ્રજ્ઞાપના' સૂત્ર ઉપર વિ. સં ૧૧૨૦થી ૧૧૩૦ સુધીમાં નવાંગી ટીકા સંસ્કૃતમા રચી. શ્રી નમિસૂરિએ રુદ્રટના 'કાવ્યાલંકાર' ઉપર સંસ્કૃત ટીકા સંવત ૧૧૨૫મા રચી છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના ગુરુ દેવચંદ્રસૂરિએ પ્રાકૃત ભાષામાં 'શાંતિનાથચરિત્ર' ખંભાતમા વિ સં. ૧૧૬૦માં રચ્યું. યશોદેવસૂરિએ પ્રાકૃતમાં 'ચન્દ્રપ્રભચરિત્ર' અણહિલપુરમાં સંવત ૧૧૭૮માં રચ્યુ. એ અરસામા વિનયચંદ્રે 'કથાનકકોષ' રચ્યો વાદી-દેવસૂરિએ 'પ્રમાણનયતત્ત્વાલંકાર' નામે ન્યાયગ્રંથ સંવત ૧૧૮૦ની આસપાસમા રચ્યો. આ પછીના યુગમાં શ્રી હેમચંદ્રાચાર્યે અણ-હિલપુર પાટણમા સરસ્વતીદેવીનુ અખંડ આરાધાન કરીને પાટણને ગુજરાતનું વાગાણસી બનાવી દીધું હાલમાં ગુજરાતમાં જૈનધર્મનુ જે કાંઈ અસ્તિત્વ જોવામાં આવે છે તેમાંથી ઘણુંયે હેમચંદ્રના

અપભ્રંશમાંથી હાલમાં બોલાતી ગુજરાતી ભાષાનું પ્રાચીન સ્વરૂપ વિક્રમ સં. ૧૨૪૦ની લગભગથી શરૂ થયાના પુરાવા મળી આવે છે. સં. ૧૨૪૧માં 'ભરતેશ્વર–બાહુબલિ–રાસ' શ્રી શાલિભદ્રસૂરિએ રચ્યો. સં. ૧૨૮૭માં 'રેવન્તગિરિ–રાસો' શ્રી વિજયસેનસૂરિએ રચ્યો. તેમજ 'મહાવીરજન્મમાસિષેક' કાવ્ય, જૂની ગુજરાતીમાં સં. ૧૩૦૦ની લગભગમાં શ્રી મંગલસૂરિએ રચેલ છે

ગુજરાતના જૈન મંત્રીશ્વરો શ્રી વસ્તુપાલ અને તેજપાલના નામો ઘણા જ જાણીતા છે મંત્રીશ્વર વસ્તુપાલ જેમ મહા શૂરવીર હતા તેમજ મહાકવિ પણ હતા. એમણે 'નરનારાયણાનંદ' નામનું નાટક રચ્યું છે એજ અરસામાં બ્રાહ્મણ કવિ સોમેશ્વરે 'કીર્તિકૌમુદી' ગ્રંથ રચ્યો. એમાં શ્રી વસ્તુપાલની યશોગાથા છે. જૈન કવિ શ્રી અમરચંદ્રસૂરિએ 'બાલભારત' અને 'કવિકલ્પલતા' નામક પ્રસિદ્ધ ગ્રંથો રચ્યા. બ્રાહ્મણ જાતિના શ્રી બાલચંદ્રસૂરિએ 'વસંતવિલાસ' રચ્યો. તેમજ 'કરુણાવજ્રાયુધ' નાટક રચ્યું સં. ૧૩૧૪–૧૫માં ભયંકર દુષ્કાળ પડ્યો અને શેઠ જગડુશાહે જૈન લોકોને દુષ્કાળના પંજામાંથી ઉદ્ધાર કરી બચાવ્યાની વાતો જગમશહુર છે. શ્રી મુનિદેવસૂરિએ સં. ૧૩૨૨માં 'શાંતિનાથ–ચરિત્ર' સંસ્કૃતમાં રચ્યું. શ્રી માનતુંગાચાર્યે સં. ૧૩૩૨-૩૩માં 'શ્રેયાંસ–ચરિત્ર' રચ્યું. 'શકુન-સારોદ્ધાર–ગ્રંથ' સં ૧૩૩૮માં શ્રી માણિક્યસૂરિએ રચ્યો.

સવત ૧૩૦૦થી સ. ૧૩૬૦ સુધીમાં 'મદનરેખા', 'સપ્તક્ષેત્રી–રાસ', 'વયરસ્વામી–ચરિત્ર', 'મલ્લિ–ચરિત્ર', 'નમિનાથ–રાસ', 'જ્ઞાન–પ્રકાશ', 'સ્થૂલભદ્ર–ફાગ', વગેરે કાવ્યો જૈન કવિઓએ રચેલાં છે સ. ૧૩૫૮માં 'ગૌતમસ્વામીનું ચરિત્ર' રચાયું. આ અરસામાં ગુજરાત ઉપર મુસલમાનોના હુમલા આવ્યા અને અણહિલપુર પાટણનુ પતન કરણઘેલાના સમયમા થયુ. પ્રખ્યાત ઇતિહાસરક્ષક સાહિત્યકાર મેરુતુંગાચાર્યે વઢવાણમા 'પ્રબંધચિંતામણિ' ગ્રંથ રચ્યો. શ્રી સોમતિલક સૂરિએ સ ૧૩૮૯માં 'ચારકલ્પ' રચ્યો શ્રી સર્વાનંદસૂરિએ 'જગડુ–ચરિત્ર' રચ્યું.

ખરતરગચ્છીય શ્રી ગુણસમૃદ્ધિ મહત્તરાએ 'અંજણાસુંદરી–ચરિત્ર' રચ્યું. શ્રી મેરુતુંગે સ. ૧૪૧૩મા 'સંભવનાથ–ચરિત'

રચ્યુ એ જ અરસામાં જૂની ગુજરાતીમાં શ્રી તરુણપ્રભસૂરિએ 'શ્રાવક-પ્રતિક્રમણ-સૂત્ર-વિવરણ રચ્યુ જૂની ગુજરાતીમાં ગદ્યમય ભાષામાં આ પહેલો ગ્રંથ છે. રાજશેખરસૂરિનો 'નેમનાથ-ફાગ', શ્રી વિજયભદ્રકૃત 'કમલાવતી-રાસ', સં ૧૪૧૨નો વિનયપ્રભનો 'ગૌતમ-રાસ' સં. ૧૪૧૩માં 'મયણરેહાનો રાસ', સં. ૧૪.૫નો 'ત્રિવિક્રમ-રાસ' 'જ્ઞાનપંચમી-ચોપાઈ', 'કાકબંધ-ચોપાઈ', 'શાંતિ-રાસ', 'ચિહુગતિ-ચોપાઈ', સં. ૧૪૫૫માં 'શાલિભદ્ર-રાસ', 'ગૌતમ-પૃચ્છા-ચોપાઈ' રચાયા. ચૌદ અને પંદરમા શતકમાં બ્રાહ્મણ કવિઓની જૂની ગુજરાતી ભાષામાં કરેલી રચનાઓ વિરલ છે. સં. ૧૪ ૧માં 'સ્થૂલિભદ્ર-ફાગ', સં. ૧૪૮૪માં 'વસ્તુપાલતેજપાલ-રાસ', સં. ૧૪૮૯માં 'વજ્રસ્વામીગુરુ-રાસ', સં ૧૪૯૯માં 'રાણકપુરસ્તવન', 'વિક્રમ-ચરિત્ર', 'ગુણસ્થાનકવિચાર-ચોપાઇ', શ્રી જયવલ્લભકૃત 'સ્થૂલભદ્ર-બાસઠીઓ', 'ધન્ના અણગારનોરાસ' અને મંડલિકકૃત 'પેથડ-રાસ', વગેરે જૂની ગુજરાતીમાં રચાયા છે. સંવત ૧૫૨૧માં શ્રી યશકીર્તિએ 'ચંદ્રપ્રભ ચરિત' રચ્યું. આ ગ્રંથ અપભ્રંશ ભાષામાં છે. ઉપરાંત 'મહેસર ચરિઅ', 'શ્રીપાલ-ચરિત્ર', 'રોહિણીવિધાન કથા' 'દસમી-કહા' વગેરે જૂની ગુજરાતીમાં છે.

સોળમી સદીમાં જૈન વિદ્વાનોએ જૂની ગુજરાતીમાં ગદ્ય સાહિત્ય પણ પુષ્કળ રચેલ છે આમાં પં. માણિક્યસુંદરગણી, વિશાલરાજ, સંવેગદેવ, ધર્મદેવગણી તેમજ સં ૧૫૨૯માં દયાસિંહગણીએ 'ક્ષેત્રસમાસ 'પર ગુજરાતીમાં 'બાલાવબોધ' રચ્યા છે. સં. ૧૫૯૧ની 'પાંડવ-ચરિત્ર'ની પ્રત મળી આવી છે. પાર્શ્વચંદ્ર ગચ્છના સંસ્થાપક પાર્શ્વચંદ્રસૂરિએ 'આચારાંગ-સૂત્ર', 'પ્રશ્ન વ્યાકરણ', ઔપપાતિક-સૂત્ર', 'સૂત્રકૃતાંગ-સૂત્ર', 'તંદુલવેયાલી પયન્ના', 'જંબુ ચરિત્ર'વગેરે પર જૂની ગુજરાતીમાં ગદ્યમાં 'બાલાવબોધ' રચેલ છે 'જાવડભાવડની ચોપાઈ', 'રોહિણેય ચોરનો રાસ', 'ચંદન બાલાની ચોપાઈ', 'શ્રેણિક રાજાનો રાસ', 'સ્થૂલિભદ્ર કકાવલી', 'ચારચ્યા કુમાર રાસ', વગેરે જૂની ગુજરાતીનાં કાવ્યો સં. ૧૫૭૫ સુધીમાં જૈન કવિઓએ રચેલાં છે. લાવણ્ય-સમય નામના પ્રખ્યાત કવિએ સં. ૧૫૫૪માં 'ગૌતમપૃચ્છા-ચોપાઈ',

સં. ૧૫૬૭માં 'કેવલ-રાસ', સં. ૫૬૮માં 'વિમલપ્રબંધ' ને સં. ૧૫૮૯માં 'યશોભદ્રસૂરિ-રાસ' રચ્યો. સં. ૧૫૯૯માં રાજરત્ન સૂરિએ 'હરિબલમાચ્છી-ચોપઈ' રચી. સં. ૧૬૦૦માં બ્રહ્મ મુનિએ છત્રીશ સઝાય રચી.

નરપતિકૃત 'નંદબત્રીશી', જિનહર્ષકૃત 'વિક્રમ-પંચદંડ-રાસ', રાજશીલકૃત 'ખાપરા-રાસ', ઉદયભાનુકૃત 'વિક્રમસેન-રાસ', પદ્મસાગરનો 'લીલાવતીસુમતિવિલાસ-રાસ', મુનિરત્ન-સૂરિનો 'અંબડ-રાસ', વગેરે સ. ૧૫૩૫ પછીની ગુજરાતીની કૃતિઓ છે. સં. ૧૬૦૫માં 'કપૂરમંજરીનો-રાસ', સં. ૧૬૧૬માં સિદ્ધિસૂરિએ 'સિંહાસનબત્રીશી', કુશલલાભે સં. ૧૬૧૬માં 'માધવાનલ-કથા', 'મારૂઢોલાની-ચોપાઈ', 'વેતાલપચીશી', 'પંચતંત્ર-ચોપઈ', સં. ૧૬૨૩માં 'સ્ત્રીચરિત્ર-રાસ', સં. ૧૬૩૮-માં રત્નસુંદરે 'શુકબહોંતેરી', માલદેવકૃત 'પંચદંડ-કથા', સં. ૧૬૫૧માં 'ભોજપ્રબંધ ચોપાઈ', સં. ૧૬૬૬માં 'સગાલશાહ-રાસ', સં. ૧૬૭૫માં 'ચંદનમલયાગરી-રાસ', સં. ૧૬૯૭માં 'સદેવંતસાવલિંગા-રાસ', વગેરે જૂની ગુજરાતીમાં જૈન કવિઓએ રચેલા છે કે જેઓ બ્રાહ્મણ કવિ સામળભટ્ટના પુરોગામી હતા.

વિક્રમના અઢારમા સૈકાથી અર્વાચીન ગુજરાતી ચાલી આવે છે. આ સૈકામાં આનંદઘન વિનયવિજય, યશોવિજય, જ્ઞાનસાગર, જિનહર્ષ, જ્ઞાનકુશલ, વિરવિજય, મેઘવિજય, જ્ઞાનવિમલ, દીપવિજય, ઉદયરત્ન, નેમવિજય, મોહનવિજય, લાધા શાહ, દેવચંદ્ર, વગેરે જૈન કવિઓ થયા. એમણે વર્તમાન ગુજરાતી ભાષામાં અનેક ગ્રન્થો રચ્યા છે. ઓગણીસમી સદીમાં ઉદયસાગર, નેમવિજય, પદ્મવિજય, વિજયલક્ષ્મીસૂરિ, વીરવિજય, જ્ઞાનસાર, રૂપવિજય, ઉદયસોમ, વગેરે થયા વીશમી સદીમાં શ્રી ચિદાનંદજી, અમૃતવિજય, જયવિજય, રંગવિજય, દયાવિજય, શ્રી હુકમમુનિ, શ્રીમદ્ મનસુખલાલજી, શ્રીમદ્ રાજચંદ્ર, વગેરે કવિઓ થયા. એમની કૃતિઓ વર્ત્તમાન ગુજરાતી ભાષામાં છે. છેલ્લા ત્રણ સૈકામાં જૈન કવિઓએ સંસ્કૃત સાહિત્ય પણ ખૂબ ખેડ્યું છે. જૈનોમાં છેલ્લે છેલ્લે અધ્યાત્મનિષ્ઠ બુદ્ધિસાગર મહારાજ અને અજિતસાગર મહારાજ નામના

યોગનિષ્ઠ જૈન કવિઓ થઈ ગયા. એમણે ગુજરાતી તેમજ સંસ્કૃતમાં અનેક ગ્રન્થો રચેલા છે.

આટલા ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે ગુજરાતી, જૂની ગુજરાતી, અપભ્રંશ અને પ્રાકૃત ભાષામાં જૈનોએ વિશાળ સાહિત્યની રચના કરી છે, અને પરિણામે તે તે ભાષાસાહિત્યને ઘણું જ સમૃદ્ધ બનાવ્યું છે.



# લોકગીત અને લગ્નભાવના

●

: લેખક

પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ

●

જીવન એ રસિક પણ મૂક કાવ્ય છે કાવ્ય એ જીવનનું વાણીરૂપે મૂર્ત સ્વરૂપ છે એ ન્યાયે લોકગીતો એ પ્રજાજીવનનું પ્રતિબિમ્બ ઝીલતા સ્વચ્છ દર્પણો છે કોઈ કોઈ વાર એમા અતિશયોક્તિની વિકૃતિ નજરે પડે છે, એ અપવાદ સિવાય સમાજની છાપ એમા આબેહૂબ ઊઠે છે પક્ષીઓના સહજ ગાનની પેઠે લોકગીતોના લખનારાએ એમના ઉરના ભાવ એમા નિર્ભરતા અને નૈસર્ગિકતાથી ઠલવ્યા છે કુમારિકાઓના કોડથી માંડીને વૃદ્ધોની અંતિમ અભિલાષાઓ સુધીના જીવનના દરેક અંગને એ સ્પર્શે છે—સમાજના પ્રત્યેક પ્રશ્નને એ છેડે છે સમાજની સારી નરસી બન્ને બાજુને જીવંત સ્વરૂપમા એ રજૂ કરે છે નાનમના વહાલ કે સાસરિયાના સિતમો, માવતરની મીઠાશ કે ભાભીના મહેણાંટુણાં, વીરોના બલિદાન કે કાયરોની નિર્બળતા સજ્જનોના સદ્ભાવ કે દુર્જનોના ત્રાસ બધુ જ એમા મૂર્તિમંત થયુ છે લોકગીતના છોડ અમુક ક્ષેત્રમા જ ઊગે છે એમ નથી સમસ્ત સંસાર—વિસ્તૃત માનવસમુદાય એનું ફળદ્રુપ ક્ષેત્ર છે એમા એ છોડ કૃત્રિમ જલસિંચન વિના કુદરતી રીતે ફાલેફૂલે છે, અને એના મઘમઘાટ ઘરે ઘર—ઉરે ઉર ભરી દે છે લોકગીતોની લોકપ્રિયતાનું મુખ્ય કારણ એની એ સ્વાભાવિકતા છે

પૃથ્વીના પડમાંથી વહેતા ઝરણાના મૃદુ જેમ લોકગીતોના

ઉદ્ભવસ્થાન અજાણ્યાં છે એમના કવિઓ કોણ હશે તે તદ્દન અજ્ઞાત છે, છતાં એટલું તો કળી શકાય એવું છે કે હાલના વાણીવિલાસી સાક્ષરોમાં જે નથી તે સહૃદયતા એમનામાં ભરપૂર ભરેલી હશે નહિ તો એમનાં કાવ્યો આટલાં બધાં નૈસર્ગિક અને હૃદયંગમ ન હોય

લોકગીતો સંસારને સંસ્કારનાં પીયૂષ પાય છે—સાચી કેળવણી અર્પે છે આપણી પુરાણી સંસ્કૃતિના રક્ષક હોવા ઉપરાંત લોકગીતો નવીન ભાવનાના પોષક છે આપણા ગરબા અને ગરબીઓ, રાસડા અને પરજા, લગ્નગીતો અને સીમન્તનાં ગીતો, હાલરડાં અને વધામણાં, રાજિયા અને મરશિયા, ઇત્યાદિ નિરંતર આપણામાં રસ અને આનન્દ સિંચે છે—પ્રાણ અને પ્રેરણા પૂરે છે જીવનને ભાવભર્યું અને સંસ્કાર સોહામણું બનાવે છે

લોકગીતોનું વિશિષ્ટત્વ એમની સર્વાંગસુંદરતામાં છે એમની સાદી ભાષા, આછી શબ્દગૂંથણી મનમોહક રચના, અજબ ઉઠાવ, વેગવંત પ્રવાહ સુરમ્ય અંત અને એ બધા સાથે સંકળાયેલું એમનું સુરીલું સંગીત એમને અનોખું સ્થાન અપાવે છે અને એ સૌથી યે અદકો એમનાં અણુઅણુમાં ભરેલો ભાવસંભાર સૌને મંત્રમુગ્ધ કરે છે સરલ ભાષામાં સચોટ અસર કરનાર એ રસિક કાવ્યોનાં માર્દવ અને માધુર્ય નિરાળાં છે

ઐતિહાસિક દૃષ્ટિએ લોકગીતો અત્યંત ઉપયોગી છે વખતના વહેણમાં કેટલોય ઇતિહાસ ભૂંસાઈ ગયો હોત તેને લોકગીતોએ જીવંત રાખ્યા છે ગામેગામના અપૂર્વ ભોગ અને બલિદાનના પ્રસંગો લોકગીતોમાં ગૂંથાઈ અમરતાને પામ્યા છે અનુપમ ધૈર્ય અને શૌર્યની વાર્તાઓ એમાં વર્ણાઈ ચિરંજીવ બની છે અદ્ભુત સાહસ અને પરાક્રમની કથાઓ એમાં જડાઈ કાયમની બની છે કોઈ ગીતે માધાવાવનું અનુપમ બલિદાન ગાયું છે, તો બીજાએ ગોડવેલ ગામને ગોદરે આપેલી પ્રાણની આહુતિની યશકથા અર્પી છે, તો વળી ત્રીજાએ જયશિખરીશા જોદ્ધા ભાથીમલનું ઝળહળતું વીરત્વ વર્ણવ્યું છે આમ કેટલીય હકીકતો લોકગીતોના પ્રતાપે જળવાઈ રહી છે

લોકગીતોમાં એકત્રિત કુટુંબભાવના, સમાજભાવના, લગ્ન-

ભાવના, દેશભાવના, વગેરે અનેક ભાવનાઓ ભરી છે. આપણે આજે એકલી લગ્નભાવના જ વિચારીશું સારા હિન્દુ સંસારને લગ્નનો રાજરોગ લાગેલો છે, અને જ્યાં લગી લોકગીતોમાંની પુરાણી સ્નેહલગ્નભાવના જીવનમાં ન ઊતરે ત્યાં લગી એ ભયંકર રોગની જડ નીકળે એમ નથી.

લગ્નની શાસ્ત્રોક્ત પ્રતિજ્ઞાઓ ઉપરથી કોઈપણ જોઈ શકશે કે એ મન્ત્રોનો શબ્દે શબ્દ સ્નેહલગ્નભાવનાથી ભરેલો છે, અને દરેક વિધિપુરઃસર થતુ લગ્ન સ્નેહલગ્ન જ હોવું જોઈએ. એ ભાવના એકલા સંસ્કૃત અને સાક્ષર સમાજમાં જ છે એમ નથી, પણ પ્રાકૃત અને નિરક્ષર જનસમાજમાં પણ તે સભર ભરેલી છે. એના સમર્થનમાં ઘેરઘેર ગવાતાં લગ્નગીતોમાં એ ભાવના કેટલી બધી ઓતપ્રોત છે તે આજે આપણે જોઈશું

કન્યા પરણાવવાયોગ્ય ઉમરની થઈ છે. એના દાદા, પિતા, મામા, ભાઈ, કાકા, વગેરે એના માટે યોગ્ય વરની શોધ કરે છે આ વાત કન્યાના જાણવામાં આવતા તે પોતાના માટે કેવો વર શોધવો—પોતાનો પતિ માટેનો આદર્શ કેવો છે, તે દાદાજીને સવિનય જણાવે છે. લાડઘેલી કન્યા પોતાના વત્સલ વડિલોને વીનવે છે કે:

ઊંચી મેડી રાજા રામની, રઢિયાળાં રે મોતી.
દીકરી દાદાજીને વીનવે, ,,
કાળા તે વર ના શોધશો, ,,
કાળા તે કુટુમ્બલજામણા, ,,
ઊંચી મેડી રાજા રામની. ,,
લાડી મામાજીને વીનવે, ,,
ગોરા તે વર ના શોધશો, ,,
ગોરા તે પંડરોગીલા, ,,
ઊંચી મેડી રાજા રામની. ,,
બ્હેની વીરાજીને વીનવે, ,,
ઊંચા તે વર ના શોધશો, ,,
ઊંચા તે તોરણ તોડશે. ,,

પતિ માટેનો આદર્શ વર્ણવતાં આવાં ઘણાં ગીતો છે. ઉપર આપેલા ગીતમાં પતિ નહિ કાળો, નહિ ગોરો, નહિ ઊંચો, નહિ નીચો, એવો સુંદર હોવો જોઈએ એમ કન્યા કહે છે સર્વ કોઈ રૂપ જુએ એ સ્વાભાવિક છે. ગુણ પણ જોવા જોઈએ પણ એ માપવાને કંઈ સાધન આવે છે? એટલે સાધારણ રીતે ઉર્વશી ને પુરુરવાએ કર્યું હતું તેમ સર્વ કોઈ સૌન્દર્ય તરફ જ આકર્ષાય છે. અને એ શું સત્ય નથી કે 'A thing of beauty is a joy for ever?'

નીચે વળી કન્યાની ઇચ્છા દર્શાવતું એક બીજું ગીત આપ્યું છે, જેમાં કન્યા પતિ ધનવાન હોય એમ ઇચ્છે છે.

હાથીદાંતની ચોરી રે હીરા મોતી રતન જડી,
ત્યાં બેઠા કાશીબા રે દાદાજીને અરજ કરે:
દાદા એ વર જોજે રે પીળાં સોના અમને ચઢે

દાદા લીલુડી ઘણગારી રે પીળાં સોનાં લેવા ચાલ્યા,
સામા મળીઆ છે રાયવર રે ઠાકોર તમે શીદને ચાલ્યા?
મુજ ઘેર દીકરી કુંવારી રે પીળાં સોનાં લેવા ચાલ્યા;
ઠાકોર પાછેર વળજો રે પીળાં સોનાં અમે લાવ્યા

હાથીદાંતની ચોરી રે હીરા મોતી રતન જડી,
ત્યાં બેઠા કાશીબા રે કાકાજીને અરજ કરે:
કાકા એ વર જોજે રે ધોળા મોતી અમને ચઢે.

કાકા લીલુડી ઘણગારી રે ધોળા મોતી લેવા ચાલ્યા,
સામા મળીઆ છે રાયવર રે ઠાકોર તમે શીદને ચાલ્યા?
મુજ ઘેર ભત્રીજી કુંવારી રે ધોળાં મોતી લેવા ચાલ્યા;
ઠાકોર પાછેરા વળજો રે ધોળાં મોતી અમે લાવ્યા,

કન્યાના વડીલો એના આવા આદર્શ પૂરા કરે એવા વરની તપાસમાં હોય છે. દરમ્યાન કન્યા એક 'સુન્દર વર' નીરખે છે, અને એને જોઈ એના ઉપર એનું 'દિલ વસે છે'. પ્રણયનીસરણીનાં ત્રણ પગથિયાં—नयनप्रीतिः प्रथमं चित्तासंगस्ततो ऽथ संकल्पः।—એક ફટકે કન્યા ચડી જાય છે અને એની સાથે

લગ્નપ્રથિથી જોડાવા સંકલ્પ કરી ચૂકે છે પોતાનો એ સંકલ્પ પોતાને સુખે સુખી અને પોતાને દુખે દુખી વડીલોને વિના સંકોચે જણાવે છે વડીલો એના સંકલ્પને નાણી જોવા આનાતેડા પ્રશ્નો પૂછી એની કસોટી કાઢે છે કન્યા પોતાના મનના માન્યા પતિ માટે સંતોષકારક ઉત્તર આપી વિજય મેળવે છે, અને એના સંકલ્પને વડીલોની સંમતિ મળે છે

લાડકડી ચઢી રે કમાડ સુન્દર વરને નીરખવા રે,
દાદાજી મુજને પરણાવો એ વર છે વરણાગિયા રે,
કહે દીકરી કયા થકી દીઠા ને કયા તારા દિલ વસ્યા રે?
નિશાળે ભણતેલા દીઠા અક્ષરે મારા દિલ વસ્યા રે

લાડકડી ચઢી રે કમાડ સુન્દર વરને નીરખવા રે,
મામાજી મુજને પરણાવો એ વર છે વરણાગિયા રે
કહે ભાણેજ કયા થકી દીઠા ને કયા તારા દિલ વસ્યા રે?
સરોવરિયે ન્હાતેલા દીઠા ચોગ્લીયે મારા દિલ વસ્યાં રે

લાડકડી ચઢી રે કમાડ સુન્દર વરને નીરખવા રે,
વીરાજી મુજને પરણાવો એ વર છે વરણાગિયા રે
કહે બ્હેની કયા થકી દીઠા ને કયા તારા દિલ વસ્યા રે?
સોના થાળીએ જમતેલા દીઠા કોળિએ મારા દિલ વસ્યા રે.

લાડકડી ચઢી રે કમાડ સુન્દર વરને નીરખવા રે,
કાકાજી મુજને પરણાવો એ વર છે વરણાગિયા રે
કહે ભત્રીજી કયા થકી દીઠા ને કયા તારા દિલ વસ્યા રે
સોના ગેડીએ રમતેલા દીઠા દડુલે મારા દિલ વસ્યા રે

વરની આવી ન્યય પસંદગીનાય અનેક ગીતો છે આપણે એક વધુ દાખલો જોઈએ જેમા કન્યા 'કેડે પાતળિયા ને મુખડે સોહામણા' વરના સુંદર કેશકલાપ પર મુગ્ધ બને છે, અને એ વર વરવા દેવાને વડીલોને વિનતી કરે છે

રતન તલાવડીમા મરતાની ઘોડો,
રહો રહોને રાવજી ભરૂ રે અંબોડો

અંબોડો ભરતાં એમને કન્યાએ દીઠા,
કન્યાએ જઈને એના દાદા જગાડ્યા:
દાદાજી મેરા એ વર જોજો,
કેડે પાતળિયા ને મુખડે સોહામણા.

કન્યાપક્ષના લોકો 'સુન્દર વર' સાથે એના વિવાહ નક્કી કરે છે. લગ્ન પણ લે છે. કન્યા એ 'ઘડિયા લગન'ના સમાચાર અને પોતાની પ્રબળ ઉત્કંઠા દર્શાવતા સન્દેશા પાઠવી વરને વહેલા આવવા વિનંતી કરે છે કન્યા પોતાના પ્રિયતમને કહાવે છે કે:

સલુણી સન્દેશા મોકલે રે રાયવર વહેલા પધારો કે રેજા ખડના રે
હુ કેમ આવું લાડી એકલો રે? દાદાજી દુભાય કે ,,
તમારા દાદાને આપુ હાથીડા રે, અંબાડી સાથે પધારો કે ,,
સલુણી સન્દેશા મોકલે રે: રાયવર, વહેલા પધારો કે ,,
હુ કેમ આવુ લાડી એકલો રે? વીરાજી દુભાય કે ,,
તમારા વીરાને સાથે લાવજો રે, ઘોડીલા સાથે પધારો કે ,,

સન્દેશો પહોંચે કે ન પણ પહોંચે. એ મળવામાં વિલંબ પણ થાય. વળી ગમે તેટલો લાંબો અને રસિક સંદેશો કહાવ્યો હોય તોય એ પોતાના હસ્તાક્ષરમાં પાઠવેલી પત્રિકાની તોલે ન આવે, એમ ધારી કન્યા પોતાના હાથથી પત્ર લખી પ્રિયતમને નિમન્ત્રે છે.

લાડણી તે લખી રે કાગળ રાયવર મોકલે,
મોટાંના વ્હેલા પધારજો–ઘડિયા લગન લાડી લઇ રહી.
આવીશ પણ આસોને તોરણે નહિ પરણુ,
ઘડી એક રહીને પરણીશ, જો મોતીના તોરણ નીપજે.
લાડણી તે લખી રે કાગળ રાયવર મોકલે,
મોટાંના વહેલા પધારજો–ઘડિયા લગન લાડી લઇ રહી.
આવીશ પણ માટીની ચૉરીએ નહિ પરણુ,
ઘડી એક રહીને પરણીશ, જો તાંબાની ચોરી નીપજે

આવી રીતે આમ ત્રેવા મોઘા મહેમાનનો સત્કાર તો બરાબર થવોજ જોઈએને? તેટલા માટે કન્યા પોતાના વડીલોને તૈયારી કરવા કહે છે, કે જેથી રાયવરને જરાપણ તકલીફ ન પડે લાડવાઈ પૂજ્ય

દાદા ઇત્યાદિ પાસે જઈને બનતી તૈયારી અગાઉથી કરી રાખવા સૂચવે છે. એના વ્યવહારકુશલ વડીલો એમ કરવું વ્યવહારિક નહિ હોવાથી, એની જરૂર નથી એમ કહી એને શાન્ત કરે છે ભોળી કુમારીનુ સ્નિગ્ધ હૃદય શી રીતે સમજી શકે કે પ્રેમ અને વ્યવહાર બે જુદી ચીજો છે!

લાડવાઈ કાને કડી હાથે વીંટી હીરે જડી રે,
લાડવાઈ જઈ બેઠાં છે દાદાજીને ખોળે ચડી રે.
દાદા! વાટ વચ્ચે આવળો રોપાવો,
પરદેશી સુખો દાતણ માંગશે.
દીકરી! નથી આપણા મોટા ઘરની રીત,
વેવાઈનો છૈયો ગરજે આવશે
લાડવાઈ કાને કડી હાથે વીંટી હીરે જડી રે,
લાડવાઈ જઈ બેઠાં છે વીરાજીને ખોળે ચડી રે
વીરા! વાટ વચ્ચે સરોવર ખોદાવો
પરદેશી સુખો નાવણ માગશે.
બ્હેની! નથી આપણા કુટુમ્બ કેરી રીત,
વેવાઈનો છૈયો ગરજે આવશે.
લાડવાઈ કાને કડી હાથે વીંટી હીરે જડી રે,
લાડવાઈ જઈ બેઠાં છે કાકાજીને ખોળે ચડી રે
કાકા! ચોક વચ્ચે પકવાન પડાવો,
પરદેશી સુખો ભોજન માગશે,
ભત્રીજી! નથી આપણા ગામડા ગામની રીત,
વેવાઈનો છૈયો ગરજે આવશે
લાડવાઈ કાને કડી હાથે વીંટી હીરે જડી રે,
લાડવાઈ જઈ બેઠાં છે માતાજીને ખોળે ચડી રે
મામા! ચોક વચ્ચે નાગરવેલ રોપાવો,
પરદેશી સુખો મુખવાસ માગશે.
ભાણેજી! નથી આપણા મોસાળ કેરી રીત,
વેવાઈનો છૈયો ગરજે આવશે.

લાડવાઈ કાને કડી હાથે વીંટી હીરે જડી રે,
લાડવાઈ જઈ બેઠા છે મામાજીને ખોળે ચડી રે.

માતા સુખપાલો શણગારી સામે મોકલો,
પરદેશી સુખો પગભેર આવશે

દીકરી! નથી આપણા મોટા ઘરની રીત,
વેવાઈનો ઉઠેયો ગરજે આવશે.

સ્નિગ્ધહૃદયી બાળા જેના માટે આટલી ચિન્તા કરે છે, એ પરદેશી સુખો પણ કંઈ ઓછો પ્રેમાળ નથી, મૃગનયની કન્યા જેની આટલી ઉત્કટતાથી વાટ જુએ છે એ વર કંઈ ઓછો હોંસીલો નથી કન્યાને માટે એ બજારે બજારે ભટકી ભાતભાતની અમોલી વસ્તુઓ વસાવે છે:

વર તો બહુ રે હોંસીલો બહુ રે ખંતીલો,
કન્યા મૃગનેણી જુએ એની વાટ રે
નગારા વાગે ધીમા ધીમાં રે
વર તો સોનીડાની શેરી માહે સંચર્યો રે
વરને તુસીયો વસાવતા લાગી વાર રે,
નગારા વાગે ધીમા ધીમાં રે,

વર તો દોશીડાની શેરી માંહે સચર્યો રે,
વરને ચુદડી વસાવતાં લાગી વાર રે
નગારાં વાગે ધીમાં ધીમા રે,

વર તો ગાધીડાની શેરી માહે સંચર્યો રે,
વરને શ્રીફળ વસાવતાં લાગી રે
નગારા વાગે ધીમા ધીમા રે.

વર તો ઝવેરીની શેરી માંહે સચર્યો રે.
વરને કકણુ વસાવતા લાગી વાર રે
નગારા વાગે ધીમા ધીમા રે.

આજે ઘણા દિવસથી જેની ઝંખના થતી હતી તે લગ્નનો પુણ્ય દિવસ આવ્યો છે, અને પતિદેવ પધાર્યા છે. કન્યાએ તો વરને સ્વેચ્છાએ સ્વીકાર્યો હતો અને એનામા એનું ' દિલ વસ્યુ ' હતુ;

તેથી તે તો હર્ષોત્ફુલ્લ થઈ છે, પણ કેટલાક સગાવહાલાને જુગતે જોડુ થયુ ન લાગ્યુ. કન્યા ગોરી હતી અને વર પ્રમાણમા કાળો પડ્યો પણ કન્યા એના બચાવમા ધીમે રહીને કહે છે કે એ તડકામા આવ્યા છે એટલે તાપને લીધે જરા શામળા લાગતા હશે, નહિ તો વસ્તુત એમ છે જ નહિ જ્યા આ કોટિના લગ્ન થાય ત્યા લગ્નજીવન સફળ થયા વિના કેમ રહે?

ઊંચી મેડી ને ગોખ જાળિયા,
ત્યા બેસી કન્યાના દાદાજી કહે રે
દીકરી ગોરા ને રાયવર શામળા!
દાદાજી મોરા હૈયે ના ધરશો,
તડકાને તેજે રાયવર શામળા
ઊંચી મેડી ને ગોખ જાળિયા,
ત્યા બેસી કન્યાના વીરાજીને કહે રે,
બ્હેની ગોરા ને રાયવર શામળા!
વીરાજી મોરા હૈયે ના ધરશો,
તડકાને તેજે રાયવર શામળા!

પછી વરરાજા પરણવા આવે છે ત્યારે કન્યાને 'નખમા સમાય તેવી' સરસ સુન્દર 'રાયજાદી ચુદડી' પહેરવા આપે છે કુમારી લજ્જાને લીધે ના પાડે છે, અને કહે છે કે મારા પૂજ્ય વડિલો અહી હાજર હોવાથી હું પહેરી શકીશ નહિ પણ જ્યારે વર ઘણો આગ્રહ કરે છે ત્યારે પ્રણયમુગ્ધ બાલિકા એ રસમય ચૂદડી ઓઢે છે, અને રસિક વને છ 'નખમા સમાય એવી ચુદડી' આપણને ઢાકાની મલમલ અને ભારતની ઉચ્ચ સસ્કૃતિનુ સ્મરણ નથી કરાવતી? વળી પાટણમા રગકામ કેવુ ઉત્તમ કોટિનુ થતું હશે તેનો પણ આપણને ખ્યાલ આપે છે એવા ઘણાય ગીતો છે કે જેથી અમુક શહેરો શાને માટે પ્રખ્યાત હતા તે જાણી શકાય છે દાખલા તરીકે મુબઈના મોતી, સુરતના સોના, ભરુચની સુનીઓ, નડિયાદના નાડા, ખભાતના શ્રીફળ અમદાવાદનો કિનખાબ, પાટણના પટોળા વગેરે હવે આપણે ચુદડીનો રસિક દપતી વચ્ચેનો સવાદ જોઈએ

પાટણરંગ રાયની ચુંદડી,
મારા નખમાં સમાય તેવી ચુંદડી,
લાડકવાઈ! ઓઢોને રાયજાદી ચુંદડી,

નહિ રે ઓઢું રે રાયવર! ચુંદડી,
મારા માતાજી દેખે, મારા પિતાજી દેખે,
નહિ રે ઓઢુ રે રાયવર! ચુંદડી,

તમારા પિતાના તેડ્યા અમે આવીઆ,
તમારાં માતાની લજ્જા લોપો,
લાડકવાઈ! ઓઢોને રાયજાદી ચુંદડી.

પાટણરંગી રાયની, ચુંદડી,
મારા નખમાં સમાય તેવી ચુંદડી,
લાડકવાઈ! ઓઢોને રાયજાદી ચુંદડી

નહિ રે ઓઢું રે રાયવર! ચુંદડી,
મારાં ભાભીજી દેખે, મારા વીરાજી દેખે,
નહિ રે ઓઢુ રે રાયવર! ચુંદડી,

તમારા વીરાના તેડ્યા અમે આવીઆ,
તમારા ભાભીની લજ્જા લોપો,
લાડકવાઈ! ઓઢોને રાયજાદી ચુંદડી.

અંતે કન્યાને માયરામા પધરાવાય છે તે વખતે પણ તેને યાદ દેવડાવવામાં આપે છે કે જો તારુ 'દિલ ગોઠે' તો જ પરણ, નહિ તો હજી પણ તું ત્યાંથી ઊઠી પાછી આવી શકે છે જ્યારે આપણા જનસમાજમા આટલી ઉચ્ચ કક્ષાએ સ્નેહલગ્ન-ભાવના અને વ્યક્તિસ્વાતંત્ર્ય પહોંચ્યા હશે, ત્યારે એ સમાજ કેટલો ઉન્નત, આનન્દી અને સુખી હશે! હાલના સાંસારિક જીવનમા જે ક્લેશપૂર્ણ કલહો પ્રવર્તી રહ્યા છે, તેનુ મુખ્ય કારણ બીજુ કશુ જ નહિ, પણ કૃત્રિમ લગ્નો—કજોડા છે જો અત્યારે પણ નીચે આપેલા ગીતમા વ્યક્ત થતી છૂટ આપવામાં આવતી હોય તો સસાર સસાર થાય

કોણ કોણ શોધવા ગ્યુ'તુ, મોટાના કુંવરી
દાદા શોધવા ગ્યા'તા, ,,
કાળા શોધી આવ્ય, ,,
દિલ ગોઠે તો પરણો, ,,
નહિતર ઉઠી આવો ,,

છેલ્લે એ સ્નેહઘેના દંપતીની મધુચન્દ્રિકાની રૂપાળી રાત્રિએ એમના સોહામણા શયનખંડમાં લગીર એક પલકમાત્ર ડોકિયુ કરી વિરમીએ

અગરચંદનના ઓરડા, સુખડે ઘડીયા કમાડ રે,
સાગસીસમનો ઢોલિઓ, અમરાડમ(?)ના વાણ રે
અતલસના ઓશીકના મશરની તળાઇઓ રે,
માથે બે ગાલમસુરીઆ, આછા સાળુની સોડો રે
ડાબા તે હાથમા દીવડો જમણા હાથમા ઝારી રે,
રૂમઝુમ કરતા મેડે ચઢ્યા, સુના દેન મોરારિ રે
દીવો મેલ્યો સામે ગોખમા, ઝારી મેની ઓશીકે રે,
અગુઠો મરડી જગાડીઆ નણદલ વીર રસિકે રે

આ રીતે આપણે જોયુ કે લગ્નના પ્રત્યેક અંગમા સ્નેહલગ્નની ફોરમ ફોરી રહી છે જો આ આપણી પુરાણી લગ્નભાવના દરેક હૈયે નિરંતર વાસ કરી રહે, લગ્નમા જે કુરૂઢિઓ દાખલ થઈ છે તે સમૂળી ટળી જાય, બાળલગ્ન, કજોડા, વરવિક્રય, કન્યાવિક્રય, વગેરે નાબૂદ થઈ જાય, કુમારકુમારીઓના સંસ્કાર અને શિક્ષણ ઉપર ધ્યાન અપાય, કુરૂઢિઓનો ભોગ થતી વ્યક્તિઓનો પ્રશ્ન સંતોષકારક રીતે ઉકેલાય, તે તો 'હિન્દુઓ આજે જીવન કલેશમાં' એ કહેવુ સ્વલ્પ સમયમા ફરી જાય, હિન્દુઓને આંગણે આનન્દ સરિતા રેલી રહે, સંસાર સુખપૂર્ણ બને અને રસમય જીવન જીવતા સૌ રસો વૈ સઃ નો અનુભવ કરે

★

# રણપ્રદેશના સાહિત્યની વિશિષ્ટતાઓ

●

લેખક

જનકરાય છેલશંકર બુચ

●

માનવ સંસ્કૃતિનાં બે અંગ—સાહિત્ય અને કળાની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રગતિ કેવા કેવા સંજોગોમાં થાય છે તે વિષે ઘણા મતમતાંતર છે. કોઈ એવું માને છે કે જેમ આ વર્તમાનમાં કેટલાંક સર્વદેશીય તત્ત્વો, સારાએ પૃથ્વીના ઉપર માલૂમ પડે છે તેમ સાચા સાહિત્ય અને સાચી કળા કેટલાંક સર્વદેશીય તત્ત્વો પર અવલંબે છે ત્યારે કોઈ એવું પણ માને છે કે જેમ લોહીના ઝરણ માનવ વંશની શાખાપ્રશાખાઓમાં ભિન્ન ભિન્ન વહે છે, જેમ ભૂપૃષ્ઠરચના, ખનિજસંપત્તિ, આબોહવા, વનસ્પતિ, પ્રાણીજીવન પૃથ્વીના ભિન્ન ભિન્ન ભાગોમાં જુદાં છે તેમ જ મનુષ્યસ્વભાવ અને રુચિ પણ જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે ઘડાય છે અને મનુષ્યસ્વભાવ—અને રુચિ—જન્ય સાહિત્ય અને કળા પણ જુદા જુદા આકારો ધારણ કરી ભિન્ન ભિન્ન મનુષ્યસ્વભાવ અને રુચિ વ્યક્ત કરે છે.

બાઉન જીપ્સી, બીદુ વગેરે ભટકતું જીવન ગાળનારા લોકોનાં ગાનોમાં કેમ ભમતા લોહીનો ઉકળાટ, મનનો ઉશ્કેરાટ, આત્માનો તલસાટ વધુ જણાય છે? જીપ્સી લોકગીત કે લોકકથા કે નૃત્યમાં

જે તન્મનાટ છે જે અસ્થિરતા છે ને શુ તેઓના ભટકના જીવનના પ્રતીક નથી? જ્યારે, વર્ષોથી અમેરીકામા વસવાટ કરી રહેલ સીદી નટ અને ગાયક પૉલ રૉબ્સનના હૃદયના ઊંડાણમાથી મનના નીચ ભાગમા નીચવા થરમાથી કે લોહીના કોઈ અગમ્ય ઝરણામાથી વર્ષો જૂના આફ્રિકના સસ્કાર જાગે છે ત્યારે તે વતનથી દૂર પડેલા તડફડતા માનવીની જેમ દર્દભરી સુગન્ધીમા પોકારી ઊઠે છે, 'Sometimes I feel like a motherless child far away from home' આફ્રિકા કોઈ દિવસ જોયું એ ન હોય, સાત સાત પેઢીથી અમેરીકામા વસતો હોય છતા કેમ ભલા માનવી આમ તડફડાટ અનુભવી શક્તો હશે? લોહીનુ પ્રાબલ્ય સીમાઓ વગર છૂપો જ નથી

કહેવાય છે કે વીરરસકથાકાવ્ય ('એપિક')ની ભવ્યતા અને સ્થિરતા આર્યપ્રજા જ માણી શકે છે અને તેથી જ અનાર્ય પ્રજામા વીરરસ કથાકાવ્યો છે જ નહિ એમ સ્વીકારીએ ના ચાલે આનુ કારણ શુ છે? જેવુ જીવન તેવુ સાહિત્ય એ જ કે નહિ?

જો ઉપર દર્શાવવી વિચારસરણી સ્વીકારીએ તો પર્વત-પ્રદેશ, મેદાન, રણ, સાગરકાંઠો, જગલ, વગેરેમા વસતા લોકોના સાહિત્ય જુદી જુદી વિશિષ્ટતાવાળા હોવા જોઈએ અને બારીકાઈથી તપાસતા માલૂમ પડશે કે વસ્તુસ્થિતિ એમ છે પણ ખરી

સુહિણીને સિંધુપાર 'ઇશ્કે મિજાજી'ની હૂંફ અને મોજ માણવા મોકલે છે. પ્રેમગાથાનો શાયર આવા પ્રસંગોને પોતાના મહાકાવ્યમાં અમર કરે છે. આજ સહવાસભૂખ વિકૃત સ્વરૂપમાં આંતરવલણ ('ઇન્ટ્રોવર્ઝન') ઉત્પન્ન કરી સ્વજાતિપ્રેમ—એક પ્રકારનું Projected Narcissism—ઉત્પન્ન કરે છે Boy-beloved—સ્વજાતિ માશુક અને તેને સંબોધીને લખાયેલાં કાવ્યો. રણપ્રદેશની જ વિશિષ્ટતા કેમ ન હોય? ઇરાન, સિંધ, વગેરે દેશોના શાયરોની કેટલીએ એવી સ્વજાતિ-માશુકને સંબોધીને લખાણી છે.

માનવની સહવાસભૂખ બીજા પ્રકારનું આંતરવલણ પણ ઉત્પન્ન કરે છે. અને તે। તે વલણ 'ઇશ્કે મિજાજી'માંથી 'ઇશ્કે હકીકી' તરફ લઈ જાય છે માનવજીવન શું છે? તેનો હેતુ શું છે? તે ક્યાંથી આવ્યું? તે ક્યાં જવાનું છે? આ સર્વનો કોઈ નિયંતા ખરો કે નહિ? આસપાસ તો બધું શુષ્ક લાગે છે, અસાર લાગે છે તો પછી આ અસાર સંસારમાં સાર શું? ઇશ્વર કોણ? જીવનો ઇશ્વર સાથે કેવો સબંધ હોવો જોઈએ? આવી પ્રશ્નપરંપરા ઉત્પન્ન થાય છે અને હજી કાલ સુધી 'ઇશ્કે મિજાજી'ની જપમાળા જપતો સહવાસભૂખ્યો રણનો મનુષ્ય ઇશ્વરને પોતાની માશુક કલ્પી કલ્પનાવિલાસથી The Beloved god—ખુદા-માશુકના નામની બાગ પોકારે છે અને તેની સાથે નિકટમાં નિકટનો સહવાસ કલ્પનાના ઘોડાને પાંખ આપી સાધે છે અને તેમાં ગર્વે છે. સુફીવાદ આમ પ્રકટે છે અને ભક્તિ સાહિત્યની પુરોગામી બને છે. યાદ રાખવું જોઈએ કે, 'મેરે તો ગિરિધર ગોપાળ, દૂસરા ન કોઈ'ની અમર સુરાવળી સર્જનાર મીરાં પણ મરુભૂમિની હતી ભવસાગર સુકા અરણ્ય જેવો ભાસ્યો ત્યારે 'ઇશ્કે હકીકી'ની વેલ મીરાંએ પોતાની હૃદયગુહામાં રોપી, આત્માના નિર્મળ ઝરણાથી સીંચી ઉછેરી—જાણે રણમાં લીલો પ્રદેશ, જાણે ખારા સમુદ્રમાં મીઠી વીરડી!

માણસ શરાબખાના કે કાવાખાનાની મુલાકાત લેવામાં જ પોતાનું જીવન વ્યતીત કરતો. તેણે પોતાના જીવનનો નિચોડ પોતાની અમર રુબાયતમાં ભર્યો છે.

ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામની ઉત્પત્તિ રણમાં જ થઈ અને તે ધર્મોને લગતું ઊંચું કાવ્યસાહિત્ય પ્રગટયું રણમાં રહેનારી લાગણીપ્રધાન પ્રજાએ જ આ સાહિત્ય રચ્યું. એકાંત જીવન ગાળતા માનવીની સહવાસભૂખ જો સારે રસ્તે દોરાય—જો તે 'સબ્લીમેટ' થાય, તો તે કેવા કેવા ચમત્કારો ઉત્પન્ન કરે તે જોવું હોય તો હિબ્રૂ ભાષામાં અસલ બાઈબલનાના ધાર્મિક કાવ્યો વાંચવા જોઈએ ભાષાંતરમાં તેની મઝા મારી જાય છે, તેવું તદ્વિદોનું કહેવું છે.

રણમાં ક્ષિતિજ સુધી જ્યાં નજર નાખો ત્યાં રેતી જ રેતી! દિવસે આંખને ઠારે તેવું એકે દશ્ય નહિ. ઊડતી રેતીના કણો આંખમાં જઈ આંખને ઠારવાને બદલે બાળવાનું કામ કરે આંખને આરામ આપે તેવો લીલો કે નીલ રંગ કયાય નજરે જ ન પડે. આકાશ તરફ નાખી નજર નખાય નહિ, કારણ કે ક્રુદ્ધ સૂર્યનારાયણ પૂરજોશથી પ્રકાશતા હોય; પણ રાત્રે જ્યારે આંખને આરામ મળે, અને રજનીની ચૂંદડીના છેડામાં જ નહિ પણ આખી ચૂંદડીમાં મઢેલા નિરભ્ર રણપ્રદેશના નીલાકાશમાં નિર્મળ પ્રકાશથી ચમકતા, હીરા જેવા અનેક ઉડુગણ તરફ દૃષ્ટિપાત કરી આંખ ઠારવાનું પ્રાપ્ત થાય, ત્યારે ઈશ્વર અને સૃષ્ટિની ભવ્યતા આ તેજગોળા જોઈને, માણસના મનમાં ઠસે અને માણસ ચિંતનશીલ થાય ચિંતનમાંથી તત્ત્વજ્ઞાન પ્રકટે અને પછી તેને લગતું સાહિત્ય પ્રકટે જ

જ્યારે જ્યારે માણસને એકલતા સાલે છે, જ્યારે જ્યારે માણસને એમ લાગે છે કે પોતે નિરાધાર છે ત્યારે ત્યારે તેણે કાં પોતાની અંદર જોયું છે અને દીનમાં દીવો પ્રગટાવ્યો છે અને કાં આકાશમાં ઊંચે જોયું છે અને આધાર શોધવાની કોશિશ કરી છે મનની આવી સ્થિતિમાંજ ચિંતનશીલ, અંતર્ભરી વાણીવાળાં પ્રાર્થનાકાવ્યો પ્રગટયાં છે. મનની આવી સ્થિતિ રણપ્રદેશ જેટલી બીજે ક્યાં ઉત્પન્ન થઈ શકે?

ત્યારે રણના સાહિત્યની વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે હોવા સંભવ છે –

૧ લાગણીપ્રધાન કાવ્યસાહિત્ય—ઇશ્કે-મિજાજીને લગતું
૨ લાગણીપ્રધાન કાવ્યસાહિત્ય—ઇશ્કે-હકીકીને લગતું
૩ લાગણીપ્રધાન કાવ્યસાહિત્ય—સ્વજાતિ-માશુકને સંબોધાએલું
૪ ચિંતનશીલ પ્રાર્થનાસાહિત્ય
૫ ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતું સાહિત્ય
૬ રજનીનિર્ગમન કરવા યોગ્ય મનોરંજક વાર્તાસાહિત્ય



# લિપિવિચાર

●

લેખક

**હરિલાલ રંગીલદાસ માંકડ**

●

ગુજરાતી લિપિ જેમાંથી ઊતરી આવી છે એ બાળબોધ કે દેવનાગરી લિપિની નહીં લિપિઓ કેવી હશે એ જાણવાનાં સાધનો અચોક્કસ છે, છતાં એટલું તો કહી શકાય કે આજની બાળબોધ લિપિ અસલી લિપિઓનું સંસ્કારાયેલું સ્વરૂપ છે; કારણ કે તેમાં બે જુદાંજુદાં તત્ત્વો નજરે ચડે છે એના કેટલાક અક્ષરો કાનાવાળા છે અને કેટલાક કાના વગરના છે એ બતાવી આપે છે કે એની પુરોગામી લિપિઓ જુદાંજુદાં લક્ષણોવાળી હોવી જોઈએ આવી રીતે સધાયેલી દેવનાગરી લિપિનો પુનઃ સંસ્કાર પામવાનો વારો આવ્યો છે એ ઇતિહાસનું પુનરાવર્તન માત્ર છે

આ લિપિના ગુજરાતીકરણનો ઇતિહાસ ટૂંકો છે શરૂમાં જુદીજુદી લીટીઓને બદલે બાંધી લીટી તાણીને અક્ષરો લખાતા જેમાં કેટલાક બાળબોધ અક્ષરો પણ વપરાતા જેવા કે अ, च, न, फ, ल પછી શિલાછાપમાં ધીમેધીમે લીટી નીકળી ગઈ ને છેવટે બાળબોધ અક્ષરો પણ બંધ થઈ ગયા આટલું થતાં અક્ષરોનું ગોળાકારપણું વધી જઈ અંગમરોડ મનોહર થઈ ગયો આજે ગુજરાતી લિપિ સૌથી સુંદર છે એ વિષે મતભેદ ઓછો છે સુંદરતાની સાથે આગળપાછળનાં પાંખડાંઓના ગોળાઈવાળા વળાંકને લીધે લખવાની સરળતા પણ બહુ વધી ગઈ, તે એટલે સુધી કે

અ ગ્રેજી ત્રીજીચોથી 'એબીસીડી'ની માફક એકબીજા અક્ષરોને જોડીને લખવાની પણ સુગમતા આવી ગઈ જો કે આ લાભ છાપખાનાએ નથી લીધો એ ઠીક જ કર્યું છે, તો પણ હાથના લખાણમા એનો ઉપયોગ છૂટથી થાય છે, જેથી લખાણનો વેગ ઘણો ઝડપી બની ગયો છે એના ઉપરથી જાણી શકાશે કે લિપિનો ઉપયોગ મનુષ્યના વ્યવહારમા મદદ કરવા માટે કરવો હોય તો એ કાર્ય સૌથી સરસ પ્રકારે થાય એવી રીતે આ ગુજરાતી અક્ષરો યોજાયા છે બાળબોધ લિપિ અઘડધટ્ટી હોઈ એને ફેરવવી એ અત્યારે મુખ્ય મુદ્દો છે તો પછી એમાથી વ્યુત્પન્ન થઈ પ્રયોગસિદ્ધ થયેલી ગુજરાતી લિપિનો શા માટે વિના સ કોચે અ ગીકાર ન કરવો ?

બાળબોધ અક્ષરોના ગુજરાતીકરણમા એકેય અશાસ્ત્રીય વ્યુત્પત્તિ થઈ હોય તો ' ફ ની છે મૂળમા प પછી फ આવે છે, એથી प ના કાનાની જમણી તરફ એક પાખડુ લગાડવામા આવ્યું છે આમ થવાથી એ અક્ષર क જેવો થઈ જવાનો સ ભવ ઊભો થયો એમ કહી શકાય પણ ડાબી તરફનો ભાગ प જેવો હોઈ क ને फ નો તફાવત જળવાઈ રહ્યો ગણાય હવે જ્યારે ગુજરાતીમા क નો 'ક'* થઈ ગયો ત્યારે फ નો પણ ફેરફાર થતા ' ક જેવો ઘાટ થવાનો સ ભવ ઊભો થયો આ વખતે બે મુદ્દા ઊભા થયા કે ' ફ ' ને ' પ ' જેવો રાખવો કે ' ક જેવો, અને ક ' જેવો રાખવા જતા ' ક થી જુદો પાડવા માટે प ને એક પાખડુ તો લગાડવામા આવ્યુ હતુ એને વળી એક વધુ પાખડુ વળગાડવામા આવ્યુ ! ખરી રીતે ફ ' ને ' પ જેવો જ રાખી એનાથી જુદો પાડવો જોઈએ અને એ માટે બે અક્ષર રજૂ કરી શકાય જે તકતામા બતાવ્યા છે એમા થ કરતા 'પ' જેવો ઘાટ વધારે યોગ્ય ગણાય એમ સૌ કોઈ કબૂલ કરશે આમ અશાસ્ત્રીયતાને લીધે ગુજરાતીમા ફેરફાર કરવા જેવો એકે અક્ષર હોય તો એ ફ ' એક જ છે

' ૨ ના રેફની જગ્યા અશાસ્ત્રીય ગણુ ય રેફની સ જ્ઞા ' ૨ ', માથી ઉત્પન્ન થઈ છે મૂળ જોડાક્ષરોમા ' ૨ ઉપર ને એની નીચે પછીનો અક્ષર લખાતો હશે, દા ત ક્ર્મ, સર્વ પછી ' ૨ 'નુ ઉપરનુ

*જુઓ તકતો ગુજરાતી ' ક 'નુ મૂળ બાળબોધ क્ષમા નજરે પડે છે

પાંખડું પડતું મુકાયું હશે ને નીચેનું પાંખડું રેફરૂપે બની રહ્યું હશે. એટલે જો આ બાબતમાં સુધારો કરવો જરૂરનો હોય તો રેફને બદલે 'ર'ને જ જોડાક્ષરોની પહેલાં અર્ધો અક્ષર લેખીને મૂકવો એ ઉચિત ગણાય, દા. ત. સર્વ, કરમ. આમ કરતાં એવો વાંધો રજૂ થઈ શકે કે 'ર'નું અર્ધાપણું પ્રત્યક્ષ બનતું નથી. તો જવાબ એ હોઈ શકે કે મૂકયો, પડયો, વગેરે શબ્દોમાં ક, ડ, વગેરે અક્ષરોની પણ એ જ સ્થિતિ છે. તો પણ રેફને રેફાકાર રાખવો જ હોય તો અક્ષરની પૂર્વે સગવડતાપૂર્વક મૂકી શકાય એમ છે. (જુઓ તકતો).

'ધ' અક્ષર 'ઘ' સાથે એકાકાર થઈ જાય છે. એને માટે 'ધ'નું પાંખડું ડાબી તરફ વાળવાથી એ અડચણ દૂર થઈ જશે આ સૂચના નવી નથી કેમકે કેટલાક જૂની ઢબના માણસો 'ધ'ને એજ પ્રકારે લખે છે. (જુઓ તકતો).

'ઈ' ને 'રૂ' એ બે અક્ષરો ખાસ નોંધ લેવા જેવા છે. 'ઈ' અક્ષર હ્રસ્વ અને દીર્ઘ બંને 'ઇ' માટે લખાય છે; પણ હ્રસ્વ ને દીર્ઘ જુદી જુદી રીતે હવે લખાવા શરૂ થઈ ગયા છે. 'રૂ', 'ર' ને દીર્ઘ 'ઊ' માટે લખાતા છે ને સૌ માને છે કે એ બરાબર છે. પણ 'રૂ'ની વ્યુત્પત્તિનો જરા ખ્યાલ કરશું તો જણાશે કે એ માન્યતામા શંકાથી પર નથી 'રૂ'નું મૂળ સંસ્કૃત ऋ હોઈ શકવાનો સંભવ પણ રહે છે. એ હિસાબે 'રુચિ' શબ્દ યોગ્ય જોડણીવાળો કહી શકાય. 'રૂ'ને ઋસ્વરની સંજ્ઞા તરીકે ગણાવવામાં આવે તો ગુજરાતી લિપિમાં 'ઋ' જુદો પડી રહે છે એ ખટકો મટી જાય. (જુઓ તકતો)

જોડાક્ષરોનાં લખાણમાં પણ કેટલીક અનિયમિતતા દેખાય છે. જો ગુજરાતી અક્ષરો સરખી રીતે જોડી શકાતા હોય તો બાળબોધ જોડાક્ષરો શા માટે વાપરવા જોઈએ? દા. ત જો આપણે 'શ્ચ' સરળતાથી લખી શકીએ તો 'श्च' શા માટે લખવો જોઈએ? એજ પ્રમાણે 'श्न' કરતાં 'શ્ન' વધારે શુદ્ધ ગુજરાતી છે, અને 'द्य' ને બદલે 'દ્ય', 'द्म' ને બદલે 'દ્મ', 'ह्य'ને બદલે 'હ્ય', ને 'ह्म' ને બદલે 'હ્મ' વધારે શુદ્ધ ગુજરાતી છે. 'શ્રી'ને વિશેષ

## તકતો

વ્યંજન –

ક-ક, ધ-ધ, મક્ષ-મરમ-મમ, ઋ-ૠ-રુ-રૂ-રૃ, ડ-ઉ ડ-ઢ,

ક્ષ-ક્ષ-હકાર સ-શ, સ સકારી ઝ

જોડાક્ષર:-

પ્ય-ક્ક-ષ્ક-ક્ર-ક્ર-ક્ષ-ક્ષ, શ્વ-શ્વ, શ્ચ-શ્ચ, દ્મ-દ્મ, દ્ય-દ્ય,

હ્ય-હ્ય, હ્મ-હ્મ

બારાખડી – (હ્રસ્વ ઇ િનો ફેરફાર કરાય તો)

(કા કાા કી કાી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ કૃ)

ક કા કી કાી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ કૃ

વ વા વી વાી વુ વૂ વે વૈ વો વૌ વં વઃ વૃ

છાપખાનાની બારાખડી–

ક કા કિ (કી) કી (કાી) કુ કૂ કે કૈ કો કૌ કં કઃ કૃ

– નમૂના –

નવા ઉચ્ચાર:–

એલા એય, જરા (જરા) જો (જો) તો ખરો

વાહ, એમાં શુ (શું) થઇ ગ્યું ?

ઠીક, સારૂં (સારૂં) ભાઈ, સારું, (સારું) લે તું રાજી (રાજી) થા

સુધારેલી લિપિ:–

વસ્તુતઃ સર્વ પ્રાન્તી (ન્તી) ય ભાષાઓ માટે અક્ષરોનાં આજ રૂપો ઉપયોગમા આવે એ આદર્શ છે થોડાક ફેરફારથી (થી) કૃત્રિમ (ત્રી) મતા દૂર થતાં સૌને એ વધુ ફાવશે, તેથી (થી) વિશિષ્ટપણે (વીશીષ્ટપણે) એજ રૂપો વાપરવાં જોઇએ એવી (વી) વૃત્તિ (ત્તી) કેળવાય તો ઋણમુક્ત થવાય.

છાપખાનાંની લિપિ:–

વસ્તુતઃ સર્વ પ્રાન્તીય ભાષાઓ માટે અક્ષરોનાં આજ રૂપો ઉપયોગમાં આવે એ આદર્શ છે; થોડાક ફેરફારથી કૃત્રિમતા દૂર થતાં સૌને એ વધુ ફાવશે; તેથી વિશિષ્ટ પણે એજ રૂપો વાપરવાં જોઇએ એવી વૃત્તિ કેળવાય તો ઋણમુક્ત થવાય.

સંજ્ઞા તરીકે રહેવા દેવો હોય તો ભલે, નહિતર રની વધારે શુદ્ધ ગુજરાતી ગણાય કાંઈ નહિ તોય આમાંથી કેટલાંક સંસ્કૃતરૂપોને બદલે ગુજરાતીરૂપો વાપરવાથી શુદ્ધતા ને સરળતા જરૂર વધશે

પણ ભાષા ને લિપિના સમન્વયી વ્યવહારમાં ત્રણ ઉચ્ચારોની સંજ્ઞા સાવ વિસારે પડી ગઈ છે. આ ઉચ્ચારો માટે ડ઼, હ઼, ઝ઼ એ સંજ્ઞાઓ કોઈવાર વાપરવામાં આવે છે. પહેલો ઉચ્ચાર ભાષામાં સારી પેઠે પ્રચલિત છે; દા. ત. ઘોડ઼ો, બીજો ઉચ્ચાર ‘સારું’ ને બદલે ‘હારું’ બોલવામાં વપરાય છે અને છતાં માનીએ છીએ એટલો એ ગામઠી નથી. ત્રીજો ઉચ્ચાર કદાચ પરભાષીય ગણીએ તોપણ આપણો લોકવર્ગ ‘જ’ ને ઠેકાણે એનો છૂટથી ઉપયોગ કરે છે અને શિષ્ટ સાહિત્યમાં પણ પરભાષી અસર તરીકે એ ઉચ્ચાર જામતો જાય છે. દા ત. ચીજને બદલે ચીઝ. આ ત્રણે ઉચ્ચારને અહીં આપણે ચલાઉ ‘ડ’, હકારી ‘સ’, ને સકારી ‘ઝ’ કહીએ તો ચાલશે. આ ઉચ્ચારો માટે ખાસ સંજ્ઞા ગુજરાતીમાં નથી પણ ઉપર કહ્યા પ્રમાણે મળતા ઉચ્ચારના અક્ષરોની નીચે નુક્તા મૂકીને એનું તાત્પર્ય સમજાવાય છે. પણ નુક્તાનો આ પ્રકારનો ઉપયોગ બિન–ગુજરાતી છે તેથી આ ઉચ્ચારો માટે ખાસ જુદી સંજ્ઞા હોય એ વધારે આવશ્યક ગણાય આ ત્રણ ઉચ્ચારોની જુદી સંજ્ઞાઓ નક્કી કરવાથી એ ભાષા–સાહિત્યને બહુ ઉપયોગી થશે અને ખાસ કરીને સંવાદાત્મક લખાણોમાં તો એની ઉપયોગિતા બહુ જ જણાશે

તપાસ કરતાં જણાશે કે ચલાઉ ‘ડ’ ‘ડ’ ને ‘ઢ’ બેયને બદલે વપરાય છે; દા. ત ઘોડો અને કઢીને બદલે કડી માટે બેયને અનુરૂપ બને એવી સંજ્ઞા રાખવી જોઈએ અને ‘ડ’ ના ઉપરના પાંખડાને ડાબી તરફ વાળીને બીડા આકારનું કરાય તો યોગ્ય થયું કહેવાય (તકતો જુઓ). હકારી ‘સ’ની સંજ્ઞા માટે ‘હ’ ‘સ’ ‘રા’નો મેળ થાય તો ઠીક પડે (જુઓ તકતો) એ જ પ્રમાણે સકારી ‘ઝ’ માટે ‘સ’ ‘જ’ ‘ઝ’નો સમાસ થઈ શકે એવી સંજ્ઞા હોય તો ઉપયોગી થાય (જુઓ તકતો).

હાલની પદ્ધતિએ હ્રસ્વ ‘ઇ’ની સંજ્ઞા અક્ષરની પહેલાં મુકાય છે એ અશાસ્ત્રીય છે. કેવળ લિપિફેર કરવાના હિસાબે તો આ ફેર-

ફારની કાંઈ જરૂર નથી કેમકે મૂળ દેવનાગરીમા પણ લાઘવના કારણે એ એમ જ લખાય છે પણ અશાસ્ત્રીયતા છે એ વાત કબૂલ કરવી જ જોઈએ અને માત્ર એ કારણે ફેરફાર કરવો જ હોય તો બાળ બોધ અક્ષરોની બીજી અશાસ્ત્રીયતાનો વિચાર કરીને પછી જેમ ઠીક લાગે એમ કરવુ જોઈએ

आ, ई, ऊ, ऐ, વગેરે દીર્ઘ અક્ષરોમા કાનો, રેફ, પાખડુ ને માત્રા છે એ એના આગલા હ્રસ્વ અક્ષરોના અવશેષ દર્શાવતી સંજ્ઞા તરીકે વપરાય છે, એટલે કે अ નો અવશેષ કાનો છે, ई નો રેફ છે, उ નો પાખડુ છે, ને ए નો માત્રા છે સ્વરસંજ્ઞાઓનો વિચાર કરશુ તો જણાશે કે આ સંજ્ઞાઓ ઘને કે અના કાનાને લગા ડવામા આવે છે, દા ત —

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખ ખ ખૃ અહી ખરો વ્યજન તો ‘ ૫’ છે ને ‘અ’ નો કાનો જે લાઘવના કારણે અત્યારે પડતો મુકાયો છે એ લાગવાથી ‘ખ થયો છે એવો ખ્યાલ કરવો જરૂરનો છે એજ પ્રમાણે ‘ડ મા ‘અ’ લાગે ત્યારે ‘ડ’ કરીએ છીએ પણ શાસ્ત્રીયતા સાચવવી હોય તો ‘ડા’ થવો જોઈએ એ વાત પણ કાળજીપૂર્વક સમજવાની જરૂર છે એ રીતે તપાસતા સ્વરસંજ્ઞાઓ તકતામા આપ્યા પ્રમાણે હોઈ શકે, અને એ રીતે બારાખડી આમ ગણવી જોઈએ,—

ડા ડાા ડિા (ડાી) ડાી (ડાી) ડાુ ડાૂ ડો ડાૈ ડાો ડાૌ ડા ડા ડાૃ જો કે આ બિના તો માત્ર ચર્ચારૂપે જ રજૂ કરી છે, તોપણ ઉપર કહ્યા પ્રમાણે જો હ્રસ્વ ‘ઇ’ની શાસ્ત્રીયતા જાળવવી હોય તો તકતાની સૂચનામા કૌંસમા આપી છે એવી સંજ્ઞાઓ બને ઇકાર માટે ગ્રહણ થાય તો જ યથાયોગ્ય થયુ ગણાય.

આમ ચાલુ ગુજરાતી લખાણપદ્ધતિને અનુરૂપ થવા માટે કેટલાક ગુજરાતી અક્ષરોને ફેરવવાની જરૂર ગણાય છે, તેની સાથે કેટલેક ઠેકાણે એમ સૂચના પણ કરાય છે કે લિપિમા યોગ્ય ફેરફાર કરી છાપવાના કામમા એની ઉપયોગિતા વધે એમ થવુ જોઈએ, કેમકે કાના ને હ્રસ્વદીર્ઘની સંજ્ઞાઓને લીધે અત્યારે ગુજરાતી બીબા મેળવ વામા બેવડીત્રેવડી મહેનત કરવી પડે છે જો સર્વ સંજ્ઞાઓને ઉપર

નીચે ગોઠવવાને બદલે સીધી લીંટીમાં ગોઠવવામાં આવે તો આ તકલીફ મટી જાય. આમ કરવા માટે સંજ્ઞાઓમાં જરા ફેરફાર કરવો જોઈએ. માત્રાની સંજ્ઞાઓમાં ફેર કરવાની જરૂર નથી. ઉપર કહ્યા પ્રમાણે ઉ-ની '  ' સંજ્ઞા ઉ+ઉ નાં બે પાંખડાં મળીને જ થઈ છે એટલે હ્રસ્વ માટે એક પાંખડું ને દીર્ઘ માટે બે પાંખડાં શાસ્ત્રીય, સુવાચ્ય ને યથાયોગ્ય ગણાશે. ઉકારની સંજ્ઞા નીચલા સવળા અલ્પવિરામ જેવી ને માત્રાની સંજ્ઞા અવળા અલ્પવિરામ જેવી રાખીએ તો ગુજરાતી અક્ષરોના અંગમરોડને અનુરૂપ રહેશે. વળી ઉકારની સંજ્ઞા નીચલા ભાગમાં ને એકારની સંજ્ઞા ઉપરના ભાગમાં લખાય એ પણ ચાલુ લૌકિક વપરાશ પ્રમાણે યથાસ્થાન ને યથાક્રમ રહેશે. અનુસ્વારને વિસર્ગની માફક પડખે લખવો જોઈએ આમ ઘાટ, ક્રમ, શૈલી ને ચાલુ વ્યવહાર બધા પ્રકારે તકતામાં આપેલી સંજ્ઞાઓ યોગ્ય, ગણાય તથા એથી હાલની લખવાની પ્રથામાં કોઈ ખાસ પલટો થતો નથી પણ ઊલટું એને અનુરૂપ રહેવાય છે એ એની વિશેષતા છે.

*.

# ઃ-કાર



: લેખક :
ગિરધરલાલ લક્ષ્મીશંકર રાવળ



[ સારાંશ ]

વાસ્તવિકતાની દૃષ્ટિએ સામાન્ય જનસમુદાયની કે ગ્રામ્ય-લોકની બોલી તાદૃશ સ્વરૂપે સાહિત્યમાં રજૂ થાય એ જરૂરી છે. મૂળ 'સ'કારનો ગ્રામ્ય ગુજરાતીમાં જે ઉચ્ચાર થાય છે, તે સામાન્યરીતે 'હ'કારથી દર્શાવાય છે; પણ પ્રસ્તુત ઉચ્ચાર 'હ'ના ઉચ્ચારથી ભિન્ન હોવાથી તે 'હ'થી દર્શાવવો એ વાજબી નથી. એટલે લેખકની સૂચના છે કે 'સ'કારનું એ ગ્રામ્ય ગુજરાતી ઉચ્ચારણ સંસ્કૃત વર્ણમાળામાંના વિસર્ગના ઉચ્ચારણને મળતું હોવાથી તેને દર્શાવવા નીચે પ્રમાણેની સંજ્ઞાઓ યોજવી:—

# ગૂજરાતી અને કચ્છી ભાષાનો સંપર્ક

●

: લેખક :
કવિ લાલજી નાનજી વકીલ

●

[ સારાંશ ]

આમાં, કચ્છી બોલીનો સંપર્ક ગુજરાતી સાથે ક્યારથી થયો તથા તેથી કચ્છમાં બોલાતી ગુજરાતી પર કેવો પ્રભાવ પડ્યો તે વિશે લેખકે કેટલાંક વિધાનો કર્યાં છે.

*

# ત્રૈકૂટકવંશના રાજાઓ

●

: લેખક :

કેશવરામ કા. શાસ્ત્રી

●

વલભી ! મૈત્રકોના શાસનકાળ પૂર્વે સૌરાષ્ટ્ર અને લાટ પ્રદેશ ઉપર ગુપ્તોનું સામ્રાજ્ય હતુ, એમ અત્યાર સુધી એક સામાન્ય માન્યતા ચાલી આવે છે. વલભી અને ગુપ્ત સંવત્સરને એક માનવાથી આવી જાતનો મત સ્વીકારવામાં આવ્યો છે, એ સર્વ-સામાન્ય વાત છે. એ તો અતિસ્પષ્ટ અને નિર્બાધિત છે કે ગુપ્ત સંવત્સર ૧થી ગુ. સં. ૧૪૯ સુધીમાં ગુપ્તથી સ્કંદગુપ્ત સુધીના રાજાઓએ રાજ્ય કર્યું છે સ્કંદગુપ્ત પછી થયેલા બુધગુપ્તનું સામ્રાજ્ય જો કે વ્યાપક નહોતું છતાં તેણે લગભગ ગુ સં. ૧૮૬ સુધી રાજ્ય કર્યું જાણવામાં છે અને તેના પછી મિહિરકુલનો સમકાલીન ભાનુગુપ્ત ગુપ્તવંશનો ઘણું કરી છેલ્લો રાજા થયેલો જાણવામાં છે. મિહિરકુલ અને ભાનુગુપ્ત સમકાલીન થયેલા તે વાત ભાનુગુપ્તના[1] સં ૧૯૧ના શિલાલેખથી જાણવામા આવી છે. આ મિહિરકુલ ક્યારે થયો એ જાણવામાં આવતાં ગુપ્તોનો નિશ્ચિત સમય નક્કી થઈ જાય તેમ છે

'રાજતરંગિણી'માં[2] એક એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે કનિષ્ક અને મિહિરકુલ વચ્ચે ૧૨ રાજાઓ થયા હતા. આ રાજા

---

૧. 'મોડર્ન રિવ્યૂ', જૂન ૧૯૩૨, પૃ ૬૫૧

૨. એજન, પૃ. ૬૫૧.

ઓના રાજ્યનાં દરેકના સરેરાશ વર્ષ ૧૫ ગણીએ તો એ બે વચ્ચે ૧૮૦ વર્ષનો ગાળો રહે. કનિષ્કનો સમય તેના શિલાલેખો મુજબ વિ. સં. ૩થી ૨૩નો છે. વધુમાં બુદ્ધના નિર્વાણ પછી પાંચસો વર્ષે કનિષ્કના સમયમાં ચોથી બૌદ્ધિસભા મળી હતી બુદ્ધનું નિર્વાણ ઈ. સ પૂર્વે ૫૪૬માં થયું હોવાથી કનિષ્કનો સમય ઈ. સ. પૂર્વે ૪૬ એટલે વિ. સં. ૧૦માં તો આવી જ રહે છે. અને ઉપર કહ્યું તેમ કનિષ્કના શિલાલેખો સં. ૩થી ૨૩ના મળતા હોવાથી ઈ. સ. પૂર્વે ૫૩થી ૩૩ના ગાળામાં કનિષ્કનું અસ્તિત્વ નિર્વિવાદ સિદ્ધ થાય છે. મિહિરકુલના પિતા તોરમાણનો એક શિલાલેખ[3] પ્રાપ્ત થાય છે. તેમાં ૫૨મા વર્ષનો ઉલ્લેખ છે. મિહિરકુલને કનિષ્ક પછી લગભગ ૧૮૦ વર્ષ બાદ થયેલો માનીએ તો આ ૫૨મું વર્ષ એવું કોઈ હોવું જોઈએ કે જે ગાળાના કોઈ ચાલુ સંવત્સરના વર્ષ સાથે મેળ ખાય એ વર્ષ જો શક સંવત્સરનુ હોય તો ૫૨+૭૮=ઈ. સ. ૧૩૦ એટલે વિ. સં. ૧૮૦ના વર્ષ સાથે મળે. મિહિરકુલ અને કનિષ્ક વચ્ચે ૧૮૦ વર્ષનો ગાળો માનતાં વિ સં. ૧૮૩–૨૦૦ તો આવે જ છે. ગુ. સં. ૧૯૧માં મિહિરકુલ છે જ—ભાનુગુપ્તના શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે. તે સમય બરોબર આ વચગાળામાં આવી રહે છે. આમ થતાં વિ. સં. અને ગુ. સં. વચ્ચે કોઈ ભેદ રહેતો નથી. એટલું થતાં ગુપ્તોના અનુસંધાનમાં વલભીના મૈત્રકો આવ્યા, એ સંભવી શકતું નથી; કેમકે ભટ્ટાર્ક વ સં. ૧૫૦ (વિ. સં. ૫૨૫) લગભગ આવ્યો હોય અને ગુ. સ.ની અને વિ. સં.ની અનન્યતા હોય તો ખુદ ભાનુગુપ્તના સમયથી ભટ્ટાર્કને ૩૩૪ જેટલાં વર્ષોનું અંતર રહે છે.

વલભીના મહારાજ દ્રોણસિંહનું વ. સં. ૧૮૩નું મળેલું તામ્રપત્ર[4] જે હકીકત અને જે પદ્ધતિ રજૂ કરે છે, તે જોતાં ગુપ્તોના અનુસંધાનમાં તરત જ વલભીના મૈત્રકો આવ્યા સંભવતા નથી; વચ્ચે બીજા રાજવંશોનો અધિકાર સૌરાષ્ટ્ર અને લાટ

૩. રા બા. ગોવિંદભાઈ હા. દેસાઈ કૃત. 'ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ', પૃ. ૭.

૪. જુઓ 'ગૂજરાતના ઐતિ. શિલાલેખો', પુ. ૧લું, લેખ ૧૬મો.

પ્રદેશપર આવી ગયો સંભવે છે. ક્ષત્રપોનો સમય અત્યારે નિશ્ચિત છે; તેઓનો સૌરાષ્ટ્ર પરનો અધિકાર રુદ્રદામાથી આરંભાય છે. રુદ્રદામાના[5] સૌરાષ્ટ્ર પરના શાસનનો આરંભ ઈ. સ ૧૪૩ એટલે વિ. સ. ૧૯૯ છે. તોરમાણ અને મિહિરકુલ એ ક્ષત્રપોનાજ કોઈ સેનાપતિ હોય અને તેઓએ સૌરાષ્ટ્ર પર વિજય મેળવી ક્ષત્રપોને સ્વાધીન કર્યા હોય તો તે પૂરી રીતે શક્ય છે. આ વસ્તુ સ્વીકારતાં ગુપ્તોના અનુસંધાનમાં ક્ષત્રપો-સૌરાષ્ટ્રના અને સાથે સાથે લાટ પ્રદેશના શક્ય હોય ત્યાં સુધી માલિકો બને છે. છેલ્લા ક્ષત્રપ[6] સ્કંદના મળેલા સિક્કા પરથી તેનું શાસન લગભગ ઈ. સ. ૪૩૦ (વિ. સ ૪૮૬) સુધી સંભવે છે. ભટ્ટાર્ક અને આ સ્કંદ વચ્ચે લગભગ ૩૯-૪૦ વર્ષનો ખાંચો રહે છે ક્ષત્રપો પાસેથી કોણે રાજ્ય ખૂચવ્યું તે જોકે જાણવામાં નથી, છતાં એટલું સંભવે છે કે કોઈ સ્થાનિક જાગીરદારો ધણીરણી થઈ ગયા હોય

આવી પ્રજા કોણ હશે? આ વિષયમાં તદ્દન અંધકાર છે. વલભીના મૈત્રકોનાં તામ્રપત્રોથી આપણે એટલું જાણીએ છીએ કે ભટ્ટાર્કે કોઈ બલિષ્ઠ શત્રુઓનો પરાજ્ય કરી રાજ્યશ્રી પ્રાપ્ત કરી હતી. આ શત્રુઓ કદાચ કોઈ હોય નો મિહિરો હોઈ શકે; કેમકે જો કે વલભીના મૈત્રકો પહેલાનાં કોઈ સાધનો મિહિરોની બલિષ્ઠતાની સાબિતી રજૂ કરતાં નથી, છતાં મિહિરવંશના એક રાજા જાયિકદેવના[7] ગુ સં. ૫૧૩ના તામ્રપત્ર ઉપરથી એમ માનવા કારણ મળે છે, કે મોરબી તરફના પ્રદેશમાં મિહિરોનું નાનું રાજ્ય અવશિષ્ટ રહી ગયુ હતું ભટ્ટાર્કે તેથી મિહિરોને કાઢયાં હોય તો આશ્ચર્ય નથી.

ભટાર્ક અને તેના પુત્ર ધરસેનના વિશેષણ તરીકે 'સેનાપતિ' શબ્દ વલભી તામ્રપત્રોમાં અતિવ્યાપક[8] છે. ગુપ્તોના સેનાપતિઓ એ હોવા શક્ય નથી; ક્ષત્રપો તેની પૂર્વે ૪૦ વર્ષ ઉપરજ ઘસાઈ નષ્ટ થઈ જાય છે. ત્યારે તે સેનાપતિ કોના!

ભટાર્કના સમયમાં લાટપ્રદેશ પર એક સત્તા રાજ્ય કરતી હતી

૫. 'ગુજ. પ્રા. ઇ.', પૃ. ૩૩.
૬. એજન, પૃ. ૪૯.
૭. એજન, પૃ. ૧૨૭.
૮. 'ગુજ. ઐતિ. લેખો'નાં લગભગ બધાં વલભી તામ્રપત્રો.

એવું માલૂમ પડી આવ્યું છે. 'એપિગ્રાફિકા ઇન્ડિકા'ના ૧૦–૧૧મા ગ્રન્થમાં અધ્યાપક ઇ. હુલ્શે ત્રૈકૂટકવંશના દહ્રસેન૯ અને તેના પુત્ર વ્યાઘ્રસેનનાં અનુક્રમે કોઈ સં. ૨૦૭ અને ૨૪૧નાં બે તામ્રપત્ર પર વિવેચન આપ્યું છે. આ બે રાજાઓનાં આ તામ્રપત્રોનાં આવતો સંવત્સર કલચૂરિ કિંવા ચેદિ સંવત્સર હોવાનું સ્વીકારવામાં આવ્યું છે. દહ્રસેન–વ્યાઘ્રસેનના તામ્રપત્રોની પદ્ધતિ અને વલભી તામ્રપત્રોની પદ્ધતિ જોતાં પણ એવો નિશ્ચય કરી શકાય તેમ છે કે આ બે વંશ અતિ નિકટના પરિચયમાં છે એ વર્ષો કલચૂરિ સંવત્સરનાં ગણતાં ૨૦૭–૨૪૧નાં વર્ષો અનુક્રમે ઈ સ ૪૫૭ અને ૪૯૧ લગભગ થવા જાય છે, વિ સં. ૫૧૩ અને ૫૪૭ થવા જાય છે. આ વર્ષો વ. સ. નાં ૧૩૮ અને ૧૭૨ આવી રહે છે. આશ્ચર્યની વાત એ છે કે વલભી રાજાઓએ દ્રોણસિંહથી માંડી મહારાજ–પદ ધારણ કર્યું, તે પૂર્વેના ભટાર્ક અને ધરસેન માત્ર સેનાપતિ તરીકે ઉલ્લિખિત છે દ્રોણસિંહના વ. સાં ૧૮૩ (વિ સં ૫૫૮, ઈ. સ. ૫૦૨)ના તામ્રપત્રમાં તે મહારાજ તરીકે ઉલ્લિખિત છે જ. વ્યાઘ્રસેન વ. સં. ૧૭૨ અને ૧૮૩ના ગાળામાં મરી ગયો હશે; કેમકે તે પછીનો તેનો કોઈ પણ અવશેષ પ્રાપ્ત નથી; જ્યારે તેઓનું બિરુદ દ્રોણસિંહ પોતાને માટે શરૂ કરી દે છે જ

દહ્રસેનનાં અને વ્યાઘ્રસેનનાં મળેલાં તામ્રપત્રોથી ઈ સ. ૪૫૭થી ૪૯૧ સુધીમાં લાટપ્રદેશ અને તેનાથી આગળ વધી બીજા૧૦ કેટલાયે પ્રદેશમાં તેઓનું શાસન હોવાનું સમજાય છે; દહ્રસેન પહેલાના કોઈ પણ રાજાનો કશો ઉલ્લેખ ક્યાયથી પણ પ્રાપ્ત નહિ થતો હોવાથી દહ્રસેનના પિતા મહારાજ ઇન્દ્રદત્તથી પૂર્વેના રાજાઓનો પત્તો નથી લાગતો; પણ તેથી એ વંશમાં એ બે જ રાજાઓ થયા હશે, એમ ન જ મનાય.

આ ત્રૈકૂટકો કોણ હતા? પંડિત ભગવાનલાલનું એવું માનવું છે કે તેઓ આભીર જાતના હશે. હાલ જુન્નર ગામ છે, ત્યાં પૂર્વ ત્રિકૂટની નામે નગર હશે, તે તેમની રાજધાની હશે, વ્યાઘ્રસેનના તામ્રપત્રમાં અનિરુદ્ધપુરનો ઉલ્લેખ આવે છે; એ અનિરુદ્ધપુર ત્રિકૂટનીનું જ

૯. એજન, લેખ નં. ૧૩–૧૪.
૧૦. 'ગુજ. ઐતિ. લેખો', ભાગ ૧લો, લેખ ૧૪મો.

બીજું નામ હશે અપરાંત પ્રદેશમાં આવેલાં ત્રિકૂટ પર્વતની તળેટીમાં એ લોકો આવી વસ્યા તેથી જ ત્રૈકૂટક કહેવાયા હશે કે કેમ એ નિશ્ચિત કરવું મુશ્કેલ છે. વ્યાઘ્રસેનના સમયમાં તો સંભવ છે કે અપરાંત પ્રદેશ તેઓનો મૂળ નિવાસ હોય અને ત્યાંથી ખેટાં ખેટાં લાટ વગેરે કેટલેક પ્રદેશો પર તેનુ સામ્રાજ્ય હોય. પાછળથી[11] આ લોકોએ પોતાને હૈહય કહેવડાવ્યા છે. તેઓનાં તામ્રપત્રોમાં ચેદિ કે કલચૂરિ સંવત્સર કેમ સ્વીકારાયો છે, તે વિશે પણ કાંઈ ખાસ સમાધાન મેળવી શકાય તેમ નથી. ચેદિ અને ત્રૈકૂટકો એકજ હોય તો આનું સમાધાન મળે

લાટ પ્રદેશ પર વલભી શાસનના સમયમાં ત્રૈકૂટકોનુ આધિપત્ય ઇતિહાસમા એક સારુ મહત્ત્વ ધરાવે તેવુ છે, કેમકે વલભી રાજાઓએ તેઓની જ તામ્રપત્ર–પદ્ધતિનો સમાદર કર્યો હોવાથી અને તે પૂર્વે કોઈએ તામ્રપત્રો કર્યા હોય, એવુ પ્રાપ્ત નહિ હોવાથી વલભીઓ કયાંથી આવ્યાં તેનુ સમાધાન આથી પ્રાપ્ત થાય છે એ સાથે એક વસ્તુ વધુ સ્ફૂટ થતી લાગે છે કે વલભી સંવત્સર કોણે ચલાવ્યો તેનુ સમાધાન મેળવવા, વલભીના મૈત્રકો હિંદમાં ઊતરી આવ્યા હોય ત્યારથી એ વર્ષનો ભટ્ટાર્કાદિએ આરંભ કર્યો તે સ્વીકારીએ તો આ કહેવાનો ચેદિ સંવત્સર પણ ત્રૈકૂટકો હિંદમા ઊતરી આવ્યા તેના આરંભના વર્ષથી હોય. આ સિવાયનાં બીજાં કારણો અદ્યાપિપર્યંત તો મળ્યાં નથી; એટલે એ સમાધાન તરફ દિલ ખાસ આકર્ષાય છે

# 'ધર્મારણ્ય'નું ઐતિહાસિક મહત્ત્વ

●

: લેખક :

કનૈયાલાલ ભાઈશંકર દવે

●

## પુરોવચન

'ધર્મારણ્ય' એ એક પ્રાચીન ગ્રન્થ છે, જેમાં મોઢ કોમની ઉત્પત્તિ અને તેનો પૌરાણિક ઇતિહાસ આપવામાં આવ્યો છે. સાથે સાથે તેમાં ગુજરાતના ઇતિહાસને મદદ કરતાં કેટલાંક વિધાનો આપવામાં આવ્યા છે. જો કે તે બધા અર્ધઐતિહાસિક અને દંતકથાઓના મિશ્રણવાળા છે. છતા તેમાંથી ઐતિહાસિક દષ્ટિએ કેટલીક વિશિષ્ટ બાબતો તરી આવે છે ઉત્તરગુજરાતના પશ્ચિમ તરફના પ્રદેશને પુરાણકારોએ "ધર્મારણ્ય" પ્રદેશ જણાવ્યો છે ભારતનાં અનેક પવિત્ર અરણ્યોમા ધર્મારણ્યની પણ ગણના કરવામાં આવે છે. મોઢ કોમની ઉત્પત્તિનું આદિસ્થાન મહેરકપુરી યાને મોઢેરા ધર્મારણ્યમાં આવેલું છે, જેને લઈને તેના અનુષંગી ઇતિહાસને 'ધર્મારણ્ય' એવું નામ મળ્યું છે.

ધર્મારણ્ય પ્રદેશની પ્રાચીનતા ઠેઠ પુરાણકાલીન હોવાનુ મનાય છે. કારણ 'સ્કંદપુરાણ'મા ૩૬ અધ્યાયોમા ધર્મારણ્યનો પૌરાણિક ઇતિહાસ આવેલો છે,[૧] પણ તેમાથી ખાસ ગુજરાતના ઇતિહાસને

૧. જુઓ સ્કંદપુરાણાન્તર્ગત 'બ્રહ્મખંડ'ને 'ધર્મારણ્ય' વિભાગઃ કુલ અધ્યાય ૩૯.

મદદ કરતાં કંઈપણ સૂચનો મળી આવતાં નથી. ફક્ત તેમાં આમ રાજાએ બ્રાહ્મણોનાં ગામો પડાવી લીધા હતા અને પાછળથી તેઓની સમજાવટથી કે કોઈ ચમત્કારથી તેમને પાછાં આપ્યા હતાં તેટલી જ હકીકત આપી છે. આ સિવાય તેને પોતાની પુત્રી રત્નગંગાને આ પ્રદેશ પહેરામણીમા આપ્યો હોવાનુ નોધ્યુ છે, જેમા કંઈક ઐતિહાસિક સત્ય હોવાનું ભાસે છે. આમ સ્કંદપુરાણોક્ત ધર્મારણ્યમાં ઇતિહાસના અલ્પતત્ત્વો સાથે કેટલીક બાબતો પૌરાણિક સ્વરુપમા રજૂ કરી છે, પણ તેથી ગુજરાતના ઇતિહાસ ઉપર વિશેષ અજવાળુ પડવા સંભવ નથી.

આ સિવાય 'ધર્મારણ્ય' નામનો એક સ્વતંત્ર ગ્રન્થ છે જે હજી સુધી અપ્રકટ દશા અનુભવે છે 'મોઢમાર્તંડ'ના તંત્રી શ્રી. પ્રભાશંકર જટાશંકર પાઠકે તે છપાવવાની વ્યવસ્થા કરી હતી પણ હજી સુધી તે બહાર પડયો નથી આ ગ્રન્થના ૬૯ અધ્યાયો અને આસરે ૩૫૦૦ શ્લોકો છે આ ગ્રન્થ ઉપરોક્ત 'સ્કંદપુરાણ'ના 'ધર્મારણ્ય'થી સ્વતંત્ર છે. પરંતુ તેમાની કેટલીક હકીકત આ ગ્રંથકારે નોધી છે. આ ગ્રન્થની ખાસ વિશિષ્ટતા તેના ઐતિહાસિક વિભાગને લઈને છે તેના પાછળના પાચ અધ્યાયોમા ગુજરાતના ઇતિહાસની કેટલીક હકીકતો આપવામાં આવી છે આ પુરાણના દરેક અધ્યાયોની અંત્ય પ્રશસ્તિમાં આ ગ્રન્થ પદ્મપુરાણોક્ત હોવાનું લખ્યુ છે. 'પદ્મપુરાણ'માં આવો ધર્મારણ્ય નામનો કોઈ વિભાગ જોવામાં આવતો નથી, જેથી આ પુરાણ પાછળથી રચવામાં આવ્યુ હશે એમ ચોકકસ જણાય છે પરંતુ તેનો રચયિતા વિદ્વાન અને બહુશ્રુત હતો એમ જરૂર લાગે છે કારણ્ તેણે મોઢ બ્રાહ્મણો અને મોઢેરા શહેર માટે જે સંગીન માહિતી રજૂ કરી છે તેથી તેનો ઇતિહાસપ્રેમ વધુ સાબિત થાય છે. તેણે શ્રુતપરંપરા દ્વારા ચાલી આવેલી અને કેટલીક પૌરાણિક હકીકતોનો સમન્વય કરી આ પુરાણનુ કલેવર બનાવ્યુ હશે એમ લાગે છે અને પાછળથી કેટલીક ઐતિહાસિક બાબતો રજૂ કરી પુરાણના ઘડતરને સુંદર સ્વરૂપ આપ્યુ છે આટલી વિધિ પૂરી થયા પછી, તેને પ્રાચીનતાની છાપ મારવા પદ્મપુરાણોક્ત હોવાનુ જણાવતા આ પુરાણ પુરાકાલીન

छे एम बनाव्युं छे आवा किस्साओ मध्यकालीन साहित्यमांथी केटलाये मळी आवे छे

धर्मारण्य प्रदेशनो इतिहास प्राक्कालीन छे, ज्यारे तेना ऐतिहासिक विधानो मध्यकालीन छे आथी आ ग्रंथ मध्यकाळमां रचायेलो होय एम जरूर लागे छे अगर ते तेनो ऐतिहासिक विभाग पाछळथी उमेर्यो (प्रक्षिप्त) होय तेमां संशय नथी आ पुराणना ऐतिहासिक तत्त्वोनी चर्चा श्री रामलाल चुनीलाल मोदीए 'बुद्धिप्रकाश'मां करी हती[2] परंतु ते सिवाय पण तेमांथी बीजी केटलीक ऐतिहासिक बाबतो मळी आवे छे, जेनी तुलनात्मक चर्चा आ लेख द्वारा करी 'धर्मारण्य' ग्रंथ ऐतिहासिक दृष्टिए केटलुं महत्त्व धरावे छे तेनुं योग्य विवेचन करवा विचार छे

ऐतिहासिक तत्त्वो

गुजरातना प्राचीन नगरोना इतिहास माटे आजे आपणी पासे कोई पण प्रमाणभूत साधनो नथी कारण के कागळमां हालनी माफक इतिहास आलेखी राखवानी प्रथा राजा के प्रजामां खास न हती, जेथी आपणा प्राचीन नगरोना सीलसीलाबंध वर्णनो आजे आपणने उपलब्ध थता नथी पण धार्मिक मान्यताने आधारे जे ते नगर अने प्रदेशोना तीर्थो, मंदिरो, वगेरे अने धार्मिक स्थानोनी पवित्रता अने महत्ता दर्शाववा तेना महात्म्यो साथे नगरोना इतिहासो पुराणकारोए संकलित कर्या छे, तेथी पौराणिक स्वरूपमां केटलाक नगरोना इतिवृत्तोनी कईक झांखी थाय छे आ सिवाय केटलाक जातिपुराणोमां जुदा जुदा नगरोना इतिहासो सचवाया छे ते प्रमाणे 'धर्मारण्य-पुराण'मांथी पण मोढेरानो कईक अस्पष्ट इतिहास मळी आवे छे तेमां तेनी रचना अने तीर्थोनो उल्लेख कर्यो छे[3] तेथी ते त्रण योजन

---

२ 'बुद्धिप्रकाश' पु ७६, ऑगस्ट १९२९

३ त्यां अगाडी धर्मवापी, सूर्यकुंड धर्मेश्वर, तेनी पासे श्रृंगार मंडप, तेनी उत्तरे ऐश्वर्यमंडप, पूर्व दिशाए ज्ञानमंडप भवानीराज सदन मुक्तेश्वर, विजयानुं मंदिर, योगिनीपीठ, बकुलार्क, श्रीमाता, देवसरोवर, मायाकुंड धारातीर्थ, नगाकूप, ब्रह्मतीर्थ, रुद्रतीर्थ, विष्णुतीर्थ, अग्नितीर्थ, कुबेरसदन इंद्रतीर्थ, वितीर्थ, वायुतीर्थ, विगेरे तीर्थो होवानुं धर्मारण्ये जणाव्युं छे जुओ 'धर्मारण्य' ख ५, १५, १७, १८, २२ थी २६ वगेरे

(બારગાઉ)ના ઘેરાવાનું એક મહાનગર હતું એમ ચોક્કસ જણાય છે.[૪] તેની પાસે રૂપા (રૂપેણ) અને હિરણ્યા (સુવર્ણા) નામે નદીઓ હતી.[૫] આ સિવાય મોઢ બ્રાહ્મણોનો સામાજિક ઇતિહાસ આપતાં તેઓને દાનમાં મળેલાં અનેક ગામોનો તેમાં ઉલ્લેખ છે.[૬] આ બધા ગામો આજે મોજૂદ છે, જેની પ્રાચીનતા પુરાણથી પુરવાર થાય છે. આ સિવાય મોઢ કોમ અને મોઢેરાને લગતી કેટલીક પ્રકીર્ણ બાબતો તેમાં નોંધાઈ છે. આ વિષયની વીગતવાર તપાસ કરતાં એક સ્વતંત્ર લેખ થઈ જવા સંભવે છે, જેને લઈને તેની વધુ ચર્ચા અહીં કરવી ઇષ્ટ લાગતી નથી.

હવે તેમાંના ઐતિહાસિક અંશ તરફ વળીએ. સૌથી પહેલાં આમરાજાનો આ પ્રદેશ ઉપર અધિકાર હતો તે વાત 'ધર્મારણ્યે'

---

૪. योजनत्रयमानेन चतुःकोणस्तु विस्तरः ।
प्राकारः स्थापितः पूर्वं शुभ्रपाषाणपंडितः ॥
चतुरस्रो महान् रम्यपरिखावेष्टितः कृतः ।

'ધર્મારણ્ય' અ. ૫, શ્લોક ૯૨.

૫. धारातीर्थाद्दक्षिणतः रम्या रूप्या नदी स्मृता ।
उवाह सलिलं रौप्यं पितृणां तृप्तिकारक ॥
तस्माद्राप्या इति ख्याता धर्मारण्येऽतिपावनी ।

'ધર્મારણ્ય' અ ૨૮ શ્લોક ૨૧

सुवर्णाख्या नदी यस्य समीपं न जहाति च ।
तत्तीर्थं सर्वतीर्थानामुत्तमं नृपसत्तम ।

'ધર્મારણ્ય' અ. ૨૮, શ્લોક ૧૯.

૬. તેમાં આ પ્રમાણે ગામોનાં નામો છે. સીતાપુર, સરખેજ, સીરોલી, ગોઠલી, જેઠમજ, શેરથા, વડોદરું, રામપુર, કડવાડ, દેહમોડું, ચાંદણ, કુહડ, ચેલ, હાથીજાણું, કપડવંજ, કેણુત, કાંબલી, ગોવિંદડું, મોરાજા, ઓળા, થોળ, ચોખણું, સોજીત્રા, લાલજ, ગોધરા, વાટ સુવાલ, માણજ, આનંદ, પાડલા, રાણકુ, ઠાકોલ, માતમોર, માતર, વિટોલા, ગાગેખ, રોતેજ, રૂપાલ, ઇગાલ, વાચજ, કપૂરી, ગોતા, દૂધેધા, ચિત્રાણ, હામોલ, બેહોલ, દેરોલ, આસોજ, રંદણા વિ.

સ્પષ્ટ શબ્દોમાં નોંધી છે. આમરાજા ગુર્જર પ્રતિહારવંશી હતો. તેનુ બીજું નામ નગભટ્ટ કે નાગાવલોક હતું તે કાન્યકુબ્જમાં રાજ્ય કરતો હતો. તે બપ્પભટ્ટસૂરિના આદેશથી જૈનધર્માનુયાયી થયો હતો. 'ધર્મારણ્યે' પણ તેને જૈનધર્માવલંબી હોવાનું જણાવ્યું છે. 'પ્રભાવકચરિત્ર'માં બપ્પભટ્ટસૂરિપ્રબંધમાંથી તેની હકીકત મળી આવે છે તે બપ્પભટ્ટસૂરને ગુરુ તરીકે માનતો હતો બપ્પભટ્ટસૂરિ મોઢેરાના મોઢગચ્છના આચાર્ય હતા જૈન અને બ્રાહ્મણો વચ્ચે ચાલતા ધાર્મિક સંઘર્ષણને લઈને આમરાજાએ બ્રાહ્મણોનો ગરાસ પડાવી લીધો હતો એમ 'ધર્મારણ્ય' કહે છે. આથી ઐતિહાસિક રીતે વિચારતાં ૮મા સૈકાના અંતમાં ઉત્તરગુજરાત ઉપર, કનોજાધિપતિ ગુર્જર પ્રતિહારોનો અધિકાર હતો એમ સ્પષ્ટ સૂચન થાય છે, જેને ઇતિહાસકોવિદ રા બા. ચિંતામણિ વિનાયક વૈદ્ય પણ ટેકો આપે છે.[૭] આ આમરાજાની પુત્રીનુ નામ રત્નગંગા હોવાનું પુરાણકારે જણાવ્યુ છે. અને એને આ બધો પ્રદેશ પહેરામણીમાં આપ્યો હતો આ હકીકત 'પ્રબંધચિંતામણિ'ને સંપૂર્ણપણે અનુસરે છે. તેમાં કનોજના રાજાની પુત્રીનું નામ મહણિકા જણાવ્યું છે,[૮] જ્યારે 'ધર્મારણ્ય' તે રત્નગંગા હોવાનુ લખે છે આમાં ફક્ત નામ માત્રનો જ ફેર માલૂમ પડે છે. પણ એકંદરે બન્નેનાં ઐતિહાસિક તથ્યો એક બીજાને સંપૂર્ણ મળતાં છે.

ગુજરાતને લગતી બીજી ઐતિહાસિક બાબતોમાં 'ધર્મારણ્ય' વનરાજ-ચરિત્ર વર્ણવે છે. પણ તેમાં ઐતિહાસિક સત્ય કરતાં દંતકથાનુ મિશ્રણ વધુ જોવામાં આવે છે. અને તે એકદેશીય બ્રાહ્મણદૃષ્ટિએ જ લખાયુ છે, જેથી કોમી પક્ષપાત તરફ વધુ ઢળે છે. "વનરાજનો પિતા ક્ષત્તા હતો. તેનો જન્મ સૂર્યવંશી અગ્નિકેતુથી સૈરંધ્રીમાં થયા હતો અને કોસલમાંથી બન્ને પતિપત્ની અહીં આવી ચડ્યા હતાં બ્રાહ્મણોએ તેને પૂર્વદકીકત પૂછી મોઢેરામા આવેલ ઇન્દ્ર-સરોવરના રક્ષા માટે નીમ્યો હતો શ્રીમાતાના ગોપુરમાં તે દંપતી રહી બ્રાહ્મણોની સેવા કરી પોતાનો નિર્વાહ કરતાં હતાં. થોડાક કાળ

૭. 'હિસ્ટરી આફ ધી મિડિએવલ ઇન્ડિઆ', પા. ૧૦૪.

૮. 'પ્રબંધચિંતામણિ' પા. ૨૦, દુ કે. શાસ્ત્રી સંપાદિત.

પછી ક્ષત્તાની સ્ત્રી સગર્ભા થઈ અને પુત્ર પ્રસવ થયો જેનુ નામ વનરાજ રાખવામા આવ્યુ. વનરાજ જ્યારે સાત માસ છ દિવસનો થયો ત્યારે સંજોગવશાત્ તેનો પિતા ક્ષત્તા ગાયોનું રક્ષણ કરતા મરણ પામ્યો. આથી તેની સ્ત્રી જે પતિવ્રતા હતી તેણે પોતાના પુત્રને ત્યા રહેતા બ્રાહ્મણોના આશ્રયે સોંપી પતિ સાથે સહગમન કર્યું. આ બાળકને મોઢેરાના બ્રાહ્મણોએ ઉછેરી મોટો કર્યો. જ્યારે તે ઉમ્મરલાયક થયો ત્યારે નિરંકુશપણે વર્તવા લાગ્યો. ત્યાના બ્રાહ્મણોએ તેને બીજે સ્થળે જવા કહ્યુ આથી તે ત્યાંથી નીકળી વનમા ગયો આ સમયે તેને શુભશુકનો થયાં. વનમા જઈને તેણે બીજા સૈનિકોને મેળવી લૂંટફાટ કરવા માંડી અને સંવત ૮૦૨ના અષાડ માસની સુદી ૩ને શનિવારે સરસ્વતીના કિનારા ઉપર અણહીલપુર પાટણની સ્થાપના કરી."[૯]

'ધર્મારણ્ય'નુ ઉપરોક્ત કથન, વનરાજનો પિતા જયશિખરી ન હતો એમ સૂચવે છે તદુઉપરાત વનરાજ મોઢેરામાં જન્મ્યો હતો જેનુ પાલનપોષણ મોઢ બ્રાહ્મણોએ કર્યું હતું વનરાજના ઇતિહાસમાં આ બંને બાબતોથી ગૂંચવાડો ઊભો થયો છે. વનરાજનો પિતા જયશિખરી હતો એ 'રત્નમાળ'નું કથન આજે પ્રચલિત ઇતિહાસમા રૂઢ થઈ ગયું છે. બીજી બાજુ વનરાજ જૈન સાધુના આશ્રયે મોટો થયો હતો એમ જૈન ગ્રન્થકારોએ નોધ્યુ છે. વનરાજના પિતા માટે આજે કેટલીક ચર્ચા ઊભી થઈ છે. મુનીશ્રી જિનવિજયજીસંપાદિત અને સિંઘી જૈન ગ્રન્થમાળાદ્વારા પ્રકાશિત 'પુરાતનપ્રબંધસંગ્રહ'મા તેનો પિતા આબાસણનો વતની ચામુંડ ચાવડો હતો એમ જણાવ્યુ છે આમ વનરાજનુ ચારિત્ર બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર ગ્રન્થકારોએ જુદી જુદી દૃષ્ટિએ રજૂ કરી તેનુ પાલણ-પોષણ પોતે કર્યાનુ સગર્વ નોધ્યુ છે આનો નિષ્પક્ષપાત નિવેડો કોઈ તટસ્થ ગ્રન્થ કે સાધન મળી આવે ત્યારે જ થાય તેમ છે. જ્યાં સુધી તેનો યોગ્ય નિર્ણય થાય નહી ત્યા સુધી દરેક ગ્રન્થોનાં તે માટેનાં મંતવ્યો ઐતિહાસિક રીતે મૂલ્યવાન ગણાય એ સ્વાભાવિક છે. વનરાજે અણહીલપુરની સ્થાપના સંવત ૮૦૨ના કયા માસમાં

૯ 'ધર્મારણ્ય', અ ૬૬, શ્લોક ૩૭ થી ૮૭

કરી તે માટે અન્યાન્ય ગ્રન્થકારોએ જુદી જુદી મિતિઓ નોંધી છે તેમા 'ધર્માંરણ્ય' પણ એક નવી મિતિ ઉમેરે છે નેમા પાટ ણની સ્થાપના અષાઢ સુદ ૩ ને શનિવારે થયાનુ સૂચ યુ છે[૧૦] અણહીલપુરની સ્થાપનાના માસ, વાર અને તિથિ એ માટેની ચર્ચા શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ 'કાતમાળા'મા કરી છે[૧૧] તે "ધર્મા રણ્યના ઐતિહાસિક તત્ત્વો" નામના લેખદ્વારા 'બુદ્ધિપ્રકાશ'મા પણ તેમના તરફથી કેટલોક ઊહાપોહ કરવા આ યો હતો ગત સાહિત્ય પરિષદમા રજૂ કરેલ નિબધ "ગુર્જરેશ્વરોનુ પાટનગર અણહીલપુર"–મા પણ મે કેટલીક વિચારણા કરી છે, જેથી તે માટે અહી વધુ પિષ્ટપેષણ કરવાની જરૂરત લાગતી નથી

વનરાજચરિત્ર પછી 'ધર્માંરણ્ય' ચાવડા વશની વશાવની રજૂ કરે છે તેમા કેટલેક સ્થળે ભૂલો થયેલી છે પણ એકદર રીતે તપાસતા તેમાથી કેટલીક ઐતિહાસિક બાબતો તરી આવે છે ચાવડા વશનો છેલ્લો રાજા ભૂવડ સ્વછદી અને દારુડિયો હતો. તેને મૂળરાજે મારી નાખી રાજ્ય મેળ યુ હતુ આ વાત પુરાણકારે સ્પષ્ટ રીતે જણાવી છે[૧૨] ચાવડાઓ દુરાચરણી હતા તે વાત

---

१० सवत् अष्टाद्वर्तीय मास आषाढसज्ञक ।
शुक्लपक्ष ततीया च शनिवारे विख्यातरुता ॥ ८५ ॥
वनराजेन धीरेण वासित पत्तन पुर ॥

૧૧ 'કાતમાળા'મા "પાટણ સ્થાપનાની તારીખ" નામનો શ્રી રામલાલ ચુનીલાલ મોદીનો લેખ, પા ૧૫૬

१२ राजाभूभड नामेति त सुनु राजशासने ।
बहुमाङ्कमशा च कामी कामकलाविद ।
यापितार्वदआसक्ति. हास्तन्या हास्तराद् सम
अत पुर वसी त्य रगरागमति सदा ।
कदाचिद् मालपक्षेव सभ मडल स्थितः
मित्र मूलडस्तस्य सालवाकूलभूषण ।
मृत्र न हता रा ना निर्वश भूयडा गत ।
पश्चाद् मूलड नामेति रराज पत्तन पु ॥
ધર્મા ૫૫ અ ૬૬, શ્લોક ૮૪ ૯૬

'સરસ્વતીપુરાણે' પણ નોંધી છે.[13] જેથી 'ધર્મારણ્ય'નાં કેટલાંક ઐતિહાસિક વિધાનોમાં પ્રમાણિકતાના અંશ જોવામાં આવે છે. ત્યારબાદ સોલંકી વંશની વંશાવળી તેમાં આપવામાં આવી છે. આ વંશાવળીમાં કંઈક ગોટાળો થયો છે. કારણ તેઓના અનુક્રમમાં કોઈપણ વ્યવસ્થિતતા જોવામાં આવતી નથી તેટલું જ નહી પણ થયેલા રાજાઓના રાજ્યકાળના વર્ષો માટે પણ કોઈ પ્રમાણ સચવાયું નથી. રાજાઓના નામોમા પણ કેટલીક ઘાલમેલ થઈ છે. તેમાં મૂળરાજ પછી ચામુંડના બદલે વલ્લભરાજનુ નામ દાખલ કર્યું છે. તેના પછી અનુક્રમે દુર્લભ અને ભીમનાં નામો જણાવી વીસળદેવનું નામ મૂક્યું છે. તેટલાથી જ સંતોષ નહીં માનતાં તેણે વીસલનગર (વીસનગર) વસાવ્યુ હતું એમ જોડી કાઢ્યું છે. વીસનગર વસાવનાર વીસનદેવ અને ગુજરાતનો વાઘેલો વીસળદેવ બને જુદા જુદા છે. તેટલું જ નહીં પણ સોલંકી વંશમાં કોઈ વીસલદેવ નામનો રાજા જ થયો નથી આથી 'ધર્મારણ્યે' અહીં ખોટું નામ વીસળદેવનું રજૂ કર્યું છે. જેવા 'ધર્મારણ્ય'ના રચનારે કોઈ ગ્રન્થના આધાર કરતાં શ્રુતપરંપરા અને દંતકથાનો સંપૂર્ણ આશ્રય લીધો હતો એમ ચોક્કસ લાગે છે વધુમા આ વંશાવળીમાથી સિદ્ધરાજના પિતા કર્ણદેવનુ નામ મળી આવતુ નથી. ઊલટુ તેના બદલે આગળ જણાવેલ વીસળદેવનુ નામ જણાયુ છે. તેના પછી સિદ્ધરાજનું નામ આપ્યુ છે પણ તેના ચરિત્ર સબંધે કોઈપણ ઉલ્લેખ કર્યો નથી ત્યારબાદ કુમારપાળનું નામ જણાવ્યું છે. તેના રાજ્યકાળ દરમ્યાન થયેલો કોઈપણ ઐતિહાસિક પ્રસંગ 'ધર્મારણ્યે' નોંધ્યો. નથી પણ બ્રાહ્મણો અને જૈનો વચ્ચે ધાર્મિક મતાંધતા માટે થયેલા સંઘર્ષોના એક બે પ્રસંગો તેમા આપવામાં આવ્યા છે.

---

13 चापोत्कटा इति ख्याताःसंभूता धरणीतले ।
संप्राप्यैतन्महास्थानं अर्बुदारण्यसंस्थिता ॥
प्रावसन् रौद्रकर्माणो मद्यपा निरपत्रपाः ॥

'સરસ્વતીપુરાણ' અ. ૧૫, શ્લોક ૬૮–૬૯.

કુમારપાળના રાજ્યકાળ દરમ્યાન મોઢેરાના બ્રાહ્મણોનો ગરાસ જૈન ધર્મની અસરથી કે બીજા કોઈ કારણોને લઈ કુમારપાળે ખૂંચવી લીધો હતો એમ 'ધર્મારણ્ય' જણાવે છે. પણ તેમાં સત્યાંશનું પ્રમાણ ઘણું જ ઓછું છે; કારણ કુમારપાળની ધર્મસહિષ્ણુતા જોતાં તેને જૈન અને બ્રાહ્મણ બંને ધર્મો ઉપર સરખો પ્રેમ હતો એમ ઇતિહાસ ઉપરથી જણાય છે. તેના અનેક બીરુદોમાં "**उमापतिवरलब्धप्रसादप्राप्तराज्य**" એ એક બીરુદ હતું જેથી તે ઉમાપતિ (રુદ્ર)ના પ્રસાદવડે રાજ્ય પ્રાપ્ત થયાનું માનતો હોય એમ ચોક્કસ લાગે છે. જો રુદ્રભક્ત ન હોય તો આવું બીરુદ હોવા સંભવ નથી. વળી સોમનાથના જીર્ણ પ્રાસાદનો તેણે ઉદ્ધાર કરાવ્યો હતો. આ સિવાય કેટલાક શિલાલેખોમાં તેણે શિવાલયો ને ગામો અને જમીનો આપ્યાના ઉલ્લેખો વળી આવે છે.[૧૪] આથી 'ધર્મારણ્ય'નું કથન ઐતિહાસિક રીતે બંધબેસતું નથી. કારણ કુમારપાળ જૈન અને બ્રાહ્મણ બન્ને ધર્મો પ્રત્યે સમાનભાવે વર્તતો આથી ધાર્મિક પક્ષપાતના કારણે કુમારપાળે બ્રાહ્મણોનો ગરાસ પડાવી લીધો હોય તેમ માની શકાતું નથી. તેવો બીજો પ્રસંગ જૈન યતિઓ અને બ્રાહ્મણો વચ્ચે થયેલા વાદવિવાદનો છે. કુમારપાળના સમયમાં તેવો એક પણ પ્રસંગ બન્યો હોય તેવું કોઈ પણ ગ્રન્થમાં નોંધાયું નથી. તેમાં જણાવેલ શારદાકુંભની સ્થાપના અને તેમાંથી નીકળતા પ્રશ્નોના જવાબો વિ. હકીકત લગભગ સિદ્ધરાજના કાળ દરમ્યાન થયેલ વાદિદેવસૂરિ અને કુમુદચંદ્ર વચ્ચે ચાલેલા વાદપ્રસંગને અનુરૂપ છે.

કુમુદચંદ્ર દિગંબર મતનો જૈન યતિ હોઈ કર્ણાટકથી પાટણમાં આવ્યો. જૈનધર્મના અંતરંગ કલહમાં પાટણના જૈન યતિઓની વિરુદ્ધ બ્રાહ્મણોએ કુમુદચંદ્રનો પક્ષ લીધો હોય તે વાત માન્ય

૧૪ જુઓ 'ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો', ભાગ ૨, ચિતોડ નજીકના પહાડ ઉપર આવેલ સમદ્ધેશ્વર મહાદેવનો શિલાલેખ, વડનગરની પ્રાકારપ્રશસ્તિ, વિ. લેખો તથા જેસલમીર ભંડારની નં. ૧૪૬-૧૩૩ની અંત્યપ્રશસ્તિઓ જેમાં 'ઉમાપતિવરલબ્ધ' એવું વરદાન છે.

રાખવા જેવી છે. તેના કારણે 'ધર્મારણ્ય'ના રચયિતાએ તે પ્રસંગ સિદ્ધરાજને બદલે કુમારપાળના નામે ચડાવી દીધો છે. શ્રુતપરંપરા ઉપર આધાર રાખી રચાતા ઇતિહાસોમાં આવી ભૂલો જરૂર થાય છે. કુમુદચંદ્રનો વાદપ્રસંગ ઐતિહાસિક હોઈ 'પ્રબંધચિંતામણિ' અને 'પ્રભાવકચરિત્ર'માં વિસ્તારથી નોંધાયો છે.[૧૫] તે પ્રસંગના આધારે 'મુદ્રિતકુમુદચંદ્રપ્રકરણ' નામે એક નાટક પણ લખાયું છે જે આ પ્રસંગની ઐતિહાસિકતા સૂચવે છે 'ધર્મારણ્ય'કારે પણ તે પ્રસંગ નોંધતાં તેને સિદ્ધરાજને બદલે કુમાળપાળના નામ ઉપર ચડાવ્યો છે. આથી 'ધર્મારણ્ય'ના પ્રક્ષિપ્ત ભાગ લખનારનુ ઐતિહાસિક જ્ઞાન કેટલું હતું તેનો સાબિતી મળે છે.

જૈન અને જૈનેતરો વચ્ચે થયેલાં સંઘર્ષો પૈકી લાખુખાડની કથા આજે પણ જનસમાજમા પ્રચલિત છે. તે જ હકીકત કેટલાક ફેરફાર સાથે પૂનમિયા ગચ્છની ઉત્પત્તિ માટે જણાય છે, જેની નોંધ સ્વ. ફાર્બસ સાહેબે 'રાસમાળા'માં લીધી છે.[૧૬] તેમાં જણાવ્યું છે કે એક સમયે કુમારપાળે કોઈ જૈન યતિને તિથિ પૂછતાં ભૂલથી અમાસને બદલે પૂર્ણિમા કહી. આથી તે યતિની સત્યતા દર્શાવવા મુનિશ્રી હેમચંદ્રે યોગિનીની સાધનાવડે ચંદ્ર ઊગેલો બતાવ્યો અને પૂનમ કહેનાર યતિનો જે ગચ્છ થયો તે પૂર્નમિયાગચ્છ તરીકે ઓળખાવ્યો. આટલી વાતનો જૈનધર્મના ગ્રન્થોમાં પણ સ્વીકાર કરવામાં આવી છે.[૧૭] 'ધર્મારણ્ય'કાર તે જ હકીકતને બ્રાહ્મણદૃષ્ટિએ રજૂ કરતાં લખે છે કે "એક વખત બ્રાહ્મણો રાજાની પાસે ગયા ત્યારે તેઓને રાજાએ આગમનનુ કારણ પૂછયું. પછી તિથિવારનો પ્રશ્ન પૂછતા બ્રાહ્મણોએ અમાસ હોવાનું જણાવ્યું. આથી ત્યાં બેઠેલ યતિએ પૂનમ હોવાનુ જણાવી બ્રાહ્મણોમાં અભક્ષ અને સુરાપાન કરનારા છે એવો આક્ષેપ કર્યો. અને બ્રાહ્મણોના પાત્રોમાં જે જળ ભર્યું હતું તે તપાસવાનુ કહેતા તેમાથી દુર્ગંધયુક્ત સુરા (દારૂ)

૧૫. 'પ્રબંધચિંતામણિ', પા. ૧૦૬, દુ. કે. શાસ્ત્રી સંપાદિત.
'પ્રભાવકચરિત્ર'. 'વાદિદેવસૂરિપ્રબંધ', પા. ૬૧.
૧૬ 'રાસમાળા', પા. ૨૮
૧૭ જુઓ 'કુમારપાળપ્રબંધ'.

होवानुं मानम पड्युं आथी ब्राह्मणो मानभंग थया अने तांत्रिक बाजे आ बधुं थयेलुं जोई खिन्न बनी यतिओनो मानभंग करवानो लाग शोधवा लाग्या तेज दिवसे जैन यतिओ गोचरी (भिक्षा) लई जता हता तेनामां धारणम् गोत्रनो श्रीपति नामनो विद्वान जे तंत्रशास्त्रनो अडग अभ्यासी हतो तेणे ते भिक्षान्न राजा पासे बतावया जणाव्युं अने राजा पासे रजू करता तेमां मांस होवानुं जणायुं आथी ब्राह्मणोए राजाने कह्युं के राजेन्द्र ब्राह्मणो मद्यप (दारु पीनारा) नथी अने यतिओ मांसभक्षक नथी आपे जे जोयुं ते बधुं मंत्रबळनुं परिणाम छे पछी तिथिनिर्णय करवा संध्या काळे ब्राह्मणो अने यतिओ भेगा थया त्यारे आकाशमां चंद्र ऊग्यो होय तेवुं जणायुं आथी ब्राह्मणोए राजाने कह्युं के आजे आकाशमां जे चंद्रमा देखायो ते साचो चंद्र नथी पण देवी पद्मावतीना कुंडळनो झगहळाट छे, जेथी चंद्र होय तेम लागे छे तेनी संपूर्ण खात्री करवी होय तो अहीथी बार योजन दूर वायुवेगे माणसो दोडावो आथी राजाए एक ब्राह्मण अने राजसेवकने पवनवेगी अश्व उपर तेनी तपास करवा मोकल्या ते बन्ने जणे तपास करी राजाने कह्युं के जे चंद्रमा आकाशमां देखाय छे ते फक्त अहीथी बार योजन सुधी ज छ अने आजे तिथि अमावास्या छे आथी ब्राह्मणोनुं वक्तव्य साचुं ठरता यतिओ मानभंग थया [१८]

आ प्रमाणे अमास अने पूर्णिमाना वादनी हकीकत जैनो अने ब्राह्मणो बन्नेना ग्रन्थोमां थोडाक फेरफार साथे सरखी जोवामां आवे छे आथी ते हकीकतोने दंतकथा कहेता पहेलां काईक सत्य छुपायुं होवानुं जणाय छे जो के ब्राह्मणो अने जैनोए पोतपोतानी महत्ता दर्शावया तेओना ग्रन्थोमां परमतखंडन अने अने स्वमतमंडननी वातो गोठवी छे, जेथी धार्मिक रागद्वेषोना कारणे केटलीक हकीकतो उमेरायानुं चोक्कस जणाय छे पण केवळ ते कपोलकल्पित होय तेम मानी शकातुं नथी

त्यारबाद धर्मारण्यकार जणावे छे के राजमाता अने राजपत्नीए

१८. 'धर्मारण्य', अ ३७, श्लोक १ थी २४

જૈનધર્મ પાખંડધર્મ છે તેથી તેનો ત્યાગ કરવા રાજાને સૂચવ્યું. પણ ઊલટું રાજાએ તેઓને જૈનધર્મ અંગીકાર કરવા કહ્યું અને ગુરુવંદના કરવા હુકમ કર્યો. રાજપત્નીએ તેના હુકમનો અમલ નહીં કરતાં રાજા ગુસ્સે થયો અને રાજપત્નીને દુઃખ દેવા લાગ્યો આથી કેટલાક રાજસેવકોએ રાજદ્વારે આમરણાંત ઉપવાસ આદર્યા કેટલાકે આત્મઘાત કર્યો, તેઓની સંખ્યા ૭૮૪ની થઈ અને રાજપત્ની અશ્વ ઉપર સવાર થઈ ચાલી ગઈ."[૧૯]

આ હકીકતને ઐતિહાસિક કહેવી કે કેમ એ વિવાદગ્રસ્ત છે આવી ઝમોરની દંતકથા આજે પણ ભાટોના ચોપડાઓમાંથી મળી આવે છે. 'રાસમાળા'માં પણ આ વૃત્તાંત સ્વ. ફાર્બસ સાહેબે સંગ્રહીત કર્યું છે.[૨૦] 'ધર્મારણ્ય' પણ તે જ વાત જણાવે છે, પરંતુ આટલા મોટા અત્યાચારની હકીકત માટે હજી બીજો કોઈ મજબૂત પુરાવો મળી આવ્યો નથી. તેથી આમાં સત્ય શું હશે તેની કલ્પના થઈ શકતી નથી. પરસ્પર રાગદ્વેષના કારણે પણ કેટલીક વખત આવી સંદિગ્ધ વાતો લખવામાં આવે છે. આથી સત્યઘટના શું બની હશે તે માટે કંઈપણ કહી શકાય નહીં.

ઝમોર પછી આગળની હકીકત લાખુખાડ માટેની નોંધી છે તે માટે પુરાણકાર જણાવે છે કે "એક વખત ચારે દિશામાં જળજળાકાર થઈ ગયો. આથી રાજા ભય પામ્યો અને તે માટે તેણે યતિઓને પૂછ્યું ત્યારે તેઓએ બ્રાહ્મણોને પૂછવા જણાવ્યું આથી રાજાએ વેદવેદાંગના પારંગત બ્રાહ્મણોને શું થશે તે માટે પ્રશ્ન પૂછ્યો બ્રાહ્મણોએ કહ્યું કે પશ્ચિમ તરફથી એક નૌકા આવશે તેમાં ત્રણ મુખ્ય પુરુષોએ બેસવું અને તે જ માણસો જીવશે બાકીના મરણ પામશે. આથી કેટલાક યતિઓ મહેલના ઊંચા માળ ઉપરથી પડી મરણ પામ્યા. રાજા એકદમ ભય પામ્યો અને બ્રાહ્મણોને તેનો ઉપાય પૂછ્યો બ્રાહ્મણોએ વેદધર્મ અંગીકાર કરવા સૂચવ્યું આથી રાજાએ માહેશ્વરી ધર્મ સ્વીકારી કેટલાયે જૈનધર્માવલંબીઓને જળમાં ડુબાડ્યા અને કેટલાયનો સંહાર કરાવ્યો આ

૧૯ એજન, અ ૬૭, શ્લોક ૨૪ થી ૩૬.
૨૦ 'રાસમાળા', પા. ૨૭૯.

બધાની સંખ્યા એક લાખ અને દશની થઈ. જ્યાં અગાડી તેઓનાં મરણ થયાં તે લાખુજાળ (લાખુખાડ) કહેવામાં આવી અને આજે પણ પાટણમાં તે જ નામથી ઓળખાય છે."[૨૧]

આ જ હકીકત થોડાક ફેરફાર સાથે 'રાસમાળા'માં આપવામાં આવી છે અને તેમાં શંકરાચાર્યના આદેશથી આ બધું થયું હતું અને તેમના કહ્યા મુજબ જળનુ પૂર આવતાં જ મુનિ હેમચંદ્ર પોતાનો પ્રાણ બચાવવા કૃત્રિમ હોડીમાં બેસવા ગયા કે તરત જ મરણ પામ્યા અને પાછળથી જૈનધર્મ પાળનારાઓની કતલ કરવામા આવી આટલો મોટો સહાર કુમારપાળ કરે તે વાત માની શકાય તેવી નથી. કદાચ પુરાણકારે અજયપાળના રાજ્યકાળમાં તે વાત બન્યાનું નોંધ્યું હોત તો તેને કંઈક વજન આપી શકાત; પણ પરમાર્હત અને જૈનધર્મ પ્રત્યે સંપૂર્ણ અનુરાગ ધરાવનાર રાજવી માટે આટલી ઘટના બનવી તદ્દન અશક્ય અને કલ્પનાતીત છે. જેથી 'ધર્મારણ્ય'ના આ કથન ઉપર ઐતિહાસિક રીતે કંઈ વજન મૂકી શકાય નહીં. આવા, વર્ણનો ખાસ કરીને રાગદ્વેષના કારણે જ લખાય છે, જે સત્યથી ઘણે અંશે વેગળાં હોવાનું લાગે છે. જો કે ઘટના જનસમાજમાં આજે પણ પ્રચલિત છે. પરંતુ તેની શક્યતા માટે દંતકથા સિવાય કંઈ પણ પુરાવો નથી

છેલ્લી વાત કરણઘેલાના સમયમાં થયેલાં મોઢેરાભંગની આપવામાં આવી છે. તેના પ્રધાન માધવને સ્વામીદ્રોહી, મહાપાપી, કુલાધમ અને હિંદુરાજ્યને પાયમાલ કરનાર જણાવ્યો છે તે ગુજરાતને પરાધીન બનાવવા મુસલમાન સરદાર અલફખાનને લાવ્યો હતો. મોઢેરાને પરાસ્ત કરાવવામાં તેના સિવાય ત્યાંના વતની શ્રીપતિના પુત્ર સોમેશનો હાથ હતો. તેની પીછાન કરાવતાં પુરાણકાર લખે છે કે સોમેશનો બાપ શ્રીપતિ મોઢેરામા રહેતો હતો તેવામાં તેની સ્ત્રી ગર્ભવતી થઈ અને પ્રસુતિ માટે પિતાને ઘરે ગઈ અહીં શ્રીપતિએ તેના યજમાન વણિકની પુત્રી સાથે વ્યભિચાર કર્યો અને, તેનાથી તે કન્યાને ગર્ભ રહ્યો. આથી બ્રાહ્મણોએ તેને જ્ઞાતિથી બહિષ્કૃત કરી મારી નાખ્યો. બીજી બાજુ શ્રીપતિની સ્ત્રીને પુત્ર પ્રસવ્યો. જ્યારે તે મોટો થયો ત્યારે તેની

૨૧. 'ધર્મારણ્ય', અ. ૬૪, શ્લોક ૪૩ થી ૬૭

સ્ત્રી પોતાના પુત્ર સોમૈયાને લઈ મોઢેરામાં આવી અને ત્યાં રહેવા લાગી. બ્રાહ્મણોએ શ્રીપતિની સ્ત્રી કે તેના પુત્રનો પણ વ્યવહાર બંધ કર્યો હતો અને સોમૈયાને કોઇ કન્યા આપતું નથી આથી સોમૈયાએ તેની માતાને આ સંબંધી કારણ શું છે એવો પ્રશ્ન કર્યો માતાએ જે પ્રમાણે હકીકત બની હતી તે પુત્રને વિદિત કરી. આથી તેને ક્રોધ થયો અને કાશીયાત્રાનું બહાનું કાઢી મોઢેરાથી નીકળી દીલ્હી જઈ સુલતાનને મોઢેરા ઉપર ચઢાઈ કરવા કહ્યું સુલતાને તેની હકીકત સાંભળી આશ્વાસન આપ્યું અને ગુજરાત ઉપર ચઢાઈ કરી અહીં મોઢ બ્રાહ્મણો અને વૈશ્યોએ સુલતાનનો સામનો કરવાનો નિર્ધાર કર્યો અને સ્ત્રી, પુત્ર, ધન, આદિને મોઢેરામાંથી ખાલી કરી બીજે મોકલાવ્યા, બ્રાહ્મણોએ નિરુલ નામના મોઢ બ્રાહ્મણની સરદારી નીચે સુલતાનના સૈન્ય સામે મોરચો માંડ્યો દીવાળીથી ફાગણ માસ સુધી મોઢેરા ઉપર ઘેરો ઘાલ્યો પણ કાંઈ પરિણામ આવ્યું નહીં તેથી સુલતાને માધવને બ્રાહ્મણ સાથે સંધિ કરવા કહ્યું મોઢેરાના બ્રાહ્મણોએ સંધિ કરવા હા કહી અને શ્રીપતિની સ્ત્રી સોમૈયાની માતાને કહ્યું કે આ કાર્ય તારા પુત્રે જ કર્યું છે અને તેજ તેનો સાચો ગુનેગાર છે. તેટલું જ નહીં પણ મોઢેરા ઉપર ચઢાઈ કરાવનાર તારો પુત્ર હોઈ તેનો જ કાંઈ દંડ આપવો પડે તે તારે આપવો પડશે આની સોમૈયાની માતાએ હા કહી અને સંધિ બદલ પાંચ હજાર સુવર્ણના સિક્કા આપવા ઠર્યું શ્રીપતિની સ્ત્રીએ મોઢ બ્રાહ્મણોને કહ્યું કે આ ધન લઈ જાઓ મારા પતિએ તે તોળી મૂક્યું છે આથી બ્રાહ્મણો તે લઈ ગયા અને સુલતાનને સાદર કર્યું પણ તેમાથી પાંચના બદલે સાત હજાર સુવર્ણ સિક્કાઓ નીકળવાથી આ શહેર સમૃદ્ધ છે એમ માની તથા સોમૈયાએ કહ્યું કે આ ધન મારી માતા પાસેથી પરાણે લાવવામાં આવ્યું છે માટે આ શહેરને લૂંટવું જ જોઈએ એમ મળેલી સલાહના કારણે ફાગણ સુદ ૧૫ (હુતાશની) ના દિવસે જ્યારે બ્રાહ્મણો નિભંયપણે સંધ્યાકાળે પૂજા કરતા હતા ત્યારે સુલતાને મોઢેરા શહેર ઉપર ધસારો કર્યો અને નગરમાં પેસીને નગર લૂંટી લીધું તેમ જ બાળી મૂક્યું. આ વખતે શ્રીપતિનો પુત્ર સોમૈયો સૈન્યની મોખરે હતો બ્રાહ્મણોએ તેનો સામનો કર્યો

પણ તેમાં ફાવ્યા નહી અને માર્યા ગયા. વિદૂર રાતોરાત ત્યાંથી નાશી ગયો. સુલતાને તેને ફરીથી બોલાવ્યો અને તે જો મ્લેચ્છ થાય તો તેને અમુક ગામો વિ. આપવા ઠરાવી તેને મિત્ર બનાવા કહ્યું. આથી વિદૂરે પોતાનો દૌહિત્રનો પુત્ર સુલતાનને મ્લેચ્છ બનાવવા અને સેવા કરવા સોંપ્યો. તેના બદલામાં વિદૂરને બાર ગામોનો ગરાસ સુલતાને આપ્યો મોઢેરામા પ્રવેશ કર્યા પછી ચાલેલ યુદ્ધમાં સોમૈયો મરાયો અને તેને પાપનો બદલો તરત જ મળી ગયો.[22] આમ પેટના બળેલા શ્રીપતિના પુત્ર સોમૈયાએ પોતાના કુળનો, શહેરનો અને દેશનો નાશ કર્યો.

આ પ્રમાણે 'ધર્મારણ્યે' નોંધેલ મોઢેરાનો ઇતિહાસ કેટલેક વ્યવસ્થિત અને રસિક છે. તેમાં કેટલેક ઠેકાણે દંતકથા કરતા ઐતિહાસિકતા વધુ જોવામા આવે છે. સોમૈયા અને માધવના દ્વેષી સ્વભાવે એકલા મોઢેરાનો જ નહીં પણ ગુજરાતનો વિનાશ આદર્યો એ વાત પુરાણકારે સ્પષ્ટ શબ્દોમાં જણાવી છે 'ધર્મારણ્ય'ના બધાં ઐતિહાસિક તત્ત્વોમાં, મોઢેરાભંગની વિગતવાર હકીકત, સૌથી મોખરે આવે છે. ગુજરાતના ઇતિહાસ માટે તેમાથી કોઈ પ્રેરણા મળે યા ન મળે પણ મોઢેરાના ઇતિહાસ માટે 'ધર્મારણ્ય' અદ્વિતીય ગ્રંથ છે તેમા શંકા નથી. તેના કેટલાંક વિધાનોમા સંદિગ્ધતા અને અન્ય ધર્મો પ્રત્યેના રાગદ્વેષો ખાસ જોવામાં આવે છે છતા તેમા સંગ્રહાયેલ ઐતિહાસિક વિધાનો કેટલાંક સ્વતંત્ર સૂચનો કરે છે.

### ઉપસંહાર

આમ મોઢકોમના ઇતિહાસની અનુપૂર્તિમા સંગ્રહીત થયેલી ગુજરાતના ઇતિહાસને લગતી કેટલીક બાબતો 'ધર્મારણ્ય'મા નોંધાઈ છે. જો કે તેથી ગુજરાતના ઇતિહાસ ઉપર વધુ પ્રકાશ પડવા સંભવ નથી છતાં બ્રાહ્મણ ગ્રંથકારો પણ પોતાના ગ્રંથોમા જૈનોની પેઠે ઇતિહાસ માટે સ્પષ્ટ યા અસ્પષ્ટ સૂચનો કરતા તેનો એક વધુ દાખલો આ પુરાણથી મળે છે આ ગ્રંથમાં એક મોટી કોમનો ઇતિહાસ આપવામાં આવ્યો છે જ્ઞાતિના ઇતિહાસો સામાજિક ઉત્ક્રાંતિમા

22. 'ધર્મારણ્ય', અ. ૬૮, શ્લો. ૧ થી ૯૩.

કેવો ભાગ ભજવે છે તેનો સચોટ દાખલો આ પુરાણથી જ્ઞાત થાય છે આવા જુદી જુદી જ્ઞાતિના ઇતિહાસો ઐતિહાસિક દૃષ્ટિએ તપાસવામા આવે તો ગુજરાતના ઇતિહાસચણતરમા કેટલીક પ્રેરણા મળે. તે માટે આપણા ઇતિહાસરસિકો અને મર્મજ્ઞ વિદ્વાનો આ દિશામા પ્રયત્ન કરે તો કેટલાક નવા સંશોધનો ઉપલબ્ધ થઈ ગુજરાતના રાજકીય અને સામાજિક ઇતિહાસ ઉપર વધુ પ્રકાશ પડવા સંભવ છે ટૂકમા 'ધર્મારણ્ય' ગુજરાતની એક વિશિષ્ટ કોમનો ઇતિહાસ જણાવવા ઉપરાત ગુજરાતને લગતી કેટલીક રાજકીય બાબતોની પણ નોધ લે છે તેથી ઐતિહાસિક સાહિત્યમા તેનું કેટલુંક મહત્ત્વ છે.

# માત્રાસ્પર્શો* (Sensations)

: લેખક :
અંબાલાલ પુરાણી

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्ण सुखदुःखदाः ।

"માત્રાસ્પર્શ" એટલે શું ? એ પ્રશ્ન જગતજૂનો ગણી શકાય એવો છે. પ્રાચીનમાં પ્રાચીન ગણાતા ઉપનિષદમાં તેનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે. 'કઠોપનિષદ'માં કહ્યું છે:—

येन रूपं रसं गन्धं शब्दान् स्पर्शांश्च मैथुनान् ।
एतेनैव विजानाति किमत्र परिशिष्यते एतद्वै तत् ॥

"રૂપને અને રસને, ગંધ, શબ્દ તથા સ્પર્શને માનવ આના (આત્માના) વડે જાણે છે, પુરુષ અને સ્ત્રીના સંભોગના આનંદને માનવ આના (આત્માના) વડે જાણે છે: આત્મા વડે જાણી શકાય નહિ એવું આ જગતમાં શું છે? (તું જેની શોધમાં છે) તે એ જ છે"

ઉપરના શ્લોકમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોનો અને તેમને ગ્રહણ કરનાર પાંચ ઇંદ્રિયોનો સમાવેશ થઈ ગયેલો જણાશે

ઉપનિષદના ચિંતનની સાથે આધુનિક ચિંતનની દિશા સરખાવી શકાય તેટલા માટે શ્રી. અરવિંદે 'કેનોપનિષદ'ના ઉપર લખેલ અંગ્રેજી વિવરણમાંથી નીચેનું અવતરણ ટાંકું છું:—

" વિશ્વને બે તદ્દન જુદાં દષ્ટિબિંદુઓથી જોઈ શકાય છે. પહેલું દષ્ટિબિંદુ પદાર્થતત્ત્વને—દ્રવ્યને 'મેટર'ને—આખી રચનાના મૂળ તરીકે ગણીને તેમાંથી ક્રમેક્રમે ઉત્ક્રાંતિ થયેલી છે એમ સ્વીકારે છે, કે સાંખ્યદર્શન પેઠે અચેતન, અનિર્દિષ્ટ અને અક્રિય પ્રકૃતિશક્તિનું અસ્તિત્વ સ્વીકારી બુદ્ધિ, મન પ્રાણ, વગેરે સૂક્ષ્મ કરણોને પણ તે અચેતન પ્રકૃતિનાં જ પરિણામરૂપ ગણે છે.

બીજા દષ્ટિબિંદુમાં પુરુષને, અર્થાત્ સચેતન પિંડધારી આત્માને, આખી રચનાનું આદિ કારણ તથા ઉપાદાન કારણ માનવામાં આવે છે એમાં પણ પ્રકૃતિનો સ્વીકાર તો રહેલો છે, પરન્તુ તે પુરુષના ચૈતન્યમાં રહેલી શક્તિ તરીકે.

કેનોપનિષદમાં આ બીજા દષ્ટિબિંદુનો સ્વીકાર છે."

—શ્રી. અરવિંદ.

માનવના માનસમાં માત્રાસ્પર્શોનો શો ઉપયોગ છે? તથા તેમનું શું સ્થાન છે? આ વિશ્વરચનામાં તેમની શી ઉપયોગિતા છે? કારણ કે માનવ સિવાયનાં પ્રાણીઓમાં પણ ઇન્દ્રિયસ્પર્શોને પરિણામે સંવેદન થાય છે, એટલું જ નહિ પણ ભૌતિકશાસ્ત્રની પ્રયોગાત્મક શોધખોળને પરિણામે એમ પણ લાગે છે કે વનસ્પતિ અને ધાતુઓમાં સુદ્ધાં એક પ્રકારનું નાડીયંત્ર આવી રહેલ છે. અને સચેતન, ગતિ કરનાર પ્રાણી માનવની પેઠે અગતિમાન (સ્થાણુ) અને અચેતન દેખાતી વનસ્પતિ પણ હર્ષશોકની પ્રાથમિક સ્થિતિના અનુભવ કરતી લાગે છે. પરન્તુ પ્રશ્ન એ છે કે બુદ્ધિના વિકાસની શક્યતા અને કાંઈક અંશે તેની પ્રાપ્તિવાળા માનવનું બહિર્મુખ માનસ માત્રાસ્પર્શોમાં શા માટે આસક્ત રહે છે? "સ્થૂલપદાર્થમાં—તેના સંસ્પર્શમાં—આનંદ રહેલો છે"—એવી ભ્રમણાભરી નીવડતી લાલચ આપીને માનવને એક વ્યર્થ

એ ધ્યામા ભરકાવવો એટલો જ શુ તેમનો હેતુ હશે? કે પછી, દેહધારી—પિંડીભૂત—ચૈતન્યને જ્ઞાન પ્રાપ્ત કરવાનું એ એક પ્રાથમિક કરણ છે? પ્રાણીઓમા જ્ઞાનપ્રાપ્તિ માટે પણ વાપરવામા આવતા એ માત્રાસ્પર્શો, મોટે ભાગે, માનવને ક્ષણભગુર વિષયો પ્રત્યે આકર્ષવાનુ કામ કરતા જોવામા આવે છે તો પછી ઇન્દ્રિયોના ઉપભોગોને પરિણામે તે ઉપભોગોના મિથ્યાપણાનો તથા તેમની અસ્થાભિકતાનો કડવો, અને હાથતાળી આપીને નાસી જનારો જે અનુભવ થાય છે તે જ શુ માત્રાસ્પર્શોનો સાર હશે?

અને માત્રાસ્પર્શોને પરિણામે મળતુ સવેદન જો સાચે જ મિથ્યા હોય તો પછી તેમની અનુભૂતિમા વાસ્તવિકતાનુ—ભલેને, થોડા સમય માટેનુ હોય તોપણ—જે ભાન થાય છે, અને જેને માટે માનવો કહેવાતા 'પ્રેયસ્'ને અનુસરે છે તેનો શો મર્મ સમજવો? માત્રાસ્પર્શોના સવેદન દ્વારા જે ઉપભોગ મળે છે તેની પાછળ માનવ પોતાની પ્રકૃતિની ઉચ્ચતર શક્યતાઓ તથા ઉચ્ચતર ઉપભોગોને પણ જતા કરે છે ઉચ્ચતર નીતિ, ઉચ્ચતર માનસિક આદર્શો યાતો ઉચ્ચતર આનદને ખાતર માનવ માત્રાસ્પર્શોને છાડતા માગતો નથી ન્યાય, પ્રેમ, વિશ્વપ્રેમ વગેરે આદર્શો યાતો શોધખોળના, કવિતાના કે કલાના સર્જનના આનદને માટે માનવ માત્રાસ્પર્શોને સહેલાઈથી તજતો નથી પ્રશ્ન એ છે કે, માત્રાસ્પર્શોમા ગાઢ અને નર્યા સ્થૂલ સ્પર્શત્વનો, અર્થાત્ ઘનતમ વાસ્તવિકતાનો જે અનુભવ થાય છે તે શાને આભારી છે?

પરતુ આ પ્રશ્નો ઉકેલતા પહેલા માત્રાસ્પર્શોને પરિણામે પ્રાણીઓને તથા માનવને કયા પરિણામો પ્રાથમિક દૃષ્ટિએ પ્રાપ્ત થાય છે તે તપાસીએ

વનસ્પતિમા પણ સૂક્ષ્મ નાડીતત્ર છે એવી શોધ ડૉ જગદીશચદ્ર વસુએ કર્યા પછી પ્રાણીઓથી પણ નીચેની ચૈતન્યની શ્રેણિઓમા માત્રાસ્પર્શોનો સ્વીકાર કરવો, ભૌતિકશાસ્ત્રની દૃષ્ટિએ અનિવાર્ય થઈ પડ્યો છે વળી, વનસ્પતિમા જે નાડીતત્ર છે તેમા અને માનવના નાડીતત્રમા ઘણુ સામ્ય છે એ પણ નોધવા જેવી હકીકત છે લજામણી, રુનવડી, વગેરે છોડના અને વૃક્ષોમાં તેજ પ્રત્યે, ગરમી પ્રત્યે,

હથિયારના ઘા પ્રત્યે પ્રતિકાર્ય કરે એવી નાડીતંત્રની રચના છે. એટલું જ નહિ પરંતુ જો તેની નાડીઓના પ્રતિકાર્ય ઉપરથી આપણે વનસ્પતિના મનની ઇચ્છાઓને જાણી શકીએ તો, અમુક વ્યક્તિની હાજરી તેને વધારે ગમે છે અને અન્યની ઓછી ગમે છે એમ કહી શકાય. વળી, જીવનના કેટલાક અનિવાર્ય ધર્મો અને તેના વિકાસને માટે આવશ્યક તત્ત્વો પોતાનામાં સમાવવા માટે એ નાડીતંત્રનો ઉપયોગ તેનાં પ્રાથમિક સ્વરૂપોમાં થતો જણાય છે. સુખ અને દુઃખની અનુભૂતિ પ્રાણીઓના માત્રાસ્પર્શોની નિયામક બને છે અલબત્ત, તે સ્વીકારતાં પણ એ માત્રાસ્પર્શોને સુખ અને દુઃખનું મૂલ્ય અર્પણ કરનાર કેવળ બહારનો પદાર્થ કે તેનો સ્પર્શ નથી હોતો. પ્રાણીની પોતાની અંતરની ચેતના અને નાડીતંત્રની તે સમયની સ્થિતિ પણ તેમાં અગત્યનાં નિર્ણાયક તત્ત્વો હોય એમ જણાય છે, ક્ષુધાની વાસનાનું સામાન્ય મૂલ્ય પ્રાણી જીવનમાં સ્પષ્ટ જોઈ શકાય તેવું હોય છે પરંતુ કામવાસના કે ક્રોધની વૃત્તિ જાગૃત થતાં તેના મૂલ્યમાં ફેર પડી જાય છે. શ્વાન કે બિલાડીને કામવાસના થતાં દિવસો સુધી તેઓ ક્ષુધાને ભૂલી જઈ શકે છે જ્યારે ચૈતન્ય આપણી પાર્થિવ ભૂમિકા પર પ્રગટ થાય છે ત્યારે આજુબાજુની પરિસ્થિતિ જોડે તે શરૂઆતમાં માત્રાસ્પર્શ વડે સબંધમાં આવે છે. અને એ સબંધ વડે જે સંવેદનો થાય છે તેનો ઉપયોગ કરીને તથા તે સંવેદનો દ્વારા સુખદુઃખની જે અનુભૂતિ મળે છે તેના પર આધાર રાખીને પ્રાણી પોતાના જીવનને અનુકૂળપ્રતિકૂળ સંજોગોને જાણવા યત્ન કરે છે, તથા ઘણે અંશે તેમાં સફળ પણ થાય છે પ્રાથમિક સ્થિતિમાં જીવનની જરૂરિઆતો પૂરી પાડી, તેનો નિભાવ કરી, વિકાસ કરવા માટે નાડીતંત્ર વપરાય છે. રુધિરાભિસરણ, શરીરના જુદાજુદા અવયવોના કાર્યો અને કર્મેન્દ્રિયોના ધર્મો વગેરે બજાવવામાં તેનો ઉપયોગ થાય છે ત્યાર પછી ખોરાકની કે શિકારની શોધમાં, દુશ્મનથી બચવામાં, પ્રજોત્પત્તિ કરવામાં એમ અનેક રીતે પ્રાણીના જીવનમાં તેનો ઉપયોગ વધતો જાય છે. અંધપ્રેરણા એ પ્રાણીની વૃત્તિ છે, પરંતુ તેનો પ્રથમ આવિર્ભાવ નાડીતંત્રદ્વારા થતો જોવામાં આવે છે માનવમાં જે પાંચ જ્ઞાનેન્દ્રિયો છે તેની તે જ પ્રાણી, પશુઓ અને પંખીઓમાં પણ ઘણું ખરું જોવામાં આવે છે. તેમાંની કેટલીક પ્રાથમિક સ્વરૂપમાં—અવિકસિત

હોય છે શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગંધની ગ્રાહકતા માનવ કરતાં પશુઓમા વિશેષ અંશે ખીલેલી જોવામા આવે છે તેનુ મુખ્ય કારણ માનવે મન—બુદ્ધિપ્રધાન ચૈતન્યશક્તિ—ની ભૂમિકા પ્રાપ્ત કરી છે તે છે વળી માનવને જેમ હાથપગ હોય છે તેવી જ રીતે પ્રાણીઓમા તેમના વિશિષ્ટ પ્રકારના જીવનને ઉપયોગી કર્મેન્દ્રિયો પણ હોય છે

ઉત્ક્રાંતિમા ગતિ કરતા ધીમે ધીમે નાડીતંત્ર પણ ચૈતન્યની જેમ, વધારે ને વધારે સંકુલ, વધારે અટપટું થતુ જાય છે. માનવનું સ્થૂલ નાડીતંત્ર વીજળીના તારની કે ટેલીફોનની અનેક ગૂંચળાગૂંચળાવાળા દોરડાવાળી અને જેના સંબંધો ઘણી જ ઝડપથી ક્ષણેક્ષણે અનેક રીતે બદલાયા જ કરે છે એવી અટપટી લાગતી ઑફિસ જેવું હોય છે. જ્ઞાનેન્દ્રિયો શરીર બહારના તથા શરીર અંદરના અનેક સૂક્ષ્માતિસૂક્ષ્મ સંદેશાઓ લઈને આવે છે તે સઘળા નેત્ર, કર્ણ, નાસિકા, જિહ્વા અને ત્વચા એ પાંચ ધોરી માર્ગે આવી એ સઘળાને એકત્ર કરનાર મગજમા પહોંચે છે ત્યા તેને એકઠા ('રિસીવ') કરી તેમનુ મૂલ્ય નક્કી કરવામા આવે છે, તથા એ પ્રમાણે મૂલ્ય નક્કી થયા પછી કર્મેન્દ્રિયદ્વારા તેનો પ્રત્યુત્તર પણ તરત જ મોકલી દેવામા આવે છે માનવમા આ મૂલ્યની આકણીમાં કેવળ નાડીઓ સિવાયના તત્ત્વો પણ ભાગ લે છે એટલું તો નક્કી કહી શકાય તેમ છે

પરંતુ માનવમા કાર્ય કરતી ઇંદ્રિયો કેવળ શારીરિક ધર્મો—ઇંદ્રિયધર્મો જ બજાવીને બેસી રહેતી નથી બાહ્ય જગતના સંસ્પર્શોને વહી લાવીને તથા તેમના પ્રત્યે પ્રતિકાર્ય કરીને એ માત્રાસ્પર્શો (૧) જ્ઞાનપ્રાપ્તિના, (૨) સામર્થ્યપ્રાપ્તિના તથા (૩) આનંદની અનુભૂતિમા સાધન પણ બને છે

પાશ્ચાત્ય સંશોધકોના મત પ્રમાણે, માત્રાસ્પર્શો એ વાસ્તવિક જ્ઞાનપ્રાપ્તિનો સંગીન અને મૌલિક પાયો છે જો કે હમણા હમણા તેમને પણ એટલું તો સ્વીકારવું પડે છે કે સ્થૂલ પદાર્થના કેવળ બહારના સ્વરૂપની જાણ માટે પણ માત્રાસ્પર્શો વડે મળતુ જ્ઞાન પૂરતુ નથી હોતુ માત્રાસ્પર્શોએ પૂરી પાડેલી માહીતીમા બીજી ઘણી વસ્તુઓ ઉમેરીને પછી જ પદાર્થના સ્થૂલ સ્વરૂપ વિશે નિર્ણય દોરી શકાય છે આપણે જેમ ધૂમાડાના અસ્તિત્વ પરથી અગ્નિની હસ્તી

વિષે અનુમાન દોરીએ છીએ—જો કે તેથી અગ્નિના સ્વરૂપનું કે ગુણનું કે તેના મૌલિક તત્ત્વનું આપણને પૂરું જ્ઞાન થઈ ગયું એમ કહી શકાય નહિ—તેવું જ માત્રાસ્પર્શો વડે મળતું પદાર્થનું જ્ઞાન હોય છે માત્રાસ્પર્શો વડે મળતું જ્ઞાન પદાર્થની એક જ બાજુનું—તેના એક પાસાનું—જ્ઞાન હોય છે પરંતુ પદાર્થના બાકીના સ્વરૂપનું જ્ઞાન આપણે અનુમાન વડે જ મેળવીએ છીએ

પરંતુ અવિકસિત માનવતાને એ માત્રાસ્પર્શો ઘણા ઉપયોગી હોય છે, કારણ કે બાહ્ય જગતના જ્ઞાનની પ્રાપ્તિને માટે પ્રાથમિક અને અનિવાર્ય જ્ઞાનની સામગ્રી તેઓ જ પૂરી પાડે છે તેમની વાસ્તવિકતા સ્વતઃસિદ્ધ લાગે છે પ્રાણીઓમાં જેમ સુખ આપનાર માત્રાસ્પર્શો પ્રત્યે આકર્ષણ અને દુઃખ આપનાર માત્રાસ્પર્શો પ્રત્યે પ્રત્યાકર્ષણ હોય છે તેમ માનવની બાબતમાં પણ તેવું જ બને છે માનવ બુદ્ધિમાન પ્રાણી છે એટલે એની બાબતમાં આ સુખદુઃખના ઉપભોગની અનુભૂતિ ઘણી વિશુદ્ધ થઈ શકે છે, તેના માત્રાસ્પર્શો ઘણા સંસ્કારી થઈ શકે છે—અર્થાત્ તેનામાં રસદૃષ્ટિ, રસવૃત્તિ રસિકતા વગેરે ગુણો જાગે છે

બુદ્ધિપ્રધાન માનવને માત્રાસ્પર્શો જ્ઞાનપ્રાપ્તિના નહિ પરંતુ આનંદ આપનાર કરણ તરીકે વધારે ઉપયોગના થઈ પડે છે અને જ્યાં સુધી માનવ જ્ઞાન કે આનંદપ્રાપ્તિના આંતર ઝરા પ્રત્યે વળતો નથી ત્યાં સુધી બાહ્ય જગતના પદાર્થમાં આનંદની શોધ કરવાને માત્રાસ્પર્શો જ માનવચૈતન્યને બહાર ખેંચી જાય છે આ શોધમાં જ માનવ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે અને માત્રાસ્પર્શોનું પોતાનું અંતિમ સત્ય પણ ગુમાવે છે

પરંતુ માત્રાસ્પર્શોથી માનવને એકસરખું નુકસાન જ થાય છે એવું નથી પ્રાણીઓની પેઠે માનવને પણ પાશવતા જોડે જકડી રાખવાની તેમની સ્વાભાવિક ક્રિયા હોવા છતાં, માનવની વાસનાઓ, વૃત્તિઓ, કામનાઓ વગેરે ઉચ્ચતર સ્વરૂપને પ્રાપ્ત કરી શકતાં હોવાથી તેમનામાં રહેલો ગ્રામ્યતાનો—પાશવતાનો અંશ લગભગ નાબૂદ પણ થઈ જાય છે, અને આદર્શ સૌંદર્યની રસાસ્વાદની શોધ વડે માનવ પોતાના માત્રાસ્પર્શોને વધારે ને વધારે

સંસ્કારી બનાવી જીવનને ઉન્નત કરી શકે છે, સંસ્કૃતિને સુન્દર બનાવે છે તથા નવીન સર્જન રચી આદર્શ જગતને યથાશક્તિ ઇન્દ્રિયગોચર કરે છે. જેમ માનવમાં આ સૌંદર્યભાવના અને રસ-ગ્રહણશક્તિ ઝીણી, ખીલેલી અને સંસ્કારી તેમ તેનામાં માનવતા વધારે ને પાશવતા ઓછી. ઘણીવાર શુષ્ક સંયમના આગ્રહી ઉપાસકો અને ઉદ્યમ વગેરેના હિમાયતીઓ આ વાત ભૂલી જાય છે કે રસવૃત્તિ પણ વિશુદ્ધ કરનાર અને ઉન્નતિ કરનાર શક્તિ છે; પાશવતાથી તે માનવને દૂર લઈ જાય છે—અલબત્ત, નીતિમત્તાથી જુદે રસ્તે. ઇન્દ્રિયોપભોગનાં પાશવ સ્વરૂપોને વધારે ઉન્નત, સંસ્કૃત અને સુન્દર બનાવીને આ રસવૃત્તિ માનવજાતિની ઉન્નતિ કરે છે અને તેને વધારે સંસ્કારી બનાવે છે એ બાબતમાં મતભેદ ભાગ્યે જ હોઈ શકે.

વળી, માત્રાસ્પર્શોને પરિણામે માનવામાં સામર્થ્ય—શક્તિ યાને બળની આપલે પણ થાય છે

આ જ્ઞાન, શક્તિ અને આનંદ વગેરે માત્રાસ્પર્શોદ્વારા મળે છે ખરાં પરંતુ તેમની ઘણી આકરી કિંમત માનવને આપવી પડે છે. જ્યાંસુધી માનવનું ચૈતન્ય બહિર્મુખ ન થાય ત્યાં સુધી એ ત્રણે અનુભૂતિઓ તેને પ્રાપ્ત થતી નથી.

ઉપનિષદમાં કહ્યું છે:—

**पराञ्चि खानि व्यतृणत्स्वयंभू—)**
**स्तस्मात् पराङ्पश्यति नान्तरात्मन् ॥**

"સ્વયંભૂ(આત્મા)એ પોતાને જોવાની બારીઓ બહાર પડે તેવી રીતની રાખેલી છે એટલે માનવ બહાર જુએ છે, અંતરાત્માને જોતા નથી" એ બારીઓ એટલે ઇન્દ્રિયો અને તે દ્વારા મળતા માત્રાસ્પર્શો.

માનવના ચૈતન્યને બહારના જગત પ્રત્યે આકર્ષવામાં માત્રાસ્પર્શો અને માનવના મનમાં થતી તેમની ઇષ્ટાનિષ્ટતાની લાગણી—મૂલ્યાંકન—ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ઇન્દ્રિયોના માત્રાસ્પર્શો વડે પ્રાપ્ત થતો રસ—આનંદ માનવના ચૈતન્યને તે તે ઇન્દ્રિયના વિષય પ્રત્યે બળ—

પૂર્વક આકર્ષે છે. પ્રાથમિક ચૈતન્યમાં જે ઇન્દ્રિયો જીવનરક્ષા તથા સંવર્ધનનાં સાધનરૂપ હતી, આગળ જતાં જે જ્ઞાનપ્રાપ્તિ તથા વિશાળ સંવેદનોની અનુભૂતિના સાધનરૂપ હતી તે માનવમાં ઉત્ક્રાન્ત થતાં ઘણી જ અટપટી બનીને, જીવનરક્ષા, જ્ઞાનપ્રાપ્તિ, બાહ્ય જગત સાથેનો સંબંધ, વગેરે ધર્મો સાધવા ઉપરાંત સુખપ્રાપ્તિના—અને તેટલા જ માટે દુઃખપ્રાપ્તિના પણ—આનંદના સાધનરૂપ થઈ રહે છે ! અર્થાત્ માનવજીવનમાં માત્રાસ્પર્શોનો અનુભવ કેવળ માત્રાસ્પર્શોને ખાતર જ માનવ ચાહે છે કે કેમ ? એનો ઉત્તર આ દૃષ્ટિએ નકારમાં આપી શકાય. જીવન એટલે કેવળ માત્રાસ્પર્શોની શોધ નથી. વળી એ પણ અહીં ધ્યાનમાં રાખવું જોઈએ કે માનવના જીવનમાં માત્રાસ્પર્શો સિવાય પણ ચૈતન્યનાં બીજાં કારણો અને તેમની ક્રિયાઓનો સમાવેશ થાય છે.

પરંતુ માત્રાસ્પર્શો કેવળ સ્થૂલ જ છે શું ? અર્થાત્ તેમનું અંતિમ સ્વરૂપ સ્થૂલ શરીરમાં—નાડીતંત્રમાં—જે કાર્યપ્રતિકાર્ય થાય છે તેટલેથી જ અટકે છે ? બહારના પદાર્થનો સંસ્પર્શ થવો, સ્થૂલ ઇન્દ્રિયના ઉપર તેનો સંસ્કાર પડવો, ઇન્દ્રિયના સૂક્ષ્મ કેન્દ્ર સુધી તે સંસ્કારનું પહોંચવું અને છેવટે મગજની નાડીસુધી પહોંચી જવું એટલી જ માત્રાસ્પર્શની વાસ્તવિકતા છે; માત્રાસ્પર્શો એટલે કેવળ નાડીના આંદોલનો યા તો સ્પંદનો એ વિચાર અર્ધસત્ય જ લાગે છે. માત્રાસ્પર્શનું આપણું જ્ઞાન કેવળ તેનાં સ્થૂલ તત્ત્વોથી જ સમાપ્ત થાય તો તે અપૂર્ણ જ કહેવાય.

વળી, સ્થૂલ નાડીઓ ઉપર કે ઇન્દ્રિયના વિશિષ્ટ કેન્દ્ર ઉપર સંસ્કાર પડે છતાં માનવને તેનું જ્ઞાન થતું નથી એમ પણ બને છે. રસ્તામાં જતાં મન બીજે રોકાયલું હોય તો નેત્રના પડદા પર (ચક્ષુરિન્દ્રિય પર) આપણા મિત્રની છાપ પડે છતાં પણ આપણે તેના અસ્તિત્વ વિષે અજાણ્યા રહીએ છીએ. એકાદ ઇન્દ્રિયની ઉત્તેજિત અવસ્થામાં બીજી ઇન્દ્રિય ઉપર પડતા સંસ્કારોના મૂલ્યમાં પણ ફેર પડે છે. આમ થવાનું મુખ્ય કારણ નાડીતંત્રની પરિમિત સંજ્ઞાશક્તિ છે. તેથી કોઈ કારણે એક કેન્દ્રના ઉપર તે એકાગ્ર થઈ ગયેલી હોય તો બીજા કેન્દ્રના સંવેદનોનું મૂલ્ય ઓછું અંકાવાનો સંભવ ઊભો થાય છે. મંદવાડની સારવારમાં ઉજાગરા કરવાની સગા-

સ્નેહીઓની શક્તિ યા તો, ફમલમા સર્વ પ્રકારની શારીરિક સગવડો અને નાડીતંત્રના કાર્યની અનિયમિતતા વેઠી લેવાની વેરીની શક્તિ કે લગ્ન જેવા ઉત્સવના પ્રસંગોમાં નારીઓની ઉશ્કેરાયલી સ્થિતિમાં સામાન્ય રીતે અસાધારણ દેખાય એવાં કાર્યો કરવાની સ્ત્રીઓમાં જણાતી શક્તિ વગેરે આ પ્રકારમાં આવી શકે છે

ઇન્દ્રિયોના ઉપર જે સંસ્કારો (છાપ) પડે છે તે કેવળ વસ્તુના અસ્તિત્વને જ આધારી હોય છે, તથા તે સંસ્કારો સર્વ માનવો માટે એકસરખા હોય છે એ માન્યતા ઘણી ભૂલભરેલી છે. વિશિષ્ટ પ્રકારના માનસવાળા, ચોક્કસ પ્રકારની પ્રકૃતિવાળા માણસો બીજા સામાન્ય લોકોની જ પરિસ્થિતિમાં રહેતા હોય છતાં આજુબાજુના વાતાવરણના, પરિસ્થિતિના—સંજોગોના તેમના સંસ્કારો તદ્દન જુદા જ હોઈ શકે છે કેટલીકવાર એ સંસ્કારો એટલા તો આત્મલક્ષી હોય કે, બૌદ્ધમતને અનુસરીને "પ્રત્યેક માનવની દુનિયા તદ્દન જુદી છે" એમ કહીએ તો પણ, એક નજરે, ખોટું ન ગણાય. આ પ્રમાણે દેખીતી રીતે એક જ જણાતી પરિસ્થિતિમા રહેતા છતાં લોકો તદ્દન જુદી જ દુનિયામાં વસતા હોય એ તદ્દન બનવા જોગ છે ઉદાહરણ તરીકે, કળા-વિધાયકોમા, કવિ વગેરેના જીવન લો એ લોકો એની એ પરિસ્થિતિમાંથી પોતાનું જુદુ જ જગત ઉત્પન્ન કરી લેતા લાગે છે! બાળકના રુદન જેવી સામાન્ય ઘટના કે છોકરીની હઠના જેવી તદ્દન સાધારણ બીના તેનામા એવા સંસ્કારો જાગ્રત કરે છે કે સામાન્ય માણસને તેની કલ્પના પણ આવવી મુશ્કેલ છે. *

એવા લોકો તો અપવાદરૂપે ગણાય એવી દલીલ કરવામાં આવે તો કહી શકાય કે એક જ વ્યક્તિની ઇન્દ્રિયો ઉપર

* "એક સ્ત્રીને પરિવ્રાજક જુએ છે ત્યારે તેને તે શબ ગણે છે; પાશવવાસનાવાળો માણસ તેજ સ્ત્રીને કામોપભોગના સાધન તરીકે જુએ છે, ત્યારે શિકારી પ્રાણી તેને (માંસના ટુકડા તરીકે) ભક્ષ્ય તરીકે જુએ છે."

'The sun has set' એ વાક્યથી જુદા જુદા માનવોના મન ઉપર જે સંસ્કારો પડે છે તે તદ્દન જુદા હોય છે.

પડતા એકના એક પદાર્થના સંસ્કારોનું મૂલ્ય પણ સદાસર્વદા એક જ હોતું કે રહેતું નથી અસાધારણ ઉશ્કેરણીના—ઉત્સાહ કે દિલગીરીના—પ્રસંગોમા આફત, માંદગી, અકસ્માત, યુદ્ધ, વગેરેમા માનવ એની એ સ્થૂળ પરિસ્થિતિમા—સંજોગોમા રહેતો હોવા છતા એના માત્રાસ્પર્શો તદ્દન જુદા જ પ્રકારના થાય છે દિલગીરીમા આડેદહાડે આહ્લાદક લાગતો ચંદ્ર પરિતાપ આપે છે અને ઠંડો વાયુ પણ દુ:ખકારી લાગે છે

વ્યાધિગ્રસ્ત દશામા પણ ઇન્દ્રિયોની સંસ્કારગ્રાહકતામા ફેર પડવાને પરિણામે કેટલીક વ્યક્તિઓની શક્તિ કુંઠિત થાય છે

ઉપરના વિચારો ઉપરથી એટલું જણાય છે કે બાહ્ય પદાર્થ માનવની ઇન્દ્રિયોના ઉપર પોતાનો સંસ્કાર મૂકે છે અને તેનું મૂલ્ય ઇન્દ્રિયો, મન, વગેરે સૂક્ષ્મ કારણોદ્વારા નક્કી થાય છે એ જેમ એક બાજુથી સાચું છે, તેવી જ રીતે ઇન્દ્રિયોનો સ્વામી માનવ પણ પોતાની દૃષ્ટિની—સર્વ ઇન્દ્રિયોની સાથે—આત્મલક્ષિતાના રંગ આજુબાજુના સંજોગો પર, પદાર્થો પર, સર્વ બાહ્ય જગત ઉપર નાખે છે એ પણ સાચું છે

એટલે કે ભૌતિકશાસ્ત્રો જેના ઉપર ખૂબ ઝોક મૂકે છે, જ્ઞાન-પ્રાપ્તિના કાર્યમા જેના સંસ્કારોનું મૂલ્ય તેમની યોગ્યતા કરતા પણ વધારે આંકે છે તે માત્રાસ્પર્શો અને તેમની અસર (પરિણામ) નિરપેક્ષ નથી હોતી.

પ્રાચીનો માનતા કે સ્થૂળ ઇન્દ્રિયો વડે માનવની ઇન્દ્રિયશક્તિ મર્યાદિત થયેલી નથી સ્થૂળમા આપણને ઇન્દ્રિયરૂપે દેખાય છે તે ખરું જોતા ઇન્દ્રિયનું વાસ્તવિક સ્વરૂપ નથી પરંતુ તેનું છેક ઉપરનું કાચલું માત્ર—કેવળ યાંત્રિક યોજના છે ખરી ઇન્દ્રિય તો સૂક્ષ્મ દેહમાં હોય છે ટેલીફોન જેમ પોતે બોલતું નથી તેવી જ રીતે માનવની ઇન્દ્રિયો પણ પોતે અંતિમ સ્વરૂપ નથી એ સૂક્ષ્મ શરીરને 'લિંગદેહ' કહેવામા આવે છે

વળી સૂક્ષ્મદેહમા રહેલી એ સૂક્ષ્મ ઇન્દ્રિયો સર્વવ્યાપી વિરાટ્ ચૈતન્યની હાજરીને આભારી છે અને વિરાટ્ને લઈને પ્રત્યેક પોત-પોતાના ધર્મપ્રમાણે વર્તે છે.

'કેનોપનિષદ'માં કહ્યું છે—श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राण. चक्षुषश्चक्षुरतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥—" જે શ્રવણનો પણ શ્રવણ છે, જે મનનું પણ મન છે, વાચાની પાછળ જે વાણી છે તે જ પ્રાણનો પણ પ્રાણ છે, નેત્રનું પણ નેત્ર છે—એ સર્વેથી પર થઈને ધીર, જ્ઞાની પુરુષ મુક્તિ મેળવે છે અને આ જગતથી પર થઈને અમૃતત્વ પ્રાપ્ત કરે છે."

વળી,

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

" જે ચક્ષુવડે જોતો નથી (પરંતુ) જેના વડે ચક્ષુઓ જુએ છે તેને તું બ્રહ્મ જાણ—જગતમાં માનવો જેને અનુસરે છે તે નહિ "

અર્થાત્, સ્થૂલ અને સૂક્ષ્મ ઇન્દ્રિયોનું આદિકારણ અનંત-વિરાટ્ બ્રહ્મ હોઈ તેમના ઘડતરની સર્વ સામગ્રી વિરાટ્-પ્રકૃતિ તરફથી પ્રાપ્ત કરવામાં આવે છે. વ્યક્તિમાં કાર્ય કરી રહેલી ઇન્દ્રિયોને તથા તેમના ધર્મોને વિરાટ્ પ્રકૃતિ ટકાવી રાખી રહેલી છે. વ્યક્તિમાં કાર્ય કરી રહેલી ઇન્દ્રિયોથી એ ઇન્દ્રિયો વડે વ્યક્ત થતી વિરાટ્ પ્રકૃતિ કે અનંત બ્રહ્મ પરિમિત થતા નથી એવો ઉપનિષદના મંત્રનો ભાવાર્થ છે. જગતમાં વ્યક્ત થતાં તેના સ્વરૂપોથી અનંત બ્રહ્મ પરિમિત થતું નથી. ઇન્દ્રિયો તથા તેમના સંસ્પર્શના વિષયો વગેરે બ્રહ્મને આભારી છે એ ખરું, પરંતુ બ્રહ્મ પોતે તે સર્વેથી પર—વિશાળ—અનંત છે.

વળી,

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

" તે બ્રહ્મ મનવડે ચિંતન કરતો નથી પરંતુ મન પોતે તેણે કલ્પેલું છે (તેના વડે મન વિચારાયલું છે). તેને તું બ્રહ્મ જાણ—જગતમાં માનવો જેને અનુસરે છે તે નહિ "

આ ઉપરથી એ પણ દેખાય છે કે આર્યસંસ્કૃતિમાં કેવળ

સ્થૂલ ઇન્દ્રિયો જ માત્ર નહિ પરંતુ સૂક્ષ્મ ગણાતું મન પણ બ્રહ્મને આધારે ટકી રહેતું છે એવી માન્યતા છે

અનંત-વિરાટ્ બ્રહ્મ અને વિરાટ્પ્રકૃતિ એ બેમાં સર્વે કળાનું મૂળ છે એટલો સ્વીકાર કરી આપણે ઉપરના વિચારને હવે આગળ ચલાવીએ

અનંત વિરાટ્ બ્રહ્મ—સર્વવ્યાપી, એક, અખંડ ચૈતન્ય એ આ વિશ્વરચનાનું મૌલિક સત્ય હોય તો મંત્રારસોમાં પણ તે હોવું જોઈએ મંત્રાસ્પર્શ પણ તેનો જ આવિર્ભાવ પરંતુ બ્રહ્મ તો એક છે, જ્યારે મંત્રારસોની અનુભૂતિનો આખો આધાર દ્વૈતના—બેના—ઉપર છે એક બાજુ ઇન્દ્રિયયુક્ત, સચેતન, સૂક્ષ્મદેહવાળો માનવ અને બીજી બાજુ બાહ્ય પદાર્થો યાને વિષયો ઇન્દ્રિયનો અને વિષયનો સંયોગ થય ત્યારે જ મંત્રાસ્પર્શ જન્મે પરંતુ બ્રહ્મ જ કેવળ એક તત્ત્વ હોઈ વિષય અને વિષયીનો ભેદ, અનિમૂ દૃષ્ટિએ, વાસ્તવિક નથી વિશ્વના વિવિધ પદાર્થોમાં વ્યાપી રહેલી મૌલિક બ્રાહ્મી એકતાનો જુદી જુદી રીતે આ સ્થૂલ જગતમાં સાક્ષાત્કાર કરવામાં સહાયતા કરવી એટલો જ મંત્રાસ્પર્શનો હેતુ હોય એમ જણાય છે બ્રહ્મ એટલે (૧) સત્ (૨) ચિત્—તપ અને જ્ઞાનસ્વરૂપ તથા (૩) આનંદ એ ત્રણે અનંતો પોતાનામાં ધારણ કરે તે અનંત-વિરાટ્ ચૈતન્ય અને અનંત શક્તિમત્તા (સામર્થ્ય) એ તેમનું સાહજિક સ્વરૂપ છે એને પ્રાપ્ત કરવા માટે અને સક્રિયપણે જીવનમાં તેનો આવિર્ભાવ કરવા માટે, મનોમય ભૂમિકાથી ઘણે ઊંચે હોય એવી કોઈ દિવ્ય ભૂમિકામાં માનવે પોતાના ચૈતન્યને લઈ જવું જોઈએ અને ત્યાં અનંત બ્રહ્મ સાથે અદ્વૈત કરવું જોઈએ વળી એ અદ્વૈતની અનુભૂતિને પણ તેણે પોતાનામાં સતત ધારણ કરવી જોઈએ પરંતુ એ વિરલ અનુભૂતિ તો દીર્ઘ સાધનાને પરિણામે જ પ્રાપ્ત કરી શકાય તેવી છે. માનવ તો સ્થૂલ—પાર્થિવ ભૂમિકામાં પડ્યો છે અને દ્વૈતભાવ જેમાં મુખ્ય છે એવું મનોમય જીવન તે ગાળી રહ્યો છે માનવને તેના વ્યક્તિત્વનું, તેની વિભક્ત દશાનું કંઈક ભાન સતત જાગ્રત રહે છે એવી સામાન્ય અવસ્થામાં મંત્રાસ્પર્શનું કાર્ય આપણે

સમજવા પ્રયત્ન કરીએ. માત્રાસ્પર્શ એટલે સ્થૂળ શરીરની અને મનની મર્યાદાઓમાં જકડાયલા પ્રાણીને અનંત ચૈતન્યનો આનંદ ટીપે ટીપે આપવાનો વિરાટ્ પ્રકૃતિનો પ્રયત્ન. અથવા તો ઇન્દ્રિયોના અનુભવ વડે અનંતના અદ્વૈતનો સાક્ષાત્કાર કરાવવાનો વિરાટ્ પ્રકૃતિનો પ્રયત્ન તે માત્રાસ્પર્શ એમ કહી શકાય. અનંત તો એક છે અને તેનું સ્વરૂપ આનંદમય છે. પરંતુ આનંદની અનુભૂતિ થવા માટે એ એકના દેખીતી રીતે વિધવિધ વિભાગ પડી જવાની જરૂર રહે છે. એમ થાય તો જ આનંદનો સાક્ષાત્કાર થઈ શકે. દેખીતા દ્વૈતમાં—વિભક્ત દશામાં માત્રસ્પર્શોને પરિણામે કેવળ જ્ઞાનની જ નહિ પરંતુ આનંદની અનુભૂતિ પણ શક્ય બને છે. માત્રાસ્પર્શની યોજના વડે જીવનનો (અસ્તિત્વનો) સ્વયંભૂ આનંદ માનવની અજ્ઞાન દશામાં તેની સ્થૂલ ભૂમિકા ઉપર આવી પડે છે. ફક્ત એ આનંદ વિશુદ્ધ નથી હોતો એટલું જ નહિ, પરંતુ દ્વૈતનાં તત્ત્વો સાથે તે એટલો તો મિશ્ર થઈ ગયો હોય છે કે કાદવમાં મળેલા મધની તેને ઉપમા આપવામાં આવે છે ને બિલકુલ બંધબેસતી લાગે છે. વળી તે આનંદનું જે સ્વરૂપ તેના ક્ષુલ્લક ભોગવિલાસોદ્વારા—માત્રાસ્પર્શો વડે માનવને મળે છે તે કાંઈ આનંદનું ઉચ્ચમાં ઉચ્ચ સ્વરૂપ નથી તેમ તેનું વાસ્તવિક સ્વરૂપ પણ હોતું નથી. માત્રાસ્પર્શદ્વારા પ્રગટતો આનંદ સ્વયંભૂ નથી હોતો અને પરિણામે માનવ માત્રાસ્પર્શોનો ગુલામ બને છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે તેમ "માનવ બાહ્ય સ્પર્શોનો ગુલામ થઈ જાય છે." આ પ્રમાણે આનંદના વિકૃત સ્વરૂપનાં ટીપાંની ક્ષણિક પ્રાપ્તિ માટે માનવને માત્રાસ્પર્શોની અને તેમના વિષયોની ગુલામી કરવી પ્રાપ્ત થાય છે. વળી એ આનંદની પ્રાપ્તિ કરવા જતાં માનવમાં જન્મસિદ્ધ સ્વતંત્રતાની જે લાગણી હોય છે તે સમૂળી હણાઈ જાય છે. એટલે પછી, ગમે તેવી ગાઢ, તીવ્ર, દીર્ઘજીવી અને સતતપ્રાપ્ત ઇન્દ્રિયોના ભોગની અનુભૂતિ માનવને અધૂરી અધૂરી લાગ્યા કરે છે. આધ્યાત્મિક, વાસ્તવિક, સ્વયંભૂ આનંદની તો તેને તેમાં છાયા પણ ભાગ્યે દેખાય છે. અને એ માત્રાસ્પર્શો વડે આનંદનો ઉપભોગ લેવાની શક્તિ—ભોગસામર્થ્ય પણ ક્યાં અપરિમેય હોય છે? સામાન્ય માનવનું નાડીતંત્ર એવું તો મર્યાદિત શક્તિવાળું હોય છે કે ચોક્કસ ગતિવાળાં આંદોલનોની પરંપરા જ

તે સહન કરી શકે તેમ છે. આ પ્રમાણે માનવ અનુભવી શકે છે તે માત્રાસ્પર્શોની મર્યાદા (તેની તીક્ષ્ણતા અને મંદતા) ઘણી જ સકુચિત થઈ જાય છે. એની એવી અનેક મર્યાદાઓમાં રહીને થતા માત્રાસ્પર્શોને પાછી કાલની પણ મર્યાદા હોય છે. અર્થાત્, કોઈ પણ ઇન્દ્રિય તેને થતા માત્રાસ્પર્શને અનિશ્ચિત કાલ સુધી ધારણ કરી શકતી નથી કાનનો ગાળો પણ મર્યાદિત હોય છે. માત્રાસ્પર્શ જેમ વધારે તીવ્ર અને વેગવાન તેમ તેની ધારણાનો કાલ અલ્પ. વળી કેટલીક ઇન્દ્રિયની શક્તિ સ્થૂન શરીરની જરૂરિયાતથી પણ મર્યાદિત થયેલી હોય છે સ્વાદેન્દ્રિયની શક્તિ ભૂખની જરૂરિયાત ઉપર આધાર રાખે છે એટલું જ નહિ, પરંતુ, શરીરની તંદુરસ્તી પર પણ તેની શક્તિઓનો તથા ધર્મોનો આધાર રહેલો હોય છે નરી આંખે દેખાય જ નહિ એવાં કેટલાએ કિરણો—રશ્મિઓ—આધુનિક ભૌતિક શાસ્ત્રોએ શોધ્યાં છે અને માનવ ન સાભળી શકે એવાં તીવ્ર અને ધીમા આંદોલનો વડે ધ્વનિ થતો હોય છે, તે માનવ જાણી શકતો નથી.

તો પછી માત્રાસ્પર્શોમાં કાંઈક સત્ય છે યા તો હોઈ શકે ખરું? કેવળ ભ્રમણા ઉત્પન્ન કરી ઉપભોગની ખોટી લાગણીના ભૂલાવામા નાખવા માટે માત્રાસ્પર્શો છે એમ માનવુ પણ સકારણ લાગતુ નથી. યા તો આનંદની વાસ્તવિકતાની ઇન્દ્રજાળ ઉત્પન્ન કરી તે ઇન્દ્રજાળને ટકાવી રાખવાનો જ માત્રાસ્પર્શોનો હેતુ છે એમ માનવું પણ બરાબર લાગતુ નથી. વળી, મનોમય શક્તિ જેમનામા ખીલી નથી તેવા પ્રાણીઓમા કેવળ માત્રાસ્પર્શો જ બાહ્ય જગતના જ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ હોય છે તેનો ઇનકાર થઈ શકે તેમ નથી.

ઉપરના પ્રશ્નનો ઉત્તર આપતા શ્રી અરવિંદે એક સ્થળે લખેલુ વાક્ય અહીં ટાંકું છું — 'વાસ્તવિક ઇન્દ્રિય કેવળ મનસ્ છે, બાકીની આપણી કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો માત્ર ગૌણ યાને સગવડકારક કરણો જ છે."

'બૃહદારણ્યક'માં પણ (૧-૫-૩) કહ્યુ છે:—**मनसा ह्येव पश्यति मनसा शृणोति मनसा विजानाति।**—" ખરુ જોતાં, માનવ મન વડે જુએ છે, તે મન વડે સાભળે છે, મન વડે (બહિર્જગતને) જાણે છે!"

ઉપરના કથનમાં રહેલું સત્ય બરાબર સમજી શકાય તેટલા માટે એક પહેલેથી જ બીજો પ્રશ્ન પણ અહીં વિચારવો જોઈએ. પ્રત્યેક ઇન્દ્રિયનું વિશિષ્ટ કાર્ય પહેલેથી જ જુદું જુદું જ છે કે લાંબા કાળના પ્રયોગને તથા અભ્યાસને પરિણામે મૂળ એક જ સામાન્ય ઇન્દ્રિયમાંથી દરેક ઇન્દ્રિય વિશિષ્ટ રૂપે વિકાસ પામેલી છે! મૌલિક પ્રશ્ન એ છે કે મૂળ ઇન્દ્રિય એક કે વધારે? મૂળ તો એક પ્રકારની સંસ્કારગ્રાહી મૌલિક ઇન્દ્રિય હોય એ વધારે સંભવિત લાગે છે. આપણી ઇન્દ્રિયોનું અત્યારનું બંધારણ તથા તેમનામાં જે ફેરફારો બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરીને થઈ શકે એમ છે અને થાય છે તે જોતાં સ્પર્શેન્દ્રિય હોય એમ લાગે છે. દર્શન, ઘ્રાણ, શ્રવણ, વગેરે કાર્યોમાં સ્પર્શની મૌલિક ક્રિયા જુદે જુદે રૂપે થતી લાગે છે. એટલે કાળક્રમે એક જ પ્રકારનું કાર્ય કરતા કરતા માનવની પ્રત્યેક ઇન્દ્રિયને તેનું વિશિષ્ટ કાર્ય પ્રાપ્ત થયું હોય એમ જણાય છે.

આધુનિક પ્રયોગાત્મક સાબિતી પણ ઉપરના વિચારને પુષ્ટિ આપે છે શ્રી. જૂલ રોમેંએ (Joule Romain) લખેલ "The Eyeless Sight" નામના પુસ્તકમા તેમણે કેટલાક અંધ લોકો પોતાના ચામડી (ત્વચા) વડે જોઈ શકે છે તેના સપ્રમાણ પ્રયોગો તથા સમજૂતી આપ્યા છે. આ ઉપરથી એ પણ જણાય છે કે પ્રત્યેક ઇન્દ્રિયની અત્યારે જે શક્તિ છે તેનો જે અત્યારે અનિવાર્ય જણાતો ધર્મ છે તે શક્તિ, ધર્મ, વગેરે સઘળુ લાંબા અભ્યાસનું જ પરિણામ છે અને તેમાં ફેરફાર કરવો એ કાંઈ કુદરતના કોઈ અચલ નિયમનુ ઉલ્લંઘન કરવા જેવું કઠિન કે અસંભવિત કાર્ય નથી. લાંબા અભ્યાસને પરિણામે ચિરસ્થાયી થઈ ગયેલાં પ્રતિકાર્યોને જ આપણે આજકાલ પ્રકૃતિના સનાતન (અચળ) નિયમ તરીકે સ્વીકારી લઈએ છીએ

પ્રાચીન કાળથી ચૈતન્યના વિકાસ માટે જે પ્રયત્નો થતા આવ્યા છે તેમા આપણને જણાઈ આવે છે કે લોકો આત્મવિકાસને માર્ગે જતાં માત્રાસ્પર્શોના સામાન્ય પ્રતિકાર્ય કરવાના અભ્યાસ ઉપર વિજય મેળવતા; અને એવો વિજય મેળવવો એ તેમના સાધન-માર્ગનો એક હેતુ ગણાતો. શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, વગેરે પ્રત્યે એવી તિતિક્ષા કેળવવી એ તેમનો એક હેતુ હતો ગ્રીક લોકોમાં

હોય છે. ઇન્દ્રિયોનું સ્થૂલ સ્વરૂપ એ, ખરું જોતાં, ચૈત્યમાં તેમની જે મૂળશક્તિ રહેલી છે તેનો જ નિસર્ગ ( પદાર્થમાં વિસર્ગ ) છે.

આપણા સ્થૂલ શરીરમાં નેત્ર રૂપે જે ચક્ષુરિન્દ્રિય છે તેનું મૂળ સ્વરૂપ ચિત્તાકાશની સૂક્ષ્મ ભૂમિકામાં જે રૂપો આપણે જોઈ શકીએ છીએ તેમાં રહેલુ છે. એ સૂક્ષ્મ દૃષ્ટિ—ચક્ષુરિન્દ્રિય ભૂત તથા ભવિષ્યને પણ જોઈ શકે છે.

વળી વિચારોમાં રૂપો પણ એ દૃષ્ટિ જોઈ શકે છે. માણસના જાગ્રત ચૈતન્યની સતત ક્રિયાને પરિણામે સૂક્ષ્મમાં જે કોઈ પ્રતિમા કે રૂપ ઘડાય છે તે એ ચક્ષુવડે જોઈ શકાય છે.

આ પ્રમાણે દૂરદર્શનની પેઠે જ સૂક્ષ્મ ઇન્દ્રિય વડે શ્રવણ કરવાની શક્તિ પણ ચૈત્ય પુરુષમા હોય છે. સત્યને તે સૂક્ષ્મ ભૂમિકા ઉપર સૂક્ષ્મ શ્રવણ વડે સાંભળે છે.

એ પ્રમાણે સર્વે ઇન્દ્રિયોનું સમજવું જ્યારે ઇન્દ્રિયો ઉપરનો સંયમ, તેનુ જ્ઞાન, વગેરે ઘણુ આગળ વધે છે ત્યારે કેટલીક સારાં કાર્યો કરવા માટે બુદ્ધિપૂર્વક પોતાના સ્થૂલ શરીરમાંથી માણસ ચૈતન્યને બહાર લઈ જઈ શકે છે. ( અંગ્રેજીમા એને Exteriorization કહે છે. ) શરીરમાંથી જ્ઞાનપૂર્વક એનુ બહિર્ગમન કરવું વિરલ પરંતુ શક્ય છે; અને એવી ઘટનાઓ બને પણ છે

વળી એ સૂક્ષ્મ ચૈત્ય પુરુષ દ્વારા માણસ બીજી વ્યક્તિ કે વ્યક્તિઓ જોડે આપ લે કરી શકે છે ! આ પ્રમાણે માત્રારપર્શોનો સંસ્કાર ઝીલનાર વ્યક્તિ, તેની સ્થૂલ કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો જો ગૌણ કરણો જ હોય તો પછી, સ્થૂલ સ્વરૂપમા તેમનો ત્યાગ યા તો નિગ્રહ કરવાથી કે કેટલાક ચોખલિયા લોકો જેમ આગ્રહપૂર્વક તેમનો ઉચ્છેદ કરવાની ભલામણ કરે છે તેમ કરવાથી આદર્શપૂર્ણતા પ્રાપ્ત થઈ શકે નહિ. આદર્શપૂર્ણતા તો તેમનું રૂપાતર—જો શક્ય હોય તો—કરવાથી જ પ્રાપ્ત થઈ શકે. વિશ્વસમસ્તમાં જે અનંત દિવ્ય ચૈતન્ય લીલા કરી રહેલ છે તેની સાથે અદ્વૈત કરવાથી એ રૂપાંતર શક્ય બને છે. વળી એ રૂપાંતર માટે માનવના આધ્યાત્મિક આદર્શોમાં ઘણો ફેરફાર થવાની અપેક્ષા છે. કારણ કે, અત્યારસુધી થયેલા આધ્યાત્મિક

પ્રયત્નોમાંના ઘણા સમર્થ પ્રયત્નોમાં પણ સ્થૂલ ભૂમિકાનો— પાર્થિવ દેહનો, માનવની ઇન્દ્રિયો તથા તેમનાં કાર્યોનો અસ્વીકાર જ ઘણેખરે ભાગે અંતિમ આદર્શ ગણાતો આવ્યો છે. ભલે ધ્યાનમાં, સમાધિમાં કે ભાવાવેશમાં સાધકને ઉચ્ચતમ ચૈતન્યનો સાક્ષાત્કાર થાય. જ્યારે ઉચ્ચ સ્થિતિમાં હોય ત્યારે તેને વિરલ જ્ઞાન, સમર્થ તપઃશક્તિ કે આધ્યાત્મિક આનંદની પ્રાપ્તિ થાય એ બરાબર, પરંતુ સ્થૂલ ભૂમિકામાં તે જ્યારે ફરીને ઊતરે, જ્યારે શારીરિક અને પ્રાણની ભૂમિકાઓમાં પાછો આવે ત્યારે તો તે સામાન્ય માનવો જેવો જ હોય એમાં કોઈને અસામંજસ્ય લાગતું નથી. કેટલાક સાધકોમાં એવા આધ્યાત્મિક સાક્ષાત્કારને પરિણામે એક પ્રકારની જ્ઞાનની જ્યોતિ તેમની સમગ્ર પ્રકૃતિને આલોકિત કરે છે, તથા તેઓ ઉન્નત અને પવિત્ર જીવન ગાળે પણ છે. પરંતુ નિમ્ન પ્રકૃતિનું કાર્ય મંદ પડે યા તો નિગ્રહમાં રહે અને તેનું રૂપાંતર થઈ જાય એ બેમાં ફેર છે. પરન્તુ સમગ્ર પૂર્ણતાને સ્વીકારનાર કોઈપણ આદર્શમાં શરીરની તથા નિમ્ન પ્રાણની પૂર્ણતાનો એટલે કે રૂપાંતરનો સ્વીકાર થવો જોઈએ.

એ આદર્શ અવસ્થામાં માત્રાસ્પર્શો કેવા પ્રકારના હશે? તેઓ કેવું રૂપ ધારણ કરશે? તેમના વર્તમાન સ્વરૂપનું સમૂળું રૂપાંતર થયા પછી તેમનો અનુભવ કેવો હશે? એ પ્રશ્નો આ સ્થળે સ્વાભાવિક રીતે થાય છે.

અત્યારની સ્થિતિમાં સમજી શકાય તેવી ભાષામાં એ સ્થિતિને રજૂ કરવી મુશ્કેલ છે. પરંતુ એમ કહી શકાય કે એ આદર્શ સ્થિતિમાં સર્વે ઇન્દ્રિયો દ્વારા માનવને પ્રભુનો સાક્ષાત્કાર થશે એટલે કે, માનવે કેવળ **આંતર** ચૈતન્યમાં પ્રભુ જોડે અદ્વૈત અનુભવવું જોઈએ, મનોમય તથા પ્રાણમય ભૂમિકાઓમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવો જોઈએ એટલું જ નહિ, પરન્તુ ઇન્દ્રિયોના માત્રાસ્પર્શો વડે પણ પ્રભુ માનવને પ્રત્યક્ષ થવો જોઈએ. રૂપાંતર પામેલી ઇન્દ્રિયો વડે પ્રભુ જોડે અદ્વૈતનો આનંદ અનુભવવો એમાં જ ઇન્દ્રિયોની વાસ્તવિક પૂર્ણતા અને આદર્શ સાર્થકતા હોઈ શકે વળી, સ્પષ્ટતા ખાતર અહીં એક વાત જણાવવી જોઈએ કે ઇન્દ્રિયોની તથા માત્રાસ્પર્શોની એ આદર્શ સાર્થકતા તથા અશુદ્ધ

તે સહન કરી શકે તેમ છે આ પ્રમાણે માનવ અનુભવી શકે છે તે માત્રાસ્પર્શોની મર્યાદા (તેની તીક્ષ્ણતા અને મંદતા) ઘણી જ સંકુચિત થઈ જાય છે એવી એવી અનેક મર્યાદાઓમાં નહીને થતા માત્રાસ્પર્શોને પાછી કાળની પણ મર્યાદા હોય છે અર્થાત્, કોઈ પણ ઇન્દ્રિય તેને થતા માત્રાસ્પર્શને અનિશ્ચિત કાળ સુધી ધારણ કરી શકતી નથી કાળનો ગાળો પણ મર્યાદિત હોય છે માત્રાસ્પર્શ જેમ વધારે તીવ્ર અને વેગવાન તેમ તેની ધારણાનો કાલ અલ્પ વળી કેટલીક ઇન્દ્રિયની શક્તિ ન્યૂન શરીરની જરૂરિયાતથી પણ મર્યાદિત થયલી હોય છે સ્વાદેન્દ્રિયની શક્તિ ભૂખની જરૂરિયાત ઉપર આધાર રાખે છે એટલું જ નહિ, પરંતુ, શરીરની તંદુરસ્તી પર પણ તેની શક્તિઓનો તથા ધર્મોનો આધાર રહેલો હોય છે નરી આંખે દેખાય જ નહિ એવા કેટલાએ કિરણો—રશ્મિઓ—આધુનિક ભૌતિક શાસ્ત્રોએ શોધ્યા છે અને માનવ ન સાંભળી શકે એવા તીવ્ર અને ધીમા આંદોલનો વડે ધ્વનિ થતો હોય છે, તે માનવ જાણી શકતો નથી

તો પછી માત્રાસ્પર્શોમાં કોઈક સત્ય છે યા તો હોઈ શકે ખરું ? કેવળ ભ્રમણા ઉત્પન્ન કરી ઉપભોગની ખોટી લાગણીના ભૂનાવામાં નાખવા માટે માત્રાસ્પર્શો છે એમ માનવું પણ સકારણ લાગતું નથી યા તો આનંદની વાસ્તવિકતાની ઇન્દ્રજાળ ઉત્પન્ન કરી તે ઇન્દ્રજાળને ટકાવી રાખવાનો જ માત્રાસ્પર્શોનો હેતુ છે એમ માનવું પણ બરાબર લાગતું નથી વળી, મનોમય શક્તિ જેમનામાં ખીલી નથી તેવા પ્રાણીઓમાં કેવળ માત્રાસ્પર્શો જ બાહ્ય જગતના જ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ હોય છે તેનો ઇનકાર થઈ શકે તેમ નથી

ઉપરના પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રી અરવિંદે એક સ્થળે લખેલું વાક્ય અહીં ટાંકું છું — 'વાસ્તવિક ઇન્દ્રિય કેવળ મનસ્ છે, બાકીની આપણી કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો માત્ર ગૌણ યાને સહાયકારક

વાર્તાલાપ તથા ભાવિનું શ્રવણ તથા અમુકથી દર્શન, વગેરે સ્થૂલ ઇન્દ્રિયોના કાર્યક્ષેત્રથી તો કેટલીએ દૂર એવી ઘટનાઓ, માત્રાસ્પર્શો કેવળ પાર્થિવ યાતો કેવળ સ્થૂલ જ હોવા જોઈએ એ આગ્રહભરી માન્યતાને ફટકો લગાવે છે. અર્થાત્, સ્થૂલ પદાર્થનું જ્ઞાન મેળવવા માટે સ્થૂલ ઇન્દ્રિયો અનિવાર્ય જ છે એ માન્યતા સાચી નથી.

જ્યારે માનવમાં રહેલ સૂક્ષ્મ પ્રાણમય ચૈતન્ય તેના શરીરનાં બંધનો અને તેની મર્યાદાઓથી મુક્ત થાય છે ત્યારે વ્યક્તિમાં વિશિષ્ટ રૂપે પ્રગટ થતા વિરાટ પ્રાણનું ભાન માનવને થવા માંડે છે. વસ્તુઓમાં, ક્રિયાઓમાં, માનવોમાં, ઘટનાએમાં એમ સર્વત્ર વિરાટ પ્રાણની વિશિષ્ટ લીલા થઈ રહેલી માલૂમ પડે છે.

ત્યાં આખળ સઘળું પ્રાણમય દેખાય છે, અનુભવાય છે. માનવ ત્યાં સૂક્ષ્મ પ્રાણમય ભૂમિકામાં જીવન ધારણ કરે છે, અને બીજા માણસોનું પ્રાણમય વાતાવરણ તે જાણી શકે છે. કોઈ સ્થળની, કોઈ વ્યક્તિની અથવા તો જનસમૂહની આસપાસ જે પ્રાણમય વાતાવરણ આવી રહેલું હોય છે તેને તે સૂક્ષ્મ પ્રાણમય ચૈતન્યમાં રહેતો માણસ જાણી શકે છે.

એટલું જ નહિ પરંતુ વ્યાધિઓના હુમલા સામે એવો માણસ વધારે સફળતાથી થઈ શકે છે, કારણ કે તે પ્રાણશક્તિનો પ્રયોગ કરી જાણે છે. ખરું જોતાં, એવા માણસમાં વ્યક્તિગત પ્રાણની લીલા થતી હોતી નથી, એનામાં રહેલ વ્યક્તિત્વની મર્યાદાઓ (પ્રાણના પૂરતી) તૂટી જાય છે અને તે પોતે વિરાટ પ્રાણશક્તિના અનંત સાગર પ્રત્યે ખુલ્લો થઈ જાય છે—તેમાં અવગાહન કરતો હોય છે. અને એ અનંત વિરાટ પ્રાણશક્તિ સચેતન તપઃશક્તિ જ હોય છે એવો અનુભવ તેને થાય છે ભગવાનની પોતાની તે ચિત્-શક્તિ (તપઃશક્તિ) કાર્ય કરતી હોય છે અને વ્યક્તિ તો તેને કાર્ય કરવાનું એક કરણ માત્ર—તેના અનંત પ્રવાહને વહેવા માટેના જળમાર્ગ જેવી જ થઈ રહે છે.

વળી, સર્વે ઇન્દ્રિયોની પાછળ ખરી શક્તિ તો ચૈત્ય પુરુષની

હોય છે ઇન્દ્રિયોનું સ્થૂલ સ્વરૂપ એ ખરું જોતાં ચૈતન્ય તેમની જે મૂળશક્તિ રહેલી છે તેનો જ વિસર્ગ ( પદાર્થમાં વિસર્ગ ) છે

આપણા સ્થૂલ શરીરમાં નેત્ર રૂપે જે ચક્ષુરિન્દ્રિય છે તેનું મૂળ સ્વરૂપ ચિત્તાકાશની સૂક્ષ્મ ભૂમિકામાં જે રૂપો આપણે જોઈ શકીએ છીએ તેમાં રહેલું છે એ સૂક્ષ્મ દૃષ્ટિ—ચક્ષુરિન્દ્રિય ભૂત તથા ભવિષ્યને પણ જોઈ શકે છે

વળી વિચારોમાં રૂપો પણ એ દૃષ્ટિ જોઈ શકે છે માણસના જાગ્રત ચૈતન્યની સતત ક્રિયાને પરિણામે સૂક્ષ્મમાં જે કોઈ પ્રતિમા કે રૂપ ઘડાય છે તે આ ચક્ષુવડે જોઈ શકાય છે

આ પ્રમાણે દૂરદર્શનની પેઠે જ સૂક્ષ્મ ઇન્દ્રિય વડે શ્રવણ કરવાની શક્તિ પણ ચૈત્ય પુરુષમાં હોય છે સત્યને તે સૂક્ષ્મ ભૂમિકા ઉપર સૂક્ષ્મ શ્રવણ વડે સાંભળે છે

એ પ્રમાણે સર્વે ઇન્દ્રિયોનું સમજવું જ્યારે ઇન્દ્રિયો ઉપરનો સંયમ, તેનું જ્ઞાન, વગેરે ઘણું આગળ વધે છે ત્યારે કેટલાંક સારાં કાર્યો કરવા માટે બુદ્ધિપૂર્વક પોતાના સ્થૂલ શરીરમાંથી માણસ ચૈતન્યને બહાર લઈ જઈ શકે છે ( અંગ્રેજીમાં એને Exteriorization કહે છે ) શરીરમાંથી જ્ઞાનપૂર્વક એનું બહિર્ગમન ઘણું વિરલ પરંતુ શક્ય છે, અને એવી ઘટનાઓ બને પણ છે

વળી એ સૂક્ષ્મ ચૈત્ય પુરુષ દ્વારા માણસ બીજી વ્યક્તિ કે વ્યક્તિઓ જોડે આપ લે કરી શકે છે ! આ પ્રમાણે માતાપિતાના સંસ્કાર ઝીલનાર વ્યક્તિ, તેની સ્થૂલ કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો જો ઊણપ કરતો જ હોય તો પછી, સ્થૂલ સ્વરૂપમાં તેમનો ત્યાગ યા તો નિગ્રહ કરવાથી કે કેટલાક ચોખલિયા લોકો જેમ આગ્રહ પૂર્વક તેમનો ઉચ્છેદ કરવાની ભલામણ કરે છે તેમ કરવાથી આદર્શપૂર્ણતા પ્રાપ્ત થઈ શકે નહિ આદર્શપૂર્ણતા તો તેમનું રૂપાંતર—જો શક્ય હોય તો—કરવાથી જ પ્રાપ્ત થઈ શકે વિશ્વ સમસ્તમાં જે અનંત દિવ્ય ચૈતન્ય લીલા કરી રહેલ છે તેની સાથે અદ્વૈત કરવાથી એ રૂપાંતર શક્ય બને છે " વળી એ રૂપાંતર માટે માનવના આધ્યાત્મિક આદર્શોમાં ઘણો ફેરફાર થવાની અપેક્ષા છે કારણ કે, અત્યારસુધી થયેલા આધ્યાત્મિક

પ્રયત્નોમાંના ઘણા સમર્થ પ્રયત્નોમાં પણ સ્થૂલ ભૂમિકાનો— પાર્થિવ દેહનો, માનવની ઇન્દ્રિયો તથા તેમનાં કાર્યોનો અસ્વીકાર જ ઘણેખરે ભાગે અંતિમ આદર્શ ગણાતો આવ્યો છે. ભલે ધ્યાનમાં, સમાધિમાં કે ભાવાવેશમાં સાધકને ઉચ્ચતમ ચૈતન્યનો સાક્ષાત્કાર થાય. જ્યારે ઉચ્ચ સ્થિતિમાં હોય ત્યારે તેને વિરલ જ્ઞાન, સમર્થ તપઃશક્તિ કે આધ્યાત્મિક આનંદની પ્રાપ્તિ થાય એ બરાબર, પરંતુ સ્થૂલ ભૂમિકામાં તે જ્યારે ફરીને ઊતરે, જ્યારે શારીરિક અને પ્રાણની ભૂમિકાઓમાં પાછો આવે ત્યારે તો તે સામાન્ય માનવો જેવો જ હોય એમાં કોઈને અસામંજસ્ય લાગતું નથી. કેટલાક સાધકોમાં એવા આધ્યાત્મિક સાક્ષાત્કારને પરિણામે એક પ્રકારની જ્ઞાનની જ્યોતિ તેમની સમગ્ર પ્રકૃતિને આલોકિત કરે છે, તથા તેઓ ઉન્નત અને પવિત્ર જીવન ગાળે પણ છે. પરંતુ નિમ્ન પ્રકૃતિનું કાર્ય મંદ પડે યા તો નિગ્રહમાં રહે અને તેનું રૂપાંતર થઈ જાય એ બેમાં ફેર છે. પરન્તુ સમગ્ર પૂર્ણતાને સ્વીકારનાર કોઈપણ આદર્શમાં શરીરની તથા નિમ્ન પ્રાણની પૂર્ણતાનો એટલે કે રૂપાંતરનો સ્વીકાર થવો જોઈએ.

એ આદર્શ અવસ્થામાં માત્રાસ્પર્શો કેવા પ્રકારના હશે? તેઓ કેવું રૂપ ધારણ કરશે? તેમના વર્તમાન સ્વરૂપનું સંપૂર્ણ રૂપાંતર થયા પછી તેમનો અનુભવ કેવો હશે? એ પ્રશ્નો આ સ્થળે સ્વાભાવિક રીતે થાય છે.

અત્યારની સ્થિતિમાં સમજી શકાય તેવી ભાષામાં એ સ્થિતિને રજૂ કરવી મુશ્કેલ છે. પરંતુ એમ કહી શકાય કે એ આદર્શ સ્થિતિમાં સર્વે ઇન્દ્રિયો દ્વારા માનવને પ્રભુનો સાક્ષાત્કાર થશે એટલે કે, માનવે કેવળ આંતર ચૈતન્યમાં પ્રભુ જોડે અદ્વૈત અનુભવવું જોઈએ, મનોમય તથા પ્રાણમય ભૂમિકાઓમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવો જોઈએ એટલું જ નહિ, પરન્તુ ઇન્દ્રિયોના માત્રાસ્પર્શો વડે પણ પ્રભુ માનવને પ્રત્યક્ષ થવો જોઈએ. રૂપાંતર પામેલી ઇન્દ્રિયો વડે પ્રભુ જોડે અદ્વૈતનો આનંદ અનુભવવો એમાં જ ઇન્દ્રિયોની વાસ્તવિક પૂર્ણતા અને આદર્શ સાર્થકતા હોઈ શકે વળી, સ્પષ્ટતા ખાતર અહીં એક વાત જણાવવી જોઈએ કે ઇન્દ્રિયોની તથા માત્રાસ્પર્શોની એ આદર્શ સાર્થકતા તથા શુદ્ધ

ગ્રામ્ય, ઇન્દ્રયજન્ય અનુભવો—એ બેની વચ્ચે જરા પણ—લેશમાત્ર પણ સામ્ય નથી હોતું વળી જે રૂપાન્તર સાક્ષાત્કારો વિષે કહેવામાં આવ્યું છે તે ક્યારે શક્ય બને? જ્યાં સુધી માનવની ઇન્દ્રિયો તેમની સામાન્ય અવિચારી ક્રિયાઓમાં તથા માત્રાસ્પર્શોમાં રહેવો 'રસ' છોડે નહિ એટલું જ નહિ, પરન્તુ ઇન્દ્રિયોનો કાર્યપ્રદેશ, તેમના ધર્મો, તેમનું અત્યારનું બંધારણ વગેરે બદલાય નહિ ત્યાં સુધી એ રૂપાંતર શક્ય નથી અત્યારે તો માનવની સર્વે ઇન્દ્રિયો તથા માત્રાસ્પર્શો અહંપ્રધાન—અહંકેન્દ્ર—ચૈતન્યના સર્વે કાર્ય-પ્રતિકાર્યોને વશ છે, કામનાઓને સંતોષતા ા વૃત્તિના તેઓ ગુલામ છે, "**વાયુર્નાવમિવામ્ભસિ**"—વાયુથી આમનેમ ધક્કા ખાતી અનિર્દિષ્ટપણે જળ ઉપર ગતિ કરતી હોડીની પેઠે માનવ આવેશોથી દોરાય છે, તથા ઇન્દ્રિયોની વર્તમાન શક્તિ અને કાર્યક્ષેત્ર બન્ને અતિ સંકુચિત છે તેઓની પોતાની સૂક્ષ્મતર શક્યતાઓને, ઉચ્ચતર અવસ્થાઓને તથા વિશાળ કાર્યક્ષેત્રોને તેઓ અત્યારે જાણતી પણ નથી

હવે આપણે અવચેતનતામાં થતા માત્રાસ્પર્શો (Subconscious Sensations) વિષે વિચાર કરીએ

માનવના ચૈતન્યનો જેટલો ભાગ ચેતનતામાં છે તેનાથી ઘણો મોટો ભાગ અચેતનતાના આવરણમાં આવી ગયેલો હોય છે એ અચેતનતા જ્યારે વિશિષ્ટ પ્રકારની હોય છે ત્યારે તેને અવચેતના (Subconsciousness) કહેવામાં આવે છે અવચેતનાની અસરકારકતા આધુનિક ભૌતિક શાસ્ત્રો તથા માનસશાસ્ત્રો પણ સ્વીકારવા લાગ્યા છે!! માત્રાસ્પર્શોની બાબતમાં પણ અવચેતનામાં તેમનો ઘણોખરો ભાગ પડેલો હોય છે ઇન્દ્રિયો ઉપર પડતા સંસ્કારોની પ્રતિકૃતિ (છબી) તેનું સ્મરણ, ભણકારા, તથા કાર્યનું પ્રતિકાર્ય કરવાની સામાન્ય વૃત્તિ, વગેરે અવચેતનાના તળમાં દરીને બેસે છે જ્યારે સામ્ય, સૂચના, ઉત્તેજના કે પછી સ્મરણ, વગેરેને પરિણામે તે જાગ્રત થાય છે ત્યારે અવચેતનામાંથી ચેતનાની ખુલ્લી સપાટી ઉપર તેઓ દેખા દે છે

અને માત્રાસ્પર્શો કેવળ પાર્થિવ નથી તેની સારામાં સારી સાબિતી આ અવચેતનામાંથી સ્ફુરતા માત્રાસ્પર્શો આપે છે, કારણ

કે ઇન્દ્રિયોના સૌથી સ્થૂલ ભાગ પદાર્થ જોડે સ્થૂલ સંબંધમાં ન હોવા છતાં તેનો જે સંસ્કાર અવચેતનામાં જાગ્રત થાય છે તથા તેનાં જે પરિણામો આવે છે તે ઉપરથી તો તેને સ્થૂલ માત્રાસ્પર્શો કરતાં જરા પણ ઓછા વાસ્તવિક ન જ ગણી શકાય.

સ્વપ્નાવસ્થામાં જાગ્રતની પેઠે જ શ્રવણેન્દ્રિય, ચક્ષુ, સ્પર્શ, વગેરે કાર્ય કરી શકે છે અને તેનાં પરિણામો છેક સ્થૂલ દેહ સુધી ઉપજાવી શકે છે. અટલે એમ માનવું જ વધારે સયુક્તિક લાગે છે કે માત્રાસ્પર્શોની આખી ઘટના પદાર્થત્વના (દ્રવ્યના) કોઈ સૂક્ષ્મતર સ્વરૂપમાં પ્રથમ બને છે અને સ્થૂલમાં તેનો જે સંસર્ગ થાય છે તે કેવળ એ સૂક્ષ્મમાં થતા સંસર્ગના પરિણામરૂપ હોય છે.

અવચેતનામાંથી ઊઠતા માત્રાસ્પર્શો ઉપર સંયમ સ્થાપિત કરવાનો ઉપાય સહેલો નથી દીર્ઘ પ્રયાસ અને સહૃદય અભીપ્સાને પરિણામે જ તે પ્રાપ્ત થઈ શકે છે. પ્રથમ જાગ્રત અવસ્થામાં તપશ્ચક્તિનો પ્રયોગ કરી જ્યારે એ વૃત્તિઓ, વાસનાઓ, વગેરે ઉપર સંયમ સ્થાપિત કરવામાં સફળતા મળે છે ત્યારપછી ક્રમેક્રમે એ કાબૂ અવચેતના ઉપર પણ સ્થાપિત કરી શકાય છે. કેટલીક વાર તો જાગ્રત અવસ્થામાં બળપૂર્વક કરેલા નિગ્રહને પરિણામે કોઈ વૃત્તિ, વાસના કે ઇચ્છા ઊલટી અવચેતનામાં જઈને ત્યાં સંચિત થાય છે અને કાં તો લાંબા સમય સુધી અવચેતનામાં જ સુષુપ્ત દશામાં પડી રહે છે યા તો સ્વપ્ન વગેરે અવસ્થામાં જ્યારે માનવના જાગ્રત ચૈતન્યનો કાબૂ દૂર થઈ જાય છે ત્યારે બહાર પડીને પોતાનો ભોગ ભોગવવા પ્રયત્ન કરે છે. કેટલીક વાર તો ઘણા વર્ષો સુધી એ પ્રમાણે દબાઈ રહીને જ્યારે માનવના ચૈતન્યની પરિસ્થિતિ અને બાહ્ય સંજોગો અનુકૂળ જણાય છે ત્યારે તેઓ બળપૂર્વક બહાર પડે છે.

ઘણા કાળ સુધી સયમ પાળ્યા પછી પતન પામેલા—ભ્રષ્ટ થયેલા સાધકોના કે સાધુ પુરુષોના દાખલાઓ એ હકીકતનું જ સમર્થન કરે છે.

વળી ઉપરના કથન ઉપરથી કેવળ બાહ્યાચારમાં નીતિના નિયમોનું શુષ્ક પાલન કરવાનો આગ્રહ કેટલો અસ્થાને છે તે પણ

આપણને જણાઈ આવે છે. કારણ કે જ્યારે એવો બાહ્ય નિગ્રહ કરનારા માનવોએ પોતાની પ્રકૃતિમાં અથવા તો અન્ય માનવોમાં બાહ્ય દૃષ્ટિએ સંપૂર્ણ સંયમ જમાવી દીધેલો જણાય છે—ત્યારે, ખરું જોતાં, સમગ્ર મુશ્કેલી જેમની તેમ અવચેતનામાં જઈને ઠરેલી હોય છે પ્રસંગ મળ્યે તેની હયાતીનો પુરાવો તે વ્યક્તિઓને પોતાને તથા અન્ય લોકોને પણ મળી રહે છે

જેને સંપૂર્ણ સત્ય પ્રાપ્ત કરવું છે તેવો જિજ્ઞાસુ એ થાગડ-થીગડ અવસ્થા ચલાવી લઈ શકે નહિ. તેણે પ્રકૃતિનાં કરણોનું રૂપાંતર કર્યે જ છૂટકો છે કારણ કે કોઈપણ ભાગ પહેલાના જેવો જ રહી જાય તો તે ફરીને કોઈ કાળે ઊઠવાનો એ નક્કી છે અને નીતિનું પાલન કરતાં કરતાં પ્રકૃતિનાં કરણોનું રૂપાંતર કરવું એ કાર્ય કાંઈ સહેલું નથી નીતિપાલન—કેવળ આચરણ કે વર્તનમાં પ્રગટેલો સંયમ એ પ્રકૃતિનાં કરણોમાં રહેલી મુશ્કેલીઓનો સાચો ઉકેલ નથી એમ કહેવાનો આશય છે પ્રકૃતિનાં સચેતન કે અવચેતન કરણોમાં—સર્વ ભાગોમાં અત્યારે જે અજ્ઞાનમય કાર્ય—પ્રતિકાર્યો થઈ રહ્યાં છે તેમને બદલે જ્ઞાનપ્રેરિત આનંદની પ્રાપ્તિ કરીને તેને સ્થાપિત કરવાનો અંતિમ આદર્શ છે અને તેમ કરવા માટે આખા પ્રશ્નને વિશાળદૃષ્ટિ વડે વિચારવો ઘટે છે

વ્યક્તિમાં જણાતી એ વૃત્તિઓ, વાસનાઓ, કામનાઓ, આવેગો, ભાવો, વિચારો, વગેરે જેમ વ્યક્તિના પોતાના વર્તમાન તેમજ પૂર્વજીવનનાં કર્મોનું પરિણામ છે. તેમ એ પણ ખરું છે કે તેઓ રાષ્ટ્રના અને માનવજાતિના પણ છે એટલે કે વ્યક્તિ પોતાના પૂરતી તેમને અનુમતિ આપવી અટકાવે અને તેમના બંધારણને નિર્મૂળ કરે—તેમની જડને હલાવી નાખી શકે, તોપણ તેમનું સમૂળું રૂપાંતર થવા માટે સમગ્ર માનવજાતિની પ્રકૃતિના બંધારણમાં ફેરફાર થવો જોઈએ

વિરાટમાં જે ફેરફારો કરવાના હોય તે વ્યક્તિની પોતાની અહંપ્રધાન તપશક્તિ કે બીજી કોઈ શક્તિ વડે થઈ શકે નહિ એ દેખીતું છે એ કાર્ય કરવા માટે વિરાટથી પણ પર એવી દિવ્ય વિજ્ઞાનની મહાશક્તિને—શુદ્ધ જ્ઞાનની ભૂમિકામાં કાર્ય કરી

રહેલી દિવ્ય માતાને માનવે સાદ કરવો જોઈએ. તે રીતે જ એ રૂપાંતર શક્ય બને મનોમય ભૂમિકાથી પર હોય એવી ચિત્ત—શક્તિ જ તે કાર્ય સાધી શકે માનવનો અંતરાત્મા અને તેનું એકેએક કરણ એ મહાશક્તિ પ્રત્યે વધારે ને વધારે ખુલ્લાં થાય, તેને પોતાના એ દિવ્ય ચૈતન્ય સહિત નીચેની ભૂમિકાઓમાં અવતરવાને આહ્વાન કરે તથા પ્રત્યેક કરણ દિવ્ય શક્તિની આજ્ઞા કે ઇચ્છા પ્રમાણે આકાર ગ્રહણ કરવાને તત્પર થાય તો તે રૂપાંતર જલદી થઈ શકે.

ઉપર જે રૂપાંતર વિષે કહેવામાં આવ્યું તે પ્રથમ દૃષ્ટિએ ઘણુ અસ્પષ્ટ અને દૂર—સુદૂર કાલને અંતે સિદ્ધ થઈ શકે તેવી કેવળ એક શક્યતા જ છે એમ લાગવાનો સભવ છે. એ રૂપાતર કેવળ માનસિક કલ્પના કે ઉડ્ડયન માત્ર છે અને તેથી તેનામાં વાસ્તવિકતા ઓછી લાગે એ પણ સભવિત છે. પરતુ એ વિચાર ભૂલભરેલો છે. એમ જ જો હોય તો પછી ઇન્દ્રિયો અને તે દ્વારા મળતા માત્રાસ્પર્શો પણ શા માટે અવાસ્તવિક અને અસ્પષ્ટ ન ગણાવા જોઈએ? પરતુ વ્યવહારમા આપણે તેમની વાસ્તવિકતાનો સ્વીકાર કરીએ છીએ જ. અને ઇન્દ્રિયોની સામાન્ય અવસ્થામાં જ્યારે તે દ્વારા મળતા અનુભવોની વાસ્તવિકતાનો આટલો ગાઢ પરિચય આપણને થાય છે તો પછી એ જ ઇન્દ્રિયોની ઉચ્ચતર શક્યતા જ્યારે સિદ્ધ થાય ત્યારે તેની વાસ્તવિકતા ઊલટી વધારે સચોટ, વધારે ઘન, વધારે તૃપ્તિદાયક, વધારે ચોક્કસ અને વધારે પ્રત્યક્ષ હોવી જોઈએ. અને બને છે પણ તેમ જ. રૂપાંતર પામ્યા પછીનુ ઇન્દ્રિયોનું કાર્ય અત્યારે થાય છે તેના કરતા ઘણુ વધારે ચોક્કસ, અસ્ખલિત અને ઘનતાવાળુ લાગે છે સામાન્ય દશામાં માત્રાસ્પર્શોદ્વારા મળતુ જ્ઞાન અપૂર્ણ અને મર્યાદિત હોય છે. ઉદાહરણ તરીકે, ચક્ષુરિન્દ્રિય અમુક રૂપને જુએ છે એટલે શું થાય છે? નેત્રની પાછળ આવેલ ચક્ષુરિન્દ્રિયના પડદા ઉપર બાહ્ય પદાર્થના રૂપનો સસ્કાર પડે છે અને તેની આકૃતિ તથા તેના કદની રેખાઓ, રંગો, વગેરે અંકાઈ જાય છે. પ્રત્યેક માત્રાસ્પર્શ માનવને અમુક રૂપનું ભાન કરાવે છે માત્રાસ્પર્શનો અનુભવ આપનાર પદાર્થ પોતાનાથી જુદો છે—પોતાનાથી બહાર છે એવો

અનુભવ જ્ઞાતાને થયા કરે છે. હવે સત્યની દૃષ્ટિએ જોતાં ઇન્દ્રિયો માનવને જે જ્ઞાન આપે છે તે પણ કેવળ અપૂર્ણ અને કેટલીક વાર તો કેવળ અસત્ય અને હાનિકારક પણ હોઈ શકે છે. વિચાર કરતાં આપણને જણાય છે કે કોઈ પણ રૂપનું અંતિમ સત્ય આપણી ઇન્દ્રિયો સમક્ષ તેનો જે દેખાવ પ્રત્યક્ષ હોય છે તેમાં સમાઈ જતું નથી. પ્રત્યેક રૂપના સ્થૂલ આકારની પાછળ તેનો 'આત્મા' યાને જે શક્તિનું તે મૂર્તિમંત સ્વરૂપ છે તે શક્તિ આવી રહેલી હોય છે. ખરું જોતા સ્થૂલ ઇન્દ્રિયને પ્રત્યક્ષ દેખાતુ રૂપ તો એ શક્તિના આવિર્ભાવનું છેક સ્થૂલ બાહ્ય કાચલું હોય છે અને જ્યારે ઇન્દ્રિયોનુ રૂપાંતર થાય ત્યારે પોતાની ઇન્દ્રિય વડે કેવળ રૂપ જ નહિ, પરંતુ તેની પાછળ રહેલ તેના આત્માને— શક્તિને પણ માનવ ઇન્દ્રિયોદ્વારા જાણી શકે

સૂક્ષ્મતર અદીઠનો અને માત્રાસ્પર્શો ગ્રહણ કરવાની શકિત અસ્પષ્ટ હશે યા તો અવાસ્તવિક જેવી હશે એમ માનવુ બરાબર નથી. વળી, ઇન્દ્રિયોનું એ રૂપાંતર પૂરતા પ્રમાણમાં કરવામાં આવે તો રૂપની પાછળ કે માત્રાસ્પર્શની પાછળ રહેલ તેનો આત્મા કે શકિત કેવળ નહિ, પરંતુ તેમાં રહેલો ભગવાનનો દિવ્ય હેતુ સુદ્ધાં માત્રાસ્પર્શો દ્વારા જાણી શકાય. અર્થાત્, કોઈ પણ પદાર્થમાં કે વ્યક્તિમાં કાર્ય કરી રહેલો ભગવાનનો દિવ્ય હેતુ એવુ રૂપાંતર પામેલી ઇન્દ્રિયો દ્વારા જાણી શકાય.

ખરું જોતા ભગવાન જોડેના અદ્વૈતના સાક્ષાત્કારને સૂક્ષ્મ, આંતર અને આધ્યાત્મિક ભૂમિકાઓમાંથી નીચેની ભૂમિકાઓમાં લાવવો જોઈએ. એટલે કે, સર્વવ્યાપી અનંત આનંદ અને ચિદ્ સ્વરૂપને માનવે પોતાની ઇન્દ્રિયો દ્વારા પ્રત્યક્ષ કરવો જોઈએ. પોતે એ પ્રમાણે ભાગવત—દિવ્ય—આનંદ તથા ચૈતન્ય પ્રાપ્ત કરવા એટલું જ નહિ પરંતુ અન્યને પણ તેનો અનુભવ ઇન્દ્રિયોના માત્રાસ્પર્શો દ્વારા કરાવવાની શક્તિ હોવી એમાં ઇન્દ્રિયોના રૂપાંતરની પરાકાષ્ટા છે.

અત્યાર સુધીમાં આપણે જે મુદ્દાઓ વિચાર્યા છે તે નીચે પ્રમાણે—

૧. માનવના સ્થૂલ અવયવો ઉપર તેની ઇન્દ્રિયોનો તથા તેમના કાર્યોનો આધાર નથી હોતો. બાહ્ય વસ્તુનું યાને સ્થૂલ જગતનું જ્ઞાન મેળવવા માટે પણ સ્થૂલ અવયવો—જ્ઞાનેન્દ્રિયો ઉપર આધાર રાખવો જ પડે એવું નથી. ઇન્દ્રિયના કાર્યક્ષેત્રથી ઘણે દૂર આવેલા પદાર્થોનું વાસ્તવિક અને સ્થૂલ ભૂમિકા વિષેનું જ્ઞાન, દિશા અને કાલનાં બંધનોથી નિરપેક્ષ એવું જ્ઞાન સ્થૂલ ઇન્દ્રિયોની મદદ વિના મેળવી શકાય છે.

૨. પરિસ્થિતિ આંતર—આત્મલક્ષી—સ્થિતિ ઉપર પણ—ભલે થોડે અંશે—આધાર રાખે છે. આંતર સ્થિતિની અસર ઇન્દ્રિયોનાં કાર્યો ઉપર થયા વિના રહેતી નથી, અને પરિણામે બાહ્ય જગતનું ઇન્દ્રિયો જે જ્ઞાન આપે છે તે માનવની આંતર સ્થિતિથી રંગાય છે—અર્થાત્ તે નિરપેક્ષ, વાસ્તવિક, અવિકારી અને સર્વ માનવો માટે સમાન નથી હોતુ

૩. જ્યારે માનવની ઇન્દ્રિયોનુ દિવ્ય રૂપાંતર થશે ત્યારે એ પ્રકારનો ભેદ ઊલટો વધારે આગળ પડતો થાય છે. ઇન્દ્રિયોના કાર્યની સમગ્રતા અને ચોકસાઈમાં અનેક ગણો વધારો થાય છે. અત્યાર સુધી અજ્ઞાત અને અદૃષ્ટ સનાદો અને અદીઠ દિવ્ય સૌંદર્ય પ્રગટ થવા માંડે છે. વળી પાર્થિવ પદાર્થોના આબેહૂબપણામાં ('વિવિડ્નેસ') પણ અનનુભૂત વૃદ્ધિ થાય છે. શ્રી અરવિંદ કહે છે તેમ "માનવને કવિની યાને કર્મવિધાયકની દૃષ્ટિ પ્રાપ્ત થાય છે—પોતાની ઇન્દ્રિયો દ્વારા માનવ પ્રભુની યોજના જોઈ તથા સમજી શકે છે."

૪. બાહ્ય પદાર્થોનો જે સ્થૂલ સંસ્કાર ઇન્દ્રિયોના ઉપર પડે છે તેને જ માત્રાસ્પર્શનું અંતિમ રહસ્ય માનવાની જે ભૂલ અત્યારે માનવ કરે છે તે સુધરે છે, અને પ્રત્યેક પદાર્થ ભગવાનનું ઐશ્વર્ય—તેનો મહિમા પ્રગટ કરતો જણાય છે અનન્તગુણ ભગવાનનું જ્ઞાન ઇન્દ્રિયો વડે મળે છે.

અર્થાત્, બાહ્ય રૂપદ્વારા પદાર્થમાં કર્મ કરી રહેલ વાસ્તવિક શક્તિનું જ્ઞાન ઇન્દ્રિયોદ્વારા માનવને મળી શકે છે "પ્રત્યેક વસ્તુ સચેતન (અને સજીવ) છે એવો અનુભવ" થાય છે.

૫ જ્યારે ઇન્દ્રિયોનુ રૂપાતર સપૂર્ણ થાય છે અને માનવ સતત તે ઊર્ધ્વ ચૈતન્યમા રહે ત્યારે તેને ગ્થૂલ જગત તદ્દન જુદુ જ લાગે અત્યારે માનવ ત્રણ દિશામાનવાળી સ્થૂન સૃષ્ટિને પોતાની ઇન્દ્રિયો વડે જાણે છે તેને ઠેકાણે રૂપાતર પામેલી ઇન્દ્રિયો વડે માનવ ચાર દિશામાનવાળી સૃષ્ટિને જાણી શકશે ચતુર્થ દિશામાન માનવને ઇન્દ્રિયગોચર થશે એ ચતુર્થ દિશામાનમા પ્રત્યેક પદાર્થ બ્રહ્મનુ જ સ્વરૂપ લાગશે—અવિભક્ત અદ્વૈતવડે તે સર્વ પદાર્થો સાથે સકળાયેલો જણાશે તથા તે અદ્વૈતનો જ પોતાના રૂપદ્વારા આવિર્ભાવ કરતો લાગશે

અલબત્ત એવુ રૂપાતર પ્રાપ્ત કરેલી ઇન્દ્રિયોને, સામાન્ય માનવના ઇન્દ્રિયચૈતન્યને લાગે છે તેમ, પદાર્થો પાર્થિવ યાને જડતત્ત્વના બનેલા—અચેતન નહિ લાગે તેને તો "પદાર્થ માત્ર પ્રથમ ચેતનસ્વરૂપ અને ગૌણરૂપે જ પાર્થિવસ્વરૂપ દેખાવાના—લાગવાના"



# ૐ અને 'અહુનવર'

●

લેખક
જહાંગીર માણેકજી દેસાઈ

●

[ સારાંશ ]

હિંદુ ધર્મની પવિત્ર વ્યાહૃતિ 'ઓમ્' અને પવિત્ર મંત્ર ગાયત્રી, જરથોસ્તી ધર્મના પવિત્ર ઉચ્ચારણ 'અહુનવર' અને તે જ નામના મંત્રને ઘણા જ મળતા આવે છે એવું બતાવવાનો લેખકનો ઉદ્દેશ છે. જેમ 'ઓમ્' તથા ગાયત્રીમંત્રના પવિત્રતા, માહાત્મ્ય, ગૂઢ રહસ્ય અને પ્રભાવ ઉપર 'મનુસ્મૃતિ' વગેરે હિંદુધર્મના પ્રાચીન ગ્રંથોના અનેક પ્રામાણિક વિધાનો મળે છે અને અર્વાચીન હિંદુઓ પણ તેમનું પાવનકારી પ્રાબલ્ય સ્વીકારે છે, તેમ જરથોસ્તી ધર્મમાં પણ 'અહુનવર'નો પવિત્ર મહિમા 'વંદીદાદ' અને બીજા પ્રામાણિક જરથોસ્તી ધર્મગ્રંથોમાં મુક્ત કંઠે ગવાયેલો છે અને પારસીઓને તે બહુમાન્ય છે.

આવા પવિત્ર અને ગૂઢરહસ્યમય મંત્રો ને પ્રતીકો ઇસ્લામી, ખ્રીસ્તી, વગેરે ધર્મોમાં પણ મળી આવે છે.

*

# ભારત સંગીતનો આરંભકાળ અને સપ્તસ્વર

●

: લેખક :
મનહરરામ હરિહરરામ મહેતા

●

માનવ જાતિની ઉત્પત્તિના સંબંધમાં ધાર્મિક પુસ્તકોમાં જે જે કથનો કરવામાં આવ્યાં છે તે સર્વ તરફ દુર્લક્ષ થઈએ તો પણ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ વિદ્યમાન કાળે એટલા નિર્ણય પર તો આવ્યા છે કે આશરે ત્રીસ હજાર વર્ષ પૂર્વે માનવ જાતિમાં સમજશક્તિ આવેલી અને માનવો સંસ્કારિતાને પંથે પડેલા. તે જ કાળમાં કલાનાં બીજ રોપાયાં અને જેમ જેમ માનવ જાતિમાં સંસ્કારિતા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી ગઈ તેમ તેમ કલાઓનો વિકાસ થતો ગયો

સંગીતનો આરંભ તે કાળથી ગણાય. સાધારણ બુદ્ધિએ વિચાર કરીએ તો પણ આપણને સહજ માલમ પડશે કે પક્ષીગાન અને પશુનાદમાંથી માનવ જાતિમાં સંગીત ઉત્પન્ન થયું હોવું જોઈએ. માનવ જાતિએ પક્ષીગાન અને પશુનાદ સાંભળ્યા અને તેનું તારતમ્ય ગ્રહણ કરી તેને વિકસાવ્યું. મનુષ્યે માત્ર સ્વરજ્ઞાન જ નહી પણ તાલજ્ઞાન પણ પક્ષીગાન અને પશુનાદ પરથી ઉપજાવી કાઢ્યું છે એમ 'ઋક્‌પ્રાતિશાખ્ય'નાં નીચેનાં વચનો પરથી જણાય છે:—

चाषस्तु वदते मात्रां द्विमात्रां वायसोऽब्रवीत् ।
शिखी त्रिमात्रो विज्ञेयो नकुलस्त्वर्धमात्रिकः ॥

"ચાષ પક્ષીનો સ્વર એક માત્રાનો છે, કાગડાનો બે માત્રાનો છે, મોરનો ત્રણ માત્રાનો અને નોળિયાનો અરધી માત્રાનો છે." ઉપરાંત 'તૈત્તરીયપ્રાતિશાખ્ય'માંથી એ વિષે પ્રમાણ મળે છે તે આપણે આગળ જોઈશું. માનવસંસ્કૃતિનો ઉદયકાળ અને વેદકાળ એ બે વચ્ચે સમયાંતર કેટલું તેનું આપણને મુદ્દલ જ્ઞાન નથી. પણ એટલું તો નિશ્ચિતપણે કહી શકાય કે ઇસુખ્રીસ્તનો જન્મ થયો અને પાશ્ચાત્ય દેશોમાં સંસ્કૃતિનો આરંભ થયો તેની સેંકડો વર્ષો પૂર્વે ભારતવર્ષમાં સંગીત એક કલા તરીકે સ્વીકારાયું હતું. એટલું જ નહિ પણ એનું શાસ્ત્ર પણ રચવામાં આવ્યું હતું. આ કથનની પુષ્ટિમાં આપણા પ્રાચીન ગ્રંથમાંથી જે કંઈ મળી આવે છે તેમાંનું થોડુંએક તપાસીએ.

સામગાન અને ગંધર્વવેદ એ તો પ્રસિદ્ધ જ છે. સામગાન કેટલું દુર્ઘટ અને તે અર્થે આપેલા નિયમો કેટલા સૂક્ષ્મ અને અટાપટા છે એ પણ પ્રસિદ્ધ જ છે. દુર્ભાગ્યે ગંધર્વવેદ પ્રાપ્ય નથી, નહીંતર એમાંથી આપણને પ્રાચીન સંગીત સંબંધી પુષ્કળ જાણવાનું મળત. આમ હોવાથી જે પ્રાચીન પુસ્તકો લભ્ય છે તેમાંથી જે કંઈ પ્રકાશ મળે છે તે મેળવી સંતોષ માનવાનો છે.

સ્વતઃ વેદમાં કાંડવીણા, કર્કરીવીણા, સો તંત્રીવાળી વાણ્વીણા તેમજ પ્રચલિત વીણા એમ વિવિધ પ્રકારની વીણાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઉપરાંત વેણુ આદિ વિવિધ પ્રકારની વાંસળીઓ તેમ જ દુંદુભિ આદિ વિવિધ પ્રકારનાં ચર્મવાદ્યોનો પણ એમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે

'ઋક્પ્રાતિશાખ્ય'ના ૧૩મા પટલમાં નીચેના સૂત્રો છેઃ—

त्रीणि मंद्रं मध्यमुत्तमं च स्थानान्याहुः सप्त यमानि वाचः ॥४२॥

"મંદ્ર મધ્યમ્ અને ઉચ્ચ એ સ્થાન અને સાત યમ એટલે સ્વર વડે બોલવું"

ટીકાકાર ઉવ્વટ આ વચન સમજાવતાં કહે છે કે આચાર્યે પ્રાતઃસવન મંદ્ર સપ્તકના, મધ્યાન્હ સવન મધ્યમ સપ્તકના, અને સાયસવન ઉચ્ચ સપ્તકના સ્વરોનો ઉપયોગ કરી કરવું.

अनंतराश्चात्र यमोऽविशेषः ॥ ४३ ॥

"આ યમો—સ્વરોની વચમાં કોઈ બીજા સ્વરો આવતા નથી."

सप्तस्वरा ये यमास्ते ॥ ४४ ॥

"આ યમ તે સાત સ્વર."

ટીકાકાર લખે છે કે આ સાત સ્વર તે પરાપૂર્વથી ચાલતા આવેલા ગાંધર્વવેદમા જણાવેલા ષડ્જ, ઋષભ, ગાંધારાદિ સાત સ્વર જેને સામમા કૃષ્ટ, પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મંદ્ર અને અતિસ્વાર્ય કહેવામાં આવ્યા છે તે.

पृथग्वा ॥ ४५ ॥

"અથવા એમાંથી નિકળતા જુદા"

અર્થાત્ એ સ્વરોમા રહેલા જુદા યમો એટલે મૃદુ—કોમળ અને તીક્ષ્ણ—તીવ્ર સ્વરો.

ઉપર્યુક્ત ત્રણ સ્થાન અને સપ્ત સ્વરોનાં નામ 'તૈત્તરીય-પ્રાતિશાખ્ય' માં પણ આપવામાં આવ્યા છે.

मन्द्रादिषु त्रिषु स्थानेषु सप्तसप्तयमाः
कृष्टप्रथमद्वितीयतृतीयचतुर्थमंद्रातिस्वार्याः ॥ ३ ॥

એ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે જણાવતાં કહેવામા આવ્યુ છે કે

तेषां दीप्तिजोपलब्धिः ।

"તે દીપ્ત થતાં—તેજોમય થતાં—(ચઢતાં ચઢતાં) ઉત્પન્ન થાય છે."

આ સ્વરોનાં ઉત્પત્તિસ્થાન 'શુક્લયજુર્વેદપ્રાતિશાખ્ય'ના 'પ્રતિજ્ઞાપરિશિષ્ટ' સૂત્રની તૃતીય કંડિકામાં જણાવવામા આવ્યા છે:—

कण्ठात्षड्जः ॥ १९ ॥ शिरस ऋषभ ॥ २० ॥
नासिकायां गांधारः ॥ २१ ॥ उरसो मध्यमः ॥ २२ ॥
धैवतो ललाटात् ॥ २३ ॥ निषादः सर्व्वत इति ॥ २४ ॥

"કંઠમાથી ષડ્જ, શિરમાંથી ઋષભ, નાસિકામાંથી ગાંધાર, ઉરસ્થળમાથી મધ્યમ, કપાળમાંથી ધૈવત અને સર્વસ્થાનમાંથી નિષાદ ઉત્પન્ન થાય છે."

'વાલ્મીકિરામાયણ'ના બાલકાંડમાં એ કાવ્યના ગાનના સંબંધમાં નીચેનાં વચનો આવે છેઃ—

पाठ्ये गेये मधुरं प्रमाणैस्त्रिभिरन्वितम् ।
जातिभिः सप्तभिर्युक्तं तंत्रीलयसमन्वितम् ॥

"પઠનમાં અને ગાવામાં મધુર, ત્રણ પ્રમાણોથી અન્વિત, જાતિ અને સાત સ્વરથી યુક્ત તથા તંત્રીના લય સાથે."

કુશલવના સંગીતજ્ઞાન સંબંધી કહ્યું છે કે

तौ तु गांधर्वतत्त्वज्ञौ स्थानमूर्छनकोविदौ ।

"ગાયન વિદ્યાનાં તત્ત્વ તેમજ સ્થાન (એટલે ત્રણ સપ્તકો) અને મૂર્છના (એટલે પ્રચલિત ઠાઠ) જાણવાવાળા."

અયોધ્યાનું વર્ણન કરતાં મહાકવિ મહર્ષિ વાલ્મીકિ લખે છે કે

दुन्दुभिभिर्मृदंगैश्च वीणाभिः पणवैस्तथा ।

"દુંદુભિ, મૃદંગ, વીણા અને પણવથી (ગાજતું)"

'મહાભારત'માં પણ સાત સ્વર, ગાંધાર, ગ્રામ, સંવાદિત્વ, આદિ સંગીતના વિષયોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ ઉપરથી ફલિત એ થાય છે કે તે કાળે સાત સ્વરો નિશ્ચિત થયા હતા. એટલું જ નહિ પણ એની મૃદુતા અર્થાત્ કોમળતા અને તીવ્રતાની પિછાન કરવામાં આવી હતી. વળી સ્વરોનાં ત્રણ સ્થાન મંદ્ર, મધ્યમ અને તાર જેને સામાન્ય લોકો ખરજ, મધ્યમ અને ટીપને નામે ઓળખે છે એ ત્રણ સપ્તકો પણ નિશ્ચિત કરવામાં આવ્યાં હતાં. પ્રચલિત રાગરાગિણીઓની માતા, અર્થાત્ ષડ્જ, આર્ષભી, વગેરે જાતિઓ પણ અસ્તિત્વમાં આવી ગઈ હતી તેમજ ઉત્તરમંદ્રા, રજની આદિ મૂર્છનાઓ એટલે કે વિવિધ પ્રકારના ઠાઠોની પણ રચના કરવામાં આવી હતી. ઉપરાંત સંગીતના માર્ગી *એટલે શિષ્ટ અને દેશી એટલે દેશજ એમ બે પ્રકાર પણ* પાડવામાં આવ્યા હતા. ટૂંકમાં કહીએ તો ગાંધર્વવિદ્યાનાં તત્ત્વો એટલે સંગીતશાસ્ત્રની રચના થઈ ગઈ હતી.

ગાયન યાને મુખગીતના સંબંધમાં આટલું જાણ્યા પછી આપણે ગીતવાદન અને તાલવાદનના સંબંધમાં કેટલી પ્રગતિ થઈ

હતી તે તપાસીએ ઉપર્યુક્ત અવતરણો પરથી સહજ જણાય છે કે વેણુ, સરણાઈ, શુંગણ, આદિ સુષિર વાદ્યો; મૃદંગ, તબલાં, નગારાં ઢોલક, આદિ ચર્મવાદ્યો; મંજીરા, કરતાલ, આદિ ઘનવાદ્યો તેમ જ વિવિધ પ્રકારની વીણાઓ અને તેમાં પણ સર્વોપરી સોતાંતવાળી વીણા અર્થાત્ તંતુવાદ્યો—એટલે કે સર્વ પ્રકારના વાદ્યોની રચના થઈ ગઈ હતી આ વાદ્યોનાં રૂપ પણ પ્રાચીન ચિત્રો અને કોતરકામ ઉપરથી માલમ પડે છે.

લક્ષ્મણે સુગ્રીવના આવાસમાં પ્રવેશ કર્યો ત્યારે

...............શુશ્રાव मधुरस्वरम् ।
तंत्रीगीतसमाकीर्णं समतालपदाक्षरम् ॥

"સુંદર પદાક્ષરવાળું, તાલબદ્ધ અને તંત્રીની સાથેસાથે મધુર (ગાયન) સાંભળ્યું."

તે કાળે નૃત્યકલા પણ બહુ ઊંચી કક્ષાએ પહોંચી ગઈ હતી, એમ પ્રાચીન પુસ્તકો ચિત્રો તથા કોતરકામો ઉપરથી જણાઈ આવે છે અર્જુનનું નૃત્યકલાપ્રાવિણ્ય વિખ્યાત છે. ટૂંકમાં કહીએ તો સંગીતની ત્રણે શાખા ગાયન, વાદન અને નૃત્યનો સુભગ સંયોગ સાધી તેનો વિકાસ બહુ ઉચ્ચ કોટિ પર લઈ જવામાં આવ્યો હતો ભારતના જગવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી સર ચંદ્રશેખર રામને તબલાની રચનાના કરેલા સંશોધનનું પરિણામ દર્શાવતા નિબંધમાં જણાવ્યું છે કે,

"My investigations shewed clearly that these instruments contained the solution in a practical form of the acoustical problem of transforming a circular drum-head giving inharmonic overtones into a harmonic musical instrument. In its classical form, the instrument is known as the Mridanga, and is referred to in ancient Sanskrit works and is also pictured in the paintings on the walls of the Ajanta Caves It is thus clearly a very ancient invention and its acoustical perfection must

be considered a remarkable testimony to the inventiveness and musical taste of its progenitors '

*Proceedings of the Indian Academy of Sciencees October 1934*

" ઢોલકના મુખપરનુ ગોળ ચામડુ વગાડતા જે ઉચ્ચ સ્થાનના સ્વરો નીકળે છે તે વિસવાદી હાય છે તેને સવાદી કેવી રીતે બનાવવા એ એક નાદશાસ્ત્રનો પ્રશ્ન છ પ્રશ્નનો વ્યવહારિક ઉકેલ આ વાદિત્રો એટલે તબલાની રચના વડે કરવામા આવ્યો છે એમ મારા સશોધનના પરિણામે સ્પષ્ટ જણાયુ છે એનુ મૂળ સ્વરૂપ મૃદગના નામે વિખ્યાત છે પ્રાચીન સસ્કૃત પુસ્તકોમા એનો ઉલ્લેખ કરવામા આવ્યો છે એટલુ જ નહી પણ અજન્તાની ગુફામાની દિવાલો પરના ચિત્રોમા પણ ચીતરવામા આવ્યુ છે આ ઉપરથી નિ શકપણે જણાય છે કે એ ઘણી પ્રાચીન શોધ છે અને એની નાદાત્મક પરિપૂર્ણતાથી એના ઉત્પાદકોની શોધકવૃત્તિ અને સગીતાસ્વાદ કેટલો તીવ્ર હતો તેનો તે વિલક્ષણ પુરાવો છે "

આ પ્રમાણે આપણા પ્રાચીન સગીતજ્ઞોએ કરેલી પ્રગતિનુ સામાન્ય દિગ્દર્શન કરી આપણે સપ્તસ્વરોના સબધમા કૈંક વિશેષ ચર્ચા કરીશુ, પણ તેમ કરતા બે વાત આપણે લક્ષમા રાખવાની છે પ્રથમ તો એ કે પૂર્વે ગાયનના સ્વર આરોહમા નહી પણ અવરોહમા ગવાતા, એટલે કે હાલ આપણે ગાઈએ છીએ તેમ સા રી ગ મ પ ધ ન એમ નહી પણ ની ધ પ મ ગ રી સા એ ક્રમમા ગવાતા

એક વાત નિશ્ચિત કરી કે કે પ્રથમ સ્વર તે ગાંધાર; અને પૂર્વ ગાન અવરોહમાં કરતા હોવાથી પ્રથમ, દ્વિતીય, તૃતીય અને ચતુર્થ એ પ્રચલિત ગણી શકાની. આ ચતુઃસ્વરોના સમૂહ પરથી સહજ સમજાશે કે ગાંધારથી આરંભ કરી નીચે ઊતરતાં તેના સંવાદી સ્વર નિષાદ પર પહોંચેના ત્યાર પછી ગાતા ગાતા ઊંચે ચઢતા ષડ્જના એક સંવાદી સ્વર પ્રચલિત મધ્યમ લગણુ પહોચ્યા અને પરિણામે કૃષ્ટ અસ્તિત્વમાં આવ્યો ત્યાર પછી નીચે ઊતરતાં ઋષભનો સંવાદી સ્વર ધૈવત એટલે દ્વિતીયનો સંવાદી સ્વર મન્દ્ર અને ષડ્જનો બીજો સંવાદી સ્વર પંચમ એટલે તૃતીયનો બીજો સંવાદી સ્વર અતિસ્વાર્ય અસ્તિત્વમાં આવ્યા અને સ્વરસપ્તક પૂરું થયું સ્વરોત્પત્તિના સંબંધમાં 'શુકલયજુર્વેદ પ્રાતિશાખ્ય'માંથી જે સૂત્રો આપ્યાં છે તેમાં પંચમની ઉત્પત્તિને લગતું સૂત્ર નથી તે ઉપરથી પંચમ યાને અતિસ્વાર્ય ઘણું મોડો અસ્તિત્વમાં આવ્યો એ કથન પ્રમાણિત થાય છે

આપણે ઉપર જોયું છે કે ગંધર્વવેદમાં આ સ્વરોને ષડ્જ, ઋષભ, આદિ હાલ પ્રચલિત નામોએ ઓળખાવેલા છે ત્યારે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે કૃષ્ટ, પ્રથમ, આદિ નામો બદલાઈને ષડ્જાદિ નામો ક્યારે અસ્તિત્વમાં આવ્યા આના સંબંધમાં એ અનુમાન થઈ શકે એમ છે सप्त स्वराः ये यमास्ते. એ 'તૈત્તરીયપ્રતિશાખ્ય'ના સૂત્ર પરની ટીકામાં જણાવવામાં આવ્યું છે કે "પરાપૂર્વથી ચાલતા આવેલા ગંધર્વવેદમાં" ઇત્યાદિ આ કથનમાં "પરાપૂર્વ કાળથી ચાલતા આવેલા" એ શબ્દો ખાસ લક્ષમાં રાખવાના છે. આદિકાળમાં બારાખડીના ક ખ ગ ઘ, ચ છ જ ઝ, આદિ કકાદિ પાંચ સ્થાનોના, અનુનાસિક સિવાયના ચાર અક્ષરોને પ્રથમ, દ્વિતીય, તૃતીય અને ચતુર્થ કહેતા તે જ પ્રમાણે આ ચાર સ્વરોને પ્રથમાદિ નામ સંખ્યાવાચક તરીકે આપવામાં આવ્યા હોય; એના ખરા નામ ગાંધાર, ઋષભ, ષડ્જ, અને નિષાદ તે જ કાળે અસ્તિત્વમાં હોય અથવા પાછળથી પાડવામાં આવ્યા હોય

બીજું, હિંદુસ્તાનમાં આર્યો આવ્યા તે કાળે મુહેંજોડેરોવાળી સિંધુ તટપરની સંસ્કૃતિ તેમજ દક્ષિણ દેશની દ્રાવિડી સંસ્કૃતિ બહુ ઉચ્ચ કક્ષાએ પહોંચી ગઈ હતી એ વાત સુપ્રસિદ્ધ છે સંભવિત છે કે

કાળે ઋષભ એ પ્રાણીઓમાં ઉત્તમ ગણાતો  ઉત્તમ પુરુષોને પણ ઋષભની સંજ્ઞા આપવામાં આવતી  તે પ્રમાણે સ્વરોમાં ઉત્તમ ગણીને દ્વિતીય સ્વરને ઋષભ કહેવામાં આવ્યો હોય  કંદહાર—ગંધાર દેશમાં પ્રથમ સ્વર અને પ્રથમ ગ્રામની ઉત્પત્તિ થઈ હોય તે કારણે તેનું નામ ગાંધાર પાડવામાં આવ્યું હોય  મધ્યસ્થ તે મધ્યમ અને પાંચમો તે પંચમ  ધીમાન્—બુદ્ધિમાનમાંથી સ્વરગ્રામમાં ધીમાન ધૈવત થયો હોય અને સર્વથી છેલ્લો એટલે જ્યાં સ્વર બેસી જાય છે તે નિષાદ  પણ આના સંબંધમાં એટલું તો કહેવું જ જોઈએ કે આ સર્વ માત્ર કલ્પનાનો વિહાર જ છે, સત્ય તો અંધકારમાં જ છે

અંતમાં આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં સામ સ્વરોના સંબંધમાં ખાસ લક્ષમાં રાખવાને સારુ એટલું કહેવાનું આવશ્યક જણાય છે કે સામના ક્રુષ્ટાદિ સ્વરોમાંના ક્રુષ્ટ, તૃતીય અને અતિસ્વાર્ય તે પ્રચલિત ષડ્જ, મધ્યમ અને પંચમ; દ્વિતીય અને મંદ્ર તે સહજ મૃદુત્વ પામેલા પ્રચલિત ઋષભ અને ધૈવત  અને પ્રથમ અને ચતુર્થ તે પ્રચલિત સહજ મૃદુત્વવાળા કોમળ ગંધાર અને નિષાદ



## વિવિધ દષ્ટિબિન્દુઓ

'જે ચિત્રકલાના નિષ્ણાતો છે, તે ચિત્રના સૂક્ષ્મ સજીવ અને વેગવાળા રેખાંકનને જુવે છે; અને જે કલાના વિચક્ષણો છે તે ચિત્રમાં જણાઈ આવતી ચિત્રકારની હળવી પીંછીને ઝીણવટથી તપાસે છે; પરંતુ સ્ત્રીઓ જેવો પ્રાકૃતવર્ગ તો ચિત્રમાં ઘરેણા વગેરેની ભવ્ય સજાવટ જોવા લલચાય છે; અને કેવળ સામાન્ય દષ્ટાઓ તો રંગની ભભક ઉપર જ વારી જાય છે'—આમ ચિત્રનો ખરો આનંદ તો એ જ મેળવી શકે જેને કાંઈ સ્વાભાવિક સંસ્કાર છે, અને કંઈક તેનો અભ્યાસ પણ છે.

આ ઉપરથી કેટલાક કહે છે કે ચિત્ર એ રેખાબદ્ધ કાવ્ય છે. જેમ કાવ્યનો આત્મા વ્યંગ્ય છે તેમ ચિત્રનો આત્મા પણ, ભાવ-વ્યંજના જ છે

## ચિત્રના પ્રકાર

જે સાધનો વડે અને વસ્તુ ઉપર ચિત્રનું આલેખન કરવાનું હોય છે તેને અનુલક્ષીને ચિત્રના ત્રણ કે ચાર પ્રકાર ગણાયા છે:

(૧) ધૂલિ-ચિત્ર: જેમા રંગોળી, સાંઝી, વગેરેનો ક્ષણજીવી પ્રકાર આવી જાય છે

(૨) સાદૃશ્યચિત્ર અથવા સત્યચિત્ર. જે ચિત્રમા સંસારની વસ્તુઓનુ નક્લ ચિત્રણ હોય તે 'સત્ય' (साद्दश्यं दृश्यते यत्तु दर्पणे प्रतिबिम्बवत्।)—જેમા મોગલ કલાની તસ્વીરો અને બીજા દરબારી દેખાવોનો સમાવેશ થાય છે. છતાં ફોટોગ્રાફીની કલાથી એ કંઈક ભિન્ન છ

(૩) રસ-ચિત્ર: જેના દર્શનમાત્રથી ચિત્તનો ભાવ—ચિત્રની વ્યંજના—સમજાઈ જાય તે 'રસચિત્ર' (शृङ्गारादि रसो यत्र दर्शनादेव गम्यते)

(૪) અર્ધચિત્ર અથવા વિદ્ધચિત્ર: અમુક દષ્ટિકોણથી જોવા માટે કાઢેલુ, ઉપસાવેલુ, 'રિલિફ વર્ક' અથવા 'પ્રોફાયૂલ'ને મળતું આલેખનકાર્ય.

(૫) વૈણિક અથવા વસ્તુવિધાન : ચોતરફથી જોઈ શકાય એવી શિલ્પકૃતિ માટે—Sculpture in round—કહેવાય છે તેવું આલેખન.

ચિત્રકલાના નમૂના ભીંત ઉપર, કપડા પર, લાકડા પર, તાડપત્ર પર અને કાગળ પર, એ રીતે મળી આવ્યા છે.

**સત્યચિત્ર અને રસચિત્ર**

હિંદી ચિત્રો મોટે ભાગે રસચિત્રો અથવા ભાવચિત્રો હોય છે. યુરોપીય કૅમેરાથી આવતી હૂબહૂ નકલોથી પ્રાપ્ત થઈ શકે છે તેવા પ્રકારનું સાદશ્ય ચીતરવું એમા કલા નથી: કારણ કે યંત્રનો સબંધ કેવળ વાસ્તવિકતા સાથે છે ત્યારે કલાનો સંબધ કલ્પના સાથે છે. અને પ્રેરણા વગર કલાકૃતિ શકય નથી—ભલે એ કલાનુ વાહન કવિતા હો, નૃત્ય હો, શિલ્પ હો, સ્થાપત્ય હો કે ચિત્ર હો !

કોઈ કોઈ પાર્થિવ વસ્તુઓનુ આલેખન કરતી વખતે ચિત્ર-સાદશ્ય અવશ્ય વ્યક્ત થવુ જોઈએ. કોઈની પ્રતિમા કે છબી બનાવવામા ચહેરો આબેહૂબ આવે તે આવશ્યક છે; પરન્તુ કલાકાર કેવળ અનુકરણ કરીને સંતોષ માનતો નથી. પરન્તુ બ્રહ્મની જેમ હમેશા નવાં સર્જન કરવામાં જ તે મગ્ન રહે છે: ચિત્રની ભોય ઉપજાવવામાં ચિત્રકાર સ્વતંત્ર રહી શકે છે

**ચિત્રલક્ષણ**

કયા ચિત્રને સુદર કહેવુ તે માટે ગ્રંથોમાં એવી વ્યાખ્યા આપી છે કે જે ચિત્રમાં માધુર્ય, તેજ અને સજીવતા હોય—

-लसतीव च भूलम्बो बिभ्रतीव सदा नृप ।
हसतीव च माधुर्यं सजीव इव दृश्यते ।
सश्वास इव यच्चित्रं तच्चित्रं शुभलक्षणम् ।

જે ચિત્ર હમણાં બોલી ઉઠશે એવો ભ્રમ થાય તે જ ચિત્ર સુંદર કહી શકાય

વળી ચિત્રમાં આવનારી આકૃતિઓનાં પ્રમાણ, કદ, તેનું સ્થાન—

# હિંદી ચિત્રકલાનો શિષ્ટાચાર

●

: લેખક :

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

●

ભારતીય ચિત્રકલાનો સમજપૂર્વક ઉપભોગ થવા માટે પહેલવહેલો તેનાં મંતવ્યોનો સહજ પરિચય આવશ્યક છે.

### લલિત કલા

કલા એ ભાવનાની ભાષા છે; અને જે કલા અંતઃકરણને સૂક્ષ્મ આનંદ આપી શકે તે જ કલા 'લલિત' કહેવાય છે. હુન્નર-ઉદ્યોગની કલા ઉપયોગી છે; અને તેથી ઉપયોગપૂરતી કલા તેમાં બતાવવામાં આવે છે; પરંતુ જે કલાદ્વારા ઇન્દ્રિય ઉપરાંત બુદ્ધિને પણ સૌંદર્યની પ્રતીતિ થાય તે ખરી લલિત કલા' છે. 'લલિત' એટલે 'સુંદર' અને 'લલિત કલા' એટલે તે કલા જે સૌંદર્યનું ભાન કરાવે અને તે દ્વારા સાત્ત્વિક આનંદનો ઉપભોગ કરાવે

### કલાનું સાંસ્કૃતિક જીવન

સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, કાવ્ય, સંગીત નૃત્ય અને અભિનય એ બધી લલિત કલાઓ છે. કોઈ પણ પ્રજાની સંસ્કૃતિનો ખ્યાલ એની કલાના ઇતિહાસ ઉપરથી આવી શકે છે. વ્યક્તિમાત્રનું જીવન નાશ પામે છે; પરંતુ વ્યક્તિઓના જીવનનો ઉલ્લાસ વ્યક્ત કરનારી કલાઓ તેમના પછી પણ જીવે છે; અને તે દ્વારા રાષ્ટ્રનો સાંસ્કૃતિક ઇતિહાસ ઘડાય છે.

### ચિત્રકલા

'વિષ્ણુધર્મોત્તરપુરાણ'ના 'ચિત્રસૂક્ત' અધ્યાયમા આપ્યુ છે કે

"कलाना प्रवरं चित्रं धर्मकामार्थमोक्षदम् ।
माङ्गल्य प्रथम चेतद् गृहे यत्र प्रतिष्ठितम् ॥"

અધ્યાય ૪૩, શ્લોક ૩૮

'ધર્મ, કામ, અર્થ અને મોક્ષ આપનારી ચિત્રકલા, બધી કલાઓમા શ્રેષ્ઠ છે જે ઘરમા એ કલાનો વાસ છે તે ઘર માગલિક બની જાય છે' લગભગ હજાર વરસ પછી અબુનફઝને 'આઈને અકબરી'મા એના એ વિચાર જણાવ્યા છે અકબરના માનવા પ્રમાણે ચિત્રકલા મુક્તિ અને ઈશ્વરસાન્નિધ્ય મેળવવાનુ એક મુખ્ય સાધન છે

### ચિત્ર–રસાસ્વાદ

છતા ચિત્રની સાચી કલા તો સહૃદયીને જ અસર કરી શકે છે એ કલાનો રસાસ્વાદ સામાન્ય માણસને હમેશા સુલભ નથી હોતો 'કલા છે ઓજણ મીઠી, તે ભોક્તાવિણ કના નહીં'—તેથી રસાનુભવનો જે અધિકારી હોય તે જ તે રસને માણી શકે છે

### ચિત્રકલાની સમજ

આપણે લગ્નના સબધમા વિનોદ કરી કહીએ છીએ કે

कन्या वरयते रूप माता वित्त पिता श्रुतम् ।
बान्धवा कुलमिच्छन्ति मिष्टान्नमितरे जना ॥

[કન્યા માત્ર વરના રૂપ પર મોહે છે, માતા મૂરતિયાની આર્થિક સ્થિતિ જુએ છે, પિતા તેનુ ભણતર જુવે છે, સગાવહાલા એનું કુલીનપણુ જુવે છે અને બીજા ન્યાતીલાઓની નજર માત્ર કયુ મિષ્ટાન્ન જમવાનું મળશે તે ઉપર ઠરે છે]

તેમ, 'ચિત્રસૂત્ર'કારે ચિત્રના રસાનુભવ માટે સૌસૌની ગ્રાહક શક્તિ વર્ણવતા કહ્યુ છે કે જે જેનો અને જેવો ગ્રાહક તે તેનો અને તેટલો રસોપભોગ કરી શકે છે

रेखां प्रशंसन्त्याचार्या वर्तनां च विचक्षणा ।
स्त्रियो भूषणमिच्छन्ति वर्णाढ्यमितरे जना ॥

### વિવિધ દૃષ્ટિબિન્દુઓ

'જે ચિત્રકલાના નિષ્ણાતો છે, તે ચિત્રના સૂક્ષ્મ સજીવ અને વેગવાળા રેખાંકનને જુવે છે, અને જે કલાના વિચક્ષણો છે તે ચિત્રમાં જણાઈ આવતી ચિત્રકારની કલ્પના પીછીને ઝીણવટથી તપાસે છે, પરંતુ સ્ત્રીઓ જેવો પ્રાકૃતવર્ગ તો ચિત્રમાં ઘરેણાં વગેરેની ભભ્ય‌ક સજાવટ જોવા લલચાય છે, અને કેવળ સામાન્ય દૃષ્ટાઓ તો રંગની ભભક ઉપર જ વારી જાય છે'—આમ ચિત્રનો ખરો આનંદ તો એ જ મેળવી શકે જેને કાંઈ સ્વાભાવિક સંસ્કાર છે, અને કંઈક તેનો અભ્યાસ પણ છે

આ ઉપરથી કેટલાક કહે છે કે ચિત્ર એ રેખાબદ્ધ કાવ્ય છે. જેમ કાવ્યનો આત્મા વ્યંગ્ય છે તેમ ચિત્રનો આત્મા પણ, ભાવ-વ્યંજના જ છે

### ચિત્રના પ્રકાર

જે સાધનો વડે અને વસ્તુ ઉપર ચિત્રનું આલેખન કરવાનું હોય છે તેને અનુલક્ષીને ચિત્રના ત્રણ કે ચાર પ્રકાર ગણાવ્યા છે.

(૧) ધૂલિચિત્ર - જેમાં રંગોળી, સાથી, વગેરેનો ક્ષણજીવી પ્રકાર આવી જાય છે

(૨) સાદૃશ્યચિત્ર અથવા સત્યચિત્ર  જે ચિત્રમાં સંસારની વસ્તુઓનું તદ્દત્ ચિત્રણ હોય તે 'સત્ય' (साहश्यं दृश्यते यत्तु दर्पणे प्रति चिम्बवत् ।)—જેમાં મોગલ કલાની તસ્વીરો અને બીજા દરબારી દેખાવોનો સમાવેશ થાય છે. છતાં ફોટોગ્રાફીની કલાથી એ કંઈક ભિન્ન છે

(૩) રસ-ચિત્ર - જેના દર્શનમાત્રથી ચિત્તનો ભાવ—ચિત્રની વ્યંજના—સમજાઈ જાય તે 'રસચિત્ર' (शृङ्गारादि रसो यत्र दर्शनादेव गम्यते)

(૪) અર્ધચિત્ર અથવા વિદ્ધચિત્ર  અમુક દૃષ્ટિકોણથી જોવા માટે કાઢેલું, ઉપસાવેલું, 'રિલિફ વર્ક' અથવા 'પ્રોફાઇલ'ને મળતું આલેખનકાર્ય.

(૫) વૈણિક અથવા વસ્તુવિધાન : ચોતરફથી જોઈ શકાય એવી શિલ્પકૃતિ માટે—Sculpture in round—કહેવાય છે તેનું આલેખન

ચિત્રકલાના નમૂના ભીંત ઉપર, કપડા પર, લાકડા પર, તાડપત્ર પર અને કાગળ પર, એ રીતે મળી આવ્યા છે.

### સત્યચિત્ર અને રસચિત્ર

હિંદી ચિત્રો મોટે ભાગે રસચિત્રો અથવા ભાવચિત્રો હોય છે. યુરોપીય કેમેરાથી આવતી હૂબહૂ નકલોથી પ્રાપ્ત થઈ શકે છે તેવા પ્રકારનું સાદૃશ્ય ચીતરવું એમા કલા નથીઃ કારણ કે યત્રનો સબંધ કેવળ વાસ્તવિકતા સાથે છે ત્યારે કલાનો સંબધ કલ્પના સાથે છે. અને પ્રેરણા વગર કલાકૃતિ શક્ય નથી—ભલે એ કલાનુ વાહન કવિતા હો, નૃત્ય હો, શિલ્પ હો, સ્થાપત્ય હો કે ચિત્ર હો!

કોઈ કોઈ પાર્થિવ વસ્તુઓનું આલેખન કરતી વખતે ચિત્ર-સાદૃશ્ય અવશ્ય વ્યક્ત થવુ જોઈએ કોઈની પ્રતિમા કે છબી બનાવવામા ચહેરો આબેહૂબ આવે તે આવશ્યક છે; પરન્તુ કલાકાર કેવળ અનુકરણ કરીને સંતોષ માનતો નથી. પરન્તુ બ્રહ્મની જેમ હમેશા નવા સર્જન કરવામા જ તે મગ્ન રહે છેઃ ચિત્રની ભાષા ઉપજાવવામા ચિત્રકાર સ્વતંત્ર રહી શકે છે

### ચિત્રલક્ષણ

કયા ચિત્રને સુદર કહેવુ તે માટે ગ્રથોમા એવી વ્યાખ્યા આપી છે કે ‘જે ચિત્રમા માધુર્ય, તેજ અને સજીવતા હોય—

लसतीव च भूलम्बो विभ्रतीव सदा नृप ।
हसतीव च माधुर्ये सजीव इव दृश्यते ।
सश्वास इव यच्चित्रे तच्चित्रं शुभलक्षणम् ।

જે ચિત્ર હમણા બોલી ઉઠશે એવો ભ્રમ થાય તે જ ચિત્ર સુંદર કહી શકાય

વળી ચિત્રમાં આવનારી આકૃતિઓના પ્રમાણ, કદ, તેનું સ્થાન—

'પોઝ', ભાવવ્યંજના વગેરે પણ ઠરેલા ધોરણે જ હોવા જોઈએ તો ચિત્ર સર્વાંગસુંદર બને : દેવ, રાજા, ઋષિ, ઇતર મનુષ્યો—એના ચિત્રણમાં સામાન્ય માણસ કરતા રાજા કંઈક ઊંચો બનાવવો, અને રાજા કરતાં વળી દેવને ઊંચો ચીતરવો જેથી પ્રત્યેકની મહત્તા ધ્યાન બહાર ન રહે દેવોનો ચહેરો વધારે સુંદર અને તેજસ્વી બનાવવો, રાજા અગર દેવના માથા ઉપર કાળા વાંકડિયા વાળ ચીતરવા; સ્ત્રીઓ હમેશા તરુણ, સુંદર અને શોભતી બતાવવી તેમના મુખ ઉપર લજ્જા, અને વિનય દેખાડવા. આ પ્રકારની ભાવવ્યંજના તથા ભિન્નતા આંખ તત્કાળ પરખી કાઢે તે સારુ અમુક અમુક રંગ વાપરવા તેની પણ માર્મિક સૂચના 'ચિત્રલક્ષણ' જેવા ગ્રંથમા આપેલી છે

ચિત્રના ઢોળિયાને, આલેખનને 'હસ્તલેખ' કહેલ છે એ હસ્તલેખ ઉપર 'ચિત્રાંકન' થયા પછી છેવટની ઝીણવટભરી સજાવટ—finishing touch—ને "ચિત્રોન્મીલન" કહે છે

**ખરો ચિત્રવિદ અથવા કુશલ ચિત્રકાર**

ભિન્ન ભિન્ન માનસિક અવસ્થાઓ વ્યક્ત કરવામાં જ ખરા ચિત્રકારની કસોટી થાય છે

शल्यविद्धं च वृद्धं च य· करोति स चित्रवित् ।
तरगङ्गाग्निशिखाधूमं वैजयन्त्यम्बरादिकम् ।
वायुगत्या लिखेद्यस्तु विज्ञेयो मत्तचित्रवित् ॥
सुप्तं च चेतनायुक्तं मृतं चैतन्यवर्जितम् ।
निम्नोन्नतविभागं च य करोति स चित्रवित् ॥

—'ચિત્રસૂક્ત'

'જે ચિત્રકારને વૃદ્ધ અને જખમી મનુષ્ય બરોબર ચીતરતા આવડે તેને જ ખરો ચિત્રકાર કહેવો મોજાની લહેર જેવી રેખા, અગ્નિના ભાળ, ધૂમગોટ, અને પવનસંચારની દિશા બતાવનારી ધજા ઓ ધાણીઓ ચીતરી શકે તેને જ ચિત્રકાર કહી શકાય ઊંઘત', બેશુદ્ધ, મરેલા અથવા એવી અનેક બેભાન સ્થિતિમા પડેલા મનુષ્યો જેને આબેહૂબ ચીતરતા આવડે તે જ ખરો ચિત્રકાર છે તે સિવાય ઊંચા, નીચા અને ખાડાખડિયા ભૂમિપ્રદેશ પણ જે ચિત્ર

દ્વારા બતાવી શકે છે તેને જ 'ચિત્રકાર' સંજ્ઞા આપી શકાય. જે ચિત્રકાર પહો ફાટતી વખતનું અને સાંજ પડતી વખતનું સાંધ્ય તેજ નોખી નોખી તેજચ્છાયાથી બતાવી શકે તેજ ખરો કુશલ કહેવાય."

આ ઉપરથી જોઈ શકાય છે કે ભાવચિત્ર ઊભું કરવામાં કેટલી સાવધાનતા અને કુશલતા ચિત્રકારમા હોવી ઘટે.

### ચિત્રોનાં ૭ અંગ

ત્રીજા શતકમાં રચાયેલાં 'કામસૂત્રો'ની લગભગ દસમા શતકમાં લખાયેલાં 'જયમંગલા' ટીકામાં ચિત્રનાં ૭ મુખ્ય અંગ બતાવનારો શ્લોક છે:—

रूपभेदाः प्रमाणानि भावलावण्ययोजनम् ।
सादृश्यं वर्णिकाभंग इति चित्रषडङ्गकम् ॥

ચિત્રના ભિન્ન વિષયોનું જ્ઞાન—તે **રૂપભેદ;** અંગ અને સ્થાનના પ્રમાણનું યથાયોગ્ય જ્ઞાન તે **પ્રમાણ;** શરીર ઉપર દેખાવાના મનોવિકાર તે **ભાવ;** સુદર અને ચિત્તાકર્ષક ભાગનું આલેખન તે **લાવણ્યયોજન;** કુદરતની યથાસ્થિત નકલ તે **સાદૃશ્ય;** અને રંગ તથા શલાકા(પીંછી)નો ઘટતો ઉપયોગ તે **વર્ણિકાભંગ:** આ પ્રમાણે ચિત્રનાં ૭ અંગ જેમાં અનુરૂપ હોય તે ચિત્ર ઉત્તમ કહેવાય.

### ચિત્રગુણાષ્ટક અને ચિત્રદોષ

'વિષ્ણુધર્મોત્તરપુરાણ'માં 'ગુણાષ્ટક' ગણાવવામાં આવ્યું છે: તે નીચે પ્રમાણે:

स्थानप्रमाणभूलम्बो मधुरत्वं विभक्तता ।
सादृश्यं क्षयवृद्धी च गुणाष्टकमिदं स्मृतम् ॥

રેખામાધુર્ય, પ્રમાણ, સાદૃશ્ય, પાર્શ્વભૂમિની સજાવટ, સજીવપણું, ઇત્યાદિ ચિત્રના આવશ્યક આઠ ગુણો છે; અને

दौर्बल्यं स्थूलरेखात्वमविभक्तत्वमेव च ।
वर्णानां संकराश्चात्र चित्रदोषाः प्रकीर्तिताः ॥

જાડી રેખા, પ્રમાણભંગ, અયોગ્ય ખિલાવટ, ભાવનાશૂન્યત્વ, અવયવોનુ ભૂલભરેલું આલેખન—એ ચિત્રના દોષ કહેવાય છે.

### ચિત્રનાં સ્થાન—('પોઝીઝ')

'ચિત્રસૂત્ર'કારે તેમ 'ચિત્રલક્ષણ'કારે છબી—પ્રતિમા('પોર્ટ્રેટ') માટે નવ પ્રકારના સ્થાનો વર્ણવ્યાં છે: આલેખનમાં શરીરનો અને મુખ્ય-ત્વેકરીને મોંનો કેટલોક ભાગ દેખાવો જોઈએ તે ધ્યાનમાં લઈ, આ નવ પ્રકારના ભેદ બતાવવામાં આવ્યા છે:—

(૧) ઋજ્વાગત : સંમુખ અથવા અભિમુખ (frontal elevation)
(૨) અનૃજુ : અર્ધાભિમુખ (Semi frontal), અર્ધું મોં એક બાજુ.
(૩) સાચીકૃત શરીર : (oblique) જેમાં બન્ને આખ દેખાય:, એક બાજુ.
(૪) અર્ધવિલોચન : જેમાં એક જ આંખ માત્ર દેખાય
(૫) પાર્શ્વાગત : પૃષ્ઠ ભાગ (back elevation) પીઠનો ભાગ દેખાય.
(૬) પરાવૃત : અર્ધું મો બીજી બાજુ.
(૭) પૃષ્ઠાગત : ત્રણ–ચતુર્થાંશ—ઊલટા ક્રમે.
(૮) પરિવૃત્ત : જેમાં બીજી આંખ માત્ર દેખાય
(૯) સમાનત : ગમે તે એક બાજુ નમેલો ભાગ.

આ ઉપરાંત મુખ સામું પણ શરીર તીરછું અને મુખ તીરછું પણ શરીર સમ્મુખ—જેમ કે ત્રિભંગવાળુ મુરલીધરનુ ચિત્ર એવાં 'સ્થાન' પણ ચિત્રકારોને સાધ્ય છે. શરીરના અવયવોના પરસ્પર પ્રમાણ અને માપ ધ્યાનમાં રાખી ચિત્રકારે આ 'પોઝીઝ' બતાવવાના છે.

### અર્ધવિલોચન અને 'પ્રોફાઈલ'

ભારતીય ચિત્રોમાં ઘણે ભાગે 'અર્ધવિલોચન અથવા એક ચશ્મ' વાળી તસ્વીરો મળી આવે છે, અને આ આસનમા, શરીરનો ત્રણ ચતુર્થાંશ ભાગ ચિત્રકાર બતાવી શકે છે પ્રાચીન સંપ્રદાય એવો છે કે વ્યક્તિઓના શરીરનો વધારેમાં વધારે ભાગ અનુકૂળતા પ્રમાણે બતાવવો જોઈએ. એ જ કારણને લીધે સંમુખ-ચિત્રો બહુ ઓછાં અને જે

મળે છે તે પ્રમાણમાં બહુ નીરસ હોય છે સમ્મુખ ચિત્રમાં પ્રેક્ષક માત્ર અર્ધું શરીર જોઈ શકે છે

દોઢ આંખ દેખાય એવી તસ્વીર—જેને અંગ્રેજીમાં "Three Quarters Profile" કહે છે—એનો પ્રચાર પણ ભારતીય ચિત્રકારોમાં વિશેષ છે; પરંતુ અકબર તથા જહાંગીરના સમય પછી એક-ચશ્મ તસ્વીર 'પ્રોફાયલ'નો જ ઝાઝો પ્રચાર થયા કર્યો છે.

### તેજ અને છાયા

ચિત્રકામમા બીજી વસ્તુ ચિત્રકારને એ ધ્યાનમાં રાખવાની હોય છે કે વસ્તુઓનુ પરસ્પર અંતર, જોનારના ધ્યાનમાં આવે તેટલા સારુ, તેને પ્રકાશ તથા છાયાના સંમિશ્રણ દ્વારા સ્પષ્ટ કરવુ જોઈએ. તેમજ ઊંચાનીચા ભાગનો પણ તેજચ્છાયાથી ખ્યાલ કરાવાય છે—

तस्मिन्निम्नोन्नतादीनि छायाभेदेन दर्शयेत् ।

પ્રકાશવાળો ભાગ કોમળ અને આછા રંગથી અને છાયાવાળો ભાગ ઘેરા રંગદ્વારા દેખાડવો એવી ગ્રંથોમાં સૂચના છે.

### ઊંડાઇ અને દૃક્પ્રત્યય ('પરસ્પેક્ટીવ')

વર્તમાન સમયના પ્રેક્ષકોને ભારતીય ચિત્રકલામાં 'પરસ્પેક્ટીવ' બતાવવાના યુરોપીય રિવાજનો અભાવ ખૂંચે છે ઇટલીમા ચૌદમી સદીમા આ પ્રથાનો પ્રારંભ થયો. જેમ રંગભૂમિમા પ્રેક્ષક નાટ્ય-પ્રયોગ જુવે છે તેમ ચિત્રરચના પણ પ્રેક્ષકના એક નિશ્ચિત—બરાબર સામેના—દષ્ટિકોણથી હોવી જોઈએ. તેજછાયાથી ઊંડાઈ બતાવવાની રીત પણ આને લીધે જ યુરોપમાં ઘર થઈ હતી.

કૅમેરાના તદ્રૂપ ચિત્રો પણ અમુક દષ્ટિકોણથી જ લઈ શકાય છે, પરંતુ હિંદી ચિત્રકારને તો પોતાની કૃતિમા શક્ય તેટલુ વિસ્તારપૂર્વક આલેખન કરવાની ઇચ્છા હતી. તેથી એક જ ચિત્રમા અનેક દષ્ટિબિંદુઓથી એ આલેખન કરે છે યુરોપીય પદ્ધતિ પ્રમાણે જો એ કામ કરે તો તેને જેટલા દષ્ટિબિંદુ તેટલા ચિત્રો દોરવાં પડે. આમ હોવાથી જ કેટલાક મુગલ કલમનાં તેમજ રજપૂત કલમનાં ચિત્રોમા ઘરની અંદરના તેમજ ઘરની બહારનાં દશ્યો એક સાથે જોવાને મળે છે. ચિત્રની યથાર્થતા સમજવા માટે પ્રેક્ષક

પોતાની આંખને જુદા જુદા દષ્ટિકોણમાં ફેરવી શકે છે જેમ રંગભૂમિનો પ્રયોગ સામેથી, બાજુપરથી કે ઊંચેથી પણ જોઈ શકાય છે, તેમ આવા હિંદી ચિત્રોનું છે

બીજી વસ્તુ એ ધ્યાનમાં રાખવાની છે કે હિંદી ચિત્રો કદમાં નાના હોય છે, અને ઘણે ભાગે પુસ્તકોના પાના જેવડા જ છૂટા અથવા બાંધેલાં રહે છે તેથી એને જોવા માટે યુરોપીય તૈલચિત્રોની પેઠે દૂરથી જોવાની જરૂર પડતી નથી

### ચિત્રકલામાં શિષ્ટાચાર

ચિત્રકારે ચિત્ર દોરતી વખતે શું શું ધ્યાનમાં રાખવું ઘટે તે માટે, નાટ્યશાસ્ત્રમાં વર્ણવ્યો છે તેના જેવો એક શિષ્ટાચાર નક્કી કરેલો છે. ચિત્રકાર નદી બતાવે ત્યારે તેમાં વહાણ અને જલચરો પણ બતાવવા જોઈએ, દેવતાઓને ચીતરે ત્યારે દેવપત્નીઓ સાથે માલા ધારણ કરાવી તેમને રજૂ કરવા જોઈએ, બ્રાહ્મણોને શુક્લામ્બર સાથે ઋષિઓને જગજૂટ સાથે, પ્રજાજનોને સામાન્ય શ્વેત વસ્ત્રવાળા અને ગાયક તથા નર્તકોને અનબેના પોશાકમાં ચીતરવા જોઈએ

આકાશ શ્યામ હોય ત્યારે અનેક તારાસહિત, અને એ ફિક્કુ ભૂરું હોય ત્યારે અનેક પક્ષીઓ ઊડતાં બતાવવા જોઈએ પર્વતોના શિખરો અનેક વૃક્ષ વડે, અને ઝરણો વહેતા જળ વડે, જળાશયો જળચર સાથે, અને નગરો અનેક રાજમાર્ગ અને ઉદ્યાનો સાથે ચીતરવા જોઈએ એટલે કેવળ મુખ્ય વસ્તુનું સદ્દશ્ય ચીતરવા ઉપરાંત ચિત્રકારે બીજી અનેક ભાવનાઓ પોતાના ચિત્રમાં ભરવાની હોય છે, જેથી એનું ચિત્ર માત્ર કોઈ પણ વસ્તુની હૂબહૂ નકલ ન બની રહે, પરંતુ તેમાંથી એક "રસ-ચિત્ર" ઊભું થાય

### ગૃહજીવનમાં ચિત્રનું સ્થાન

અમુક ચિત્ર કેમ આલેખવું તે માટે જેમ શિષ્ટાચાર છે તેમ એવાં ચિત્રો ઘરના કયા ભાગમાં મૂકવા અને કેવા ચિત્ર બિલકુલ જ ન દોરવાં તે માટે પણ આચાર્યોએ વિધિનિષેધ ઠરાવી મૂક્યા છે

યુદ્ધના, સ્મશાનના તથા કરુણ અને અમંગલ પ્રસંગના ચિત્રો રહેવાના સ્થળમાં કદી ન ચીતરાવવા કે ત્યાં રહેવા ન દેવાં રાજસભા અને દેવમંદિરોમાં બધા પ્રકારના ચિત્રો રહી શકે છે પરંતુ સામાન્ય

રહેવાના સ્થાનોમાં શૃંગાર, હાસ્ય અને શાંત રસના ચિત્રો જ દેરાવવા જોઈએ. તેમાં યે શૃંગારનાં ચિત્રો ખાસ કરીને શયનખંડની બહાર ન રાખવા જોઈએ

## ચિત્ર અને નૃત્યકલા

ચિત્રકલાનો વિષય કેવળ પુસ્તકોદ્વારા શીખવાનો નહીનો ચિત્રકારને પોતાને, વાસ્તવિકતાનો અને ભાવ-રચનાનો પ્રત્યક્ષ ખ્યાલ આવે તેટના સારુ નૃત્યશાસ્ત્રનો અભ્યાસ તેણે અવસ્ય કરેલો હોવો જોઈએ શિલ્પકૃતિઓના નિર્માણ માટે જેમ નૃત્યશાસ્ત્રનું જ્ઞાન પહેલુ હોવુ ઘટે છે તેમ નૃત્યશાસ્ત્રના અભ્યાસ વગર ચિત્રસૂત્રનુ હાર્દ સમજાવુ, અને ચિત્રનુ રેખાંકન કરવુ અને અથરુ—લગભગ અશક્ય જ છે. તેથી જ કહ્યું છે કે

**विना तु नृत्यशास्त्रेण चित्रसूत्रं सुदुर्विदम् ।**

નૃત્ય અને ચિત્રના પ્રાણ અભિનય અને મુદ્રા છે નેત્ર, અંગુની, પગની તથા બીજા અંગઉપાંગની ભાવમય ચેષ્ટાને નૃત્ય કહે છે શિલ્પી તેમ જ ચિત્રકારનુ પહેલુ કર્તવ્ય, આ ચેષ્ટાઓને યથાચિત સ્વરૂપમા પોતાની કૃતિમા ઉતારવામાં રહેલુ છે અને તેથી જ આલંકારિકોએ ગણાવેલા નવ અથવા દસ રસ ચિત્રકલાને પણ માન્ય છે

જેમ નાટયમા તેમ ચિત્રમા પણ, ચિત્રાકૃતિ કેટલી વયની બતાવવાની છે તે જાણ્યા પછી તે વયના કદને અનુસરતો વેપ પહેરવેશ બતાવવો, અને વયને છાજે અથવા શોભે તેવી ગતિ એટલે અ ગવિન્યાસ, અને એ અ ગવિન્યાસને અનુકૂળ આવે તેમ, જે ભાવ અથવા રસને પ્રગટ કરવો હોય તે પ્રમાણે રગપૂરણી કરવી— આ બધુ ચિત્રકારે ધ્યાનમા રાખવાનુ હોય છે

## ચિત્ર અને શિલ્પનો સ બ ધ

આસન, મુદ્રા અને ભાવ તથા તાલમાન (કદ)—એ વિષયના શિલ્પશાસ્ત્રના સિદ્ધાતોને ચિત્રકલા સ પૂર્ણપણે અનુસરે છે નૃત્યના સ્વરૂપોની ભાવના શિલ્પકૃતિઓમા તેમ જ ચિત્રમા ઉતારવામા આવે છે તેથી કેટલીક શિલ્પકૃતિઓ સાથે ચિત્રોની ઢબ ('સ્ટાઇલ') નો નિકટ સ બધ સ્થાપી શકાય છે આ શિલ્પકૃતિ પથ્થર પર હોય, લાકડા પર હોય કે પછી ધાતુ પર હોય વિક્રમના ૧૩ મા શતકમા બધાયેલા ચિદમ્બરમમાના નટરાજમ દિરમા નૃત્યના ૧૦૮ સ્વરૂપોની 'ભરતનાટયશાસ્ત્ર પ્રમાણે કલ્પેની મૂર્તિઓ આજે પણ જોઈ શકાય છે તેજ પ્રમાણે ચિત્રકલામા ભરૂચ પાસેના ગંધાર બ દરમા વિક્રમના પ દરમા સૈકામા ચીતરાયેલી કલ્પસૂત્ર ની પોથીના હાંસિયાઓમા હસ્તમુદ્રા, પાદમુદ્રા, તાનપ્રકાર, દષ્ટિભેદ, રાગરાગિણી, વગેરેના લાક્ષણિક નાના ચિત્રો આપેલા છે આ પોથીનુ અસ્તિત્વ શ્રી સારાભાઈ નવાબે પહેલુ પ્રસિદ્ધમા આણ્યુ હતુ રાજપૂત કલમના 'રાગમાલા ના ચિત્રોનું પીહર આ પોથીમાના રાગરાગિણી ચિત્રોમા ખોળી શકાય છે

કહ્યુ છે કે 'हस्तपादसमायाग नृत्यस्य करणं भवेत्।' નૃત્યના સાધન, હાથ અને પગની વિવિધ સ યોજનાઓ છે એ સ યોજનાનુ યથાસ્થિત સ્વરૂપ ચિત્રકારની આખ આગળ આવીને ખડુ થાય તો જ એ સજીવ' અને 'સ-શ્વાસ ચિત્ર દોરી શકે

## ચિત્રકલાનુ શિક્ષણ

આપણી ચોસઠ કલાઓમા ચિત્રકલાનો સમાવેશ છે એ ચિત્રકના તે રસિક કલાસિદ્ધની સામાજિક અને ગૃહજીવનને લગતા પ્રસગોમા કામ આવનારી [illegible] ચિત્રકલા [illegible]મા

સુશિક્ષિત (accomplished અથવા civilized) નાગરક અથવા નાગરિકના શિક્ષણનો વિચાર કરવામા આવ્યો છે. ત્યાં લખવામાં આવ્યું છે કે દરેક નાગરિકે પોતાની પાસે એક ચિત્રફલક, શલાકા અને રંગની પેટી (पट्टोलिका) એટલી વસ્તુઓ અવસ્ય રાખવી.

અહીં 'પટ્ટોલિકા' શબ્દથી 'અનેક રંગો ભરેલી પેટી' એમ સમજાવેલું છે. તે ઉપરથી કહેવાનુ મન થાય છે કે આપણા 'પટોળા'-નું નામ તેમાં આવતા વિવિધ રંગોના સમિશ્રણને લીધે પડ્યુ હોય એમ સંભવે છે.

### ચિત્રકારનું સમાજમાં સ્થાન

પરંતુ નાગરક જે ચિત્રકલા શીખતો તે તેના મનની મોજ ખાતર અથવા કલાના શોખ ખાતર શીખતો. પરંતુ 'અભિજાત ચિત્રકાર' અથવા 'ચિત્રકાર-વ્યવસાયી'જ માત્ર ધંધા તરીકે પેઢી દરપેઢી, તેની પરંપરા સાચવતો.

### ચિત્રકારનો કારીગર વર્ગ

'ઋગ્વેદ' (૪–૧૬–૩)મા ઉલ્લેખ છે કે "એવી રીતે સ્વર્ગમાં સાત કારીગરો બનાવ્યાઃ તે લોકો દિવસે ગાતા ગાતા પોતાનું કામ કર્યે જાય છે." એ સાત કારીગર 'कारु' કહેવાતા ચિત્રકાર શિલ્પકાર, નર્તક, કવિ, ગાયક, વાસ્તુકાર અને વાદ્યવાદક એ સાત-માંથી બે શિલ્પી અને ચિત્રકાર, ખાસ કરીને 'કારુ'—કારીગર છે.

### ચિત્રકાર-કલાકાર ('આર્ટિસ્ટ') તરીકે

હાલના વખતમા જેને 'આર્ટિસ્ટ' કે કલાકારનું નામ આપી, ચિત્રકારનુ બહુમાન કરવામાં આવે છે તે તો અર્વાચીન કાળમા બન્યું છે. સંસારભરમાં ચિત્રકાર એ મુખ્યત્વે કારીગર જ હતો, કારણ કે પોતાની પ્રેરણા પ્રમાણે એ બહુ જ ઓછું કામ કરતો. એની કલા-કારીગરી ઉપર એની આજીવિકાનો આધાર હતો.

### ગ્રાહકોની રુચિ પ્રમાણે ચિતારાનું સર્જન

ચિત્રકારની કૃતિના વિષય તેના આશ્રયદાતા નક્કી કરી આપતા અને તેથી તેને ગ્રાહકોની રુચિ અને ફરમાયેશ પ્રમાણે કામ કરવુ પડતુ. ધાર્મિક સંપ્રદાયોના ઉત્કર્ષ પાછળ કે ધનાઢ્ય

ગ્રાહકોને સારું મનાવવા પાછળ જ ચિત્રકારોનું જીવન બહુધા વીતતું હતું છતાં એની કલાકૃતિઓમાં જે પ્રતિભા જોવામાં આવતી તે કલાકારની પોતાની ઈશ્વરદત્ત શક્તિઓને લીધે જ હતી. તેમાં તેના મુરબ્બીઓનો બિલકુલ હિસ્સો નહોતો.

### વ્યક્તિગત કલાપ્રદર્શનની વહ

આમોદપ્રમોદ માટે રાજાઓ જેમ સંગીતકારો અને નૃત્યકારોને રાજસભામાં રાખતા અને પોતાની કલાપ્રિયતાના વખાણ કરાવવા માટે આશ્રય આપતા, તેમ ચિત્રકારને પણ આશ્રય મળતો. આમ ચિત્રકાર એ રાજ્યના અનેક 'કારખાના'ના કારીગરોમાંનો એક હતો. આ કારીગરોની પ્રેરણા વ્યક્તિગત નહોતી; પરંતુ કર્તવ્યગત હતી, છતાં, ફરજ તરીકે કરેલા કામદ્વારા કીર્તિ કમાવાનો તેમને રજ પણ ખ્યાલ નહોતો, તો પણ સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રકલાના અનોખા સંગ્રહસ્થાન જેવી અજન્તા ગુફાઓની કલાકૃતિઓ, કલ્પનાગત કલા-પ્રણાલી પ્રમાણે સમષ્ટિના આનંદ ખાતર નિર્માણ થઈ હતી એ તેમને માટે ઓછા ગૌરવની વાત નથી.

### આમવર્ગની કલા

ભારતીય કલાનું સર્જન વ્યક્તિગત આનંદ માટે નહોતું થયું, પરંતુ બહુજનસમાજને જે વિષયો, જે પ્રસંગો, જે પદ્ધતિ રુચે તે પ્રમાણે તે કલાકૃતિઓ જન્મ પામતી હતી. આમવર્ગ માટે સર્જાયેલી આ કલાના નમૂના મોગલોના દરબારી કલાકૃતિઓને મુકાબલે કેમ જુદા પડી ગયા હશે તે હવે પછી જોઈશું.

### સ્થાનિક પદ્ધતિઓનો પરિચય

ભારતીય ચિત્રકલાની સ્થાનિક પદ્ધતિઓનો પરિચય હવે પછીના લેખમાં કરીશું ત્યારે ચિત્રકલા સંબંધીનો શિષ્ટાચાર નજર આગળ રહેવાથી, તે સમજવામાં ઘણી સુગમતા થશે.



# ઇસ્લામી સમયના ગુજરાતનું વહાણવટું

## (ઈ. સ. સને ૧૨૯૭ થી ૧૮૦૩)

: લેખક :

કાઝી સૈયદ નુરૂદ્દીનહુસેન એહમદહુસેન

વિષય ઘણો બહોળો હોવાને સબબે, ઐતિહાસિક સાધનો પૂરતાં નહીં મળી શકવાને કારણે આ વિષય પર મારાથી બરાબર પ્રકાશ પાડી શકાયો નથી, છતાં ગુજરાતના એક વતની તરીકે આવા જરૂરી અને ઉપયોગી સાહિત્ય પર મારી શક્તિ ને જાણ મુજબ થોડીક ખિદમત અર્પણ કરી શકાય તેવા હેતુથી, મે અરબી, ફારસી, ગુજરાતી ને અંગ્રેજી સાધનો તેમજ મારી શોધખોળ પરથી આ નિબંધ લખવાનો પ્રયત્ન કરેલો છે.

આ નિબંધ ઇસ્લામી સમયનો હોવાને લીધે, ઈ. સ. ૧૭૬૦ સુધીની હકીકતો લેવી યોગ્ય હતી. પરંતુ તે પછીના ૫૦ વર્ષોમાં એટલે અંગ્રેજોની સલ્તનત પૂરી રીતે કાયમ થતા પહેલાં કેટલાંક દેશી રાજ્યોએ સ્વતંત્ર થઈ રાજ્યકારભાર કરતાં વહાણવટાની ઉન્નતિમાં પોતાનો ફાળો આપેલો છે, તે કારણે તે વર્ષોનો સમાવેશ કરી, લખવા યોગ્ય ધારેલું છે.

નિબંધ પર વિવેચન કરવા પહેલાં ઇસ્લામી સમયના સંબંધથી ગુજરાતના પ્રાચીન વહાણવટાને લગતી પરિભાષા વગેરે સાથે અત્રે જણાવવા મુનાસબ લાગે છે.

આપણે જાણીએ છીએ કે પ્રાચીન સમયથી પશ્ચિમ કિનારાના નાવિકોનો સંબંધ, હિંદુસ્તાનના બંદરો સિવાય હિંદુસ્તાનની બહારના દેશો સાથે લાંબા સમયથી ચાલતો રહેલો હોવાને સબબે, ગુજરાતના નાવિકોમાં કચ્છી તથા ગુજરાતી (રાંદેર-વલસાડ તથા દમણના) નાવિકો કુશળ નાવિકો તરીકે ખ્યાતિ પામેલા છે.

ઐતિહાસિક દષ્ટિએ જોતાં, ઇસ્લામી સમયનો સબંધ વહાણવટા સાથે ઈ. સ. ૧૨૯૭ની સાલથી ગણાવો જોઈએ; પરંતુ મારા ખ્યાલ મુજબ તે તેનો સંબંધ કેટલેક અંશે મુસલમાનોના ઈ. સ.ના ૭મા સૈકામાં (ઈ. સ. ૬૩૬, હી. સ. ૧૫ આસપાસ અને પછી) થાણા તથા ભરૂચ પર દરિયા માર્ગે હુમલા થયેલા ત્યારથી ગણી શકાય. તે પછી પણ જુદે જુદે સમયે ફટાછવાયા હુમલા થતા રહેલા. મુસલમાનો ગુજરાતના બંદરોમાં વેપારી, પ્રવાસી, પ્રચારક અને નાવિકો તરીકે આવતા જતા હતા. ઈ. સ. ૧૦૯૬–૧૨૯૧ દરમ્યાન, મુસલમાન (તુર્કી અને અરબ) પ્રજાઓને યુરોપી પ્રજાઓ (ગ્રીકો, રોમનો, સ્પેનવાસીઓ, ફિરંગીઓ ને અંગ્રેજો) વચ્ચે ધાર્મિક લડાઈઓ ('ક્રુઝેડ્ઝ') ચાલેલી એ વખતે વહાણવટામાં ને લડાયક સામગ્રીઓમાં જે ઘણા સુધારાવધારા થતા જતા હતા, તેની અસર તે પ્રજાઓના સંપર્કને લીધે અહીંના વહાણવટા પર થતી રહેતી હશે એ દેખીતું છે.

એજ સંપર્કને લીધે, ઇજિપ્તની ફાતમી ખિલાફતના[૧] સમયમાં તો ત્યાં વહાણો બનાવવાની ગોદીઓ "દાર-અસિનાઅહ" [જેને અરબીમાં (darcsina'ah) કહેતા હતા,] ખોલવામાં આવી હતી. એ શબ્દ પરથી તુર્કીમાં તરસાના (Tarsana) ને ઇટાલી ભાષામાં (arzen i-arsenale) થઈ અંગ્રેજીમાં (Arsenal) કહેવાય છે. તે ખાતાના ઉપરી અમલદાર (નૌકાધ્યક્ષ)ને "અમીરલ બહર" કહેતા, જે ફ્રેંચ ભાષામાં (Amiral) થઈ, અંગ્રેજીમાં Admiral રૂપે સ્વીકારાયો. ફારસીમાં ભાષામાં તેને **મીર બહેરી** કહેતા.

સદરહુ ગોદીઓમાં બે જાતનાં વહાણો તૈયાર કરવામાં આવતાં.

---

૧ 'સુકૂતુલ-ઉસ્તુલ અલ ઇસ્લામી', અલ ઉષ્માદાહ.

એક નીલીઆ (નાઇલ નદીમાં ફરનારા), ને બીજીને બેહરીઆ કહેતા

નીલીઆ જાતના વહાણોને અરબો "અલ ઉશારી રીઆત" કહેતા, જે વહાણો ઇજીપ્તની નાઇલ નદીમાં વેપાર તથા ભાર બરદારીના ઉપયોગમાં આવતા હતા હરબીઆ[3]—અટલે લડાયક જાતના વહાણો જે નાનીમોટી આકૃતિવાળા, હલકાભારે વજનના ધીમી અગર ઝડપી ચાલવાળા બનાવવામાં આવતા હતા તેમાથી કેટલાકના નામ તેમની ઝડપી અગર ધીમી ચાલ પરથી (જેવા કે 'સબુક'—અરબી 'સુબુક' એટલે 'ઝડપી ચાલવાળુ,' 'બધલો'—અરબી 'બદલ' એટલે 'ખચ્ચર' અથવા 'બર્ધન' એટલે 'ધીમુ'), અથવા કદપરથી, પાડવામાં આવતા કેટલાકના નામ, જાનવરો કે પક્ષીઓના માથાની આકૃતિ જેવી વહાણની આગની નાલ અથવા પાછલ ભાગ(Stern)ની આકૃતિ હોવાથી તે ઉપરથી પાડવામા આવતા હતા (જેવા કે 'ગુરરાબ'—'કાગડો', 'કોશીઆ' અથવા 'ગજો'—'પોપટ',) કેટલાક નામ લડાયક અસબાબ (Transport service) પરથી બનાવવામા આવ્યાં હતા લડાયક જાતના વહાણોના ઘણા નામો અરબીમાં છે, પરંતુ ટુંકાણને લીધે થોડાકના નામ અત્રે આપવા મુનાસબ લાગે છે —

'અલશીની' અથવા 'અનશાની (schoo er)[4] નામ લડાયક જાતના વહાણો માટે છે પહેલા એ જાતના વહાણો ધાર્મિક લડાઈઓ (જેહાદ)મા વપરાતા પણ પાછળથી લડાયક કામમા વપરાવા લાગ્યાં આ નામ 'ગુરાબ' અથવા 'ગુરરાબ' જાતના વહાણ માટે પણ વપરાતુ હતુ 'અલહીરાકા' વહાણ લડાયક સામગ્રી જેવી કે—દારૂગોળો, મિન્જનીક, નિફ્ત (naphtha oil), વગેરે પદાર્થોને લાવવા—લઈ જવા માટે વપરાતુ 'અનતરીદા

---

૨ 'સુકૂનુત ઉરતુલ અન ઇસ્લામી', અન ઉબ્માદાહ

૩ એજન

૪. 'A vessel with from two to four or even five masts and the chief sails fore-and-aft sails' 'ઓક્ષ્ફર્ડ એન્ડ એનડામ પા ૬૨૭

( Tartan )[૫] વહાણો ઘોડાઓના ઉપયોગમાં લેવાતાં.

અલકરકર—[૬] (Caraque) વહાણો લડાયક સામાનના ઉપયોગમાં લેવાતાં.

શલંદી [૭] (Chelandium) વહાણો લડાઈઓના ઉપયોગમાં આવતાં.

'ગુરાબ'[૮] અથવા 'ગુર્રાબ' ( Grab ) વહાણો લડાઈના ઉપયોગમાં આવતાં.

'અલબઆરીજ'[૯] (બારજ-Barge) વહાણો 'શીની' અથવા 'શવાની' જાતનાં વહાણો કરતાં મોટાં થતાં

'સંબુક'[૧૦] ( Zebec ) નાની જાતના લડાયક વહાણનું નામ છે.

'ફલૂકા'[૧૧] (Felucca) નામ એક જાતના લડાયક વહાણનું છે, જેનો સંબંધ કાફલા સાથે રહેતો. એવી જ રીતે કાફલા માટે, અરબીમાં 'અલ ઉસ્તુલ' અથવા હિંદી ભાષાના 'બેડા' શબ્દ પરથી 'અલબવારેજ' નામ અપાયું છે

અરબો લડાયક સામગ્રીમાં પત્થરો અને સળગી ઊઠનારા પદાર્થો જેવા કે 'નાફ્તાન' અથવા 'નિફ્ત' ( Naphtha oil ) નો ઉપયોગ કરતા, ને તેને માટે 'મજનીક' ( ગોફણ ) નો ઉપયોગ

૫. 'A vessel used in the mediterranean somewhat resembling a sloop but with a large lateen sail on its mast', 'ઓક્ષ્ફર્ડ એન્ડ એલ્જાબ', પા. ૭૧૭.

૬, ૭ ૮, ૯ : 'સુહબુત ઉસ્તુલ અલ ઇસ્લામી', અલ અબ્બાદાહ.

૧૦ A three masted vessel used in the Mediterranean with both square and lateen sails". 'ઓક્ષ્ફર્ડ એન્ડ એલ્જાબ', પા ૨૮૩.

૧૧. "A long narrow vessel once common, in the Mediterranean with lateen sails, and capable of being propelled by oars". એજન.

કરતા. એ ઉપરાંત એ લોકો દુશ્મનો સામે, ચૂનાનો અગર હડતાલના ચૂર્ણનો ઉપયોગ કરતા, જેથી કરીને તેમનાં આંખો પૂરાઈ જતાં લડવુ મુશ્કેલ થતું વળી તેઓ વીંછી અગર સર્પથી ભરેલા વાસણો અગર નરમ સાબુવાલા પદાર્થ વાપરતા. પોતે દુશ્મનથી બચવા માટે, ચામડા[૧૨] અગર ખાદીના કકડાઓને સરકાના અથવા ફટકડીના પાણીમાં પલાળી તેમને પોતાના વહાણની બહારની બાજુએ લપેટી દેતા, જેથી દુશ્મનો તરફથી ફેંકાતી આતશબાજી અગર નિફતથી બચાવ થતો. એમના વહાણોમાં અંદરની બાજુએ સંદુકો (પેટીઓ) બનાવવામાં આવતી, જેને 'અત–તવ્વાબીત' કહેતા હતા. તેમાં લડાઈ વખતે સિપાઈઓ અગર હલેસા મારનારાં બેસી જતા, જેથી દુશ્મનોના પત્થરો અગર બીજા નાશકારક પદાર્થોથી બચાવ થઈ શકતો હતો. તેઓ એક જાતની હોડીઓ બનાવતા. તેની આગલી નાલમાં તીક્ષ્ણ અણીદાર ભાલા જેવા ખીલા રાખતા, જેને તેઓ 'લુજામ' કહેતા તેવી હોડીઓ દુશ્મનોના વહાણો સાથે અથડાતાં, વહાણોમા કાણાં પડી જતાં અથવા ફાટી જતાં, તે ડૂબવા લાગતાં. એ જાતની હોડીઓ સુલતાન મહમદ ગીઝનવીએ ઈ સ ૧૦૨૬ની મુલતાન પાસે ચીનાબ નદીમા જાટ સાથેની દરિઆઈ લડાઈ વખતે ઉપયોગમાં લીધી હતી, જેથી તેમના તથા નિફતના ઉપયોગથી જાટોનો કાફલો ભાગી જઈ બળીને નાશ પામ્યો હતો. હાલમા આવો ઉપયોગ ટોરપીડોથી થતો હોવાનુ આપણે જાણીએ છીએ

અરબો દરિયાઈ લડાઈ વખતે હથિયારોમા, તલવાર તથા તીરકમાનના ઉપયોગ ઉપરાંત 'ઝરરાહ' (Armour) 'ખોદ' (Helmet) ઢાલ (shield) નેઝો (Lance) અને 'ફ્લા લીબ' (કાંટા)નો ઉપયોગ કરતા તેઓ દુશમનના નજરથી બચવા માટે રાત્રે પોતાના વહાણમા આગ સળગાવતા નહી, તેમ મરઘાને બોલવા દેતા નહીં. એ ઉપરાત તેઓ લીલું કપડું પોતાના વહાણ પર નાખી દેતા જેથી દૂરથી તેમનુ વહાણ દેખાતું નહી અરબો પોતાના ઉપયોગમાં 'કેતુબનુમા' (Compass) અથવા 'ઉસ્તુરલાબ' (Astrolobe) ને બીજી ચીજો તારાની ગતિ જાણવા માટે લેતા.

૧૨. 'તારીખે તમદ્દુને ઇસ્લામ', ભાગ ૧.

આરબ વહાણવટીઓએ વહાણવટા માટે નાવિકોનાં નામ તથા તેમની ફરજો મુકરર કરેલાં છે, જેવાં કે નાખુદા, મુઅલ્લમ, કરાણી, સુકાની, ખલાસી, વગેરે; ને વહાણવટામાં વપરાતી ચીજો માટે, તેમણે વહાણોની ચીજો—કુવો, સઢ, રસ્સી, વગેરેનાં નામ, તેમ દરિયામાં વહાણ હંકારતી વખતે સઢ ખોલવા, અગર સઢ બંધ કરતી વખતે શું બોલવું, સામાન ખેંચતી વખતે જોર કરતાં શું શું બોલવું એ સઘળાનાં નામ તથા ગીતો મુકરર કરેલાં છે, જેમાંનાં ઘણાં ખરાં હાલમાં તમામ ગુજરાતમાં, ફેરફાર સાથે બોલાતાં આપણે જાણીએ છીએ. એમનું વર્ણન નીચે આપ્યું છે. આરબોનાં વહાણોમાં વળી સૂવા–બેસવાની સગવડ ઉપરાંત, પીવાના પાણીની ચોરસ લાકડાની પીપ તથા રસોડાની ગોઠવણ રખાતી. જાજરૂ માટે લાકડાનું ચોકઠું; સુકાનની બાજુમાં બનાવી મૂકવામાં આવતું હતું, જેને અરબીમાં 'સંડાસ' કહે છે.

### વહાણવટાને લગતા કેટલાક પારિભાષિક શબ્દો

| હાલમાં બોલાતાં નામ | અરબી નામ | હાલમાં બોલાતાં નામ | અરબી નામ |
|---|---|---|---|
| મોટો કૂવો | દીગલે ઉદ | નાનો કૂવો | દીગલે સગીર અથવા ગલમી |
| મોટો સઢ | શરા | નાનો સઢ | ગાબીઆ |
| સઢનું લાકડું | ફરમને ઉદ | સઢનું નાનું લાકડું | ફરમને ગલમી |
| સુકાન | સુકાન | ગરગડી | ગરીઆં તથા ચખ |
| અસ્તામ | ફીલ્સ | પડાણ તથા કરોડ | બીસ |
| લંગરની દોરડી | ઇમાર, ખુરાબ | લંગર, લોથારી | બાવરાહ |
| મોટા સઢનું દોરડું | રૂવેસી | કૂવાની ટોચવાળું દોરડું | બરસહ |
| બાવો, બકરો | નરરા | ડોલ | દલુ |
| માપ લેવાની દોરડી | બરંદ | નાનું હોડિયું | જાલબૂત |
| ઉધાર | ઇરબીત | આરીઆ | હુરીઆ |

એક માણસ જોર કરતી વખતે 'હલામ હેલ' બોલે છે જ્યારે બીજા સાથીઓ જોર કરી 'યા લ્લા, યા લ્લા' (યા અલ્લાહ) બોલે છે.

### વહાણવટીનાં ગીત

કનમા માલેક મુસલ્લી, કનમા માલેક
મક્કામાં ચઢયો મુસાફર, કનમા માલેક.
હાજી ચઢયો હજે મક્કા, કનમા માલેક.
કનમા માલેક મુસલ્લી, કનમા માલેક.
મક્કેથી જાના મદીને, કનમા માલેક.
કનમા માલેક મુસલ્લી, કનમા માલેક.
સીંગોતરી સાફ દરિયા, કનમા માલેક.
કનમા માલેક મુસલ્લી, કનમા માલેક.
ઝાલલતો દરિયા કિનારે, કનમા માલેક.
કનમા માલેક મુસલ્લી, કનમા માલેક.
સારંગ તેરા સૂતો ન જાગે, કનમા માલેક.
કનમા માલેક મુસલ્લી, કનમા માલેક.
કરાણી હાલેક માંગે, કનમા માલેક.

આવી રીતે બધા કામ પૂરું કરતા સુધી બોલે છે ને જોર કરે છે.

### કચ્છી વહાણવટીનાં ગીત

જમસાં હે માલી જમસા, જોર કરો જે જમસાં.
જોર જોરાતો જમસા, રબ્બે પરતો જમસાં.
રબીઆ રબ્બી જમસા, આરબ સીરલી જમસાં,
વગેરે બોલે છે.

### જંજીરા તરફના નાવિકોના ગીત

હેલે માલી યા અલ્લાહ, યા અલ્લાહ કેસા, જોરબી વેસા.
ઝેમરા જંગી, માતવા ભંગી, ભગી ખાના, યા મૌલાના.
મૌલા અલી, સાકળે વલી, સાંકળે સુલતાન, મુશ્કેલ કર આશાન.
આસાન કરનાર, પરવર દીગાર, અલ્લાહ પાંસુ, સલામત જાસું.
હલામ હેલ, ખીચડીમેં તેલ, ખીચડી ખાતી, બસરે કુ જાતી.
સાલાર અબર, કાબા બંદર, મક્કે મદીના એતે રસુલ.
હાજી ચલે હજબી કુબુલ, હાજી માના, યા મૌલાના.
વગેરે બોલે છે.

ઉપર જણાવેલો વહાણવટામાં થતો જતો ફેરફાર વહાણવટીઓનાં પરસ્પરના સમાગમને લીધે થવા પામ્યો છે અને ખાસ ફેરફાર તો એહમદશાહ ૧લો, મહમૂદશાહ ૧લો, ( મેહમૂદ બેગડો ), બહાદુરશાહ, એહમદશાહ ૨જો, એ ગુજરાતના સુલતાનોના સમયમાં, તથા મોગલ બાદશાહો અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબના સમયમાં થયો. એટલે તે બાદશાહોની કાળજી અને દેખરેખ, ને પરદેશી કંપનીઓ ફિરંગી ( 'પોર્ચુગીઝ', વલંદા ( 'ડચ' ), અને બ્રીટીશ ઇન્ડિયા કંપનીના નૌકા ખઝાનામાં થતી રહેલી તરક્કીને આભારી છે. તે સબબથી ઇસ્લામી સમયમાં સુધરેલી ઢબનાં, તથા જાત જાતનાં વહાણો લડાયક સામગ્રી સાથે થતાં હતાં ૧૬મા [13] તથા ૧૮મા [13] સૈકામાં ગુજરાતમા વહાણો બાંધવાની ગોદીઓ હતી, જેમાં નીચેની ગોદીઓમાં મજબૂત, સારી કારીગરીવાળાં વહાણો તૈયાર થતાં હતા

અગાસી, તથા વસઇમાં—થાણાનાં બંદરે.

સુરત, વલસાડ, વસઇ, કચ્છ માંડવી, ખંભાતનું બંદર, ઘોઘા, દીવ, દમણ, ગોવા અને મુંબાઈ

સદરહુ ગોદીઓમાં બે જાતનાં વહાણો તૈયાર થતાં. એક જાતમાં—પાટિયાં જોડી દઈ તેમને કાથાની દોરડીથી ગૂંથી લેતા; ને બીજી જાતમા તેમના પાટિયાં મોટા મથાળાના પાતળા ખીલાઓથી જોડી તેના મથાળાં બીજા ખીલાઓથી અંદરથી રીવીટ કરી દેતા. કેટલાંક 'પોર્ચુગીઝ' ઢબનાં તૈયાર થતાં હતાં

ઇરાની અખાતમા સીરાઝ બંદરને અરબસ્તાન અખાતમાં મસકત બંદરે આવી ગોદીઓ હતી. ચીનાઇ જંક ( Junks ) જાવા અને મલાકામાં બંધાતા.

ઇસ્લામી સમયમાં વપરાતાં વહાણોનાં નામ આપણને નીચે મુજબ મળે છે એ જાતના વહાણો હાલમાં પણ દેશી વહાણવટા ( Native Craft ) તરીકે તમામ ગુજરાતમાં વપરાય છે. સદરહુ વહાણોમાં નાની જાતના વહાણો, જેવા કે બતેલો ( ચાપડો ), મછવો, હોડી, ડૂંગી, નાવ અથવા નાવડી ને તરાપા, વગેરે કિનારે

૧૩. 'બૉમ્બે ગેઝેટિયર', વૉ. ૧૩, ભા ૨, પા. ૪૬૯–૬૯.

ફ નારી જાતમાં ગણાય છે જેમાં એકજ જાતનાં સુરત, ભરૂચ તથા કોંકણ તરફ જુનાં જુદાં નામથી ઓળખાય છે. પરંતુ મોટી જાતના દૂરની દરિયાઈ સફર કરનારા, જેના કે પડાવ, બતેલો, દવ—અથવા બગલો, ઢીંગી અથવા ડુંગી, કોટિયું, ગલબત, વગેરેના નામથી ઓળખાતાં વહાણો ગુજરાતની મોટી મોટી નદીઓ નર્મદા, તાપીમાં તેમજ કોંકણ, કચ્છ, કાઠિયાવાડ તરફ ફરે છે, આ સફરી વહાણોની મોસમ નવેમ્બરથી ફેબ્રુઆરી, ને માર્ચથી જુન સુધીની હોય છે, અને કિનારે ફરનાગ બધા માસ ફરે છે, સિવાય કે તોફાની હવા વખતે અગર નદીમાં રેલ વખતે થોડો વખત બંધ રહે છે. એ સઘળી જાતના વહાણોના નામ 'બોમ્બે ગેઝેટીઅર'ના કાઠિયાવાડ, સુરત, ભરૂચ, અને થાણા વિભાગોમાં વીગતવાર છે, જેથી અત્રે તેની વીગત લખવા મુનાસબ ધાર્યું નથી.

ઇસ્લામી સમયમાં ગુજરાતમા વહાણો મોટા કદનાં અને વધારે વજનવાળાં તૈયાર થતાં હતા, જેમાં 'બોમ્બે ગેઝેટીઅર'ના વોલ્યુમ ૧૩, વિભાગ બીજામાં કેટલાક વહાણો ૬૦૦ થી ૧૬૦૦ ટનનાં બનાવતા હોવાનો ઉલ્લેખ છે જેમા નાના કદનાં ૧૦૦ થી ૧૫૦ ટનનાં બનતાં. મોટા કદના વહાણોમાં સાધારણ રીતે બે મોટા કૂવા ને એક નાનો કુવો ને તેટલી સંખ્યામાં સઢ પણ રાખવામાં આવે છે ને નાના કદમા એક કૂવો તથા એક સઢ હોય છે. મોટા કદનાં વહાણોમાં નાખુદા (Ciptain) સિવાય બીજા નાવિકોની ૮૦ થી ૫૦ સંખ્યા હોય છે ને નાના કદના વહાણોમાં ૬થી ૧૫ હોય છે.

ઇસ્લામી સમયમાં લડાયક વહાણોની જાતમાં—'ગુરાબ' અથવા 'ગુરરાબ', 'સબુક',—'ઉફીરી', 'ફ્નેહમારી', 'બઆરિજ', 'શાહીમાર', 'ગલબત 'ને 'બારકસ 'ના નામ જણાય છે. અને યુરોપી પ્રજાઓનાં વહાણોમાં, ફિરંગીઓનાં વહાણોમાં ફ્રીગેટ (Frigate) કારાવેલ (Caravel or Carvel) કાતુર (Katur) કરક (Carack) ગેલીઓન—(Galleon) પિનેસ (Pinnace) હોય (Hoy) કેચ (Ketch)[૧૪] વગેરે નામોનો ઉલ્લેખ મળે છે. એ

૧૪. 'ધી ઇંગ્લીશ ઇન વેસ્ટ ઇંડીઝ'; પા ૧૬૭. તથા 'ફોરેસ્ટ પેપર્સ', વો ૧,૨

ઉપરાંત મુસલમાન જાત્રાળુના વપરાશ માટે કેટલાક મોટી સાઇઝનાં વહાણો વપરાતાં હતાં તે મોટે ભાગે ખાનગી માલિકીનાં હોવાથી તેમનાં થોડાંક નામો જાણવામાં આવ્યાં છે

**રહીમી**[15] એ વહાણનું નામ શહેનશાહ જહાંગીરની માતુશ્રીના નામ પરથી રાખવામાં આવેલું તે સુરત બંદરથી મક્કે જાત્રાળુઓ માટે ઉપયોગમાં રહેતું, તેની લંબાઈ ૧૫૩ ફી॰, પહોળાઈ ૪૨ ફી॰ ને ઊંડાણ ૩૧ ફી॰ હતાં એમાં ૧૫૦ ઉતારુઓ બેસતા તેનું વજન ૧૫૦૦ ટન હતું

**મરકબે એહમદી તથા મરકબે મુહમદી** નામનાં વહાણો સુરતના એદ્રુસ ખાનદાનની માલિકીનાં હતાં જે ૧૭મા સૈકામાં થઈ ગયેલા સુરતના ખાનદાન મહાપુરુષો, હઝરત સૈયદ એહમદ તથા સૈયદ મોહમદના નામથી ઓળખાતાં એ વહાણો પણ સુરત બંદરે જાત્રાળુઓ માટે વપરાતાં

**મદીનતુલ રસુલ**—[16] એ નામનું વહાણ પણ સુરત બંદરે જાત્રાળુઓના વપરાશમાં હતું

હવે આપણને ઇસ્લામી સમયમાં શું શું તરક્કી થઈ, તથા શું શું ફેરફારો થયા ને દરિયાઈ બંદોબસ્ત કેવો હતો તે જાણવાની જરૂર છે, જે માટે તે સમયને નીચેના વિભાગોમાં વહેંચવાનું વધારે યોગ્ય જણાય છે

(૧) પહેલો વિભાગ ઈ સ ૧૨૯૭–૧૪૦૩
(૨) બીજો વિભાગ, ઈ સ ૧૪૦૩–૧૫૭૦
(૩) ત્રીજો વિભાગ ઈ સ ૧૫૭૩–૧૭૬૦
(૪) ચોથો વિભાગ ઈ સ ૧૭૬૦–૧૮૦૦

ઉપલા વિભાગોમાં પહેલા વિભાગમાં એટલે અલાઉદ્દીન ખીલજીએ ગુજરાતનો કબજો કર્યો ત્યારથી તે તઘલખવંશના છેલ્લા સુલતાન—મહમદ તઘલખના સમય સુધીનો એમાં વધુ ફેરફાર થયેલો જણાતો નથી કારણ કે તે સમયે હિંદુસ્તાનમાં યુરોપી

૧૫ 'બૉમ્બે ગેઝેટીયર (સુરત એન્ડ બ્રોચ)', વૉ ૨, પા ૭૭
૧૬ સયદ સુલેમાન નદવી, 'આરબોંકી જહાઝરાની', પા ૧૬૬

પ્રજાઓની આગમનની શરૂઆત દરિયાઈ માર્ગે થયેલી નહોતી અહીંના બાદશાહોનો સબંધ બહારની ઇસ્લામી હકુમતો સાથે સારો રહેતો ખાસ કરીને અરબ તથા તુર્ક પ્રજાઓ સાથે—તેમણે સારો સંબંધ જાળવ્યો હતો ખિલાફત તરફ તેઓ સારું માન ધરાવતા અને મક્કા તથા મદીનાની પ્રજાઓ તથા અમીરો માટે સારા હદીઆઓ મોકલી તેમને ખુશ કરતા હતા રાજ્ય તરફથી ખંભાતના અખાતમાંથી તેમજ મલબાર કિનારા તરફથી જત પ્રવાસીઓ અગર જાત્રાળુ મુસલમાનોની સગવડતા તથા તેમના રક્ષણ માટે મોટી જાતના, અને હથિયારવાળા હબશી તથા તીરકમાનવાળાં સિપાઈઓની સગવડવાળા વહાણોનો બંદોબસ્ત રાખવામાં આવતો હતો, જેનો ઉલ્લેખ આપણને ઇબ્નબતૂતા( ઈ સ ૧૩૪૨ ) ના સફરનામા "રહલને બતુતા"માંથી મળે છે. એ સમયના વહાણો મોટે ભાગે ખાનગી માલિકીના હોવાથી તે વખતના વહાણવટા પૂરતી હકીકત મળવી મુશ્કેલ પડે છે

બીજા વિભાગમાં ગુજરાતના સુલતાનોનો સમય છે એ સમયમાં વહાણવટાને ઘણી તરક્કી થયેલી છે એ બાદશાહો વહાણવટાની ઉન્નતિમાં જાત દેખરેખ તથા કાળજી રાખતા તેઓ દૂર દૂરના સુનદા અને હોશિયાર કારીગરો, તથા નૌકાધ્યક્ષની પસંદગી કરતા તેઓ વહાણો બનાવવાની ગોદીઓ બનાવતા, ને તે માટે અધિકારીઓ—નૌકાધ્યક્ષ તથા શાહબંદર ની નીમણૂંકો કરતા હતા. પંદરમા સૈકાથી સોળમા સૈકા સુધીમાં યુરોપી પ્રજાઓમાં ફિરંગીઓના દરિયાઈ હુમલાઓ શરૂ થયા હોઈ, લૂટફાટવાળી અને નાશકારક પદ્ધતિ શરૂ થઈ ચૂકી હતી, જેથી બાદશાહોને પોતાના વિશાળ મુલકની હિફાજત, તથા પ્રજાની સલામતીના પગલા લેવાની જરૂર પડી હતી નૌકાધ્યક્ષને "મીર બેહરી" ( અમીરુલ બહેર ) કુરજાના અમલદારને 'શાહબંદર' ને તોપખાનાના અમલદારને 'મીર આતશ' નામ અપાતા હતા

ગુજરાતના સુલતાનોમાં એહમદશાહ [૧૭] (ઇ સ ૧૪૧૧–૪૧)

૧૭ 'મિરાતે સિકંદરી', તથા વોટસન 'ધી હિસ્ટરી ઓફ ગુજરાત', પા ૩૬

પહેલાએ, વહાણવટાની ઉન્નતિ તરફ લક્ષ આપેલું તેના વખતમાં દીવ, ઘોઘા ને ખંભાતના બંદરો નૌકા માટેનાં કેન્દ્રો હતાં, જે કારણથી તેણે ઈ. સ. ૧૪૨૯ માં દક્ષિણના સુલતાન એહમદ બહમનીની સામે માહીમના કિલ્લાની દરિયાઈ લડાઈ વખતે, એ બંદરોથી એક લડાયક કાફલો તૈયાર કરી મોકલેલો, અને તેની મદદમાં એક લશ્કર ખુશકી રસ્તેથી પોતાના નાના દીકરા ઝફરખાન તથા મલેક પ્રખુતિયારખાનની સરદારી નીચે માહીમ તરફ મોકલી આપેલું. તેમાં તેની જીત થતાં માહીમ સુલતાનના તાબામાં આવ્યું હતું.

સુલતાન મેહમૂદ[૧૮] ૧લા (મેહમૂદ બેગડા) ના વખતમાં (ઈ. સ. ૧૪૫૮–૧૫૧૧) દરિયાઈ બળ વધારે મજબૂત બન્યું હતું. દીવ તથા ખંભાતના બંદરો તેના કેન્દ્રો હતાં. સુલતાને ખંભાતના બંદરોમાં તુર્કી તથા ફિરંગી ઢબનાં વહાણો તૈયાર કરાવેલાં, ને મલેક તોગાન (ફરહતુલમુલ્ક), તથા મલેક અયાઝ સુલતાની જેવા ચુનંદા અને કાબેલ નૌકાધ્યક્ષ મુકરર કરેલા, જેમણે નૌકાખાતામાં ઘણા સુધારાવધારા કરી દરિયાઈ બળને વધારે શ્રેષ્ઠ બનાવેલું. તેની સરખામણી તે વખતનું કોઈ નજદીકનું રાજ્ય કરી શકતું નહીં. એની પાસે દરેક પ્રકારની તોપો પણ હતી, જેમાં ઘેરો ઘાલવા માટેની તથા દરિયાઈ કાફલા માટેની પણ હતી. તેથી કરીને તે ઈ. સ. ૧૪૭૨–૭૩[૧૮] તથા ઈ. સ. ૧૪૯ની જગત (દ્વારકા) ને સ બોદ્દાર, અને ડાભોલની દરિયાઈ લડાઈઓમાં—ત્યાંના ચાંચિયાઓને બહાદુર ગીલાનીની સામે અને ઈ. સ. ૧૫૦૮ તથા ઈ. સ ૧૫૧૦ની લડાઈઓમાં ફિરંગીઓના હુમલાઓ સામે પૂરતા લડાયક બળ ને સામગ્રી સાથે મુકાબલો કરી, તેમને હરાવી, તેમનું જોર દબાવી શક્યો હતો.

મલેક અયાઝે ફિરંગીઓના હુમલાઓ અટકાવવા માટે દીવ બંદર આગળ બે કોટ ને એક બુરજ ચણાવેલાં. બુરજને કોટ સાથે કિનારા સુધી સાંકળવતી બાંધી દીધી હતી, જે સાંકળકોટ કહેવાતું હતું. તેણે વળી એક પથ્થરનો પૂલ પણ બંધાવેલો હતો. ઈ. સ. ૧૫૦૭–૮ની લડાઈમાં સુલતાનને મદદ કરવા તુર્કી સુલતાને

૧૮. એજન.

ઇજીપ્તથી એક કાફલો બાર વહાણો તથા લડાયક સામગ્રીવાળા ૧૫૦૦ માણસોના લશ્કર સાથે મોકલ્યો હતો, જે લડાઈમાં મુસલમાનોએ આતશબાજી (fireworks and grenados)[૧૯] નો ઉપયોગ કર્યાથી ફિરંગીઓના કેટલાક વહાણો ડૂબી ગયાં હતાં. તેમાં તેમનું એક વહાણ ઘણું મોટું હતું. તેમાં તેમનો એક કરોડનો માલ હતો, જે પણ વહાણ સાથે નાશ પામ્યો હતો. ફિરંગીઓનો નૌકાધ્યક્ષ ડૉન ફ્રાન્સિસ્કો આલમેડા (Don Fransisco Almeida) માર્યો જતાં તેની દિલગીરી માટે તેના પિતા (ગોવાના ગવર્નર જનરલ)ને મુસલમાન નૌકાધ્યક્ષ મલેક અયાઝ સુલતાનીએ એક કાગળ લખી ખેદ જાહેર કરેલો. સુલતાન બહાદુરશાહના સમયમાં (ઈ. સ. ૧૫૨૭-૧૫૩૭)—દરિયાઈ કાફલો મજબૂત હતો. બહાદુરશાહનો તોપો પર વધારે પ્રેમ હતો તેથી તેણે દરેક જાતની નાની તથા મોટી તોપો એકઠી કરી હતી, ને કેટલીક ગુજરાતમાં પણ ઢળાવી હતી. એના તોપખાનાનો અમલદાર (મીર આતશ) રૂમીખાં તથા ગોલંદાઝ તરીકે ફિરંગીખાં કાબેલ અને સુનંદા અમલદારો હતા. રૂમીખાંનું અસલ નામ મુસ્તફાખાં હતું. તે ઇજીપ્તમાં રહેતો હતો. ત્યાંથી તે યમન ગયો, અને ત્યાંથી એડન આવીને ઈ. સ. ૧૫૩૦માં દીવ આવેલો, ત્યારે તે પોતાની સાથે મિસરથી તુરકીના સુલતાન સુલેમાને આઝમની બનાવેલી મોટી તોપ લાવેલો, જેનું નામ લયલા હતું. રૂમીખાંની કાબેલીયત જોઈ સુલતાને તેને પોતાના તોપખાનાનો ઉપરી અમલદાર મુકરર કરી, તેને રૂમીખાંનો ખિતાબ આપ્યો સુલતાને સદરહુ તોપના જેવી બીજી તોપ તેની પાસે ઢળાવી તેનું નામ મજનું રાખેલું. એ તોપોમાં લયલા તોપ મિસરી તોપ, ને 'મજનું' તોપ "બહાદુરશાહી" ના નામથી ઓળખાતી હતી એ તોપો સિવાય ત્રીજી એક મોટી તોપ ફિરંગીઓ પાસેથી ઈ. સ. ૧૫૩૩ માં દીવની લડાઈ વખતે બાદશાહને હાથ આવી હતી, જેનું નામ તેણે "તોપે ફિરંગ" રાખેલું એના સમયમાં ફિરંગીઓ સાથે નીચલી દરિયાઈ લડાઈઓ થઈ હતી.

૧૯ જોન બ્રિગ્ઝ: 'એ ક્રોનોલોજીકલ એપીટોમ ઑફ ધી વૉર્સ ઑફ પોર્ચુગીઝ ઇન ઇન્ડિયા એઝ કનેક્ટેડ વીથ ધી હિસ્ટરી ઑફ ધી ડેક્કન' પા. ૫૦૭.

ઈ સ ૧૫૨૭ મા [20]ફિરગીઓએ ચેઉનપર ચઢાઈ કરેલી જેની સામે સુલતાને ૮૦ વહાણોનો માફો મોકલેલા તેમા એહમદનગરના સુલતાને મદદ કરી હતી એ લડાઇમા ગુજરાતના કાફલાને નુમ્સાન પહોચ્યુ હતુ

ઈ સ ૧૫૩૦ મા [20]દીવનો કબજો લેવા માટે, એન્થોની ડી સીલવેરા (*Anthony de silveira*) ની સરદારીમા જુદા જુદા કદના લડાયક વહાણો સામે ચઢાઈ કરવામા આવેલી, જેમા તેઓને ગુજરાતના દરિયાઈ બળથી વધારે ખમવુ પડતાં, છટા હટવુ પડ્યુ હતુ એ કાફલો તાપી નદી ઓળગી સુરત બદરે આવી પહોચેલો જ્યાના ૨૦ વહાણોને બાળી નાખી સુરતપર હલ્લો કર્યો હતો તે પછી તેમણે દીવ લેવા માટે મોટી તૈયારી કરી હતી

ઇ સ ૧૫૩૧[21]મા ફિરગીઓએ મોટા લડાયક બળ સાથે દીવ પર ચઢાઈ કરી હતી તેમા ૩૬૦૦ યુરોપી સૈનિકો, ૧૪૫૦ ખના સીઓ, ૨૦૦૦ મલબારી, કાનડી, ૮૦૦૦ કાફરી (ગુલામો) અને ૫૦૦ બીજા હિંદુસ્તાનના નાવિકો મળી કુલ ૨૦૦૦૦ માણસોએ ભાગ લીધો હતો તેમા રૂમીખાએ ઘણી બહાદુરી બતાવવાથી ફિરગીઓ હારી જતા, પોતની એક મોટી તોપ મૂકીને ચાલ્યા ગયા હતા તે તોપનુ નામ બહાદુરશાહે તોપે ફિરગ રાખ્યુ હતુ

ઇ સ ૧૫૩૮[21]મા ફિરગીઓ સાથે દીવ આગળ લડાઈ થઈ હતી જેમા તુર્કી નૌકાધ્યક્ષ સુલેમાન આગાએ, દરિયાઈ કાફલાથી તથા ખ્વાજા ઝફરે ખુશકી માર્ગે લશ્કરી મદદ કરી હતી તેમા ન્યુન્હાની સરદારીમા ૧૬૧ લડાયક વહાણ, ૧૦૦૦ તોપો તથા ૫૦૦૦ લશ્કરી સામગ્રીથી ફિર ગીઓએ સામનો કરેલો

બહાદુરશાહ પછીના સુલતાનો સુલતાન મેહમુદશાહ ૩ જો (ઇ સ ૧૫૩૬–૧૫૫૪) મેહમદશાહ બીજો, (ઇ સ ૧૫૫૪–૧૫૬૧) તથા મુઝફ્ફરશાહ ત્રીજો (ઇ સ ૧૫૬૧–૧૫૭૨) ગાદીએ આવેલા તેમ ા વખતમા દરિયાઈ બ દોબસ્ત સારો હતો

---

૨૦ એપીગામ એ ફ ધી વોસ ઓફ ધી પોર્ટુગીઝ ઇન ઇણ્ડિયા ' પા ૫૦૭, ૫૧૩

૨૧ એજ ન, પા ૫૫૪ ૫૧૬

પરંતુ અંદર અંદર અમીરોમાં થયેલા ફિસાદો તથા રૂમીખાં જેવા અમલદાર વર્ગની દગાબાજીને લીધે, તેમજ હુમાયું તથા અકબર બાદશાહના અને ફિરંગીઓના મોટા લડાયક બળ સાથે હુમલાઓ થતા રહેલા હોવાથી ગુજરાતી સલ્તનતનો વહેલો અંત આવવા પામ્યો. એ સુલતાનોના સમયમાં નીચે પ્રમાણેની દરિયાઈ લડાઈઓ થયેલી છે.

ઈ. સ. ૧૫૩૬, હુમાયુએ બહાદુરશાહને હરાવી નસાડવાના લીધે ગુજરાતમાં ચાલી રહેલી અંધાધુંધીનો લાભ લઈ ફિરંગીઓએ ભરૂચ પર દરિયાઈ માર્ગે હુમલો કર્યો હતો પણ તેમાં તેઓ નિષ્ફળ થવાથી પાછા ચાલ્યા ગયા હતા.

ઇ. સ. ૧૫૩૮માં[22] દીવ આગળ ગુજરાતના કાફલા સાથે ફિરંગીઓને લડાઈ થઈ હતી, જેમા તુર્કી કાફલાનો નૈકાધ્યક્ષ સુલેમાન આગા હતો.

ઇ. સ. ૧૫૪૫માં[22] દીવ આગળ મેહમુદશાહ સુલતાને લડાયક બળ મોકલી દીવ ફિરંગીઓ પાસેથી પાછુ લેવા તજવીજ કરી હતી. સુલતાને ફિરંગીઓને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવા માટે દક્ષિણનાં સુલતાનોની આ લડાઈમાં મદદ ચાહી હતી.

ઈ. સ. ૧૫૪૬–૪૭મા ભરૂચ પર ફિરંગીઓએ દરિયામાર્ગે હુમલો કર્યો હતો. તે વખતે ભરૂચના હાકેમ ઇમાદુલમુલ્ક રૂમી કામ અર્થે અમદાવાદ લશ્કર સાથે ગયેલો. તેને લઈ ફીરંગીઓએ ભરૂચ શહેરમા પેસી જઇ કત્લેઆમ કર્યું હતું, જે કારણથી તેમના લશ્કરી અમલદાર ડોમ જ્યોર્જ ડી મેનેઝીઝ (Dom Jorge de Menezez)-ને ફિરંગીઓએ બરોચ (Baroche) નો ખિતાબ આપ્યો હતો. ફિરંગીઓએ ભરૂચથી જતી વખતે ભાડભુતના કિલ્લા ઉપર તોપોનો મારો ચલાવી નુકસાન કર્યા પછી ચાલ્યા ગયા હતા

ઈ. સ. ૧૫૪૮મા ફિરંગીઓ પાસેથી દીવનો કબજો લેવા માટે સુલતાન મેહમુદશાહે ફરીથી દરિયાઈ ઘેરો ઘાલ્યો હતો, જેમા ગુજરાતના કાફલામા કેટલાક ફ્રેન્ચ તોપચીઓએ ખાજા ઝફરની સરદારી નીચે ભાગ લીધો હતો આમાં ખાજા ઝફર માર્યો ગયો હતો.

૨૨. એજન, પા ૫૧૬.

પણ રૂમીખાં તથા ઝુઝારખાને ઘેરો ચાલુ રાખ્યો હતો.

ઈ. સ. ૧૫૫૪ માં તુર્કી[૨૩] સુલતાન તરફથી એક લડાયક કાફલો સીદી અલી રઇસની સરદારીમાં ગુજરાતના સુલતાનની મદદમાં ફિરંગીઓ સામે મોકલવામાં આવ્યો હતો જે સુરત બંદરે પહોંચ્યો હતો. એ અરસામાં ગુજરાતના એક અમીર નાસીરૂલમુલ્કે બંડ ઉઠાવી ભરૂચનો કિલ્લો કબજે કરી લીધો હોવાથી સુલતાન એહમદ શાહે તુર્કીઓના ૨૦૦ તોપચીઓને મદદમાં લઈ ભરૂચ પર ચઢાઈ કરી કિલ્લો કબજે કર્યો હતો. તુર્કી કાફલાના કેટલાક વહાણોને ફિરંગીઓએ નુકસાન પહોંચાડવાથી તેમજ ગુજરાતમાં ગેરબંદોબસ્ત ચાલતો હોવાથી તુર્કી અમલદાર સીદીક અલી બાકીનો લડાયક સરસામાન ગુજરાતી નાખુદાખાનને સોંપી દઈ પોતાના તાબાના માણસોને લઈને સુરતથી ભરૂચ ને ત્યાંથી અમદાવાદ થઈ પોતાને વતન વિદાય થયો હતો.

ઈ સ. ૧૫૫૮–૫૮[૨૪]માં ફિરંગીઓએ દમણનો કિલ્લો દરિયાઈ હલ્લો કરીને લીધો, જેનો બચાવ કરવા માટે તેમણે ૧૨૦૦ સિપાઈઓનું લશ્કર મૂકી બલસાડ ઉપર હુમલો કર્યો. પણ ગુજરાતના સુલતાન તરફથી લશ્કર આવી પહોંચતા તેઓ ચાલ્યા ગયા હતા. એ અરસામાં સુરતના હાકેમ ખુદાવંદખાન રૂમીએ ગુજરાતના અમીર ઈમાદુલમુલ્કને સુરતમાં મારી નાખવાને કારણે તેના દીકરા ચંગીઝખાએ પોતાના બાપનું વેર લેવા ખુદાવંદખાન ઉપર ચઢાઈ કરવા માટે ફિરંગીઓની મદદ માગી. તેણે દમણની આસપાસનો મુલક ફિરંગીઓને સોંપી દીધો, જેમાં તેમને ૯૦૦ ગામ મળ્યાં હતાં. તેમની ઊપજ રૂ. ૪૩૦૦૦૦૦ ) નીર[૨૫] હતી

ઈ. સ. ૧૫૬૧માં ફિરંગીઓએ સુરતબંદર ઉપર ઘેરો ઘાલ્યો હતો પણ પછી તેઓ ઘેરો ઉઠાવી ચાલ્યા ગયા હતા.

ઉપર જણાવેલા હુમલાઓ ઉપરથી આપણે જાણ્યું કે ગુજરાતના

---

૨૩. એ વૅમ્બરી: "ટ્રાવેલ્સ ઍન્ડ ઍડવેન્ચર્સ" ઑફ સીદીઅલી રઇસ ઇન ઇન્ડિયા".

૨૪. "એપીટોમ", પા. ૫૧૯.

૨૫. ગોવિન્દભાઈ: "ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ," પા. ૬૫.

સુલતાનની પાસે સામગ્રી સાથેનું બહુ જબરું નૌકાદળ હતું, જે મારફત તેઓ ૮૪ બંદરો ( ૨૭ ગુજરાતનાં ૫૭ પરદેશી ) ની ઉપર સત્તા ભોગવતા । સુલતાનો ગણાતા હતા એજ કારણથી બહાદુરશાહ ચીતોડ આગળ હારી ગયા પછી હુમાયુ બાદશાહે તેના તળુઓનું જરીકામ જોઈ કહેલું કે આ બધો સરસામાન સમુદ્રની પર સત્તા ભોગવનાર—સુલતાનનો છે ' તેમ સીકંદર નોંધી પણ વારંવાર કહેતો હતો કે ' દીલ્હીના બાદશાહોના રાજ્યનો આધાર ઘઉં તથા જવ પર છે, પણ ગુજરાતના સુલતાનના રાજ્યનો આધાર પરવાળાં તથા મોતી ઉપર છે

ત્રીજો યુગ મોગલ બાદશાહના અમલનો આ સમયમાં પણ ગુજરાતના વહાણવટાની સારી તરક્કી થવા પામી છે શહેનશાહ અકબરે ગાદીએ આવ્યા પછી વહાણની ઉન્નતિ માટે કેટલાક કાયદાઓ ઘડેલા જેનો હવાલો 'આઈને અકબરી'માંથી મળે છે તેના સમયમાં મોટી મોટી સાઈઝના અને સાગ કારીગરીના વહાણો કાસ્મીર—લાહોર બંગાળ વગેરે જગ્યાએએ—કેટલાક હાથીઓ લાવવા લઈ જવા માટે, કેટલાક ઘેરો ઘાલવાના ઉપયોગ માટે ને કેટલાક વેપાર માટે—બનાવવામાં આવતા એવા વહાણોની સગવડ બધી જગ્યાએ —ખાસ કરીને વેપારના ધામ બંગાળ કાસ્મીર તથા ઠઠામાં—રહેતી અકબરે પોતાના હરવાફરવા માટે સારી સગવડવાળી હોડીઓ બનાવેલી, જેના મથાળાં ( આગલી નાળ ) કોઈ જનાવરના મથાળાની આકૃતિને મળતા હતા કેટલાક વહાણો તરતા બગીચાની માફક અને કેટલાક તરતા બગીચા જેવા બનાવવામાં આવતા હતા

'આઇને અકબરી'માં નાવિકની ફરજો માટે 'મીર બેહરી' ( નૌકાદળ )ના મથાળા હેઠળ નીચે પ્રમાણે મળે છે —

( ૧ ) નાખુદા (Captain) અટલે વહાણનો સરદાર જેની ફરજ વહાણ ક્યાં લઈ જવાનું છે તે જોવાની છે

( ૨ ) મુઅલ્લમ (Mate) જેને ભૂલથી માલમ કહેવાય છે એની ફરજ દરિયાની ઊંડાઈનું માપ જોવાની, તારીઓની હકીકત જાણવાની, વહાણને ભયમાંથી બચાવવાની ને વહાણને લઈ જવાની જગ્યાએ પહોંચાડવાની છે

(૩) ટંડેલ એટલે ખલાસીઓનો ઉપરી

(૪) નાખુદા બેશમની ફરજ ખલાસીઓને સામાન પૂરો પાડવાની તથા તેમને મદદ કરવાની હોય છે.

(૫) સરહંગ (સરંગ)ની ફરજ વહાણનો માલ કિનારા ઉપર ઊતરે ત્યારે દેખરેખ રાખવાની છે.

(૬) ભંડારી એટલે જેની દેખરેખ નીચે વહાણોનો માલ હોય છે તે.

(૭) કરાણી એટલે વહાણનો કરકુન, જેની ફરજ હિસાબ રાખવાની ને લોકોને પાણી પાવાની હોય છે

(૮) સુખનગીર એટલે જે સુકાન પર બેસી સુકાન ચલાવે છે તે.

(૯) પંજેરીની ફરજ કૂવાના મથાળા ઉપર બેસી દૂરથી કોઇ વહાણના આવવાની અગર તુફાનની ખબર આપવાની છે.

(૧૦) ગુમતીની ફરજ વહાણમાંથી પાણી કાઢવાની હોય છે. એ સમયમાં લડાયક વહાણ માટે તોપચીઓ તથા સામગ્રીની ગોઠવણ થતી, જેની દેખરેખ મીર આતશ તથા મીર બેહરી રાખતા હતા

અકબરના વખતમાં હોડીફિતાર માટે નાકાવેરા મુકરર થયા હતા.

શહેનશાહ અકબર, જહાંગીર, શાહજહાં, તથા ઔરંગઝેબના વખત સુધી નૌકાબળ મજબૂત હોવાથી વહાણવટાનો સારો બંદોબસ્ત રહેલો હતો. ઘોઘા, ખંભાત, સુરત, ભરૂચ, વગેરે જગ્યાઓએ મુત્સદ્દીઓના હાથ હાથ નીચે **મીર બહેરી** તથા **શાહબંદર**, નૌકાબળની દેખરેખ રાખતા. તેમની પાસે નદીઓના ઘાટની, જહાજેની સંખ્યાની નાવિકોની, તથા કેટલાક બંદરોમાંથી મળતા હકો (જેવા કે કાનુનગોઇ, સાપાગીરી, પારેખગીરી) ની નોંધ રહેતી. કેટલાકને ફુરજા પરથી યોમીઆ (દરરોજની ખોરાકની રકમ) અપાતી. એવા કેટલાક હકો ભરૂચ બંદરના ફુરજા પરથી મળતા હોવાના તથા શાહજહાના વખતમાં હિંદુઓ ને મુસલમાનોને મળ્યા સબંધીના દાખલાઓ ભરૂચના જકાતખાતામાં તથા ખાનગી દસ્તાવેજોમાં છે.

શહેનશાહ અકબરે ગુજરાત જીત્યા પછી ફિરંગીઓ સાથે તેણે ઈ. સ. ૧૫૭૩માં સુલેહભરેલી વર્તણૂક ચલાવવા નક્કી કરેલું. ને

એના વખતમાં તેમજ તેની પછી પણ જહાંગીર શાહજહાંના વખતમાં બંદોબસ્ત બહુ સારો રહેવાને કારણે ફિરંગીઓ ગુજરાતના બંદરોમાં વધુ નુકસાન કરી શકતા નહોતા તો પણ અકબરના સમયમાં પણ ફિરંગીઓની રજા વગર[૨૬] કોઈ પણ વહાણ અરબી સમુદ્રમાં વેપાર કરી શકતું નહીં. ફિરંગીઓ થોડાક છૂટછવાયા હુમલાઓ ગુજરાત પર ઈ. સ. ૧૬૧૨, ૧૬૨૯, ૧૬૩૧, વગેરેમાં થયેલા હતા. તેમની સામે નવી હરીફ પ્રજા તરીકે બ્રીટીશ ઇસ્ટ ઇંડીઆ કંપની ઊભી થઈ હતી આ સમયમાં મુગલ રાજ્યના બળ સામે બીજા ચાર નૌકાબળ ફિરંગી, વલંદા, ડચ, બ્રિટીશ ઇન્ડિઅ કું, તથા મરેઠાઓ ઊભા થયા હતા, પણ ઔરંગઝેબના સમય સુધી સારો બંદોબસ્ત હોવાથી તેઓ વધુ ફાવી શકયા નહીં પરંતુ ઔરંગઝેબ પછીના બાદશાહો નબળા થતા ગયા, ને બીજી તરફથી અંગ્રેજોને ઈ. સ. ૧૬૬૧થી મુંબઈનું બંદર ફિરંગીઓ તરફથી ઇંગ્લાંડના રાજાના લગ્નમાં રાણી કેથેરાઇનના દાઈજામાં મળેલું હોવાથી તેઓ એ જગ્યાએ પોતાનું દરિયાઈ તથા ખુશકી બળ વધારી શકયા હતા. ઈ. સ ૧૭૫૯થી સુરતની કિલ્લેદારી દીલ્હી શહેનશાહત તરફથી અંગ્રેજોને મળ્યાથી તેઓનું જોર વધી ગયું છેવટે ગુજરાતના હાકેમો સ્વતંત્ર થઈ જવાને કારણે ગુજરાતના દેશી વહાણવટાની ઉન્નતિ થતી અટકેલી અને અંતમાં રેલ્વે અને સ્ટીમરોને લીધે વહાણનો ઉદ્યોગ પડી ભાંગ્યો

ચોથા વિભાગમાં સ્વતંત્ર નવાબોમાં ખંભાત, સુરત અને ભરૂચના નવાબોનો, ગુજરાતમાં મરેઠાઓ અને (આગ્રીઆ)નો તથા કઠિયાવાડમાં જૂનાગઢ, પોરબંદર, કચ્છ, ભાવનગર, વગેરે દેશી રાજ્યોનો વહાણવટાના ઉદ્યોગમાં જે કેટલોક ફાળો છે તે આવે છે. એ સમયના વહાણવટા સંબંધી વધુ દાખલાઓ મને મળી શકયા નથી પરંતુ સુરત અને ભરૂચના નવાબોની હકીકત મળી છે, જે પરથી જણાય છે કે એ બંદરોમાં સારો બંદોબસ્ત હતો. સુરતમાં અંગ્રેજોની કિલ્લેદારી હોવાથી તેઓએ નૌકાબળ સુરત બંદરે પણ રાખેલું હતું

ભરૂચના નવાબોમાં નેક આલમખાન ૨જા (ઈ સ ૧૭૫૨–૧૭૫૪)થી છેલ્લા નવાબ મોઅઝ્ઝમખાન (ઈ સ ૧૭ ૮–૧૭૭૨)

૨૬. ગુલામહુસેન. ' રિયાઝુસ સલાતીન '.

સુધીના નવાબોએ લડાયક સામગ્રી સાથેનુ નૌકાબળ રાખેલુ હોવાનો ઉલ્લેખ નીચે પ્રમાણે મળે છે —

૧૭૫૩મા મરહુમ નવાબ નેક આલમખાન બીજાના વખતમા ભરૂચની ગાદી માટે તેમના રીજન્ટ બીબી મુમન ઉર્ફે બડી બીબી સાથે ભરૂચ બંદરે દરિયાઈ લડાઈ મીરઝા હામદખાનને થયેલી, જેમા મીરઝા સુરતથી લડાયક વહાણો લઈને ભરૂચ પર ચઢી આવેલો તેમા તે હારી ગયેલો[27]

ઇ સ ૧૮૭૨મા[28] નવાબ મોઅઝ્ઝીઝખાન સામે ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ મોટુ લશ્કર મોકલેલુ, જેમા તેઓનો દારુગોળો બળી જવાથી નુકશાન થવાથી અંગ્રેજ નવાબ સાથે સમાધાન કરી ચાલી ગયેલા[28]

ઈ સ ૧૭૭૨મા ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ મોટુ લડાયક બળ નવાબ સામે મોકલ્યુ જેમા પાચ લડાયક વહાણો, ચાર ગનબોટ સો ગ માછીઓના હોડીઓએ ભાગ લીધેલો નવાબ દગાબાજીના પરિણામે હારી જતા ભરૂચ પર અંગ્રેજોએ હલ્લો કરી તેને કબજે લીધુ હતુ

ઉપરની વિગત ઉપરથી આપણે જાણ્યુ છે કે ઇસ્લામી સમયમા અને ખાસ કરીને મુગલ સમયમા ગુજરાતના વહાણવટાને ઘણો ફાયદો થયો હતો જેને લીધે ગુજરાતના વેપાર રોજગારની ખિલવણી થતા સુરત ભરૂચ કોકણ ચેઉલ મુબઈ, ખભાત વગેરે બદરોની ઘણી આબાદી થવા પામી હતી

અત્રે શ્રી લોહાનાના ' ધી હિસ્ટરી ઓફ ઇન્ડિયા [ 'ધી મોગલ પીરીયડ'] ' ભાગ મરેલાનુ લખાણ ઉપલ લખાણની પુષ્ટિમા ટાકવાનુ મુનાસબ લાગવાથી સદરહુ ગ્રથના પા ૬૧ તથા ૬૮ પરની ઇબારત નીચે જણાવી છે

---

૨૭ 'મિરાતે અહમદી', ભા ૨, પા ૪૪૨ થી ૪૪૮, (ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ)

૨૮ સૈયદ અબ્બાસઅલી કિસ્સએ નવાબ મુઅઝ્ઝીઝ બહાદુર (હસ્તલિખિત હી સ ૧૧૮૩) બોમ્બે ગેઝેટીયર સુરત એન્ડ બ્રોચ પા ૪૭૦ ૭૧

પા. ૬૧ :- As for water transport, there were boats and coasting trucks on the manifold system of the Ganges, the Jamna and the Indus. Fitch travelled with a fleet of 180 boats, while the boats on the Ganges were so many as to have sufficed to transport the whole of Akbar's camp, at times. The barges on the Jamna were on an average of 100 Tuns, and on the Ganges of 400-500 Tuns. India then built all her ships and the aggregate number was great when measured by contemporary standard. Ships upto 1000 Tuns were in existence.

પા. ૬૯ ;- Merchantships were generally of four kinds. Caracks of 1500-2000 tuns,, pilgrim ships of 400-1000 tuns, ordinary ships of 200 tuns, and junks from China of 300 tuns. Besides these, there were fighting galleys of 800 tuns and coasting crafts of 30 40 tuns. Making *elaborate* calculations as to their number, the size and the season in which they could be used, Mr Moreland concludes that the total volume of Indian foreign trade was about 60000 tuns or 24000-30000 tons.

*

# ગુજરાતની ખેતીના વ્યાપક પ્રશ્નો

: લેખક :

કાન્તિલાલ મથુરાદાસ શાહ

### ખેતીનું મહત્ત્વ

ખેતી એ દુનિયાનો મુખ્ય ઉદ્યોગ છે. અન્ન અને વસ્ત્ર જીવનની મૌલિક જરૂરિયાતો મનાય છે, કારણ કે કોઈ પણ વ્યક્તિ શરીરના પોષણ વિના કે શરીરનું ટાઢતડકાથી રક્ષણ કર્યા વિના જીવી શકે નહિ. લોકોની આ મૌલિક જરૂરિયાતો પૂરી પાડવાનાં સાધનો માત્ર ખેતીમાંથી જ મળી આવે છે. ખેતી સિવાય અન્ય રીતે તે ઉત્પન્ન થતાં નથી. ખેતી જેવા ધંધાઓ જ અર્થસંપાદન કરવાનાં ખરાં સાધનો છે, કારણ કે તે માલની ઉત્પત્તિ અને અભિવૃદ્ધિ કરવાને સમર્થ છે. માત્ર પૈસાને કે નાણાંને જ દોલત કે સંપત્તિ તરીકે ગણવામાં ભૂલ છે. પૈસો એ સંપત્તિ નથી પણ સંપત્તિ કે દોલત મેળવવાનું માત્ર એક સાધન છે. પૈસાદાર માણસ પૈસો ખર્ચવા છતાં અન્નવસ્ત્ર જેવી જીવનની વાસ્તવિક જરૂરિયાતો ન મેળવી શકે તો તે પૈસો તેને માટે નકામો છે, કારણ કે પોતાની ભૂખ ટાળવા માટે કે પોતાના દેહનું રક્ષણ કરવા માટે તે પૈસાને ખાવાનો નથી કે પહેરવા ઓઢવાનો નથી. ખેતી કે તદંગે થતું ઉત્પન્ન જ માનવસમુદાયના જીવનમરણ અને અસ્તિત્વનો પાયો છે.

ખેતીને જીવનનિર્વાહના સાધન તરીકે ગણતા, દુનિયાની વસ્તીનો પોણો ભાગ, સંપત્તિઉપાર્જનના મુખ્ય સાધનરૂપ ખેતી

ઉપર જ અવલંબી રહેલો છે હિંદની ૭૫ ટકા જેટલી પ્રજા ખેતી ઉપર જ નિર્વાહ કરે છે. ૧૯૩૧ની છેલ્લી વસ્તીગણતરી પરથી જોતાં મુંબઈ ઇલાકાનું વસ્તીપ્રમાણ દર ચોરસ માઈલે ૧૭૩ અને ગુજરાતનું ૩૦૯ છે. પણ આ તો બધા જ પ્રદેશ ઉપર થયુ. ખેડાણ પ્રદેશ ઉપર ગણતા ૩૮૩ આવે છે. જ્યારે સિંધમાં એકત્ર ક્ષેત્રફળ ઉપર ચૉરસ માઈલે ૯૮ અને ખેડાણ પ્રદેશ ઉ૫ર દર ચૉરસ માઈલે ૧૬૧ વસ્તીનુ દબાણ થાય છે. ગુજરાતમા ખેડાણ જમીનના માત્ર ત્રણ ટકા પીતની જમીન છે, જ્યારે સિંધમાં ૭૩ ટકા જેટલી છે. સસ્થાનોનો સમાવેશ કરતાં મુબઈ ઇલાકાની વસ્તીના ૬૮ ટકા ખેતી ઉપર જ નિભાવ કરે છે. બ્રિટિશ હકૂમત નીચેનો પ્રદેશ ગણવા જતાં ૬૬ ટકા આવે છે. જ્યારે સિંધમા ૫૯ ટકા અને ગુજરાતમાં ૭૦ ટકા જેટલી વસ્તી જીવનનિર્વાહના એક માત્ર સાધન તરીકે ખેતી ઉપર જ રહે છે.

આ ઉપરથી સમજાશે કે હિંદની વસ્તીનો ઘણો મોટો ભાગ ખેતી ઉપર જ એટલે કે ખેતીને એક ધધા તરીકે સ્વીકારી તેના ઉપર જ નિર્ભર છે. જોકે વિશાળ દષ્ટિએ જોવા જતાં જનસમુદાયનું અસ્તિત્વ ખેતીની ઉપજ ઉપર જ રહેલુ છે. કોઈ પણ રાષ્ટ્રનો અને ખાસ કરી હિંદનો વિકાસ કે અભ્યુદય તેના કૃષિકર્મ કરતા લોકો ઉપર અવલબી રહેલો છે. જ્યાં સુધી આપણો કિસાનવર્ગ ખેતીમાંથી લાભદાયક કે પૂરતું ઉત્પન્ન નથી મેળવી શકતો, જ્યાં સુધી તે શાહુકાર અને બીન-ખેડૂત જમીનદારોના દેવામા ડૂબેલો છે (અને આ દેવાને લઈને ગ્રામ્ય જનતામાં ઈર્ષા, દ્વેષ અને જાતીય વિરોધ બહુ પ્રબળ રીતે પેદા થયા પામ્યા છે.) જ્યા સુધી તેઓ અભણ, અજ્ઞાન અને વહેમથી ભરપૂર છે ત્યા સુધી આપણા રાષ્ટ્રનો નામને શોભાવે એવો ખરો વિકાસ થવો તદ્દન અસભવિત છે આપણા રાજકીય સ્વાતંત્ર્ય અને આર્થિક ઉન્નતિનો પાયો આપણા કિસાનવર્ગ ઉપર અવલંબિત છે.

### એક ધંધા રૂપે ખેતી

એક ધધા તરીકે ખેતીની હાલની પરિસ્થિતિ હવે આપણે તપાસીએ ખેતીનુ ઉત્પન્ન પૂર્ણાંશે નીચેની વસ્તુઓ ઉપર નિર્ભર છે:- બી, જમીન, વરસાદ, હવામાન, જીવ-જંતુઓના ઉપદ્રવ, ઢોરઢાંખર,

નાનાં મોટાં ખેતીનાં ઓજારો, પાકની ફેરબદલીની પ્રથા, પીતપાણીની સગવડ, માલ વેચવા માટેનું બજાર અને તે અંગેનાં સગવડસાધનો, સંસ્થા અને વ્યવસ્થા, પોતાના ધંધા અંગે જરૂરી મૂડી અને રોકડ પૈસો, જમીન મહેસૂલના દર, 'લોકલ ફંડ સેસ', ખેડૂતે આપવા પડતાં દાણ–ભાડાં વગેરેના દરો, અને તેની દેવાદારી અને તેની સાથે સકળાયેલા ઊંચા વ્યાજના દર. આ ઉપરાંત સામાજિક વગેરે બીજાં ઘણાં કારણો છે કે જેમાનાં થોડાં ઉપર ખેડૂતનો પોતાનો કાબૂ છે અને બીજાં ઘણાં ઉપર તેનો કંઈ પણ કાબૂ નથી

## જમીન

જમીન એ ખેતીવિષયક ઉત્પત્તિનું એક મુખ્ય સાધન છે કોઈ પણ ધંધાને લાભદાયક બનાવવો હોય તો તેનો આધાર તે ધંધામાં કેટલું રોકાણ કરવું પડે છે તેના ઉપર છે. ખેડૂતને તરતો કરવાનો આધાર પણ આના ઉપર છે કોઈ પણ ધંધાદાર પોતે મેળવે છે તેના કરતાં વધારે ખર્ચો કરતો હોય તો તે જરૂર દેવામાં રહેવાનો. હાલના સમયમાં ખેતીનો ધંધો સામુદાયિક રીતે જોતાં દેવામા જ છે. હિંદુસ્તાનનો સાધારણ ખેડૂત પોતાના કુટુંબને નિભાવવા પૂરતું શાથી નથી પકાવી શકતો તેનું મુખ્ય કારણ તો પોતાની પાસે રહેલી બહુ જ થોડી જમીન છે. ખેડાણ જમીનનો લગભગ અડધા ભાગનો, બીન–ખેડૂત આસામીઓ અને ઉત્પન્નનો ભોગવટો કરતા જમીનદારો માલિકી હક ભોગવે છે. ખરા ખેડૂતો કે જે પરસેવો ઊતારી ખેતી કરે છે તેઓ પોતાની પાસે પૂરતી જમીન નહિ હોવાને કારણે આવા જમીનદારો પાસેથી જમીન સાંથે કે દાણે લઈને ખેતી કરે છે અને આમ સાંથે કે દાણે જમીન લેવામાં મુકરર કરેલી સાથ કે દાણ કરતાં પણ ઘણી વધારે રકમ આ ખેડૂતોએ જમીનના ભાડા તરીકે જમીનદારોને આપવી પડે છે આને લીધે ખેડૂતને રોકડનાણું ઊપજે એવો પાક ઉછેરવાની આડકતરી રીતે ફરજ પડે છે અને આથી ઘાસચારા કે કડબજુવાર જેવા પાક તરફ બિલકુલ નહિ જેવું લક્ષ આપવામાં આવે છે. આમ ખેડૂતને રોકડ નાણાની જરૂરિયાત વધે જાય છે, અને તેથી કરીને તેને દેવું કર્યા વિના છૂટકો જ નથી હોતો સહકારી જમીનમહેસુલ અને સાંથ કે દાણ—આ બે

વસ્તુઓને લઈને ખેડુતને તેના ખેતીના ધંધાને અંગે રોકડ નાણાની ખાસ જરૂર પડે છે

કલમને ઘેરે કાયદેસર ખેડૂતનું દેવું કાઢી નાખવાનું જાહેર થાય તો પણ જ્યાં સુધી જમીન સાથે સંકળાયેલા બધા પ્રશ્નોનું નિરાકરણ ન કરવામાં આવે ત્યાં સુધી ખેડૂત પાછો પહેલાની માફક ફરીથી દેવામાં તણાઈ જવાનો, આવક અને ખર્ચનો મેળ એ રીતે જોવા જતાં ગુજરાતમાં એક ખેડૂત પાસે ઓછી પણ સાગ પ્રકારની જમીન ૭ એકર સુધી હોવી જોઈએ પણ ખેડૂતના ઘણા મોટા ભાગ પાસે ઓછામાં ઓછું આટલું પણ નથી હોતું અમદાવાદમાં ૫૫ ટકા ખેડૂતો પાસે ૭ એકરથી પણ ઓછી જમીન છે, તેજ પ્રમાણે ખેડા જીલ્લામાં ૭૭ ટકા, ભરૂચ જીલ્લામાં ૫૧ ટકા, સુરત જીલ્લામાં ૭૧ ટકા અને પંચમહાલમાં ખેડૂત વર્ગના લગભગ ૫૦ ટકા પાસે ૭ એકરથી ઓછી જમીન છે પંચમહાલમાં જમીનનો પ્રકાર અને આબોહવા જોવા જતાં, દરેક ખેડૂત પાસે ઓછામાં ઓછી ૨૦ એકર જમીન હોવી જોઈએ

આમ પોણા ભાગના ખેડૂતોની ખેતીદારી આર્થિક દૃષ્ટિએ ગેરફાયદાકારક છે તો પછી ખેડૂતના દેવાનો પ્રશ્ન ઊંચો મૂકવાનું સ્વપ્ને પણ કેમ ધારી શકાય ? ગ્રામ્ય જનતાનો ઉત્કર્ષ થાય એવી કોઈપણ યોજનામાં જમીન સાથે સંકળાયેલા બધા જ પ્રશ્નોને અગ્રસ્થાન હોવું જોઈએ. જમીનવિષયક કોકડું ઊકલ્યું એટલે તેની સાથેના બીજા પ્રશ્નો પણ સહજમાં થોડા વખતમાં ઊકલી જવાના. આ જમીનવિષયક પ્રશ્ન કેમ ઉકેલવો તે આ લેખના અંતમાં ચર્ચીશું

## વરસાદ હવામાન વિગેરે

ખેતી વિષયક ઉત્પન્નમાં ખાસ કરીને વરસાદ અને આબોહવા મુખ્ય ભાગ ભજવે છે અને આના ઉપર આપણો કંઈપણ કાબૂ નથી જમીનની સારી માવજત કરી શકાય સારું બી મેળવી શકાય પણ ધાર્યો વરસાદ કેમ આણી શકાય ? પાકની સફળતા, વરસાદ કેટલા પ્રમાણમાં અને કયે કયે વખતે આવે છે તેના ઉપર આધાર રાખે છે, એક સામટો ખૂબ વરસાદ પડી જાય તે નકામો અથવા ઊગી નીકળેલો પાક સુકાઈ જાય ત્યાર પછી આવે તે પણ નકામો સફર ખેરેજના

ઊધાડવાથી સિંધના ખેડૂતોને જરૂર લાભ થયો છે, પણ એમ અસાધારણ રીતે મનાય છે કે આથી ગુજરાતનાં વરસાદ અને હવામાન ઉપર માઠી અસર થઈ છે તે એટલે સુધી કે કોઈ સાલ અતિવૃષ્ટિને કોઈ સાલ હિમ પડે છે, તો કોઈ સાલ જોઈએ તે વખતે વરસાદ આવતો અટકી જાય છે એ કે આને માટે શાસ્ત્રીય પુરાવો નથી પણ મોસમ અનિયમિત થઈ ગઈ છે તે તો ખરું ગુજરાતમાં વરસાદનુ પ્રમાણ આપણે ધારીએ છીએ તેથી ઊલટું, વધતું જાય છે પણ તેની ઉપયોગિતા ઘટતી જાય છે, અને સિંધ કે જ્યાં વરસાદ નહિ જેવો જ હતો ત્યાં આજે દસ ઇંચ જેટલો વરસાદ પડે છે અને હજુ પણ વધશે જશે ગુજરાતમાં જરૂર કરતાં પણ વધારે એક સામટો વરસાદ પડી જાય છે અને જ્યારે જરૂર પડે ત્યારે ઉકરડાથી વરસાદની ગહ જોવી પડે છે. વરસાદ અણધાર્યો આવે છે એટલુ જ નહિ પણ અનિયમિત રીતે પણ આવે છે. છેલ્લા વીસ વર્ષમા ગુજરાતમા નીચેના વર્ષોમા હિમના સપાટા ઘણા કપરા પડ્યા છે.—૧૯૧૧, ૧૯૨૫ અને ૧૯૨૯ (મુંબઈ ઇલાકાનું ખેતીવાડી ખાતાનું બુલેટીન, ન. ૧૬૫, ૧૯૩૦) ૧૯૨૫ પછી તો હિમ વારે ઘડીએ પડે છે પહેલાં જે ૧૪ વર્ષના ૧૯૧૧ થી ૧૯૨૫ ના ગાળા પછી પડ્યું તે ગાળો હવે બહુ જ ટૂંકો થઈ જવા પામ્યો છે ૧૯૨૫ પછી ચાર વર્ષને ગાળે ૧૯૨૯માં પાછુ હિમ પડ્યુ અને ફરીથી પાછુ પાચ વર્ષને ગાળે ૧૯૩૫ માં પડ્યુ અને બે વર્ષ પછી ૧૯૩૭માં હિમ નહી તો બહુ ઠંડી પડી અને કપાસ, તમાકુ, તુવેર, વિગેરે પાકને ખુવાર કરતી ગઈ ગુજરાતની વાડી ચરોતર એકલામા જ, ૧૯૦૪મા ૨૬ ૯૦ ઇંચ વરસાદ હતો તે વધીને ૧૯૩૩માં ૪૮ ૪૯ ઇંચ સુધી પડ્યો. નીચેના આંકડા ઉપરથી જણાશે કે કુલ વરસાદ કેટલો વધ્યો છે

| વરસ | વરસાદ (ઇંચમા) | વરસ | વરસાદ (ઇંચમા) |
|---|---|---|---|
| ૧૯૨૪ | ૨૬ ૯૦ | ૧૯૨૯ | ૨૯.૬૬ |
| ૧૯૨૫ | ૨૪ ૩૧ | ૧૯૩૦ | ૪૬.૮૧ |
| ૧૯૨૬ | ૪૪ ૮૧ | ૧૯૩૧ | ૪૦.૭૭ |
| ૧૯૨૭ | ૭૬ ૬૩ | ૧૯૩૨ | ૩૧.૨૬ |
| ૧૯૨૮ | ૩૨.૧૪ | ૧૯૩૦ | ૪૮.૪૯ |

છેલ્લા સૈકા દરમ્યાન ગુજરાતમાં નીચેના વર્ષોમાં અતિવૃષ્ટિ થઈ છે.—૧૮૩૭, ૧૮૬૮, ૧૮૭૧, ૧૮૯૨–૯૩, ૧૮૯૪–૯૫, ૧૯૧૯, ૧૯૨૭ અને ૧૯૩૪. જ્યારે નાના નાના પાણીનાં પૂર સ્થાનિક રીતે કેટલીએ જગાએ આવ્યા હશે અને પાક, ઢોરઢાંખર, દાણાદૂણી, વગેરેને નુકશાન પહોંચાડી ગયા હશે તેનો હિસાબ નથી. આમ નૈસર્ગિક આફતોથી પ્રત્યક્ષ રીતે કેટલુંએ ખેતીનું ધન નાશ પામી ગયું, એટલું જ નહિ પણ પરોક્ષ રીતે, અતિવૃષ્ટિ અને હિમ ઢોરઢાંખર અને માણસોમાં રોગચાળો ફેલાવતાં ગયાં. જો કે આ બધાં કારણો આપણા હાથની બહાર છે; આપણે તેને અટકાવી ન શકીએ; પણ ખેડૂતની સંયુક્ત વ્યવસ્થાશક્તિથી આનાથી થતુ નુકશાન ઓછું તો જરૂર કરી શકાય.

### પાક અને તેની પ્રથા

પાક અને તેની પ્રથા ખાસ કરીને જમીન અને હવામાન ઉપર આધાર રાખે છે. આ ઉપરાંત માલ વેચવા માટે બજાર અને માલ વેચવાની સુગમતા અને સગવડ ઉપર પણ ઘણો આધાર છે. બહોળી જમીનવાળા અને વેપારી દષ્ટિથી ચલાવાતાં મોટાં ફાર્મનો પ્રશ્ન બાજુએ મૂકતાં, આપણા ખેડૂતોમાંનો ઘણો મોટો ભાગ રોકડ નાણું મળે એવા પાક પોતાની જમીનના ઘણા મોટા ભાગમા ઉછેરવાની સ્થિતિમા નથી. અજમાયશથી નક્કી કરવામા આવ્યું છે કે સાધારણ રીતે એક ખેડૂત પોતાની જમીનનો ⅔ ભાગ દાણાદૂણી પકવવા માટે ઉપયોગમાં લે છે. આથી એનાં કુટુંબને જરૂરી ધાન્ય અને ઢોરને જરૂરી ચારો મળી રહે છે, અને બાકીની ⅓ જમીન રોકડ પાક ઉછેરવા માટે વપરાય છે. હવામાન અને જમીનને તળીએ રહેલી પાણીની સપાટીમાં કુદરતી ફેરફાર થવાથી અને બજારને કારણે જુદા જુદા પાકનુ પ્રમાણ દર સાલ બદલાયા કરે છે. છપ્પનિયા દુકાળે ગુજરાતની ખેતીને ઘણો ધોખો પહોંચાડયો છે. કૂવાના પાણી નીચે ઉતરી જવા પામ્યાં છે અને કેટલે ઠેકાણે પાણી ખારા થયાં છે. આથી કૂવાના વપરાશમાં ઘટાડો થયો છે. તે એટલે સુધી કે ઘણા કૂવા અવડ પડયા રહેવા પામ્યા છે. ખેડૂતને પીતના પાકને બદલે આકાશિયાં પાણી ઉપર આધાર

ગમે એવા પાક ઉછેરવા પડયા આના પરિણામે ગુજરાતમા મોટા પ્રમાણમા તમાકુની ખેતી થવા લાગી ગુજરાત કે જે ઇલાકાનું નદનવન કહેવાતુ તે આજે તેવુ રહ્યુ નથી ૧૮૯૨-૯૩માં ચરોતરમા ૧ ૪૧ ટકા જમીનમા તમાકુ વવાતી, તે વધીને ૧૯૩૨-૩૩મા ૧૭ ૦૦ ટકા થવા પામી છે, જ્યારે ધાન્યતુનો અને કઠોળ જે ૧૮૯૨-૯૩મા ૮૧ ૫ ટકા હતા તે ઘટીને ૧૯૩૨-૩૩મા ૬૦ ૮૫ ટકા થવા પામ્યા છે ૧૮૯૨-૯૩મા શેરડીનો પાક ૦ ૧૬ ટકા જમીનમા વવાતો તે ઘટીને આજે ૦ ૦૩ ટકા થઈ જવા પામ્યો છે આખા ગુજરાતના આકડા લેતા ૧૯૦૦-૩મા ૭૭ ટકા જમીનમા ધાન્યતુનો વવાતા અને ૨૩ ટકા જમીનમા ધાન્યેતર તૂનો વવાતા તે ૧૯૩૫-૩૬મા ઘટીને ૫૬ ટકા જમીનમા ધાન્યતુનો અને વધીને ૪૪ ટકા જમીનમા ધાન્યેતર તૂનો વવાવા લાગ્યા છે આ ઉપરથી ચોખ્ખુ સમજાશે કે પાકની પ્રથા જે પહેલા વાસ્તવિક રીતે ધાન્યતૂનોની હતી તે બદલાઈને આજે ધાન્યેતરતૂનોની અને વેપારી થવા પામી છે ૧૯૦૨-૩ની સાલમા ગુજરાતમા માત્ર ૧૭૮ એકર જમીનમા જ સોયાબીન વવાતી તે ૧૯૩૫-૩૬ની સાલમા બેહદ વધીને ૧,૧૪,૧૮૭ એકર થવા પામી છે આ આકડા ઉપરથી સમજાશે કે ગુજરાતની ખેતીમા શા શા ફેરફાર થવા પામ્યા છે બીજા આકડા આ પ્રમાણે છે —

| પાક | ઈ સ ૧૯૦૨-૦૩ | ઈ સ ૧૯૩૫-૩૬ |
|---|---|---|
| તમાકુ | ૨૪,૪૪૦ એકર | ૮૬ ૨૫૬ એકર |
| કપાસ | ૬,૫૦,૭૭૧ , | ૧૦ ૭૧,૦૮૧ ,, |

ગુજરાતની ખેતીમા છેલ્લા પાત્રીશ વર્ષમા પ્રખર ફેરફાર થવા પામ્યો છે પાકની પ્રથા જ મૂળમાથી બદલાઈ જવા પામી છે જે પાકની પ્રથા જીવનનિર્વાહના ધોરણ ઉપર રચાઈ હતી તે બદલાઈને વેપારી દૃષ્ટિમા પરિણમવા પામી છે તેથી ગુજરાતની આર્થિક મુશ્કેલીઓ પણ વધવા પામી છે પાકની પ્રથા સાથે સકળાયેલા પ્રશ્નો જેવા કે પાકને લગતા રોગચાળા અને જીવજતુઓના ઉપદ્રવ અને તેને અટકાવવાના ઉપાયો પીત અને જીરાયત પાકોનું પ્રમાણ બી, મેડ, ખાતર, ખેતરની મજૂરી, દહાડિયાને આપવુ પડતુ મહેનતાણું કે રાકડ દર વગેરે માલના ઉત્પન્ન સાથે સબધ ધરાવતા પ્રશ્નો, અને

છેલ્લે માલ વેચવાનું બજાર અને તેની સાથે સંકળાએલા પ્રશ્નો— આનો આપણે આગળ વિચાર કરીશું. પાકની પ્રથા નિર્વાહતુલો- માંથી ધાન્ય-તુલોમાં ફરી જવાથી પાકની ફેરબદલીની પ્રથાનો લોપ થયો છે અને જમીનનો કસ ખાતરના અભાવે ઊતરી જવા પામ્યો છે. આમાંનું ઘણું બીન-ખેડૂત માલિકને લીધે બનવા પામ્યું છે. કારણ કે તેમને વેપારી દૃષ્ટિએ જ ખેતીની ઉત્પનમાં રસ છે. નહિ કે ખેતીની ચીરસ્થાયી સુધારણામાં

ઇતર પ્રશ્નો

ખેતીની સાથે સીધી કે આડકતરી રીતે ઘણા પ્રશ્નો સંકળાએલા છે. પણ તેની આ સ્થળે ઊંડાણથી ચર્ચા કરવી અસ્થાને લેખાય એટલે માત્ર તેનો ઉલ્લેખ જ કર્યો છે. એટલું તો નિર્વિવાદ છે કે ખેતીવિષયક, આર્થિક, રાજદ્વારી અને સામાજિક પ્રશ્નોનું ઊંડું જ્ઞાન ખેતીવિષયક પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે ઘણું ઉપયોગી છે. બીજ, ખાતર ને પાણી—ખેતીની આ ત્રણ મુખ્ય જરૂરિયાતો છે. એટલે કોઈપણ જાતનો સુધારો આમાં જ આવકારવા લાયક છે.

બજારુ પાક ઉત્પન્ન કરવાના પ્રયાસને લઈને એક વધુ ગેરલાભ થયો છે, અને તે એ કે આપણી જમીનમાં ખાતરની તંગાશ પડવા લાગી છે. ખાતરનો આધાર બે વસ્તુઓ ઉપર છે (૧) ઉછેર- વાના પાકને જમીનમાંથી મળતા ક્ષારો અને બીજા જરૂરી રસ- દ્રવ્યો ઉપર, એટલે કે જમીનમાં આ કેટલા પ્રમાણમાં છે તેના ઉપર અને (૨) ખાતર કેટલા પ્રમાણમાં અને કેટલે વખતે નાખ્યું છે તેના ઉપર જમીનમાં રહેલા દ્રવ્યોની તૂટ પૂરી પાડવા ખાતર વાપરવામાં આવે છે. આ તૂટની ગણતરી બે વસ્તુઓ ઉપર આધાર રાખે છે. (૧) પાક કયાં કયાં દ્રવ્યો અને કેટલા પ્રમાણમાં જમીનમાંથી ચૂસી લે છે અને (૨) જમીનમાં પાકને જરૂરી દ્રવ્યો કેટલા પ્રમાણમાં છે. આ બેની ઘટ ખાતરદ્વારા જમીનને પૂરી પાડવામાં આવે છે ઉકરડાનું કે છાણિયું ખાતર, ઢોરના વાડાનું ખાતર ઘેટાં બકરાં કે ઊંટ બેસાડવાથી મળતું ખાતર, નવાણનાળાં અને કુશાતગાર ગળાવવાથી નીકળતા કચરાનું ખાતર, શણ ઘૈંચા વગેરેને લીલા દાટી દેવાથી મળતું ખાતર અને બજારુ રસાયણિક

ખાતર—આ બધાં ખાતર મેળવવાનાં સાધન છે. ગણતરી કરતાં માલમ પડ્યું છે કે, ખાતરનાં આ બધાં સાધનોનો સમાવેશ કરીએ તો પણ જમીનની દર વરસની ખાતરની જરૂરિયાતનો માત્ર ૩૯ ટકા ભાગ મળે છે. આનો અર્થ એમ જ કે ૬૦ ટકાથી પણ વધારે જમીન દર સાલ ખતરાયા વિના રહેવાની જ

ગુજરાતમાં પીતની સગવડ નહિ જેવી છે. સરકારી મોટી નહેરો નથી—જો કે બારે માસ વહેતી મોટી મોટી નદીઓ છે. છતાં પણ પીતની કુલ જમીનના ૧૩,૮૧૯ એકરને સરકારી નહેર મારફત, ૪૩૮ એકરને ખાનગી નહેર મારફત ૫૯૯૧ એકરને તળાવ મારફત અને ૨૨૪૭ એકર જમીનન બીજી રીતે પાણી પૂરું પાડવામાં આવે છે. કુલ ૯૮,૬૬૭ એકર પીતની જમીનમાથી ૭૬,૧૭૨ એકર જમીન કૂવા (જે પીતનું મોટામાં મોટું સાધન છે) મારફત શીજવવામાં આવે છે. પીતના પાકોમાંથી ધાન્યેતર પાક ૩૪,૭૪૬ એકર જમીનમા અને ધાન્ય-તુલો-માંથી અગ્રસ્થાને ઘઉં ૨૨,૮૩૪ એકર જમીનમાં વાવવામાં આવે છે. ઘઉં પછી બીજે દરજ્જે ડાંગરનો પાક આવે છે. આ ઉપરાત બીજા પીતના પાકનું પ્રમાણ ઘણું ઓછું છે. આ ઉપરથી જણાશે કે ગુજરાતની કુલ ખેડાણ જમીનના બે ટકાથી સહજ વધારે જમીનને જ, પીત માટેનાં ઉપરના સમસ્ત સાધનો ભેગા ગણવાથી, પીતનું પાણી મળે છે; બાકીની જમીનમાં આકાશિઆ પાણીથી જ પાક ઉછેરવામાં આવે છે.

આપણા પાકની ઉત્પન્ન બીજા દેશોના તે જ પાકની સરખામણીમાં ઘણી જ ઓછી છે. જમીન અને હવામાનના પ્રશ્નોને બાજુએ મૂકીએ તો પણ બીજા ઘણા કારણોને લઈને આપણા દેશના તૂલોનુ ઉત્પન્ન ઘટે છે તેમાંના થોડા કારણો આ રહ્યાઃ જમીનનો માલિકી હક, જરૂરી ખાતરની તગાશ, પીતનાં જમીન-સુધારણાના અને ખેડના સાધનોનો અભાવ, અને આ ઉપરાંત સૌથી મોટું—માનવ.

બીનખેડૂત જમીનદારીની પ્રથાનુ અસ્તિત્વ એ ખેતીસુધારણામાં મોટામાં મોટુ નડતર છે. ખેડૂતો પોતાની જમીન ઉપર વધારે ધ્યા

આપે એ સ્વાભાવિક છે. જેટલું મળે તેટલું ખાતર જમીનમાં નાખવું, ધોવાણ થતું અટકાવવું, અને વાડ વગેરે સમાર કામ કરી ખેતર સારી સ્થિતિમાં રાખવું—આ બધી માવજત પોતાની બાપીકી જમીનમાં કરે એ દેખીતુ જ છે કારણ કે સાથે લીધેલી જમીન ઉપર થોડું ધ્યાન આપે. અને ન પણ આપે. ખેડૂતોને પૂછવામાં આવે કે તમે સાંથની કે દાણની જમીન કેમ સુધારતા નથી તો તેઓ જણાવશે કે 'એવી જમીન સુધારવામાં ખર્ચ ખૂબ જ થાય છે.' આ ઉપરાંત બીજાં પણ કારણો છે બીન ખેડૂત જમીનદાર ચીરસ્થાયી સુધારણા તરફ તદ્દન ઉદાસીન હોય છે જો કે પોતે તેને માટે કંઈ પણ પરસેવો ઉતારતો તો નથી જ અથવા તે પેટે કંઈ ફાળો પણ આપતો નથી. "મોડા વહેલા તેને પોતાની જમીન વેચી દેવાની ફરજ પડવાની છે; અમારી જમીન તેની પાસે આવેલી હોવાથી, એકત્રિત માલિકી હકકના ન્યાયે એ જમીન અમને મળવાની છે એટલે તે વખતે અમે તે ખરીદી લઈશું. જો અમે તેની સારી માવજત કરીએ, ખાતર નાખી પૈસો ખર્ચી મહેનત કરી સુધારીએ તો તે અમારી પાસે વેચાણ વખતે ઘણી વધારે કિંમત માગે એટલુ જ નહિ પણ તેને સારી સ્થિતિમાં રાખીએ તો ય સાયલસીને લઈને બીજા આજુ-બાજુના ખેડૂતો વધારે સાંથ આપી અમારી પાસેથી પડાવી લે; અને આમ વખતોવખત બને તો માલિકને વધારે સાંથ આવતી જાય, અને જમીનની કિંમત વધે". દેખીતી રીતે જ ખેડૂતો આવી માન્યતા સેવે. આ ઉપરથી જણાશે કે બીનખેડૂત જમીનદારી આપણા પાકની ઓછી ઉત્પન્નના મુખ્ય કારણરૂપ છે.

ઉપર કહ્યું તેમ "માનવ" પણ આપણા પાકની ઓછી ઉત્પન્નનું કારણ છે ગુજરાતમાં જુદી જુદી કોમના ખેડૂતો છે. પાટીદાર ધારાળા, રજપૂત, કોળી, ભીલ, વગેરે. સામાન્ય રીતે પાટીદાર, ખેડૂત ખેતીની બાબતમાં બધા કરતાં વધારે ફતેહમંદ છે. એ પોતે બહુ જ, મહેનતુ, બુદ્ધિશાળી, ચકોર છે અને પોતાની ખેતી એક ધંધાદાર તરીકે ચલાવે છે. પાટીદાર સિવાયના બીજી કોમના ખેડૂતો આળસુ ને અફીણ, દારુ, વિગેરે કેફી પદાર્થના વ્યસની છે; પોતાની પરાપૂર્વની નામના કે જાહોજલાલી ઉપર ફુલેલા હોય છે; અને ખેતીની બાબતમાં તદ્દન નિષ્ફળ નીવડેલા હોય છે. પાટીદાર

જેવા ખેડૂતોના હાથમાં જેટલી ખેડાણ જમીન વધે તેટલી આપણા પાકની ઉત્પન્ન વધવાની જ. માત્ર કુલ ઉત્પન્ન નહિ, એકર દીઠ ઉત્પન્ન (જમીન, ખેડ, ખાતર, વગેરેના કારણે) પણ વધવાની જ. વાસ્તવિકતાએ સારામાં સારી જમીન, સારામાં સારા ખેડૂતોના હાથમાં જવી જોઈએ, અને જાય છે. પણ આ જેમ વહેલું બને તેમ વધારે સારું. ખેતીની દૃષ્ટિએ સારામાં સારી જમીન સારા ખેડૂતોના હાથમાં જેમ વહેલી જાય તેમ આપણી ખેતીવિષયક ઉન્નતિ વધારે અને વહેલી થવાની. આ ઉપરથી જણાશે કે "માનવ" કારણ આપણા પાકની ઉત્પન્ન વધારવામાં કેટલો મોટો ભાગ ભજવે છે. સાથે, બીજી કોમના ખેડૂતોનો ઉત્કર્ષ અને તેમને ઉત્તમ ખેતીની સમજ આપવાની વ્યવસ્થા થવી જ જોઈએ.

ખેતીને તરતી કરવામાં ખેડૂતે પાકનું ઉત્પત્તિશાસ્ત્ર જાણવું આવશ્યક લેખાય છે. પણ કેટલાંક કારણોને લીધે ખેડૂત કોઈપણ જાતની નોંધ રાખતો જ નથી અને આના અભાવે દર સાલ કેવી વ્યવસ્થાશક્તિથી ખેતી ચલાવવી કે ખેતી કરવી, કયું ખર્ચ વધારવું કે ઘટાડવું, વગેરેની તેને પૂરેપૂરી ખબર નથી હોતી. તે પડેલી પ્રથાએ જ માત્ર ખેતી કર્યે જાય છે. ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડેલા "ખેડૂતનો ચોપડો"ની પ્રસ્તાવનામાં મહાત્મા ગાંધીજી ખેતીનો હિસાબ-કિતાબ રાખવા ઉપર લખે છે કે:—

"ખેડૂતની બેદરકારી કહો કે અજ્ઞાન કહો તેનો તો પાર જ નથી. એમને નુકશાન થાય છે એ તો છે જ, પણ હિંદુસ્તાનની વસ્તીના ૮૦ ટકા ઉપરાંત ખેડૂત હોવાથી દેશને એ અજ્ઞાનથી અબજોનું નુકશાન થાય છે. આ બેદરકારીમાં મોટામાં મોટી બેદરકારી કદાચ હિસાબ રાખવાનું આળસ છે. વેપારી ચોપડા ન રાખે તો દેવાળું કાઢે. ગૃહસ્થ હિસાબ વગર ખર્ચ કરે તો કંગાળ થાય. વગર હિસાબે વપરાએલો કુબેરનો ભંડાર પણ ઘડીકવારમાં ખુટાડી શકાય, તો પછી ખેડૂત કઈ રીતે બચે?

આમ જ્યાં જગજાહેર વાત છે કે હિંદુસ્તાનના ખેડૂતનો હિસાબ તેના મગજમાં રહે છે, ચોપડે ચડતો જ નથી. પરિણામે તે દેવાદાર છે અને જો કે કોઈ પૂરા આંકડા કાઢી શકયું નથી તોએ

અંદાજ પ્રમાણે મનાય છે કે તેની ઉપર કરોડો બલ્કે અબજોનું દેવું છે. આનો અર્થ એકે ખેડૂત ખોટમાં ખેતી કરે છે. .....મારી સૂચના એ છે કે દરેક ખેડૂતે હિસાબ રાખવા જેટલું ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવી લેવું જોઈએ. અત્યારે આ કામના ફાયદાનો અંદાજ ખેડૂત નહિ કરી શકે, પણ એક વર્ષના અંતે ખેડૂતને ખબર પડશે કે જરા પરિશ્રમથી બે આનાના ખર્ચે કેટલો પૈસો તેણે બચાવી લીધો છે."

પાકનું ઉત્પન્ન વધારવા માટે ખેડૂતે ચોપડા રાખવા કેટલા લાભકારક છે તે આ ઉપરથી સમજાશે.

### ગુજરાતનું પશુધન

સમસ્ત ગુજરાતમાં ૨૯૧૦ સાઢ છે, જ્યારે ગાયોની સંખ્યા ૨,૩૯,૧૭૩ છે. એટલે ૮૨ ગાયે એક સાઢ પડયો તેજ રીતે પાડાની સખ્યા ૩૨૦૯ છે અને ભેંશોની સંખ્યા ૩,૪૦, ૫૮૫ છે. એટલે કે દર ૧૦૮ ભેંસે એક પાડો આવે. વૈજ્ઞાનિક મત પ્રમાણે જોતાં દર ૫૦ ઢોરે એક સાંઢ કે પાડો જોઈએ. આ રીતે જોતા જતાં જરૂરિયાત કરતાં અડધા જ સાંઢ કે પાડા પશુસુધારણા માટે આપણી પાસે છે. આ સયોગોમા આપણે આપણા ઢોરનો બાંધો અને દૂધ દેવાની શક્તિ બહુ જ થોડી વધારી શકીએ. ગુજરાતનુ પશુધન જાળવી રાખી તેમાં સુધારણા કરી તે પશુધન ઉત્તરોત્તર વધે એ જોઈએ તે જાતના અને જોઈએ તેટલી સંખ્યામાં સાઢ કે પાડા હોવા તેના ઉપર અવલંબે છે—ઘાસચારાના પ્રશ્નો બાજુએ રાખીએ તો પણ

ગુજરાતમા ૨,૬૯,૭૩૨ દેશી ( પાટના ) હળ છે, ૬૭૩ લોખડી હળ છે અ ! ટ્રેક્ટરની સખ્યા ૯૯ છે. મુબઈ ઇલાકામાના ટ્રેક્ટરમાથી માત્ર ગુજરાત એકનામા જ ૯૯ છે. આ બતાવી આપે છે કે જ્યા યત્રો ઉપયોગી કે લાભકારક જણાય છે ત્યા ગુજરાત આગળ પડતુ છે પણ કેટલાકને વિસ્મય થશે કે ગુજરાતમા લોખડી હળની સખ્યા ઓછામા ઓછી છે દક્ષિણમા લોખડી હળ ૫૯,૮૨૩, કર્ણાટકમા ૯,૨૬૭ અને કોકણમા ૨૪૭ છે નવીન સુધારણાને અ નાવવામાં ધીરા પણાને લઈને આમ નથી, પણ ગુજરાતની આબોહવા અને જમીનને લોખડી હળ બહુ ઉપયોગી નથી તેને કારણે છે. ખૂબી તો એ છે કે હળની સખ્યા અને ધોરી બળદની જોડીની સખ્યામા કઈક સામ્ય છે લાકડાના પાટના અને લોખડી હળની કુલ સખ્યા ૨,૮૦,૪૦૫ છે અને ધોરી બળદની જોડની સખ્યા ૨,૮૦,૨૦૫

ગુજરાતમા મુસાફરીના અને માલ લાવવા લઈ જવા માટેના કુલ ૧ ૩૯,૯૩૭ ગાડા છે ભાર લઈ જવા લાવવા માટે ૧,૨૧,૭૬૯ ગાડાની સખ્યા છે એ ગ્વે વાવતર જમીનના દર ૩૭ એકર દીઠ એક ગાડુ પડયુ

પીવાના પાણી માટે ૫૫ સાથે ૬૪૫ ઑઈલ ઍન્જીન છે અને ભુગળા ધાવેના કૂવા માટે વિજળીના ૫૫ છે

### સારાંશ અને સૂચના

ગુજરાતન ખેડૂતના ખેતીવિષયક અને આર્થિક પ્રશ્નોનુ બહોળુ વિવરણ કરવાનો અહી અવકાશ નથી પણ ખેડૂતના વિશાળ પ્રશ્નોના ઊકેલ માટે ઊડો અભ્યાસ કરવા તરફ લક્ષ ખેચાય એ હેતુથી એ પ્રશ્નોનુ માત્ર રેખાલેખન કરી તે પ્રશ્નોની વ્યાપકતા બતાવવાનો જ અહી આશય છે, અને ઉપરના અવતરણો એ દૃષ્ટિથી જ કરવામાં આવ્યા છે

ખેતીના ધધામા મુખ્ય પ્રશ્ન—બદીનુ,મુખ્ય કારણ—જમીન–વિષયક છે ખેતીની જમીનની માલિકી જે પોતે ખેતી કરે—સાતીકુ ખેડી પરસેવો પાડે—તેને જ આપવી જોઈએ બીન–ખેડૂત જમીનદારી (જેમા જમીનદારોને માત્ર ખેતીની ઉત્પન્નમા જ રસ છે પણ ખેતીની સુધારણા કે ઉન્નતિ માટે નથી ) તદ્દન નાબૂદ કરી નાખવી જોઈએ. આ ક્રમા

કાયદો ઘડીને કરી શકાય. હાલના બીન–ખેડૂત જમીનના માલિકોને પોતાની જમીન બે-ત્રણ વરસમાં (મુદત કાયદાથી નક્કી કરી શકાય) ખરા ખેડૂતોને વેચી દેવાની વરદી આપવી જોઈએ એટલા સમય પછી જો તેઓએ પોતાની જમીન ન વેચી નાખી હોય તો સરકારે તે લઈ લેવી અને ખરા ખેડૂતોને યોગ્ય કિંમતે આપી દેવી આમ કરતાં મળેલી વેચાણકિંમત, ખર્ચ બાદ કરતાં જે રહે તે જમીનના મૂળ માલિકને સરકાર પાછી આપે. જમીન વેચી નાખવામા પણ, જમીનની એકત્રિત માલિકીના ધોરણે વેચવી એમ ઠરાવવુ. આગળ ઉપર કોઈ પણ જાતની મુશ્કેલીઓ ઊભી ન થાય તે માટે દરેક રાજ્યબંધારણીય વિભાગમાં એક કુટુંબને પૂરતી જમીન—એક સાતીની જમીનના આકડાઓ ગણી કાઢવા જોઈએ, એટલુ જ નહિ પણ ભવિષ્યમા આમ એકત્રિત કરેલી જમીનના ભાગલા થતા અટકે એમ કરવુ જોઈ એ ગીરો મૂકવા વિષે કે વેચાણ કરવા માટે પણ ધારાધોરણો બાધવા જોઈશે, જેમ કે ઉપર નક્કી કરેલી એક કુટુંબ પૂરતી બધી જમીન એક જથે ગીરો મૂકી શકાય કે વેચી શકાય, નાના નાના ભાગમા નહિ એટલે કે ગીરો કે વેચાણનો એકાંક એક કુટુબ પૂરતી ઠરાવેલી બધી જમીન હોવી જોઈએ આમ જુદા જુદા વિભાગની જમીનની 'ઈકૉનૉમિક હેલ્ડીંગ'ની દષ્ટિએ પુનઃવહેચણી કર્યા પછી બાકી રહેલી 'નોન–ઈકૉનૉમિક હોલ્ડીંગ' વાળી જમીનના માલિકોને જમીન મહેસુલ કે વેરામાથી મુક્ત કરવા જોઈએ જમીનના અટપટા પ્રશ્નનો આવી રીતે નિકાલ કરવાથી ખેડૂત–જનતા પોતાની જમીન ઉપર સ્થિરસ્થાયી વસવાટ કરી શકાશે અને ખેતીમા પણ બર આવશે આ સ્થળે કોઈ પ્રશ્ન કરશે કે આમ કરવા જતા ખેડૂતોની શાખ ઘટી જવા સભવ છે પણ સાવકારી કે શાખના પ્રશ્ન કરતા માલિકીના ખેતરનુ પુન વર્ગી-કરણ ભવિષ્યના ઉત્કર્ષ માટે વધારે ઇચ્છવા યોગ્ય છે. જમીનને લગતા પ્રશ્નોનો નીવેડો આણવાથી ધીરધારનો પ્રશ્ન આપોઆપ જ ઊકલી જશે.

મારી બીજી એક સૂચના એ પ્રજાબધારણના સ્તભ સમા ખેતીવાડી અને સહકારી ખાતાની કાર્યપ્રણાલી સંબધી છે. ખાતાના તજ્જ્ઞો કે નિષ્ણાતો અમુક વિષય ઉપર, તેની મહત્તા અને ઉપયોગિતાના પ્રમાણમા મૂળ વસ્તુસ્થિતિથી કેટલીક વાર વિમુખ રહી,

શોધખોળ કે સંશોધન કરે છે અને પછી ખાતાની નિયત કાર્યપ્રણાલીને અનુસારી તેનો અમલ કરાવવા જિલ્લાના માણસો ઉપર મોકલી આપે છે. ખેતીના પ્રશ્નોના નિરાકરણ માટે આથી તદ્દન ઊલટો રસ્તો લેવો જોઈએઃ—દરેક તાલુકા કે દરેક ગામડાના પ્રશ્નોનું નિરાકરણ મહેસૂલી ખાતામાંથી મળી આવતા આંકડાઓને આધારે અને તે પૂરતો ન હોય તો વધુ તપાસણી કરી કરવું જોઈએ આ પ્રશ્નો ત્યાર બાદ તેના નિષ્ણાતો ઉપર ખરા નિરાકરણ કે અભિપ્રાય માટે મોકલવા જોઈએ. એટલું જ નહિ પણ તેમણે એ સૂચવેલા નિરાકરણ કે રસ્તાથી ખેડૂતને કંઈઆર્થિક ગેરલાભ ન જ થાય, અને તે વ્યવહારુ હોય, તેની કાળજી સરકારે રાખવી પડે. આટલી કડકાઈને કારણે નિષ્ણાતો પ્રશ્નોનું નિરાકરણ સંપૂર્ણ સંશોધનથી, ઊંડી વિચારણાથી, બુદ્ધિપૂર્વક, ખરી વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી, પૂર્ણ જવાબદારીથી જ કરશે અને તેને લઈને નિષ્ફળ નીવડવાનો સંભવ પણ ઓછો થઈ જશે. એક દાખલો લઈ સમજાવું: પાકવનસ્પતિશાસ્ત્રી ગુજરાત માટે એક બાજરીની નવી જાત કાઢે. ધારો કે તેનો ઉત્પન્ન સો ટકા વધારે છે. વારુ, પણ જ્યાં સુધી ગુજરાતમાં કાતરાથી થતું નુકશાન (જે વસ્તુસ્થિતિથી તેઓ પૂર્ણ માહિતગાર ન પણ હોય અને હોય તો પોતાના ચાલુ સંશોધનમાં આ પ્રશ્ન આપ બળે ન પણ ઉમેરે) અટકાવવાનો ઉપાય સાથે સાથે નથી થતો ત્યાં સુધી પાકવનસ્પતિશાસ્ત્રીએ કરેલી મહેનત અને ખર્ચેલો પૈસો નકામો નીવડવાના કારણે પાકની નવી જાત ગમે તેટલી વધારે ઉત્પન્ન આપે તો પણ જ્યાં કાતરાનો ઉપદ્રવ છે, જ્યાં આખોએ પાક ધોકામાં છે ત્યાં થોડાક ટકા ઉત્પન્ન વધે કે ઘટે એ ગણતરી જ નકામી છે. આમ સંશોધન અને સુધારા વ્યાપક અને ખરી વસ્તુસ્થિતિને સ્પર્શતા હોવા જોઈએ: કોઈપણ પાકની નવી જાત કાઢવી હોય તો તે પાકને અંગે ઉપસ્થિત થતા બધા જ પ્રશ્નોનો પહેલેથી વિચાર કરી કાર્યદિશા નક્કી કરી તે પ્રમાણે સંશોધન થવું જોઈએ.

*સુધારાની દિશાનું સૂચના ખેડૂતો તરફથી થવું જોઈએ.* કારણ કે તેમને ક્યાં, કેવો, કેટલો સુધારો કરવો અને કઈ દિશામાં કરવો તેનું, ઘણા વર્ષોના અનુભવને કારણે, ઘણું સારું ભાન હોય છે. આ દિશાસૂચન થયા પછી નિષ્ણાતોએ તે દિશામાં શોધખોળ કે પ્રયોગો કરવા જોઈએ અને છેવટે યોગ્ય સુધારો અમલમાં મૂકવો જોઈએ.

નિષ્ણાતોએ જણાવેલા સુધારાઓનો કેટલો અમલ થાય છે તે સબંધી આંકડાઓ દરસાલ બહાર પાડતા જોઈએ જેમ કે અમુક સારુ બી, અમુક ખેડ ખાતરની રીત વગેરે, ઇલાકાના કેટલા ક્ષેત્રફળમા વ્યાપક થતા જાય છે, દરસાલ વધે છે કે ઘટે છે, વિગેરે યોગ્ય સમયમા એ સુધારો ધાર્યા પ્રમાણે ફેલાઈ જાય છે કે નહિ તેની ખરી ઉપયોગિતા અને તેનાથી થતા ફાયદાની તે ખરી નિશાની છે. જો ધાર્યા પ્રમાણે ન ફેલાય તો જરૂર તેમા કંઈક ન્યૂનતા કે ત્રુટિ છે; આ ન્યૂનતા કે ત્રુટિ સાધારણ ખેડૂત ફેડી શકે નહિ એવી હોય કે સુધારાની ઓછી અસરકારકતા ને લીધે હોય દરસાલ બહાર પાડવાના આંકડાઓ આના ઉપયોગી નિરાકરણો માટે કામ લાગે જે જે સુધારા નકામા નિવડે તે સુધારા ન જ કહેવાય અને તે ઉપર કોઈપણ જાતનું પ્રચારકાર્ય પણ ન કરવુ જોઈએ આ રીતે પૈસો વખત અને શક્તિનો બચાવ થાય અને બીજા પ્રજોન્નતિના વધુ ઉપયોગી કામમાં વાપરી શકાય



## પરિશિષ્ટ અ

# ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા

### પ્રાચીન અને અર્વાચીન

•

શ્રી બચુભાઈ રાવત

ચિત્રો એ સર્વદેશીય ભાષા છે. દુનિયાના કોઈ પણ દેશનો વતની ગમે ત્યાં જાય, પણ આવી નિશાની ☞ જુએ એટલે તેનો અર્થ 'આ રસ્તે' અગર 'આ જુઓ' એવો થાય છે એમ એ તરત સમજી જવાનો. એ જ રીતે આપણે આગળ વિચાર કરીએ તો, અભણ ગાડીવાળાઓ અને રાહદારીઓ પણ રસ્તા પર ચીતરેલી 'ટ્રાફિક સાઈન્સ' (માર્ગસંજ્ઞાઓ)ની સૂચનાઓ સમજી શકે છે. પોતાની માતૃભાષાનો કક્કો પણ ન ભણ્યો હોય એવો માણસ આગળ કોઈ પણ દેશના સચિત્ર પુસ્તકો કે સમાચારપત્રોમાંના ચિત્રપ્રસંગો મૂકતાં તે તેની પાછળનું કથાવસ્તુ ગ્રહણ કરી શકવાનો. તામિલ, તેલુગુ, મલયાલમ કે કાનડી ન જાણનાર બંગાળી કે પંજાબી પણ ચિત્રો જોઈને દક્ષિણ હિંદની પોથીઓમાંની રામાયણ મહાભારતની કે પુરાણની કથાઓ તરત વર્તી જઈ શકે છે. હિંદની કોઈ પણ ભાષાથી અજાણ્યો જર્મન, રશિયન, અમેરિકન કે જાપાની મુસાફર, એ જ રીતે, અજંતાના કલામંડપોમાંનાં ભાવપ્રધાન ચિત્રો પાછળની માનવ-ઊર્મિઓ અને જાતક કથાઓના પ્રસંગચિત્રો ઉકેલી શકે છે. આમ, ચિત્ર એ માનવસમસ્તની સાર્વત્રિક ભાષા છે.

અને તેનો ઉદ્ભવ પણ, લિપિથી યે પહેલાં, માનવ સંસ્કૃતિની સાથે જ થયો. અથવા, સાચી રીતે કહીએ તો, માનવીની સંસ્કારિતાની શરૂઆત ચિત્રોથી થઈ. પોતાનો સંદેશો બીજાને પહોંચાડવામાં, પોતાનું વક્તવ્ય સામાને સમજાવવામાં અથવા પાછળનાને માટે તે મૂકી જવામાં પહેલું અને સહજ સાધન માણસને 'ચિત્ર' જ હાથ લાગ્યું છે. પ્રાગૈતિહાસિક કાળની ગુફાઓમાંના અમુક દેશોના ચિત્રો આજે પણ આની સાક્ષી પૂરે છે. તે પછી શબ્દો અને અક્ષરોને અમુક સંજ્ઞાઓમાં ઉતારીને માનવીએ વ્યવહાર વધુ વ્યવસ્થિત કર્યો. પ્રાચીન ઇજિપ્શિયન અને ચીની લિપિ તો ચિત્રસંજ્ઞાની જ બનેલી હતી, અને આજની અમુક લિપિઓ એના ધીમેધીમે ઘસાએલા અવ-

નાર છે એમ પુરાણા અવશેષો સિદ્ધ કરે છે. (જુઓ આ નીચેનાં ચિત્રો)




ઉપર: પ્રાચીન ચિત્રલિપિ ઉપરથી આજના વિવિધ રોમન મૂળાક્ષરો કઈ રીતે ઊતરી આવ્યા તે દર્શાવતો ચાર્ટ (૧) ઇજિપ્શ્યન ચિત્રાક્ષર, (૨)-(૩) તેમાંથી ઉદ્ભવેલા ઇજિપ્શ્યન અક્ષરો (૪) થી (૧૦) તે પરથી થએલાં ગ્રીક, રોમન, ફ્રેન્ચ અને અંગ્રેજી રૂપાંતરો. જમણી બાજુ: ચીનની ચિત્રલિપિ ચિત્રસંજ્ઞાઓમાંથી ઘસાતી ઘસાતી આજના રૂપમાં બંધાઈને કેમ વિકાસ પામી તે દર્શાવતાં મૂળ ચિત્રો તથા તે ઉપરથી થએલા ચિત્રાક્ષરો

આમ, એક બાજુ માનવીની વાણી તો શબ્દબદ્ધ—લિપિબદ્ધ થઈ; પણ ચિત્રાલેખનનો સંબંધ તો માનવીની ઊર્મિ સાથે જડાએલો, એટલે તેનો સ્રોત ઉત્તરોત્તર વધુ વિકસિત, ઉલ્લસિત અને વેગવાન થતો ગયો. ચારપાંચ હજાર વર્ષ પૂર્વેના પ્રાચીનમાં પ્રાચીન ચીન, સિંધ, મિસર, આસીરિયા વગેરેમાંનાં ખોદકામોના અવશેષોથી માંડીને યુરોપની પુરાણી બાઈબલ પ્રતો, હિંદમાંના ગુફાચિત્રો અને તાડપત્રોની પોથીઓ સુધીના બધાં સાધનોમાં એ સ્રોત અખંડ વહેતો આવ્યો છે શિલાઓ, મુદ્રાઓ, પેટીપટારા, વાસણો, વસ્ત્રો, ઘરગથ્થુ ચીજો અને મકાનોની ભીંતો ઉપરથી ઊતરીને, માણસ લખતો થયો

ત્યારથી એ ઊર્મિસ્રોત ગ્રંથોમાં પણ વહ્યો છે; અને ઘણે સ્થળે તો લેખનની સાથોસાથ ચિત્રો પણ સરખી જ અગત્યનું સ્થાન લેતા આવ્યા છે.

## ઇતિહાસના અંકોડા

સિંધના મૂંએ—જો—ડેરોમાંથી મળી આવેલા, હિંદની પ્રાચીનતમ સંસ્કૃતિના અવશેષોમાં શિલ્પ જેટલો ચિત્રકળાનો અંકોડો હજી મળ્યો નથી, એટલે હિંદમાં ગરકારી ચિત્રકળાના સૌથી પુરાણા અવશેષ આજે તો, ઇસવી સનના પહેલાથી સાતમા સૈકા સુધીના કાળને આવરી લેતાં અજંતાની ગુફાઓનાં, અને તેને અનુસંધાને મધ્ય હિંદમાં બાઘ, દંડકારણ્યમાં વેરૂળ (ઇલોરા), દક્ષિણમાં સિત્તનવાસલ, અને લંકામાં સિંહગિરિ—અનુરાધાપુર અને પોલોનારૂઆની ગુફાઓમાનાં ભીંતચિત્રો જ છે. તે પછીના જે અવશેષો મળે છે તે કવચિત્ બૌદ્ધધર્મી ધ્વજ (banners) ઉપરના આલેખનોના તથા ગ્રંથારૂઢ ચિત્રકળાના; અને તે પણ જૂનામાં જૂના અગિયારમા શતકના. તે પહેલાંના ઇતિહાસના અંકોડા તૂટી ગયા છે.

આમ, હિંદની ગ્રંથસ્થ (પુસ્તકગાની) ચિત્રકળાના જૂનામાં જૂના અવશેષ આજે માત્ર આઠસો—નવસો વરસ પહેલાંના જ મળી શકે છે એ હકીકત ઉપર આપણે આવ્યા[1]. તેમાં પૂર્વ હિંદના સચિત્ર ગ્રંથો અગિયારમા સૈકાના અને પશ્ચિમ ભારતના જૂનામાં જૂના ઈ. સ. ૧૧૦૦ની શરૂઆતના તાડપત્રના ગ્રંથો જ છે.

---

૧ તે પહેલાંના (એટલે કે ભીંતચિત્રોના તેમજ તેની અગાઉના) કાળમાં ચિત્રો લેખનની સાથોસાથ ગ્રંથોમાં પણ સ્થાન પામ્યાં હતાં કે નહિ તેની કોઈ સાબિતી મળતી નથી, પરંતુ વિખ્યાત લિપિશાસ્ત્રી મહામહોપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝાના મત પ્રમાણે ઈ. સ. પૂર્વે પાંચમા સૈકાની આસપાસ, એટલે આજથી લગભગ અઢી હજાર વરસ પર તો લિપિવિકાસ ભારતમાં સંપૂર્ણતાએ પહોંચ્યો હતો એ હકીકત માન્ય રાખીએ, તથા ભારતવાસીઓ રૂમાંથી કાગળ બનાવવાની વિદ્યા ઈ. સ. પૂર્વે ત્રીજા–ચોથા સૈકાથી જાણતા થયા હતા, તેમજ પુરાણોમાં પુસ્તકો લખાવીને દાન કરવાનું મહાપુણ્ય મનાયું છે એ આધારોને સ્વીકારીએ તો, આજથી બે અઢી હજાર વર્ષ પર આટલી સંપૂર્ણતાએ પહોંચેલા ગ્રંથાલેખનમાં, માનવઊર્મિની સાથે સંકળાયેલી ચિત્રકળા કોઈ પણ પ્રકારે સ્થાન પામ્યા વિના રહી હોય એ બીના શક્ય લાગતી નથી. અજંતાની ભીંતો પર જે સરકારી અને કાબેલ પીંછી આટલી વિપુલ લીલા વિસ્તારી રહી હતી તેણે તે અથવા તે પહેલાંના કાળમાં ગ્રંથોમાં પણ પોતાનાં પગલાં ન પાડ્યાં હોય એ માની ન શકાય.



અજંતાની ભીંત ઉપરના આલેખનનો એક નમૂનો (બ્લૉક: 'કુમાર')

પણ એ બંનેની ઢબો જુદીજુદી છે. બૌદ્ધ ધર્મના ઉત્સાહ અને ઉત્તેજનથી પોષાએલી ઉત્તરબંગાળ અને નેપાળ-તિબેટની ગ્રંથસ્થ ચિત્રકળામાં અજંતાની બૌદ્ધ કળાને મળતી એક વિશિષ્ટ લક્ષણ જોવા મળે છે; જ્યારે પશ્ચિમ હિંદમાં —ગુજરાત રાજપૂતાનામાં બ્રાહ્મણ અને શ્રમણ (જૈન) સંપ્રદાયોના આશ્રય અને ઉત્તેજનાથી પોષાએલી, અને તે દિવસથી તે છેક હમણાં લગભગ આઠસો-હજાર વર્ષ લગી ફૂલેલી ફાલેલી, તાડપત્રો તથા કાગળની હસ્તલિખિત પ્રતો પર તેમજ કપડાંના ઓળિયાં (પટ) ઉપરની ચથારૂઢ ચિત્રકળા કોઈ અનોખા જ રૂપની[૨] છે. એ બન્નેને પરસ્પર કોઇ સંબંધ હોવાનુ જણાતુ નથી; એટલુ

૨ એને વિષે બે માન્યતાઓ છે: ઇ. ૧૯૨૨માં 'વસન્તવિલાસ'ના ઓળિયા પરનાં ચિત્રો જોઇને એને 'ગુજરાતી કળા' તરીકે પહેલવહેલી ઓળખાવનાર શ્રી રવિશંકર રાવળ માને છે કે એ ઝડપી, વેગવાળી, સાદી, અને પોતાને રજૂ કરવાની વાત સજ્ઞારૂપમાં ઉતાવળા ખસરાની ઢબે—sketchy styleમાં કહી જતી ચિત્રકળા, લહિયાઓને હાથે, લેખનની સાથેસાથ, લેખનની ઢબની જ વિશિષ્ટતા પામીને જન્મી અનેકવિધ વિષયો, જાણે કોઇ 'નોટેશન' પદ્ધતિથી સજ્ઞાઓના રૂપમાં, ઝડપી અને વહેતી રેખાઓ વડે, બેદરકારીથી છુટ્ટે હાથે ખેંચાએ જતા જે આપણે

જ નહિ, પણ પૂર્વની કળાનો સ્રોત ટૂંક વખતમાં જ ઇતિહાસના અંધકારમાં ભળી જાય છે, જ્યારે પશ્ચિમમાં જૈનોના ધર્મપ્રેમથી, રાજાઓના આશ્રયથી અને સમાજની રુચિરતાથી સતત પોષાતો રહેતો એ સ્રોત, એક બાજુ પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ જાળવતો રહેતો છતાં, બીજી બાજુ રાજપૂત અને મુગલ કળાનો જન્મદાતા બને છે.

## પ્રાચીન ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા

આટલું તો હવે વિદ્વાનો અને વિવેચકોને મને સિદ્ધ થઈ ચૂક્યું છે કે અગિયારમા શતકના અંતથી મળી આવતી પશ્ચિમ હિંદની આ ગ્રંથસ્થ ચિત્રકળાનું જન્મ અને પોષણસ્થાન ગુજરાત જ છે, તેમાં ગુજરાતના ધર્મ અને

---

જોઈએ છીએ તેની પાછળ લહિયા કલમનો જ લહેકો છે, અને તે ગુજરાતમાં જ, ગુજરાતી લહિયાઓને જ હાથે, તથા ગ્રંથચિત્રણના જ વિશિષ્ટ ઉદ્દેશથી, ગ્રંથો ઉપર જ, લેખનની સાથોસાથ જન્મી વિદ્વાનોની બીજી માન્યતા એવી છે કે ગુજરાતની આ ગ્રન્થસ્થ ચિત્રકળા" એ, સાતમા સૈકામાં લોપ પામતી અજંતાની કળા અને સોળમા સૈકાની આખરે પ્રકટેલી હિંદુ-રાજપૂત કળાને જોડતી સાંકળ છે અને છેલ્લાં છેલ્લાં મિ. ડી વી ટૉમ્સને જાહેર કરેલાં ઇલોરાના ૯મી ૧૦મી સદીનાં ભીંતચિત્રોમાં ગુજરાતી કળાની આંખ, નાક તથા છાતીના ભાગની વિશિષ્ટ ઢબના અંશ જણાતાં એ તેનો અગત્યનો અંકોડો બનીને આખા સ્રોતને સાંધી દે છે આમ, અજંતાની ચિત્રકળાનો પ્રવાહ 'કાળસાગરમાં લુપ્ત થયા'ને બદલે સતત વહ્યા કર્યો છે એવી એ માન્યતા છે, અને એની સાબિતીરૂપે એ ગ્રંથસ્થ ચિત્રોમાંના અમુક કટિભંગો, રેખાવહન વગેરે એ અજંતા ઢબને મળતાં દર્શાવવામાં આવે છે

પરંતુ તેમ છતાં યે આ ઢબમાં અજંતાનું માર્દવ, માધુર્ય કે ઉત્કૃષ્ટ પ્રભુત્વ જણાતું નથી ત્યારે શું અજંતાની કળા ભીંત પરથી કાગળ પર ઊતરી આવતાં આવું નિકૃષ્ટ રૂપ પામી હશે? કે પરંપરાએ ઘસાતી આવીને તે આ અવસ્થાએ પહોંચી હશે? કે પછી, પહેલી (શ્રી રાવળની) કલ્પના પ્રમાણે એ ગુજરાતમાં ગ્રન્થાલેખનમાં જ ખીલેલી વિશિષ્ટ કળા હશે?

એક બીજો પ્રશ્ન પણ થાય છે અજંતાનું શિલ્પ પણ ત્યાંની ચિત્રકળાની લગભગ સમકક્ષાના કવિત્વવાળું છે જ્યારે, ઇ. સ.ની ૧૧મી સદી આસપાસ આપણે ત્યાં બધાએમાં સિદ્ધપુરના રુદ્રમાળ, પાટણની રાણીવાવ અને મોઢેરાનાં સૂર્યમંદિર વગેરેના અત્યંત મનોહર અને ઉત્કૃષ્ટ શિલ્પની જોડે મૂકતાં અજંતા જેટલી સમકક્ષાએ પણ એ જ કાળની આપણી ગ્રંથસ્થ ચિત્રકળા આવતી નથી.





લગભગ ૬૦૦–૮૦૦ વર્ષના ગાળા સુધી ગુજરાતના ગ્રંથોમાં વિસ્તરી રહેલી 'ગુજરાતી ચિત્રકળા'ની વાનગી દર્શાવતા બે નાના નમૂના: ડાબી બાજુ–ચૌદમી સદીના એક પ્રાચીન ઓળિયાપરનાં ચિત્રોમાંથી; જમણી બાજુ: સરસ્વતી દેવી ('કુમાર' કાર્યાલય અને શ્રી સારાભાઇ નવાબના સૌજન્યથી).

સમાજજીવનનાં પ્રતિબિંબો છે, ગુજરાતનું વિશિષ્ટ વ્યક્તિત્વ છે, ને તે 'ગુજરાતી' —'ગુજરાત'ની જ ચિત્રકળા છે. ગુજરાતની રાજ્યસત્તા ને સંસ્કારિતાની છત્રછાયા જ્યાંજ્યાં ફળી ત્યાંત્યાં સુધી–ઉત્તરમાં માળવા–રજપૂતાના અને દક્ષિણમાં લાટપ્રદેશ સુધી તેનો વિસ્તાર અને વિકાસ થયો છે. એના વ્યક્તિત્વનાં મુખ્ય તત્ત્વો તે એની સરળતા, વિશદતા તથા લોકજીવનનો ચાલુ સંપર્ક પામી રહેલી સજીવતા છે. પાછળથી, એમાંથી જ ખીલીને રાજદરબારનો આશ્રય પામેલી રાજપૂત અને મુગલ કલમો અમુક ખાસ વર્ગનું જ રંજન કરનારી હોવાથી તેમાં અમીરાત આવી, તે સુઘડ–સોહામણી ને નાજુક–નમણી બની. પણ ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળાના અગિયારમાથી ઓગણીસમા શતક સુધી પથરાએલા અસંખ્યાત અવશેષોમાં વિસ્તરી રહેલી એ કલમે તો, લઢણના જુદાજુદા પલટા પામવા છતાં પણ, પોતાનું મૂળનું સાદું, તળપદું, વિશદતાથી કથાપ્રસંગ સમજાવતું, સહેલી સંજ્ઞાઓવાળું વિશિષ્ટ વ્યક્તિત્વ તો જાળવી જ રાખ્યું છે. એ ગુજરાતના આમવર્ગની કળા બની રહીને તેના સાંસ્કારિક જીવનમાં એકરસ થઇ ગએલી છે. તેનાં સુખદુઃખ, મનોરથો, ધર્મભાવના અને જીવનદર્શનનો એણે આબેહૂબ પ્રતિશબ્દ પાડ્યો છે. જૈન ધર્મનાં કલ્પસૂત્ર, કાલકાચાર્યકથા કે સંગ્રહણી સૂત્રમાં, ઉત્તરાધ્યયન સૂત્ર કે ભગવતી સૂત્રમાં, વૈષ્ણવી બાલગોપાલસ્તુતિ કે દશમ સ્કંધમાં અથવા શક્તિસંપ્રદાયી સપ્તશતી ચંડીપાઠમાં—એમ વિવિધ સંપ્રદાયના ધાર્મિક ગ્રંથોમાં જ નહિ, પણ વસંતવિલાસ, ઢોલામારૂ અને મધુમાલતી જેવાં સમાજજીવનનાં પ્રણય–કથાનકોમાં તેમજ સૌન્દર્યલહરી તથા રતિરહસ્ય જેવા ગ્રંથોમાં—એવા વિશાળ ક્ષેત્ર પર, ૭૦૦–૮૦૦ વર્ષના ગાળામાં એ કલમ ખુબ પ્રફુલ્લતા ને વેગથી ફરી વળી છે. એણે ધાર્મિક કથાચિત્રો ને

વ્યક્તિચિત્રો, વેનમુદ્રાઓ ને સુશોભનો તથા સૂત્રાત્મક મહાચિત્રો આલેખ્યાં છે જંગલો ને તળાવો, કિલ્લા ને નગરો, માનવસૃષ્ટિ ને પશુપક્ષી પ્રાણી સૃષ્ટિ, ત્યાગ ના તેમજ ભોગ ના પ્રસંગો, વરઘોડાઓ ને શ્રમણસંઘો, શિકારના તેમજ સાગરસફરના વૃત્તાન્તો, પ્રશાન્ત ધ્યાનમુદ્રાઓ અને લાલિત્યભર્યાં નૃત્યો, સંગીતશાસ્ત્ર તેમજ નાટ્યશાસ્ત્રના સ્વરૂપો, દેવદેવીઓ તીર્થંકરો, ધનપતિઓ, રાજવીઓ તેમજ આમવર્ગની સામાન્ય જનતા—એવી વિપુલ વિવિધતા એ ના અસ્ખલિત પ્રવાહે એ ૭૦૦–૮૦૦ વર્ષના ગાળામાં સમસ્ત પશ્ચિમ ભારત પર વરસાવી છે

પણ ઓગણીસમી સદીના મધ્ય ભાગ લગભગ એની પડતીનાં પગલાં મંડાવા માંડે છે પશ્ચિમના સંપર્કથી, દેશમાં બે સરકારોના ઘર્ષણ સમયે સ્વાભાવિક રીતે જ જન્મતી જે દ્વિધાવૃત્તિ, અસ્થિરતા ને અવ્યવસ્થા પ્રજામાનસમાં આવી તેણે, અને ત્યાર પછી તરત છાપખાનાના ધંધાના આગમને ચિત્રકળાની એ પરંપરાનો ધીમેધીમે લોપ આણી દીધો

## મુદ્રણકળાનો પ્રવેશ

અઢારમી સદીના છેલ્લા દશકામાં ગુજરાતી બીબાંનો જન્મ થયો પણ હજી પુસ્તકો મુખ્યત્વે શિલાછાપથી જ છપાતાં, અને શિલા ઉપર તો લહિયાઓને હાથ વડે જ લખવાનું હતું એટલે, બુઝાતી વેળા છેલ્લુંછેલ્લું પ્રકાશી લેતા દીપકની પેઠે ગુજરાતની તળપદી કળાની એ જ્યોતે આખરી ચમકાર કરી લેવા માટે એ ક્ષેત્ર મળી ગયું સુલેખનની સાથોસાથ પેઢીગત જળવાઈ રહેલી ચિત્રકામની બાપીકી લઢણને ધરાવનારી લહિયાઓ તેના સ્થાનસ્થા રૂપમાં પણ એ શિલાછાપી ગ્રંથો ઉપર ઉતારતા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાયબ્રેરીમાં જૂના ગ્રંથોનો જે વિપુલ સંગ્રહ છે તેમાં ના શિલાછાપ ના ગ્રંથોમાં એ પરંપરાની ચિત્રકળાના વિલીન થતા જતા પગલાં જણાય છે ઈ સ ૧૮૪૭માં છપાએલા 'નીતિદર્પણ' અને 'ડાહ્યલીની વાતોના ભાષાંતર'માં એના છેલ્લા અવશેષો દેખાય છે પણ પછી ૧૮૫૪–૫૫ના 'ઈસપનીતિ' અને 'મદનમોહના'ના ચિત્રોમાં એ પાગણું આવી વિકૃત સ્વરૂપ પામે છે એમાં તેમજ એ પછીના ગાળાના ચિત્રો ને બોર્ડરોમાં પ્રતિભાનો અભાવ, મૌલિકતાનો હ્રાસ, રહીસહી પરંપરાને ઘૂંટીને જાગતી રાખતી કડિયાશાહી–સપાટ શૈલી, અને સમજવિનાના પશ્ચિમી ઢબના અનુકરણોનો પ્રવેશ ક્રમશ સ્પષ્ટ જણાઈ આવે છે

અને ત્યા તો સુશોભનો માટે ટાઈપની બોર્ડરો, અને ચિત્રો ઉતારવાની 'બ્લોક એન્ગ્રેવિંગ'ની પદ્ધતિ પ્રવેશ પામે છે અને ૧૮૭૬મા છપાએલી 'નગીન પૂતળીની વાર્તા' ઉપર મુદ્રણકળાએ ઉતારેલા એ પદ્ધતિના ચિત્રો નજરે જોવા મળે છે.

પરતુ પ્રાથમિક સમયના આ મુદ્રિત ચિત્રોમા કોઈ પણ પ્રકારનુ સાચુ કલાતત્ત્વ જણાતુ નથી ક્યાક અગ્રેજી એન્ગ્રેવિંગોની નકલો અને ક્યાક, તે સાથે, ગુજરાતી કળાના અધમ અવતાર જેવી મરાઠી શૈલીના મિશ્રણોના માત્ર ચાળા એ સમયે આપણને જોવા મળે છે કવિ નર્મદાશકરે આ અરસામા જર્મનીથી તૈયાર કરાવી મગાવેલુ પોતાનુ સ્ટીલ એન્ગ્રેવિંગ ચિત્ર એ આપણા દેશની કળા ન હોવાથી સ્વાભાવિકરીતે જ આમા અપવાદ રૂપ છે અહીં થતા એન્ગ્રેવિંગો મોટે ભાગે દક્ષિણ તરફના કારીગરોને હાથે (મુદ્રણકળા પ્રથમ મુબાઈ તરફ ખીલી હોવાથી) થતા હોઈ, ગુજરાતી વાતાવરણ, પહેરવેશ કે ચહેરાનુ કોઈ પણ તળપદુ તત્ત્વ એમા જણાતુ નહિ, અને આ સ્થિતિ છેક વીસમી સદીના પહેલા દશકા સુધી ચાલુ રહી કલારસિક સ્વ ગો૦ શ્રીમાન પુરુષોત્તમ વિશ્રામ માવજીએ પોતાની 'સુરસાગરની સુન્દરી' નામની નવલકથા સચિત્ર કરીને બહાર પાડી અને તે પછી થોડા સમયે એમણે એમના જાણીતા 'સુવર્ણમાળા' સામયિકના ચિત્રાંકો પ્રગટ કરવા માડ્યા એ મુદ્રિત ચિત્રકળાનો પ્રથમ શિષ્ટ આવિષ્કાર કહી શકાય. પરતુ તે ચિત્રો પણ, ઉપર કહ્યુ તેમ, શ્રી ધુરધર આદિ જેવા દક્ષિણી ચિત્રકારોને હાથે થએલા હોવાથી તેમા સાચુ દેશજ કલાતત્ત્વ તો નહોતુ જ

### અર્વાચીન ગ્રથસ્થ કલાનો ઉદય

પણ આ દિશામા સાચો અને પ્રશસનીય તથા પ્રથમ પ્રયત્ન તો બીજો જ છે R B Tની મદદથી ભાવનગરના સ્વર્ગસ્થ મહારાજ (રાઓલશ્રી ભાવસિહજી તખ્તસિહજી)એ પોતાની ઉચ્ચ રસવૃત્તિને પોષવા જે કેટલાક ઉત્તમ પ્રયાસો કરેલા છે[3] તેમાનું 'સચિત્ર સગીત નીતિવિનોદ' એ આધુનિક ગુજરાતના મુદ્રિત સચિત્ર પુસ્તકોમા કાળાનુક્રમે (આ લખનારની માહિતી

પ્રમાણે) પ્રથમ પુસ્તક છે. એમાંનાં રંગીન ચિત્રો 'કલર લીથોગ્રાફી'થી છાપેલાં છે, અને તળપદાં પાત્રોનાં મોંમાં સાદી દેશજ ભાષામાં મૂકેલી વિનોદચર્યાને અનુરૂપ જ આલેખનો કરાવવાનો એમાં પ્રામાણિક, અને એ સમયના પ્રમાણમા સફળ કહી શકાય તેવો, પ્રયત્ન થયો છે. ઈ. સ. ૧૯૦૩ની સાલનું એ પ્રકાશન છે.

એ જ અરસામા, કે એની થોડી આગળપાછળ, 'લીથોગ્રાફી'નાં ચિત્રોના બીજા પ્રયત્નો સામયિકોમાં પણ થયા છે, જૂના 'ચિત્રજ્ઞાનદર્પણ'માના આલેખનો અને 'ભીમસેન' તથા 'નટવર'માના 'કાર્ટૂનો' (કટાક્ષચિત્રો)એ શરૂ કરેલી પ્રણાલિ મુંબાઈના વિખ્યાત કટાક્ષસામયિક 'હિંદી–પંચ'ની લાંબી અને નોંધપાત્ર કારકિર્દી સાથે સગે ચડી એ આખી એક વિશિષ્ટ પરંપરા છે પણ તેમાં મુખ્ય ઝોક કલાવૃત્તિ કરતાં હાસ્યના તત્ત્વો અને પ્રસંગના મુદ્દાઓ સાચવવા તરફ વધુ હતો.

ત્યાર પછી તો ઉપર દર્શાવ્યા મુજબનાં 'સુવર્ણમાળા' વગેરેના ઉદાહરણો સાથે, ગુજરાતનાં સામયિકોમા 'શ્રી ભક્ત' 'ભારતજીવન' વગેરેમા જે ચિત્રો આવતા તે, તથા મુબાઈના વિખ્યાત સામાહિક 'ગુજરાતી'ના દીવાળી અંકો ને વાર્ષિક પંચાગોમાંનાં (કેટલાક 'લીથોગ્રાફી'ના તથા કેટલાક 'બ્લોકપ્રોસેસ'નાં) ચિત્રો ગણાવી શકાય.

આમ, ગુજરાતી મુદ્રણની સાથેસાથ ચિત્રો છપાનાં થયાં હતા, બ્લૉક બનાવવાની પદ્ધતિ મુબાઈમા આવી ગઇ હતી, અને સ્વ શ્રીમાન પુરુષોત્તમ વિશ્રામ માવજીએ એ દિશામા સાધનસંપન્ન ગણાય એવુ 'લક્ષ્મી આર્ટ' છાપખાનુ શરૂ કરી 'સુવર્ણમાળા' તથા તેના અનુષંગી બીજા કલાત્મક પ્રકાશનો બહાર પાડવા માંડ્યાં હતાં; પણ હજી ક્યા યે ગુજરાતી કળાનો સાચો પ્રાણ બોલતો ન હતો. ગુજરાતી નવલકથાના પાત્રો દક્ષિણી પોષાક પહેરીને ચિત્રોમા રજૂ થતાં, અને ચહેરામહોરા, વાતાવરણના રંગો તથા લઢણ, બધું પરાયુ ને ઉછીનું લાવેલું લાગતું સહજ કળાનું વહેણસમાજજીવનમાથી તૂટી ગયે અરધી ઉપરાંત સદી વીતી ગઇ હતી, એટલે એ દિશાગા કેવળ અનભિજ્ઞ એવો આપણો ગભરુ ફેગવાએલો વર્ગ આવાંઆવા રમકડા જોઈને પણ કળાને નામે રાચતો.

### મંગળ પગલાં

એવે, ગુજરાતના સુપ્ત કલાપ્રાણને કોઈએ મંત્રપૂત અંજલિ છાંટી જાગ્રત કર્યો અને ઈ. સ ૧૯૧૬માં ગુજરાતની ખરી દેશજ કલાનો પરચો આપતા ચિત્રો પ્રકટ થયા.

આધુનિક ગુજરાતની સાંસ્કૃતિક અસ્મિતાની જાગૃતિના અધ્વર્યુ સમા સ્વ. રણજિતરામનો એમાં પ્રેરણાસંચાર હતો. ગુજરાતને આંગણે પહેલો કલા-યજ્ઞ પ્રકટાવનાર હતા હાજીમહમ્મદનું 'વીસમી સદી' માસિક એ કળા ઝીલનારું ને પ્રતિબિંબિત કરનારું પ્રથમ દર્પણ હતું. એ બે મિત્રોની પ્રેરણાથી પુષ્ટ બનેલી શ્રી રવિશંકર રાવળની કલમનાં જે ચિત્રો નવા પ્રકટેલા 'વીસમી સદી' માસિકનાં પાનાંઓ પર પ્રકટ થવા માંડ્યાં એમાં પહેલવહેલું ગુજરાતનું એતદ્દેશીય તત્ત્વ જનતાના હૃદયને સ્પર્શવા લાગ્યું. લગભગ પોણી સદી પછી ગુજરાતની કળાએ પુનર્જન્મ ધારણ કર્યો જણાયો.

અને હવે, પોળ-પડોશમાં, બજાર-હાટે કે ખેતીવાડીમાં રોજ નજરે તરતા, ગુજરાતની તળપદી જનતાના વિવિધ લાક્ષણિક ચહેરા–types, તેમના પહેર-વેશ અને પરિચિત રહેણુકરણીનું વાતાવરણ પોતાપણાની ભાવનાથી વાચકના અંતરને ખેંચવા લાગ્યું. હવે જ, ગુજરાતણની લહેરાતી સાડીની હલક અને ગુજરાતના ગૃહજીવનનાં મીઠાં દૃશ્યો દિલચસ્પી જમાવવા લાગ્યાં. આમ્રઘટાના ઘુઘટવાળાં ગુજરાતનાં સપાટ ખેતરોના વિસ્તાર–દૃશ્યો–flat landscapes અને કાઠિયાવાડની ઉચ્છૃંખલ જેવી ઊંચીનીચી ટેકરિયાળી ભૂમિ વચ્ચે રમતાં નદીવહેણો હવે જ આલેખનનું યથાર્થ દર્શન આપતા ચિત્તતંત્રના તાર ઝણઝણાવવા લાગ્યા. દેશજ વ્યક્તિ અને વાતાવરણના હાર્દમાં પેસીને કરેલાં અભ્યાસ અને ઉપાસનાનું એ ફળ હતું. અને દોઢેક વર્ષમાં શ્રી મુનશીની વિખ્યાત નવલ 'ગુજરાતનો નાથ'નાં ચિત્રો જોઈને ગુજરાત પોતીકી કળાનું ગૌરવ લેતું થઈ ગયું.

તે પછીના આ બે દશકામાં ગુજરાતની કળાએ જે પ્રગતિ કરી છે તેમાં ગ્રંથસ્થ ચિત્રકળાનો જ મોટો ફાળો છે. અને એને વિવિધ ક્ષેત્રોમાં ખીલવનારાઓ પણ પ્રકટતા રહ્યા છે. પ્રાણીચિત્રણમાં હજી યે અજોડ શ્રી રવિશંકર પંડિતનાં આલેખનો, સુચક કલા અને આયોજનચિત્રો (designs)માં લબ્ધપ્રતિષ્ઠ શ્રી કનુ દેસાઈનાં શોભનચિત્રો અને કવર-ડિઝાઇનો, કથાચિત્રોના સંયોજન અને ચિત્રણમાં એક વખત મોખરા પર આવી જવાની આગાહી આપતા શ્રી કલાબ્ધિ (દુર્ગાશંકર પંડ્યા)નાં અસંખ્યાત ચિત્રો, શ્રી રસિકલાલ પરીખ અને સોમાલાલ શાહ તથા જગન્નાથ અહિવાસીનાં ભાવચિત્રો, શ્રી જગમોહન મિસ્ત્રીનાં સામયિકોમાંનાં ચિત્રો,—આ અને બીજા અનેક ઊગતા કલાકારોની કલમે ગુજરાતની ગ્રંથસ્થ કળાની વેલને પાંગરતી કરી છે, એટલું જ નહિ પણ ગુજરાતના સમસ્ત કળાપદ્મને શત પાંખડીએ વિકસાવ્યું છે.

હવે આપણે એ ગ્રંથસ્થ ચિત્રકળાનાં વિવિધ અંગો, પ્રકારો અને સ્વરૂપો જોઈએ.

### પ્રકાર

મુદ્રણકળા દ્વારા જ્ઞાનપ્રચાર થવા માંડ્યો તે પહેલા, શું અહીં કે શું પશ્ચિમમા, ગ્રંથચિત્રણના પ્રકાર માત્ર ગણ્યાગાંઠ્યા જ હતા અને તેમાંયે શરૂથી માંડીને લાંબા વખત સુધી તો મોટે ભાગે એક જ પ્રકાર પ્રચલિત હતો અને તે કથાચિત્રોનો (story-illustrations અથવા illustrationsનો) બુદ્ધજીવનની જાતક કથાઓ તથા રામાયણ મહાભારત, પુરાણો અને ભાગવત, જૈનોના રાસ અને સૂત્રો તથા લોકકથાઓ વગેરેની વાર્તાઓના પ્રસંગો જ મોટે ભાગે ચિત્રોની પ્રેરણા બનતા અને એ ચિત્રો પુસ્તકોમા, ઓળિયા (કપડાના પટ)મા તથા ભીંતો ઉપર ચીતરાતા પ્રાચીન ચિત્રકળાનો લગભગ પોણા ઉપરનો ભાગ આ કથાચિત્રો જ રોકે છે

તે પછીનો પ્રકાર તે શોભાનો અને શણગાર આલેખનો (designs)નો. ફુલપત્તી, મોરપોપટ, હાથી કમળ અને એવા લોકમાનસને અહર્નિશ પરિચયથી રંજિત કરતા મનોહારી રૂપવળાંકાવાળા પ્રાણીઓ તથા વનસ્પતિઓની અનેક વિધ લીલા ચિત્રકારોએ વેલા, કિનારો, બુટ્ટા ને સુશોભનોમા ઉતારી મુસલમાન કળાકારોની ભૌમિતિક આકૃતિઓની વિપુલવિહારી કુશળતાનો પાશ લાગતા આ પ્રકાર વધુ વિકાસ પામ્યો

સર્વત્ર—સર્વ દેશોમા આ બને પ્રકાર પૂરી છટા અને વેગથી ખીલ્યા છે શું આપણા હસ્તલિખિત કથાપુરાણોમા કે શું પશ્ચિમના બાઈબલોમા, માનવીની ઊર્મિ કથાચિત્રો આલેખવામા અને વેલબુટ્ટાના શોભનો ઉતારવામા મોકળો વેગ પામી છે સાથેસાથે તેણે લિપિને પણ સુશોભિત અને શણગાર-આચ્છાદિત કરી છે ઈસ્લામમા માનવઆકૃતિની અને પશુપ્રાણીની ચિત્રણાની મના હોવાના કારણે ત્યાની ચિત્રકળાએ ભૌમિતિક આકૃતિઓ તથા અત્યંત રૂપસુંદર વળાંકાવાળી અરબી લિપિની છટાઓમા પોતાની લીલા વિસ્તારી છે જોકે પાછળથી તો ઇરાની રાજદરબારો કલમે ગ્રંથસ્થ ચિત્રકળાનો સર્વતોમુખી વિકાસ સાધ્યો છે

ત્રીજો પ્રકાર મંત્રાચિત્રો કે સૂચક ચિહ્નો—મુદ્રાઓ (symbols)નો જૈનોના અષ્ટ મંગળ અને ચૌદ સ્વપ્નો, ધ્વજ પરના આલેખનોના, વિવિધ તિલકોના, જ્યોતિષની બાર રાશિઓના,—એવા ચિત્રો તે આ પ્રકારના. કોઈ












બળદ, ઘોડા, વાંદરાં અને સાપની આકૃતિઓ ગૂંથીને ઉપજાવેલાં સંયોજનાચિત્રો
(નં. ૧, ૩, ૪ વાળા બ્લૉક સારાભાઈ નવાબના સૌજન્યથી, ઘોડાનો બ્લૉક 'કુમાર કાર્યાલયના')

ભાવવાચક વસ્તુને પ્રતીક રૂપે ટૂંકામાં નિરૂપિત કરતા ચિત્રોનો આ વિશિષ્ટ પ્રકાર પણ સર્વ દેશની કળામાં સર્વ કાળે ખીલ્યો છે, પરંતુ ઉપરના બે પ્રકારોને મુકાબલે પ્રમાણમાં ઓછો જોકે એની વાચાશક્તિ અને ભાવવાહિતા ઘણી સમર્થ ને કવિત્વભરી હોય છે પણ એ વિષે વિસ્તારથી ફરી ઉચિત પ્રસંગે

ચોથો પ્રકાર પ્રાચીન ચિત્રકળામાં તો ઘણુંખરું એકલા હિંદમાં જ નજરે પડે છે, તે તત્ત્વોની ભૌમિતિક આકૃતિઓનો. તત્ત્વવિદ્યાનો વિકાસ આપણે ત્યાં (બૌદ્ધો, જૈનો અને શાક્તોને વિશેષ આભારી) થયો એટલો બીજા દેશમાં થયો નથી, અને એ જ કારણથી બીજા દેશના ગ્રંથોમાં આ આલેખન પ્રકાર ખાસ જણાતો નથી, જોકે પશ્ચિમમાં પંદરમી-સોળમી સદી પછી વિદ્યાનો વિ

કાસ થતા સાથે ભૌમિતિક સિદ્ધાન્તોની, વૈજ્ઞાનિક યંત્રોની અને ખગોળવિદ્યાના આલેખનો વગેરેની આકૃતિઓ પ્રચારરૂઢ થતી આવી છે. નકશાઓ તો ત્યાએથી પણ પહેલાના સમયના મળી આવે છે

બીજો પણ એક પ્રકાર આપણે ત્યા વિશિષ્ટરીતે આવિષ્કૃત થયો છે, તે સંયોજનાચિત્રોનો. માનવીની કે પશુપક્ષી આદિ પ્રાણીવર્ગની બે કે વધુ આકૃતિઓની ખૂબીપૂર્વક ગૂથણી કરીને એક મનોહારી તેમજ કોઈ વસ્તુ સૂચક ઘટકચિત્ર ઘણીવાર ઉપજાવવામા આવે છે. તેનો ઉદ્દેશ ચાતુરીભરી આલેખનરચનાવડે મનોરંજન કરવા સાથે એકાદ નાનુ સૂચન કરવાનો હોય છે એકરીતે જોતા આ તંદ્રકાકૃત નો જ પ્રકાર ગણાય આ સાથે એવુ ખૂબીભર્યું આલેખન આપ્યુ છે. એક સ્થમા, એક જ મુખ સર્વને લાગુ પાડતી ચાર હરણની ગૂથણી, તેમજ ચાર હસ, ચાર ઘોડા, ત્રણ સસલા, બે વાનર, બે સર્પ, સાતનો ખ્યાલ આપતા ત્રણ બાળક વગેરેની સંયોજનાકૃતિઓ વિવિધ સ્થળે મળી આવે છે સ્ત્રીઓની આકૃતિઓને અનેકવિધરીતે ગૂથીને ઉપજાવેલા હાથી, હસ, ગાડુ, પાલખી વગેરેના આલેખનો દર્શાવતા નારીકુજર, નારીહસ, નારીશકટ વગેરેના આ પ્રકારના ચિત્રો ઘણે ઠેકાણે જાણીતા છે આ જ પ્રકારે શબ્દયોજનાની રચનાચાતુરી દર્શાવતા ભૌમિતિક આકૃતિઓવાળા કાવ્યોના ચિત્રબધો પણ ઘણાને પરિચિત હશે

ઓગણીસમી સદીના ત્રીજા ચરણ સુધી આપણી ગ્રથસ્થ ચિત્રકળા આટલી વિવિધતામા સમાઇ જતી હતી

## અર્વાચીન પ્રકારવૈવિધ્ય

મુદ્રણકળાની શોધ ને પ્રગતિ સાથે જ્ઞાનપ્રચારના સાધનો તેમજ પ્રકારમા પશ્ચિમના દેશોએ ખૂબ વેગ અને વિવિધતા આણ્યા, અને તેમા તેમણે ચિત્રકળાની શકિતને પૂરી પિછાનીને તેનો સર્વતોમુખી વિકાસ કરવા માડ્યો પહેલા, ચિત્રોના બીબા લાકડા કે ધાતુ પર હાથે કોતરાતા, તેને બદલે હવે રસાયણોની મદદથી ઝડપી બ્લૉકો બનાવવાની શોધ થઈ; એકલા હાથના રેખાકનોને બદલે પીછીના ચિત્રો અને ફોટોગ્રાફોને પણ છાપમા ઉતારવાની 'હાફટોન પ્રોસેસ' અસ્તિત્વમા આવી, પૂર્ણરંગી ચિત્રો ત્રણ ચાર કે સાતસાત રગોમા વિભાગીકરણ કરીને તેમના તાદશ રૂપમા ઉતારવાની ઉચ્ચતમ 'લેટરપ્રેસ' તેમજ 'ઑફસેટ લીથોગ્રાફી' જેવી મુદ્રણકળાનો આવિષ્કાર થયો

સાધનોની આ વિપુલતાએ જે શક્યતાઓ વધારી મૂકી તેનો પૂરેપૂરો લાભ. ચિત્રકળાનો અનેકવિધ પ્રકારે ઉપયોગ કરીને, સાધોસાથ લેવાનો જ ગયો. અને આજે તો ચિત્રકળાનું વૈવિધ્ય જ્ઞાનપ્રચારમાં એટલા વિસ્તારથી પથરાઈ ગયું છે કે સંસ્કૃતિની એક મુખ્ય સંદેશવાહક તે બની રહી છે.

પશ્ચિમની સંસ્કૃતિનાં પગલાંની સાથે આપણે ત્યાં પણ એ પ્રકારોનો આવિષ્કાર તથા વિકાસ થવા લાગ્યો,—જો કે એટલા વેગથી, એટલી વિવિધતા કે વિપુલતાથી પણ નહિ. છતાં જ્ઞાનપ્રચારના મુખ્યમુખ્ય ક્ષેત્રોમાં બધે તેના નાનાવિધ પ્રકારોનો ઉપયોગ આપણે કરતા થઈ ગયા છીએ. એમાંના મુખ્ય આટલા છેઃ કથાચિત્રો કે પ્રસંગચિત્રો—story illustrations; પાત્ર, સ્થળ કે સમય દાખવનાં તથા પદ્ધતિઓ નિરૂપતાં 'ફોટોગ્રાફિક' ચિત્રો; ભાવાત્મક ચિત્રો—fine art paintings; શોભનચિત્રો—designs and decorations; સંજ્ઞાચિત્રો તથા પ્રતીકો—symbols; નકશાઓ—maps; આલેખો—charts; આકૃતિઓ—diagrams; વ્યંગચિત્રો, 'કાર્ટૂનો'—Cartoons; ઠઠ્ઠાચિત્રો—Caricatures; પ્રથમાક્ષરો અને નામાક્ષરો—initials and monograms; પ્રચારચિત્રો—posters and pla cards; લેબલો અને 'કાર્ટન'—labels and cartons; જાહેરખબરમાં મુકાતાં ચિત્રો—advertisement illustrations; પૂઠાં અને જૅકેટ ઉપરનાં ચિત્રો—cover and jacket designs; બાળકોનાં પુસ્તકો માટેનાં વિશિષ્ટ ચિત્રો; શોભનોમા કાવ્યો માટેના સૂચક અર્થગર્ભ ચિત્રો; તેમજ ભાવાત્મક ચિત્રોમા 'વૂડકટ', 'ઇચિંગ', 'એન્ગ્રેવિંગ' વગેરેના પ્રકારો.

આ બધા પ્રકારોનો વિગતવાર પરિચય આપવા જતાં પ્રત્યેક એકએક જુદો લેખ જ માગી લે તેમ છે; એટલે આ લેખની મર્યાદામા સમાઈ શકે તેટલો તેમનો ટૂંક પરિચય તથા આપણે ત્યાં થએલો તેમનો આવિર્ભાવ અને વિકાસ, બની શકે ત્યાં ઉદાહરણો સહિત, નોંધીને જ આપણે સંતોષ માનવો રહેશે.

### કથાચિત્રો

અગાઉ આપણે જોઈ ગયા તેમ પ્રથમ ચિત્રકળાની શરૂઆત કથાચિત્રોથી થઈ ગણાય છે. રામાયણ, મહાભારત, પુરાણો, જાતકો, લોકવાર્તાઓ, રાસાઓ, ગાથાઓ વગેરેનાં પ્રસંગચિત્રોથી જ મોટે ભાગે આપણા ગ્રંથો ભરેલા છે. ચિત્રકળાનો એ આદિ અને પ્રથમ પ્રકાર આજે પણ એટલી જ વિપુલતાથી નવલિકાઓ તેમજ નવલકથાઓમા, પુસ્તકો તેમજ સામયિકોમા

વિસ્તરી રહ્યો છે. ગૃહજીવનની શૈલી છાયાથી માંડી વૃધવતા સાગરના સાહસો સુધી એનો પ્રદેશ પથરાએલો છે.

કથાચિત્રોના પ્રાચીન ઉદાહરણો વિષે અગાઉ જાણી ગયા એ કળાના આધુનિક દેશજ સ્વરૂપની સાચી શરૂઆત, અગાઉ જોયુ તેમ, શ્રી રવિશંકર ગવળે આલેખેલા 'ગુજરાતનો નાથ'ના તેમજ 'વીસમી સદી'માનાં કેટલાક ચિત્રોથી થઇ ગણાય, કેમકે ત્યા સુધીના દક્ષિણી ચિતારોને હાથે આલેખાતા ચિત્રોને ગુજરાતી કળા ભાગ્યે જ કહી શકાય શ્રી રાવળને હાથે શરૂ થએલી એ પરંપરા આજ પર્યંત અનેક કલાકારોને હાથે વહેતી જ રહી છે. પાત્રની લાક્ષણિકતા, વાતાવરણની જમાવટ અને પ્રસંગની પ્રવર્તમાન ગતિ–action, એ ત્રણ કથાચિત્રોના મુખ્ય અંગ છે, અને ઉત્તમ ચિત્રસંયોજનામા તેમનુ સફળ આયોજન કરવા માટે સમર્થ પીંછી જ જોઇએ છે, કેમકે કથાચિત્રો (illustrations) એ ખરી રીતે તો મોટા પટચિત્રો (paintings)ની નાની આવૃત્તિ જ છે આના લાક્ષણિક ઉદાહરણ તરીકે શ્રી રાવળના આલેખેલા 'કથા-પીના કેકારવ'માના કેટલાક કથાકાવ્યોના, 'વીસમી સદી'માની કેટલીક વાર્તાઓમાના અમુક, ને 'ગુજરાતના નાથ'ની, અને 'મારી વીસ વાર્તાઓ' જેવા અમુક વાર્તાગ્રંથોમાના કેટલાક ચિત્રો ગણાવી શકાય તેમની પછી એ ક્ષેત્રમા શ્રી રવિશંકર પંડિત, કનુ દેસાઈ, કલાબ્ધિ વગેરે અનેક કલાકારોએ ફાળો આપ્યો છે તે સર્વમા 'કલાબ્ધિ'ની પીંછી કથાચિત્રોની ગુણવત્તાની એક કાળે આશાજનક શક્તિઓ દેખાડતી હતી

ગતિભર્યા પ્રસંગોના આલેખન ઉપરાંત વિવિધ લાક્ષણિક વ્યક્તિત્વ વાળા પાત્રોનુ આલેખન—character pictures પણ આ પ્રકારમા આવે 'ગુજરાતના નાથ'ના મુંજાલ મહેતાનુ આલેખન તેનો સફળ નમૂનો કહી શકાય

## 'ફોટોગ્રાફિક' ચિત્રો

પશ્ચિમમા તો હવે સામયિકોમાની વાર્તાઓ તથા નવલોના ચિત્રો સારૂ આલેખનોને બદલે સાચા ફોટોગ્રાફોનો પણ ઉપયોગ થવા લાગ્યો છે પ્રસંગમા આવતા પાત્રોને યોગ્ય વાતાવરણ અને ગતિ સ્ટીલ સ્ટુડિયોમા તેમના ફોટો-ગ્રાફ પાડીને ઉપયોગમા લેવામા આવે છે True Story Magazine જેવા ઘણા છાપાઓમા આવા photographic illustrations જ આવે છે

બાકી જ્ઞાનપ્રચારના ચિત્રસાધન તરીકે તો ફોટોગ્રાફીનો ઉપયોગ ઘણા લાંબા વખતથી સર્વત્ર થતો આવ્યો છે જીવનચરિત્રોમા વ્યક્તિઓની જુદી




## જિંદગીની સફરે

(ચિત્રકાર રવિશંકર રાવળ)

ફેંટના અને ખોળાના બોજ સાથે ખેવી જંજીર ગળામાં પહેરીને ગાન જેવી માનુની જીવનની નૌકામાં બેસીને આપણો યુવાન વિદ્યાર્થી ઘૂઘવતા સંસારસાગરમાં જિંદગીની સફરે ઊપડે છે. આનું ઉપલું ચિત્ર વધારે સમજાવવું પડે તેવું નથી. એક બાજુ તે પોતે પોતપોતાની ફરજ બજાવી ચૂક્યા છે એવું માનનારા માતપિતા, ધર્મગુરુ અને વિદ્યાગુરુ તથા બીજી બાજુથી સંસારની બીકપ્રધાનતામાં વધારો કરતા ચડી આવતા તોફાનના ઘેરવાદળા પણ લગ્ન બજારનહિ હોય

ખાસ આવશ્યકતા જણાતી નથી, કેમકે આજકાલ આપણા પણ ઘણા પત્રો તેનો ઉપયોગ કરતા થયા છે. જોકે પુસ્તકોમાં આપણે ત્યાં હજી તે પ્રકાર એના ઉપયોગમાં આવ્યો નથી. માત્ર પુસ્તકોના જૅકેટ ઉપર તે ક્વચિત દેખા દે છે એટલો અપવાદ.



## બાલગ્રંથોમાંના ચિત્રો

બાળક માટેના ચિત્રો એ મૂળમાં પ્રકાર તો કથાચિત્રો —illustrations નો જ. પણ વસ્તુ પરત્વે શૈલીનો એમાં ઉચિત ફેરફાર આવશ્યક છે. સાદી રેખા, સ્પષ્ટ આકાર, વસ્તુને તરત ગ્રાહ્ય બનાવતી વિશદ શૈલી અને અહીં બાલોચિત ગમ્મતનું તત્ત્વ—એ બાલચિત્રોની શૈલીના પ્રધાન લક્ષણો. લેખકે લખાણ કે વાર્તામાં ઉપજેલા ચિત્રને જોર આપીને તેની મનોરમ છાપ પાડવામાં આ ચિત્રો જો મદદ ન કરે તો એ અર્થહીન બની જાય છે. આપણે ત્યાં ઘણા પુસ્તકો તથા સામયિકોમાં એ દિશામાં સારા પ્રયત્નો થયા છે. શ્રી સૌ. હંસાબહેન મહેતાકૃત 'બાલ વાતાવલિ'થી માંડી નાગરદાસ પટેલ અને 'ગાંડીવ'ની માળાઓ સુધી (એક બાલકાવ્યના રમૂજ ચિત્રનો નમૂનો ઉપર આપ્યો છે) જોકે 'ગાંડીવ'ના પ્રકાશનોના આલેખનોમાં શૈલીની પ્રૌઢી તથા શિષ્ટ રુચિની ઊણપ છે.



ગુરુદેવની અમીદૃષ્ટિ હેઠળ કઠણ જીવનવાટ ખેડતા જીવાત્માનું આલેખન કરતા એક કાવ્યગત ગદ્યગીત માટે આલેખાએલું કવિતાચિત્ર ય સૂચક ગોરમન (કુમાર)

## કવિતાચિત્રો

કાવ્યો માટેના આલેખનો કાર્યગુણ તો માગી જ લે છે. ગદ્ય અને પદ્ય



કાવ્ય માટેના કલ્પનાવિહારી શોભનચિત્રનો નમૂનો. શ્રી ચન્દ્રવદન મહેતાના એક તરંગમાળામાંની 'શોકરાણી'નું આલેખન (રવિશંકર રાવળ) બ્લોક: 'કુમાર'

વચ્ચે જે ફેર છે તે જ સામાન્ય કથાચિત્રો અને કાવ્યનાં ચિત્રો વચ્ચે આવશ્યક છે. ભાવની ઘનતા, કલ્પનાની ચમક અને સૂચક અંકનના એ ત્રણ ગુણ કવિતા ચિત્રોની શૈલીમાં જોઈએ. 'ઇલાકાવ્યો'ના અમુક આલેખનો અને 'કુમાર' 'નવચેતન' વગેરે માસિકોમાં આવતા છૂટક કાવ્યો સાથેનાં ચિત્રો આનાં ઉદાહરણો તરીકે ગણાવી શકાય.

## ભાવાત્મક ચિત્રો

ઊંચા ભાવવાળાં, કલાનાં ઉચ્ચ તત્ત્વો ધારતાં અને જીવનને માર્ગદર્શન કરાવતાં ચિત્રો—fineart paintings એ ખરી રીતે સ્વતંત્ર ચિત્રકળાનું અંગ નથી. કથાચિત્રોની માફક તે કાંઈ કથાવસ્તુના આશ્રયને કે કોઈ ઉદ્દેશને ખાતર આલેખાએલાં હોતાં નથી પણ સાહિત્યકારની સિસૃક્ષાથી જન્મતા સર્જનાત્મક સાહિત્યની પેઠે, કલાકારના સંવેદનને પરિણામે થએલું સ્વયં-ઊર્મિનું તે સર્જન હોય છે. કોઈ હૃદયસ્પર્શી રસદર્શન, જીવનને ઉન્નત, પાવન કે ભવ્ય કરતી કોઈ ભાવના, માનવીની મનોગત ઊર્મિઓના મંથનનું આલેખન, નિસર્ગનું પ્રસન્નગંભીર કોઈ દર્શન,—આવા તેના વિષયો હોય છે. આપણા સર્વ આધુનિક કલાકારોની પીંછી આ પ્રદેશમાં સારી પેઠે ઘૂમી વળી છે અને એમનાં રંગચિત્રો આજે તો સર્વત્ર જાણીતાં છે. એના લાક્ષણિક ઉદાહરણ તરીકે શ્રી રવિશંકર રાવળનું 'જીવનસંગીત' નામનું ચિત્ર નિર્દેશી શકીએ.

પરંતુ આ પ્રકારનાં બધાં ચિત્રો રંગચિત્રો જ હોય એવું પણ નથી; વેગવતી એકલી રેખાનું જ કોઈ આલેખન, 'વૂડકટ' (એટલે કે લાકડા પર કલાકારે જાતે કોરેલું) ચિત્ર, ત્રાંબાની પ્લેટ પર ચિત્રકારે સ્વહસ્તે કરેલું એચિંગ કે 'એન્ગ્રેવિંગ', અથવા એકાદ સાદો સ્કેચ પણ આ કક્ષામાં આવે

## શોભનચિત્રો

શોભનચિત્રોથી તો આજકાલ આપણે ઠીકઠીક પરિચિત થઈ ગયા

છીએ સામયિક પત્રોમા લેખોને મથાળે તથા અંતે મૂકાતા 'હેડપીસ' અને 'ટેઇલપીસ' તથા લેખોની વચ્ચે આવતા ભાવસૂચક શોભનો એ એક પ્રકાર છે, જેમા લખાણને અનુલક્ષી કાંઈક ધ્વનિસૂચક આલેખન હોય છે બીજો પ્રકાર કેવળ શોભાની દૃષ્ટિથી આલેખાએલા વેલબુટ્ટા, કિનારો, કાંગરીઓ વગેરેનો છે, જેમા માત્ર ફૂલ પાન આદિ કુદરતની આકૃતિઓને વિવિધ રચનામય સંયોજનો તથા ભૌમિતિક ગૂથણીથી ચીતરી હોય ચિત્રકળાના આ પ્રકારની વિપુલતાનો કોઈ શુમાર નથી તેનુ મૂલ્ય પણ કદાચ



સુખી રાજા નામની વાર્તાનો ટેઈલપીસ







વિષયાનુલક્ષી શોભનચિત્રો
(બ્લૉકો કુમાર ના સૌજન્યથી)





કોઈ કાવ્ય લેખ વાર્તા, નાટક વગેરેમા આવતા વિષય કે પ્રસંગને અનુલક્ષી આવે એવા નાના સૂચક શોભનચિત્રો જે લખાણની વચ્ચે યથાસૂચિત સ્થાને મુકાય છે વિશિષ્ટ વિષયાનુલક્ષી હોવા છતા આવા શોભનોમા કોઈ ને કોઈ વ્યાપી ભાવનો ધ્વનિ પણ સમાએલો હોવાથી તે કાયમી સુશોભનો તરીકે પણ વાપરી શકાય છે



પરણ

(વુડકટ રસિકલાલ પરીખ)









ઉપર ગુજરાત વર્ના. યુલર સોસાયટીમાંની દુર્ગાસપ્તશતીની ૧૮મા સૈકાની પ્રતમાંથી કથાચિત્રનો નમૂનો નીચે-ડાબી બાજુએ ૧૯મા સૈકાના અંતમાં વડોદરામાં ચીતરાએલી 'મધુમાલતી'ની વાર્તામાંનું ચિત્ર જેમાં રાજપૂત કલમ પર મરાઠી અસર સ્પષ્ટ જણાય છે જમણી બાજુએ ૧૮મા સૈકામાં શીરોહીના ન ારજનાએ મોકલેલ વિજ્ઞપ્તિ પત્રમાંથી ચૌદસ્વપ્નનુચિત્ર સજ્ઞાચિત્રના આઠ નના નમૂનો

(બ્લૉક 'કુમાર'ના સૌજન્યથી)

કથાચિત્રો જેટલું જ જૂનું છે. પ્રાચીનતમ ચિત્રોમાં પણ તેના આદિ સ્રોત મળે છે આ અત્યંત પરિચિત ચિત્રપ્રકારના થોડાક નમૂના અને આપ્યા છે

## પ્રતીકો

શોભનચિત્રોના જ કદાચ એક અંગ તરીકે પણ ગણી લઈ શકાય એવો ચોથો ચિત્રપ્રકાર તે મુદ્રાચિત્રો તથા પ્રતીકો—symbols—નો છે મુદ્રાચિત્રનું મુખ્ય લક્ષણ એ કે તે અત્યંત અર્થગર્ભ હોય અને થોડામાં ઘણું કહી દેવાની શક્તિવાળું હોય અંગ્રેજીમાં symbol—પ્રતીક—ની એક વ્યાખ્યા યથાર્થ રીતે એવી કરેલી છે કે a symbol is a silent parable અતે ઓછું કહીને બાકીનાનું સૂચન કરતા આ મિતભાષી પ્રતીકોનું આલેખન સમર્થ વિચારણા તથા ચિત્રણાની શક્તિ માગી લે છે, અને ઘણા ઓછા કલાકારો એની સાચી કસોટીમાંથી પાર ઊતરી શકે છે ભાવનું દિગ્દર્શન કરાવનાર પ્રતીક યોજવાની ચિંતનશક્તિ અને તેનું આલેખન—કેવળ સાદું જ આલેખન નહિ, પણ સંયોજના-designના રૂપમાં તેનું આલેખન—કરવાની ચિત્રણાશક્તિ, બન્નેની એમાં ભારોભાર જરૂર હોય છે એનો આલેખક કથિતવ્યનો સૂક્ષ્મ પ્રાણ પકડીને રજૂ કરવાની કાબેલિયતવાળો જોઈએ, તેમજ spirit of designનો પણ પૂરો સમજદાર જોઈએ

કોઈ ધર્મપંથો, પ્રવૃત્તિઓ, મંડળો કે સંસ્થાઓની ધ્યાનમુદ્રાઓ, રાજ્યોના રાજ્યચિહ્નો coat of arms, કૌટુંબિક કે વ્યક્તિગત મુદ્રાચિહ્નો, ધ્વજ ઉપરના મુદ્રાલેખનો, સિક્કાઓ, ચન્દ્રકો અને ટપાલની ટિકિટો માટેના સૂચક ચિહ્નો,—આમ અનેક ક્ષેત્રોમાં આજે એનો વિસ્તાર છે અને એની અગત્ય









પહેલું બીજું અને નીચે ત્રણ સંસ્થાઓનાં ધ્યાનચિહ્નો, ત્રીજું ૧૯૩૦ના સ્વાતંત્ર્યસંગ્રામને સ્મરણાંકિત કરતી ટપાલની ટિકિટ માટેનું સૂચિત આલેખન, ચોથું (જમણી બાજુ છેડે) વ્યક્તિગત સંજ્ઞામુદ્રા (બ્લૉક 'કુમાર' કાર્યાલયના સૌજન્યથી)

તથા જરૂરિયાત જીવન જેટલી જ વ્યાપક છે મગ્યા કે વ્યક્તિના મુખ્ય ધ્યેય કે ધ્યાનમત્રની ભાવનાનુ સૂચન કરતા કોઇ પદાર્થ અથવા પ્રાણીનુ ચિત્ર, સ્પષ્ટ સમજાય તેવી વિશદ આલેખનાથી તેમજ રૂપસુદર ગૂથણીથી એમા કરેલુ હોય છે કેટલીવાર એમા સૂત્રમત્ર તથા વ્યક્તિના પ્રથમાક્ષરો અગર નામાક્ષરોની ગૂથણી પણ હોય છે વિશદ અર્થઘનતા એ એનુ મુખ્ય લક્ષણ હોય છે

વાઙ્મયમા જે સ્થાન કાવ્યનુ—તેમા યે નાના ઊર્મિગીતનુ, સૉનેટનુ કે મુક્તકનુ છે, ભાષામા જે સ્થાન સૂત્ર કે સુભાષિત અગર કહેવતનુ છે તે ચિત્રકળામા મત્રાચિત્રનુ છે મત્રાચિત્ર એ સૂત્રાત્મક સમર્થ વાણી છે ગુજરાતની કળામા તેનુ સ્થાન પ્રાચીન કાળથી છે, અને આજે પણ, બીજા પ્રાતોને મુકાબલે આપણે એમા પછાત નથી, બલ્કે આગળી હારમા ઊભીએ શ્રી કનુ દેસાઈનો હાથ તેના પર ઠીક જામેલો છે આ સાથે થોડા ઉદાહરણો છે

નકશાઓ

નકશાઓ—maps, આલેખો—charts and plans અને આકૃતિઓ—diagrams એ ત્રણે એક જ કુટુબના બાળકો જેવા, સરખો ઉદ્દેશ સારતા, જુદીજુદી શક્તિવાળા સાધનો છે ત્રણે પ્રકાર જ્ઞાનને વધુ સરળ, બુદ્ધિગમ્ય અને સચોટ બનાવવાના અણમૂલ સાધનો છે આપણે ત્યા એનો ઉપયોગ નહિ જેવો જ થાય છે પશ્ચિમવાસીઓએ અઘરામા અઘરા વિષયોને પોતાની પ્રજાના અદનામા અદના માણસ સુધી પહોંચાડવામા આ ત્રણ સાધનોનો જ બહોળો ઉપયોગ કર્યો છે ત્યાના છાપામા અગત્યના બનાવોની હકીકત નકશા વિના ભાગ્યે જ હોય દેશની રાજકીય, સામાજિક, આર્થિક, વ્યાપારી કે ઐતિહાસિક પરિસ્થિતિ અને પ્રગતિના માપ દર્શાવતા આલેખોના અનેકવિધ ચાતુર્યયુક્ત પ્રકારો ત્યા યોજાયા જ કરે છે અને આકૃતિઓ—diagramsનો આધાર તો જ્ઞાનની કઈ શાખામા લેવો નથી પડતો ? ભૂમિતિથી શરૂ કરીને એકેએક વિદ્યા જોઈ લ્યો

આલેખો

નકશાઓ—maps મુખ્યત્વે સ્થળ (પછી તે દુનિયા આખી હોય કે તેનો ખડ, દેશ, પ્રાત, ગામ, શહેર, શેરી, ઘર, વાડી કે ઓરડી હોય) દર્શાવવા યોજાય છે અમુક સ્થળ ચોક્કસ રીતે ક્યા આવ્યુ અને તેની



એલ્યુમિનિયમ ધાતુનાં મૂળ તત્ત્વો, તેમાંથી થતી તેની રચના અને તેની બનાવટોના પ્રકાર એકીદૃશ્યે દર્શાવતો આલેખ

પરિસ્થિતિ કેવી છે તેનો એમાં નિર્દેશ થાય છે. પણ charts—આલેખોની કળાના વિકાસનો ઉપયોગ તો આજકાલ લોકશિક્ષણના કામમાં એટલો બધો થઇ ગયો છે કે પહેલાં તેનું સ્થાન નકશા અને આકૃતિઓ કરતાં પાછળ હતું તે, પશ્ચિમના દેશોમાં તો ઘણુ આગળ પડતુ થઇ જશે. એની સંયોજનાઓ પણ દિન પર દિન નવતર અને બુદ્ધિયુક્ત થતી જાય છે. દાખલા તરીકે ઇંગ્લંડ, અમેરિકા, જાપાન અને રશિયાની પેટ્રોલની એક વર્ષની ઊપજ દર્શાવવા માટે આંકડા નહિ પણ પ્રત્યેક દેશના નકશામાં–અગર તેના નામ સામે એક પીપ બરાબર એક લાખ ગૅલનના હિસાબે જેટલા લાખ ગૅલન ઊપજ થઇ હોય તેટલાં પીપ ચીતર્યાં હોય. આ જ રીતે દેશનું લશ્કરી બળ, આયાતનિકાસ, હુન્નરઉદ્યોગની ઊપજ, રોગના









સુથારીકામની રચનાનો આલેખ

આંકડાઓ કે જનગણનાની સંખ્યા વગેરેનો ટૂંકામાં સચોટ અને ચિત્રયુક્ત વિચાર રજૂ કરવા માટે charts એ અણમોલ સાધન છે

આલેખનનો બીજો પ્રકાર તે plans શિલ્પસ્થાપત્યના, મકાનોની બાંધણીના, બાગબગીચા ને નગર રચનાના, લશ્કરની વ્યૂહના,—એમ અનેક રૂપો એના છે એ નકશા તરીકે પણ ઓળખાય છે પણ જોતાં તો આ ત્રણે પ્રકારો એટલા સજાતીય છે કે કેટલીક વાર એકબીજાના ક્ષેત્રમાં તેઓ પ્રવેશી અન્યરૂપ લઈ જતા વાર નથી લાગતી. હિંદુસ્તાનના નકશાઓ તેના ઉગાડતા શહેરોમાનું ચિત્ર, એ જ રીતે ગેહું, બાજરી, ઘઉં વગેરે જીવન પાક ઉત્પન્ન કરતા પ્રદેશોમાં એના




દુનિયાના દેશોની વ્યક્તિગત આવકને મુકાબલે હિંદની આવક દર્શાવી તેની ગરીબી દાખવતો સચોટ આલેખ (બ્લૉક 'કુમાર કાર્યાલયના સૌજન્યથી)

ચિત્રો, વગેરે આલેખન તૈયાર કરેલો map (નકશો) chart બનીને એવા જ એક મિશ્રણનુ ઉદાહરણ પુરૂ પાડે છે. ઍરોપ્લેનની બનાવટની આંતરિક રચના દર્શાવતા કે 'ટેલીવિઝન' અગર 'કમ્બશ્ચન એન્જિન'ના સિદ્ધાંતો દર્શાવતા આલેખોમા plans અને diagrams એ બંનેનુ મિશ્રણ થાય છે. પશ્ચિમના બુદ્ધિમાન દેશોએ આ ત્રણે પદ્ધતિઓના અનેકવિધ ચાતુર્યયુક્ત સરવાળા—ગુણાકાર કરીને જ્ઞાનને એટલું હસ્તામલકવત્ કરી મૂકયુ છે કે આપણે તે જોઇને છક થઇ જઈએ આપણે ત્યા તો એનો શનાશ પણ પ્રચારમાં નથી. આ સાથે થોડા ઉદાહરણો છાપ્યા છે. જ્ઞાનને આપણે સર્વવ્યાપી બનાવવું હોય તો આ એમૂલ્ય સાધનનો ઉપયોગ કરવો જ જોઇએ.

## કટાક્ષચિત્રો

નકશા, આલેખ અને આકૃતિની અગાઉ વર્ણવેલી ત્રિપુટી જેવુ જ એક બીજુ સજાતીય જોડકૂં તે કટાક્ષચિત્રો અને ઠઠ્ઠાચિત્રો—cartoons and caricatures—નું એ કળા પણ આપણે ત્યા નહિ જેવી જ ખીલી છે એમ ખેદ સાથે કબૂલ કરવું જોઇએ કટાક્ષાલેખનો અને ઠઠ્ઠાચિત્રો તો કોઈ પણ પ્રજાના મર્માળા નર્મનો, બુદ્ધિયુક્ત કટાક્ષનો કે ચાતુરીભરી ઠઠ્ઠાશક્તિનો (અને પરિણામે તેની સચેત જીવનદૃષ્ટિ અને બુદ્ધિની તીક્ષ્ણતાનો) કયાસ બતાવી આપે છે Cartoons (વ્યંગચિત્રો)મા કોઈ વ્યક્તિ, સસ્થા, સમાજ, રાજ્ય કે દેશને લગતા પ્રસંગ કે પરિસ્થિતિની વિચિત્ર અને ઠપકાપાત્ર બાજુ પર તીખો વ્યંગ આવ્યેલો હોય. હાસ્ય કે મશ્કરી એમા મોટે ભાગે હોય ખરા, પણ એ અનિવાર્ય જ હોય એવુ નથી. કેટલીકવાર પ્રશસાજનક 'કાર્ટૂનો' પણ આલેખાય છે. પણ મોટે ભાગે તો તેમા તેજાબ પેઠે સડસડીને ઉતરી જનારો તીખો ઉપાલંભ કે કડવોઝેર કટાક્ષ જ હોય છે સચોટતા એ એનુ મુખ્ય લક્ષણ છે અને તેને માટે ઘણુંખરુ રૂપકનો આશ્રય લેવાય છે.

## ઠઠ્ઠાચિત્રો

ઠઠ્ઠાચિત્રો—caricatures–નું માળખુ તો cartoons જેવુ જ. માત્ર તેમા આલેખન વ્યક્તિનું જ હોય એમા રાજાઓ, સરમુખ યારો ને ધર્મગુરુઓ, રાજદ્વારી પુરુષો અને દેશનેતાઓ, સમાજસેવકો, વિદ્વાનો અને વીરો,—પ્રજાના એવા કોઈપણ અગ્રણી પુરુષોના કોઇ ઉપાલભપાત્ર વર્તન, વાણી કે પ્રસગને અનુલક્ષીને તેનુ હાસ્યજનક ચાડું ચીતરવામા આવે છે. પણ એમા કલાકારની શક્તિની સાચી કસોટી થાય છે હાસ્યને પાત્ર વ્યક્તિના ચહેરાની




કાઠિયાવાડને ગુજરાત થી અલગ પાડીને તેને જુદી સમિતિ આપવાની વિચારણા ગુજરાત પ્રાંતિક સમિતિ પાસેજ આવેલી તે વખતે 'નવ સૌરાષ્ટ્રે' પોતાના વિરોધને અસરકારક બનાવવા આપેલું 'કાર્ટૂન'

લાક્ષણિક વિશિષ્ટતા ઓછામાં ઓછી રેખાઓમાં, સચોટપણે, મર્મજ્ઞતાપૂર્વક અને હસામણી ઢબથી ઉતારવામાં તીણી નજર અને કલમ પરનું પ્રભુત્વ જોઈએ છે હાસ્યપાત્ર વ્યક્તિનું હસામણું ચાડુ ચીતરવા સાથે તેના ચહેરાના મુખ્ય લક્ષણ એમાં એવી ખૂબીથી સચવાઈ જવા જોઈએ કે જે જોતા નાના બાળક પણ એને ઓળખી કાઢી શકે દાખલા તરીકે મહાત્મા ગાંધીજીના ચહેરામાં મોટા કાન, ગોળ ચશ્મા, આગળપડતો નીચલો હોઠ લાંબુ નાક મુક્ત હાસ્ય કરતો હોઠ અને ગાલ ચાગના થોડા તરણુંવાળી ટૂંકી ચોટલી વગેરે ચિત્રકારની માનીતી સામગ્રી થઈ પડે હિટલરની ટૂથબ્રશ જેવી મૂછો અને અરધુ કપાળ ઢાંકતો વાળનો ગુચ્છો, મુસોલિનીના મોટા ડોળા અને બુલડોગ જેવા જડબા, ચેમ્બરલેનના જૂના વખતના અણીદાર કોલર અને છત્રી, જીન્નાના જૂના વખતના આલ્બર્ટ જેવા જડબા, ફીરંગાના જૂના વખતના પ્રથાના બાલ્ડવિનનું ગાજર

જેવું નાક અને મોમા સદા રહેતી ચુંગી, બીજા એવા વડા પ્રધાન ચેમ્બર-લેઈનનાં ગુચ્છાદાર ભવાં અને ભેંકેલા ગાલવાળો લાખો ચહેરો, એ બધાં 'કાર્ટૂનો' દ્વારા જગતભરના માનવીઓની આંખમા એવાં રમી રહ્યા છે કે ગમે ત્યા એને ઓળખી કાઢી શકાય.

આપણાં સામયિકોમાં આ દિશામાં ઠીક પ્રયત્નો થયા છે,—જોકે પ્રશંસા પાત્ર કહી શકાય તેવા નહિ એ વિષયમા મોટામાં મોટો ફાળો મુમ્બઈના જાણીતા (પણ હવે મરહૂમ) સાપ્તાહિક 'હિંદી પંચ'નો છે. તે પહેલા 'ભીમ-સેન'માં એવો પ્રયત્ન થએલો. પરંતુ એ બધાનાં આલેખનોમાં વર્ણનાત્મક શૈલી વિશેષ હતી, તીણી રમૂજ અને ટીખળ માટેના ઉઠાવ આલેખનો ઓછાં. 'વીસમી સદી'મા 'અફલાતુન'ની સહીથી શ્રી રવિશંકર રાવળે થોડાં હાસ્યચિત્રો આલેખેલા તે લોકપ્રિય થયા હતા. 'કુમાર'મા આવેલી આપણી સામાજિક કુરૂઢિઓ ઉપરની એમ ની વ્યંગચિત્રોની માળા પણ નોંધપાત્ર છે. વચ્ચે થોડા ભાઈઓના 'તોપ' નામના સાપ્તાહિકમા ટૂંક વખત આવેલા કઢંગા પ્રયત્નો ઇતિહાસનો અંકોડો સાચવવા પૂરતા પણ નોંધવા જોઇએ અમદાવાદના 'ગુજરાતી પંચે' પણ પોતાની કારકિર્દીની શરૂઆતમાં કાર્ટૂનો આપવા માંડેલાં કહેવાય છે.

આજના પત્રકારત્વમા 'નવસૌરાષ્ટ્ર' પત્રે એ દિશામા નોંધપાત્ર પહેલ અને પ્રગતિ કરી. એમા આવતાં 'ચકોર'નાં વ્યંગચિત્રો પાછળ વિચારની ગોટ અને જોરદાર આલેખન હોય છે. એવા જ આપણા બીજા સાપ્તાહિક 'ફૂલછાબે' એ દિશામાંના પોતાના પ્રયત્નો વડે, (કઢંગા આલેખનની અડચણ છતા) જે લોકપ્રિયતા પ્રાપ્ત કરી તે જ આ ચિત્રપ્રકારની શક્તિની સાબિતી રૂપ છે.

આ વ્યંગચિત્રો અને હાસ્યચિત્રો પ્રજાની કેળવણીમા મોટામા મોટો ફાળો આપી શકે, કેમકે વિનોદ સાથે વિચારપ્રચાર કરવાનુ એ ઘણુ જ પ્રબળ સાધન છે. મોટા માણસોની વિચિત્રતાઓની અને જાહેર પ્રસંગોના બેહૂદાપણાની કે પ્રજાના દૂષણોની ઠેકડી કરીને તે દ્વારા પ્રજાહિતની સાચી વાતો અને જનતાને નુકસાન કરતા તત્ત્વોની અમર લોકોના મન પર અત્યત સરળતાથી ઠસાવી દેવાનુ આના જેવુ બીજુ એક પણ જોરદાર સાધન નથી. પશ્ચિમે તો આ કલા એટલી બધી ખીલવી છે કે ત્યાના મોટા ભાગનાં

* આજે તો 'પ્રજાબંધુ' સાપ્તાહિક, 'રેખા' માસિક અને 'જન્મભૂમિ' 'વંદેમાતરમ્' વગેરે દૈનિકોમા પણ એ ચિત્રપ્રકાર આવવા લાગ્યા છે



પેલેસ્ટાઈનમાંની અંગ્રેજોની કુટિલ ભેદનીતિ ઉપર વ્યંગ કરતું 'કાર્ટૂન' જૉન બુલે પેલેસ્ટાઈન રૂપી કેકના ત્રણ કટકા કરી માથું પોતે રાખ્યું છે, વચલો ભાગ ગૌરાંગ યહૂદીઓને આપ્યો છે, અને પૂંછડું આરબોને નજરાવ્યું છે પેલેસ્ટાઈનના રૂપક માટે ચિત્રકારે ઔચિત્યપૂર્વક એ રાજપ્રદેશનું વાહન કેક ચીતર્યું છે (ફોટો 'કુમાર')



સ્થૂલ શરીર પર ભરાવદાર ચહેરામાં વિશિષ્ટ મૂછો, મોટાં ચશ્માં પાછળથી તાકતી આંખો અને પાછળ ઓળેલા વાળવાળા આપણા પીઢ સાક્ષર શ્રી બળવંતરાય ઠાકોરને એક વાર જેણે જોયા હશે તે તેમનું આ 'કૅરીકેચર' તરત જ ઓળખી કાઢવાના (ચિત્રકાર રવિશંકર રાવળ)









હરિપુરા મહાસભા વખતના માર્ગનિર્દેશક તથા સ્વચ્છતાસૂચક આ ચિત્રો 'પોસ્ટર'ને 'સ્ટેબોર્ડ'ના ઠીક નમૂના ગણાય

દૈનિકો કે સાપ્તાહિકો એ વગરના હોતા જ નથી એ દેશો આ ચિત્ર-પ્રકારનુ પરિભ્રમ બરોબર વિકાસી ગયા છે આપણે એ કળા હજુ વિક સાવતી રહી છે

## હાસ્યચિત્રો

આપણે ત્યા મુદ્રન નથી એવુ હાસ્યચિત્રોનુ બીજુ અગ જે પશ્ચિમે ખાલવ્યુ છે તેની નોધ પણ લેવી આવશ્યક છે તે આ વ્યગ ઠઠ્ઠા-ચિત્રોનો જ પ્રકાર છે પણ તેમા કોઇ ચોક્કસ ધ્યેયને કે પ્રસગને અનુલક્ષીને કરેલા ઉપાલભ કરતા જીવનમાથી જડતા હાસ્યપાત્ર પ્રસગો અને પાત્રો ઉપર વ્યગ કરીને ગમ્મત ઉડાવવાનો હેતુ હોય છે 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'મા પોપ નામના પાત્રના હમામણા પરાક્રમોની રોજ-બ-રોજ આવતી પેલી ચિત્રોની પટ્ટી સૌને જાણીતી છે યુરોપ અમેરિકાના એકેએક શહેરના લગભગ પ્રત્યેક દૈનિક અને સાપ્તાહિક પત્રમા આવી humour strips ચાલુ આવ્યા જ કરે છે, રોજ કાઇક ને કાઇક નવીન ચવિત્રાવેડા ને પરાક્રમ હાજર જ હોય વળી, હાસ્યના ટુચકાઓને સચિત્ર કરતા ચિત્રોનો પણ ત્યા તોટો નથી એ બધુ જોઇને આપણને આશ્ચર્ય થાય કે દુનિયામા શુ આટલુ બધુ હાસ્ય પડયુ છે! જે દેશ પોતાની પ્રજાના પ્રાણને પ્રફુલ્લિત અને તેની જીવનદૃષ્ટિને જાગ્રત કરવા ઇચ્છે છે તે તેની અગત્ય સમજે છે

## પ્રચારચિત્રો

પ્રજામા જ્ઞાનપ્રચાર કરવાનુ બીજુ એક પ્રબળ સાધન કલાએ પૂરુ પાડયુ છે તે 'પોસ્ટરો'-posters આપણે એને પ્રચારચિત્રો જ કહીએ એ ચિત્રપ્રકારનો આવિર્ભાવ પણ પશ્ચિમમા જ થયો, કેમકે આજની પ્રચાર વિદ્યાની જનની પશ્ચિમી પ્રજા છે અને શુ ત્યાનો પ્રજાસત્તાવાદ કે શુ ત્યાનો વેપારવણજ—બધુ લોકપ્રચાર ઉપર જ નભે છે રાજકીય મતપ્રચાર, માલની ખપત, નાટક સિનેમાની જાહેરાત કે પ્રજાકેળવણીના પ્રબોધસૂત્રો —બધામા આ 'પોસ્ટરો'ની જરૂર પડે છે, અને આમ એનુ ક્ષેત્ર વિશાળ છે કોઇ રમ્ય સ્થળની જાહેરાત કરતા, રેલવે કે પોસ્ટ ઑફિસની અગત્ય સમજાવતા, લડાઇમા જોડાવાનુ ઉદ્બોધન કરતા, દર્દોથી બચવાને ચેતવતા, અથવા જનહિત પ્રશ્ન-આરોગ્ય કે સમાજશ્રેય સૂચવતા આ પ્રકારના ચિત્રો અને તેની નાની આવૃત્તિ જેવી ખાસ કારેલી પ્રચાર ટિકિટો, ત્યાના જીવનમા રોજિંદા પરિચયના બની ગયા છે પરતુ એ 'પોસ્ટર'નુ કે એના નાના

બાગ્ર જેવાં 'પ્લેકાર્ડ'-placards-નું કોઈનું સ્થાન ગ્રંથચિત્રણમાં ન આવે, એટલે અત્રે કલાપ્રકાર જેટલો જ એનો નિર્દેશ કરીને અટકીશું. એ જ રીતિ શીશીઓ, ડબ્બા કે બંડલો ઉપરનાં લેબલો અને કાર્ટનોનું.

### જાહેરાતી ચિત્રો

પણ પ્રચાર માટેના ચિત્રોનો ત્રીજો એક પ્રકાર, જે સામયિક પત્રોમાં આવતી જાહેરખબરોનાં ચિત્રોનો છે, તેની ગણતરી અહીં જરૂરની છે; કેમકે સામયિક પત્રોમાંની કલાને પણ આપણે ગ્રંથચિત્રણા જ ગણી છે. 'પોસ્ટર'ની પ્રચારશૈલી અને પ્રસંગચિત્રોની કથનશૈલી બન્નેનું આ ચિત્રોમા સંમિશ્રણ હોય છે. પોતાને આપવાનો સંદેશ સીધો અને ઝડપથી અંતરમા ઊતરે એવી રીતે એમને કહેવાનો હોવાથી એની ચિત્રશૈલી જોરદાર અને અસરકારક હોય છે. ગમે ત્યાં દૂર પડેલા ખૂણામાંથી કે ઝડપથી ફેરવાતા પાના વચ્ચેથી પણ ડોકિયુ કરીને બૂમ પાડી ઊઠવાની ગત એ



કોઈ આગન્તુક પ્રસંગની જાહેરાત માટે ઉચિત ચિત્ર
(ચિત્રકાર કનુ દેસાઇ)

ચિત્રોમાં જોઈએ એ આપણી ખીલી ઊગતી ચિત્રશાખાઓ જેટલી પણ પ્રગતિ આ પ્રકારના ચિત્રોમાં આપણે નથી કરી એ કબૂલવું જોઈએ માત્ર ગણ્યાંગાંઠ્યાં ઉદાહરણો ક્યાંકક્યાંક જણાય છે પરદેશી કંપનીઓની જાહેરખબરોના ચિત્રો બાદ કરીએ તો આપણું નામ શેષ બહુ ઓછું રહે છે

## જૅકેટ અને પૂઠાના ચિત્રો

પણ આટલી અછત નોંધ્યા પછી, જાહેરાતી અને શોભન ચિત્રોના મિશ્રણના એક પ્રકારમાં આપણે હિંદભરમાં અગ્રસ્થાને છીએ એ હકીકત ની નોંધ ગૌરવ સાથે લેવી જોઈએ એ ચિત્રો તે પુસ્તકો ઉપરના જૅકેટ અને પૂઠાના ચિત્રો પુસ્તક ઉપરનું જૅકેટ એકીસાથે બે કાર્ય સારે છે એક તો ધૂળ, હવાપાણી અને ઘસારાથી તેનું રક્ષણ કરવાનું અને બીજું તેને શોભા આપીને તેની ઓળખ (અગર જાહેરાત) આપવાનું બુકસેલર ની દુકાનના આયનાના કબાટમાં કે કોઈના ઘરના ટેબલ પર પુસ્તકોના ઢગલા વચ્ચે પડેલી ચોપડી ઉપરનું જૅકેટ પોતાના આલેખન અને રંગભભકથી જેટલો વધુ સ્પષ્ટ અને તરી આવતો અવાજ કાઢી શકે તેટલી તેની એ કાર્યની સાર્થકતા વધુ દૃષ્ટિસુલભ જોરદાર નામાક્ષરો, અર્થવાહી એક સપાટે ધ્યાન આપતું ઉઠાવદાર ચિત્રાલેખન અને આંખ તથા મન પર એ બંનેની છાપ પાડી તેમને ગ્રહી લે એવી રંગયોજના—આ ત્રણે ગુણોથી *આપણા ગુજરાતના જૅકેટ અને પૂઠાના ચિત્રોએ સારા જેવા અંશે સફળ*તાથી અપનાવી લીધી છે એ બીજા પ્રાંતોને મુકાબલે સ્પષ્ટ સમજાય છે, અને આપણે ત્યાં એનો ઉપયોગ આજે એટલો વ્યાપક થઈ ગયો છે કે આધુનિક વાચનશોખી કોઈ પણ ગુજરાતી વ્યક્તિ એથી અજાણ નથી

•

આમ, ક્યાંક તદ્દન અછત જણાવતી, ક્યાંક પ્રાથમિક પગલાં પાડતી, ક્યાંક ફૂલીફાલી સોહતી આપણી અર્વાચીન ચિત્રકળા આજે મ્હોરી રહી છે એ તો નક્કી અને અસ્મિતાના ભાનથી તે સદ્ય પલ્લવિત થશે અને 'ગુર્જરી'ના શ્રીરંગ સોહાવશે

પરિશિષ્ટ પૃષ્ઠ ૧ થી ૩૨ સુધીના મુદ્રક મંજુભાઈ રાવળ કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ

# સૂચી


અખો ૬૨૧
અતિચાર ૨૬૨
અનુવાદો ૧૩૧
અપભ્રંશ ૩૪૮–૫૦,૪૨૦,૪૨૪–૨૫
—સાહિત્ય ૪૨૫
અભયદેવસૂરિ ૪૨૩
‘ અમૃત-કચોળાં ’ ૩૬૦
અરવિંદ ઘોષ ૪૮૨
‘ અરેબિયન નાઈટ્સ ’ ૧૧૪
અર્થ અને ધર્મનીતિ ૨૧૭–૧૮
અર્થશાસ્ત્ર ૨૧૫
—અને ગાંધીજી ૨૨૬–૨૭
—નું સાહિત્ય ૨૨૨–૨૬
‘ અલ કરકર ’ ૫૪૦
‘ અલ મઆરીજ ’ ૫૪૦
‘ અલ શીની ’ ૫૩૯
અવચેતના ૫૦૦ ૦૧
અવનીન્દ્રનાથ ટાગોર ૧૯૫
અવહટ્ઠ ભાષા ૩૫૨
અસાઇત ૩૫૩
અસ્મિતા ૭૦–૭૧,૭૫–૭૮
અહુનવર ૫૦૭

‘ આઇને અકબરી ’ ૫૫૩
આત્મોક્તિનું સાહિત્ય ૮૨
આદર્શવાદ ૧૧૩–૧૨૧
આધુનિક ઇતિહાસ-સંશોધકો ૧૪૨
આમ રાજા ૪૬૩–૬૬
‘ આરાધના ’ ૩૬૨
આલેખો ૨૨–૨૫ (પરિ )

‘ ઇતિહાસ-દિગ્દર્શન ’ ૧૩૪
ઇન્દ્રિયો —નું રૂપાંતર ૫૦૩–૦૪
—નું સ્વરૂપ ૪૯૫
ઇબ્સન ૧૨૩
ઇશ્કે મિજાજી ૪૪૩
ઇશ્કે હકીકી ૪૪૩

‘ ઉપદેશમાલા ૩૫૩
‘ ઉપમિતિ-ભવ-પ્રપંચ-કથા ’ ૪૨૨
ઉપાંગો ૪૧૯
ઉમ્મર ખય્યામ ૪૪૩
ઉસ્તુરસાબ ૫૪૧
‘ ઉદાહરણ ’ ૩૬૧

‘ ઋક્પ્રાતિશાખ્ય ’ ૫૧૧–૧૪

‘ એપિક ’ ૧૦૬

ઐતિહાસિક
—દૃષ્ટિ ૧૪૦–૫૦

—સત્ય ૩૯૦ ૯૧
—સંશોધન ૧૩૫
ઓમ્ ૫૦૭
ઓલ્ડ વેસ્ટર્ન રાજસ્થાની ' ૩૭૪
ઓક્તિકો ૩૬૬
' કચ્છૂની રાસ ' ૩૫૧
કચ્છક્ષચિત્રો ૨૫ ( પરિ૰)
કથાચિત્રો ૧૪ ૧૫ ( પૃ૰ )
કનિષ્ક ૪૫૭–૫૮
કબીર ૧૫૪
કરાચી ૫૪–૫૬
' કર્મયોગી રાજેશ્વર ' ૩૭૯,૩૮૫
કલચૂરિ સંવત્સર – ૪૬૦–૬૧
કલા ૪૨–૫૦,૨૦૩–૨૧૪,૫૨૦
—તરંગપ્રધાન ૪૦૩
—ભાવનાપ્રધાન ૪૦૫
—વિચારપ્રધાન ૪૦૩
—સૂક્ષ્મ ૪૦૭
—નાં સ્વરૂપ ૪૦૦–૦૯
કવિતાચિત્રો ૧૭–૧૮ ( પૃ૰ )
' કાકબંધી ચોપાઈ ' ૩૫૮
' કાન્હડદે–પ્રબંધ ' ૩૫૨
' કામાવતી ' ૩૬૧
કાલ વ્યુત્ક્રમદોષ ૩૯૨ ૯૩
કાલિદાસ ૬૨૩
' કાવ્યપ્રકાશસંકેત ' ૪૨૫
કુટિલ લિપિ ૪૨૨
કુમારપાળ ૪૭૦–૭૧
' કુમારપાલપ્રતિબોધ ' ૩૪૮
' કુવલયમાલા ' ૪૨૨

'ગણિતસાર' ૩૬૫
ગામડાઓનો ઇતિહાસ ૧૪૪–૪૫
ગાંધીજી ૬૫,૭૫ ૮૨,
 ૨૨૫–૨૭,૨૫૮,૨૬૧
 ૨૬૪,૨૭૪, ૦૯
ગાંધીયુગ ૨૭૩,૨૭૫
ગાંધીવાદ ૮૫–૮૬
ગિજુભાઈ ૨૬૧
ગુજરાત ૬૯,૭૧,૭૨
 —નો ઇતિહાસ ૧૪૩,૪૬૩ ૭૭
 —નું પશુધન ૫૬૯
 —વિદ્યાપીઠ ૨૬૪
ગુજરાતના ઐતિહાસિક લેખો ૧૮૯
'ગુજરાતના વેરની વસુલાત'
 ૩૮૦,૩૮૧
'ગુજરાતના નાથ ૩૮૧,૩૮૫
'ગુજરાતનો બુઝાતો દીપક' ૩૦૧
ગુજરાતનો મધ્યકાલીન
 રાજપૂત ઇતિહાસ ૧૪૩
'ગુજરાત શાળાપત્ર ૨૬૫
ગુજરાતી ૬૬ ૧૪૪ ૨૬૧–૬૨
 —ભાષા અને સાહિત્ય ૧૪૪
 —સાહિત્ય ૬૩–૬૬,૧૪૪
 —સાહિત્યનો આરંભ ૩૪૧–૪૨
ગુજરાતીઓ ૬૯
 —સિંધમાં ૫૮–૬૨
ગુપ્તસંવત ૪૫૭
ગુપ્તસવત્સર ૪૫૭
ગુરાબ ૫૪૦
ગુરરાબ ૫૪૦
ગોવર્ધનરામ ૩૯૬
ગૌરી ૩૩૦
'ગ્રંથ અને ગ્રંથકાર' ૧૪૬
ગ્રંથપ્રશસ્તિઓ ૧૩૭
ગ્રામનૃત્ય ૩૧૬
ગ્રામસમાજની બદીઓ ૨૩૩–૩૪

'ચર્ચરિકા' ૩૫૭
ચિત્ર ૧ (પરિ)
 —નો ઇતિહાસ ૩ (પરિ)
 —નો ઉદ્ભવ ૧–૩ (પરિ)
 —અને નાટ્ય ૫૨૯
 —અને નૃત્ય ૫૨૯
 —માં પ્રમાણ ૧૯૭–૯૮
 —માં ભાવ ૧૯૮–૯૯
 —માં રૂપભેદ ૧૯૫–૯૭
 —માં લાવણ્યયોજન ૧૯૯–૨૦૦
 —નું શિક્ષણ ૫૩૦
 —અને શિલ્પ ૫૩૦
 —માં શિષ્ટાચાર ૫૨૮
 —ના ષડંગો ૧૯૫–૨૦૨,૨૧૦
 —નું સમાજમાં સ્થાન ૫૩૧
 —માં સાદૃશ્ય ૨૦૦–૦૨
ચિત્રકલા ૫૨૧
 —ગ્રંથસ્થ, અર્વાચીન ૮–૯ (પરિ)
 —ગ્રંથસ્થ,—ના પ્રકાર
 ૧૧–૩૨ (પરિ)
 —ગ્રંથસ્થ, પ્રાચીન ગુજરાતની
 ૫–૭ (પરિ)
 —અને મુદ્રણ ૭–૧૧ (પરિ)
ચિત્રકાર ૫૩૧
 —નો ધર્મ ૫૩૨

'ચીહુગતિ–ચોપાઈ' ૩૫૮
ચેદિ સંવત્સર ૪૬૦–૬૧
ચૈત્ય પુરુષ ૪૯૮

છન્દો ૩૬૬–૬૯

જમીન ૫૬૦
જયસ્વાલ ૧૨૭–૧૩૨
'જંબુસ્વામી–ચરિત' ૩૫૫
'જંબુસ્વામી–ફાગ' ૩૫૬
જાહેરાતી ચિત્રો ૩૦–૩૨ (પરિ)
જિનવિજયજી ૧૪૩
જીવ ૧૭૩–૧૭૫
જૅકેટના ચિત્રો ૩૨ (પરિ)
જૈન સાહિત્ય
—૧૨મી સદીનું ૪૨૧
—૧૩મી સદીનું ૪૨૫–૨૬
—૧૪મી સદીનું ૪૨૬
—૧૫મી સદીનું ૪૨૬–૨૭
—૧૬મી સદીનું ૪૨૭–૨૮
—૧૭મી સદીનું ૪૨૮
—૧૮મી સદીનું ૪૨૮
જોગી ૩૩૦
જોડણી ૨૬૭
જોડાક્ષરો ૪૪૮
જ્ઞાતિઓનો ઇતિહાસ ૧૪૫

ઝમોર ૪૭૩

ટાગોર ૩૯૬
ટોડી ૩૩૧

ઠઠ્ઠાચિત્રો ૨૫–૨૯ (પરિ)

તત્ત્વજ્ઞાન ૧૬૬–૬૯
—નો ઇતિહાસ ૧૪૫–૪૬
—અને ધર્મ ૧૫૧–૧૮૭
તપ શક્તિ ૪૯૬
તરસાના ૫૩૮
તામ્રપત્રો ૧૩૬
'તિલકમંજરી' ૪૨૨
ત્રિકૂટનો ૪૬૦–૬૧
'ત્રિભુવન–દીપક–પ્રબંધ' ૩૫૯
'ત્રિવિક્રમ રાસ' ૩૫૫
ત્રૈકૂટક વંશ ૪૬૦–૬૧

'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક ૨૬૬
દલપતગામ ૧૧૯–૧૨૯
'દુહામાતૃકા' ૩૫૭
દેવચંદ્રસૂરિ ૪૨૩
દેવર્ધિગણી ક્ષમાશ્રમણ ૪૧૯
'દેવી કવિત' ૩૫૬
'દેશ દિવાન' ૬૭૯
દેશીઓ ૩૬૬–૬૯
દ્વાદશાંગ ૪૧૯

ધનપાલ ૪૨૨
ધર્મ ૧૭૫–૧૮૭
—નો ઇતિહાસ ૧૪૫–૪૬
—ને માનવ સમાજ ૧૭૬–૮૨
—નું સંશોધન ૧૮૨–૭
'ધર્મારણ્યપુરાણ' ૪૬૨
ધાર્મિક ઝઘડા ૧૬૩–૬૪
—સમાજો ૧૮૨

નકશા ૨૨ (પરિ)
નતિ ૪૯૬
નમિસૂરિ ૪૨૩
નરસિંહ મહેતા ૭૩
—નો સમય ૩૪૩–૩૪૬
નરસિંહરાવ ૩૯૭
નર્મદ ૭૪, ૧૨૯,૩૯૫
'નવકારવ્યાખ્યાન' ૩૬૨
નવલકથા અને ઇતિહાસ ૩૭૭
નાગરી લિપિ ૪૭૨
નાડીતંત્રની મર્યાદા ૪૯૩
'નાભિનંદનોદ્ધાર પ્રબંધ' ૩૫૨
નાટિકામાં નામ ૫૪૨
નાસ્તિકતા ૧૬૫
નીલીઆ ૫૩૯
'નૂતન–શિક્ષણ' ૨૬૬
'નેમિનાથ–ચતુષ્પદિકા' ૩૫૫
'નેમિનાથ–ફાગ' ૩૫૫
'નેમિનાથ–રાસ–નરરાસ–ફાગ' ૩૫૬
નોકાદળ ૫૫૩–૫૪, ૫૫૬

પઉમચરિય ૪૨૫
પત્રકાર ૨૭૫
—પશ્ચિમના ૨૮૪–૮૭, ૨૮૯
પત્રકારિત્વ ૨૭૨–૩૦૪
—ની કળા ૨૮૦
'પદ્મપુરાણ' ૪૬૩
'પદ્માવતી' ૩૬૧
પરમેશ્વર ૧૬૯–૭૨
—નું અસ્તિત્વ ૧૬૩
પરિભાષા ૨૨૧–૨૨
પરિષદ ૮૮–૮૯
'પંચીકરણ' ૧૫૯
'પાઇઅલચ્છીનામમાલા' ૪૨૨
પાકની પ્રથા ૫૬૩–૬૪
'પાટણની પ્રભુતા' ૩૭૭,૩૭૯
૩૮૧–૮૨
પાઠ્યપુસ્તકો ૨૨૮–૨૯
પાર્જિટર ૧૪૪
પાશ્ચાત્ય વિચારોનું આક્રમણ
૨૩૪–૩૯
'પાંડવચરિત્ર' ૩૫૭
'પુરાણવિવેચન' ૧૪૪
પૂનમિયા ગચ્છ ૪૭૧
પૂર્ણ રામ ૩૩૪
'પૃથ્વીચંદ્રચરિત્ર' ૩૬૩
'પેથડ રાસ' ૩૫૧
પ્રગતિવાદી સાહિત્ય ૧૨૧–૨૫
૪૧૦–૧૭
પ્રચારચિત્રો ૨૯ (પરિ.)
પ્રતીકો ૨૧–૨૨ (પરિ)
'પ્રબંધચિન્તામણિ' ૩૪૯
પ્રબંધો ૧૩૮
'પ્રબોધચિન્તામણિ' ૩૫૯
પ્રાચીન ગુજરાતી ૩૪૬–૪૭,૪૨૬
—ઉચ્ચારણ ૩૭૨
—ઐતિહાસિક કાવ્યો ૩૫૧–૫૩
—કથાકાવ્યો ૩૫૫–૫૭
—ગોદીઓ ૫૪૪
—ધાર્મિક કાવ્યો ૩૫૭–૫૮
—વાર્તાઓ–કથાનકો ૩૫૩–૫૫
વ્યાકરણ ગ્રંથો ૩૬૫–૬૬

—નું સ્વરૂપ ૩૬૯–૩૭૪
પ્રાચીનતમ ગુજરાતી સાહિત્ય ૩૪૭–૫૦
'પ્રાચીન ભારતવર્ષ' ૧૪૯
'પ્રોવિન્શિયલ લિટરેચર' ૪૧૪

ફૂલ્લ્મ ૫૪૦
ફાગ કાવ્યો ૩૫૬
'ફાર્બસવિલાસ' ૧૧૯
ફાર્બસ સાહેબ ૧૨૯
ફ્રિગ્ગી લડાઈઓ ૫૦–૫૨

બપ્પભટ્ટસૂરિ ૪૬૬
'બલિરાજાનું આખ્યાન' ૩૬૧
બાગેસરી ૩૩૧
'બાલશિક્ષા' ૩૬૫
બાલાવબોધો ૩૬૨–૬૩
'બિલ્હણપંચાશિકા' ૩૬૧
બીનખેડૂત જમીનદારી ૫૬૬–૬૭
બુદ્ધનિર્વાણ ૪૫૮
બુદ્ધિરાસ ૩૫૮
બુદ્ધિસાગરસૂરિ ૪૨૩
બૃહદ્ ગુજરાત ૫૩
બેદરીઆ ૫૩૯
'બોમ્બે ગેઝેટીયર' ૧૪૩
બોલી ૩૬૦–૬૪
બ્રહ્મ ૪૮૨
બ્રાહ્મણ સાહિત્યનો ઉલ્લેખ
—જૈન આગમોમાં ૪૨૦
'ભક્તામર સ્તોત્ર' ૪૨૦
ભક્તિમાર્ગ ૬૫૬
ભગવાનલાલ ૫૬૭ ૧૩૩ ૩૪,૧૩૬, ૧૩૮,૪૬૦
ભટ્ટાર્ક ૪૫૮, ૪૫૯
'ભદ્રાભામિની' ૩૬૧
'ભરતનાટ્યશાસ્ત્ર' ૫૨૧
'ભરતેશ્વર—બાહુબલિ રાસ' ૩૫૫,૫૫૮
'ભવિસયત્તકહા' ૪૨૫
ભાઉ ૨૪૭
ભાનુગુપ્ત ૪૫૭–૫૮
'ભારેલો અગ્નિ' ૫૨૯
ભાવનાવાદ ૧૧૨ ૧૨૧
ભાવાત્મક ચિત્રો ૧૮ (પંક્તિ)
ભિન્નમાલ ૪૨૧
'ભુવનસુંદરી કથા' ૪૨૨
ભૈરવ ૩૩૦

'મજનું' ૫૪૯
મજૂરીના દર ૨૫૪–૫૭
'મદનમોહના' ૩૬૧
'મયણછંદ' ૩૬૧
'મલ્લીનાથ—મહાકાવ્ય' ૩૫૪
'મહાપુરાણ'
—પુષ્પદંતકૃત ૪૨૫
'મહારાજાધિરાજ' ૩૮૩
'મંગલ-કલશ-ચોપાઈ' ૩૫૬
'માતૃકા-ચોપાઈ' ૩૫૮

માનાસ્પર્શી
—અ દર' અવસ્થામાં ૪૯૯
—નું કાર્ય ૪૮૫–૮૭
—અને પાશ્ચાત્ય વિદ્વાનો ૪૮૫–૮૬
—ની સૂક્ષ્મતા ૪૮૮–૮૧
—નું સ્વરૂપ ૫૦૫–૦૬
'માધવાનલ' ૩૬૧
માયાવા ૬૫૬
મિહિરકુલ ૪૫૭ ૪૫૯
મિદિરો ૪૫૮
મીર મેહેરી ૫૩૪
'મુગ્ધાવબોધ–ઔક્તિક' ૩૬૬
મુસ્લિમ ઇતિહાસકારો ૧૩૭
મેરુતુંગ ૧૩૮
મૈત્રકો– ૪૫૮ ૪૬૦
મોઢબ્રાહ્મણો ૪૬૩–૬૪,૪૭૪–૭૬
મોઢેરાભ મ ૪૭૪–૭૬

યન્ત્રોની મર્યાદા ૨૪૮–૫૨
'યુક્તિપ્રકમ્–ઔક્તિક' ૩૬૬
'યોગવાસિષ્ઠ' ૧૬૦

રણના સાહિત્યની વિશિષ્ટતાઓ ૪૪૫
'રણમલ્લછ દ' ૩૫૨
રત્નપ્રભસૂરિ ૪૨૫
રમણલાલ દેસાઈ ૪૧૨
રસ ૧૧૨
રંગભૂમિ ૫૦
રાગ અને રાગિણી ૩૨૯–૩૫
રાગોની અસર ૩૩૩–૩૫
'રાજતરંગિણી' ૪૫૭
'રાજહત્યા' ૩૭૯–૮૦,૩૮૨,૩૮૫
'રાજાધિરાજ' ૩૭૮,૩૮૦
'રાજ્યરંગ' ૩૯૫,૩૯૯
રામચંદ્રસૂરિ ૪૨૪
રમન ૫૭૫
'રાસમાળા' ૪૭૩ ૭૪
'રૂપસુંદરકથા' ૩૬૧
'રેવંતગિરિરાસ' ૩૫૧

લગ્નભાવના ૪૩૨–૪૦
લયવા' ૫૪૯
લાખુખાડતી કથા ૪૭૧
'લિરિક' ૧૦૬
લુગામ ૫ ૧
'લેક્ચ લિટરેચર' ૪૧૪–૧૫
લોકગીતો ૩૧૬ ૪૩૦–૩૧
લોકસાહિત્ય ૧૪૬

વનરાજ ૪૬૭
વરસાદ ૫૬૧–૬૨
વર્ગવિગ્રહ ૨૫૭
વર્ણવ્યવસ્થા ૨૧૬–૧૧
વર્ણિકાભ મ ૨૦૨
વલભી સંવત ૪૫૭
'વસંતવિલાસ' ૩૬૦
વસ્તુપાલ–તેજપાલ ૪૨૬
'વસ્તુપાલ–તેજપાલ–રાસ' ૩૫૩
વહાણવટાની પરિભાષા ૫૪૨
વહાણવટીના ગીત ૫૪૩
'વાગ્વિલાસ' ૩૬૩

વારસાદક ૭૪૬
વાસ્તવવાદ ૪૪–૪૫, ૧૧૩–૧૭૧
'વિક્રમચરિત્રકુમાર-રાસ' ૩૫૫
'વિક્રમચરિત્ર-હંસાવતીની વાર્તા' ૩૫૫
'વિદ્યાવિલાસ-પવાડો' ૩૫૪
'વિદ્યાવિલાસિની વાર્તા' ૩૫૪
'વિરાટપર્વ' ૩૫૭
વિવેચન ૧૦૫,૧૨૩
વિશ્વનાથ ૧૧૮
વૃત્તો ૩૬૬–૯૯
વ્યાજ ૨૪૭

શબ્દી ૫૪૦
'શશિકલા-પંચાશિકા' ૩૬૧
" ઇતિહાસ ૧૪૪–૪૫
—ની સ્થિતિ ૨૩૯
'શાલિભદ્ર' ૩૫૮
શિલાચાર્ય ૪૨૨
શિલાલેખો ૧૩૬
શોભનચિત્રો ૧૮–૨૧ (પરિ )
'શ્રાવકવ્રતાદિ-અતિચાર' ૩૬૩
શ્રીમાલ ૪૨૬
શ્રુતિ
—ની નાદવ્યવસ્થા ૩૨૩
—ના નામ ૩૨૬
—ઓનો સંવાદ ૩૨૭–૨૮
શ્રુતિવ્યવસ્થા ૩૨૨–૨૯

'ષટ્કારક' ૩૬૬
'ષડાવશ્યક-બાલાવબોધ' ૩૬૨

'સદયવત્સચરિત્ર' ૩૫૩
સદાચારો ૧૬૫
સદેવંતસાવળિંગાની વાર્તા ૩૫૪
'સપ્તક્ષેત્રી-રાસ' ૩૫૭
'સપ્તશતી' ૩૫૨
'સભાશૃંગાર' ૩૬૪
સપ્ત સ્વર ૫૧૭–૧૯
'સમરાઇચ્ચકહા' ૭૯
'સમરારાસ' ૩૫૧
સમાજરચના
—પ્રાચીન ૨૩૦–૩૩
સમાજશાસ્ત્ર ૨૧૫
'સમ્યક્ત્વમાઈ-ચોપાઈ' ૩૫૮
'સરસ્વતીચંદ્ર' ૮૧
'સર્વતીર્થનમસ્કારસ્તવન' ૩૬૨
સંગીત ૩૦૭–૩૬
—નો આરંભ ૫૧૧
—નો ઇતિહાસ ૩૧૯
—પરિષદો ૩૧૭
સંબૂક ૫૪૦
'સંયમમંજરી' ૪૨૫
સંસ્કૃતિ
—પાશ્ચાત્ય ૧૫૩
—પૂર્વની ૧૫૩
'સામવેદ' ૩૧૯–૨૦
સાહિત્ય અને વ્યક્તિત્વ ૭૭–૮૮
સિક્કાઓ ૧૩૭
સિદ્ધપાલ ૪૨૫
સિદ્ધરાજ ૭૭
સિદ્ધસેન દિવાકર ૪૯૦

સિંધ ૫૫
સિંધી ભાષા ૫૭
સોમપ્રભસૂરિ ૪૨૫
સોમયો ૪૭૪
મોલકી નશ ૪૬૯
'સોવિયેટ લિટરેચર' ૪૧૪
'સૌરાષ્ટ્ર' ૨૭૯
'હરિવંશપુરાણ' ૪૨૫
હરીફાઈ ૨૪૦
'હંસરાજ-વત્સરાજ-ચોપાઈ' ૩૫૩
'હંસવત્સકથા' ૩૫૩
'હંસાવલી' ૩૫૩
'હારમાળા' ૩૪૪–૪૫
હાસ્યચિત્રો ૨૯ (પિ )